

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

સર્વભાષા સરસ્વતી

વર્ષ ત્રીજું : અંક પહેલો

ઑગસ્ટ ૧૯૯૨

તંત્રી
રમણલાલ જોશી

૨૫



# ઉદ્દેશ

વર્ષ ત્રીજું  અંક પહેલો  સળંગ અંક : ૨૫

અનુક્રમ : ઑગસ્ટ ૧૯૯૨



પ્રકાશક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯

'ઉદ્દેશ' કાર્યાલય વતી મુદ્રક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯

મુદ્રણસ્થાન : ભગવતી મુદ્રણાલય, ૧૯, અજય ઇન્ડસ્ટ્રિયલ એસ્ટેટ, દૂધેશ્વર રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૪.

## સૂચનાઓ

* 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે.
* આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે.
* વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ. ૮૦/ વિદેશમાં (ઍરમેલ) રૂ. ૫૦૦, (સીમેલ) રૂ. ૩૫૦
* આજીવન પ્રોત્સાહક સભ્ય રૂ. ૧૦૦૦/-
* 'ઉદ્દેશ'નાં ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. સ્વીકૃત કૃતિનો જવાબ ૫ દરેક દિવસમાં અપાય છે.
* છૂટક નકલ રૂ ૧૦ પોસ્ટેજ સાથે
* લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું : 'ઉદ્દેશ' કાર્યાલય, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ-૯. ફોન નં ૪૯૨૦૨૭
* લવાજમો મનીઑર્ડર અથવા ડ્રાફ્ટથી મોકલવા.
* 'ઉદ્દેશ'નાં લવાજમો નીચેના સ્થળે પણ ભરી શકાય છે :

(૧) સૌરભ પુસ્તક ભંડાર : કલિકો ડોમ સામે, મેડા ઉપર, રિલીફ રોડ, અમદાવાદ-૧ ફોન ૩૮૧૨૩૦, ૪૭૫૦૯૭

(૨) વિજય મૅગેઝીન વર્લ્ડ : ૬૨, કલ્યાણ ભુવન, બીજે માળે, રિલીફ રોડ, અમદાવાદ-૧ ફોન : ૩૫૬૪૭૯

ઉદ્દેશ

ઑગસ્ટ
૧૯૯૨



सर्वभाषा सरस्वती

37,801

# ચિંતનબિંદુઓ

એક કવિ હતો. એની કાવ્યકલા દરરોજ નવાં નવાં શિખરોને આંબતી, આખો સમાજ એનાથી મુગ્ધ મુગ્ધ થઈ જતો.

કોઈએ પૂછ્યું: કવિ, તમારું પ્રેરણાધામ ?

કવિએ અંતર ખોલ્યું: આમ તો ઘણીય વસ્તુઓ મારી કલ્પનાને ઉત્તેજે છે, પણ મને લાગે છે કે સાગરકિનારાની વાયુલહરી...

કોઈએ ઉમેર્યું: અને જો સ્વયં સાગર હોત તો ?...સાગર એટલે પરાત્પર આનંદનો મહાગાર ?

*

સર્વત્ર અંધકાર હતો.

લડાઈ ભયંકર હતી, હું સજ્જ બની યુદ્ધમોરચે પહોંચી ગયો.

યુદ્ધ આરંભાયું.

વિજય-હાર, હાર-વિજય એમ થતું જ ચાલ્યું.

હું અકળાયો. શસ્ત્રાસ્ત્રમાં તો કમીના હતી નહિ. પછી આમ શાથી વારુ ?

ઊંચે દૃષ્ટિ કરી તો ગિરિશૃંગેથી સંતજનને આ તરફ આવતા દીઠા.

'અલ્યા ! તું તો બખ્તર વગર લડે છે !' કહી તેમણે બખ્તર પહેરાવ્યું.

તે પછી તો લડાઈમાં ખરેખરો રંગ જામ્યો.

*

એક ગીચ વસ્તીવાળા મહોલ્લામાં કોઈએ પૃચ્છા કરી: પેલા પ્રાસાદનું પ્રવેશદ્વાર ક્યાં ? સૌએ એકમેકની સામે જોયું અને એક હાસ્યના મોજાએ સારીય શેરીને લપેટી લીધી. રસ્તેથી પસાર થતા અલખ નિરંજને માનપૂર્વક પેલા પૃચ્છકને પ્રણામ કર્યાં અને કહ્યું: ભાઈ, આ રહ્યો એ ભવ્ય પ્રાસાદ!... તને એટલીય ખબર ન પડી કે આ લોકોની આંખો કાજળઆંજી છે!

'ત્યારે કહો, કહો અવધૂતજી, તમે શા અર્થે ભમ્યા કરો છો ?'

'લોકોનાં નયનતેજ કેટલાં ઓછાં થયાં છે તે જોવા અને તારા જેવાને રસ્તો બતાવવા.'

['અભીપ્સા', બીજી આવૃત્તિ, પૃ. ૨૨૧] —રમણલાલ જોશી

# સાંપ્રત પ્રવાહો

તંત્રી

## સ્વ. ઉમાશંકર જોશી વ્યાખ્યાનમાળા ઇત્યાદિ

ઈડર (જિ. સાબરકાંઠા) કોલેજ અને દાતાઓના દાનમાંથી ઉત્તર ગુજરાત યુનિવર્સિટીના ઉપક્રમે દર વર્ષે ઉમાશંકર જોશી વ્યાખ્યાનમાળા યોજવામાં આવે છે. આ વર્ષે તા. ૨૫ જુલાઈ '૯૨ના રોજ મોડાસા કોલેજ સંકુલ ખાતે આ લખનારે વ્યાખ્યાનો આપ્યાં હતાં. વ્યાખ્યાનોનો વિષય હતો : 'ઉમાશંકરની સારસ્વત-પ્રતિભા : (૧) કવિતાના સંદર્ભમાં અને (૨) વિવેચનના સંદર્ભમાં'. અધ્યક્ષસ્થાને કુલપતિ શ્રી કે. પી. યાજ્ઞિક ઉપસ્થિત રહ્યા હતા. મોડાસા કોલેજના આચાર્ય શ્રી વી. પી. ત્રિવેદીનું આયોજન સુવ્યવસ્થિત હતું. આજુબાજુનાં ગામોના અધ્યાપકો અને વિદ્યાર્થીઓ પણ હાજર રહ્યા હતા. ઉત્તર ગુજરાત યુનિવર્સિટી આ વ્યાખ્યાનો લઘુગ્રંથો રૂપે પ્રકાશિત પણ કરે છે. ઉમાશંકરના અમૃતમહોત્સવ પ્રસંગે તેમની હયાતીમાં જ તેમના ઉપર પીએચ.ડી. કરનાર શ્રી ચંદ્રકાન્ત શેઠ વગેરેએ ઉમાશંકર અધ્યયનગ્રંથ પ્રગટ કરવાની યોજના જાહેર કરેલી. અમારા જેવા ઘણાઓએ લેખો પણ મોકલી આપેલા. પણ હજુ સુધી આ ગ્રંથ પ્રગટ થવાના કોઈ એંધાણ દેખાતા નથી. દરમ્યાનમાં ઉમાશંકરનું અવસાન થયું. અમોને લાગે છે કે ઊલટાનો હવે તો આ ગ્રંથ જલદી પ્રગટ કરવો જોઈએ.

જંબુસર(જિ. ભરૂચ)ના ગુજરાતીના અધ્યાપક શ્રી જી. ટી. પટેલનું એક વર્ષ પહેલાં અકાળ અવસાન થયું. એક તરવરિયા ભાવનાશાળી યુવાન તરીકે તે આજુબાજુના પ્રદેશમાં પરગજુ સમાજસેવક તરીકે પણ જાણીતા હતા. શ્રી દિનેશભાઈ શાહ, શ્રી જ્યોત્સ્નાબહેન જી. ટી. પટેલ અને અન્ય ચાહકોએ સ્વર્ગસ્થની પ્રથમ પુણ્યતિથિએ તા. ૧૫ જુલાઈ '૯૨ના રોજ સ્વ જી. ટી. પટેલ સ્મારક વ્યાખ્યાનમાળા શરૂ કરી એનું ઉદ્‌ઘાટન કરવા અને 'ગુજરાતી સાહિત્યમાં યુવાનો અને યુવતી' વિશે પ્રથમ વ્યાખ્યાન આપવા જંબુસર જવાનું થયેલું. એક અધ્યાપક અધ્યાપનકાર્ય કરતાં કરતાં સમાજ સાથે કેવા ઓતપ્રોત થઈ શકે છે એ જોઈ આનંદ થયો.

## અચ્યુત પટવર્ધનનું અવસાન

પીઢ સમાજવાદી, ગાંધીજીના અનુયાયી અને બૌદ્ધિક શ્રી અચ્યુત પટવર્ધનનું તા. ૫–૮–૯૨ના રોજ વારાણસી ખાતે ૮૭ વર્ષની વયે અવસાન થતાં દેશના સંસ્કારજીવનમાંથી એક વિચારક અને સમાજવાદી વિચારસરણીને વરેલા સાચા દેશભક્ત વિદાય લે છે. ગાંધીજી પ્રત્યે અપાર ભક્તિ હોવા છતાં સ્વતંત્ર વિચારશક્તિને કારણે વિવિધ મુદ્દાઓ વિશે પોતાના ભિન્ન વિચારો પણ તે અસંદિગ્ધપણે રજૂ કરતા. સ્વાતંત્ર્ય પૂર્વે તેઓ ભૂગર્ભ પ્રવૃત્તિ સાથે સંકળાયેલા હતા. ૧૯૪૭ પછી તે રાજકારણથી અલિપ્ત રહ્યા અને દેશના પ્રશ્નો અંગે પોતાના વિચારો નિર્ભીકપણે રજૂ કરતા. એ પછી તેઓ જે. કૃષ્ણમૂર્તિના નિકટ પરિચયમાં રહી અધ્યાત્મ તરફ વળ્યા હતા. ગાંધીજીના જૂના સાથીદારો એક પછી એક વિદાય થઈ રહ્યા છે. શ્રી અચ્યુત પટવર્ધનના અવસાનથી દેશને એક સંનિષ્ઠ સ્વાતંત્ર્યસેનાની, સમાજહિતચિંતક દેશસેવક અને અધ્યાત્મરસિક ચિંતકની ન પુરાય એવી ખોટ પડી છે. પ્રભુ સ્વર્ગસ્થના આત્માને ચિરશાંતિ અર્પો.

## વિજયગુપ્ત મૌર્યનું નિધન

મૂળ નામ વિજયશંકર વાસુ. ગુજરાતી પ્રજા તેમને વિજયગુપ્ત મૌર્યને નામે જ ઓળખે છે. તે વિજયગુપ્ત મૌર્ય ઉપરાંત ચાણક્ય, હિમાચલ ગોસ્વામી, વિજયતુંગ જેવાં તખલ્લુસથી લખતા. તે જુદાં જુદાં સામયિકો અને દૈનિકોમાં વિવિધ જ્ઞાન – માહિતી આપતા લેખો લખતા. તેમણે ગુજરાતી-ભાષીઓને ભૂગોળ-ખગોળ-પક્ષીસૃષ્ટિ આદિ અનેક વિષયો અંગે અધિકૃત માહિતી આપતાં લખાણો પ્રગટ કર્યાં છે. વિજયગુપ્ત મૌર્ય એટલે હાલતો-ચાલતો વિશ્વકોશ. આવા સાહિત્યસેવી શ્રી વિજયગુપ્ત મૌર્યનું ૯મી જુલાઈ '૯૨ના રોજ ૮૫ વર્ષની વયે અવસાન થતાં ગુજરાતના સંસ્કારજીવનને મોટી ખોટ પડી છે. પ્રભુ તેમના આત્માને ચિરશાંતિ અર્પે એ પ્રાર્થના.



## ના, હું એ નહીં

ના, હું એ નહીં તે કેમ ઓળખું?
અમથીક ઉનાળુ આપટથી કરમાતું
પેલી મધુમાલતીનું ઝૂમખું.

વૈશાખી ભડકામાં છો ને ભંડારો
કે ભરો હિમઠંડી આ હાડમાં,
લાલ, હું તો ઝાળ સંગ ખેલું ને ખીલું હું
ભોળા શંભુના ભર્યા લાડમાં.

પોચી વાતોથી મને પજવો મા કોઈ
કરો પાનખરે વાસંતી પારખું—
ના, હું એ નહીં તે કેમ ઓળખું?

કાળી જમુનામાં જોયું સ્વર્ણફૂલ, કૈલાસે
ગૌરીનું કર્ણફૂલ જોયું,
એ રે વેળાથી કાંક એવું ઊગ્યું કે
મારું કાળજું ન વ્હાલથી વછોયું.

કાંઠે કાંઠે તે અમે રમીએ ન કાંઈ
અમે વરીએ સિંધુને એકવારકું—
ના, હું એ નહીં તે કેમ ઓળખું?

મકરન્દ દવે

# રુક્મિણીનો પત્ર

પરેશ મજમુદાર

આ લેખ ત્રણ વિભાગમાં વહેચાયેલો છે. પ્રથમ વિભાગ રુક્મિણીજીના પત્રની શ્રીમદ્ ભાગવતીય પૂર્વભૂમિકા રૂપે છે. બીજો વિભાગ પત્ર સ્વરૂપે છે. પત્રમા સમાવિષ્ટ સાત શ્લોકો અને તેનુ ગદ્યાત્મક ભાષાતર તેમા અપાયુ છે. ત્રીજો વિભાગ પત્રના પરિશીલનનો છે

૧

શ્રીમદ્ ભાગવતમા દશમ સ્કંધના બાવનમા અધ્યાયમા રુક્મિણીજીનો પત્ર છે પત્ર વિશે વિચારણા કરીએ તે પહેલા પૂર્વભૂમિકા રૂપે કેટલીક વાતો સમજી લઈએ. અત્યારનું વિજ્ઞાન કાળના માપ અંગે ન્યૂનતમતામા સેકંડની નીચે જતું નથી. તેના સંદર્ભમા શ્રીમદ્ ભાગવત ત્રીજા સ્કંધમાં કાળના માપન અંગે રેણુ અને ત્રસરેણુ એવા સંબોધો રજૂ કરે છે. આ સંબોધો આશ્ચર્યજનક છે. જે જમાનામા — આજના પ્રમાણમા માપવાના સાધનો લગભગ અસ્તિત્વ ધરાવતા ન હતા તે જમાનામાં — સેકંડની નીચે કાળના પ્રમાણને ત્રસરેણુ તરીકે માપવાની વાત આપણને પ્રચંડ આશ્ચર્ય ઉત્પન્ન ન કરે, દિગ્મૂઢ ન કરી નાખે તો તે બનાવ આશ્ચર્યકારક ગણાય. અને સંબોધ પણ કેવો છે! બારી બંધ હોય, તેની તડમાથી પ્રકાશનું કિરણ આવતું હોય અને તેમા ઊડતા અને આંખે ચડતા રજકણને પાર કરવામા સૂર્યને લાગતો સમય તેના ત્રણ ગણો સમય તે ત્રસરેણુ. શ્રીમદ્ ભાગવત ઓછામા ઓછા કાળની ગણનામા ત્રસરેણુની પણ નીચે જાય છે તે સંબોધો છે અણુ અને પરમાણુના. "કાર્યના અંશોમાનો જે છેલ્લો અંશ છે, જે કાર્યાવસ્થા અને સમુદાયની અવસ્થાને પણ પામેલો ન હોય તેને પરમાણુ જાણવો." બે પરમાણુનો અણુ થાય અને ત્રણ અણુઓ ત્રસરેણુ કહેવાય. આધુનિક વિજ્ઞાને સમયને ચોથું પરિમાણ કહ્યો. પણ સમય અને પરમાણુ બન્ને સંબોધો એકરૂપ થઈ જાય છે એવો શ્રીમદ્ ભાગવતનો જે સિદ્ધાત છે તે અંગેની ઉપપત્તિથી આધુનિક વિજ્ઞાન હજી ઘણુ દૂર છે

શ્રીમદ્ ભાગવતના કાળનિર્ણય અંગે ભારે વિવાદ છે. એવો જ વિવાદ શ્રીકૃષ્ણલીલાના કાળ અંગે છે પૂરેપૂરા વિજ્ઞાનના મતને અનુસરીને જોઈએ તો શ્રીકૃષ્ણ, તેમનુ ચરિત્ર, તેમની લીલા વગેરે કાવ્યાત્મક, આખ્યાયિકામૂલક, વાર્તાસ્વરૂપના અને કેવળ કપોલકલ્પિત લાગે પૂરેપૂરી શ્રદ્ધાથી જોઈએ તો શ્રીકૃષ્ણ વાસ્તવિક, પરમપુરુષ અને અત્યારે પણ પ્રગટ થતા દેવાધિદેવ લાગે. મનુષ્ય માટે સવાલ પસંદગીનો છે કારણ કે લોકોની રુચિ ભિન્ન ભિન્ન હોય છે.

શ્રીકૃષ્ણના પ્રાગટ્ય પહેલાં પરશુરામજીના અવતારમા તેમણે એકવીસ વખત પૃથ્વીને નિ:ક્ષત્રી કરી તેવા ઉલ્લેખો શ્રીમદ્ ભાગવતમાં મળે છે.

दुष्टं क्षत्रं भुवो भारमब्रह्मण्यमनीनशत् ।
रजस्तमोवृतमहन् फल्गुन्यपिकृतेऽहसि ॥
(૯–૧૫–૧૬)

રાજાઓ દુષ્ટ થઈ ગયા હતા, ભૂમિને ભારરૂપ બન્યા હતા, બ્રાહ્મણોનું રક્ષણ કરવાના તેમના ધર્મનું પાલન કરતા ન હતા, રજોગુણ અને તમોગુણથી ઘેરાઈ ગયા હતા એવી સ્થિતિ પરશુરામજીના સમયમા પ્રવર્તતી હતી. તેથી રાજાઓનો દોષ જોકે નાનો હતો તોપણ પરશુરામજીએ તેમને મારી નાખ્યા એવી વાત શ્રીમદ્ ભાગવત કરે છે. પણ આવી સામાજિક આબોહવા શ્રીકૃષ્ણના પ્રાગટ્યના ઘણા પહેલાની હતી. શ્રીકૃષ્ણના અવતારના લગોલગના સમયમા

વાતાવરણ લગભગ તેવું જ હતું. જરા જુદા શબ્દોમાં શ્રીમદ્ ભાગવત તે અંગે નીચે પ્રમાણે કહે છે.

भूमिर्दृप्तनृपव्याजदैत्यानीकशतायुतैः ।
आक्रान्ता भूरिभारेण...

(૧૦-૧-૧૭)

રાજાઓ ગર્વિષ્ઠ હતા, નામના જ રાજાઓ હતા, દૈત્યો જેવા હતા, અને તેમના ભારથી ભૂમિ અકળાઈ ગઈ હતી એવો ઉલ્લેખ અહીં શ્રીમદ્ ભાગવત કરે છે. આ વાંચતાં અત્યારના રાજ્યકર્તાઓ અંગે જાણે આ નિરૂપણ હોય તેવું લાગે.

જેના ભારથી ભૂમિ કિલન્ન અને આક્રાન્ત થઈ ગઈ હતી તે રાજાઓ હતા કંસ, દંતવક્ર, જરાસંધ, શિશુપાળ, રુકિમ, ભૌમ, શાલ્વ, દુર્યોધન વગેરે. આ અધર્મીઓ સામે શ્રીકૃષ્ણ લગભગ એકલા હતા. છતાં આ રાજાઓ એકે બચારાં જેવા હતા અને શ્રીકૃષ્ણ એકે હજારાં જેવા હતા. તેમના જીવનના આધેડ યા ઉત્તરકાળમાં મહાભારતનું યુદ્ધ થયું અને તે વખતે અઢાર અક્ષૌહિણી સેના સામે નિઃશસ્ત્ર રહેવાની તેમની પ્રતિજ્ઞાનું જાણે પૂરેપૂરું પાલન કર્યું. આમ તો સમગ્ર કૌરવ સૈન્યનું આયુષ્ય તેની તરફ યુદ્ધ પહેલાં નજર કરીને શ્રીકૃષ્ણે હરી લીધું હતું.

...मध्ये निजपरयोर्बलयो रथं निवेश्य ।
स्थितवति परसैनिकायुरक्ष्णा हृतवति...॥

(૧-૯-૩૫)

સમગ્ર પ્રક્રિયામાં અપવાદ માત્ર એટલો જ કે યુદ્ધ દરમ્યાન નિઃશસ્ત્ર રહેવાની પોતાની પ્રતિજ્ઞા કરતાં ભીષ્મની એમની પાસે શસ્ત્ર ધારણ કરાવું ત્યારે ખરો એવી પ્રતિજ્ઞા સફળ થાય એટલા માટે સિંહ જેમ હાથી પર ધસે તેમ રથનું પૈડું લઈ તેમની સામે દોડયા (૧-૯-૩૭). તેમની પ્રતિજ્ઞાના ભંગની આશંકાથી પૃથ્વી ચલિત થઈ ત્યારે તેને શાંત કરવા માટે તેની પર પોતાનું ઉત્તરીય વસ્ત્ર નાખ્યું. (૧-૯-૩૭)

સમયના આ તકાજામાં વિદર્ભમાં કુંડિનપુરમાં ભીષ્મક રાજા રાજ્ય કરતા હતા. શ્રીકૃષ્ણના સમયથી ભૌગોલિક નામોમાં, પ્રદેશોના અભિધાનમાં ભારે ફેરફારો થયા છે. પણ વિદર્ભ એટલે અત્યારના નાગપુરની આજુબાજુના કાળી માટીના પ્રદેશનું નામ વિદર્ભ એનું એ જ રહ્યું છે. તેમના પાંચ પુત્રોમાં સૌથી મોટો રુકિમ હતો. પાંચ ભાઈઓની એક બહેન તે રુકિમણી હતાં. કદાચ રુકિમણી શબ્દ રુકમ એટલે સોનું તેના પરથી બનતો હશે. તપાવેલા મનોરમ્ય સોના જેવો રુકિમણીનો વર્ણ અતિ સુંદર હશે તેથી તેમનું નામ રુકિમણી પાડયું હશે. પોતાને ઘેર આવેલા લોકો શ્રીકૃષ્ણનાં રૂપ, પરાક્રમ, ગુણો અને લક્ષ્મીનું જે વર્ણન કરતા તે સાંભળીને રુકિમણી તેમના પર મોહ્યાં હતાં અને તેમને પોતાને યોગ્ય પતિ માન્યા હતા. તેઓ કોઈ સામાન્ય કન્યા યા વ્યક્તિ તો હતાં નહિ. શ્રીકૃષ્ણનાં થનારાં સોળ હજાર એકસો આઠ રાણીઓમા પટરાણી હતાં. તેઓ રૂપ, બુદ્ધિ, ચાતુર્ય, ધૈર્ય વગેરેના પરિસીના હતાં, સ્વામિની હતાં. પણ તેમનો શ્રીકૃષ્ણનો સ્વીકાર એકમાર્ગી ન હતો. સામે પક્ષે શ્રીકૃષ્ણે પણ બુદ્ધિ, લક્ષણો, ઉદારતા, રૂપ, શીલ અને ગુણોના આશ્રયરૂપ તેમને પોતાને માટે યોગ્ય પત્ની માની તેમને પરણવાનું નક્કી કર્યું હતું. (૧૦-૫૨-૨૪.) રુકિમણીના સંબંધીઓ તેમને શ્રીકૃષ્ણને પરણાવવા ઇચ્છતા હતા. પણ રુકિમ શ્રીકૃષ્ણનો સહજશત્રુ હતો અને જરાસંધ, શિશુપાળ વગેરેનો મિત્ર હતો. તેણે શ્રીકૃષ્ણનો અનાદર કરી રુકિમણીને શિશુપાળને વરાવવાનો નિશ્ચય કર્યો હતો. રુકિમણીને ભાગવતકાર શ્યામ કટાક્ષવાળાં (असितापाङ्गी) કહે છે. રુકિમણી શિશુપાળ એવું નામ પણ ઉચ્ચારવા તૈયાર નથી. તેથી તેને તેઓ દમઘોષનો દીકરો, ચૈદ્ય એવી રીતે વર્ણવે છે. બધાની ઉપરવટ જઈ રુકિમએ જ્યારે રુકિમણીને શિશુપાળને આપવાનો નિશ્ચય કર્યો ત્યારે તેમણે શ્રીકૃષ્ણને પોતાના તરફથી સંદેશો આપવા માટે બ્રાહ્મણને વિદર્ભથી દ્વારકા શ્રીકૃષ્ણ પાસે મોકલ્યો. તે પત્ર શ્રીમદ્ ભાગવતનો રુકિમણીનો પત્ર છે.

સમગ્રતયા પત્ર આ પ્રમાણે છે.

૨

श्रुत्वा गुणान् भुवनसुन्दर शृण्वतां ते
निर्विश्य कर्णविवरैर्हरतोऽङ्गतापम् ।
रूपं दृशां दृशिमतामखिलार्थलाभं
त्वय्यच्युताविशति चित्तमपत्रपं मे ॥
(૧૦.૫૨.૩૭)

ત્રણે ભુવનોમાં (ભુ ભુવ. અને સ્વ.)માં — આપ સૌથી વધુ સુંદર છો. આપના ગુણો વિશે મેં સાંભળ્યું છે જે આપના ગુણો વિશે સાંભળે તેના કર્ણના છિદ્રો દ્વારા તેનામાં આપ પ્રવેશ કરી તેના શરીરના બધા તાપોને આપ દૂર કરો છો. જે આંખોએ આપનું રૂપ જોયું હોય તેને બધા અર્થ-લાભ પ્રાપ્ત થઈ જાય છે મારું ચિત્ત નિર્લજ્જ રીતે આપનામાં આસક્ત થયું છે.

का त्वा मुकुन्द महती कुलशीलरूप-
विद्यावयोद्रविणधामभिरात्मतुल्यम् ।
धीरा पतिं कुलवती न वृणीत कन्या
काले नृसिंह नरलोकमनोऽभिरामम् ॥
(૧૦.૫૨.૩૮)

કોઈ પણ કન્યા વિવાહ વખતે નરોમાં સિંહ જેવા આપને વરે જ વરે, પછી ભલેને તે મોટા ગુણવાળી અને ધીરજવાળી હોય. આપ મનુષ્ય-લોકના મનને આનંદ આપનારા છો (વળી કન્યા ગમે તેટલી ઉત્તમ હોય તોપણ) આપ કુળ, સ્વભાવ, રૂપ, વિદ્યા, વય, ધન અને પ્રભાવથી તેના સમાન તો હોય જ

तन्मे भवान् खलु वृतः पतिरङ्ग जाया-
मात्मार्पितश्च भवतोऽत्र विभो विधेहि ।
मा वीरभागमभिमर्शतु चैद्य आरात्
गोमायुवन्मृगपतेर्बलिमम्बुजाक्ष ॥
(૧૦.૫૨.૩૯)

હે પ્રિય! હે ભગવન્! મેં આપને પતિ તરીકે ચોક્કસ રીતે પસંદ કરી લીધા છે મેં મારો આત્મા આપને અર્પણ કરી દીધો છે માટે આપ અહીં પધારો અને મને આપની પત્ની બનાવો. હે કમળ સમાન નેત્રવાળા! આપ સિંહ છો અને શિશુપાળ શિયાળ છે આપ અત્યંત બળવાન છો હું વીર-પુરુષનો ભાગ છું (શિશુપાળ) ઝડપથી આવી મને સ્પર્શ ન કરે

पूर्तेष्टदत्तनियमव्रतदेवविप्र-
गुर्वर्चनादिभिरलं भगवान् परेशः ।
आराधितो यदि गदाग्रज एत्य पाणिं
गृह्णातु मे न दमघोषसुतादयोऽन्ये ॥
(૧૦.૫૨.૪૦)

મેં વાવકૂવા વગેરે બંધાવીને, અગ્નિહોત્રાદિ કરીને, સુવર્ણ વગેરેના દાન કરીને, તીર્થાટન વગેરે નિયમપૂર્વક કરીને, ચાંદ્રાયણ વગેરે વ્રતો કરીને, દેવ, બ્રાહ્મણ, ગુરુ વગેરેના પૂજન દ્વારા પરમેશ્વરનું પૂર્ણ આરાધન કર્યું હોય તો ગદના મોટાભાઈ (આપ) અહીં આવીને મારું પાણિગ્રહણ કરો પણ દમઘોષના પુત્ર વગેરે સાથે મારું લગ્ન ન થાઓ.

श्वोभाविनि त्वमजितोद्वहने विदर्भान्
गुप्तः समेत्य पृतनापतिभिः परीतः ।
निर्मथ्य चैद्यमगधेन्द्रबलं प्रसह्य
मां राक्षसेन विधिनोद्वह वीर्यशुल्काम् ॥
(૧૦.૫૨ ૪૧)

હે અજિત! આવતી કાલે થનારા લગ્નમાં આપ સેનાપતિઓથી વીંટાઈને, રક્ષાઈને વિદર્ભ આવજો. શિશુપાલ અને જરાસંધના સૈન્યને હરાવી બળથી મને રાક્ષસવિધિથી પરણજો. (હું) પરાક્રમ જેનું મૂલ્ય હોય તેવી છું.

अन्तःपुरान्तरचरीमनिहत्य बन्धू-
स्त्वामुद्वहे कथमिति प्रवदाम्युपायम् ।
पूर्वेद्युरस्ति महती कुलदेवियात्रा
यस्यां बहिर्नववधूर्गिरिजामुपेयात् ॥
(૧૦.૫૨ ૪૨)

કદાચ આપ કહો કે તું તો અંતઃપુરની વચ્ચે રહેનારી છે તો તારા સગાવહાલાનો વધ કર્યા સિવાય હું તને કેવી રીતે પરણું? તો હું આપને

તેનો ઉપાય કહું છું. (વિવાહને) આગલે દિવસે કુળદેવીની મોટી યાત્રા કરવાનો (અમારા કુટુંબમાં) રિવાજ છે તેમાં નવી થનારી કુળવધૂ (કન્યા) નગરની બહાર પાર્વતીજીનાં દર્શને જાય છે.

यस्यांघ्रिपङ्कजरजःस्नपनं महान्तो
वाञ्छन्त्युमापतिरिवात्मतमोऽपहत्यै ।
यर्ह्यम्बुजाक्ष न लभेय भवत्प्रसादं
जह्यामसून् व्रतकृशाञ्छतजन्मभिः स्यात् ॥
(૧૦.૫૨.૪૩)

હે કમળનયન! ઉમાપતિ શંકરની માફક બીજા પણ મહાન પુરુષો પોતાના અજ્ઞાનનો નાશ કરવા આપના ચરણકમળની રજમાં સ્નાન કરવા ઇચ્છે છે. જો આપની કૃપા નહિ મેળવું તો ઉપવાસ વગેરે વ્રતો કરીને દુર્બળ કરી નાખેલા મારા પ્રાણને હું ત્યજી દઈશ. અને એમ કરતાં સેંકડો જન્મોમાં તો આપની કૃપા મારી પર થશે.

૩

જેવાં રુક્મિણી સુંદર છે તેવો જ રુચિકર અને આનંદપ્રદ તેમનો ઉપરનો પત્ર છે. સૈકાઓ પૂર્વે લખાયેલો આવો પ્રેમપત્ર તે જમાનામાં કોઈ પણ સાહિત્યમાં હશે કે કેમ અને આજે પણ હશે કે કેમ તે પ્રશ્ન ઊભો રહે છે. રુક્મિણી કેવાં વામા હતાં તેનું વર્ણન ભાગવતકાર આવી રીતે કરે છે:

तां देवमायामिव वीरमोहिनीं
सुमध्यमां कुण्डलमण्डिताननाम् ।
श्यामां नितम्बार्पितरत्नमेखलां
व्यञ्जत्स्तनीं कुन्तलशङ्कितेक्षणाम् ॥
शुचिस्मितां बिम्बफलाधरद्युति-
शोणायमानद्विजकुन्दकुड्मलाम् ।
पदा चलन्तीं कलहंसगामिनीं
शिञ्जत्कलानूपुरधामशोभिना ॥
(૧૦.૧૩.૫૧-૫૨)

[દેવતાઈ માયાની પેઠે વીરપુરુષોને પણ મોહ પમાડતાં, સુંદર મધ્યભાગવાળાં, કુંડળોથી સુશોભિત મુખવાળાં, શ્યામા, નિતંબો પર રત્નજડિત કંદોરો ધારણ કરતાં, પ્રગટ જણાતાં સ્તનવાળાં, વાળથી ડરતાં હોય તેવાં ચંચળ નેત્રોવાળાં, પવિત્ર હાસ્ય કરતાં, પાકા ઘિલોડા જેવા નીચલા હોઠની કાન્તિથી લાલ જણાતા મોગરાની કળી જેવા દાંતવાળાં, ઝણકાર કરતાં સુશોભિત ઝાંઝરોની કાન્તિથી શોભી રહેલા પગથી ચાલતાં અને હંસ જેવી ગતિ કરતાં.]

રુક્મિણીએ શ્રીકૃષ્ણને પ્રત્યક્ષ તો જોયા નથી. તેમનાં રૂપ અને ગુણ વિશે તેમણે સાંભળ્યું છે. કેવી અભિનવ અને મધુર તેમની અભિવ્યક્તિ છે કે આપના રૂપ અને ગુણ વિશે સાંભળીને નિર્લજ્જ રીતે મારું મન આપનામાં આસક્ત થયું છે.

શ્રીકૃષ્ણ પણ રુક્મિણીમાં આસક્ત થયા હતા. પણ તેની રુક્મિણીને ખબર ન હતી. તેથી શ્રીકૃષ્ણને આકર્ષીને પોતાની તરફ ખેંચવા, પોતાનું મન સંપૂર્ણ અને સુંદર રીતે અભિવ્યક્ત કરવા માટે, પત્ર દ્વારા તેઓ શ્રીકૃષ્ણને નિર્દેશ કરે છે કે મનથી હું તમને વરી ચૂકી છું.

રુક્મિણીનો પત્ર અને ગોપીગીતમાં વ્યક્ત થતું ગોપીઓનું મન તે બન્નેની થોડી તુલના કરવાનું મન થાય તેવું છે. ગોપીઓ પ્રેમિકાઓ છે. રુક્મિણી પ્રિયતમા છે. શ્રીકૃષ્ણના મહિમાનું ગાન તેઓ બન્ને કરે છે. પણ સીમંતિનીઓ જેમ કિતવ કે કુહક એવું સંબોધન શ્રીકૃષ્ણને કરે છે તેમ રુક્મિણી ભૂલથી પણ કરતાં નથી. દશમ સ્કંધના આડત્રીસમા અધ્યાયમાં શ્રીકૃષ્ણ અને રુક્મિણીના પ્રણયકલહનું નિરૂપણ છે. પણ તેમાં પણ રુક્મિણી શ્રીકૃષ્ણને ભિનસંસદીય સંબોધન યા વાત કરતાં નથી. સંવાદમાં તેમના પક્ષે ઉચ્ચારણો પૂરેપૂરાં શિષ્ટ, વિનમ્રતાપૂર્ણ અને ભક્તિસભર જણાય છે. તેઓ કદાચ પરકીયા નાયિકા જેવાં રસવંતાં હશે તોપણ તેમની અભિવ્યક્તિ સ્વકીયા જેવી છે. શ્રીકૃષ્ણના મહિમાનું ગાન તેમને ખૂબ પ્રિય લાગે છે. તેથી તો લગભગ તેમના ભક્તની માફક તેઓ કહે છે કે આપના ગુણો વિશે જે સાંભળે તેમનાં કર્ણછિદ્રો દ્વારા તેમનામાં પ્રવેશ કરી તેમના હૃદયમાં સ્થિર થઈ આપ તેમના શરીર અને મનના બધા તાપોને

દૂર કરો છો. આ તો શ્રીકૃષ્ણના શુદ્ધ મહિમાનું ગાન છે. ગોપીઓ તો વારંવાર શ્રીકૃષ્ણ સાથે સમાન પ્લૅટફૉર્મ પર સમાનતાના ભાવ સાથે ઊભાં રહેવાનો ભારે પ્રયત્ન કરે છે. કોક વખત પોતાને નિઃશુલ્ક દાસીઓ કહે, પણ કોક વખત અમે તમારાથી ઊતરતા નથી એવા ભાવ પણ વ્યક્ત કરે. પણ રુક્મિણી તો સ્વકીયા માફક મહિમાનું ગાન કરવાનું અને અસમાન થઈ નીચે રહેવાનું પસંદ કરે છે.

પત્રના બીજા શ્લોકમા મહિમાનું નિરૂપણ અને રસનું ગાન બન્ને વિભાવનાઓનું સંમિશ્રણ જણાય છે. આપ મનોભિરામ છો અને કઈ કન્યા વિવાહકાળે નરોમાં સિંહ જેવા આપને ન વરે એવુ તેમનું કથન રસની અભિવ્યક્તિ છે.

ત્રીજા શ્લોકમા આત્માના સમર્પણની, શિશુપાળ શિયાળ હોવાની અને શ્રીકૃષ્ણ સિંહ હોવાની વાત તેઓ કરે છે. શિશુપાળ તેમને સ્પર્શ કરે તે પરિસ્થિતિ પણ તેમને અસહ્ય લાગે છે.

સમર્પણના ભાવની તીવ્રતા ચોથા શ્લોકમાં છે. પોતાના સર્વ પુણ્યનું અર્પણ તેઓ શ્રીકૃષ્ણ કુંડિનપુર આવે અને પોતાનું પાણિગ્રહણ કરે તે નિમિત્તે કરે છે. શ્રીકૃષ્ણના પરાક્રમ અંગે તેમની નિષ્ઠા ચકિત કરી નાખે તેવી છે. જરાસંધ અને શિશુપાળને સૈન્ય સમેત હરાવી રાક્ષસવિધિથી મને પરણજો એવું તેમનું વક્તવ્ય છે. તેથી તો કંઈક ગૌરવભેર પોતાને તેઓ વીર્યશુલ્કા દર્શાવે છે. ગોપીઓ પોતાને અશુલ્ક દાસિકા કહે; રુક્મિણી પોતાને વીર્યશુલ્કા ગણાવે, ભાવની અસમાનતા કેવી મધુર છે!

પછીના શ્લોકમાં પોતાને કેમ ઉઠાવી જઈ શકાય તેની યુક્તિ તેઓ શ્રીકૃષ્ણને જણાવે છે.

છેલ્લા શ્લોકમાં શ્રીકૃષ્ણના મહિમાનું અને પોતાના તેમને મેળવવાના નિશ્ચયનું વિજ્ઞાપન તેઓ કરે છે.

સમગ્ર પત્રમાં અને તે પણ લગ્નના પ્રસ્તાવના પોતે લખેલા પત્રના સમયે રુક્મિણી સ્વકીયા જેવાં વધારે લાગે છે. સીમંતિનીઓ સ્વકીયા–પરકીયાનું સંમિશ્રણ જેમાં પરકીયા તત્ત્વનું પ્રમાણ ઘણું વધારે ઢળતું હોય તેવાં દેખાય છે. પરંતુ,

> "જોઈ જોઈ પ્યારી કરે સોઇ મોહિ ભાવે,
> ભાવે મોહિ જોઈ સોઈ સોઈ કરે પ્યારે,
>
> . . .
>
> મેરે તન મન પ્રાણહું તે પ્રીતમ પ્રિય,
> અપને કોટિક પ્રાણ પ્રીતમ મો સોં હારે."

એમ કહેતાં રસૈકદાત્રી, શ્રીરાધા સ્વકીયા–પરકીયા એવા નાયિકાભેદથી પરનાં સ્વકીયા ગણો તો પરકીયા લાગે અને પરકીયા ગણો તો સ્વકીયા લાગે એવાં નિત્યકિશોરી પ્રેમિકા જણાય છે.

કાળના ન્યૂનતમ અને મહત્તમ પરિમાણનો ઉલ્લેખ આ લેખના પ્રથમ વિભાગમાં થયો. એ પણ નોંધાયું કે મહત્તમ કાળ એટલે બ્રહ્માનાં સો વર્ષ, પણ તે પરમાત્માના એક નિમેષ જેટલો થાય. માયા શ્રીકૃષ્ણની સન્મુખ આવતાં શરમાય છે અને કાળ પણ તેમનાથી ડરે છે એમ શ્રીમદ્ ભાગવત કહે છે. તેનું આશુપાતળું પ્રમાણ જે ઝડપથી રુક્મિણીનું હરણ, વરણ કરવા શ્રીકૃષ્ણ દ્વારકાથી કુંડિનપુર આવ્યા તેમાંથી મળે છે. શ્રીકૃષ્ણના રથના ઘોડાઓનાં નામ શૈવ્ય, સુગ્રીવ, મેઘપુષ્પ અને બલાહક છે. આવા ઝડપથી દોડનારા ઘોડા જોડેલા રથમાં બેસી आनर्तादेकरात्रेण विदर्भानगमद्धयैः એક રાત્રિમાં દ્વારકાથી કુંડિનપુરમાં તેઓ આવી ગયા.



# માર્લો પોન્તીનું તત્ત્વચિંતન

હરસિદ્ધ મ. જોશી

આભાસવાદ (phenomenology) એ મનોવૈજ્ઞાનિક અને માનસિક ભાવને લક્ષમાં લઈને વસ્તુજગતને સમજવા પ્રયત્નશીલ છે એ બાબતને સ્પષ્ટ અને વ્યવસ્થિત રીતે પોન્તી આલેખિત કરે છે. અલબત્ત આ અગાઉ એડમન્ડ હુસેર્લે હાર્દલક્ષી પ્રતિમાઓ, અર્થો અને આશયલક્ષિતાને જ્ઞાનની પ્રક્રિયામાં સ્થાન આપ્યું અને સ્વલક્ષી પ્રદાનની રજૂઆત કરી પરંતુ 'પ્રત્યક્ષ'ની ક્રિયામાં મનુષ્યનું 'સ્વતત્ત્વ' પૂર્ણપણે સામેલ છે અને 'સ્વ' વિના વિષયતત્ત્વને ગ્રહણ કરી શકાતું નથી તેની સ્પષ્ટતા પોન્તીના ગ્રંથ 'ફિનોમિનોલોજી ઑફ પર્સેપ્શન'માં કરી. 'સ્ટ્રક્ચર ઑફ બિહેવિયર' એ ગ્રંથ ૧૯૪૨માં પ્રગટ થયો અને 'ફિનોમિનોલોજી ઑફ પર્સેપ્શન' ૧૯૪૫માં પ્રગટ થયો. ઝ્યાઁ પોલ સાર્ત્રની સાથે પોન્તીએ સાહિત્ય અને તત્ત્વજ્ઞાનનાં ક્ષેત્રોમાં સાથે રહીને કાર્ય કર્યું છે. સાર્ત્ર હુસેર્લના વિદ્યાર્થી હતા તેથી હુસેર્લની આભાસવાદી પદ્ધતિથી એ પ્રભાવિત થયા હતા તેમાં શંકા નથી તેમ છતાં 'તત્ત્વમીમાંસા'નો ખ્યાલ એ સાર્ત્ર અનુસાર જરૂરી છે અને ફ્રેંચ પ્રજાને તેનો પરિચય એ પોતાના ગ્રંથ 'બીઈંગ એન્ડ નથિંગનેસ'માં આપે છે.

આ ઉપરાંત જ્યારે પોન્તીનું નિધન ૧૯૬૧માં થયું ત્યારે એ 'વિઝિબલ એન્ડ ઇનવિઝિબલ' એ ગ્રંથ લખી રહ્યા હતા અને તેમાં 'સતતત્ત્વ'(બીઈંગ)-નો ખ્યાલ વિશદપણે ચર્ચવાની તેમની ઇચ્છા હતી અને હાઇડેગરના ચિંતનનો તેમના પર અમુક અંશે પ્રભાવ પડચો હતો તે દર્શાવે છે. પોન્તીનું ચિંતન તત્ત્વજ્ઞાનના કેટલાક એકપક્ષી આગ્રહો રહ્યા છે તેમને ખુલ્લા પાડે છે અને તત્ત્વજ્ઞાન એ કેટલે અંશે વસ્તુલક્ષી લેખી શકાય તે બાબતને એરણ પર મૂકે છે. કિર્કગાર્ડ કે ફ્રેડરિક નિત્ઝના ચિંતનનો તેમના પર કશો પ્રભાવ રહ્યો હોય તેમ જણાતું નથી. ફ્રેંચ તત્ત્વચિંતનના પિતાસમાન રેને ડેકાર્ટના ચિંતનને પોન્તી પોતાના મુખ્ય વિવેચનના વિષય તરીકે ગણનામાં લે છે. ડેકાર્ટના દ્વૈતવાદે સમગ્ર યુરોપના તત્ત્વચિંતનના આધુનિક પ્રવાહમાં વિવાદ ઉપસ્થિત કર્યો છે.

હુસેર્લ ડેકાર્ટના ચેતનાતત્ત્વના સિદ્ધાંતને સ્વીકારે છે પરંતુ તે ભૌતિકતત્ત્વ અને શરીરને તદ્દન સ્વતંત્ર તત્ત્વ લેખતા નથી. પોન્તીના ગ્રંથ 'સ્ટ્રક્ચર ઑફ બિહેવિયર'માં ભૌતિકતત્ત્વ અને શારીરિક આધિપત્યની સખત ટીકા કરે છે. વર્તમાન સદીના આરંભના દાયકાઓ દરમ્યાન વર્તનવાદ (બિહેવિયરિઝમ) યુરોપ અને અમેરિકામાં પ્રચાર પામ્યો હતો અને પોન્તી તેની ટીકા કરે છે. જ્યારે વર્તનવાદને સમજવાનો આપણે પ્રયાસ કરીએ છીએ ત્યારે તે સમજી શકાય એમ નથી એમ પોન્તી કહે છે. ઉદ્દીપન અને પ્રતિક્રિયા વચ્ચે એક-એક અનુરૂપતા રહી છે તે અયોગ્ય અને વૈજ્ઞાનિક રીતે અવાસ્તવિક છે. આમ માનવવર્તનને કારણ-પરિણામની શૃંખલામાં ઉતારવાનો (રિડક્શન) પ્રયાસ બરાબર નથી. એ સાચું છે કે વિજ્ઞાનની પ્રયોગશાળામાં શરતો અને પરિવર્ત્યોને નિયંત્રિત કરીને ઉદ્દીપન તથા પ્રતિક્રિયાની અનુરૂપતા પ્રાપ્ત કરવી શક્ય છે તે વિશે પોન્તી નકાર કરતા નથી, પરંતુ એ અમૂર્તીકરણ (ઍબ્સ્ટ્રેક્શન) છે. તે મૂર્તિમંત બનાવોમાં અને વ્યવહારમાં શક્ય નથી. મૂર્તિમંત અને વાસ્તવિક જીવનમાં શરીર નિષ્ક્રિય તત્ત્વ નથી. જાણે કે એ કેવળ બાહ્ય વસ્તુ અને ઉદ્દીપન પ્રતિક્રિયા જ કરતું હોય તેમ બનતું નથી. આપણે શરીરને પણ ક્રિયા-

શીલ અને પરિવર્તનશીલ લેખવું જોઈએ. પ્રત્યક્ષીકરણની ક્રિયામા શરીર સંગઠિત રહે છે અને ક્રિયાશીલ છે એમ પોન્તી માને છે. સજીવ, મનોવૈજ્ઞાનિક અને સામાજિક જગતમાં ચેતનતત્ત્વ અને પ્રકૃતિ વચ્ચે વિવિધલક્ષી સંબંધોને સમજવા એ પોન્તીના ચિંતનનું ધ્યેય છે.

મનુષ્ય જગતમા સામેલ છે અને જગત વિના મનુષ્યનુ અસ્તિત્વ અધૂરું રહે છે એ બાબતને પોન્તી આવકારે છે. પરંતુ જગતમાં રહેવાથી જ 'આતરિક સત્તત્ત્વ' (બીઈંગ-ઇન ઇટસેલ્ફ) જ્ઞેય બને છે તેને એ સ્વીકારતા નથી. જગતના 'સામેલ'પણાનો ભાર મનુષ્ય પર રહે છે તેને લીધે મનુષ્યનું પૂર્ણ 'જ્ઞેય' હોવાની ક્ષમતા ઘટે છે. આભાસવાદમ થી અને સવિશેષ હુસેર્લ તરફથી પોન્તી 'અર્થ'નો સિદ્ધાંત ગ્રહણ કરે છે. જગત અને મનુષ્ય અર્થસભર છે અને પ્રત્યેક વસ્તુ કે સજીવ એકમને 'અર્થ' રહ્યો છે. 'અર્થ' એ ગૌણ છે કે 'બેહૂદું' (એબ્સર્ડ) તત્ત્વ છે એમ પોન્તી સમજતા નથી પરંતુ માનવપ્રમાણમીમાંસાનું તે અનિવાર્ય સોપાન છે

મનુષ્યનું 'સ્વતત્ત્વ' સ્વયં અર્થનું પ્રદાન કરે છે. આ અર્થની સાંકળ સ્વતત્ત્વ અને વસ્તુતત્ત્વને સંબંધિત કરે છે. વર્તનવાદ અને નિસર્ગલક્ષી મનોવિજ્ઞાને આ અર્થની સાંકળને અવગણી છે અને પરિણામે વર્તનવાદી મનોવૈજ્ઞાનિકોએ એકપક્ષી અને ગેરરસ્તે દોરે તેવું માનવવર્તનનું સ્પષ્ટીકરણ આપ્યું છે. વાસ્તવમા વર્તન સ્નાયુજન્ય સંબંધ અને આતરિક ગ્રંથિપરક, ચયાપચયની પ્રક્રિયાથી સવિશેષ જીવન જીવવાની પદ્ધતિ છે એમ પોન્તી કહે છે. એ સાચું છે કે પક્ષીઓ અને પ્રાણીઓ પણ વાર્તનિક જીવન જીવે છે પરંતુ મનુષ્યનું વર્તન 'પ્રાતીકિક સ્વરૂપોમા' અભિવ્યક્ત થાય છે. મનુષ્ય આ વર્તનના નિયમો અને ધોરણો જાતે પસંદ કરે છે. તેમા મૌલિક વહેવારની મધ્યસ્થીગીરી છે. સંકલ્પની ક્રિયા દ્વારા તે પર્યાયોને બદલી પણ શકાય છે. આની પશ્ચાદ્ભૂમા અર્થનું પ્રદાન રહ્યુ છે. મનુષ્ય જગતના બાહ્ય ઉદ્દીપનોને મન દ્વારા સમજે છે અને તેના સંદર્ભમાં પોતાના વર્તનને અભિવ્યક્ત કરે છે.

'સ્ટ્રક્ચર ઓફ બિહેવિયર' અને 'ફિનોમિનોલોજી ઓફ પર્સેપ્શન' બને ગ્રથો સંકળાયેલા છે. આમા કેટલાક કેન્દ્રીય વિચારો રજૂ થયા છે. પ્રથમ બાબત એ ચૈતન્ય અને બાહ્ય જગતને સંબંધિત કરવાની છે. બીજી બાબત એ જે 'પ્રદત્ત' (given) છે તેનાથી પર જવાની છે. જે કંઈ વાતાવરણ કે સંજોગમા અપાયેલુ છે તેમા મનુષ્ય પોતાના આશય અને અર્થઘટનનું પ્રક્ષેપણ (projection) કરે છે અને વિશિષ્ટ પ્રક્ષેપણ પ્રતિ કબૂલ થતો નથી. એ પોતાનું વિશિષ્ટ જગત સરજી શકે છે અને પરિણામે તેનું પ્રત્યક્ષ સંદિગ્ધ રહેવા પામે છે. એ પૂર્ણ શારીરિક નથી તેમ માનસિક પણ નથી. તેનુ બાહ્ય દેખાય છે તેથી ભિન્ન રહેવા પામે એવુ બની શકે છે. બહાર કંઈક હોય તો તેનું પ્રત્યક્ષ થઈ શકે છે તેમ છતાં જે કંઈ પ્રત્યક્ષીકરણ થાય છે તે અન્યના જેવુ જ છે તેમ થવુ અનિવાર્ય નથી. પ્રત્યક્ષીકરણની આ સંદિગ્ધતા રહી છે. બધાનું પ્રત્યક્ષ એકસરખું જ રહેતુ નથી.

ભાષા અને તેની અભિવ્યક્તિ અંગે પોન્તીનું આગવુ મંતવ્ય છે કે શરીર સ્વયં પ્રત્યક્ષ કરે છે અને તે અતર્ગતપણે ભાષા સાથે વણાઈ ગયું છે. આપણે સામાન્ય રીતે એમ વિચારતા હોઈએ છીએ કે વિચારની હાજરી આપણા મનમા હોય છે અને ભાષા વાહન હોવાને લીધે તે ભિન્ન છે, પરિણામે તે વિચાર ભાષાના માધ્યમ દ્વારા અભિવ્યક્ત થાય છે. પરંતુ પોન્તી આ ક્રમને તોડી નાખે છે. ભાષા અને તેના 'અર્થ' વચ્ચે ખાઈ ઉપસ્થિત કરવા પ્રયત્ન થાય છે જેને પોન્તી નકારી કાઢે છે. 'સંજ્ઞા' અને તેનું 'મહત્ત્વ' (સિગ્નિફિકન્સ) વચ્ચે કૃત્રિમ ભેદ સર્જવો યોગ્ય નથી. વિચાર ભાષા વિના અસ્તિત્વ ધરાવતો નથી. ભાષાની સંજ્ઞાઓ હોય છે અને તે વિચારને સદેહે જાળવે છે. પોન્તી વિચારે છે કે વિચાર એટલે અભિવ્યક્તિમા રજૂ થયેલો વિચાર, પછી તે આલેખિત હોય કે ન હોય.

પોતાના ગ્રંથ 'ફિનોમિનોલૉજી ઑફ પર્સેપ્શન'-માં પોન્તી અનુભવવાદ (એમ્પીરિસિઝમ) વિરુદ્ધ પોતાની સમજૂતી આપે છે. અનુભવવાદી ભાષા, પ્રતિમા, શારીરિક રચનાઓ, બંધારણ વચ્ચે અનુબંધ સ્થાપે છે. પરંતુ આમ 'માળખા'માં ભાષાને વિભાજિત કરવાથી જે 'બોલતો સ્વ' વક્તા છે તેની પર્યાપ્ત સમજૂતી આપી શકાતી નથી. વાણી એ વક્તાની આંતરિક શક્યતાઓને વ્યક્ત કરે છે અને અનુભવવાદ ભાષાના આવા વિભાજનથી તેને અવગણે છે. વક્તા પૃથક્ પૃથક્ શબ્દ બોલતો નથી પરંતુ એ પોતાનો આશય વ્યક્ત કરે છે. તેથી સમગ્ર વાક્ય અને રૂપ રજૂ કરે છે. જેમ દીવો સમગ્ર બળે છે તેમ સમગ્ર વક્તા બોલે છે. તેલ, વાટ કે દોરા છૂટા છૂટા બળતા નથી પરંતુ તે સમગ્ર રીતે બળે છે તે તે રીતે વક્તા પૂર્ણ રીતે તેના વક્તવ્યમાં રજૂ થાય છે. પોન્તી આ સ્પષ્ટ કરવા 'વાક્ભ્રંશ' (એફેશિયા)-નું દૃષ્ટાંત આપે છે. જે વ્યક્તિ આ દોષ ધરાવે છે તેના ચિત્તમાં 'શાબ્દિક પ્રતિમાઓ' છે પરંતુ તેનો ઉપયોગ શી રીતે કરવો તેનું જ્ઞાન નથી. માનસશાસ્ત્રમાં આવી વ્યક્તિનું દૃષ્ટાંત આપતાં એમ કહેવાય કે તેને વાળ કપાવવા છે એમ કહેવા માટે એ એમ બોલે છે કે 'મારે મારી છત્રી કપાવવી છે.' તેના ચિત્તમાં છત્રીની પ્રતિમા છે પરંતુ તેને યોગ્ય અર્થ સાથે વક્તા ભાષામાં વાપરતો નથી. વાક્ભ્રંશનો દર્દી પરિસ્થિતિને અનુરૂપ તુરત જ બોલી શકતો નથી. આંતરિક રીતે તે પરિસ્થિતિને મૂર્તપણે સમજે છે. આમ વાણીની પાછળ વક્તા રહ્યો છે જેનું 'વલણ' (ઍટિટ્યૂડ) આ રીતે રજૂ થાય છે. આમ અનુભવવાદ 'વલણ', 'આશય' 'સમગ્ર વક્તા'ની નોંધ લેતું નથી. જ્યારે શબ્દ 'સાધન' તરીકે શબ્દ 'નામપેથી' તત્ત્વ તરીકે જોવાય છે ત્યારે અનુભવવાદની ત્રુટિ સ્પષ્ટ થાય છે.

બીજી તરફ બુદ્ધિવાદ ભાષાને કેવળ બાહ્ય આવરણ (envelope) તરીકે જુએ છે. જાણે કે વિચાર આ બહારના આવરણમાં પુરાયો હોય તેમ રજૂઆત કરે છે. પોન્તી કહે છે કે "શબ્દ એ આંતરિક પ્રતીતિની બાહ્ય સંજ્ઞા છે. આની પ્રતીતિ બાહ્ય સંજ્ઞા વિના પણ થઈ શકી હોત."[1] પરંતુ બુદ્ધિવાદી સમજૂતીમાં પણ અનુભવવાદની માફક 'વક્તા'(speaking subject)ની નોંધ લેવામાં આવતી નથી. તેમાં ફક્ત વિચાર કરતા અહમ્‌ની નોંધ લેવાય છે. બંને સમજૂતીમાં એક બાબત સામાન્ય છે કે તેમાં 'તેની પાસે છે' એમ કહી શકાય નહિ. બંનેના મતાનુસાર શબ્દ અને તેનો અર્થ એ જુદા પડી જાય છે. અનુભવવાદ અનુસાર શબ્દ એ કેવળ માનસિક પ્રતિમા છે જે અમુક ઉદ્દીપન દ્વારા સ્નાયુજન્ય મનોભાવ તરીકે ઉત્પન્ન થાય છે. સહસંબંધ અને સ્નાયુશક્તિના નિયમો પ્રાધાન્ય ભોગવે છે. બીજી સમજૂતી અનુસાર એ બહારના વિચારની કેવળ આકસ્મિક સંજ્ઞા છે. આમ વાર્તનિક ખ્યાલ, 'પ્રતિમા' કે 'વિચાર'ની સમજૂતી કોઈ મૂર્તિમંત સ્વપરક વક્તા રહ્યો છે તે બાબતની અવગણના કરે છે. શબ્દમાં જ અર્થ રહ્યો છે, અભિવ્યક્તિ એ પ્રવૃત્તિ છે તે બાબતની આ સમજૂતીમાં નોંધ લેવામાં આવતી નથી.[2]

"શબ્દને અર્થ આવ્યો છે" એમ કહીને પોન્તી આ બંને એકપક્ષી સમજૂતીનો રદિયો આપે છે. પોન્તી ભૌતિક શબ્દ અને અર્થ વચ્ચે કોઈ ગર્ત કે ભેદ નથી એમ પ્રતિપાદિત કરે છે. આપણી ભાષા કોઈ બહારના સ્થાપિત વિચારને વ્યક્ત કરતી નથી. વિચાર ભાષા સાથે જ વિકસિત થાય છે અને ગતિ કરે છે. વાણી અને ભાષા વિના વિચાર અને અર્થ સંભવિત બનતા નથી. અમુક ચિંતકો એવું વિચારે છે કે વિચાર સાર્વત્રિક, સનાતન અને વાસ્તવિક છે ત્યારે ભાષા ભૌગોલિક, પ્રાદેશિક અને અમુક સમાજ પૂરતી મર્યાદિત છે. તેથી વિચાર અને ભાષા વચ્ચે અતૂટ સાંકળ શી રીતે હોઈ શકે? પરંતુ આ પ્રશ્નનો ઉત્તર પોન્તી એમ કહીને વાળે છે કે કદાચ પ્રદેશ મુજબ ભાષા બદલાય છતાં કોઈ શબ્દ, ભાષા કે રચનાની આવશ્યકતા તો રહે જ છે કારણ કે ચિત્તમાં વિચાર ઉપસ્થિત થાય તો તે શબ્દ અને વાક્યરચના વિના અધૂરો રહે છે. વિચાર

તુરત જ અભિવ્યક્તિ માટે ગતિશીલ બને છે. જો તે અભિવ્યક્ત ન થાય તો તે અપર્યાપ્ત અને અસંતુષ્ટ રહે છે. આ ઉપરાત પોન્તી દલીલ કરે છે કે કોઈ બાબત ચિત્તમા યાદ આવે છે પરંતુ તેનું નામ, વિશેષણ, શીર્ષક અને અંગત પરિચય ન મળે ત્યા સુધી તે અનિશ્ચિત તરીકે રહે છે. પ્રતીક અને સંજ્ઞા વિના વિચાર અધૂરો જણાય છે. વિચાર સ્વયં શબ્દ, નામ અને અભિવ્યક્તિની શોધમા હોય છે અને જ્યાં સુધી એને તે પ્રાપ્ત થતાં નથી ત્યા સુધી તે અપરિપક્વ રહે છે. પ્રશ્ન, સમસ્યા, મૂંઝવણ અને વિચાર તેની પૂર્ણ શાબ્દિક અને ભાષાકીય અભિવ્યક્તિ વિના અસ્પષ્ટ, ઝાખા, ધૂંધળા અને આકાર વિનાના જણાય છે. જ્ઞાન મેળવવું એટલે જ શબ્દમા તેને અભિવ્યક્ત કરવા બરાબર છે. પોન્તી કહે છે કે પ્રશ્ન કે સમસ્યા અનુભવવી એટલે તેને યોગ્ય શબ્દદેહ આપવો અને તેની પૂર્ણ અભિવ્યક્તિ કરવી. મનુષ્ય જ્ઞાન પ્રાપ્ત કરે અને તેને યોગ્ય રીતે વ્યક્ત ન કરી શકે તે સંભવિત નથી. પોન્તી વૈજ્ઞાનિક વિચારણાના પાયામા કે તેની પૂર્વે (પ્રિ-સાયન્ટિફિક) જે સોપાન રહ્યુ છે તેમા શબ્દ કે શોધ કેવળ ખાલી ખોખા જેવાં નથી રહેતાં પરંતુ તેનું અસ્તિત્વ યોગ્ય રીતે વ્યક્ત થયેલુ જોવાય છે. આ 'પ્રાથમિક' સભાનતા એટલી સંવેદનશીલ રહે છે કે કેટલીક વખત કેવળ શબ્દ બોલવાથી તેના અસ્તિત્વનો ખ્યાલ ઉપસ્થિત થાય છે પોન્તી ટેકસી ડ્રાઇવરનુ દૃષ્ટાંત આપે છે કે જો પેસેન્જર ટાયરની ટ્યૂબના પંક્ચર વિશે વાતચીત કરે તો ડ્રાઇવર તુરત જ પોતાની ટેકસીની ટ્યૂબના પંક્ચરને ચકાસી જોવા ચિંતાતુર બને છે.[3]

જે વિચાર અજ્ઞાત અને અકલ્પ્ય હોય તેનું આયોજન અને સંકલન ભાષા દ્વારા જ સંભવિત બને છે. જો વિચારો શબ્દોમા હાજર ન હોય તો ગ્રંથના લેખકના વિચારો તે વાચીને આપણે શી રીતે સમજી શકીએ? આ ઉપરાંત શ્રોતા વક્તાની વાણી સાભળીને તેના વિચારો સમજી શકે છે. પોન્તી એવા નિર્ણય પર પહોંચે છે કે "જે વિચાર સ્વ-અસ્તિત્વ ધરાવતો હોય, વાણી અને પ્રત્યાયનથી તદ્દન સ્વતંત્ર હોય એ તો અચેતનમાં ડૂબી જાય અને એ પોતાના માટે પણ જીવંત છે કે નહિ તે બાબત શંકાસ્પદ છે."[4] આમ વિચાર અને ભાષા, અર્થ અને શબ્દ અભિન્ન છે. બંને "ઓતપ્રોત છે, શબ્દમાં જ તેનો અર્થ અભિપ્રેત છે. શબ્દ એ અર્થનો બાહ્ય પરિવેશ છે એમ બને છે."[5]

પરંતુ શુ આ પોન્તીનો ખ્યાલ યોગ્ય જણાય છે? ભાષાનો અર્થ ભાષામા જ સામેલ છે અને તે સ્વતંત્ર નથી એ ખ્યાલ અમુક અંશે અસામાન્ય જણાય છે. શુ આપણે એક જ અર્થ ભિન્ન ભાષાઓમા રજૂ કરતા નથી? પરંતુ પોન્તી પોતાના મંતવ્યના સમર્થનમાં સંગીત, ચિત્રકામ અને અન્ય સૌંદર્યલક્ષી અભિવ્યક્તિનાં ઉદાહરણ ધ્યાનમા લે છે. સંગીતની બાબતમાં અવાજ અને સૂરને દૂર કરી શકાતા નથી. ચિત્રકામમા કેન્વાસ અને રેખા તેમ જ રંગને ભિન્ન પાડી શકાતા નથી.[6] આ બાબતોમાં રજૂઆતનો અર્થ અને તેના દ્રવ્યને જુદા પાડી શકાય તેમ નથી. રૂપ દ્રવ્ય બંને અભિન્ન રહે છે. ભાષાની અભિવ્યક્તિ એ સંગીતની રાગરાગિણીથી ભિન્ન હોઈ શકે નહિ, વિચાર અને વાણીની બાબતમા પણ તે જુદા રહી શકે નહિ.

શબ્દ એ આભાસી જગતમા વિચાર અને તેના દેહમાં એકીસાથે હાજર હોય છે. આ તમકે એ વાણીને તેની મુદ્રા અને આવયવિક ભંગ (gesture) સાથે સાંકળે છે "બોલાતો શબ્દ એ યથાર્થ મુખમુદ્રા છે. મુખમુદ્રા એ અર્થનો ભૌતિક દેહ છે"[7] સામાજિક મનોવિજ્ઞાનમા મુખમુદ્રા એ જૂથના પ્રત્યાયનમા વિશિષ્ટ ભાગ ભજવે છે. પક્ષીપ્રાણીઓ મુદ્રાઓ દ્વારા પોતાની લાગણી વ્યક્ત કરે છે મનુષ્ય વિશિષ્ટ વિકસિત અને શિક્ષિત હોવાને લીધે તેની મુદ્રાઓ અર્થ અને ભાવ સાથે અભિસંધિત રહે છે. અહીં પણ પોન્તીનો ખ્યાલ સામાન્ય સમજથી દૂર જતો હોય એમ જણાય છે. ઉદાહરણ તરીકે ક્રોધનો સંવેગ વિવિધ મુખમુદ્રાઓ હાથની મુઠ્ઠી દ્વારા વ્યક્ત કરી શકાય છે. તે એક જ રીતે વ્યક્ત થાય તેમ

જરૂરી નથી. તેને ભાષામાં પણ ઉપાલંભ, વ્યંગ અને વિરોધથી વ્યક્ત કરાય છે. પરંતુ પોન્તી પોતાનો બચાવ કરતાં કહે છે કે જો અભિવ્યક્તિમાં ભિન્નતા હોય તો તે ઊર્મિ, આવેગ અને ભાવમાં પણ ભિન્નતા હોવી જોઈએ.૮ એ એમ વિચારે છે કે જેટલી મુખમુદ્રાઓ હોય તેટલા સંવેગોના પ્રકારો હોઈ શકે છે. જો હાવભાવ અને ચેષ્ટાઓ ભિન્ન હોય તો તે એક જ અર્થને વ્યક્ત ન કરે પરંતુ અર્થો ભિન્ન બની જાય છે એમ પોન્તી કહે છે. જે ચેષ્ટા, મુદ્રા અને અર્થની બાબતમાં બને છે તે ભાષા અને વિચારની બાબતમાં પણ બનવા પામે છે.

એક જ વિચાર ભિન્ન રીતે અને ભિન્ન ભાષાઓમાં વ્યક્ત ન થઈ શકે એમ પોન્તી કહે છે. એનાથી ઊલટું એક જ ભાષા કે વાણી ભિન્ન વિચારો કે ભિન્ન સંદર્ભોને વ્યક્ત ન કરી શકે. એ શકય નથી. અહીં અનુવાદનો પ્રશ્ન ઉદ્ભવે છે. એક જ વિચાર કે એક જ અર્થને ભિન્ન ભાષાઓમાં અનુવાદિત કરવો તે સમસ્યારૂપ બને છે. પોન્તી આ પરથી એવા નિષ્કર્ષ પર પહોંચે છે કે "ભાષાનો સંપૂર્ણ અર્થ અન્ય ભાષામાં અનુવાદિત કરવો સંભવિત નથી."૯ અહીં 'હરમાન્યૂટિક્સ'ની સમજૂતીની સમસ્યા પ્રકાશમાં આવે છે. 'હરમીઝ' એ બાઇબલમાં રજૂ થતી જ્ઞાનની દેવી છે. જે શબ્દ કે અર્થ અમુક ગ્રંથમાં વિશિષ્ટ સાંસ્કૃતિક અને ધાર્મિક સંદર્ભમાં પ્રચલિત હોય તેને અન્ય સાંસ્કૃતિક અને ધાર્મિક વાતાવરણ તથા સંદર્ભમાં શી રીતે સમજી શકાય? આ પ્રશ્ન આભાસવાદી પરંપરાના ચિંતકો જેવા કે ગાડામેર, હાઇડેગર અને પોલ રિકૂરે ચર્ચ્યો છે.

પોન્તી અહીં આ પ્રશ્નને એ રીતે સમજે છે કે વિચારના સ્વરૂપ અંગે જે એમ માનવામાં આવે છે કે એ ભાષા અને વાણીથી નિરપેક્ષ સાર્વત્રિક અને શાશ્વત છે એ ખ્યાલ ભાષા કે વાણીનાં બે પ્રાથમિક પરિમાણો (dimensions) વચ્ચેના ભેદને સમજવાની નિષ્ફળતામાંથી પરિણમે છે. વાણીનાં આ બે પરિમાણો એ એક 'પરોલ પારલાન્તે' અથવા 'બોલાતો શબ્દ' અને બીજું એ 'પરોલ પારલી' અથવા 'બોલી લીધેલો શબ્દ' છે. જે શબ્દ બોલી નાખ્યો છે 'પરોલ પારલી' એ ક્રિયા થઈ ગઈ છે તેથી શબ્દ અસ્તિત્વમાં આવી ગયો છે અને જે સમૂહ – લોકો ભાષા બોલે છે તેની 'માલિકીનો' તે શબ્દ બની જાય છે. આ રીતે સમજતાં શબ્દ એક 'સંસ્થા'નો સભ્ય બની જાય છે. જે શબ્દ વારંવાર વાપરવામાં આવે છે એ શબ્દ કે વાણી વિશિષ્ટ ભાષાકીય જૂથનું સભ્ય બને છે. પરંપરામાં જૂથના સભ્યો એક પછી એક આ શબ્દ અને વાણીને વાપરે છે તેનો કોઈ નિશ્ચિત ઊગમ તો હશે જ. શબ્દ કોઈ સમૂહની માલિકીનો શબ્દ બને તે પહેલા અમુક નિશ્ચિત સમયે પ્રથમ વખત વપરાયો હશે એમ બન્યું હશે. આમ જે શબ્દ બોલાઈ ગયો છે એ દ્વિતીય પરિમાણને ભૂતકાળમાં જોવાય તો તે 'બોલાતો' (speaking) શબ્દ – પ્રથમ વખત જ બોલાય એવું બને છે. આ બોલાતા શબ્દને 'અધિકૃત' (authentic) વાણી કહેવાય છે. આમ વાણીનું પ્રથમ પરિમાણ 'બોલાતો શબ્દ' ચાલુ વર્તમાનકાળ છે એ મૂળ 'વાક્' – આદિવાણી છે. અને એ અર્થને અસ્તિત્વમાં લાવે છે.૧૦ આનું ઉદાહરણ આપતાં પોન્તી બાળક પ્રથમ વખત શબ્દ બોલે છે એ શબ્દનો ઊગમ દર્શાવે છે. પ્રિયતમ અને પ્રિયતમા પ્રથમ વખત વાતચીત કરે છે એ વાણીનો ઊગમ છે તે વાણીનું પ્રથમ પરિમાણ દર્શાવે છે. માનવજાતનો આદિમ મનુષ્ય બોલ્યો એ વાણીનું પ્રથમ પરિમાણ છે. લેખક કે ફિલસૂફ પરંપરાથી વિરુદ્ધ આપણા મૂળ પ્રાથમિક અનુભવોને ઉદ્દીપ્ત કરે છે.૧૧ આ પ્રાથમિક સ્તરે મનુષ્ય વાણીના મૂળ ઊગમને પ્રદત્ત અને જગત પર આરોપિત (impose) કરે છે. અહીં વાણી અને ભાષાના યથાર્થ સ્વરૂપને પ્રગટ થતું જોવાય છે.

એક વખત આદિમવાણી સામાજિક પ્રત્યાયનમાં ગોઠવાઈ જાય છે ત્યાર બાદ એ વ્યાપક સ્તરે લોકોમાં પ્રચલિત બને છે. પરંપરાગત વાણી વારંવાર વ્યક્ત થતી રહે છે અને કોઈ પણ એક ભાષાપરક સમૂહ કે જાતિનો ભાગ બની જાય છે. અને પરિણામે

વિચાર કોઈ શાશ્વત ગુણધર્મ ધરાવે છે એવી છાપ ઉપસ્થિત થાય છે. વાસ્તવમા પોન્તી માને છે કે કોઈ વિચાર શાશ્વત કે પરાત્પર નથી પરંતુ તે વાણી અને ભાષાનો જ ભાગ છે પરંતુ તે ક્રમાનુક્રમ પર પરામા વારવાર વપરાય છે તેથી ચિત્તમા વિચાર સાર્વત્રિક અને નિરપેક્ષ છે એવી છાપ સરજાય છે જો આપણે તેના ઊગમને જોઈએ તો આ બાબત શરતી અને સોપાધિક છે તે જણાઈ આવશે. પોન્તી કહે છે કે "વિચાર શાશ્વત છે એ ખોટો ખ્યાલ છે. વાસ્તવમા એ શરતી અને સાપેક્ષ તથ્ય છે. શબ્દ વિનાનો વિચાર એ કેવળ આદર્શ તરીકે આપણી સમક્ષ રજૂ થાય છે પરંતુ જેમ અવાજ વિનાનુ સગીત એ બેહૂદો ખ્યાલ છે તેમ શબ્દ વિનાનો વિચાર સભવિત નથી[12] આમ 'અધિકૃત' વાણી 'બોલાતો' શબ્દ સાભળવા મળે છે અને તે સમયે 'અર્થ' વાણી દ્વારા અસ્તિત્વમા આવે છે. વાણી અને અર્થને જુદા પાડી શકાય તેમ નથી. પ્રાથમિક તબક્કે વાણી એ અર્થની અભિવ્યક્તિ નથી પરંતુ એ અર્થનો ઊગમ (source) છે આપણે આપણા શાત જીવનના અશોમા આ વાણીને વારવાર યાદ કરીએ છીએ અને પરિણામે 'અર્થ' અને 'વિચાર' જાણે કે સ્વઅસ્તિત્વ ધરાવે છે તેવો ખ્યાલ રચીએ છીએ, જાણે કે અભિવ્યક્તિ અગાઉ અર્થ અને વિચાર હાજર હોય એવી ખોટી છાપ ઉત્પન્ન થાય છે. પરતુ આ 'શાત જીવન' શુ છે? પોન્તી કહે છે કે એ "આપણુ આતરિક જીવન છે, એ આતરિક ભાષા છે"[13]

આપણે ઉપરોક્ત પૃથક્કરણમા જોયું કે પોન્તી મુદ્રાઓથી આરંભ કરીને 'બોલાતી ભાષા' (પરોલ પારલાન્તે)મા તેનો અત જુએ છે. પ્રશ્ન એ ઉદ્ભવે છે કે વાણી એ કેવળ 'મુદ્રાઓ'(gestures)મા સમાપ્ત થાય છે? આ ચેષ્ટા, ભાવ કે મુદ્રા એ બાહ્ય આવિષ્કાર છે અને અમુક સ્તર સુધી તે પક્ષીપ્રાણીઓમા પણ જોવા મળે છે તેને 'ચેષ્ટા' કહેવાય. મનુષ્યમા જે બાહ્ય આવયવિક ક્રિયાઓ છે તેને મુદ્રા કહી શકાય. પક્ષીપ્રાણી સભાન નથી ત્યારે મનુષ્ય સભાન પ્રાણી છે. એ સાચુ છે કે અર્થ અને વાણીને મુદ્રાથી તદ્દન ભિન્ન કરી શકાય નહિ પરંતુ શુ વાણી એ મુદ્રા છે? ઉદાહરણ તરીકે કોઈ વ્યક્તિ ગુસ્સે થઈ હોય તો તે મુદ્રા વ્યક્ત કરે છે પરંતુ ક્રોધનો 'અર્થ' અહી મુદ્રામા પૂર્ણ વ્યક્ત થઈ જાય છે તેમ કહી શકાય નહિ ભાષાનો અર્થ પૂર્ણ રીતે ભાષામા વ્યક્ત થઈ જતો નથી. ગામડાના માણસો મુદ્રા કે ચેષ્ટાથી ચલાવી લે છે પરંતુ શહેરીજનો તેનાથી એક ડગલું આગળ વધે છે અને શિષ્ટ ભાષા બોલે છે એ કદાચ મુદ્રા ન પણ વ્યક્ત કરે એવુ બને અને વિચારક એથી પણ આગળ વધે અને ક્રોધને શી રીતે વ્યક્ત કરવો તેનુ આયોજન કરે અને જુદા માધ્યમો ઘડી કાઢે

અહીં બીજો મુદ્દો પણ ઉપસ્થિત થાય છે અને તે નૈસર્ગિકપણાનો મુદ્દો છે શુ ભાષા કેવળ 'નૈસર્ગિક' સંસ્થા છે? તેને માનસિક, નૈતિક, સાસ્કૃતિક કે બૌદ્ધિક, સામાજિક પાસાઓ રહ્યા નથી? શુ ભાષા વિચારની પરંપરાગત આપખુદી (arbitrary) સંજ્ઞા છે? ભાષાની વિવિધતા શુ આવી ધારણા તરફ આપણને દોરી જાય છે? ઉદ્ગમવિષયક (genetic) પદ્ધતિ અપનાવીને પોન્તી વાણી અને ભાષાને આદિમવાણીમા ઉતારે છે અને બોલાતી વાણી એ જ અધિકૃત વાણી એવો ખ્યાલ પ્રતિપાદિત કરે છે આમ અવાજ, ઉચ્ચાર, કાકુ, શબ્દના પર્યાઓ, સદર્ભ જેવા વાણી અને ભાષાની એકરૂપતાઓને અભિવ્યક્તિની 'આદિમ વ્યવસ્થા' ઉતારવામા આવે છે અને ત્યા ભાષા આપખુદી જણાતી નથી. 'નાઇટ'ને શા માટે 'ન્યુઇટ' (nuit) કહેવું અને 'લાઇટ'ને શા માટે 'લ્યુમિયેર' (lumiere) કહેવુ એ આપખુદી જણાતું નથી પોન્તીને દ્વિતીય કક્ષા પરંપરાગત અને આપખુદી જણાય છે કારણ કે તેમા તેનો શાબ્દિક દેહ છે. પરતુ જો 'મુદ્રાયુક્ત' આવેગો અને ભાવાર્થને ધ્યાનમા લેવામા આવે તો તે આપખુદી જણાશે નહિ. જુદી જુદી ભાષાઓ પણ આ રીતે જગતને 'લય' (rhythm) અને 'ગીત' (singing) દ્વારા જોવાની વૈકલ્પિક વ્યવસ્થાઓ છે

ઉપરોક્ત સ્પષ્ટીકરણ ભાષા અને વાણીની નૈસર્ગિક બાજુ દર્શાવે છે અને તેની વિશિષ્ટ પદ્ધતિ દ્વારા સમજૂતી રજૂ કરે છે પરંતુ મનુષ્ય ચિંતનશીલ પ્રાણી છે તેથી 'વાણીની વાણી' અંગે વિચારે છે. જેમ પોન્તી 'બોલાતો શબ્દ' અને 'બોલી લીધેલો શબ્દ' એ વચ્ચે ભેદ પાડીને શું અધિકૃત છે અને શું નથી તે સ્પષ્ટ કરે છે તેમ શું વાણીને અનુરૂપ તેનો 'વિષય' (*object*) ખરેખર રહ્યો છે ખરો? તે પ્રશ્ન વિશે કેવળ મનુષ્ય જ વિચારી શકે છે. તે અંગે પક્ષીપ્રાણી કશું કહી શકતાં નથી. પોન્તી આની કબૂલાત કરે છે અને કહે છે કે 'મુદ્રાની મુદ્રા' 'ચિત્રકામનું ચિત્રકામ' હોઈ શકતાં નથી પરંતુ 'વાણીની વાણી' સંભવી શકે છે. એ કહે છે કે "વાણીની બાબતમાં અભિવ્યક્તિની પ્રક્રિયા આગળ ને આગળ ચલાવી શકાય છે, તેનો ફરીથી વિચાર થઈ શકે છે. તેથી 'વાણી' વિશે બોલવું સંભવિત છે પરંતુ ચિત્રકામ વિશે 'ચિત્રકામ' કરવું સંભવિત નથી."[13] આ દર્શાવે છે કે ભાષાના સંદર્ભકર્તા (referent) હોઈ શકે છે, તેનો અર્થ, તેના વિશે વાણી સંભવી શકે છે. ત્યારે મુદ્રા કે ચિત્રકામ જગતના જ સંદર્ભમાં ઉપયોગમાં લઈ શકાય છે, તેને 'સભાન' કરી શકાતાં નથી. તેથી પોન્તી જે ચાલુ વર્તમાનકાળ અને ચાલુ ભૂતકાળ વચ્ચે ભેદ પાડે છે તે વાણીના સંદર્ભમાં થઈ શકે છે પરંતુ 'મુદ્રા'ના સંદર્ભમાં થઈ શકતો નથી.

પરંતુ જો આમ હોય તો વિવિધ વિચારોને વ્યક્ત કરવા એક જ ભાષા શી રીતે હોઈ શકે? વિવિધ વિચારને વ્યક્ત કરવા માટે વિવિધ ભાષા હોવી જોઈએ. પોન્તી કહે છે તેમ વાણીનો સંદર્ભ (reference) એક જ છે તેનો સંદર્ભકર્તા એક જ છે એમ શી રીતે કહી શકાય? આ સુસંગત જણાતું નથી. આમ પોન્તીના ભાષા અંગેના સિદ્ધાંત સાથે તેનો 'ઉપયોગ-કથન'(use-mention)નો અથવા 'બોલાતી વાણી' અને 'બોલી લીધેલી વાણી'નો ભેદ બંધબેસતો નથી.

આદિમ વાણી જે પ્રથમ સ્તર છે અને ઉપયોગી બનતી, રૂઢિગત અને પરંપરાગત વાણી જે દ્વિતીય સ્તર છે તે અંગેનાં સત્ય, પ્રામાણ્ય, સુસંગતતા, સંદર્ભનાં ધોરણો જુદાં શી રીતે હોઈ શકે? બંને સ્તરે ભાષાની વાસ્તવિકતા, સત્ય, તેની એકરૂપતા અંગેના પ્રશ્ન ઉપસ્થિત થશે તો તે ભિન્ન હશે કે તેમાં એકતા હશે એ પોન્તીને માટે પ્રાણરૂપ પ્રશ્ન છે. આ ઉપરાંત આદિમ ભાષા અને સંસ્થાકીય ભાષાની પરિપાટી (pattern) શું એક જ છે? મિકાયેલ કુલમાન અને ચાર્લ્સ ટેઈલર પોન્તીના આદિમ ભાષાના સ્તરને પૂર્વ-વસ્તુલક્ષી (*preobjective*) તરીકે લેખાય તો શી અસંગતિ ઉત્પન્ન થાય છે તે જણાવે છે.[14] પોન્તી કહે છે કે "આ આદિમ સ્તરને જ્યાં સુધી ગણનામાં લેવાય નહિ ત્યાં સુધી આપણો મનુષ્યનો ખ્યાલ અધૂરો રહેશે. વાતચીતના કોલાહલની ભીતરમાં જે આ પૂર્વ શાંતિ રહી છે તેને ધ્યાનમાં ન લઈએ ત્યાં સુધી આ ઉપરછલ્લું રહેવાનું છે. આ પૂર્વ-સ્થાપિત શાંતિને કયા કાર્ય દ્વારા ચલિત કરાય છે તેની નોંધ આપણે લેવી જોઈએ."[15] ભાષાના માધ્યમ અને વાણી દ્વારા આ 'શાંતિ'ને વર્ણવવી જરૂરી છે. પરંતુ પોન્તી કબૂલે છે કે તે આપણી સાધારણ ભાષા દ્વારા વર્ણવી શકીએ તેમ છીએ જે યોગ્ય ન લેખાય. જે આદિમ છે તેનું આદિમ કેમ હોઈ શકે? તેની મુદ્રા શી રીતે હોઈ શકે? પોન્તી અહીં આપણી સાધારણ (ordinary) ભાષાની મર્યાદા દર્શાવે છે. સોસ્યૂરે પણ વિચાર, શબ્દ, અર્થ તથા સંજ્ઞાની એકતા વિશે પોન્તીની માફક પ્રતિપાદન કરે છે. આદિમ વાણી અને દ્વિતીય-લક્ષી વાણી વચ્ચેના ભેદ પર આ ખ્યાલ આધારિત છે.

પ્રત્યેક ભાષાના મૂળમાં એક આદિમ સ્તર રહ્યો છે જે તેને અર્થ, અવાજ, ઉચ્ચાર, લયની પરિપાટી દર્શાવે છે. પોન્તી એમ માને છે કે અસ્તિત્વની દૃષ્ટિએ એ સ્તર પ્રાથમિક અને તેની પૂર્વે છે. એ મૂળભૂત છે અને જે વિચાર અનુવાદિત છે તેના પ્રાથમિક આધાર તરીકે છે. અર્થનો

વિચાર કોઈ શાશ્વત ગુણધર્મ ધરાવે છે એવી છાપ ઉપસ્થિત થાય છે. વાસ્તવમા પોન્તી માને છે કે કોઈ વિચાર શાશ્વત કે પરાત્પર નથી પરંતુ તે વાણી અને ભાષાનો જ ભાગ છે પરંતુ તે ક્રમાનુક્રમ પરંપરામા વારવાર વપરાય છે તેથી ચિત્તમા વિચાર સાર્વત્રિક અને નિરપેક્ષ છે એવી છાપ સરજાય છે જો આપણે તેના ઊગમને જોઈએ તો આ બાબત શરતી અને સોપાધિક છે તે જણાઈ આવશે. પોન્તી કહે છે કે "વિચાર શાશ્વત છે એ ખોટો ખ્યાલ છે. વાસ્તવમા એ શરતી અને સાપેક્ષ તથ્ય છે. શબ્દ વિનાનો વિચાર એ કેવળ આદર્શ તરીકે આપણી સમક્ષ રજૂ થાય છે પરંતુ જેમ અવાજ વિનાનું સંગીત એ બેહૂદો ખ્યાલ છે તેમ શબ્દ વિનાનો વિચાર સંભવિત નથી[૧૨] આમ 'અધિકૃત' વાણી 'બોનાતો' શબ્દ સાંભળવા મળે છે અને તે સમયે 'અર્થ' વાણી દ્વારા અસ્તિત્વમા આવે છે વાણી અને અર્થને જુદા પાડી શકાય તેમ નથી. પ્રાથમિક તબક્કે વાણી એ અર્થની અભિવ્યક્તિ નથી પરંતુ એ અર્થનો ઊગમ (source) છે આપણે આપણા શાંત જીવનના અંશોમા આ વાણીને વારવાર યાદ કરીએ છીએ અને પરિણામે 'અર્થ' અને 'વિચાર' જાણે કે સ્વ અસ્તિત્વ ધરાવે છે તેવો ખ્યાલ રચીએ છીએ, જાણે કે અભિવ્યક્તિ અગાઉ અર્થ અને વિચાર હાજર હોય એવી ખોટી છાપ ઉત્પન્ન થાય છે. પરંતુ આ 'શાંત જીવન' શુ છે? પોન્તી કહે છે કે એ "આપણુ આંતરિક જીવન છે, એ આંતરિક ભાષા છે"[૧૩]

આપણે ઉપરોક્ત પૃથક્કરણમા જોયું કે પોન્તી મુદ્રાઓથી આરંભ કરીને 'બોનાતી ભાષા' (પરોલ પારલાન્તે)મા તેનો અંત જુએ છે. પ્રશ્ન એ ઉદ્ભવે છે કે વાણી એ કેવળ 'મુદ્રાઓ'(gestures)મા સમાપ્ત થાય છે? આ ચેષ્ટા, ભાવ કે મુદ્રા એ બાહ્ય આવિષ્કાર છે અને અમુક સ્તર સુધી તે પક્ષીપ્રાણીઓમા પણ જોવા મળે છે તેને 'ચેષ્ટા' કહેવાય. મનુષ્યમા જે બાહ્ય આવયવિક ક્રિયાઓ છે તેને મુદ્રા કહી શકાય. પક્ષીપ્રાણી સભાન નથી ત્યારે મનુષ્ય સભાન પ્રાણી છે. એ સાચુ છે કે અર્થ અને વાણીને મુદ્રાથી તદ્દન ભિન્ન કરી શકાય નહિ પરંતુ શુ વાણી એ મુદ્રા છે? ઉદાહરણ તરીકે કોઈ વ્યક્તિ ગુસ્સે થઈ હોય તો તે મુદ્રા વ્યક્ત કરે છે પરંતુ ક્રોધનો 'અર્થ' અહીં મુદ્રામા પૂર્ણ વ્યક્ત થઈ જાય છે તેમ કહી શકાય નહિ ભાષાનો અર્થ પૂર્ણ રીતે ભાષામા વ્યક્ત થઈ જતો નથી. ગામડાના માણસો મુદ્રા કે ચેષ્ટાથી ચલાવી લે છે પરંતુ શહેરીજનો તેનાથી એક ડગલું આગળ વધે છે અને શિષ્ટ ભાષા બોલે છે એ કદાચ મુદ્રા ન પણ વ્યક્ત કરે એવું બને અને વિચારક એથી પણ આગળ વધે અને ક્રોધને શી રીતે વ્યક્ત કરવો તેનું આયોજન કરે અને જુદા માધ્યમો ઘડી કાઢે

અહીં બીજો મુદ્દો પણ ઉપસ્થિત થાય છે અને તે નૈસર્ગિકપણાનો મુદ્દો છે શુ ભાષા કેવળ 'નૈસર્ગિક' સંસ્થા છે? તેને માનસિક, નૈતિક, સાંસ્કૃતિક કે બૌદ્ધિક, સામાજિક પાસાઓ રહ્યા નથી? શુ ભાષા વિચારની પરંપરાગત આપખુદી (arbitrary) સંજ્ઞા છે? ભાષાની વિવિધતા શુ આવી ધારણા તરફ આપણને દોરી જાય છે? ઉદ્ગમવિષયક (genetic) પદ્ધતિ અપનાવીને પોન્તી વાણી અને ભાષાને આદિમવાણીમા ઉતારે છે અને બોલાતી વાણી એ જ અધિકૃત વાણી એવો ખ્યાલ પ્રતિપાદિત કરે છે આમ અવાજ, ઉચ્ચાર, કાકુ, શબ્દના પર્યાયો, સંદર્ભ જેવા વાણી અને ભાષાની એકરૂપતાઓને અભિવ્યક્તિની 'આદિમ વ્યવસ્થા' ઉતારવામા આવે છે અને ત્યા ભાષા આપખુદી જણાતી નથી. 'નાઇટ'ને શા માટે 'ન્યુઇટ' (nuit) કહેવું અને 'લાઇટ'ને શા માટે 'લ્યુમિયેર' (lumiere) કહેવું એ આપખુદી જણાતું નથી પોન્તીને દ્વિતીય કક્ષા પરંપરાગત અને આપખુદી જણાય છે કારણ કે તેમા તેનો શાબ્દિક દેહ છે પરંતુ જો 'મુદ્રાયુક્ત' આવેગો અને ભાવાર્થને ધ્યાનમા લેવામા આવે તો તે આપખુદી જણાશે નહિ. જુદી જુદી ભાષાઓ પણ આ રીતે જગતને 'લય' (rhythm) અને 'ગીત' (singing) દ્વારા જોવાની વૈકલ્પિક વ્યવસ્થાઓ છે

ઉપરોક્ત સ્પષ્ટીકરણ ભાષા અને વાણીની નૈસર્ગિક બાજુ દર્શાવે છે અને તેની વિશિષ્ટ પદ્ધતિ દ્વારા સમજૂતી રજૂ કરે છે પરંતુ મનુષ્ય ચિંતનશીલ પ્રાણી છે તેથી 'વાણીની વાણી' અંગે વિચારે છે. જેમ પોન્તી 'બોલાતો શબ્દ' અને 'બોલી લીધેલો શબ્દ' એ વચ્ચે ભેદ પાડીને શું અધિકૃત છે અને શું નથી તે સ્પષ્ટ કરે છે તેમ શું વાણીને અનુરૂપ તેનો 'વિષય' (object) ખરેખર રહ્યો છે ખરો? તે પ્રશ્ન વિશે કેવળ મનુષ્ય જ વિચારી શકે છે. તે અંગે પક્ષીપ્રાણી કશું કહી શકતાં નથી. પોન્તી આની કબૂલાત કરે છે અને કહે છે કે 'મુદ્રાની મુદ્રા' 'ચિત્રકામનું ચિત્રકામ' હોઈ શકતાં નથી પરંતુ 'વાણીની વાણી' સંભવી શકે છે. એ કહે છે કે "વાણીની બાબતમાં અભિવ્યક્તિની પ્રક્રિયા આગળ ને આગળ ચલાવી શકાય છે, તેનો ફરીથી વિચાર થઈ શકે છે. તેથી 'વાણી' વિશે બોલવું સંભવિત છે પંરતુ ચિત્રકામ વિશે 'ચિત્રકામ' કરવું સંભવિત નથી."[૧૩] આ દર્શાવે છે કે ભાષાના સંદર્ભકર્તા (referent) હોઈ શકે છે, તેનો અર્થ, તેના વિશે વાણી સંભવી શકે છે. ત્યારે મુદ્રા કે ચિત્રકામ જગતના જ સંદર્ભમાં ઉપયોગમાં લઈ શકાય છે, તેને 'સભાન' કરી શકાતાં નથી. તેથી પોન્તી જે ચાલુ વર્તમાનકાળ અને ચાલુ ભૂતકાળ વચ્ચે ભેદ પાડે છે તે વાણીના સંદર્ભમાં થઈ શકે છે પરંતુ 'મુદ્રા'ના સંદર્ભમાં થઈ શકતો નથી.

પરંતુ જો આમ હોય તો વિવિધ વિચારોને વ્યક્ત કરવા એક જ ભાષા શી રીતે હોઈ શકે? વિવિધ વિચારને વ્યક્ત કરવા માટે વિવિધ ભાષા હોવી જોઈએ. પોન્તી કહે છે તેમ વાણીનો સંદર્ભ (reference) એક જ છે તેનો સંદર્ભકર્તા એક જ છે એમ શી રીતે કહી શકાય? આ સુસંગત જણાતું નથી. આમ પોન્તીના ભાષા અંગેના સિદ્ધાંત સાથે તેનો 'ઉપયોગ-કથન'(use-mention)નો અથવા 'બોલાતી વાણી' અને 'બોલી લીધેલી વાણી'નો ભેદ બંધબેસતો નથી.

આદિમ વાણી જે પ્રથમ સ્તર છે અને ઉપયોગી બનતી, રૂઢિગત અને પરંપરાગત વાણી જે દ્વિતીય સ્તર છે તે અંગેનાં સત્ય, પ્રામાણ્ય, સુસંગતતા, સંદર્ભનાં ધોરણો જુદાં શી રીતે હોઈ શકે? બંને સ્તરે ભાષાની વાસ્તવિકતા, સત્ય, તેની એકરૂપતા અંગેના પ્રશ્ન ઉપસ્થિત થશે તો તે ભિન્ન હશે કે તેમાં એકતા હશે એ પોન્તીને માટે પ્રાણરૂપ પ્રશ્ન છે. આ ઉપરાંત આદિમ ભાષા અને સંસ્થાકીય ભાષાની પરિપાટી (pattern) શું એક જ છે? મિકાયેલ કુલમાન અને ચાર્લ્સ ટેઈલર પોન્તીના આદિમ ભાષાના સ્તરને પૂર્વ-વસ્તુલક્ષી (preobjective) તરીકે લેખાય તો શી અસંગતિ ઉત્પન્ન થાય છે તે જણાવે છે.[૧૪] પોન્તી કહે છે કે "આ આદિમ સ્તરને જ્યાં સુધી ગણનામાં લેવાય નહિ ત્યાં સુધી આપણો મનુષ્યનો ખ્યાલ અધૂરો રહેશે. વાતચીતના કોલાહલની ભીતરમાં જે આ પૂર્વ શાંતિ રહી છે તેને ધ્યાનમાં ન લઈએ ત્યાં સુધી આ ઉપરછલ્લું રહેવાનું છે. આ પૂર્વ-સ્થાપિત શાંતિને કયા કાર્ય દ્વારા ચલિત કરાય છે તેની નોંધ આપણે લેવી જોઈએ."[૧૫] ભાષાના માધ્યમ અને વાણી દ્વારા આ 'શાંતિ'ને વર્ણવવી જરૂરી છે. પરંતુ પોન્તી કબૂલે છે કે તે આપણી સાધારણ ભાષા દ્વારા વર્ણવી શકીએ તેમ છીએ જે યોગ્ય ન લેખાય. જે આદિમ છે તેનું આદિમ કેમ હોઈ શકે? તેની મુદ્રા શી રીતે હોઈ શકે? પોન્તી અહીં આપણી સાધારણ (ordinary) ભાષાની મર્યાદા દર્શાવે છે. સોશ્યુરે પણ વિચાર, શબ્દ, અર્થ તથા સંજ્ઞાની એકતા વિશે પોન્તીની માફક પ્રતિપાદન કરે છે. આદિમ વાણી અને દ્વિતીય-લક્ષી વાણી વચ્ચેના ભેદ પર આ ખ્યાલ આધારિત છે.

પ્રત્યેક ભાષાના મૂળમાં એક આદિમ સ્તર રહ્યો છે જે તેને અર્થ, અવાજ, ઉચ્ચાર, લયની પરિપાટી દર્શાવે છે. પોન્તી એમ માને છે કે અસ્તિત્વની દૃષ્ટિએ એ સ્તર પ્રાથમિક અને તેની પૂર્વે છે. એ મૂળભૂત છે અને જે વિચાર અનુવાદિત છે તેના પ્રાથમિક આધાર તરીકે છે. અર્થનો

પ્રાથમિક આધાર આ પ્રાથમિક અને મૂળભૂત સ્તર પર રહ્યો છે. ચિંતક તેના વિચાર કરે છે. 'વાણીની વાણી' શી છે તે આ મૂળભૂત સ્તર દ્વારા વિચારાય છે અહીં ભાષા અને અર્થ પોતાનાં મૂળ શોધે છે. સમકાલીન 'હરમાન્યૂટિક્સ'ના ચિંતનના સંદર્ભમાં આ વિચારણા જરૂરી બને છે.

## નોંધ અને સંદર્ભ


૧. ફિનોમિનોલોજી ઑફ પર્સેપ્શન: મૉરિસ માર્લો-પોન્તી, અનુવાદક: કૉલિન સ્મિથ · રાઉટલેજ કીગન પૉલ લિમિટેડ, લંડન: ૧૯૬૨, પા. ૧૭૪
૨. એજન, પા. ૧૭૬ ફિલોસોફી ઑફ માર્લો–પોન્તી: જૉન એફ બનાન: હારકોર્ટ બ્રેઈસ એન્ડ વર્લ્ડ · આઈ એન.સી: ૧૯૬૭, પા ૮૧.
૩ ફિનોમિનોલોજિક ફિલોસોફી ઑફ માર્લો પોન્તી: આર સી. કવાન્ત: ડયુકેશન યુનિવર્સિટી પ્રેસ, પીટ્સબર્ગ: ૧૯૬૩, પા. ૫૧–૫૨.
૪. એજન, પા ૧૭૭.
૫. એજન, પા ૧૮૨.
૬. એજન, પા ૩૮૯; પા. ૧૮૨–૧૮૩.
૭ એજન, પા. ૧૮૩
૮ એજન, પા ૧૮૯
૯ એજન, પા. ૧૮૭.
૧૦ એજન, પા. ૧૭૮
૧૧. એજન, પા. ૧૭૯.
૧૨. એજન, પા. ૧૯૦
૧૩. એજન, પા ૧૯૧.
૧૪ ધી પ્રિ ઑબ્જેક્ટિવ વર્લ્ડ: રિવ્યૂ ઑફ મેટાફિઝિક્સ: મિકાયેલ કુલમાન અને ચાર્લ્સ ટેઈલર · વૉલ્યૂમ ૧૨, સપ્ટેમ્બર ૧૯૫૮: પા. ૧૦૮–૧૩૨.
૧૫ ફિનોમિનોલોજી ઑફ પર્સેપ્શન: પોન્તી · પા. ૧૮૪.




# સાહિત્ય-સિદ્ધાંત: ભારતીય વિવેચનાના સંદર્ભમાં

કૃષ્ણ રાયન; અનુ. શાલિની વકીલ

## ૧૨

### વ્યવહાર વિવેચનનો નમૂનો

આ પુસ્તકના પ્રારંભિક પ્રકરણમાં પુનર્મુદ્રિત થયેલું મારું પુસ્તકાવલોકન, વિવેચન કેવી રીતે ન કરવું તેનો નમૂનો પૂરો પાડે છે. આ અંતિમ પ્રકરણમાં મારું બીજું એક પુસ્તકાવલોકન પુનર્મુદ્રિત કર્યું છે ('ઇન્ડિયન લિટરેચર'ના જાન્યુ.-ફેબ્રુ. ૧૯૯૦ના અંકમાંથી). મને શ્રદ્ધા છે કે વિવેચન કેવી રીતે કરવું તેનો નમૂનો એ પૂરો પાડી શકશે. મને લાગે છે કે આ પુસ્તકમાં વિકસાવેલા સાહિત્યસિદ્ધાંતની સાથે સુસંગત એવી વિવેચનાનું એ ઉદાહરણ બની રહેશે.

રચનાશિલ્પની રીતે, અય્યપ્પા પણિક્કરની નવી રચના (અને મારે મતે અત્યાર સુધીની એમની મહત્ત્વાકાંક્ષી અને મહત્ત્વની રચના) 'ગોત્રયાનમ્' એ ભારતીય આર્યોના દ્વીપકલ્પ ભણીના સ્થાનાન્તરણના એક વધુ આંદોલન રૂપે દૂર દક્ષિણમાં કરાયેલા લાંબા દુર્ગમ પ્રવાસના પ્રસ્થાનની પૂર્વસંધ્યાએ એક અગ્રણી દ્વારા એના અનુસરનાઓને કરાયેલું ઉદ્‌બોધન છે. ઉદ્‌બોધનનો પ્રારંભ પ્રતિધ્વનિત શબ્દોથી થાય છે.

'આવતીકાલે જેવો સૂર્ય ઊગશે
કે આપણે એકસાથે પ્રયાણ કરીશું.
ડાબા પગને ભૂલ્યા વગર
જમણો પગ પહેલાં ઊંચકજો,
આંખ દૂર પૂર્વમાં પહોંચી જશે
મન આગળ ધપતું જશે.'

આ પ્રવાસને મહાકાવ્યનાં પરિમાણોમાં પ્રત્યક્ષ કરાયેલો છે, (ઐતિહાસિક રીતે આવો કોઈ પણ પ્રવાસ આવો જ હશે.) અને વીરયુગોમાં આવાં પરાક્રમ માટે સુનિશ્ચિત ભાષાબંધનું પ્રચલિત નિરૂપણ આ રચનામાં પુનરાવૃત્ત અને પ્રતિધ્વનિત થયા કરે છે. એક રીતે જોતાં આ પ્રવાસ અજાણ્યા પ્રદેશ પરનું આક્રમણ છે; એમનો ક્યાં મુકામ થશે તેની ભૂગોળને જાણ નથી; તેઓ ક્યારે આવી પહોંચશે તેની ઇતિહાસને જાણ નથી અને કયા હેતુથી તેઓ પ્રયાણ કરી રહ્યા છે તેની તત્ત્વજ્ઞાનને જાણ નથી. એમને કરવાની છે ફક્ત યાત્રા – એક લાંબી કૂચ. એમના પ્રપિતામહોએ એમને આર્યાવર્ત ક્યાં છે તે જણાવ્યું નથી. તેથી તેઓ તેને પગે ચાલીને શોધી કાઢવાના છે. તેમના પગ વિશ્રાંતિ માટે કે લથડવા માટે નથી, પણ નિરંતર ગતિ માટે છે. અને તેઓ ફક્ત આગળ જ વધી શકે છે; પીછેહઠ એમને માટે છે જ નહિ. ન તો તેઓ નિરાશ્રિતો છે, ન તો આક્રમકો, ન તો જમીનના સોદા કરનારા કે ગ્રાહકો છે; તેઓ અજાણ્યા માર્ગના યાત્રીઓ છે. એમના માર્ગમાં તેઓ નવો પહેરવેશ, નવી ભાષાઓ, નવા મિત્રો અને શત્રુઓ, નવા રીતરિવાજોનો સામનો કરતા રહેશે. આવાં બહુમુખ સાંસ્કૃતિક સ્વરૂપો અને સંબંધો એમને એક નવી સંસ્કૃતિનો પાયો નાખવા સક્ષમ બનાવશે. એમના સરંજામમાં હશે એમનાં દેશગીતો ને કથાગીતો, પંચતત્ત્વો, શરીર અને સૌથી વિશેષ તો મન. અને ખરેખર વ્યવહિત મનની ક્રિયા દ્વારા એમના અગ્રણીએ એમની યાત્રાના અંતની અગાઉથી જ ઝાંખી કરી લીધી છે. દૂર દક્ષિણે પશ્ચિમ કાંઠે એક લીલોછમ લહેરાતો વિસ્તાર.

જેમ જેમ કાવ્ય ઊઘડે છે તેમ તેમ આ યાત્રા જીવનની લક્ષણામાં વિસ્તરવા લાગે છે અને પછી સમયની પોતાની જ લક્ષણામાં વિસ્તરે છે : અગ્રણી કહે છે કે આપણાં પાછાં પગલાં ન હોઈ શકે, ગત

યુગોને સ્મરવાના ન હોઈ શકે, કેમ કે, સમયને એક જ દિશા છે; એને ન તો આદિ છે, ન તો અંત, એ છે નિરંતર આવાગમન, એક સતત હોવાપણું. સર્વ કંઈ પ્રક્રિયા છે. સનાતન યાત્રી મનુષ્ય, કોઈ બિંદુ નથી, પણ રેખા છે અને મનુષ્ય પ્રાણી નથી, પણ સર્જનનો ક્રિયાકલાપ છે. વાસ્તવમાં એ પોતાનો માર્ગ નક્કી કરવા અને એની પરિસ્થિતિઓ બદલવા સમર્થ છે, અને એ સ્રષ્ટા પણ છે.

યાત્રા જીવન તરીકે – યાત્રા સમય તરીકે – એવા બૃહદ અર્થના તંતુઓ પર સદીઓથી માનવવિચારણામાં પ્રમુખ રહેલી કેટલાક પ્રાણભૂત સંપ્રત્યયોની પુનઃ સ્વીકૃતિઓને ગોઠવી છે. આ બધામાં સૌથી મહત્ત્વનો છે ચિત્તની સાર્વભૌમિકતાનો સંપ્રત્યય. આ કાવ્ય વારંવાર દર્શાવે છે કે ધ્યાનની સંભાવનાઓ અપાર છે ચિત્તનો આ ઉત્કર્ષ સ્નેહભાવના અતિશય મહત્ત્વ પરના સમરૂપ આગ્રહ સાથે સંલગ્ન છે. અંગ્રેજી ભાષામાં સ્નેહને માટે, સ્નેહીદ્રવ્યના કાર્ય સાથે સામ્ય ધરાવતાં એના અસરકારક લક્ષણ માટે કોઈ પર્યાય નથી. સ્નેહી દ્રવ્ય સંપર્ક અને પરસ્પરની ક્રિયાને સુંવાળી બનાવે છે અને બીજમાંથી અંકુર અને મૂળને વિકસાવતું તત્ત્વ પણ એમાં રહેલું સ્નેહીદ્રવ્ય જ છે. આમ સ્નેહ જીવવાનું અને વસ્તુતઃ તો જીવનમાત્રનું રહસ્ય છે એમ સ્વીકારીએ તો પ્રવંચના અને સંઘર્ષ જેવાં વર્તનસ્વરૂપો સ્વયં નિંદિત થઈને ઊભાં રહી જાય છે. સ્નેહ અને વેદના એક-બીજા પર અવલંબિત છે, એક બાજુ વેદના સ્નેહનું કારણ અને એની શરત છે અને બીજી બાજુ સ્નેહ વેદનામાંથી મુક્તિ માટેનું સાધન છે.

આ કાવ્યમાં પુનરાવૃત્ત થતો ત્રીજો સંપ્રત્યય પરિ-વર્તનની સાર્વત્રિકતા અને ગતિની અનિવાર્યતાનો છે. ખરેખર તો કાવ્યનો સૌથી વ્યક્ત સંકેત છે: ગતિ સર્વસ્વ છે. આની સાથેનું આછું સામ્ય છઠ્ઠા દાયકાના કવિ ટોમ ગનની રચના 'On the Move'(ગતિમાં)માં સ્વતંત્રપણે કળાય છે.

'મૂલ્યહીન જગતમાં ગતિ સાથે સંકળાઈએ છીએ.
પસંદ કરીએ છીએ, પ્રક્ષેપક અને પ્રક્ષેપિત સુધી...
ગતિ કરીએ છીએ હંમેશ પ્રતિ... પ્રતિ...'

ગતિ હમેશાં આગળ જ હોય છે, અજ્ઞાતમાં એક છલંગ; જેની રીતે નદી અદૃશ્ય સમુદ્ર ભણી શ્રદ્ધા-પૂર્વક આગળ ધપ્યે જાય છે તે જ રીતે મનુષ્ય એક અજ્ઞાત માર્ગને શોધે છે ને તે તરફ ધપતો જાય છે. ભવિષ્ય એક બાજુ સાતત્યને વશ છે ('ભવિષ્ય' અજાત ભૂતકાળનું જ નામ છે) તો બીજી બાજુ, એથી પણ વધુ પરિવર્તનને વશ છે (જેથી કોઈક વાર ભૂતકાળનો કેટલોક ભાગ ભૂંસી નાખી શકાય). પરિવર્તનની ક્રિયા સાર્વત્રિક છે — ધ્યેય બદલાય છે, માર્ગ બદલાય છે, ગતિને પ્રેરતું માનસ બદલાય છે. સાથે જ જે સમાજ પરિવર્તનશીલ નથી, તેનો અગતિકતા અને સ્થિરતા પર આધારિત બધા જ દોષોથી અપરિહાર્યપણે હ્રાસ થાય છે.

આવા અભિગ્રસ્ત સંદર્ભો અને એના જેવા અન્ય સંદર્ભો જે આખા કાવ્યમાં વિસ્તર્યા છે તે એક ઉદાર છતાં અતિ વૈયક્તિક દર્શનમાં — કર્મ, આકાંક્ષા,શ્રદ્ધા, સ્નેહ અને સમભાવના દર્શનમાં — સંબદ્ધ થયા છે. નિયતિવાદ અને નિષેધવાદથી તીવ્ર રીતે અસર પામેલી અને લાંબા સમયથી ચિંતા અને હતાશાથી ગ્રસ્ત થયેલી પેઢી માટે 'ગોત્રયાનમ્' એક એવું આસ્થાતંત્ર રજૂ કરે છે, જે પ્રસંગોપાત્ત આપણા પ્રાચીન ગ્રંથોની ભાષારીતિને અપનાવતું અને મનુ-ષ્યની ઉદાત્ત નિયતિ અંગેની એમની સૂઝને નવા ભાવોદ્રેકથી સંકોરતું સફળ થાય છે, અલબત્ત, એનાં ઇંગિતો અને એની મહત્તા નિઃસંદેહપણે સાંપ્રતકાલીન હોવા છતાં.

પરંતુ કોઈ પણ દર્શન આપમેળે જ સરસ કાવ્ય અને બેશક, મહાકાવ્ય બનતું નથી. 'ગોત્રયાનમ્' પરત્વે સહૃદય ભાવક જે રીતે પ્રતિભાવ આપે છે તે કેમ આપે છે તેની તર્કસંગત ધારણા કરવા માટે આપણે બીજે કશે નજર નાખવી રહી...

પોતા માટે અને પોતાના સાથીઓ માટે રાહ જોઈ રહેલાં લક્ષ્યો અંગે અમણી જ્યાં પૂર્વાનુમાન કરે છે એ આ રચનાનો વિશિષ્ટ ખંડ છે.

'નદીઓને કાંઠે
આપણે વાવીશું ડાંગર અને ઘઉં.
આપણે વાવીશું કોળાં અને અન્ય
શાકભાજી અને મસૂર.
ઉનાળે ફરતે પંચાગ્નિથી
આપણે રેબઝેબ થઈશું;
વરસાદમાં આકંઠ ડૂબી
આપણે પ્રાર્થના કરીશું;
વસંતમાં ફૂલોની જેમ આપણે
જંગલની શોભાને સુગંધ દઈશું.
જ્યાં જ્યાં આપણે ભેળા થઈશું
ત્યાં ત્યાં નાચ અને ગાન જાગી ઊઠશે
અને ડોલતાં ને પગ ઠેકતાં
આપણે દરેક સ્વાંગ સજીશું.'

અહીં કરાયેલી માનવસમાજોની આધારભૂત અને નિત્ય ઉપજીવિકાઓની અભિવ્યક્તિ એ 'ગોત્રયાનમ્'ની કલ્પનશ્રેણીની લાક્ષણિકતા છે. અપૂર્વ સંસારમાં જે કંઈ તત્ત્વભૂત છે, વૈશ્વિક છે, સમયહીન છે, એમાંથી આ રચના પોતાનાં કલ્પનો રચે છે: સૂર્ય, ચંદ્ર, ધ્રુવનો તારો, સપ્તર્ષિમંડલ અને અન્ય તારાઓ અને નક્ષત્રો અને બ્રહ્માંડ પોતે; જળ, સરિત, સમુદ્ર, તરંગ, પ્રવાહ; પૃથિવી, પર્વતમાળા, ટેકરી, ખીણ; માટી, બીજ, વૃક્ષ, મૂળ, શાખા, પર્ણ, પુષ્પ; નેત્ર, કર્ણ અને હસ્ત અને રચનામાં કેન્દ્રસ્થ — ચરણ. નિતાન્ત સ્વાભાવિકતામાં રજૂ થયેલાં આ બધા પદાર્થો અને એમનાં કાર્યો જીવનની સર્વવ્યાપિતાનો સંકેત આપે છે. સ્નેહનો મંત્ર આરંભાય છે:

'હાથ જ્યારે ધ્રૂજે છે
પગ આધાર બને છે;
પગ જ્યારે લપસે છે
હાથ આધાર બને છે;
હાથ અને પગ બંને જ્યારે લથડે છે
મન સંરક્ષે છે;
મન જ્યારે ભ્રમિત થાય
આત્મા સંરક્ષે છે.'

મંત્રનો આ રીતે અંત આવે છે:

'આંખો જ્યારે પાછી હઠે છે
કાન સંરક્ષે છે;
કાન જ્યારે સંકોચાય છે
આંખ સંરક્ષે છે.'

મંત્રોમાં, ભાષાકીય રૂઢિઓને માટે જ્યાં યોગ્ય સ્વીકૃતિઓ અપાયેલી છે, ત્યાં પણ ખંડમાં, પદાર્થો અને કાર્યોની અસાધારણ તળ આદિમતા અંગે કોઈ હાનિ નથી, અથવા અનુગામીઓને આપેલો આદેશ જુઓ:

'તમારું વજન ડાબા ચરણ પર નાખીને
જમણો ચરણ આગળ ધપાવો;
તમારું વજન જમણા ચરણ પર નાખીને
ડાબો ચરણ આગળ ધપાવો.
બે ચરણ ચાલશે, જો
એમાંનો એકેય ખોટો નહિ હોય.
આ બે ચરણથી
આપણે ત્રિભુવન માપી લઈશું.'

આવાં પ્રારંભિક કલ્પનોનો આધાર લઈને, એમને વારંવાર પ્રયોજી કે સંગતિપૂર્ણ રીતે પ્રયોજી 'ગોત્રયાનમ્' સફળતાથી સદીઓ પૂર્વેના આપણા પ્રાચીન ગ્રંથોના લાક્ષણિક ભાષાબંધ તરફ પાછું ફરે છે. આનું એક ખૂબ નોંધપાત્ર ઉદાહરણ ગીતાનો પ્રસિદ્ધ ખંડ છે.

'શસ્ત્રો એને છેદતાં નથી,
અગ્નિ એને પ્રજ્વાલતો નથી,
જલ એને ભીંજવતું નથી,
વાયુ એને શોષતો નથી.

એ અછેદ્ય છે, અદાહ્ય છે,
અક્લેદ્ય છે, અશોષ્ય છે'....

આવા એકદમ સરલ સંકેતકોની પછીતે સરલતાથી અત્યંત વિરુદ્ધ એવા સંકેતિતો પ્રચ્છન્ન છે. ગીતા માટે, એટલું જ 'ગોત્રયાનમ્' માટે પણ, આ સાચું છે. સાચે જ આપણાં છેલ્લાં હજાર વર્ષ દરમ્યાન સાહિત્યિક ભાષાબંધનો વિકાસ સૂક્ષ્મતા

અને પરિષ્કૃતતા, વિરોધાભાસ અને આત્મવિઘટનની દિશામા રહ્યો છે. કાવ્યની નીચેની પંક્તિઓ જુઓ :

'જેમ વૃક્ષ વિકસે છે
અનેક શાખાઓમા સંયુક્ત થઈને,
જેમ નદી વિકસે છે
અનેક ઝરણાંમાં સંયુક્ત થઈને,
માનવજાત માત્ર વિકસી શકે
અનેક સમાજો દ્વારા.'

વૃક્ષ અને નદીનાં કલ્પનો બહુ સામાન્ય લાગે છે, જ્યા સુધી પ્રતીત ન થાય કે બહુમુખસમાજના આદર્શને પ્રાપ્ત કરવાના સહયોગથી ક્યાય દૂર તેઓ હકીકતમા એકબીજાથી વિરુદ્ધ ફંટાય છે. નદીને પોષતા ઝરણાંઓ ઉપદાતાઓ છે, જ્યારે વૃક્ષની શાખાઓ વિતરકો છે. આ પ્રકારના અકથિત વિરોધમાં કયો અર્થ પ્રચ્છન્ન હશે? 'ગોત્ર-યાનમ્'મા ઘણા કલ્પનો આમ જ દેખીતી રીતે સરલ પણ દુર્બોધ અને કઠિન છે. દાખના તરીકે અહીં 'આપણાં શત્રુઓ' (આપણા સંતાનો પણ છે) કલ્પન છે, તેઓ આપણા માર્ગે લાંબા ડગ ભરે છે, પણ જ્યારે સમયનો પ્રવાહ અવરુદ્ધ થાય છે ત્યારે તેઓ દ્વારો ખોલી નાખે છે, અને જ્યારે આપણે એમાંથી પસાર થઈએ છીએ ત્યારે આપણે પુનર્જન્મ પ્રાપ્ત કરીએ છીએ. શત્રુ વગરના રહેવુ એટલે નિરાધાર રહેવુ; કેમ કે જીવનનાં લક્ષ્યો, આપણે જે નથી એનાથી બનેલા છે. શત્રુઓ અને દ્વારો અહીં વધુ જટિલ અર્થના વાહકો છે.

આમ છતાં અહીં એવા પણ ખંડો છે જ્યાં કલ્પનો નરી સરલતાથી દૂર હટે છે અલબત્ત, દુર્બોધતાની દિશામાં જવા માટે નહિ પરંતુ પ્રચુરતા અને સપ્રાણતાની દિશામાં જવા માટે. એમાંથી બે કલ્પનો એવી કલ્પકતાને વ્યક્ત કરે છે, જેનું રચનાના સમસ્ત અર્થ સાથે મહત્ત્વ છે. એમાનું પહેલું છે 'સ્વર્ગમાં આગળ જવુ' જેને નવી કેડીઓ શોધતા પ્રવાસીઓ જુએ પણ છે અને નથી પણ જોતા.

'ધ્રુવ તારો કેવો ઘમકે છે
બરાબર એ જ સ્થળે, એકલો.
સપ્તર્ષિના દીવા
કેવા ઘૂમે છે — પૂજાવિધિમાં;
અને એમની તરફ
એમની આસપાસ
કેવા ધસે છે અન્ય તારકો;
અનંત આકાશ ઓગળીને
કેવુ બની જાય છે ગંગા;
મૃગશીર્ષને તાકતો વ્યાધ
કેવો ખેંચે છે એની પણછ;
વીંછીના ડંખે વિષમય
આકાશ કેવું બની જાય છે ભૂરુંભૂરું.
અને સૂર્ય અને ચંદ્ર
કેવા છુપાવે છે પોતાને રાહુ અને કેતુથી.'

બીજો ખંડ સ્વર્ગલોક(કેરળ?)નો ચિતાર આપે છે :

'હુ મારા મનશ્ચક્ષુથી જોઉં છુ
સમયનો સમુદ્રકાંઠો,
જેવા અમે દક્ષિણે આગળ વધીએ છીએ
કે શુભ્ર તરંગો અમારી પ્રતીક્ષા કરે છે.
પડખે પડી લક્ષ્મીનો શયનકક્ષ
પશ્ચિમાભિમુખ છે.
ઋતુપરિવર્તનથી અપરિચિત
લીલોતરીથી કાઠા ભર્યા ભર્યા છે.
પ્રફુલ્લતી ખીણો, જ્યા ટેકરીઓ
તરંગની જેમ ઊંચકાય છે અને ઝબકોળાય છે.'

અમણીનું ભાવિદર્શન એટલું સમર્થ છે કે એના અનુવંશજનું, દક્ષિણ પ્રતિના મહાપ્રસ્થાનની ગાથા ગાવાનો છે એવા કવિનું, પશ્ચાદ્દર્શન એ જોઈ શકે છે.

'એ એના ચરણ તળે યુગોને વળોટી જશે
અને એનું સમાહિત ચિત્ત
સહસ્ર વર્ષોની પાર
આ વર્તમાનની ક્ષણને જોશે.'

એના કલ્પનોથી સહેજ પણ ઊણી નહિ ઊતરતી

એવી એની ભાષામાં પણ 'ગોત્રયાનમ્' વારંવાર છેક આપણા પ્રાચીન સાહિત્યની સરલ ભવ્ય શૈલી અને દુઃસાધ્ય ભવ્ય શૈલી સુધી પહોંચી જાય છે. ઓચિંતા ત્વરિત ભાષારોહથી માંડી આપણાં મહાકાવ્યોના ભાષાબંધની યાદ આપતી નકરી સાદગીમાં આ રચનાની ઉત્તમ ક્ષણોને જુદી તારવી શકાય તેમ છે. આ સાદગી ક્યારેક શબ્દભંડોળને, દ્રવિડી જાતિના શબ્દો પરત્વે સીમિત કરીને સાધી છે. નીચેની પંક્તિઓની મૂળ ભાષામાં એ જોઈ શકાય છે.

બાણથી વીંધાયેલા આપણે જ્યારે તરફડતા હોઈશું
ત્યારે કરુણા આપણાં હૃદયોને કોમળ બનાવશે
અને જેણે આપણને વીંધ્યા છે
એ વ્યાધનું શુભ ચિંતવવાનું ભૂલીશું નહિ.
વ્રણ જેમ જેમ ઊંડો થતો જાય છે
તેમ તેમ એ કરુણાનો સ્રોત બનતો જાય છે.

પણ કાવ્યના અંતે આવતા સમર્થ ઊર્મિ ખંડ (ભરતવાક્ય) દ્વારા વાચકને જે સાદગીપૂર્ણ વાણીની શક્તિનો ઊંડો અનુભવ થાય છે તેવો અનુભવ રચનામાં વિરલ છે.

'તારા માથે મારો હાથ—
હું તને આશીર્વાદ આપું છું.
તારા કપાળે હાથ ફેરવીને
હું તને આશીર્વાદ આપું છું.
લાંબી ભમરોને અડીને
હું તને આશીર્વાદ આપું છું.
કાળી આંખોને ન્યાળીને
હું તને આશીર્વાદ આપું છું.
પાંપણો બંધ કરીને
હું તને આશીર્વાદ આપું છું.
નેત્રકટાક્ષ કરીને
હું તને આશીર્વાદ આપું છું.
સોનલવર્ણા ગાલને ચૂમીને
હું તને આશીર્વાદ આપું છું.
રતુંબડા હોઠને ચૂમીને
હું તને આશીર્વાદ આપું છું.
વિશાળ સ્તનોને આલિંગીને
હું તને આશીર્વાદ આપું છું.
તને હાર પહેરાવીને
હું તને આશીર્વાદ આપું છું.
તારી લટને રમાડીને
હું તને આશીર્વાદ આપું છું.'

બીજી બાજુ એવા પણ ખંડો છે—જેમાં સંસ્કૃત શબ્દભંડોળની ગરિમા, મહત્તા અને એના અનુનાદને, છઠ્ઠા વિભાગમાં, અગ્નિના સ્તોત્રની અસરવાળા ભાગોમાં છે તેમ, હેતુસિદ્ધિ માટે ખપમાં લેવામાં આવ્યાં છે. આ રચનાને અસાધારણ બનાવનાર હકીકત એ છે કે ભાષા ભદ્રલોકની હોય કે તળલોકની હોય પણ એ સતત આધુનિકતાવાદી લખાણમાં અને ખાસ કરીને પણિકરની પોતાની રચનાઓમાં પણ વ્યાપક રીતે જોવા મળતી એવી ભાષાકીય તરડમરડથી મુક્ત રહી છે.

આપણા પ્રાચીન ગ્રંથોની નજીક 'ગોત્રયાનમ્'ને લઈ જતું બીજું પરિમાણ એનો છંદ છે. આઠ અક્ષરની પંક્તિથી બનતો અનુષ્ટુપ છંદ, આપણા ધર્મગ્રંથો અને મહાકાવ્યોનો વસ્તુતઃ એવો તો અંતર્ગત ભાગ બની ગયો છે કે કોઈ પણ કવિ માટે, આ ગ્રંથોએ મૂર્ત કરેલી પરંપરામાં ગોઠવાયા વગર એને અખત્યાર કરવો અશક્ય છે. 'ગોત્રયાનમ્'માં એવી પંક્તિઓ છે, જેમની વાક્યરચના, શૈલી અને એનો ભાવાર્થ, પ્રાચીન સંસ્કૃત શિષ્ટ ગ્રંથોના શ્લોકોના અનુવાદ જેવી લાગે. અનુષ્ટુપ છંદના સ્વરૂપ અને કાર્યની સરલતા અને એની મહત્તા તેમ જ ગરિમા, 'ગોત્રયાનમ્'નાં મોટા ભાગનાં કલ્પનો તેમ જ એની ભાષા સાથે સુસંગત છે. આમ છતાં કાવ્યમાં એવા પણ ખંડો છે જ્યાં અનુષ્ટુપના સ્વરૂપને સમર્થ રીતે પ્રતિભાપૂર્વક નવી દિશામાં વાળવામાં આવ્યું છે. ૭૮ પંક્તિના વિસ્તારવાળા નવમા અને દશમા વિભાગમાં ત્રણ પંક્તિઓ આઠને બદલે નવ અક્ષરો ધરાવે છે. અને એ પછી, નજીકમાં જ એક પંક્તિ સાત અક્ષરની છે. અંગ્રેજી કવિતાને એકદમ આકર્ષક રીતે લવચીક કરતી

અક્ષરોની પ્રવાહિતાનુ, સંસ્કૃત છંદોનય પર અધ્યારોપણ કરવાના એક પ્રયોગ જેવુ લાગે છે. પણ અહીં અવરોધ એ છે કે સ્વરભાર નહિ પણ સંખ્યા આધાર છે તેથી અક્ષરોની સખ્યાનો ફેરફાર, મૂળભૂત છંદરચનાને વાળવાને બદલે એને તોડી નાખવાનું જોખમ ઊભુ કરે છે કાવ્યનો અનુષ્ટુપ સાથેનો બીજો અને વધુ સફળ પ્રયોગ એ છે કે અનુષ્ટુપના સાતમે સ્થાને ગુરુ હોય, એ પંક્તિ પછીની પંક્તિ હમેશા સાતમે સ્થાને લઘુ અક્ષર હોય એ જ હોવી જોઈએ એ નિયમનો અહીં ભગ કરવામા આવ્યો છે. તણાવ સ્પષ્ટ રીતે વધે છે એવા અંતિમ બે વિભાગોમા, લગભગ ત્રણ ખંડો છે, પ્રત્યેકમા બે કે એથી વધુ આનુક્રમિક પંક્તિઓ સાતમા ગુરુ સાથે આગળ વધતા જોવા મળે છે, સાતમા સ્થાને ગુરુનો અતૂટ ક્રમ અને પ્રત્યેક બીજી પંક્તિના અંતે યતિનો લોપ વધુ પ્રભાવ અને દીર્ઘ શ્વાસને વિકસાવે છે, જે ભાવાત્મક દબાણને પ્રેરે છે અને એનો સંકેત કરે છે, પણ બધી રીતે વિચારતા, એવુ લાગે છે કે સંસ્કૃત કવિતાના કેટલાક ઐશ્વર્ય અને પ્રતિધ્વનનથી રચનાને, સંપન્ન કરવા જતા અનુષ્ટુપ છંદ પણિકરને હાથે નવી વિશ્રંત ગતિ અને મુક્તિને વરે છે આધુનિક અનુનેયતા અને મૂળ સ્વરૂપને સહેજ પણ હાનિ પહોચાડયા વગરની વિવિધતા સાથે એક પારંપરિક છંદને પ્રયોજવાનુ કૌશલ, 'ગોત્રયાનમ્'ના પાઠમા સૂઝપૂર્વક અને સાર્થ રીતે તેમ જ એનની ભાષાકીય અને અન્ય પદાવલિઓને અકબંધ રાખીને મંત્ર, સ્તોત્ર અને ગીતો જેવા પારંપરિક સ્વરૂપો સાથે કામ પાડવામા જવાબદાર કૌશલનો ભાગ છે

કાવ્યનો અંત પ્રયાણની ક્ષણને — યા તો પ્રયાણની ક્ષણ પહેલાની ક્ષણને વર્ણવે છે રચનામા ભારેલો સંકુલ ભાવ મોટે ભાગે વૈશ્વિક પરિભાષામા રચાયેલી કલ્પનશ્રેણી દ્વારા અભિવ્યંજિત થયો છે

'સરિતજલનો ભયધ્વનિ
ગતિના કાંઠા ઉપર,
અંતિમ મહાપ્રલયની પેલે પાર
સૃજન, ઓસરવાનો આરંભ,
શૂન્યનું કુતૂહલ,
પ્રજ્વલી ગયેલા તારક સિવાય શેષમા શુ છે,
બદ્ધ હાથ ઉન્નત કરે છે
સ્પર્શવાના ઉલ્લાસને .
સ્રષ્ટાની ભીતર સંક્ષોભ
જ્યારે અંતિમ જલપ્રલયનો અંત આવશે
જ્યા ઉષ કાલ પ્રસ્ફુટશે પ્રફુલ્લિતતામા
સૂર્યનું વેગથી ધબકતું હૃદય'

આ કલ્પનો, જે પ્રતીક્ષા ક્ષણના ભાવને જગાવે છે, તે બધા પ્રારંભોની વ્યગ્ર ઉત્તેજના, મહત્ત્વપૂર્ણ સાહસોમાં ભયજનક રીતે ઝુકાવવાનો રોમાચ અને સૌથી વિશેષ તો માનવનિયતિમા ઉત્કટ શ્રદ્ધા — આ સર્વથી મિશ્રિત ભાવ છે કાવ્યની શરૂઆતમા આ શ્રદ્ધા વ્યક્ત થઈ છે, જ્યારે અગ્રણી પોતાને અને પોતાના સાથીઓને, જ્ઞાનના પરિધો ફરીને રચનાર તરીકે, સાથે મળીને સભ્યતાનો પાયો ચણનાર તરીકે, જગતને એક સુંદર પ્રતિકૃતિ માનનાર તરીકે, પગ ટેકવવાની જગ્ય ખોળતા બધા અણજાણ્યા માર્ગો ખૂંદી વળનાર તરીકે વર્ણવે છે આ ભાવ અને આ શ્રદ્ધાને પણિકરની ૧૯૮૫ની રચના 'મર્ત્ય પૂજા'મા અભિવ્યક્તિ મળી છે આ વિશ્વસ્ત શ્રદ્ધા, અનમત્ત, એની પૂર્ણ પરાકાષ્ઠા કાવ્યના અંતે આવે છે છતા એની ઉપસ્થિતિ સર્વત્ર છે રતુંબડ પૂર્વાકાશ, પહેલા આગળ ધપવા આતુર જમણો પગ — જેવા સમસ્ત કાવ્યમા પુનરાવૃત્ત થતા કલ્પનો આ શુભ ક્ષણને જગાવે છે આથી આ ઉત્તેજિત પ્રતીક્ષાને કાવ્યના પ્રધાનરસ તરીકે ઓળખાવી શકાય. ઉચ્ચાશયથી, શૌર્યપૂર્ણ સાહસોથી જન્મેલો 'વીર' કાવ્યનો સહાયક રસ છે

'ગોત્રયાનમ્' એ માનવતાવાદી ધર્મની એક ગૌરવસંહિતા છે, આ દગ્ધ અને શંકાશીલ પેઢી માટે ભલે સ્વીકાર્ય ન હોય, પણ એને અવબોધગમ્ય બને એવી પરિભાષામા આની ઉત્કટ પુનર્દૃષ્ટિ તરીકે 'ગોત્રયાનમ્' પ્રવર્તમાન વૈચારિક આબોહવા ખૂબ ઉચિત છે પણ આ માન એની વસ્તુસામગ્રીને

જ લાગુ પડે છે. સાહિત્યિક કૃતિ તરીકેની એની મહત્તા તો એની મહાકાવ્ય જેવી સંપન્નતાને કારણે છે. એનો વિસ્તાર મહાકાવ્યના કોઈ એક સર્ગ જેટલો ભાગ્યે જ છે, અને એ જીવનથી મોટા ચરિત્રની આસપાસ રચાયેલી ઘટનાશ્રેણીયુક્ત કથા પણ નથી. અહીં રજૂ થાય છે આગેકૂચ કરતી પ્રજા, કશુંક રચી રહેતી પ્રજા. બીજે સ્તરે એ જીવનમાંથી પસાર થતા મનુષ્યને, સમયમાંથી પસાર થતા જીવનને નિરૂપે છે. અને આ બધું સફળતાપૂર્વક કરવા કાવ્યને સક્ષમ બનાવનાર છે એનાં કલ્પનોનો વૈશ્વિક વ્યાપ અને એની ભાષાની આદિમ્ શક્તિ. આ સર્વ 'ગોત્રયાનમ્'ને આપણી મહાકાવ્યપરંપરામાં દૃઢપણે પ્રસ્થાપિત કરે છે.

'ગોત્રયાનમ્'ને એક સાહિત્યકૃતિ તરીકે તપાસતાં મેં એના આંતરકૃતિત્વના મુદ્દાને વિસ્તાર્યો છે; એને કારણે 'ગોત્રયાનમ્'ની અત્યંત મૌલિકતા પરત્વેનું આપણું સંવેદન બૂઠું ન બનવું જોઈએ. ભૂતકાળ સાથેનો એનો દૃઢબંધ છતાં એ અનિવાર્યપણે સમકાલીન ભાવક સાથે સંવાદ રચે છે એ હકીકત તરફ દુર્લક્ષ ન થવું જોઈએ. એક રીતે જોઈએ તો કાવ્યના કેન્દ્રમાં પ્રાચીન સમયમાં, સ્થાનાંતરની મોટી ઝુંબેશની દોરવણી કરતો આર્યપૂર્વજ નથી પણ આજના સમયમાં એ જ અનુભવને ફરી જીવતો સંકરકુલનો વંશજ છે. અને 'ગોત્રયાનમ્'ના અંતિમ ચરણમાં વર્ણવાયેલી ક્ષણમાં રહેલો પ્રતીક્ષાનો ધબકતો ભાવ, ભૂતકાળમાં થીજી ગયેલી ચેતનાની અપૂર્વ પરાકાષ્ઠા નથી; પણ, પ્રત્યેક વખતે પોતાના નવસંસ્કરણ માટે સજ્જ થતા જીવનની પુનર્જન્મ લેતી મનઃસ્થિતિ છે.

[સંપૂર્ણ]

## શીદ લખું

રોજ હું શું લખું, હું મને શું લખું,
તું ન વાંચે સમય તેને હું શીદ લખું.
જે લખું તે બધું પર્ણને ઝાળવત્,
ફરફરી જે રહ્યો કાળ ભીતર લખું.
કેટલા યુગ થકી આંખ મીંચી નથી,
શું ઉઘાડી વ્યથાનાં જ દૃશ્યો લખું?
જે બધી ધારણા તે બધી છીપ થઈ,
વાત દરિયા વિશે જે કહે તે લખું.
કેટલાં આભરણ-શી સ્મૃતિ વીંટીને,
વૃક્ષના થડ સમો સ્થિર છું તે લખું?

૩૦–૧૧–'૯૧ શૈલેશ ટેવાણી

# શ્વાસો

ચડે ઊતરે
ધીમા સુક્કા શ્વાસો
પડે ઊપડે
થડકે દોડે
હણુહણુતા આ શ્વાસો
વધે ઘટે ને
ઘટે વધે ને
ધીરે રહીને વધતા શ્વાસો
ભેદે કરાળ પહાડની પાળો;
તોડે ઘોર નદીનાં વમળો
વચ્ચે
અટકે સરકે
ભાગે સર્પગતિએ
આડાઅવળા શ્વાસો;
શ્વાસો ફરકે ગર્ભ મહીં શ્વસતા શિશુમાં
એ
ઊછળે ફેનિલ સાગરનાં મોજાં પર
અટકે મંદિરની ફરફરતી શ્વેત ધ્વજા પર
ફફડાવે પાલવના સળસળ
એકી શ્વાસે એકબીજામાં હળીભળી
કંઈ
કરતા બે ભીતરની વચ્ચે
ઊભરે
શ્વાસો ભરતી થઈને
ઊછળે શ્વાસો ઓટ થઈને
અટકે,
મંદિર દીપકની જ્યોતે રામ થઈ આ બૂઝતા શ્વાસો
નિર્ધન થઈને ઠીંગરાતા લોપાતા શ્વાસો
શ્વાસે શ્વાસે
શ્વાસ વચાળે વાગે આ માનવનું જંતર

અંજની મહેતા

ઉદ્દેશ : ઑગસ્ટ ૧૯૯૨ : ૨૪

## શ્વાસો

ચડે ઊતરે
ધીમા સુક્કા શ્વાસો
પડે ઊપડે
થડકે દોડે
હણહણતા આ શ્વાસો
વધે ઘટે ને
ઘટે વધે ને
ધીરે રહીને વધતા શ્વાસો
ભેદે કરાળ પહાડની પાળો;
તોડે ઘોર નદીનાં વમળો
વચ્ચે
અટકે સરકે
ભાગે સર્પગતિએ
આડાઅવળા શ્વાસો;
શ્વાસો ફરકે ગર્ભ મહીં શ્વસતા શિશુમાં
એ
ઊછળે ફેનિલ સાગરનાં મોજાં પર
અટકે મંદિરની ફરફરતી શ્વેત ધ્વજા પર
ફફડાવે પાલવના સળસળ
એકી શ્વાસે એકબીજામાં હળીભળી
કંઈ
કરતા બે ભીતરની વચ્ચે
ઊભરે
શ્વાસો ભરતી થઈને
ઊછળે શ્વાસો ઓટ થઈને
અટકે,
મંદિર દીપકની જ્યોતે રામ થઈ આ બૂઝતા શ્વાસો
નિર્ધન થઈને ઠીંગરાતા લોપાતા શ્વાસો
શ્વાસે શ્વાસે
શ્વાસ વચાળે વાગે આ માનવનું જંતર

અંજની મહેતા

ઉદ્દેશ : ઑગસ્ટ ૧૯૯૨ : ૨૪

## બે કાવ્યો / દાહલસગીકર; મરાઠીમાંથી અનુ. માધુરી દેશપાંડે

### ૧. વૃક્ષો

વૃક્ષો વનભર
વૃક્ષો નભ સુધી
વૃક્ષો રસ્તાની બંને બાજુ
વૃક્ષો પાણીમાં ડોકાઈને જોનારાં....
વૃક્ષો નદીની પાર....
વૃક્ષો વરસાદમાં ભીંજાનારાં,
ગ્રીષ્મમાં જલનારાં,
ચાંદની રાતે નાહી ખીલનારાં
વૃક્ષો આંગણે
વૃક્ષો વનમાં દિનરાત
ઘટાદાર વૃક્ષોએ સમૃધ્ધિ કહી,
બાવળોએ કંટકિત દુઃખ
અને કોઈએ કંઈક કંઈક....
અનેકોએ મૌન છોડ્યું જ નહિ,
ખરું તો, મારા જેવાં પંખીઓ
આ વૃક્ષોને લીધે જ જીવંત.

### ૨. વાર્તા

કોઈને આપવાં નહિ
આપણાં દુઃખોનાં કરમાયેલાં પુષ્પો;
કારણ પવન સાથે તેમના નિઃશ્વાસ
દસે દિશાઓમાં ફેલાય છે.
પછી શું થાય છે?
પછી આપણે જે વૃક્ષો પાસે જઈએ,
તે વૃક્ષો ખીલવાને બદલે
કંટકોથી ડસે છે.
આપણી કરમાયેલાંઓની વાર્તા
ત્યાં, પહેલાં જ
પહોંચી ગઈ હોય છે.

# કહેવી નથી વિસ્તારથી

હુંય પાવન થૈશ ક્યારે આપના દીદારથી?
તે વગર હું નહિ જ ઊઠું આપના આ દ્વારથી.

તેં વળી જાવાનું રાખ્યું મયકદામાં ક્યારથી?
જ્યારથી જાણી લીધો મહિમા સુરાનો ત્યારથી.

ક્યાં પધારો છો તમે ક્યારેય મારા ઘર મહીં?
આવીને જાતાં રહો છો બ્હારથી ને બ્હારથી.

આટલી ખુશ્બો કદીયે ખાકમાં હોતી નથી,
હા, ઊડી આવી હશે એ ખાક કો ગુલઝારથી.

આજ દુર્દિન એમના તો કાલ દુર્દિન આપણા,
એમ સમજી કોઈ દી હસવું નહીં લાચારથી.

નહિ મરું તે નહિ મરું હું કોઈ રીતે નહિ મરું,
હા! મરીયે જઉં મદીલી આંખડીના મારથી.

પ્યાર ના કીધો તમે મુજ સાથ તેનું કૈં નહિ,
પણ તમે બોલ્યા નહિ એક શબ્દસરખો પ્યારથી.

એ રીતે તારો ગગનમાંથી ખરી નીચે પડ્યો,
જેમ ઊઠી જાય કોઈ ચાલતા દરબારથી.

પાર ઝટ આવે નહિ છે એટલી લાંબી કથા,
એટલે 'દિલદાર' બહુ કહેવી નથી વિસ્તારથી.

મનહર દિલદાર

# મધુ રાય વિશે આઠ મિનિટ ચાળીસ સેકન્ડ !

હસમુખ બારાડી

મૂળે તો મધુ ઠાકર, એમાંથી બન્યા મધુ રાય; ક્યારેક 'અંગદ તરફદાર' બનીનેય લખ્યું. ચંચળ, તરવરિયો, સૂક્ષ્મ-હાસ્યવૃત્તિથી જીવંત અને સૌને સ્પર્શતો, હચમચાવતો, પ્રત્યાઘાત કરતાં વધુ તો આઘાત આપતો, અચિન્તો હસી પડતો આ પ્રયોગખોર માણસ કાઠિયાવાડથી કલકત્તા પહોંચ્યો; અને અમદાવાદથી અમેરિકા – પણ વાર્તામાં તો કલકત્તાથી જ નવી ભાત પાડી. એની વાર્તાઓની 'ફ્રેમ' જ નવી, ઍંગલ જુદો અને પ્રવાહ એવો ધસમસતો કે વાત પૂરી થાય ત્યાં સુધીમાં તો તમારા દાંત અંબાઈ ગયા હોય ! એમ લાગે કે એની વાર્તાનાં પાત્રોને હુંય ઓળખું છું, એની એ વાતેય હું જાણું છું – પણ મને કેમ આવો વિચાર ન આવ્યો ? મેં કેમ આ વાત આ દૃષ્ટિએ ન જોઈ ? એણે નવલકથા લખી એય જાણે બે પૂંઠાં વચ્ચે છુપાઈ બેઠેલા લેખક સાથેની વાચકની અંગત, 'જાતવતીના સંવાદ' જેવી હતી; નવલકથાનોય અલગ 'ચહેરો' મધુ રાયે કોતરી આપ્યો હતો.

એ વખતે એટલે કે ૧૯૬૫–૭૦માં ગુજરાતી નાટક અને થિયેટર 'વ્યવસાયી' બનતાં જતાં હતાં; અને બીજી બાજુ એકાંકી બીબાંઢાળ પાત્રો, સંવાદો, અભિનય વગેરેથી કૃત્રિમ અને અતિરંજક બની ગયું હતું.

એમાં ફૂંકાયો 'ઍબ્સર્ડ'નો વાયરો. પરભૂમિ અને પારકી અનુભૂતિ એ ગુજરાતમાં નાટક જન્માવવાનો વર્ગવિશેષ દ્વારા વયવિશેષ માટેનો એ પ્રયત્ન હતો. 'જૂનું કશું નહિ' એવા એકઇન્દ્રિય દુરાગ્રહે જન્મેલી એ ઝુંબેશ યુવક મહોત્સવોમાં લોકપ્રિય બની, પણ એ બંધ થતાં આખી ઝુંબેશ જ નામશેષ થઈ.

—એમાં 'આકંઠ સાબરમતી'નોય મોટો ફાળો ! લેખકોની એ વર્કશૉપની ૧૯૭૨માં શરૂઆત થઈ. શબ્દકોશમાં અમુક પાને અમુક ક્રમમાં જે શબ્દ આવે, તે પરથી આ વર્કશૉપનું નામ પાડવામાં આવ્યું હતું. ફોઈબાનું કામ સહેલું થયું અને નવીનતાય નાટયાત્મક લાગે; નહિ તો રેતીની નદી– સાબરમતી આકંઠ કેવી રીતે હોઈ શકે ?...મધુ રાયની આ જ રમૂજ અને કટાક્ષવૃત્તિ 'આકંઠ સાબરમતી'માં લેખકોની મંગળ-શુક્રવારની બેઠકોમાં અનેક વાર દેખાતી. ૧૯૭૩–૭૪માં હું અને મધુ રાય પડોશીઓ. ઉસ્માનપુરાની શાળામાં 'આકંઠ'ની બેઠકો માટે ભલે પહોંચીએ જુદા જુદા, પણ મોડી રાતે મોટે ભાગે સાથે જ પાછા વળીએ. એમાં વંચાયેલી કૃતિઓ અને એ વિશેનાં મંતવ્યો, વળાંકો, અભિપ્રાયો, આગ્રહો વિશે ત્યારે વાત થાય. વિગતે.

એ બેઠકોમાં કવિ–લેખક નાટયકૃતિ વાંચે, એટલે પ્રથમ તો બધાં તાળીઓ પાડીને વધાવે, અને પછી જ એની ચર્ચા થાય એવો ક્રમ હતો. પણ મધુ રાય એક દિવસ કહે, અસાધારણ ગંભીરતાથી : કે વાચન પછી તાળીઓ પાડવા કરતાં એક હાથ ઊંચો કરી ખુલ્લી આંગળીઓ સાથે કાંડાથી હલાવવાનું આજથી શરૂ કરાવવું છે. મને આ ક્રિયા સમજાઈ અને એની સામે જોયું તોય હજી મધુ ગંભીર હતો પણ બીજી પળે જ એની આંખમાં ચમક આવી અને ઉમેર્યું, કેમ, મજા પડશે ને ?

અને ત્યારથી લેખકો એ રીતે નાટયકૃતિઓને આવકારવા માંડયા !

આ વાત એટલા માટે વિગતે યાદ કરી કે, નાટયાત્મકતા મધુ રાયની રગરગમાં છે, માત્ર વાર્તા, લેખો કે એણે લખેલાં નાટકોમાં જ નહિ. 'ઍબ્સર્ડ' નાટયવાયરાને સમાંતર જ એણે 'કાગડી કાગડા' 'ઝુમરી તલૈયા' કે 'આપણું એવું' એ એકાંકીઓ

તથા 'કોઈ પણ એક ફૂનનું નામ બોલો તો !' ન ટક લખ્યું અમદાવાદની દર્પણ સસ્થાએ એ ભજવ્યું એની નિર્માણની પ્રક્રિયામા એ જોડાયેના રહ્યા પરંતુ મધુ ગયનુ એક પણ નાટક એબ્સર્ડ પ્રકારનું નહોતું અને નથી, નાટયલક્ષણ પકડવાની ચમત્કૃતિ ભર દૃષ્ટિ મધુ રાયની છે. એમા આકસ્મિક અત કે વળાંક માત્ર નહિ પરંતુ માણસના મનના ભૂગોળ ભૂમિતિ કે તર્કસમજના ગણિત, ઇતિહાસની દૃષ્ટિએ પણ બધુ સ્વીકાર્ય લાગતુ

મધુ રાયના બીજા નાટક 'કુમારની અગાશી' વગેરેની પાત્રસૃષ્ટિય, તત્કાલીન અન્ય ગુજરાતી નાટયકારો કરતા વધુ ગુજરાતી લાગે છે તખ્તે ફક્ત તરજુમિયા નાટકો — જેમ અત્યારે, તેમ ત્યારેય — મોટે ભાગે ભજવાતા, એમા નામ, પોશાક અને ભાષા આપણા પ્રદેશના હોય, વાર્તા, અને જીવન પરપ્રદેશી હોય, ભાષાની લઢણ અને એની રજૂઆતની શૈલી પરપ્રાતી હોય। જ્યારે કાઠિયાવાડથી કલકત્તા થઈને અમદાવાદ આવેના મધુ રાય પેની 'ઠિયાવાડી વિશિષ્ટ મર્માળી રીતે એના આગવા માઇક્રોસ્કોપમાથી ગુજરાતી જીવન જોઈને લખતા ! એ એના નાટકોનું અનેરુ જમા પાસુ છે.

પછી એ ગુજરાતી જીવન વિશે મધુરાયી લેઝર દૃષ્ટિથી લખવા બેસે એમા ફિલ્મના શૉટ્સ હોય, એ કટ મિકસ વાઇપ વગેરે દશ્યશ્રાવ્ય અસરો અનુ ભવાતી હોય એમા ચિત્રો કલ્પનોનું જકસ્ટાપોઝિશન થયા કરતુ હોય ત્યારે નટ દિગ્દર્શક અને પ્રેક્ષકો ચકાચૌધ થઈને, ફાટી આખે જોયા કરે, અને વિંગમા ઊભા ઊભા મધુ રાય તાળીઓ ઝીલતા ક્યારેક 'મજ્જો' પડયાની એક આખ મારી દેતા હોય !

એટલે તો એના નાટકોમા માનવ સંબધો જટિલતા નહિ, પણ રહસ્યની ભૂમિકાએ આલેખાયા છે 'કૂલ મા ખોસનાના ખૂન સાથે સ કળાયેલું રહસ્ય આખી વાતનુ નિર્ણાયક—ચાલક બળ છે 'નાટકમા નાટક પ્રેક્ષાગૃહ સામે તકાયેના પિસ્તોલના ધડાકા, અદાલતના દશ્યો, પ્રશ્નકર્તા ન્યાયાધીશ નહિ પણ પ્રેક્ષકો ખુદ લાગે એવી રચના, બાધા લેખકની ચતુરાઈ — ટૂંકમા પ્રત્યાઘાતોને બદલે એ આઘાતોનું નાટક છે

અને એનો નાટયપાઠ ? તો કહે વાર્તાકાર મધુ રાયે, વાર્તાની અવેજીમા 'હાર્મોનિકા'ના શબ્દ ઝૂમખાના આવર્તનોમા જેમ એક નવતર પ્રયોગ કર્યો છે તેમ ભાષા, સંવાદોમા એણે નવુ 'થિયેટર વાચિકમ્' સર્જ્યું છે ધસમસતા પ્રવાહમા શ્વાસ તો રોકાય પરન્તુ હૃદય પણ બે ધબકારા ભૂલી જાય – એક વાક્યનો અર્થ સમજાય, ન સમજાય ત્યા અર્ધો ડઝન બીજી પછડાટો ખવાઈ જાય, અને એટલામા તો કા તો ખૂન ત્રીજા કોઈકે કર્યું હશે એવુ લાગે, પિસ્તોલ પણ હતી કે કેમ એવી કોઈને દહેશત થાય એવો કોઈ પ્રસગ મધુના નાટકમા ચીતરાઈ ગયો હોય !

અને થિયેટરની ભાષા ? એટલે કે એનું ઇડિયમ, ટેક્નીક, વ્યાકરણ કેવુ ? સાચુ કહું ? એનુ પૃથક્કરણ કરવા જેટલો સમય ક્યા હતો ? એ બધા લખાયા અને ભજવાયા ત્યારે – એટલે કે પ દરેક વરસ પહેલા –ઘટનાપ્રાચુર્ય અને પ્રકાશના ઝગઝગારામા, તાળીઓના ગડગડાટો થયા કર્યા છે અધૂરુ લાગે તોય એ શુ એ સમજાય નહિ, એવી ત્યારે પરિસ્થિતિ હતી પાત્રોની મિથ (દા ત. ખોનસા — કેશવ ઠાકર)ની સાથોસાથ એના નાટકોનીય મિથ ઊભી થયા કરી છે (જોકે ખોલસાની મિથ'ની એણે પોતે જ હત્યા કરી હતી નાટકમા )

'કુમારની અગાશી'મા હર્ષદ, બિપિન, નિશા અને 'કુમાર'ની જટિલ મનઃસ્થિતિ અને તેનુ નિરૂપણ છે એમાય કુમારનુ મૃત્યુ એક રહસ્ય છે, પણ પિસ્તોલને બદલે, હાથની આગળીઓથી પિસ્તોલનો આકાર સર્જાય છે મરેલો કુમાર સદેહે ભલે કલ્પનામા પણ પ્રવેશે છે અને એ રીતે પ્રેક્ષકે ડિટેક્ટિવને બદલે ડૉક્ટર બનીને કુમારના મૃત્યુ વિશે વિચારવુ પડે – કદાચ, ખૂની પોતે હોય એવી ગુનાવૃત્તિ જાગે એવી એની રચના છે કઈ એટલું

બધું બને છે કે ફરીથી પ્રેક્ષકો કાં તો ચોટદાર સંવાદો, ધારદાર પાત્રો કે વળાંકદાર ઘટનાઓમાં ગૂંચવાઈ જાય છે.

જોકે હજીય પેલો આંખ આંજતો પ્રકાશ, કે કે કાનફાડ ઘોંઘાટ પૂરો ફેઈડ આઉટ થયો નથી; છતાં એ નાટકો વિશે આજ દોઢ બેદાયકે વધુ સ્વસ્થતાથી મૂલ્યાંકન શરૂ થયું છે. સમસામયિક સર્જનોમાં સામાન્ય રીતે નડતી મુલવણીની મુશ્કેલીઓ મધુનેય નડી છે. નાટ્ય-વિવેચનના દારિદ્ર્યના સંજોગોમાં કોઈને લાભ થાય, અનેકને નુકસાન થાય! એવું મુધ રાયનુંય બન્યું છે.

જોકે એક વાત સાચી, કે દોઢબે દાયકા પહેલાં દિશાદશા વિનાના ઍબ્સર્ડ પ્રવાહે ગૂંચવાયેલા નાટ્યક્ષેત્રને ઠોસ, વાસ્તવિક વળાંકે ઊભું કરી દેનાર નાટ્યકાર તરીકે મધુ રાયનું પ્રદાન ખૂબ નોંધપાત્ર છે. નવી નાટ્યક્ષણો સરજી, તો સરજી, પણ બીજાઓનેય કહ્યું કે, આનું નામ નાટક અને પેલું તે તો ચેટક, અને એ કંઈ નાની વાત છે?

અને હજી તો એ નાટકનો માણીગર કામ કરે છે. કોને ખબર હજીય કેટલા વિસ્મયો એ સર્જશે! *

* આકાશવાણી અમદાવાદ-વડોદરા પરથી તા. ૩-૧૧-૯૧ના રોજ રજૂ થયું.



❋

## ગઝલ

બીજ રોપાયું હતું એક ઘાવનું
આખું વન ઊગી ગયું સદ્ભાવનું

ખોદ ઊંડે તો ઊખડશે મૂળિયું
પાનખરના દંભ ને દેખાવનું

જાત માથે છાંયનું છે શું રહસ્ય?
શું છે કારણ આટલા ઘેરાવનું?

શબ્દ બત્રીસલક્ષણો પધરાવ તું
તો જ મળશે જળ તને પણ વાવનું

ક્યાં ગયું તોફાન દરિયાનું હવે?
ડૂબવાનું મન ડૂબ્યું છે નાવનું

હર્ષદ ચંદારાણા

# પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીના બે પત્રો

સંપાદક: ભોગીલાલ જ. સાંડેસરા

[પ્રો વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ, પોતાના સ્વર્ગવાસના થોડા સમય પહેલા લખેલા બે પત્રો જીવન રસિક વાચકો માટે બહુ રસપ્રદ હોઈ અહીં સાદર કરું છુ ] —સં. સાંડેસરા]

૧

દિવાળી સં ૨૦૪૬ ૪૭
તા ૨૭-૧૦-૧૯૯૦

પ્રિય ભાઈ ડૉ. સાંડેસરા તથા ભાઈ નિરંજન,

તમો સૌ કુશળ હશો. અમેરિકાથી પાછા આવ્યા, તે પત્રથી જાણ્યું; ખુશી થઈ

એક વૃદ્ધ અધ્યાપક બીજા સાચા વૃદ્ધ પંડિતને કેવા અભિનંદન આપે! કેવી લાગણી દર્શાવે! કેવી શુભેચ્છા પાઠવે! આ વિશ્વનો માનવચિત્તનો જે નિયંતા છે, સાક્ષી છે તેની હસ્તી તમને સતત લાગો અને તમને વિદ્યાવિસ્તારના ઉત્તમ પુરુષાર્થમા વધુ ને વધુ પ્રેરો! તમારા જેવાના પાંડિત્યથી ગુજરાતનું મુખ ઊજળુ છે ભગવાન આપને સર્વ અનુકૂળતા આપો

શ્રી બહેન વસંતિકાએ તથા અન્ય બાળાઓએ આપને સૌને પ્રણામ લખાવ્યા છે.

લિ
વિષ્ણુપ્રસાદ ત્રિવેદીના
સાદર વંદન

હવે મને આંખ વળે છે તેથી બધુ સુધારીને વાચજો વિ

મારુ ચિન્તનાત્મક લલિત નિબંધોનું નવુ પુસ્તક 'ઉત્પ્રેક્ષા' એકાદ માસમા બહાર પડશે.

વિષ્ણુભાઈ

૨

તા ૮-૧-૯૧

પ્રિય ભાઈશ્રી સાંડેસરા તથા સર્વ કુટુમ્બીજન,

નિ વિષ્ણુભાઈના સાદર વંદન

તમારો ખુશાલીનો પત્ર મળ્યો તેથી મને હરખ થયો, કેમ કે આવા પુરસ્કારનું મહત્ત્વ એવા વિદ્વત્ પ્રતિભાવમા જ છે. તમે પથારીવશ છો છતા ઉમળકાથી લખ્યુ તેથી પ્રસન્નતા વધી. જો કે તમે મારા જૂના પ્રિય મિત્ર છો તથી પક્ષપાત તો હોય જ. ભલે .. તમે શરીર ઉપર કાંઈ શસ્ત્રક્રિયા કરાવી હશે, એમાથી વેળાસર સાજા થાઓ એ પ્રાર્થના.

મારી તબિયત વય અનુસાર વધુ ને વધુ શિથિલ થઈ છે. હુ પથારીવશ જ છુ, જોકે સ્મૃતિ, મનન, સ્મરણમા ખામી ખાસ લાગતી નથી આંખ વધતી જાય છે. આ કારણે વંચાતું જ નથી. વૃદ્ધત્વ જોઈતું હોય તો એની મર્યાદાઓ સ્વીકારવી. પણ હવે આરે આવ્યો છુ. શરીર સાચવજો.

ચન્દ્રવદન ગયા ચન્દ્રવદન તે ચન્દ્રવદન તે ચન્દ્રવદન ગુજરાતને આવો રોમેન્ટિક પુરુષ અને વિદ્વાન અને પ્રયોજક ભાગ્યે મળ્યો હોય જનો. દવે અને ચ. ચી. આવી પ્રતિભા કહેવાય. વિ.

મારુ 'ઉત્પ્રેક્ષા' (નવી ચોપડી) મળ્યું? કાર્યાલય હમણા બંધ છે તેથી સહુ આ પ્રકારનું કામ કરતા નથી. વેળાસર મળે એવી આશા રાખું છુ.

વિ. ર. ત્રિ.

# સ્વાધ્યાય અને સમીક્ષા

રાધેશ્યામ શર્મા, પ્રસાદ બ્રહ્મભટ્ટ

## 'શાલભંજિકા' : બે પ્રતિભાવો

### ૧. નવસો વર્ષનું યૌવન!?*

ચિરપરિવ્રાજક એવા આચાર્યો પ્રવાસે ઘૂમતા રહેતા પણ 'સાધુ તો ચલતા ભલા'ની રીતભાતે. વૃત્તિ અને પ્રવૃત્તિ નિવાસે અને પ્રવાસે એક સાધુની. સંયમની સાધના અથવા એથી આગળ વધીને સંયમમાં જ સૌંદર્યની શોધ...

ધુમક્કડ મુસાફરોની નોંધપોથીઓમાં ડોકિયું કરો તો ત્યાં પણ તથ્ય અને તવારીખી હકીકતોનો ભેટો થાય. સૌંદર્યની કવિતા કે કવિતાનું સૌંદર્ય ત્યાં ના જડે, જડે તો આગંતુક વરતાય.

દસ્તાવેજી ઇતિવૃત્તમાંથી પ્રગતિ કરી પ્રવાસશોખીન લેખક જ્યારે એની સૌંદર્યભાવનાનો સંમાર્જિત પરિચય આપે ત્યારે માનવું કે એ ગદ્યના લુખ્ખા ગદ્યાળ પ્રદેશમાંથી કવિતાની અનાઘ્રાત ભૂમિમાં પેસી રહ્યો છે! અહીં લખાણ ગદ્યમાં હોય તોયે પદ્યથી ઓછી પ્રતિષ્ઠા દાખવતું નથી. એક પ્રકારનો સહજ, અર્થસાધક, વળાંકદાર લયદોર, કથ્યનું અનુવર્તન – બલકે અનુનર્તન કરતો રસિકોને વરતાશે.

'શાલભંજિકા'નો નિબંધકાર, એના પ્રથમ નિબંધગ્રંથ 'વિદિશા'થી પોતાની સૌંદર્યદષ્ટિનો, પ્રશિષ્ટ રુચિનો ઊંચે ચડતો રુચિર આલેખ દર્શાવી રહ્યો છે. અહીં તથ્યનો અનાદર નથી પણ જ્યાં જ્યાં સુંદર છે એની ભૂખી ઝીણી નજરે ખોજ કરી ઊર્મિપ્રાણિત ગદ્યમાં ઢાળવાનો મનસૂબો છે. સ્વસ્થ ભદ્રતા છે પણ રસિકતાના માદક પુટવાળી. ક્યારેક કશુંક સુષ્ઠુ સુષ્ઠુ લાગે પણ એની પાછળ સૌંદર્યશોધની વ્યગ્ર બેચેની અને અવિરામ કલ્પનાનાં ઇંગિતો વેરાયેલાં મળે.

પાટણની રાણીવાવમાં ડૉ. હરિવલ્લભ ભાયાણીએ, 'પાષાણસુંદરી'ને આંખભરી પેખતા ભોળાભાઈને વિનોદમાં રસિક પ્રહાર કરતાં કહેલું કે 'તમે નવસો વર્ષ મોડા છો,' પરંતુ સંગ્રહના શીર્ષકનો અધિકાર ભોગવતી, અંધારું ઓઢીને પલળતી ઊભેલી 'શાલભંજિકા'ને પ્રત્યક્ષ ના મળ્યા છતાં મનની મહોલાતમાં તડપપૂર્વક મળેલા લેખકના નિબંધો વાચતાં કહેવું પડે છે કે એમનાં નયન તો નવસો વર્ષ યુવાન છે! 'મૃચ્છકટિક' નાટક જોતાં એક દાક્તરે પલળતી વસંતસેનાને જોઈ ભેટી ઊભેલા નાયકને કહ્યું 'મૂરખ છે, એને ભેટીને ઊભો છે! એને જલદી કપડાં બદલાવવાં જોઈએ, નહિતર ન્યુમોનિયા થઈ જશે!' – આવું રોગ-રાગપૂર્વકનું તાદાત્મ્ય લેખકનું પણ છે, જે એમના આલેખનની શ્રી સમાન લેખાય.

તમે નારીશિલ્પનું 'પર્સેપ્શન' અને એપ્રીસિયેશન ક્યારે કરી શકો જ્યારે કલ્પનાશક્તિ શિલ્પરેખા પરથી સ્ત્રીશરીરની જીવંત રેખાઓ પર મનોવિહાર કરી શકે. એક સૌંદર્યદ્રષ્ટા જ શિલ્પ પરથી શરીર અને શરીરમાંથી શિલ્પ પ્રતિ રતિમય ગતિ કરી શકે. 'ઉજ્જયિનીપુરે સ્વપ્નલોકે'માં કાલિદાસે યક્ષ પાસે મેઘદૂતને સૂચના અપાવી હતી, 'એમાં રહેતી સુંદરીઓનાં ચંચલ કટાક્ષભર્યાં નયનો સાથે તેં જો થોડીક રમત ન કરી તો તારી આંખો એળે ગઈ જાણવી' એનું લેખકે સહર્ષ સસ્નેહ પરિપાલન કર્યું છે. ભોળાભાઈના સૌંદર્યદર્શક મુખની બે

* શાલભંજિકા: લે. ભોળાભાઈ પટેલ, પ્ર. આર. આર. શેઠની કંપની, પૃ. ૨૩૬, કિં રૂ. ૪૬.

આંખો કાયમ માટે કલ્પવી હોય તો તે છે કવિકુલગુરુ કાલિદાસ અને કવિવર રવીન્દ્રનાથ ટાગોર. ઋતુ તેમ જ પ્રેમની બાબતમા કાલિદાસના વારસ ટાગોર, તેવી રીતે નિબંધની બાબતમા (ઉમાશંકર – સુરેશ જોષી – નિરંજનની સંગાથે) ઉભય કવિઓના ગદ્યશ્રી વારસ ભોળાભાઈ. અત્રે 'ઝર ઝર ઝર વારિ ઝરે છે' લેખ એનુ બોલતું પ્રમાણ. 'પ્રાન્તિક'મા પણ 'આપકવશાલીરુચિરાનત ગાત્રયષ્ટિ – શરત્ વધૂની જાણે રમ્ય નત ગાત્રયષ્ટિ, દાણાથી ભરેલી ઝૂકી પડેલી ડાંગરની ઊંબીઓ!' વડે કાલિદાસને સ્મર્યા છે અહી 'મધ્યે શ્યામઃ સ્તનઃ ઇવ...' શ્લોકના આધારે મલ્લિનાથી કરતા લેખક વક્ષવળાંકોમા વિહરતા છેક બૉદલેર કે લોરેન્સની નાયિકાઓના વક્ષમાં વાસ કરતા નજરાશે તે માને છે, પ્રકૃતિ ભલે અનંતરૂપા હોય, કવિઓએ, ચિત્રકારોએ, શિલ્પીઓએ દેહોત્સવનો મહિમા એમની કલાકૃતિઓમા અનંતરૂપે કર્યો છે. કારણ? માનવદેહ જેવી સૌંદર્યની કોઈ ખાણ નથી (પૃ. ૪૮) છતા 'ફૂલ હોય ત્યા ભમરો ભૂરો'માં પ્રકૃતિના મધુર પ્રદાન સમા પુષ્પની આરતી 'સીમ સાલાદિમ બામ્બા સાલાદુ સાલાદિમ' જેવા જર્મન લોકગીતની અર્થોત્તર તરજમા સુણી શકાશે.

પ્રવાસોત્સુક ભોળાભાઈની અદેખાઈ આવે એવા બે નિબંધ છે, 'ખંડિયેરમા હજાર વરસની પ્રેમકવિતા' અને 'ભલે આ નદીનું નામ અરપા હોય'. સત્યજિત રાયે શોધેલી તારાશંકર બંદોપાધ્યાયના ઘટનાસ્થળની ઇમારત 'જલસાઘર'ના લેખકની તથ્ય કલ્પના સાથે મેળમા હતી એ હકીકતના અસ્તર સાથે ભોળાભાઈએ મૃણાલ સેનની ફિલ્મ 'ખંડહર' જોયા પછી એ લોકાલને માણવા કરેલો રોમાચક સાઇકલપ્રવાસ કદાચ અપૂર્વ હશે ફિલ્મમા શબાના ભગ્નમનોરથા જામિનીનુ પાત્ર હતું તો નિબંધસર્જકના વિશિષ્ટ પ્રવાસમાં 'ખંડહર'-સ્થિત ડાલિયા ઘોષનું અદ્ભુત જીવંત પાત્ર હજાર વર્ષની પ્રેમકવિતા પઠતું . પડઘાયું છે! એક વાક્યનુ વર્ણન તો એટલું તાદૃશ્ય ઊતર્યું છે... વાચી જ લોને, 'જો આ બારીબારણાં ઇમારતની આખો હોય તો તે બધી ફૂટી ગઈ હતી' (પૃ ૧૨). અતન્દ્ર નેત્ર નિબંધકારે જે દૃષ્ટિએ એક નારીમાં 'ચિરંતન છોકરી' પ્રસ્તુત કરી છે તે વાચતા લાગે કે મૃણાલદા ક્યાંક કશુંક ચૂકી તો નહિ ગયા હોય? ('ખંડહર' આ લખનાર તો ચૂકી જ ગયો છે.)

'અરપા' નદીને ઉલ્લેખતો નવમો નિબંધ, લેખકને સહેલાઈથી કુશળ નવલિકા આકાર અર્પવાની ક્ષમતાવાળા જાહેર કરે છે. ચીની કવિ તુ ફુનો સંગ્રહ સાચવતી નાયિકા Gloryના વાય(y)નો વળાંક માણતા લેખક ચમત્કૃતિપોષક અંતે અરપા નદીના વળાક સાથે વાયના વળાકને કેવો સંકલિત કરી આપે છે તે જોવા પૂરા લેખને જ ચાખવો ઘટે. આ 'અરપા' અભિધાન આપવાનુ લેખકને સભવતઃ સૂઝ્યું છે ગમતા ગુરુ ઉમાશંકરની આ કાવ્યપંક્તિ પરથી: 'લાવ એને આપું નામ: 'રહી રહીને'.' 'રહી રહીને' નિબંધ વાચવાથી આનો ખ્યાલ આવે. શીલા ભટ્ટારિકાની સુરતવ્યાપારલીલામુખર અભિવ્યક્તિના વાર્તિક સમા લેખ 'ચેત' સમુત્કંઠતે'માં રેવામધ્યેની જળક્રીડા પછી ફૂલેલો એક ગૌર નગ્ન નારી દેહ તણાતો આવે છે ત્યાં જ નિબંધ 'ફ્રીઝ' કરી દીધો હોત તો નવલિકાનો આભાસ થાય એવુ નિરૂપણ દીસત. 'શાલભંજિકા'ને જોવા ટ્રેનમાં તરેહવાર તડપન અનુભવતો નાયક એને જતી રહે હવે, 'ગુડનાઇટ' કહે છે ત્યારે વર્ષોજૂની 'મહલ'ના અશોકકુમારની સ્મૃતિ સળવળાવી ગયો...'આયેગા, આયેગા આનેવાલા'...

વ્યક્તિચિત્રોના ત્રણ નિબંધમા ઉમાશંકર ('રહી રહીને') નગીનદાસ ('શબ્દના પારેખ') અને ડિરોઝિયો ('એક વંટોળિયો નામે...')ને ઝળકાવ્યા છે. પંખીને પરખવા આતુર કવિની છબિમુદ્રા, પં. સુરેન્દ્રનાથ દાસગુપ્તની તથા ભોળાભાઈના કપડાં સૂકવવાની ભૂલ કાઢી 'નાપાસ' બોલતા 'રસિક' નગીનદાસ અને આપણા નર્મદપૂર્વના ડિરોઝિયોની વંટોળ સંભૂત ક્રાંતિમા પરમહંસના માતા કાલીને 'ગુડ મૉર્નિંગ, માદમ' કહેવાની છાતી રાખતા છાત્રોનું

ચિત્રણ, લેખકની દસ્તાવેજી દષ્ટિ અને નર્મમર્મની શક્તિનો રોચક પરિચય આપે છે. ડિરોઝિયોની વંટોળદિશાના આચાર્ય ઓશો રજનીશનું અહીં સ્મરણ સહેજે થવું જોઈતું હતું.

ભારત ઉપરાંત અમેરિકાપ્રવાસના પ્રસંગઅનુભવોમાં પણ લેખકની ભારતીયતા 'મહાભારત'ના સહજ ઉલ્લેખ ગૂંથી લાવે છે. દા.ત., લાસ વેગાસમાં 'યુધિષ્ઠિર', જેમાં હાર્યે જતા યુધિષ્ઠિર તો લેખક પોતે જ પણ અહીં 'શકુનિ'નું સ્મરણ લેખકમાં જામતા જતા પત્રકારની પ્રબળતા પ્રકાશિત કરે છે. 'ગ્રાન્ડ કેન્યન'નો તો આરંભ જ કૃષ્ણ-ગીતાથી સંભવ્યો છે. પૃ. ૧૭૩ પર ગ્રાન્ડ કેન્યનને વિવિધ ભૂમિકામાં જાપાની કન્યા અને ખિસકોલી સાથે પ્રયોજવાનો દષ્ટિ-પ્રયોગ પ્રકર્ષક છે. એમના પ્રતીક પરના પ્રખ્યાત લેખમાં પૂર્વે સુરેશ જોષીએ આરણ્યક ઋષિની અ-લૌકિક અનુભૂતિને 'વૃક્ષ ઇવ સ્તબ્ધો દિવિ તિષ્ઠત્યેકઃ' ઉદ્ગારી હતી એને તેમ જ બોધિવૃક્ષને સાંકળીને 'રેડ વુડ્ઝ'ની સંસ્થાપના કરી છે પણ ત્યાં 'ડ્રાઇવ-થ્રુ-ટ્રી પાર્ક ઈ. સ. પૂર્વે ૪૦૦ધી' વાંચી લેખકે અમેરિકી માનસની સુપેરે ભર્ત્સના આવી કરી છે: "આ પાટિયું ઉખાડી ત્યાં વૃક્ષની સ્વાભાવિક ત્વચાને ફૂટવા દેવી જોઈએ...અંદરથી મોટર પસાર થાય એવો માર્ગ કોરી કાઢવો એ પણ એક જાતની બીભત્સતા જ." (પૃ. ૧૮૧)

આ બધું છતાં અંગત સંવેદના કરુણને ઘૂંટતું વાદ્ય બની રહ્યું હોય એવો નિબંધ તો 'તોમારિ ઇચ્છા હઉક પૂર્ણ'. ૧૯૮૩ના શાંતિનિકેતનનિવાસ દરમ્યાન, લેખકના જીવનમાં કરપીણ ઊથલપાથલ ઊભી કરનાર ટ્રેજિક દશાનો પરાકોટિસર્જક ચિતાર, તે કાળની ડાયરીમાંથી ભાવકના છેક હૃદય સુધી રેલાયો છે. બાંગ્લાદેશના રિસર્ચ સ્કૉલર સંજીદા ખાતુન ઢાકા રેડિયો પરથી ગાયિકા તરીકે જે ગીત વહાવે તે ભોળાભાઈ ફરી સાંજે ગવડાવે! કે બંગાળી લેખિકા કેતકી કુશારી ડાયસન સાથેના ઘરોબાને કારણે ટાગોરના વિદેશિનીઓ સાથેના રાગાસક્ત પત્રપાઠ પ્રસંગે 'નોટી ગુરુદેવ' કહેવાની વિશ્રંભ ગોષ્ઠી પછી લેખકની ડાયરી આમજાની ભાગોળનાં સ્મશાનમાં ભડભડતી ચિતા સુધી વાચકને જે વિલક્ષણ રીતે વાસ્તવની મુખોમુખ કરે છે એ હૃદયસ્પર્શી છે. (પૃ. ૨૦૦ ઉપર ટાગોરની ચિત્રરચનાઓને 'ગ્રોટેસ્ક' બિહામણું તત્ત્વ કહી એને ત્યાં 'એકદમ મૉડર્ન', લેખકની એકદમ આધુનિક કળાદષ્ટિ પણ છતી થઈ જાય છે.) ઉપરાંત 'રામલીલા'માં વતને વ્યતીત શૈશવમધ્યે સ્થાણુવત્ ખૂંપેલા વિદૂષકની આર્યાગીતિ છંદમાં ટૂંટીએથી હસાવવાની બેજોડ શક્તિ અને 'શૃગાલકથા'માં શ્વાન-શૃગાલ વચ્ચેની વૈરવાર્તા તેમ જ મહાભારત-હિતોપદેશ-પંચતંત્રમાં આવતાં ચંડરવ શિયાળની ભિન્ન ભિન્ન ચતુર ચેષ્ટાઓ વર્ણવાઈ છે.

ક્યારેક લેખક નિબંધમાં, અગાઉ માણેલી ફિલ્મના ગીતનો ઉઘાડ કે સ્મૃતિ લેખે વિનિયોગ કરે છે. મારા પ્રિય એક નિબંધ 'કવિનું ઘર'માં બૈજુ બાવરા અને 'યાદ આતી રહી'માં 'ચોરીચોરી'નો સંદર્ભ છે. રાજશેખરવર્ણિત 'કવિભવન'ની પ્રતિચ્છવિ ન્યૂયૉર્કના મેટ્રોપોલિટન મ્યુઝિયમમાં ભોળાભાઈ સપ્રીતિ-સેન-અનિલા જુએ છે ત્યારે ત્યાંયે ગુરુવર્ય ઉમાશંકરના 'સેતુ'નું સ્મરણ Tragic Poet's House રૂપે કરે છે. 'શૃગાલકથા' અને 'કવિનું ઘર'માં લેખક મૂળને મૂકી, જરીક વિષયાન્તર કરતા વાચકોને ક્યાંના ક્યાં વહી જાય છે (પૃ. ૫૯) પરંતુ આવું રમણભ્રમણ (rambling) શુષ્ક નથી.

'ઇટાલિયન ગાયત્રી' લેખમાંથી પસાર થયા બાદ સૌ કોઈ પેલા 'ચેતઃ સમુત્કંઠતે'ની જેમ (પૃ. ૨૨૫ પર પંડિત મોશાયનું સરતચૂકનું ઝોકું 'ઉત્કંઠા રેવાના કાંઠાની' શીર્ષકમાં પકડાયું.) 'મિ'લ્લુમિનો ડિ'મ્મેન્સો' સ્નાનગૃહની બહાર ગાતાં નહિ સંકોચાય!

શાંતિનિકેતનના વસંતોત્સવમાં શરીક થયા પછી મંચ પર નીચા નમી કેસૂડાંની એક છિન્ન માળા ઊંચકી લેવાનું કૃત્ય લેખક કરે છે. કેમ? તો કે', થોડા સમય પહેલાં કોઈ કન્યાની છાતીએ

એ માળા ઝૂલતી હતી, માટે! આવો જ સૌંદર્ય-ભાવ પ્રકૃતિ સુધી પણ વિસ્તર્યો છે. 'ક્યાંક પહાડો તો એટલા સરસ, સુડોલ ને ગોળ હરિયાળીથી શોભતા — જાણે હાથ ફેરવી લઉં. થવા લાગ્યું કે સાચે જ હુ એકલો છુ, જંગલ બીચ...' (પૃ ૯૯) આને માટે એકલતા, ઘર ઝુરાપો પણ કારણભૂત હોઈ શકે

સુદર દેહયષ્ટિ જ નહિ, 'શાલભ જિકા' જેવી 'બંધુર દેહયષ્ટિ' પણ નિબંધકારની વ્યાપક દષ્ટિમા સ્વીકૃત છે 'બંધુર'નો અર્થ ખાડાટેકરાવાળી ભોય ઊબડખાબડ ભૂમિ પણ અહીં કશુ વિરૂપ નથી, અસુંદર નથી. મજનૂદષ્ટિ જોઈએ લયનામા લન-લાવણ્ય પેખવાની

કવિ ઓડનનો ચહેરો જોયો છે? સુદર સામાન્ય અર્થમાયે કહેવાય? બન્ધુર જરૂર કહેવાય. પણ બીજા કવિ સ્પેન્ડરે ઓડનના ચહેરા પર કાવ્ય કર્યું: A wedding cake left out in the rain. ભોળાભાઈની શાલભ જિકા પણ પાણીપલ ળેલી જ ઉકેરાઈ છે ને!

—રાધેશ્યામ શર્મા

*

## પ્રેમસૌન્દર્યની ખોજ કરતા નિબંધો

'શાલભંજિકા' ભોળાભાઈ પટેલનો 'વિદિશા', અને 'કાચનજ ઘા' પછીનો નિબંધસગ્રહ છે. આ સગ્રહોના નિબંધોને લેખકે Personal Essays તરીકે ઓળખાવ્યા છે. પ્રસ્તુત સંગ્રહમા છેલ્ના દાયકા દરમ્યાન લખાયેલા, લેખકે જેમને 'કઈક અંશે સગન્ધી' કહ્યા છે એવા ૨૩ નિબધો અને ૧૯૮૩મા શાતિનિકેતનના નિવાસ દરમ્યાન તેમણે લખેલ ડાયરીના કેટલાક પૃષ્ઠ 'તોમારિ ઇચ્છા હઉક પૂર્ણ' અતર્ગત મૂકવામા આવ્યા છે. સંગ્રહના શીર્ષક સંદર્ભે તેમણે 'નિવેદન'માં લખ્યું છે: "શાલભંજિકા નામ સુદર છે, માટે આ સંગ્રહને આપ્યું છે, એ તો ખરુ, પણ વિશેષે મારે મન એ 'સુંદર'નો પર્યાય છે, માટે છે આ નિબંધોમાંય એની ખોજ છે."

જેના ઉપરથી સંગ્રહનુ નામકરણ થયું છે તે 'શાલભ જિકા' નિબંધ સંગ્રહમા છેલ્લે મૂકવામા આવ્યો છે 'વિદિશા'ના નિબંધોમાથી, ખાસ તો 'ખજુરાહો' નિબધમાથી પસાર થનાર ભાવકો માટે શાલભ જિકા અપરિચિત નથી એ નિબધમા લેખકે શાલભંજિકાના અનેક રૂપો શબ્દાંકિત કર્યાં છે. પ્રસ્તુત નિબધમાં શાલભંજિકા વિશે વિશેષ નુક્તેચીની કરવામા આવી છે ચાલતી ગાડીએ પ્રિય પાત્રને લખેલા પત્રરૂપ આ નિબંધમા લેખક લખવા તો ઇચ્છે છે ભોપાલના ભારત ભવને યોજેલા અજ્ઞેય વિશેના કાર્યક્રમો અગે, પણ કોઈ મનને બીજી જ વાત લખવા વિવશ કરે છે. આ 'કોઈ' તે બીજું કોઈ નહિ પણ શાલભંજિકા છે પોતે ક્યાં ક્યા શાલભંજિકા જોઈ તેની વાત કર્યા પછી લેખક તેનો વશીકરણ જાદુ વર્ણવે છે. "શાલભંજિકા એટલે શાલ વૃક્ષ નીચે સુદરીઓની ઉદ્યાનક્રીડા. સુદરીઓ શાલની ડાળી તોડી તેનાથી એકબીજાને પ્રહાર કરતી ક્રીડા કરતી." (પૃ. ૨૩૩) એવો અર્થ આપ્યા પછી શિલ્પની પરિભાષામા શાલભંજિકા-ઓને અલસકન્યાઓ પણ કહે છે એ દર્શાવી લેખક અનુમાન કરે છે કે સુદરતા સાથે અલસતાનો કશોક સંબધ હશે. પછી સ્પષ્ટ શબ્દોમા કહે છે. "ટૂ કમા કહી દઉં તો શાલભ જિકા એટલે સૌન્દર્યનો પર્યાય. તો શુ હુ સૌન્દર્યવિદ્ધ છુ?" (પૃ. ૨૩૫) ભોળા-ભાઈની નિબંધસૃષ્ટિથી પરિચિત ભાવક જાણે છે કે તેઓ સૌન્દર્યવિદ્ધ હોય કે ન હોય, સૌન્દર્યપ્રેમી તો છે જ.

સગ્રહના પ્રથમ નિબંધનુ શીર્ષક છે 'ખંડિયેરમા હજાર વરસની પ્રેમકવિતા' આ શીર્ષકમા જોવા મળતુ રોમેન્ટિસિઝમ આ નિબંધસંગ્રહનું પણ પ્રમુખ લક્ષણ છે. મૃણાલ સેનની 'ખંડહર' ફિલ્મ જોયા પછી લેખક એનું 'લોકેશન' જોવા ઉત્સુક બને છે. તક મળતા બે મિત્રો સાથે તેઓ શાતિનિકેતનથી થોડા કિલોમીટરના અંતરે આવેલ રાયપુરમા ખડેર હાલતમા ઊભેલી હવેલી જોવા

પહોંચી જાય છે. હવેલીમાં ડાલિયા ઘોષ નામની એક પ્રૌઢ સ્ત્રી તેના પતિ સાથે રહેતી હોય છે. અઢીસો વર્ષ જૂની આ હવેલીમાં રહેતી નિઃસંતાન ડાલિયા એક પુસ્તક વાંચતી હતી : 'હાજાર બછરેર પ્રેમેર કવિતા'. એ જોયા પછી લેખક મુખર બનીને બોલી ઊઠે છે : "હવેલી જીર્ણ થાય છે, મહેલાતો ખંડેર બને છે; પણ પ્રેમ કદી જીર્ણ થતો નથી. પ્રેમ ખંડેર બનતો નથી; પ્રેમ પ્રેમ રહે છે." (પૃ. ૯) સુંદર ચહેરાની જેમ સુંદર ઇમારતને પણ કાલદેવતા ખંડેરમાં પરિવર્તિત કરી દે છે. લેખક કહે છે, "જીવનભર વિધાતાના ક્રૂર થપાટા ખાઈખાઈને ઝુર્રિયોદાર થઈ ગયેલા ચહેરાની જેમ, ખંડેર આપણી ચેતના પર ઊંડો પ્રભાવ મૂકી જાય છે, અને એ સાથે આપણી કલ્પનાશક્તિને ઝકઝોરે છે." લેખક માને છે કે "ખંડેરોનાં દર્શનથી થતી સૌંદર્યાનુભૂતિમાં એટલે કદાચ કશીક રહસ્યમયતા હોય છે. એ માત્ર અતીતરાગ નથી." (પૃ. ૧૩) આ નિબંધમાં લેખક સૌન્દર્યની સાથે સાથે પ્રેમતત્ત્વની ખોજ પણ કરે છે.

પ્રેમ-સૌન્દર્યની ખોજ લેખકને વારંવાર કવિ કાલિદાસ અને રવીન્દ્રનાથ પાસે લઈ જાય છે. એમાંય લેખક જ્યારે ઉજ્જયિની જતા હોય ત્યારે કાલિદાસને સ્મર્યા વિના રહી શકે ખરા? સંગ્રહના દ્વિતીય નિબંધ 'ઉજ્જયિનીપુરે સ્વપ્નલોકે'માં સાબરમતી એક્સપ્રેસના કૂપેમાં એકલા પ્રવાસ કરતા લેખક ભલે કહેતા, "લાગ જોઈ તરત બે જુદા જુદા યુગના કવિઓ મારી સાથે થઈ ગયા." (પૃ. ૧૭), વાસ્તવમાં તો ભોળાભાઈ જ કાલિદાસ–રવીન્દ્રનાથની કાવ્યસૃષ્ટિમાં ઘૂસવાનો લાગ શોધતા હોય છે. આ કવિઓની જે રોમેન્ટિક કવિતાઓએ તેમના ચિત્તનો કબજો લીધો છે તે અવારનવાર, તક મળતાં જ ભોળાભાઈના નિબંધોમાં ડોકાયા વિના રહેતી નથી. 'મેઘદૂત' અને રવીન્દ્રનાથકૃત 'સ્વપ્ન' તો લાગે છે કે ભોળાભાઈના અસ્તિત્વમાં ઓગળી ગઈ છે. તેમના કેટકેટલા નિબંધોમાં તેના નિર્દેશો સાંપડે છે! રવીન્દ્રનાથનો કાવ્યનાયક પોતાના પૂર્વજન્મની પ્રથમ પ્રિયાની શોધમાં ભટકે છે. ભોળાભાઈનું ભ્રમણ શાની શોધ કાજે છે? પ્રેમ અને સૌન્દર્યની શોધ અર્થે. કાલિદાસ પહાડ-નદીની વાત કરતાં એમના પર માનવીય ભાવનો આરોપ કરે છે, એ સંદર્ભે લેખક કહે છે : "બધે એમની શૃંગારપ્રવણતા પ્રકટ થાય" છે. આ બાબત ભોળાભાઈને પણ લાગુ પડે છે. કાલિદાસનો યક્ષ મેઘને ઉજ્જયિનીની ઊંચી ઊંચી અટ્ટાલિકાઓનો પરિચય કરવાનું કહી હળવેથી જણાવે છે, "એમાં રહેતી સુંદરીઓનાં ચંચળ કટાક્ષભર્યાં નયનો સાથે તેં જો થોડીક રમત ન કરી તો તારી આંખો એળે ગઈ જાણવી." (પૃ. ૨૫) ઉજ્જયિનીમાં મહાકાલેશ્વરના ધામમાં સાંધ્યપૂજા વખતે શોભવાથી પૂર્ણ લાભ મળશે એમ કવિ કહે છે. યક્ષ(કાલિદાસ)ને મતે આ લાભ કયો? ભોળાભાઈ લખે છે, "ત્યાંની દેવદાસીઓ તેમનાં અંગો પર થયેલા નખક્ષતોમાં મેઘનાં સુખસ્પર્શ જલબિંદુઓ પડતાં એની તરફ ભમરાની હાર હોય એવા લાંબા કટાક્ષપાત કરશે. નારીના ચંચલ કટાક્ષપાતનો લાભ." (પૃ. ૨૭) આવા લાભના લોભે તો પ્રવાસી નિબંધકાર કાલિદાસની કાવ્યસૃષ્ટિમાં તક મળતાં ઘૂસી જાય છે.

સંગ્રહના પ્રથમ નિબંધના આરંભે લેખકે ટી. એસ. એલિયટની બે પંક્તિઓ ઉદ્ધૃત કરી છે :

I said to my soul
Be still and wait without hope...

પ્રેમ-સૌન્દર્યની શોધમાં ક્યારેક લેખકે દીર્ઘકાળ સુધી પ્રતીક્ષા પણ કરવી પડે છે. ત્રીજા નિબંધનું શીર્ષક છે 'પ્રતીક્ષા પીળાં પુષ્પોની'. સૌન્દર્યપ્રેમી સર્જક પુષ્પપ્રેમી તો હોય જ ને? પ્રતિવર્ષ યુનિવર્સિટી માર્ગ પર નયનરંજક સ્પર્શમૃદુ કર્ણિકાર પુષ્પોની પીળી ઝુમ્મરો લટકતી જોતા લેખક જાણે છે કે આ વર્ષે એ જોવા નહિ મળે. કેમ? 'એ બધાં વૃક્ષોની ત્વચાને વૃક્ષદસ્યુઓએ તીક્ષ્ણ ઓજારોથી ઉખેડી નાખી છે.' 'વૃક્ષદસ્યુ' શબ્દમાં લેખકનો તીવ્ર આક્રોશ અનુભવી શકાય છે. નિબંધમાં લેખક આ પુષ્પોની, તેની સાથે સંકળાયેલી કવિતાની વાત

કર્યા પછી અંતે કહે છે. "તો મને શાની પ્રતીક્ષા છે, કોની પ્રતીક્ષા છે? કદાચ પીળા કર્ણિકારની હશે, કદાચ એ નયે હોય. છતાં એક અબોધ પ્રતીક્ષાનો ભાવ મનને વ્યાકુળ કરે છે" (પૃ. ૩૫)

પુષ્પોનો વિશેષ સંબંધ વસંતઋતુ સાથે છે. વસંતના આગમનથી પ્રકૃતિમા થતું પરિવર્તન લેખકે કેટલીક કવિતાઓનો આધાર લઈને ચોથા નિબંધ 'ફૂલ હોય ત્યા ભમરો ભૂરો વણબોલાવ્યો આવે રે'મા રોમેન્ટિક અભિગમથી દર્શાવ્યું છે. કાલિદાસ અને કાન્તની કૃતિઓની વાત કર્યા પછી તેઓ એક જર્મન લોકગીતનો સંદર્ભ ટાંકી પુનઃ તેમની પ્રિય પ્રેમ વિભાવના કોયલના પ્રતીક દ્વારા વ્યક્ત કરે છે: "કોયલ કદી ત્યા મરતી નથી. ફરી વસત આવતા એ બોલવાની. મૃત્યુ પર જીવનનો વિજય, વસંતનો વિજય, એવો આશાવાદી સૂર એ ગીતમા છે." (પૃ. ૪૩)

પ્રેમ કયારેય જીર્ણ થતો નથી, મરતો નથી એવુ લેખક માને છે, પણ તેમના નિબંધોમા વિરહીપ્રેમીની વ્યથા જ વિશેષ વ્યક્ત થઈ છે. 'યાદ આતી રહી' (દિલ દુખાતી રહી) જેવા નિબંધમા તો ફિલ્મી ગીતનુ અવલબન લઈ લેખક એક પુરાણા સ્નેહસંબધના વેદનાવિધુર લોકમા પહોચી જાય છે. વિરહની વેદનાને જીરવવા જ જાણે લેખક ચાદ કાઝી નામના બંગાળી કવિની પંક્તિઓ સ્મરે છે જેમા એક સ્ત્રી તેના પ્રિયતમને કહે છે, "પેલે કાઠેથી તમે વાસળી વગાડો છો, આ કાઠેથી હુ સાભળું છુ હુ અભાગણી નારી છુ. મને તરતા આવડતું નથી." આ સંદર્ભે સમસંવેદન અનુભવતા લેખક પૂછી રહે છે, "તરતા ન આવડે તો શુ તડપતા રહેવાનુ? એક અનતકાળની પ્રતીક્ષા?... આ નારીનુ દુર્ભાગ્ય જાણે પ્રેમીમાત્રનુ બની જાય છે. આ જે નદીને કાંઠે આ અભાગણી ઊભી છે, એ નદીનું નામ પ્રેમનદી જ હશે ને?" (પૃ. ૧૫૪) પછી લેખક પ્રેમવિષયક ચિંતનમા સરી પડે છે.

શાતિનિકેતનમા લેખકને એક વર્ષ એકલા રહેવાનું થાય છે. ઘરથી સુદૂર દીર્ઘકાળ એકના રહેવાનું થતાં લેખકને પ્રિયજનની યાદ સતાવે એ સ્વાભાવિક છે ડાયરીમા પોતાની મન.સ્થિતિ વર્ણવતાં તેઓ લખે છે, "કયારેક રક્તમા જાણે cycle બદલાતી લાગે, અને બધુ કામનાદીપ્ત લાગે, erotic imagery ચિત્તને આક્રાન્ત કરી દે. મનની વિચિત્રતા તો એમા જોઉં છુ કે આવી સ્થિતિમા પણ નિરાવૃત છાતીમાં આશ્રય લેવા ઝંખે, કદાચ એથી વધારે." (પૃ. ૨૦૫-૬) ડાયરીના સ્વરૂપને નિબંધના સ્વરૂપ સાથે કેટલુક મળતાપણું છે. તેથી 'શાલભંજિકા'ની ભાવસૃષ્ટિ સાથે સામ્ય ધરાવતા ડાયરીના કેટલાક પૃષ્ઠ સંગ્રહમા મૂકવામાં આવ્યા છે તેમા ખાસ અનૌચિત્ય નથી. પણ લેખકે 'નિવેદન'મા કહ્યું છે તેમ સંગ્રહના બધા જ નિબધો સગન્ધી લાગતા નથી. આપણા સન્નિષ્ઠ અનુવાદક અધ્યાપક નગીનદાસવિષયક નિબંધ 'શબ્દના પારેખ', બંગાળના ઝંઝાવાતી અધ્યાપક હેનરી લુઈ વિવિઆન ડિરોઝિયો અંગેનો નિબંધ 'એક વંટાળિયો નામે ડિરોઝિયો' જેવા બેચાર નિબધો પ્રભાવક હોવા છતા આ સંગ્રહની ભાવસૃષ્ટિ કરતા જુદા પડી જાય છે.

'વિદિશા' અને 'કાચનજંઘા'ના પ્રવાસવિષયક નિબંધોમા ભ્રમણની સંવેદના મુખ્ય હોવા છતાં આપણું ધ્યાન આકર્ષે છે તે પરિભ્રમણ નહિ પણ સર્જકનું સૌન્દર્યભ્રમણ. સૌન્દર્યબોધ કરવો અને કરાવવો એ જાણે એ નિબંધોમા તેમનો ઉપક્રમ હોય એવુ લાગે. 'શાલભંજિકા'ના નિબધોમા તો સૌન્દર્યની શોધ એ જ મુખ્ય છે. લેખકને પ્રકૃતિએ ખૂબ આકર્ષ્યા છે. પ્રકૃતિસૌન્દર્યને તેમણે મન ભરીને માણ્યું છે, પણ તેઓ માને છે કે "માનવદેહ જેવી સૌન્દર્યની કોઈ ખાણ નથી પ્રકૃતિ ભલે અનંતરૂપા હોય; કવિઓએ, ચિત્રકારોએ, શિલ્પીઓએ દેહોત્સવનો મહિમા એમની કલાકૃતિઓમાં અનતરૂપે કર્યો છે" (પૃ. ૪૮). 'ઝર ઝર ઝર વારિ ઝરે છે' નિબંધમા આવરામ વૃષ્ટિથી તંદ્રાલસ થયેલું સર્જકચિત્ત સ્મરણોના નિભૃતલોકમા ખોવાઈ જાય છે અને પછી ટેવ પ્રમાણે કાનેદાસ ટાગોરની આગળી પકડી

સૌન્દર્યસૃષ્ટિમાં સરી પડે છે. આ સૃષ્ટિમાં તેઓ પૃથ્વીને નારીરૂપે અને આમ્રકૂટને તેના સ્તનરૂપે નિહાળે છે. સ્તનસૌન્દર્યનું એક માદક રૂપ જોવા તેઓ આધુનિક ફ્રેન્ચ નગરકવિ બૉદલેર પાસે પહોંચે છે. તે પ્રિયતમાનાં સ્તનને મદિરાની દ્રાક્ષ સાથે સરખાવે છે: and breasts, the grapes of my wine. સ્તનની વાત કરતાં ભોળાભાઈ ડી. એચ. લૉરેન્સને યાદ કર્યા વિના રહી શકતા નથી, કેમ કે તેને પ્રિયતમાના સ્તનમંડળ વચ્ચે પોતાનું ઘર મળી ગયું હતું! (Between her breasts is my home.) આ નિબંધમાં કાલિદાસની પૃથ્વીરમણી અને બૉદલેરની પ્રકૃતિરમણીની વાત કરતા લેખક તો સંમોહિત થાય છે 'પાષાણસુંદરી'ના નગ્ન સૌન્દર્યથી. બહુશ્રુત લેખક પાટણની રાણીવાવની આ સુંદરીની વાત કરતાં કરતાં કોણાર્ક, ખજુરાહો, સાંચી, ઇલોરાની શાલભંજિકાઓની વાત તો કરે જ પણ રિલ્કેને પ્રભાવિત કરનાર ફ્રેન્ચ શિલ્પી રોદાંનાં 'ચુંબન', 'ઈવ', 'આદમ', 'સનાતન મૂર્તિ' જેવાં મનુષ્યદેહનો અદ્‌ભુત મહિમા કરતાં શિલ્પોની વાત પણ વિગતે કરે છે. પાષાણસુંદરીના રમ્ય દેહ પર સર્પ અને ઘુવડનું આલેખન છે તેને સમજાવવા તેઓ સેક્સની પ્રતીકાત્મકતા ચર્ચે છે અને વાલેરીની 'સર્પ' નામની કવિતાની વાત પણ કરે છે. વળી વિષકન્યાનો ખ્યાલ પણ સ્પષ્ટ કરે છે. આ નિબંધની જેમ સંગ્રહના બધા જ નિબંધોમાં લેખકની બહુશ્રુતતા દૃષ્ટિગોચર થાય છે.

ભોળાભાઈની બહુશ્રુતતા સાહિત્ય પૂરતી મર્યાદિત નથી. ઇતિહાસ, ભૂગોળ, શિલ્પ, સ્થાપત્ય, પુરાતત્ત્વ, નૃત્ય, સંગીત એમ અનેકવિધ વિષયોની વત્તીઓછી જાણકારી લેખકને છે અને તે યોગ્ય સ્થળે મહદંશે ઉચિત રીતે વ્યક્ત થઈ છે. પાષાણસુંદરીના શિલ્પની વાત કરતાં તેમણે પોતાના શિલ્પજ્ઞાનનો ઉપયોગ કર્યો છે. આપણે ઉપર જોઈ ગયા તેમ નિમિત્ત મળતાં જ લેખકનો ભીતરી રસકોષ છલકાઈ ઊઠે છે. વિષય સાથે સંબંધિત ઉદ્ધરણો, અધ્યાસો ગૂંથાવા લાગે છે અને લેખકની વિદગ્ધતા પ્રગટવા લાગે છે. ભિન્ન ભિન્ન દેશકાળના સર્જકોનાં અવતરણો, સંદર્ભો અકુતોભય આવતાં જાય છે અને રચનાને વિશિષ્ટ સાહિત્યિક પરિમાણ બક્ષે છે. અલબત્ત, જ્યાં આનો અતિરેક થયો છે ત્યાં નિબંધની સુગ્રથિતતા, સૌષ્ઠવ જોખમાયાં છે. 'ઉજ્જયિનીપુરે સ્વપ્નલોકે', 'ફૂલ હોય ત્યાં ભમરો ભૂરો...' જેવા નિબંધો નમૂના લેખે જોઈ શકાય. માત્ર આ નિબંધસંગ્રહમાં જ નહિ, ભોળાભાઈની સમગ્ર નિબંધસૃષ્ટિમાં કાલિદાસ અને રવીન્દ્રનાથનો પ્રવેશ આવશ્યકતા કરતાં અધિક થયો હોય એમ જણાય છે.

ભોળાભાઈની શિષ્ટ, પ્રાસાદિક ગદ્યશૈલી 'શાલભંજિકા'ના નિબંધોમાં પણ જોઈ શકાય છે. સમાચારપત્રની પૂર્તિ માટે લખાયેલા આ પત્રકારના નિબંધોમાં ભાષાનું શરબતી પોત વિશેષ દૃષ્ટિગોચર થાય છે. પ્રથમ નિબંધનું જ એક દૃષ્ટાંત જુઓ: "એ જીર્ણ હવેલીની પૃષ્ઠભૂમિમાં પ્રફુલ્લિત પદ્મ જેવી અને છતાં ઉદાસીનતાની અભ્રછાયા ધારણ કરતી જામિની જબરદસ્ત કૉન્ટ્રાસ્ટ રચે છે." (પૃ. ૧૨). તત્સમ શબ્દો પ્રયોજવાનું લેખકનું વલણ આ સંગ્રહમાં પણ જોવા મળે છે, અલબત્ત 'વિદિશા' કરતાં તેનું પ્રમાણ ઓછું છે. લેખકની શૃંગારપ્રવણતા ઉપમાનોમાં પણ જોઈ શકાય છે. 'પ્રાન્તિક'માં ગાડીની વાત કરતાં તેઓ લખે છે, "મધરાતની ગાડીઓ તો જાણે પોતાના અવાજને સંયત કરીને દોડી જતી હોય – નૂપુરને જરા પગ ઉપર ચડાવી દઈ, ઓછાં મુખરિત કરી, ચૂપચાપ અભિસારે જતી નાયિકાઓની જેમ." (પૃ. ૧૦૧)

સમાચારપત્રની નિશ્ચિત મર્યાદામાં રહી આ નિબંધો લખાયા હોઈ દીર્ઘસૂત્રિતાથી બચી ગયા છે, છતાં બિનજરૂરી પ્રસારથી મુક્ત છે એમ નહિ કહી શકાય. કેટલાક નિબંધો ઉતાવળે લખાયા હોવાની છાપ પાડે છે. સંગ્રહના બધા નિબંધો સુગ્રથિત સૌષ્ઠવપૂર્ણ બની શક્યા નથી. 'વિદિશા' અને 'કાંચનજંઘા'ની સરખામણીમાં અહીં તાજગીનો

અભાવ વરતાય છે. કેટલીક મર્યાદાઓ હોવા છતાં આ નિબંધોમાં વ્યક્ત થતી લેખકની પરિપક્વ રસિકતા, સૂક્ષ્મ સંવેદનશીલતા અને પરિષ્કૃત રુચિ ભાવકોને પ્રસન્ન કરે છે. નિબંધોમાં અનુભવાતી સર્જકની ઉપસ્થિતિ તેને અગત નિબંધ બનાવે છે. સંગ્રહની રચનાઓને એક તાંતણે ગૂંથનાર અને તેને આકાર આપનાર તત્ત્વ છે લેખકનું પ્રસન્નમધુર, વિદગ્ધ, રસિક, મુગ્ધ, સ્વપ્નિલ વ્યક્તિત્વ અને પ્રેમસૌન્દર્યની ખોજ. કલ્પનાની રમણીય છટાઓ, પ્રાસાદિક, સુકુમાર ગદ્ય સંગ્રહની અનેક રચનાઓને લલિત નિબંધની કોટિએ પહોંચાડે છે.

— પ્રસાદ બ્રહ્મભટ્ટ



## ગગનેન્દ્રનાથ ઠાકુરનું ચિત્ર IN THE RAINS

[પૃથ્વી]

અધટ્ટ નભનો લવન્ડર વિતાન આછો દ્રવે
અશબ્દ અતિદીર્ઘ ભૂમિપટ આર્દ્ર મેદુર આ
દરખ્ત નમ દૂરના ક્ષિતિજમાં ભળે ઓગળે
મરાલ સમુદાય ન્હાય જલવર્ષણે ઊડતો
દીસે ઉટજગુચ્છ પાંડુ જનશૂન્ય પલ્લ્યંચલે
તડાગ શિશુકાય આભ છવિ ઝીલતું કાચવત્
વિલોમ પુલિનસ્થ ચમ્પક વિફુલ્લ ભીંજી રહે
લઘૂત્પલ ઇતસ્તતસ્તરલ વૃષ્ટિને હાર્દતાં
તટસ્થ પરિકીર્ણ કુંજદલવર્તતા મંચપે
ગ્રહી પ્રકૃતિદત્ત આવરણ શાદના છત્રનું
નિતાન્ત ગતિશૂન્ય ચિત્રનિભ આદમી એકલો
ધરી કર મહીં પ્રલમ્બ-તનુયષ્ટિકા-સૂત્રની.
સ્થિરાંગ-મન ધૈર્યમૂર્તિ સમ મત્સ્ય આકર્ષવા
પ્રશસ્ત શમથે હશે ચરણ તીવ્ર એકગ્રતા?

શિલ્પિન થાનકી

ન પહોંચ, ન પ્રતિસાદ, અને છતાં તમે પાસે જ પાસે.

તમારી કૃષ્ણપ્રીતિ ને એમાં જરા ઝબોળેલી પેલી ઝણઝણાટી છતાં બે અક્ષર પણ નથી પાડયા.

થાય : લિખાલિખી કી હૈ નહીં
મુખામુખી કી બાત.

ક્યારે આવો છો? સમય મેળવી. આ સાથે તાજું ફુલ. [આ અંકમાં એ કાવ્ય મૂકયું છે.] મૌજમાં જ તરો છો ને! 'ઉપાડી ગાંસડી' ઈની, કે એટલે જ.

નંદિગ્રામ — **મકરન્દ દવે**
૪–૭–'૯૨

*

'ઉદ્દેશ'ના આજીવન ગ્રાહક થવાનું સદ્ભાગ્ય મને સાંપડયું તેનો આનંદ અનુભવતો રહ્યો છું. જીવનમાં બનેલા એક અકસ્માતને કારણે, કહોને સાંધાવાળાની ભૂલને કારણે, મારી જીવનગાડી સાહિત્યના પાટા છોડી કાયદાના પાટે ચડી ગઈ હતી. Law is a jealous Mistress એ ઉક્તિ સાર્થક થઈ અને હું સાહિત્યની દુનિયાથી દૂર ને દૂર પડી ગયો. 'ઉદ્દેશ'ના આગમને મને Prodigal Son બનાવ્યો છે. ઉચ્ચ કોટિનું ભાથું – ચિંતનાત્મક, આહ્લાદક, તત્ત્વવિશ્લેષક – આપના લેખોમાંથી, આપને ત્યાં છપાતા લેખોમાંથી મળી રહે છે. મને તો આ નિષિદ્ધ બની ચૂકેલા રસજગતમાં ચંચુપાત કરવાનાં અવસર મળ્યા જ કરે છે. જૂન ૧૯૯૨ના અંકમાં સૂરદાસને આપેલી અંજલિ એક ઉત્તમ અને ભવ્ય પ્રસંગ બની જાય છે; તેવી જ રીતે શ્રી દુષ્યન્ત પંડયાના લેખ 'ભણકારા – ઉમાશંકરના' માનવ-સ્વભાવની વિચિત્રતાઓનું, સાક્ષરોમાં પણ સતત જાગ્રત ન હોય તો ષડ્‌રિપુમાંના કોઈના આવિર્ભાવનું, જન્મજાત આભિજાત્યના કારણે ઉદ્ભવતા પશ્ચાત્તાપનું અને નરોત્તમ ઉમાશંકરભાઈના પુણ્યશ્લોક વ્યક્તિત્વનું સ્મરણ એક કાવ્યાનંદ આપવાનું કાર્ય કરી જાય છે. શ્રી દુષ્યન્ત પંડયાના આ લેખમાં પ્રગટ થતા અંતઃસત્ત્વને અભિનંદ્યા સિવાય રહેવાતું નથી. આપનો ઉત્તરોત્તર અભ્યુદય થતો અનુભવી રહ્યો છું.

અમદાવાદ — **—એન. એચ. ભટ્ટ**
૧૮–૬–૯૨ — (નિવૃત્ત, હાઈકોર્ટ જજ)

*

'ઉદ્દેશ' શરૂ થયું ત્યારથી તેનો ગ્રાહક બન્યો છું. બે વર્ષ પૂરાં થયાં આ સામયિકને. આ બે વર્ષમાં આપે 'ઉદ્દેશ'ને સુપેરે સંવર્ધ્યું છે. એમાં આવતાં લખાણો વાંચતાં આનંદ થાય છે. ટૂંકી વાર્તાઓ, કાવ્યો અને વિવેચનોથી સમૃદ્ધ એકેએક અંક, ગુજરાતી સાહિત્યની વર્તમાન જરૂરિયાતને, ખાસ કરીને 'સંસ્કૃતિ'ની વિદાય પછી, સરસ રીતે પૂરી પાડે છે. પ્રથમ પાનાનું આપનું લખાણ હૃદય-સ્પર્શી બની રહે છે. 'સાંપ્રત પ્રવાહો'માં મુખ્ય મુખ્ય બનાવો અંગેની આપની નોંધ પણ તલાવગાહી હોય છે. આવું સુંદર સામયિક પ્રગટ કરવા બદલ હાર્દિક અભિનંદન. ગુજરાતી સાહિત્યરસિકો અને ગુજરાતી પ્રજા આ પત્રને દીર્ઘકાળ પર્યંત જીવતું રાખે એવી ત્રીજા જન્મદિન પ્રસંગે શુભેચ્છા વ્યક્ત કરું છું.

મુંબઈ — **પ્રવીણ દેસાઈ**
૧–૮–૯૨



# વૃક્ષો વાવો, ઉછેરો, ગુજરાતને હરિયાળું બનાવીએ

વન મહોત્સવની ઉજવણી ગુજરાતમાં પર્યાવરણની સુરક્ષા અને વનીકરણ માટે
આપણને પ્રેરણા પૂરી પાડે છે, એટલું જ નહીં,
વૃક્ષઉછેર અને તેના જતન માટે આપણને સજાગ કરે છે.
આ વર્ષે ગુજરાતમાં એકેએક નાગરિક ઓછામાં ઓછું એક વૃક્ષ ઉછેરે
એ માટે આપણે સૌ કાર્યરત રહીએ.

— ચીમનભાઇ પટેલ
મુખ્યમંત્રી, ગુજરાત રાજ્ય.

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

સર્વભાષા સરસ્વતી

વર્ષ ત્રીજું : અંક બીજો

સપ્ટેમ્બર ૧૯૯૨

તંત્રી
રમણલાલ જોશી





# ઉદ્દેશ

વર્ષ ત્રીજું    અંક બીજો    સળંગ અંક : ૨૬

અનુક્રમ : સપ્ટેમ્બર ૧૯૯૨



['પ્રતિભાવ'માં હર્ષદ ત્રિવેદીના પત્રની તા. ૨૦-૫-૯૨ વાંચવી]

પ્રકાશક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ–૩૮૦ ૦૦૯

'ઉદ્દેશ' કાર્યાલય વતી મુદ્રક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ–૩૮૦ ૦૦૯

મુદ્રણસ્થાન : ભગવતી મુદ્રણાલય, ૧૯, અજય ઇન્ડસ્ટ્રિયલ એસ્ટેટ, દૂધેશ્વર રોડ, અમદાવાદ–૩૮૦ ૦૦૪.

## સૂચનાઓ

* 'ઉદ્દેશ' દર માસની ૧
  તારીખે પ્રસિદ્ધ થાય છે
* 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે
  અંકથી થઈ શકાય છે.
* આ માસિકમાં પ્રસિદ્ધ
  લેખોમાંના અભિપ્રાય મ
  જવાબદારી તે તે લેખકન
* વાર્ષિક લવાજમ (દેશ
  રૂ. ૮૦/ વિદેશમાં (એર
  રૂ. ૫૦૦, (સીમેલ) રૂ. ૩
* આજીવન પ્રોત્સાહક સ
  રૂ. ૧૦૦૦/–
* 'ઉદ્દેશ'ના ધોરણ ઃ
  સ્વરૂપને અનુલક્ષીને લેખ
  પોતાની કૃતિઓ મોકલ
  સ્વીકૃત કૃતિનો જવાબ ૧૫
  દિવસમાં અપાય છે.
* છૂટક નકલ રૂ ૧૦ પોસ્ટેજ
* લવાજમ મોકલવા અને ૫
  વ્યવહારનું સરનામું :
  'ઉદ્દેશ' કાર્યાલય,
  ૨, અચલાયતન સોસાયટી,
  નવરંગપુરા, અમદાવાદ-૮
  ફોન નં. ૪૯૨૦૨૭
* લવાજમો મનીઑર્ડર અથ
  ડ્રાફ્ટથી મોકલવાં.
* 'ઉદ્દેશ'નાં લવાજમો નીચે
  સ્થળે પણ ભરી શકાય છે

(૧) સૌરભ પુસ્તક ભંડાર
  ટેલિફોન ડોમ સામે, મેડા ઉપ
  રિલીફ રોડ, અમદાવાદ-
  ફોન : ૩૮૧૨૩૦, ૪૭૫

(૨) વિજય મેગેઝીન વર્ક
  ૧૨, કલ્યાણ ભુવ
  બીજે માળે, રિલીફ રે
  અમદાવાદ–૧
  ફોન : ૩૫૬૪૭૮

ઉદ્દેશ

સપ્ટેમ્બર

૧૯૯૨



सर्वभाषा सरस्वती

# ટોળાં અવાજ ઘોંઘાટ

ઉપર શીર્ષક વાંચી કોઈને થશે કે હું શ્રી લાભશંકર ઠાકરના એ નામના કાવ્યસંગ્રહ ઉપર લખવા પ્રવૃત્ત થયો છું. પણ એમ નથી. અમુક અંશે એ કાવ્યોની કેન્દ્રીય અનુભૂતિ સાથે થોડું સામ્ય કદાચ જણાય. અત્યારે તો જ્યાં ને ત્યાં ટોળેટોળાં અને ઘોંઘાટ – બસ ઘોંઘાટ જ દેખાય છે. ટોળાં ઉપર શ્રી ઘનશ્યામ દેસાઈએ એક ટૂંકી વાર્તા પણ લખેલી. ક્વચિત્ દેખાતા ટોળાની વાત અલગ છે. આજકાલ તો આપણે સંખ્યાબંધ ટોળાંનું ઉત્પાદન કર્યું છે. વૈયક્તિકતાને ટોળામાં ઓગાળી દીધી છે. ટોળાં રૂપે જ આપણે જાતને અભિવ્યક્ત કરીએ છીએ. આ ટોળાંને શું જોઈએ છે? અમોને અનાજ આપો, રહેવા માટે જમીન–મકાન આપો, પીવાનું પાણી આપો, ગૅસ અને કેરોસીન આપો, આવું બધું તો એ માગે જ અને એમાં કશું અસ્વાભાવિક નથી. પણ ૧૯૪૭ પછી સમગ્ર દેશમાં અને ૧૯૬૦ પછી વિશેષે ગુજરાતમાં જે ટોળાં જન્મ્યાં છે એ આવું કશું માગતાં નથી. તે તો માત્ર આટલું જ માગે છે: અમોને અથવા અમારાંને સત્તા આપો, બાકીનું બધું અમે ફોડી લઈશું. બસ એક સત્તા જોઈએ. કારણ કે એ સત્તામાંથી પૈસો કેમ બનાવવો એ કળા એમને હસ્તગત છે. સત્તામાંથી પૈસો અને પૈસામાંથી પછી સત્તા – આ દુશ્ચક્ર વિના એમને ચેન નથી; સતાની ભૂખ એ મનુષ્યની જન્મજાત વૃત્તિ છે. પણ છેલ્લાં વર્ષોમાં ગુજરાતના અને દેશના રાજકારણીઓમાં એ જેવી વકરી છે એવી કદાચ ભાગ્યે જ ઇતિહાસના કોઈ અન્ય સમયગાળામાં વકરી હશે. આ લોકો જ અદકેરો ઘોંઘાટ કરી મૂકે છે. જેઓ એનાથી વંચિત રહ્યા છે તેઓ એનો વિરોધ કરવા બીજો ઘોંઘાટ કરે છે. આમ ભારે ઘોંઘાટ અને શોરબકોરથી આ ભવ્ય ભારતભૂમિનું ચિદાકાશ છવાઈ ગયું છે। ખોટી બાબતોનો સબળ વિરોધ એ તો લોકશાહીની આધારશિલા છે. પણ લોકશાહીના બુરખા નીચે જોવા મળે છે વરવું વદન ટોળાશાહીનું. કુદરતે મનુષ્યને ગળું આપ્યું છે, સાર્થ અવાજ એ કુદરતની મનુષ્યને આગવી બક્ષિસ છે. પરંતુ એ બક્ષિસનો આડેધડે ઉપયોગ – દુરુપયોગ જોઈ કુદરતને પણ

પરતાવો થતો હશે. પ્રભુની કૃપા મૂકં કરોતિ વાચાલમ્ – પણ આ જે તો એથી ઊલટી કૃપા-યાચના કરવાનો વખત આવ્યો છે! શબ્દને આપણે બ્રહ્મ કહીએ છીએ. શબ્દ અત્યારે ભ્રમમાં પડી ગયો છે. 'શબ્દ-સ્વામીઓ' ગણાતા મહાનુભાવો આજે વામણા થઈ ગયા છે. ધા પણ ક્યાં જઈને નાખવી? એક ગુજરાતની વાત કરીએ તો આજે ગુજરાતમાં સંસ્કારક્ષેત્રે પીઢો, વયોવૃદ્ધો, જમાનાના ખાધેલ અનુભવીઓ છે. પણ કોઈ સંસ્કારનેતા નથી. ક્ષુદ્ર સ્વાર્થસાધુઓ અને ટૂંકબુદ્ધિ જૂથબંદાઓનો પ્રભાવ ક્યાંથી પડે? રાજકારણીઓ આ લોલુપોને બરાબર ઓળખી ગયા છે. જીવનમાંથી સંવાદિતાની રાગિણીઓ ઝડપભેર લુપ્ત થતી આવે છે, પ્રેમ અને માધુર્યની નીકો સુકાઈ રહી છે. એને સટે કલુષિતતા, ક્લેશમયતા અને કલૈબ્ય જોવા મળે છે. એકમાત્ર આશ્વાસન એ છે કે સંગીતનો વારસો આપણી પાસે છે. રસ્તા આગળથી પસાર થાઓ અને કોઈ ગળામાંથી સુરીલા સ્વરે કોઈ પંક્તિ વહેતી હોય એ સાંભળી ચરણ થંભી જાય છે અમે અંદરનો ઘણો કોલાહલ ક્ષણવાર તો શમી જાય છે. આ સંગીત આપણને ઇહલોકમાંથી ઉપાડીને કોઈ આનંદલોકમાં મૂકી આપે છે. ખરેખર સંગીત એ સંજીવની છે. પાડ માનો પ્રભુનો કે હજુ રાજકર્તાઓને ઔરંગઝેબ થવાનું સૂઝયું નથી!

—રમણલાલ જોશી

# સાંપ્રત પ્રવાહો

તંત્રી, રજનીકાન્ત જોશી, દિનેશ શુક્લ

## શ્રી અરવિંદ-યોગના પીઢ સાધકનું અવસાન

શ્રી દ્યુમાનભાઈનું મૂળ નામ શ્રી ચૂનીભાઈ પટેલ. અડધી સદી ઉપરાંતના સમયથી તેઓ પોંડિચેરીના શ્રી અરવિંદ આશ્રમમાં યોગસાધના કરતા હતા. પ્રસંગોપાત્ત શ્રી સુન્દરમ્ તેમનો નામોલ્લેખ કરતા. એક સાત્ત્વિક અને અત્યંત સ્નેહાળ સાધક તરીકે તે આશ્રમવાસીઓમાં સૌના પ્રીતિપાત્ર બન્યા હતા. શ્રી સરલાબહેન શર્માના પત્રોમાં પણ દ્યુમાનભાઈની વાત આવે. 'ઉદ્દેશ' શરૂ કર્યા પછી સુન્દરમે મને લખેલું કે દ્યુમાનભાઈ વગેરે સાધકો રસપૂર્વક 'ઉદ્દેશ' વાંચે છે. જાન્યુઆરી '૯૨ના અંકમાં શ્રીકૃષ્ણ વિશેનો મારો લેખ પ્રસિદ્ધ થયેલો. શ્રી સરલાબહેન શર્માએ મને લખ્યું કે "उन्होंने बताया कि 'उद्देश'में प्रकट हुए 'श्रीकृष्ण' विषयक लेख को पढ़कर आँखों में भी आँसू आ गए।" આવા ભક્તહૃદયી જ્ઞાની પુરુષની પુણ્ય સ્મૃતિને આપણાં વંદન. (આની નીચે ડૉ. રજનીકાન્ત જોશીએ આપેલી વીગતપૂર્ણ શ્રદ્ધાંજલિ આપી છે.)

## 'શ્વાસો' કાવ્યની છેલ્લી કડી

ઑગસ્ટ '૯૨ના અંકમાં ૨૪મા પાના ઉપર પ્રગટ થયેલ શ્રી અંજની મહેતાના કાવ્ય 'શ્વાસો'ની છેલ્લી ચારે લીટીઓ નીએ પ્રમાણે વાંચવી :

મંદિરના દીપકની જ્યોતે રામ થઈ આ બૂઝતા શ્વાસો
નિર્ધૂમ થઈને ઠીંગરાતા લોપાતા આ શ્વાસો
શ્વાસે શ્વાસે

શ્વાસ વચાળે વાગે આ માનવનું જંતર.

—તંત્રી

*

## દ્યુમાનજી : એક અદ્ભુત પ્રકાશપુંજ

સને ૧૯૨૪માં શ્રી ચૂનીભાઈ પટેલ પહેલી વાર શ્રી અરવિંદ આશ્રમ, પોંડિચેરી ગયા ત્યારે શ્રી માતાજીએ તેમને કહેલું : 'હું તમારી જ રાહ જોતી હતી.' ૧૯૨૭માં તે ત્યાં સ્થાયી થયા ત્યારે શ્રી માતાજીએ તેમને આશ્રમની સમગ્ર ખેતીની જવાબદારી સોંપી દીધેલી. આશ્રમની ૧૦૦ એકરની ખેતભૂમિ આજે 'ગ્લોરિયા ફાર્મ' તરીકે ખ્યાતનામ છે. 'ગ્લોરિયા' ઉપરાંત તેઓ શ્રી આશ્રમના ચીફ મૅનેજિંગ ટ્રસ્ટી પણ નિમાયા. શ્રી અરવિંદે તેમને 'દ્યુમાન' – The Luminous one – નામ આપેલું ત્યારથી તે દ્યુમાનજી તરીકે સૌના હૈયે વસ્યા. તાજેતરમાં ૧૯મી ઑગસ્ટે ૯૦ વર્ષની વયે તેમણે શ્રી અરવિંદ આશ્રમ પોંડિચેરીમાં દેહ છોડયો. તા. ૧૨–૧૩ અને ૧૫ ઑગસ્ટના રોજ ત્રણેક વાર આ લખનારને દર્શન–સંવાદનું સૌભાગ્ય મળેલું. પંદરમી ઑગસ્ટે શ્રી અરવિંદના રૂમમાં આવનાર સાત હજાર જેટલા દર્શનાર્થીઓને તેમના હસ્તે બ્લેસિંગ પૅકેટ અપાયેલાં. તેઓ ઉચ્ચ કક્ષાના સાધક, પ્રતિભાસંપન્ન સેવક અને સરળ વ્યક્તિત્વવાળા મહામાનવ હતા. ૧૯૯૧માં સુન્દરમ્, ૧૯૯૨માં ચંપકલાલ અને દ્યુમાનજી જતાં આશ્રમમાં એક શૂન્યાવકાશ સર્જાયો છે. અનેક માણસો સાથે તેમનો પત્રવ્યવહાર હતો. ખેડા જિલ્લાના નાપાડ ગામમાં ૧૯૦૩ની ૧૯મી જૂને તેમનો જન્મ થયો હતો. આંતરિક અભીપ્સા અનુસાર સૌપ્રથમ શાંતિનિકેતન, પછી ૧૯૨૦–૨૧માં તે ગૂજરાત વિદ્યાપીઠમાં જોડાયેલા. ગાંધીજી અને સરદાર સાથે રહી રાષ્ટ્રીય ચળવળમાં પણ પ્રવૃત્ત બનેલા. તે પછી પૂ. શ્રીમાતાના

સૂચનથી તેઓ પોંડિચેરી ગયા અને '૨૭થી ત્યાં સ્થાયી થયેલા. એ પછી એમના પત્ની કાશીબા પણ આશ્રમવાસી બન્યા. આજે પૂ. કાશીબા અને પૂ. ભક્તિબા હયાત છે પણ દ્યુમાનજીની વિદાયથી એક ખાલીપો તો સર્જાયો જ છે તેઓ હતા એક અદ્ભુત પ્રકાશ પુંજ. તેમને આપણી શત શત વંદના હો!

—રજનીકાન્ત જોશી

*

## જાણવાના અધિકારની પુષ્ટિ

વાણી અને અભિવ્યક્તિની સ્વતંત્રતા એ કોઈ પણ મુક્ત, લોકશાહી સમાજની આધારશિલા છે. એટલે તો ભારતના બંધારણમાં નાગરિકને અપાયેલા મૂળભૂત હકોની યાદીમાં તેને પ્રથમ સ્થાન આપવામાં આવ્યું છે સર્વોચ્ચ અદાલતે પણ વિવિધ ચુકાદાઓ દ્વારા આ સ્વતંત્રતાની અગત્ય અને પ્રસ્તુતતાને સદાય પ્રમાણિત કરી છે

તાજેતરમાં આપણી સર્વોચ્ચ અદાલતે આપેલા બે ચુકાદાઓ આ દિશામાં આપણું ખાસ ધ્યાન ખેંચે છે. એક તો એનાથી આ અધિકારમાં રહેલા કેટલાક અભિપ્રેત મુદ્દાઓ વધુ સ્પષ્ટ, વધુ વિશદ બને છે. અને બીજું, એનાથી આ અધિકારનો વ્યાપ થોડો વિસ્તૃત થાય છે

જીવન વીમા કોર્પોરેશનની કામગીરીની સમીક્ષા કરતો એક અભ્યાસ પ્રો મનુભાઈ શાહે તૈયાર કરેલો. તે અભ્યાસના તારણોને પડકારતો એક લેખ કોર્પોરેશનના એન. સી કૃષ્ણને મદ્રાસથી પ્રગટ થતા જાણીતા અંગ્રેજી અખબાર 'ધ હિન્દુ'માં પ્રકાશિત કર્યો, જેનો પ્રત્યુત્તર મનુભાઈએ અખબારને મોકલી આપ્યો અને અખબારે તેને છાપ્યો કૃષ્ણનનો એ જ લેખ કોર્પોરેશનના મુખપત્ર 'યોગક્ષેમ'માં પણ છપાયો, એટલે એનો પ્રત્યુત્તર પણ મનુભાઈએ 'યોગક્ષેમ' પર મોકલી આપ્યો કોર્પોરેશને એ છાપવાનો ઇન્કાર કર્યો ગુજરાત હાઈકોર્ટે કોર્પોરેશનના નિર્ણય વિરુદ્ધ ચુકાદો આપ્યો અને મનુભાઈનો પ્રત્યુત્તર 'યોગક્ષેમ'માં છપાવો જોઈએ, એમ જણાવ્યું કોર્પોરેશને સર્વોચ્ચ અદાલતમાં અપીલ કરી અને દલીલ કરી કે 'યોગક્ષેમ' કોર્પોરેશનનું સામયિક (ઇન હાઉસ મેગેઝીન) છે અને તે આવો પ્રત્યુત્તર છાપવા માટે બંધાયેલું નથી

સર્વોચ્ચ અદાલતે કોર્પોરેશનની દલીલોનો અસ્વીકાર કર્યો તેણે જણાવ્યું કોર્પોરેશનનું મેગેઝીન એ જાહેર મેગેઝીન છે. લવાજમ ભરીને કોઈ પણ વ્યક્તિ તે મેળવી શકે છે અને બીજું, બહારની વ્યક્તિઓને તેમાં લેખો લખવા માટે આમંત્રણ અપાય છે પોતાનું મેગેઝીન છે, એટલે કોના લેખ છાપવા અને કોના નહિ એનો નિર્ણય કરવાનો પોતાનો અબાધિત અધિકાર છે, એમ જણાવીને કોર્પોરેશન જેવી જાહેર સંસ્થા નાગરિકના મૂળભૂત હકોનો ભંગ કરી શકે નહિ

સર્વોચ્ચ અદાલતના ચુકાદાનો મુખ્ય સૂર કંઈક આવો છે. પોતાના સામયિકના વાચકો સમક્ષ બન્ને દૃષ્ટિબિન્દુઓ રજૂ થાય એ ખૂબ જરૂરી છે. વાચકો પોતે તેને આધારે પોતાના તારણો તારવે. ચુકાદામાં જે અભિપ્રેત છે તે વિશેષ મહત્ત્વનું છે અને તે એ કે દરેક વ્યક્તિને પોતે જે કંઈ કહ્યું છે, તે વિષે જવાબ આપવાની સ્વતંત્રતા – 'રાઇટ ટુ રિપ્લાય' સમાવિષ્ટ છે આ 'રાઇટ ટુ રિપ્લાય'થી નાગરિકને પ્રશ્નની બીજી બાજુની જાણકારી થાય છે, એટલે એમાંથી નાગરિકને જાણવાનો પણ અધિકાર, ('રાઇટ ટુ નો',) છે, માહિતી પ્રાપ્ત કરવાનો પણ અધિકાર (રાઇટ ટુ ઇન્ફર્મેશન) છે એ ફલિત થાય છે.

હા, 'જાણવાના હક'નો એક અલાયદા મૂળભૂત હક તરીકે ભલે આપણા બંધારણમાં સ્વીકાર કરવામાં આવ્યો ન હોય, પણ અગાઉ સર્વોચ્ચ અદાલતે 'ન્યાયાધીશોની બદલીઓ સંબંધી કેસ'ના ચુકાદામાં એ અધિકાર વાણી અને અભિવ્યક્તિની સ્વતંત્રતામાંથી ફલિત થાય છે, એમ જાહેર કરેલું છે આ ચુકાદા થકી એને ફરી એક વાર દૃઢપણે બંધારણીય પીઠિકા પ્રાપ્ત થાય છે

બીજો ચુકાદો, ભોપાળ ગૅસ દુર્ઘટના પર તૈયાર કરવામાં આવેલી અને ૧૯૮૭ના વર્ષની ઉત્તમ

'નૉન-ફીચર' ફિલ્મ તરીકે 'ગોલ્ડન લોટસ' એવૉર્ડ પ્રાપ્ત કરનાર ફિલ્મ 'બિયૉન્ડ જેનોસાઇડ'ને દૂરદર્શને ટેલિકાસ્ટ કરવાનો ઇનકાર કર્યો તે સંબંધી છે. દૂરદર્શનની દલીલ એવી હતી કે ફિલ્મ જૂની-પુરાણી અને અપ્રસ્તુત બની ગઈ છે અને તેનાથી ધાંધલ થાય તેમ છે અને દૂરદર્શને તૈયાર કરેલી માર્ગદર્શક સૂચનાઓ અનુસાર તે ટેલિકાસ્ટ થઈ શકે તેમ નથી.

સર્વોચ્ચ અદાલતે આ દલીલો ફગાવી દેતાં જણાવ્યું કે વાણી-અભિવ્યક્તિની સ્વતંત્રતા પર કેટલીક મર્યાદાઓ, કેટલાંક નિયંત્રણો જરૂર છે, પણ આ મર્યાદાઓ અને નિયંત્રણો સ્વતંત્રતા પર કાપ મૂકતાં હોવાથી તે વાજબી અને કાયદા અનુસારનાં હોવાં જોઈએ. તે વાજબી અને કાયદા મુજબનાં છે, તે પુરવાર કરવાનું સત્તાવાળાઓને શિરે રહે છે. પોતાના કામકાજની ટીકા થાય એટલે માહિતી અને તેની અભિવ્યક્તિ પર મર્યાદા મૂકવાનું સત્તાવાળાઓનું વર્તન જરાય વાજબી ગણી શકાય નહિ. ફિલ્મમાં રાજ્ય સરકારની નિષ્ફળતા પર ટીકા છે, એને ટેલિકાસ્ટ નહિ કરવાનું વાજબી કારણ ગણી શકાય નહિ.

ટૂંકમાં, બન્ને ચુકાદા નાગરિકના જાણવાના, માહિતી પ્રાપ્ત કરવાના અધિકારોની પુષ્ટિ કર છે. અભિવ્યક્તિની સ્વતંત્રતા હોય પણ જાણવા કે માહિતી પ્રાપ્ત કરવાની સ્વતંત્રતા ન હોય, એનાથી અભિવ્યક્તિની સ્વતંત્રતાના ભોગવટા પર કેટલો મોટો કાપ મુકાઈ જાય, એની પ્રતીતિ આપણને આ બે ચુકાદાઓ થકી થાય છે.

— દિનેશ શુક્લ



## ગઝલ

સમય રૂપી આ સિંહ જુઓ ફંગોળે નિજની યાળ,
પંખી કરતાં યે ઊંચેરું ઊડી શકે છે કાળ.

ગણી શકે ના કોઈ રેતીના કણને દરિયા-કાંઠે,
આકાશે તારાનું એમ જ, એમ જ માથે વાળ!

એક શબ્દની ઉપમા શોધું, જડે મોતીના થાળ,
મને એટલે 'દુકાળ' જેવો શબ્દ લાગતો ગાળ!

પાણીનો જ પડે તો સમજ્યા, આ તો કાળ-દુકાળ,
જેને જેને સમય અડે તે સૌને માથે આળ!

પૂર આવતાં રક્ષણ કાજે પાળ બાંધતા લોકો,
પાણી ખૂટ્યે રાહત–કાર્યોની ગૂંથે સૌ જાળ!

નેતા સૌ તરભાણું ભરતા ગોર, મરો વર-કન્યા!
હરણ જેમ સરકારી કામો ભરી રહ્યાં સૌ ફાળ!

વિના દર્પણે 'કરીમ' જોતી આંખ કદી ના નિજને,
એમ શાયરી વિના કવિને મળે ન નિજની ભાળ!

— અબ્દુલકરીમ શેખ

# પંચકલ્યાણી

રાજેન્દ્ર શાહ

[આપણા પ્રથિતયશ કવિ શ્રી રાજેન્દ્ર શાહે 'કૌશિક' ઉપનામથી વાર્તાઓ પણ લખી છે અહીં એમની એક તાજી વાર્તા આપી છે. — તંત્રી]

"તમે શેઠને વાત કરી?" ગોમતીબહેને પતિ વૈકુંઠરાયને પૂછ્યુ, ને એમની સમે કંઈક આશંકાથી, ને એટલે કંઈક વ્યથાથી એ જોઈ રહ્યા. પાચ છ દિવસથી વારંવાર એ પતિને શેઠની પાસે જવાનુ કહેતા હતા.

"મારા પગ ઊપડતા નથી" અચકાતા ખમચાતા રાયે જવાબ આપ્યો.

"આવતી કાલના તો લગ્ન નિરધારેલા છે ને આજે નક્કી ન થાય તો — કાલની ધમાલમા — શેઠને ત્યા પણ લગ્ન — વાત થાય જ નહિ. મ્હારા મનની .." ને એકદમ એ મૂંગા થઈ ગયા

એમના પોતાના લગ્ન પછી બહુ વર્ષે આ ઘરમા પારણું બંધાયું — એ એકનો એક દીકરો — આવતી કાલે એના લગ્ન — કેટલો ઉમળકો હતો ઘરમા નવી વહુ આવશે એ વાતનો! પણ એમાયે એના અંતરમાં ઘણા વખતથી, લગ્ન નક્કી થયા ત્યારથી — 'મારા પુત્રના ફુલેકામા નગરશેઠના ઘરનો પંચકલ્યાણી ઘોડો હોય — એ સ્વપ્ન એ જોયા કરતા — પોતાનો લાલ એ ઘોડે સવાર થઈને નીકળે — ને... બોલી ઊઠયા · "મે કયારેય તમારી આગળ હઠ કરી નથી. મારા મનની આ એક ઘેલછા કહો તો ઘેલછા કે વાસના, નથી છૂટતી એ" બોલતા બોલતા ગળગળા થઈ ગયા — આખમા પાણી ભરાઈ આવ્યા.

રાયે મૌન છોડી કહ્યુ: "નાના શેઠના પણ કાલના જ લગ્ન લેવાયા છે તું જુએ છે — આખુ ગામ આ માગલિક પ્રસગમા પરોવાઈ ગયું છે. રોશની, આતશબાજી, ગાન, ગરબા — જ્ઞાતિભોજન, ગામ ભોજન. કેટલી અવરજવર, કામની ધાલાવેલી હોય ત્યા હું શી રીતે એમને આવી વાત કરુ? — એમનો પુત્ર પરણતો હોય ત્યારે એ ઘોડાની યાચના શી રીતે થાય? મે તો કોઈની પાસે કયારેય કશાની યાચના કરી નથી." પણ ગોમતીબહેનની ઇચ્છા અપૂર્ણ રહેશે એ વિચારે, ભારે હૈયે એ એમની સહધર્મચારિણી પત્નીને જોઈ રહ્યા — નિર્બલ, નીચી ઢળેલી આખે

ગોમતીબહેન પણ ચૂપ અપરાહ્નનો સમય આવતી કાલના લગ્નની બધી જોગવાઈ તો થઈ ગયેલી, વર્તનની ઠામ જોવા સગી સ્ત્રીઓ પાડોશણો સાજે આવવાની છે અત્યારે હજી ઘરમા નિકટના સગામા બહારગામથી આવેલી બેત્રણ વ્યક્તિ છે. એટલે ઘડીક સમયની મોકળાશ છે. પણ હજી ઘોડાનુ નક્કી થતું નથી એટલે મનમા બેચેન છે.

ગામમા નીકળતા વરઘોડામા — આગળ બાળકો- થોડા ઘોડા હોય — ઘોડાગાડીઓ હોય — પાછળ હોય પુરુષ વર્ગ — એની પાછળ ઘોડા પર વરરાજા — એની પાછળ તાવદાનમા બેઠેલી હોય કન્યા — અને એની પાછળ માગલિક ગીતો ગાતી સ્ત્રીઓ — એમા આગળ હોય રામણદીવા સાથે વરની માતા —

, આ વરઘોડામા, એમની ઉત્કટ ઝંખના, પંચ- કલ્યાણી ઘોડા પર પુત્રને આરૂઢ જોવાની કાલે શેઠને ત્યા પણ નાના શેઠનો વરઘોડો નીકળવાનો — બન્ને વરઘોડાનો સમય જુદો રખાય તો મારા દીકરાને માટે ઘોડો મળી શકે ખરો — એકનો ઊતરે પછી બીજાનો ચડે — એવુ શુ થાય નહિ? મનમા ઊઠતા પ્રશ્નનો પોતે જ મનમા જવાબ આપ્યો,

થાય, શા માટે ન થાય? બસ રસ્તો મળી આવ્યો. પણ પતિને હવે કહેવું નથી. દુભાતા મને એમને મોકલવા નથી. બ્રાહ્મણનો નિગૂઢ હૃદયાગ્નિ પ્રજ્વલી ઊઠ્યો. આ પ્રકારની ગોઠવણીની વાત, શેઠની પાસે જઈને કરવા પોતે જ નિશ્ચય કર્યો. એ એક જ હવે ઉપાય હતો.

પ્રસંગે ઘરે આવેલાં બીજાં બધાંમાં ઘરડાં માશી પણ હતાં – દેરાણીજેઠાણી જેવાં તો કોઈ નહિ – એટલે એમને 'હમણાં આવું છું' કહીને પહેર્યે કપડે એ શેઠને ત્યાં જવા નીકળી ગયાં.

પચીસેક હજારની વસ્તીના ગામમાં, એક ઘરથી દૂરના ઘરનું અંતર પણ કંઈ લાંબું હોતું નથી. એ અંતરને સમયમાં જોઈએ તો માંડ બેપાંચ મિનિટનું ગણાય. ગોમતીબહેન સીધાં જ શેઠની હવેલીએ પહોંચ્યાં. વિશાળ ચોકમાં મંડપ બાંધેલો હતો – લાલ કનાતને લાગેલી ભૂરી ઝૂલ. આખોયે ચોક ગાદી-તકિયાથી ભર્યો ભર્યો. શેઠના ઘરે બહારગામથી આવેલા મહેમાન, ગામની મોભી બે-પાંચ વ્યક્તિ વગેરે બેઠેલાં હતાં – હવેલીની દીવાલ પાસેના તકિયે અઢેલી માણેકલાલ શેઠ બેઠેલા હતા. ચારપાંચ નાનાં બાળકો આનંદમાં ગેલ કરી રહ્યાં હતા. બધાંની સાથે શેઠ પ્રાસંગિક વાતોમાં પરોવાયેલા હતા. હવેલીમાં મોટા ઘરમાં હોય એવી ધામધૂમ થઈ રહી હતી. સાંજના જમણવારની તૈયારી તો વાડીમાં એટલે મહદંશે કામમાં લાગેલ સહુ વાડીમાં ગયેલાં હતાં. શેઠાણી પદ્મકાન્તાબહેન પાસે એમની નણંદ રત્નપ્રભા અને અન્ય ચાર પાંચ આધેડ સ્ત્રીઓ હતી. ગોમતીબહેન ત્યાં સીધાં પહોંચી ગયાં. ઓચિંતાં એમને આવેલાં જોઈ, કંઈક આશ્ચર્યથી છતાં ઉમળકાથી શેઠાણીએ એમને બોલાવ્યાં 'આવો, મા, બેસો.' ને પૂછ્યું, 'શું કરી શકું અત્યારે?'

ગોમતીબહેનના મનમાં પંચકલ્યાણી અશ્વ સિવાય બીજી વાત હતી જ નહિ. એટલે એમણે કહ્યું: "મારે જરા શેઠજીને મળવું છે."

"જે કંઈ કામ હોય તે મને કહેશો, મારાથી થતું હશે તો એમની પાસે જવાની જરૂર નહિ રહે."

"એ તો હું જાણું છું. પણ આજે. તો..."

"છે કંઈ વિશેષ?"

"આવતી કાલે અમારે ત્યાં પણ લગ્નપ્રસંગ છે."

"શું જોઈએ? સંકોચ રાખશો નહિ. બન્ને ઘરે સરખો જ આનંદ હોય. અમે શા ખપમાં આવીએ, કોઈ વસ્તુ, કંઈ સહકાર?"

"બીજું તો કંઈ નહિ, બા, બન્ને ઘરેથી ફુલેકાનો સમય જુદો રખાય એવું હોય –"

શેઠાણી પદ્મકાન્તા આશ્ચર્યથી જોઈ રહ્યાં. કંઈક ગૂંચતું એમને અનુમાન થયું – વિચારીને આગળ બોલવા જાય ત્યાં ચોકમાંથી શેઠનો અવાજ આવ્યો: "શી વાત છે અંદર, આમ આવો."

બન્ને બારણા પાસે આવી ઊભાં રહ્યાં. ગોમતી-બહેને માથા પરનો સાળુ લલાટ સુધી ખેંચી લીધો.

એમની સામે સહેજ નજર કરી શેઠ બોલ્યા: "તમે વૈકુંઠરાયભાઈનાં ઘરનાંને!" જાણતાં છતાં કંઈ ભ્રાન્તિ ન રહી જાય એટલા માટે આદરપૂર્વક પૂછી લીધું.

ગોમતીબહેને સહેજ ડોકું હલાવી હા ભણી.

"તમારે કેમ આવવું પડ્યું? વૈકુંઠભાઈ કેમ છે? બેએક દિવસ પહેલાં તો મળ્યા હતા."

"શેઠજી, કાલે અમારે ત્યાં પણ..."

"જાણું છું. વિનાયકનાં લગ્ન લેવાયાં છેને! ભણવામાં ખૂબ હોશિયાર. શાળાના શિક્ષક ક્યારેક આવે ત્યારે એનાં વખાણ કરે. કેવું સારું લાગે. શું કરી શકું હું?"

ગોમતીબહેનની જીભ ઊપડતી નથી. મૂંઝાય છે. પોતાને વહાલો પોતાનો દીકરો – એટલો જ વહાલો શેઠને નાનો શેઠ પણ ખરો જ ને! સિવાઈ ગઈ છે જીભ. શેઠ જોઈ રહ્યા છે. કંઈક એવું છે જે કહેતાં એ અચકાય છે. કદાચ બધાંની વચ્ચે બોલવું ઠીક નહિ લાગતું હોય એમને. એ ઊભા થયા અને બારણાની પાસે આવ્યા. ધીમેથી કહે: "મને કહેતાં સંકોચ થતો હોય તો આ તો તમારી નાની બહેન જેવી છે. એને કહો. કોઈ વાતે મૂંઝાશો

નહિ. પૂરા હકથી કહો.''

"શેઠજી, કાલે બન્ને ઘરથી વરઘોડા નીકળશે. આપને ત્યાં વરઘોડો વહેલો નીકળે – એ ઊતરે પછી અમારો નીકળે એવું ન ગોઠવાય?"

"ગોઠવાય, શા માટે નહિ? નાના ગામની વસ્તીમાં બન્નેમાં કેટલાક ભાગ લઈ શકે એ વાત તમારી સમજી શકાય – જરૂર એમ ગોઠવાય."

"એ એક જ કારણ નથી શેઠજી—મારા મનમાં..." બોલતાં વળી અટક્યાં ત્યાં શેઠે તરત કહ્યું: "શું છે? કહો – જે કંઈ થઈ શકશે તે કરીશ. કહો."

"અમારે ત્યાં વરઘોડામાં આપનો ઘોડો અમને મળી શકે?"

શેઠની આંખમાં ક્ષણ માટે તેજની એક ચમક આવી ગઈ. ચોકમાં બેઠેલી વ્યક્તિઓ આ સંવાદને કુતૂહલથી સાંભળતી હતી. એમાં કોઈ અકળાતું પણ હશે કે બાઈને આ શું સૂઝ્યું?

પણ શેઠે કંઈક સ્મિત કરતાં શાન્તિથી પૂછ્યું: "તમારે ત્યાંથી વરઘોડો કેટલા વાગ્યે નીકળવાનો?"

"આશરે ચાર વાગ્યે."

"વારુ, એથી પા કલાક વહેલો તમારે ત્યાં ઘોડો આવી જશે. બિલકુલ મૂંઝાશો નહિ પણ..."

ગોમતીબહેન એકમાત્ર આશા ફળી હોય એવા આનંદના સંયમિત ઉદ્રેકમાં હતાં, ને બે હાથ જોડી રહ્યાં હતાં ત્યાં 'પણ' સાંભળીને એકસરખા જલી રહેલા ઘીના દીવા પર જાણે ફૂંક લાગી, ને છોભાં પડતાં હોય એમ એ બોલ્યાં. "પણ...શાને? મારે કંઈ..."

"હા, મા, મારે પણ તમારી પાસેથી કંઈ માગવાનું છે સ્તો!"

"હું, શું આપી શકું, શેઠ! આજે તો તમે વરસ્યા છો."

"તમે જ આપી શકશો મા," કહેતાં શેઠ નીચા નમ્યા. "આશીર્વાદ આપો અમને. અમે માગીએ છીએ અમારું, અમારાં સંતાનનું કલ્યાણ". અને એ જ વખતે બાજુમાં ઊભેલાં શેઠાણી પદ્મકાન્તાએ પણ ગોમતીબહેનના ચરણે સ્પર્શ કર્યો. ગોમતીબહેને એ બન્ને મસ્તક પર પોતાના બન્ને હાથનાં આંગળાં છાપ્યા – ને નેત્રનાં ભાવઝર્યાં જલે એને અભિષિક્ત કર્યાં.

ચોકમાં એકત્રિત સહુને સ્પર્શી ગઈ એક મંગલ લહર.



## સાભાર સ્વીકાર

**મલ્હાર** (કાવ્યસંગ્રહ): લે. પ્ર. કૃષ્ણ દવે, સી/૪૪ ઉત્કર્ષ, આર.બી.આઈ. સ્ટાફ ક્વાર્ટર્સ, સુભાષ-બ્રિજ, અમદાવાદ-૨૭, કિ. રૂ. ૨૫. **ચરણામૃત** (ગેય ભક્તિ રચનાઓનું ચયન) – નવસંસ્કરણ – સંપા: કૃપાશંકર જાની, પ્ર. શ્રી લક્ષ્મી પુસ્તક ભંડાર, ગાંધીમાર્ગ, અમદાવાદ-૧, કિ. રૂ. ૨૦. **લીંબડીની ઝમાળ** – સંપા: ડૉ. પ્રભાશંકર તેરૈયા, રતુદાન રોહડિયા, પ્ર. સૌરાષ્ટ્ર યુનિવર્સિટી, રાજકોટ-૩૬૦૦૦૫, કિ. રૂ. ૧૮.

## 'કર્ણ-કૃષ્ણ' : એક આસ્વાદ

મનુભાઈ પંચોલી ('દર્શક')

નાટયાભિમુખ કાવ્યની શોધ એ ઉમાશંકરનો ગંભીર પ્રયાસ રહ્યો છે. કાવ્યનો ધ્વનિ તથા લય અને નાટકનો સંઘર્ષ બંનેનો મેળ મળે તેવો છંદોવ્યવહાર, આ શોધના આવા વિવિધ આયામો છે. 'કુબ્જા', 'મહાપ્રસ્થાન', 'યુધિષ્ઠિર', '૧૯મા દિવસનું પ્રભાત' આ શોધનાં નાનાંમોટાં શિખરો છે.

નાટકનો પટવિસ્તાર, અને કાવ્યની સપ્રમાણતા – બંનેનો મેળ મેળવવો એ પણ એક કઠિન વ્યાયામ છે.

કવિ ઠાકુરે 'કચ-દેવયાની', 'કર્ણ-કુંતી', 'ગાંધારીનું આવેદન'માં આવો પ્રયાસ કર્યો છે અને 'ગાંધારીના આવેદન'માં તેમણે કાવ્યમાં નાટચાવતારની સિદ્ધિ પણ મેળવી છે.

ઉમાશંકરની આવી સિદ્ધિ મેં 'કર્ણ કૃષ્ણ'માં અનુભવી છે.

કાવ્ય એક છંદ-હિલ્લોલ અને અલંકારચમત્કૃતિ માગે છે અને નાટક માગે છે તુમુલ સંઘર્ષના પ્રવેશો, ચડઊતર અને પ્રકાશભરી પરિણતિ.

'કર્ણ-કૃષ્ણ'નો સંઘર્ષ છે સાચી રીતે માનેલા અન્યાય કરનારા સામેના તીવ્ર રોષનો. ઉમાશંકરના શબ્દમાં પ્રરોષનો ('ઊભી થઈ જાય શિખા પ્રરોષે') જેને કૃષ્ણે પોતે 'શસ્ત્રે તેવો શાસ્ત્રમાંયે પ્રવીણ' કહ્યો છે તે કુંતીજાયો હોવા છતાં, કૌમાર્યાવસ્થામાં ત્યજાયો હોવાથી સૂતને ત્યાં ઊછર્યો. તે કારમાં અપમાનો પામેલ છે; એવાં કારમાં કે કર્ણને તે કોઈ સંભારી આપે તે પણ તેને પસંદ નથી.

કૃષ્ણ આ સંવાદમાં કુમારોની પરીક્ષા – રંગમંચ વખતે, દ્રૌપદીસ્વયંવરમાં, ઘોષયાત્રામાં, વિરાટઝાંપે તેનાં થયેલાં અપમાનો સંભારે છે ત્યારે અભિજાત પુરુષની જેમ કહે છે:

'ઘટે નહીં, હે યદુવીર ખોલવા
વ્રણો રૂઝયા-અર્ધરૂઝયા બીજાના.'

કાવ્યની પરિણતિ આ તીવ્ર, અંદર ને અંદર ભડકી રહેલો રોષ – તેનું તીવ્ર પ્રાકટ્ય અંતે ધીરજ ભરી સમજાવટ અને સમાધાનમાં પરિણમે તે છે.

કૃષ્ણ સંધિમાં નિષ્ફળ જાય છે, યુદ્ધ ટાળી શકાય તેમ નથી, દુર્યોધનને બદલાવી શકાયો નથી, કર્ણને પણ પાંડવપક્ષે લઈ જવામાં નિષ્ફળ જાય છે જ, પણ કર્ણના પિતામહ ભીષ્મ, માતા કુંતી, દ્રૌપદી, ભાઈઓ પ્રત્યેના રોષનું વિગલન કરાવી શકે છે તે આ કાવ્યમાં કંડારેલી વિષ્ટિની સિદ્ધિ છે. તેઓ "અર્જુન સિવાય કોઈ પાંડવને નહિ મારું, પાંડવો પાંચના પાંચ રહેશે."

'મારે લીધે, અર્જુન મૃત્યુ પામતાં,
મારે મર્યે, અર્જુનને લીધે વા.'

જેવું વચન મેળવી શકે છે.

પણ તેમની ઊંચેરી સિદ્ધિ તો કર્ણને એ વાતનું ભાન થાય છે ને તેના અંતરાત્માનો આયામ બદલાય છે તે છે.

કર્ણને ભાન થાય છે કે તે ખોટે સ્થળે ફસાયો છે, અને તેનો પક્ષ જીતવાનો નથી, એટલું જ નહિ તે જીતે તે ઇષ્ટ પણ નથી. છૂટા પડતી વખતે કહે છે – જતાં જતાં—

'કાને ધરો જે કહું આટલુંક:
ન લેશ આની કદી થાય જાણ
સ્વપ્નેય તે પાટવી ધર્મરાજને.
સ્વીકારશે એ, નહિ તો, ન ધર્મવિત્
ક્ષણાર્ધ માટે પણ રાજ્ય રાજા.'

યુધિષ્ઠિરને હું તેનો મોટોભાઈ છું તેની જાણ ન જ કરતા, નહિ તો તે રાજ્યને ઘડી માટે પણ

નહિ સ્વીકારે – મને આપશે, અને હું દુર્યોધનને આપીશ; કારણ કે એના મૈત્રીપ્રભાવે હું જીવું છું, તેમ કહીને તે સ્વીકારે છે કે –

'થશે ન એ શોભતું ધર્મબંધુ
ભલે થતા રાજવી ધર્મરાજ,
છે કૃષ્ણ જેને સચિવ પ્રબુદ્ધ,
ને સવ્યસાચી સમ યુદ્ધવીર.'

'થશે ન એ શોભતું ધર્મબંધુ.' આ એક પંક્તિમાં કર્ણનું ચેતસ્ પરિવર્તન આવી જાય છે ઘડી પહેલાં જ જે દ્રૌપદી અને અર્જુનની યાદ આવતાં બોલે છે —

'ન વાત છેડો, કિરીટીસખા, તે
સૌભાગ્ય એ પંચવિધ પ્રશસ્ય
છો ભોગવે તે અભિજાત કન્યા.
ઉખેળશો ના પડ ભૂતકાળના.'

દ્રૌપદીએ તેને સ્વયંવરમાં બધા વચ્ચે કહેવરાવ્યું કે તે સૂતપુત્ર છે માટે તને નહિ વરી શકું. આ અપમાને તેને બોલાવેલ કે—'એ ઉચ્ચ કુળની કન્યા ભલે પાંચ પતિનું સુખ ભોગવે.' અને પછી દ્રૌપદી-જેતા અર્જુન માટે તીવ્ર સ્વરે બોલી નાખે છે –

'વેગે જઈ સમ્મુખ તેડી લાવો,
એ દ્રૌપદીજિત્ અભિજાત અર્જુન
યુદ્ધાંગણે કાળ જુએ ન કોણ
કુજાત કે કોણ વળી સુજાત.'

એ જ કર્ણ અંતે કેવી વિનમ્રતાથી, સમજથી, કાંઈક પસ્તાવાથી કહે છે –

'ભલે થતા રાજવી ધર્મરાજ.'

અને માતા પ્રત્યે હૃદય ઊભરાતું હોવા છતાં પણ માતાએ તેને ત્યજી દીધાના અન્યાયની પીડા જે વીસરી શક્યો નહોતો અને તે કુંતીજાયો છે તેમ શ્રીકૃષ્ણ જણાવે છે ત્યારે પીડા, વક્રતા, વિદ્રૂપથી બોલી ઊઠે છે —

'કુંતીજાયો? તેર વર્ષોની વાત!
અજ્ઞાત અન્યોન્યથી હસ્તિનાપુરે
વસ્યાં અમે મા શિશુ વર્ષ તેર!'–

પાંડવોના વનવાસકાળમાં વૃદ્ધ કુંતાજી વિદુરને ત્યાં હસ્તિનાપુર રહ્યાં હતાં

અને પીડાના ઉદ્રેકથી કેવો ભાવોત્કર્ષ પ્રગટાવે છે.

'વર્ષે વર્ષે માસ તો બાર બાર,
માસે માસે ને દિનો ત્રીસ ત્રીસ,
ને ત્રીસમાંથી દિન એક એક,
મૂકે ઘડી ગણિતી તેની સાર.
મળી ઘડી, અર્ધઘડી ન માતને,
વાત્સલ્યથી વંચિત બાલકારણે!
અપૂર્વ આશ્ચર્ય ન એ શું કૃષ્ણ?
એ ભારતે અદ્ભુત માપ ધર્મનું!'

પાંડવો અને ધર્મ પર તેનો કટાક્ષ ઉઘાડો છે કારણ કે ભગવાને તેને આગ્રહમાં 'ધર્મધ્વજાળા શિબિરે પાંડવોના'માં આવવાનું કહ્યું છે તેનો વળતો ફટકો કર્ણ મારે છે

'એ ભારતે અદ્ભુત માપ ધર્મનું!'

આવો રોષિત, પ્રત્યાક્રમણ માટે ઉતાવળો કર્ણ અંતે શું કહે છે – તેને રથથી ઉતારતા કહે છે –

'સુબાહુ, થંભ્યો રથ   હસ્તિનાપુરે
છે કુંતીને એક જ પુત્ર, જોજે
રહે ન એ વંચિત માતૃભક્તિથી'

અને કર્ણ શું કહે છે –

'લો, ઊતરું   ચક્ષુથી ઊભરાતું
આ અશ્રુ તે અંજલિ માતૃભક્તિની.'

જીવનમાં સમજપૂર્વકનું સમાધાન, તે જ સ્થાયી સુખનો પાયો. એ સમાધાન વનવાસ આપે, પરાજય પણ આપે, કર્ણના પ્રસંગમાં મૃત્યુ પણ આપે, પણ ચિત્તનો દાહ શમી જાય, આંતરિક ઝંઝાવાતને વટાવી મનુષ્ય સહજાવસ્થાની ઝાંખી કરે – કર્ણને એ ઝાંખી થાય છે એટલે છેલ્લે કહે છે –

'હવે નહીં જન્મ, ન એવું જીવન,
હવે રહ્યું જ્યાં ધ્રુવ મૃત્યુ એક ...'

આરંભ નકારથી, રોષથી, અંત સમજદારીથી, સમાધાનથી, નમ્રતાથી.

'કર્ણ-કૃષ્ણ'ની આ નાટયસભર પરિણતિ છે.

પણ કવિએ આ ક્રિયા, કેવી દીર્ઘ, કઠિન, વિવિધ ભયોવાળી છે તે હૂબહૂ દર્શાવ્યું છે. તેમાં તેમની શ્રેષ્ઠ પ્રતિભા છે. હૃદયપરિવર્તન તે બચ્ચાંના ખેલ નથી, તે અગ્નિસંભવ છે, અને તે કૃષ્ણ જેવા પ્રાજ્ઞ, સમદર્શી સારથિ માગે છે.

શ્રીકૃષ્ણ ભાઈ-ભાઈઓ, સગાંસ્નેહીઓ, જ્ઞાતિબંધુઓનો મહાસંહાર અટકાવવા જાતે સંધિ કરાવવા ગયા, પણ દુર્યોધન ન માન્યો, ભગવાનના હાથ હેઠા પડયા. એમણે સભામાં જોયું કે ભીષ્મ-દ્રોણ લડવા માટે ઉત્સુક નથી, તેઓ તો સમાધાન કરવાની જ સલાહ આપે છે – છતાં દુર્યોધન માનતો નથી. તો તે કોના પર મુસ્તાક છે? તેમની ચકોર આંખે કર્ણ ચડયો. તેને લડવાનો, અર્જુનને હણી પોતાનું પરાક્રમ બતાવવાનો ચડસ છે. તે કહે છે, હું અર્જુનને હણીશ, દુર્યોધન ભીમને હણશે. શ્રીકૃષ્ણ તો હથિયાર લેવાના નથી, પછી રહ્યું કોણ? કુંતી, ભીમ-દ્રૌપદી, ભીષ્મ અને સામાન્યજનોથી દાઝેલો, દાનવીર છતાં બડાઈખોર કર્ણ જ આ શાંતિસ્થાપનાની આડે આવે છે. એને સમજાવી શકાય તો મહાસંહાર અટકે. એટલે નીકળતી વખતે કર્ણને પોતાની જોડે થોડે સુધી આવવા નિમંત્રે છે, ત્યાંથી આ કાવ્ય આરંભ થાય છે.

ઉપાડ જ કેવો અપૂર્વ ચિત્રાત્મક, અપૂર્વ સૂચનાત્મક, અપૂર્વ અલંકૃત છે!

કર્ણ જાણે છે કે શ્રીકૃષ્ણે એને શું વાત કરવા સાથે લીધેલ છે – એટલે એ જ કહી નાખે છે – તેના મનમાં દ્વિધા જ નથી.

'જુઓ હસે છે નભગોખ સૂર્ય.'

અરે ભગવન, આ સૂર્યદેવતા, જે જગતનાં ચક્ષુ છે, જેનાથી કશુંય ગુપ્ત નથી, તે આપણને સાથે બેઠેલા જોઈને મર્માળું હસે છે — કેવા છીએ આપણે?

'પાસે પાસે એક જલે ઝૂલંતાં
પ્રફુલ્લતાં કિંતુ ન જેહ સંગમાં
અધન્ય એવાં પદ્મ ને પોયણાશા
જોઈ મુખો આપણ બે તણાં અહીં.'

એક જ સરોવરમાં પાસે પાસે જ રહેતાં અભાગિયાં કમળ, અને કુમુદિની સાથે મળતાં નથી, એક કરમાય ત્યારે બીજું ખીલે – એવા આપણને બેઉને સાથે રહેવાની ઇચ્છાથી બેઠેલા જોઈને સૂર્યભગવાન હસે છે – આ દુર્દૈવ છે જ, પણ તે ટાળી શકાય તેવું નથી – અને પછી વળી બીજી ઉપમા આપે છે.

'ઝાઝી વેળા વ્યોમ માંહે ન સોહે
સાથે સાથે સૂર્ય ને સોમ, કૃષ્ણ,
સોહે નહિ એક રથેય એવા
પ્રવીર બે કૌરવપાંડવોના.'

સૂર્ય ને ચંદ્ર આકાશમાં એકીસાથે ઝાઝી વાર હોય તે શોભારૂપ નથી એવું જ આપણું છે – મને ઉતારો. હું પાછો હસ્તિનાપુર જાઉં, જ્યાં યુદ્ધ આવ્યે શૌર્ય-ઉન્માદવ્યાકુળ કૌરવો મારી વાટ જોતા હશે ત્યાં—

'અને કુરુજાંગલ — રે સમગ્ર
આર્યાવર્તે આણ જેની યશસ્વી,
એવા મહારાજ—'

કર્ણ આટલું બોલી દુર્યોધનનું નામ લે તે પહેલાં જ વિલક્ષણ ચતુરાઈથી શ્રીકૃષ્ણ કહે છે – 'હા એવા મહારાજની ભેટ યુધિષ્ઠિરને તેમના ધર્મધ્વજાળા શિબિરે ભલે આજે થઈ જાય.' શ્રીકૃષ્ણ ચતુરાઈપૂર્વક મહારાજ તો કર્ણ છે તે કહી નાખે છે, અને પછી સંવેદનાને હિલ્લોળે ચડાવવા કહે છે કે – પાંડુપુત્રો આ દિશામાં નજર માંડીને બેઠા હશે, તેઓ ધારતા હશે કે – કાં તો હું યુદ્ધ લાવીશ, અને કાં તો ભાઈ ભાઈઓની પ્રીતિ લાવીશ. બેમાંથી એકની જ તેમની ધારણા હશે, પણ આજે બેઉ ધારણાઓ ભલે ફળતી. કેવી રીતે?

'પ્રીતિપ્રતીક્ષા પણ આજ એમની
ભલે ફળે એવડી : યુદ્ધશ્રદ્ધા

સંતોષાશે વિષ્ટિ હું હારતા; ને
બંધુપ્રીતિ પાંડુ પુન જીવ્યા સમી
સૌ પામશે – આજ પધારતા ઘરે,'

હું સંધિ નથી કરી શકયો – તેથી તેમની યુદ્ધેચ્છા તો સંતોષાશે, પણ ભાઈ ભાઈની પ્રીતિ પણ સંતોષાશે— કેવી રીતે ?

'કારાગારે કૌરવોને પડેલ,
ધનુર્ધરોમાં સહજે શિરોમણિ,
શસ્ત્રે તેવો શાસ્ત્રમાયે પ્રવીણ
કુંતીજાયો પાટવીપુત્ર કર્ણ.'

શ્રીકૃષ્ણ જરૂર પડયે વાણીને ઉલ્લસિત કરી શકે છે – આપણા કાનમાં તેનો ઘોષ, તેની સાર્થકતા ગાજે છે. તેમાં અતિશયોક્તિ નથી, પણ યથાર્થતાનો – સાર્થકથનનો ઉન્મેષ છે.

'ધનુર્ધરોમાં સહજે શિરોમણિ,
શસ્ત્રે તેવો શાસ્ત્રમાયે પ્રવીણ
કારાગારે કૌરવોને પડેલ
કુંતીજાયો પાટવીપુત્ર કર્ણ.'

ચાર લીટીમાં એક વ્યક્તિ જ નહિ, એક સમય સમયને સમાવી દે છે પણ છતાં કર્ણ ઉલ્લસિત થતો નથી ઊલટો આક્રોશિત થાય છે.

તે તો કહે છે, કુંતી તો મારી બાજુમાં જ તેર વર્ષ રહ્યા આ તેર વર્ષમાં હું યાદ ન આવ્યો અને હવે યાદ આવ્યો ? ભારે તમારી ધર્મવૃત્તિ ! સ્વાર્થ વખતે સગપણ યાદ આવ્યું ? શ્રીકૃષ્ણ તેના મર્મ પર મીઠો ટકોરો મારે છે 'શા સારુ તને આટલા વર્ષ ન સંભાર્યો તે તારે સાંભળવું હોય તો સહુ ભાઈઓના હિત માટે પોતાની કલંકગાથા તને તારી માતા જરૂર કહેશે.'

'બોલાવવી એ જનનીમુખે જો
લજ્જાભરી, શોકકથા વીતેલી '

બોલાવવી — અને વીતેલી — બે શબ્દો મહત્ત્વના છે. દીકરો માને તેની કલંકગાથા કહેવરાવવા ઇચ્છે ? તો કહો, અને વળી આખરે તો વીતેલ વાત છે. શ્રીકૃષ્ણ અને કવિનો હેતુ આખરે કર્ણ અંતર્મુખ થાય તેનો છે કર્ણમાં તે ત્રેવડ હોવા છતાં વિવિધ કારણોસર તે બહિર્મુખ છે, એટલે તેના ઉગ્ર પ્રત્યાઘાતોના વળતા ઉત્તરો તેઓ આપતા નથી, પણ બહુધા મલમપટ્ટો કરે છે અને તેની અસર વધતી જાય છે

'તું કહે તો કુંતી તેની વીતેલી શોકકથા કહેશે.' તેમ કૃષ્ણ કહે છે એટલે તરત જ કર્ણ કહે છે :

'ના, કૃષ્ણ, મારે નથી કહેવરાવવી
કલંકગાથા જનનીમુખેથી '

અને પછી તરત એક વિરલ માતૃમહિમા સ્તોત્ર ઉચ્ચારે છે કે 'જ્યારે રંગભૂમિ પર મેં અર્જુનને દ્વંદ્વયુદ્ધ માટે આહ્વાન દીધું — અને કૃપાચાર્યે મૂઝાઈને કહ્યું કે આ અર્જુન કુંતી અને પાંડુનો પુત્ર છે, રાજપુત્રો અન્યના ગોત્ર જાણ્યા વિના દ્વંદ્વયુદ્ધ કરતા નથી. તારા માતાપિતા કોણ છે તે કહે. ઝાંખા પડેલા મને એ વખતે સુયોધન મહારાજે મને અંગદેશનું રાજ્યપદ આપી અભિષેક કરાવ્યો. તે વખતે મારા પર જલાભિષેક થતો હતો ત્યારે સ્ત્રીવર્ગમાંથી એક સાધ્વીની બેઉ આંખોમાંથી મારા પર વાત્સલ્યનો અખંડ અભિષેક થતો જોયો, આવું વાત્સલ્ય મા વિના કોઈનું ન હોય — મારા રણ જેવા જીવનમાં સ્મૃતિની એ જ મીઠી વીરડી રહી છે અને અનેક અપમાનો સહન કરતી વખતે એ જ મારો અમૃતાભિષેક યાદ આવ્યો છે.

'અનલ્પ રિદ્ધિ મુજ ક્ષુદ્ર આયુની '

ઊર્મિછલોછલ માતૃવંદના કરીને પણ કર્ણનું 'કેથાર્સિસ' પૂરું નથી થયું એટલે કહી નાખે છે.

'પરંતુ, ધર્મજ્ઞ, પૃથામુખેથી
"છે કર્ણ કૌન્તેય," ન શબ્દ એવા,
આચાર્યને એ સમયે મળ્યા; મળ્યા
હવે, હવે જ્યાં ડગલુંય પાછું
ક્યાં દેવું તે ના રહ્યું શોચવાનું '

કર્ણના મનની દોલાયમાન સ્થિતિ, કવિએ ભારે ભાવભરી, સૂક્ષ્મ છટાથી વર્ણવી છે

'મળ્યા હવે, હવે જ્યાં ડગલુંય પાછું ક્યાં દેવું તે ના રહ્યું શોચવાનું.' કર્ણના હવે, હવે શબ્દો

જાણે આપણા કાનમાં બે શબ્દ — નાનકડા શબ્દો કેવું મોટું સ્થિત્યંતર પ્રગટ કરે છે; સાધારણ તુચ્છ શબ્દોનો આવો મહિમામય ઉપયોગ કેટલાએ કર્યો હશે?

કૃષ્ણ તેના મનમાં ખૂંચતા, નીકળી જવા મથતા શબ્દને જાણે છે – માતાએ તે જ વખતે કેમ ન કહ્યું નહિતર આ મહાસંહાર, આ ભ્રાતૃસંહારનો નિમિત્ત તો હું ન બનત?

પણ શ્રીકૃષ્ણ, શ્રીપતિ છે એટલે ભારે સ્નેહ-ચાતુર્યથી કહે છે :

'સુણ્યું હશે, કર્ણ, કદી; ન જો સુણ્યું
તો હું કહું : ત્યાં નીરખી તને, પ્રિય,
શો કુંડળે ને કવચે સુહંત.'

ઓગાળી નાખે તેવો શબ્દ–'પ્રિય' અને પછી માતાના હૃદયની ઊથલપાથલ. જન્મથી કવચકુંડળવાળા જે પુત્રને બળબળતા હૃદયે વહેતો મૂક્યો હતો તેને આજે નવઉદયમાન સૂર્યની જેમ ઓચિંતો પ્રગટતો જોવો, અને તે પણ પોતાના સહોદરને દ્વંદ્વયુદ્ધ માટે નોતરતો જોવો, કેવી કપરી સ્થિતિ, આનંદ-શોક-લજ્જા-ભય-ચિંતા, વિહ્વળતા, કેટલા બધા ભાવો! ન કહેવાય, ન સહેવાય.

'ને માતથી એ કદી જોયું જાય?
સહ્યો ન જાતાં સ્નેહઓથાર, માતા,
મૂર્છા પામી ને ઢળી પૃથ્વીખોળે.'

અરે! તારી માને "છે કર્ણ કૌન્તેય" એમ કહેવાની વેળા જ ક્યાં રહી હતી? તે તો પ્રેમ અને શોકના પૂરમાં તણાઈ બેભાન થઈ હતી. અને ભાવપરિવર્તન-કળાના જાદુગર જેવા કવિ કૃષ્ણ પાસે ઉચ્ચારાવે છે :

'સુભાગ્ય કે જીવી ગઈ નિહાળવા,
અંગાધિરાજા તુજને થયેલો
અને થતો ભારતરાજ આજ.'

કોણ અભાગી આ સાંભળીને પીગળ્યા વિના રહે? એટલે કર્ણ કહે છે :

'વાણી પ્રેરો કૃષ્ણ ના ભાવપૂર્ણ
સંસારની ઘોર કઠોર વાતે.
સહ્યાં જવું જે વિધિદત્ત કાંઈ,
કાં ઊર્મિની અંજલિ વ્યર્થ પથ્થરે!'

કર્ણનું આ પ્રથમ અંતર્મુખ પગલું છે. કોઈનો દોષ નથી, આ સંસાર છે જ એવો. કેટલાય તાણા-વાણા, કોણ કોનો વાંક કાઢે — વાંક વિધાતાનો.

પણ કૃષ્ણને આટલાથી સંતોષ નથી – 'સહ્યાં જવું જે વિધિદત્ત કાંઈ,' તે એમનો જીવનમંત્ર નથી – તેમનો જીવનમંત્ર તો ધર્મને ઉગારવા માટે સંભવામિ યુગે યુગે–નકારાત્મક નથી, હકારાત્મક છે.

એટલે એને કહે છે –

'ના ના, ન એવું વદ, ધર્મ-વત્સલ.
તું કુંતીનો અંકુર આદિ ઉજ્જ્વલ.'

તું પ્રથમ પુત્ર છે, કૌમાર્ય વેચી તને તેણે લીધો છે. એ દુર્ભાગી કે યૌવનશ્રીનું પ્રથમ ફળ તે ન સાચવી શકી. એ ભાગ્યદુર્બળ નારીએ બચવા ને તને પણ બચાવવા તને અજાણ્યા જગતના હાથમાં સોંપ્યો. તેને ભરોસો હતો કે જન્મજાત સુવર્ણકવચકુંડળવાળું આ સંતાન જ્યાં હશે ત્યાં, જ્યાં જશે ત્યાં પ્રકાશ પાથરશે.

'ઓછો જ ઢાંક્યો કદી ક્યાંય રહેશે?'

અને પછી વધુ અંતર્મુખ કરવા કહે છે : તને થયેલ અપમાનો અપમાનો જ તને યાદ આવે છે, પણ તારી માતાની એ વખતની કારમી આત્મવેદના કેવી હશે તેનું સોણુંય આવે છે? એક નવજાત, સ્મિતસભર, સોહામણા પુત્રને નદીના વહેણમાં મૂકતી વખતે તેનું હૈયું કેટલું શીર્ણ વિશીર્ણ થયું હશે?

'કલ્પી દશા એ કદી માતૃઉરની?'

અને પછી કોઈ અનન્ય કવિછટાથી આપણને ઊર્ધ્વલોકમાં ઊંચકીને ઉચ્ચારે છે :

'જે માતને શોણિતપોષણે તું
જન્મ્યો, વહે જેહનું રક્ત તારી
નસે નસે આ ઘડીયેય વેગથી;
જેની મૃદુમીઠી સુખાકૃતિની

તારે મુખે અંકનરેખ આછી;
ને જેહના કોમળ પાદયુગ્મની
શોભા વસી આ તવ પાયયુગ્મમાં.'

પુત્રની ચેતનાનુ વિયોગે દુઃખદુર્બળ માતાના પૂર્ણ-અસ્તિત્વ સાથે જે મિલન થાય છે તેના સંવેદના-સભર ઇશારા.

અંતર્મુખતાની પ્રક્રિયામાં બીજાના ગુણોનું સ્મરણ જ પૂરતું નથી પણ પોતાના અવગુણોનું સ્મરણ પણ ઉપયોગી છે ભાવસ્મરણમાં પાપસ્મરણ પ્રક્ષાલન કરે છે, એટલે અપૂર્વ કોમળતાથી કર્ણને તેઓ પ્રક્ષાલન તરફ વાળે છે.

"હા આ પાયયુગ્મ અરે — વનવાસમાં યુધિષ્ઠિર જ એક દહાડો કહેતા હતા કે 'તું જ્યારે અવસ્ત્ર એકાકિની દ્રૌપદીને તપેલા તેલ જેવાં કુવાક્યો — દાસી અવસ્ત્રા હોય કે સવસ્ત્રા એમા શું ? દુઃશાસન; તું તારે વસ્ત્ર ખેંચ. વેશ્યાને નિયત પતિ કેવો ?–કહેતો હતો ત્યારે એ સૌમ્ય શાંતમના મહાત્માના ચિત્તમા પણ કોપ જાગી ઊઠયો હતો તારા પ્રત્યે. પણ યુધિષ્ઠિર કહે, "ક્રોધમા હું એની સામે જોતો હતો ત્યા એના પગ પર નજર પડતી, અને એ પગ માતાના જેવા જ જોતા મારો કોપ શમી જતો, કેમ થતું હતું આવું, શ્રીકૃષ્ણ ?' "

તેનુ ધૃણાસ્પદ વર્તન યાદ કરાવી કૃષ્ણ માતા પ્રત્યે જ નહિ, ભાઈઓ અને તેમાયે શાતમના – મહામના ભાઈ જોડે પણ કર્ણનુ અનુસંધાન કરવા માગે છે, તે સ્પષ્ટ છે. પણ ભાગ્ય—અરે—ભાગ્ય તેમનું છેલ્લું વાકય છે – 'એકાકિની તે દ્રુપદાત્મજાને' અને એકદમ કર્ણનો રોષાગ્નિ ભભૂકી ઊઠે છે – દ્રૌપદી ?

'હા ! દ્રૌપદી ! પંચપતિ વરેલી
તથાપિ આયુષ્યની જે અનાથા !
ન વાત છેડો, કિરીટીસખા, તે.
સૌભાગ્ય એ પંચવિધ પ્રરસ્ય
છો ભોગવે તે અભિજાત કન્યા.'

વ્યંગ્ર, રોષ, પીડા, 'અભિજાત કન્યા' શબ્દ જોડવામાં કેટલા કેટલા ભાવો છે ! એણે મને સૂતપુત્ર છું માટે તને નહિ વરું તેમ સભા વચ્ચે જ અપમાન કરેલું — સભા વચ્ચે જ.

'ઉખેળશો ના પડ ભૂતકાલનાં,
સંકોરશો અગ્નિ ન માનહાનિનો.
વેગે જઈ સમ્મુખ તેડી લાવો
એ દ્રૌપદીજિત્ અભિજાત અર્જુન.'

અહીં પડદાનું – આ નવા અંકનું ઉદ્‌ઘાટન આકસ્મિક કે પ્રયોજિત ?

લાગે છે આકસ્મિક. છેલ્લે 'એકાકિની દ્રૌપદીને' વાક્ય આવ્યું. શ્રીકૃષ્ણે ધારેલું કે કર્ણની ભૂલો–નમળાઈ–અપકર્મ બતાવું તો કાંઈક ફૂણો પડે; પણ બન્યું ઊંધું. પણ કવિની યોજનામાં તે સવળું છે. કારણ કે તે જાણે છે કે કર્ણનો રોષ માતાની સામે જ નથી, તે દ્રૌપદી, અર્જુન, ભીષ્મ સૌ સામે પણ છે. એ રોષના પોપડા પણ બાળવા જ પડશે એટલે નવો પ્રવેશ આરંભે છે – દ્રૌપદી સામેના રોષને ઓગાળવાને પ્રસાધન શ્રીકૃષ્ણ તેના આ અણધાર્યા રોષાગ્નિને પણ સ્વાભાવિક જ ગણે છે. તેને તેય અભીષ્ટ છે. એટલે ઋજુતાથી કહે છે

'પી જા, પી જા, કર્ણ, એ રોષ પી જા !
જણનારાંના, કર્ણ, એ દોષ પી જા !'

કુંતીના દોષની શિક્ષા તેની પુત્રવધૂ કે પુત્રને ન હોય, તેમનો શો અપરાધ ? કૃષ્ણ જાણે છે કુંતીની સામેનો રોષ તો શમી ગયો છે. બાકીનાનો શમાવવાનો છે.

અને તે કેવી રાજવધૂ જે સાસુની આજ્ઞા માથે ચડાવી પાચે પતિને સેવે છે. કઈ રાજકન્યાએ આજ્ઞા ઉઠાવી છે ? આ કાળમા ? અને પછી હળવે રહીને કહે છે :

'ને એ વધૂ, વત્સ, ચડાવી આજ્ઞા
કુંતી તણી મસ્તક, સેવતી સુખે,
ક્રમે ક્રમે પંચ પ્રતાપી ભર્તા,
ક્રમે ક્રમે તેવી જ સેવશે સુખે
એ પંચના અગ્રજ જ્યેષ્ઠ કર્ણને.'

અહીં છે દામની શરૂઆત. શાસ્ત્રમાં કાર્યસિદ્ધિના ચાર ઉપાયો દર્શાવ્યા છે : સામ, દામ, ભેદ અને દંડ. શ્રીકૃષ્ણ આ પ્રસંગે ચારે ઉપાયો અજમાવે છે. સામ – સમજાવટ શ્રેષ્ઠ છે, તે સ્થાયી પરિણામદાયી છે, પણ તેનાથી કાર્ય ન પતે તો બાકીના રસ્તા – ક્રમશઃ ઊતરતા રસ્તા – લેવાતા રહે છે.

પણ કવિની – આ કાવ્યની રમણીયતા એ છે કે બધા ઉપાયો છેવટે સામમાં જ પરિણમે છે – બધા ઉત્કટ રસો જેમ શાંતમાં પરિણમે છે તેમ-દંડ પણ અવરોધક નહિ પણ સામપોષક જ નીવડે છે. આ કોઈ સામાન્ય સિદ્ધિ નથી.

દામનો ઉપાય આવતાં જ કર્ણ બોલી ઊઠે છે :

'ના, કૃષ્ણ, ના, હોય ન એવી વાર્તા.
આજે હવે જીવન અસ્ત વેળા.'

આ ઉચ્ચારણ સંસ્કારિતાનું છે – કારણ કે આગળ જતાં તે ધનુષ્યની પ્રત્યંચાના લલકારથી કહે છે :

" પાંડવબંધુ, કિન્તુ
એકી સાથે દ્રૌપદીને ન શોભે
ભર્તાસ્થાને કર્ણને – ને કિરીટી—
જાઓ, પ્રેરો, કૃષ્ણ, શ્વેતાશ્વશોભિતે
રથે વિરાજંત રણે ધનંજય.'

છતાં એને કાંઈક એવી તો પ્રતીતિ થઈ છે કે આમાં કુંતી – દ્રૌપદી કોઈનો વાંક નથી, એટલે છેવટે કહે છે :

'આજે હવે બે, વિધિના ધનુષ્યથી
છૂટી ચૂકેલાં શર-શા અમે બે
યુદ્ધેપ્સુ કર્ણાર્જુન; કોણ બાણ
વીંધે બીજાને રહ્યું એ જ દેખવું.'

આપણે કર્તા નથી, નિમિત્ત પણ નથી – કર્મ છીએ – વિધાતાનું.

એમાં કોના પર રોષ ઠાલવવો ?
દામ નિષ્ફળ જાય છે.
એટલે શ્રીકૃષ્ણ ભેદ શરૂ કરે છે. ભીષ્મ–કર્ણ વચ્ચે ફૂટ પડાવી યુદ્ધ અટકાવવું – એટલે કહે છે, ભીષ્મ વિશે શું ધારે છે મહારથી ?

કૃષ્ણે મહારથી જાણીજોઈને વાપર્યો છે. કવિ એક સળી જેટલી વાતે ચૂકતા નથી. કારણ કે ભીષ્મે કર્ણની બડાઈથી કંટાળીને તે મહારથી નહિ પણ અતિરથી પણ નથી તેમ કહ્યું છે.

પણ કર્ણની અંતર્મુખતા હવે જાગી ગઈ છે, તે બહિર્મુખ જવાબ નથી આપતો, તે કહે છે – ભીષ્મ શા સારુ આકળા થાય છે તે તમારાથી અજાણ્યું છે ? એમને મારું પરાક્રમ તો ગમે છે, પણ મારો કુજન્મ તેમનાથી સહન થતો નથી.

પણ તેનો એ જવાબ નથી કે હું કૌરવોને છોડી પાંડવ બનું. સાચો જવાબ તો એ છે કે

'હું કૌરવોમાં રહી કૌરવોની
ગાંગેયથીયે કરું ઝાઝી રક્ષા,
છે એ જ પ્રત્યુત્તર ભીષ્મયોગ્ય,
અને ન કે આજ બનું હું પાંડવ.'

ભેદનીતિ ઓગળી જાય છે. રહી દંડની વાત. કૃષ્ણ તેને કહે છે – સારું, તો હવે યુદ્ધભોમે મળશું.

'હા, યુદ્ધભોમે.'

કૃષ્ણ કહે છે – "ત્યાં કાંઈ કપટ દ્યૂતની જેમ નહિ ચાલે. ત્યાં કાંઈ કપટપાસા નથી – શરથી શરોનો ન્યાય મળશે." પણ કર્ણનું કવચ – અહંકાર – વેર – રોષ – પ્રત્યાઘાતનાં કવચો ઊતરી ગયાં છે – તે શાંતભાવે કહે છે –

'એ ભીતિ ના દંડની હોય કર્ણને.
એ ભીતિ ! કે જીવનલ્હાણ ભવ્ય ?'

જેમાં અમ જન્મનાં કલંકો ભૂંસાઈ જશે ને શુચિ મૃત્યુસોયથી કુજન્મનો અંતર કોરનારો કાંટો નીકળી જશે.

મૃત્યુ શુચિ-કારણે તેણે બધી લાલચો જતી કરી છે – બધી – સૌથી કઠિન દ્રૌપદીની પણ. પોતાના ક્ષાત્રધર્મ માટે એક તસુ જેટલી માંડવાળ તેણે કરી નથી. આ શુચિ – અને મૃત્યુ ? તે તો જીવનના

બધા બંધો તૂટી ગયા છે. કાંઈ કહેવાનું – બદલો લેવાનું – કશું રહ્યું નથી – હિસાબ ચૂકતે થઈ ગયો છે, રહ્યું છે સહજ મૃત્યુ. તે મૃત્યુ જ સૌને પ્રતીત કરાવશે કે

'સ્વયંવરે જીવનસુંદરીના
જોવાય ના જન્મ, પરંતુ પૌરુષ,

•

કે હીન જન્મે નવ હીન માનવ,
કે હીન કર્મે કરી હીન માનવ.'

પ્રાચીન ગ્રીક નાટ્યકારોની છટાથી કવિ આ સદ્યસ્નાત – શુભ્ર અંતઃકરણ પ્રાપ્ત – પુરુષને ભાવિ-દર્શન કરાવે છે: જાણે કૃષ્ણથી પોતે જુદો થયો, એટલે ભારતના મહાન રથનાં બેઉ પૈડાં નીકળી ગયાં, અને એ મહારથ ભાંગીને રણ વચ્ચે ઊભો રહી ગયો છે.

રથનું લક્ષણ ગતિ છે, જીવનનું લક્ષણ પણ ગતિ છે; આ ગતિનો આધાર કૃષ્ણના મતે સમષ્ટિહિતની આરાધના છે.

તેથી જ વ્યક્તિત્વની વીરતાની વાત કરનાર, અન્યાય માટે હૈયાવરાળ ઠાલવનાર કર્ણને તેમણે કહ્યું :

'તું વ્યષ્ટિ આડે ન જુએ સમષ્ટિને.'

વ્યક્તિ પોતાનો અહંકાર તો ઠીક પોતાના અધિકારને પણ એટલી હદે ન લઈ શકે કે સંસારના મૂલાધારને ધક્કો લાગે.

કર્ણનો બધો મહિમા – ગૌરવ ગાતાં છતાં કવિ તેની વાંકી વાતનાં પરિણામોથી અજાણ નથી જ – એટલે કર્ણ પાસે ઉચ્ચારાવે છે :

'જાઉં હવે... કૃષ્ણ જુઓ જુઓ તો,
ધરી થકી ચક્ર પડી જુદાં, સરે
જુદે જુદે માર્ગ અને વિભિન્ન
અપંગ ઊભે રથ થંભી જેમ,
એવો સર્યે આપણ ભિન્ન માર્ગે
થંભી ઊભો ભારતનો મહારથ
શો ખોટકાઈ અહીં કારમો !... અરે !'

કર્ણે પરશુરામને છેતર્યા હતા – પોતે બ્રાહ્મણ નહોતો છતાં બ્રાહ્મણ બની વિદ્યા લીધી હતી – સંસારનું મૂલાધાર સત્ય. તેનો જ ઉચ્છેદ કર્યો તેનું આ પરિણામ – રણભૂમિમાં અંતકાળે પૈડું પૃથ્વી ગળે, અને "વિદ્યા નહિ યાદ આવે." તે જાણે તેને પ્રત્યક્ષ થાય છે.

વ્યક્તિત્વની પ્રતિષ્ઠા, મહેચ્છા, હુંકાર ક્યાં સુધી ? સમષ્ટિનો નાશ થાય ત્યાં સુધી પણ ? તેમ થાય તો કવિ શું જુએ છે ?

'થંભી ઊભો ભારતનો મહારથ,
શો ખોટકાઈ અહીં કારમો !... અરે !'

આ શું પ્રાચીન કાળનું દૃશ્ય છે ?

ઉમાશંકરે આ કાવ્ય સર્જ્યું ત્યારે વાગ્દેવીએ તેમના પર વરદ હસ્ત મૂક્યો હશે – તે ધન્ય પળ હતી.

આવી ધન્ય પળ મળતી રહે !

લોકભારતી સણોસરા
૩૧-૧૦-૧૯૮૯



# બે વિદાય કાવ્યો : એક તુલનાત્મક અભ્યાસ

મણિલાલ હ. પટેલ

### ૧. વિદાય

કદી નહીં કહું, 'મને જ સ્મરણે સદા રાખજે,
અને નયનપંથનું અવર વિશ્વ તું ત્યાગજે;'
પરંતુ ગગનાંગણે, અવનિમાં અને સિંધુમાં
મળે અધિક જે તને મુજ થકી, ઉરે થાપજે.

પરસ્પર કરી કથા રજનિ ને દિનો ગાળિયાં,
અનેક જગતો રચી સ્વપનમાં, વળી ભાંગિયાં;
કઠોર થઈને કદીક તુજ આંસુ જોયા કર્યાં,
કદીક તુજ ગોદ શીશ ધરી હીબકાં મેં ભર્યાં.

મળે અધિક ઊજળા દિન અને મીઠી રાતડી,
જજે સકલ તો ભૂલી રજનિ ને દિનો આપણાં;
રચે સ્વપન ભવ્ય કો જગતનું બીજા સાથમાં,
ભલે વીસરજે પછી જગત આપણે જે ઘડયાં.

છતાં ય સ્મરણે ચડી વિપળ એક જો હું લઉં,
ઉદાર તવ ઉરની પ્રથમથી ક્ષમા તો ચહું.
('બારી બહાર'-૧૯૪૦, પૃ. ૧૪૫) પ્રહ્લાદ પારેખ

*

### ૨. વિદાય

વિદાય, પ્રિય કલ્પના, અવ વિદાય દેવી, સખી!
અકેલ મનમ્હેલને શયન કૈંક રાતો રહી,
મને સકલ સંગનાં સ્વપનની જ વાતો કહી;
પરંતુ પ્રિય, અંતમાં તવ વિદાય લેવી લખી!

વિદાય, પ્રિય. શેષ આ મિલનરાતરે કલ્પના!
અહીં પલકવાર રૂહે નજર બ્હાર ચાલી જશે,
છતાંય મનવેદના મુખર થૈ ન ખાલી થશે,
હશે નયનમાં ન નીર, નહિ હોઠ પે જલ્પના!

હવે ક્ષિતિજ પાર કો અવર ઝૂલણે ઝૂલજે,
અહીં સ્મરણમાં ન એક પણ ગીત મૂકી જજે,
અબોલ મુજ અંતરે અફળ પ્રીત મૂકી જજે,
મને ક્ષણિક સંગના પથિકને હવે ભૂલજે!

વિદાય, પ્રિય જા! તને મનકથાય કહેવી નહીં,
હવે ગહન મૌનમાં મનવ્યથા જ સ્હેવી રહી!
('છંદોલય'-૧૯૪૪, ૧૯૭૪, પૃ. ૮) નિરંજન ભગત

*

● પ્રહ્લાદ પારેખ અનુગાંધીયુગની કવિતાની બારી ખોલી બારી બહારનું સૌંદર્યજગત બતાડનારા કવિ. એમણે સમાજને સ્થાને કવિતામાં વ્યક્તિ-સંવેદનાનો ને પ્રકૃતિચેતનાનો મહિમા કર્યો. નિરંજન એમના તરતના અનુગામી કવિ. પ્રહ્લાદની કવિતામાં પ્રકૃતિનો કેફ ખરો પણ એ પ્રણય આદિના આલેખનમાં સ્વસ્થ. એ રોમૅન્ટિક ઓછા. જ્યારે નિરંજનની કવિતામાં આરંભે પ્રકૃતિ/પ્રેમ ઉભયના આલેખનમાં રોમૅન્ટિક વલણો છે. એમણે કાન્ત ને ઉમાશંકર-સુન્દરમ્‌નો પ્રભાવ ઝીલ્યો, પાછળથી એ બ. ક. ઠા.ની અર્થઘન કવિતાને પામ્યા ને પશ્ચિમની નગરચેતનાની કવિતાને અભ્યાસીને આપણે ત્યાં એવી કવિતા રચવા વળ્યા. કાવ્યની વિભાવનાઓ એમનામાં આમ જતી આવતી ને બદલાતી રહી. પ્રહ્લાદ સહજસૌંદર્યના સરસ આલેખનમાં કવિતા જોનારા, મનમોજી ને કવિ જેવા નફકરા! બેઉની રચનાઓમાં એમની આવી માનસિકતાઓ ઊતરી છે. એમનાં આ સૉનેટ એમના કવિત્વ સાથે છંદોલયની માવજતનો પણ પરિચય કરાવે છે.

● પ્રિયજનથી વિદાય. દરેકના વસમા અનુભવનો વહાલો પ્રસંગ. ચિરસ્મરણરૂપે ટકતો હોવાથી વહાલો પ્રસંગ. આપણે ત્યાં ઠાકોરથી પ્રકટીને

દૃઢમૂલ થયેલું સૉનેટ પછી પરંપરા બનેલું ચાળીસીના આરંભે આ બંને કવિઓએ રોમૅન્ટિક વિષયને એવા પરંપરાગત સૉનેટમાં ઢાળ્યો છે છંદોલય પણ સમાન, વિષયના વિષાદાર્દ્ર મૂડને બરોબર પ્રકટાવતો પ્રહ્લાદે પ્રાસ ઓછા સાચવ્યા છે, પણ પાઠકને એ કઠતું નથી કેમ કે ભાવની પકડમાથી ભાવક છૂટતો નથી નિરંજને પ્રાસની વિશિષ્ટ યોજના (અબબઅ) રચી છે ને સાદ્યંત સાચવી જાણી છે, પ્રાસ અહીં અભિવ્યક્તિની સ્વાભાવિકતાને નંદવ્યા વગર પ્રવર્તે છે અને ભાવોત્કટતાને પોષક પણ બની રહે છે બંને રચનાઓમા ભાષા આલેખનાત્મક રહીને બોલચાલના કાકુઓ સુધી જતી સંભળાય છે એમા ઉદ્‌બોધનાનો સ્વર પણ ભાવને આર્દ્રતા લગી લઈ જવામા સહાયક બને છે

● પ્રિયાથી વિદાય લેવાની પળનો અવસાદ બંને કૃતિઓમા વ્યાપ્ત છે. પણ વિદાયનો સંવેદનાવ્યાપાર બંને કૃતિઓમા જુદી જુદી રીતે પ્રવર્તે છે એ જોયું ? પ્રિયા અને પ્રેમને બંને કવિઓએ પોતપોતાની રીતિથી ધાર્યા છે બંને વીતેલા પ્રસંગસ્મરણોને અડે છે, તેય જુદી રીતે. પ્રહ્લાદ સીધું સંબોધન કરીને પ્રિયાને કહે છે કે ‘હું એવું નહિ કહું કે તું મને જ સદા સ્મરણમા રાખજે’ કવિ જાણે છે કે એમ કહેવાથી તો પ્રેમ મર્યાદિત બને, બંધન બને એ તો મુક્તિ વડે પામવામા માને છે. જ્યારે નિરંજન અન્યોક્તિ દ્વારા વાતને રજૂ કરે છે. પ્રિયાને બદલે એ કવિ કલ્પનાને સંબોધે છે! જાણે કવિતાને જ વિદાય આપતા ના હોય! પણ અંદરખાનેથી તો એય પ્રિયાની જ વાત છે

● પ્રહ્લાદ ટૂમેોટૂમકાને છાતીમા ધરબી રાખે છે. સ્વસ્થ રીતે સ્મરણોની કથની માડે છે ને નાયિકાને નૂતન જીવન વિશે પ્રેરે છે. વિદાયના કાવ્ય પર વિષાદની છાયા પડેલી ના હોય એવું તો કેમ બને ? પણ પ્રહ્લાદ એ વિષાદને જીરવી લઈને વ્યથાની વહારે ચડે છે, જ્યારે નિરંજનનો કાવ્યનાયક એ વ્યથામા જાતને મૂંગી કરી દે છે

નિરંજનના કાવ્યમા વસવસો અને પ્રીતની અફળતાનો અણસાર છે, જ્યારે પ્રહ્લાદે પ્રીતના આહ્લાદને, વેદનામાથી મળતા માધુર્યને મોઘી વસ ગણ્યું છે. પ્રિયાનું અન્ય પ્રીતથી સફળ સંધાન એમની ઝંખના છે, નિરંજનનો કાવ્યનાયક નિજ આરતગ્રસ્ત છે

પ્રહ્લાદના પ્રેમીની ઉદારતા જુઓ

‘કદી નહિ કહું, ‘મને જ સ્મરણે સદા રાખજે,
અને નયનપંથનું અવર વિશ્વ તું ત્યાગજે’

જે પ્રેમ માલિકીભાવથી જુએ, જે પ્રેમ સત્તા વાપરે એ પ્રેમ પ્રેમ નથી મુક્તિ આપીને આકર્ષે, જંપવા ન દે એ સાચો પ્રેમ. આ કાવ્યનાયક પ્રિયાને કહેતો નથી કે માત્ર મારું જ સ્મરણ કર્યા કરજે, એ તો એને પ્રેરે છે કે તારા માર્ગમા આવતું અન્ય કોઈ પણ સૌંદર્ય કે સ્નેહ કશું પણ તું ત્યાગતી નહિ! મને જ સ્મરણે રાખીને તારા જીવનને ખાલીખમ ના રહેવા દેતી . કાવ્યારંભે જ પ્રકટતું આ વિશિષ્ટ ભાવસંવેદન આપણને નવી જ દિશામા દોરે છે નિરંજનનો કાવ્યારંભ પ્રમાણમા સાધારણ અને પરંપરાગત લાગે છે કાવ્યના મધ્યાતરે એ નાયિકાને સંબોધે છે ત્યારેય પ્રહ્લાદની પંક્તિઓનો ધ્વનિ એમાં સંભળાયા કરે છે

‘હવે ક્ષિતિજ પાર કો’ અવર ઝૂલણે ઝૂલજે,
અહીં સ્મરણમા ન એક પણ ગીત મૂકી જજે,
અબોલ મુજ અતરે અફળ પ્રીત મૂકી જજે,
મને ક્ષણિક સંગના પથિકને હવે ભૂલજે !’

અહીં નાયિકાને કંઈક તોરથી શુભેચ્છાઓ પાઠવીને એને સુખી કલ્પી લઈ જાતે એકલતા અને દુઃખ વ્યથા અનુભવતા નાયકનું માનસ પ્રગટે છે, જે માનસ સામાન્ય પ્રેમીજનોનું પણ હોય છે ‘અફળ પ્રીત મૂકી જજે’ એમ નાયિકાને કહેતો નાયક ઉમેરે છે કે ‘મને ક્ષણિક સંગના પથિકને હવે ભૂલજે’ ત્યારે કશોક અભાવ, અપ્રાપ્તિનો અફસોસ ઉઘાડો પડી જતો લાગે છે, જ્યારે પ્રહ્લાદનો કાવ્યનાયક આ સંવેદનાને ઉદાત્ત બનાવી મૂકે છે. જુઓ :

'પરંતુ ગગનાંગણે, અવનિમાં અને સિંધુમાં
મળે અધિક જે તને મુજ થકી, ઉરે થાપજે.'

પોતાથી સારું અને અધિક આપનારું અન્ય કોઈ પાત્ર નાયિકાને આ જગતમાં મળે એવી ધારણા સાથે એ સહજ ભાવે કહે છે કે તું એને તારા ઉરમાં સ્થાપજે! નાયિકાના ઉરમાં એકલો એ જ સ્થપાઈ રહે એવી સંકુચિતતા પ્રેમે એનામાં રહેવા દીધી નથી. એટલે તો એ વળી કહે છે:

'મળે અધિક ઊજળા દિન અને મીઠી રાતડી,
જજે સકલ તો ભૂલી રજનિ ને દિનો આપણાં;
રચે સ્વપન ભવ્ય કો જગતનું બીજા સાથમાં
ભલે વીસરજે પછી જગત આપણે જે ઘડ્યાં.'

નાયિકા માટે તો ઊજળા દિવસો અને મીઠી રાતોની શક્યતાઓ છે જ. એવું ભવ્ય સ્વપ્ન રચાય તો ભલે પોતે તથા વ્યતીતનો સહવાસ સ્મરણશેષ થઈ જાય... અરે! સ્મરણમાંય ન બચે તોય શું! પ્રેમી તો પોતાની પ્રિયાનું – એ ગમે ત્યાં હોય – નર્યું સુખ જ વાંછતો હોય છે! નિરંજનનો કાવ્યનાયક આટલો સ્વ-સ્થ નથી; બલ્કે એ આત્મકેન્દ્રી પ્રેમી છે. જતી પ્રિયાને મનકથા કહેવાનું ટાળે ને મનવ્યથા એકલો સહી લેવા તૈયાર થનારો એ પ્રેમી આપણને કંઈક એકલપેટો ને દુભાયેલો લાગે છે. જ્યારે પ્રહ્લાદનો કાવ્યનાયક પ્રેમધીર છે. કરુણને એ — હીરો હીરાથી કપાય એમ — કરુણથી કાપે છે. પોતાની પ્રીતનાં સ્મરણોને એ કેટલી સહજતાથી મૂકે છે — સાથે વાતો કરી, ખૂબ કથાવિનોદ કર્યો – એમાં રાતદિવસ એકાકાર થઈ ગયાં, અનેક સ્વપ્નો સેવ્યાં, જીવનસ્વપ્નો રચ્યાં ને ભાંગ્યાં; એ તો ઠીક પણ નિયતિની નિર્દયતાય ઓછી વેઠી નથી:

'કઠોર થઈને કદીક તુજ આંસુ જોયા કર્યાં,
કદીક તુજ ગોદ શીશ ધરી હીબકાં મેં ભર્યાં.'

કાપ્યાં કપાતાં નથી કઠોર કર્મો. જેનાં આંસુ લૂછી નથી શકાયાં એનો ખોળો આંસુ સારવા મળે એ સદ્‌ભાગ્ય પણ કેવું કઠોર! પ્રેમી બીજા પ્રેમીનાં આંસુ લૂછવા ચાહે ને તોય ન લૂછી શકે...નિર્દય થઈને જોઈ રહેવું પડે! રે નિયતિ! પણ હીબકાં ભરવા એ વ્હાલીનો ખોળો મળે ત્યારે તો ધન્ય જ થઈ જવાય! પછી તો કશાયની કમી રહેતી નથી .. નિરંજનના નાયકની પાસે આવી શારી નાખતી ઊંડી વ્યથાકથા નથી. એ તો નયનમાં નીર નહિ ભરનારો ને હોઠે રટણા નહિ પ્રકટવા દેનારો 'નાગરિક પ્રેમી' ભળાય છે. આપણને પ્રહ્લાદનો નાયક વધારે સચ્ચાઈવાળો લાગે છે.

● પ્રિયા અન્યની સાથે જીવન ગોઠવીને સ્થિર થઈ જાય, એ પ્રસન્ન હોય પછી પ્રેમીએ રોદણાં રડવાનાં ના હોય. પ્રહ્લાદનો કાવ્યનાયક ઉચિત રીતે જ કહે છે – પ્રેમનું ગૌરવ કરતાં કહે છે – ક્યારેક હું તારા સુખી જીવનમાં સ્મરણરૂપેય આવી ચડું, ને તારી કોઈ પળને હું તોડું તો મને ક્ષમા કરજે. નાયિકાની ઉદારતા એ જાણે છે. પ્રેમના પ્રમાણનારને ખબર હોય છે કે 'ભૂલી જજે' એમ કહેવું સરળ છે પણ ભૂલવવું તો અઘરું છે. કદાચ, અશક્ય છે. એટલે તો કાવ્યનાયક ભાવિમાં સ્મરણે ચડી આવવાની અવશ ભૂલની આજે જ ક્ષમા યાચી લે છે! પણ ક્ષમા યાચવાથીય કશું ક્યાં પૂરું થાય છે? આત્માને અડી ગયેલા પ્રેમની વિદાય લીધા પછીય એ તો આપણી અંદર વેદના બનીને વસી જાય છે. વખતે એ ઊભરીય આવે... પણ ત્યારે સ્થૂળતાઓ ઓગળી ગયેલી હોય છે. વિદાય આપણને સૂક્ષ્મ તરફ વાળે છે...પીડાને વહાલ કરતાં શીખવે છે.

● પ્રહ્લાદનું 'વિદાય' ૧૯૪૦ પહેલાંની રચના છે. નિરંજનનું કાવ્ય એ પછીની રચના છે. પૂર્વસૂરિને ઓળંગી જવું ના હોય એવું સમાન વિષયનું 'નવસર્જન' નબળું 'પુનરાવર્તન' બનીને રહી જાય છે. સર્જકને માથે હમેશાં પસ્તાળ પાડનારા હોવાના. એણે પડકારનું બીડું ઉપાડવાનું હોય છે. એટલે જે ધારીએ એને એવી જ મુદ્રાએ અવતારીએ એ જરૂરી બને છે... કાવ્ય તો તીર જેવું હોય...એ વાગે, જખમી કરે ત્યારે જ જંપે...

# માત્ર તાકી રહું — WITHOUT CHOICE

લાભશંકર ઠાકર

૧૯૭૫ પહેલાના કોઈ એક વર્ષના કોઈ એક દિવસે મનસુખલાલ મજીઠિયાનો પ્રથમ રંગમંચ પ્રયોગ ચિત્રકારશ્રી અમિત અંબાલાલની એક નાની આર્ટ ગૅલરીના મેડા પર કર્યો હતો. તે દિવસે 'વર્લ્ડ થિયેટર ડે' હતો – એવુ પણ મને યાદ છે તારીખો, વર્ષ વગેરે ભૂલી ગયો છુ મને તે કદી યાદ રહેતા નથી. માત્ર વીસ બાવીસ મિનિટનો એ 'ખેલ' હતો લીલાનાટ્યપ્રયોગ હતો. પૂર્વલિખિત સ્ક્રિપ્ટ ન હતી. થોડા દિવસોમા (ચાર પાચ દિવસોમા) એ તૈયાર થયેલ લીલાનાટ્યમા મુખ્ય ભૂમિકા મારા પરમ મિત્ર, સુપ્રસિદ્ધ ચિત્રકાર બાલકૃષ્ણ પટેલ ભજવતા હતા પ્રેક્ષકો હશે, સિત્તેર-પંચોતેર જેટલા, ગૅલરીનું મકાન રોડ પર આવેલુ છે અને અવાજો એકાધિક, રસ્તા પરના, કાન પર અથડાતા હતા કોઈ બીપાન નાટકમા ન હતુ. ચાર પાત્રો જ હતા મનસુખલાલ, પુત્ર, પિતરાઈ ભાઈ ચંદુલાલ, પુત્રનો મિત્ર અને હા ડૉક્ટર. એટલે પાચ પાત્રો. દશ્યો com pact બનાવેલા એ પ્રથમ પ્રયોગની સફળતા રોમાંચક હતી પ્રેક્ષકોમા કવિઓ, ચિત્રકારો અને અન્ય સંવેદનશીલો હતા નાટકના અંતે બાલુભાઈએ જે— કન્ટેમ્પરરી આર્ટ ગૅલરીમા — ક્લૅપ્સ ઝીલી છે તે આજે પણ સંભળાય છે વિશ્વના કોઈ પણ ખૂણે આ પ્રયોગ થયો હોત તો તે મારે માટે આટલો જ રોમાંચક હોત

'વૃક્ષ' અને પછી 'મનસુખલાલ મજીઠિયા'ના પ્રયોગો જોઈ પ્રસન્ન થયેલા 'દર્પણ' સંસ્થાના સૂત્રધારો (નાટ્ય વિભાગના) શ્રી કૈલાસ પંડ્યા અને શ્રી દામિની મહેતાએ મને 'દર્પણ'મા લીલા નાટ્યપ્રયોગો માટે નિમંત્રણ આપ્યું. જેમા મે 'પીળુ ગુલાબ'ના લીલાનાટ્યપ્રયોગ ઉપરાત 'વૃક્ષ'નો લીલાનાટ્યપ્રયોગ કર્યા 'ખીચડી' કર્યું, જૂની રંગભૂમિના અદના કલાકાર પ્રાણસુખ નાયક પાસે મુખ્ય ભૂમિકા કરાવીને, લીલાનાટ્યરૂપે. હજુ આ 'ખીચડી' નાટક મે લખ્યુ જ નથી।

'દર્પણ'મા મનસુખલાલ મજીઠિયાનો પ્રયોગ પણ કર્યો હતો ઉપરાત 'છીંક આવે તો મરી જવાય' તથા 'કપ અને રકાબી'ના પણ લીલાનાટ્યપ્રક્રિયા દ્વારા પ્રયોગો કર્યા હતા. જેમા આ બીજા ('કપ અને રકાબી')ના મંચન પછી પ્રેક્ષકોમાના એક શ્રી કેતન મહેતાએ જે ઉષ્માથી અભિનંદન આપી આનંદ વ્યક્ત કર્યો હતો તે યાદ આવે છે. પણ મનસુખલાલ મજીઠિયાની વાત પર આવુ 'દર્પણ'મા મુખ્ય પાત્ર તો બાલુભાઈ કરતા હતા, પણ હવે સુવિધા મળતા પત્નીનું પાત્ર ઉમેરાતા તે પાત્ર દામિની મહેતા કરતા હતા

પ્રોપ્સ વગર કહો કે મિનિમમ પ્રૉપ્સથી નાટકનો પ્રયોગ કરવાનો રોમાચ હતો બધુ સાઇમ્સથી ચાલતું અંતિમ દશ્યમા મનસુખલાલનો રોપ રહેલો પિણ્ડ સર્વથા નિશેષ થઈ જાય છે તે દશ્યક્ષણોમા જે મુક્તિ કરતા હતા તે આ પ્રમાણે પાટ પર મનસુખલાલનો ઝભ્ભો પડ્યો છે. એના પિણ્ડ છે. બાલુભાઈ પોતે જ પાટની પાછળ છુપાઈ જતા અને ઝભ્ભામા એક હાથ દાખલ કરેલો હોય તે ઝભ્ભામા સળવળતો જાણે સજીવ પિણ્ડ સળવળે છે તેમ લીલ શરૂ. અંતિમ ક્ષણે બાલુભાઈ સળવળતી આંગળી સમેતના હાથને પાડી દઈ, હાથને નિશ્ચેષ્ટ, નિષ્ક્રિય કરી દેતા પાટ પર તો ઝભ્ભો જ પ્રત્યક્ષ હોય. તેમા સળવળાટ સાવ બંધ થઈ જતો. ભીંચકાયેલો, સળવળતો ઝભ્ભો પાટ પર ઢળીને નિષ્ક્રિય થઈ જતો પ્રકાશ એ સ્પૉટ પર થોડી ક્ષણો રહેતો અને પછી અંધકાર તાળીઓના ગડગડાટ સાભળીને એક નાટ્યસર્જક તરીકે મે જે રોમાચ અનુભવ્યો છે

તેને હું કયા શબ્દોમાં વ્યક્ત કરું? મારા પ્રિય મિત્ર કૈલાસ પંડ્યા 'વૃક્ષ' અને 'મનસુખલાલ મજીઠિયા'ના પ્રયોગો જોઈ એવા ખુશ થઈ ગયેલા કે મને એક કરતાં વધારે વખત કહેલું, "આવા પ્રયોગો જો કોઈએ દિલ્હીમાં કર્યા હોય તો, પત્રકારોને, થિયેટર ક્રિટિક્સને બોલાવ્યા હોય અને કંઈ કેટલો બધો યશ રળી લીધો હોય!" એમની વાત સાચી હતી. મારા આ બધા પ્રયોગો વિષે તેમ જ 'આકંઠ સાબરમતી'ના બીજા નાટચસર્જક મિત્રોના પ્રયોગો વિષે મારો અંદાજ ઊંચો હતો. એક અનેરા સર્જનકેન્દ્રથી આ પ્રવૃત્તિ ચાલતી હતી. ભારતમાં તો આવી કોઈ સંસ્થા હતી જ નહિ, વિશ્વમાં પણ હશે કે કેમ તે જાણતો નથી. આ 'આકંઠ સાબરમતી' તે 'પ્લેરાઇટ્સ વર્કશૉપ' હતી તે એની અનન્યતા હતી, વિશેષતા હતી.

સ્વયં નાટચલેખકો કર્મશાલા/theatre workshop ચલાવતા હોય તે વાત જ કંઈ અનેરી હતી. આ લખનારને આ કર્મશાલા નિમિત્તે જે પ્રાપ્તિ અને આનંદ થયાં છે તે અકથ્ય છે. આ કર્મશાલાના આદ્ય પ્રેરક અને તંત્રધર શ્રી મધુ રાય હતા. મધુભાઈએ સુપેરે બીજ વાવી દીધાં હતાં. તેઓ અમેરિકા ચાલ્યા ગયા પછી પણ આકંઠની પ્રવૃત્તિ સારો એવો સમય ચાલી. પણ પછી તે ઓસરતી ગઈ અને બંધ થઈ ગઈ. ખેર.

ઉપરની પૂર્વભૂમિકા પછી હવે પ્રસ્તુત નાટકની વાતનો દોર પકડી આગળ વધું કલકત્તાના ગુજરાતી સાહિત્યમંડળના શ્રી જયંતીલાલ મહેતાએ ત્રણ લેખકોને કલકત્તા આવવાનું નિમંત્રણ આપ્યું. લાભશંકર, રઘુવીર અને સિતાંશુને. મૌલિક નાટકો લખીને આવો અને વાંચો. સંસ્થા પ્રવાસખર્ચ તો આપશે જ; પણ આમ લખવાનો પુરસ્કાર પણ આપશે. જે બાવીસ મિનિટના પ્રયોગરૂપે વણલખાયેલો નાટચલીલાપ્રયોગ મનમાં પડચો હતો તેને હવે ફુલ લેંગ્થ નાટકરૂપે લખવાનો સંકલ્પ કર્યો; અને એમ આ સ્ક્રિપ્ટ લખાઈ. કલકત્તા હું ને રઘુવીર સાથે ગયા તેનાં સંસ્મરણો કયારેક લખીશ, મજાનાં છે. પણ કયા વર્ષે અને કઈ તારીખોમાં ગયેલા તેની આ લખનારને કંઈ જ સ્મૃતિ નથી. આ તારીખો અને વર્ષો પડો ખાડમાં. કદી યાદ નથી રહેતાં. I hate dates, months and years. I hate history. શ્રી નિરંજન ભગતે 'સાહિત્ય'માં આ આખું નાટક કોઈ એક અંકમાં છાપ્યું. પછી આ ફુલ લેંગ્થ નાટકના પ્રયોગો થયા. મુંબઈમાં સુરેશ રાજડાએ આઈ.એન.ટી. તરફથી દિગ્દર્શન કરીને આ નાટકનો પ્રયોગ કર્યો. મારી સ્મૃતિ સાચી હોય તો મનસુખલાલની ભૂમિકા મુંબઈના કલાકાર શ્રી જતિન કણકિયાએ કરી હતી. વડોદરામાં શ્રી નમ્રતા વ્યાસે એમના ડ્રામા ડિગ્રીના અભ્યાસના પ્રત્યક્ષ પ્રયોગરૂપે આ નાટક કર્યું. અને પછીથી એના વધુ પ્રયોગો પણ રંગભૂમિ પર કર્યા. શ્રી નિમેષ દેસાઈએ પણ આ નાટકના એક કરતા વધારે રંગમંચપ્રયોગો કર્યા. હા, યાદ આવ્યું. કલકત્તાના ગુજરાતી સાહિત્યમંડળે પણ આ નાટકના રંગમંચપ્રયોગો એક કે વધારે, કલકત્તામા, કર્યા હતાં. શિવકુમાર જોશી એમાં મનસુખલાલની મુખ્ય ભૂમિકા ભજવતા હતા. નેચરલી, એમણે જ દિગ્દર્શન કર્યું હશે. મારી પાસે શિવકુમારનો પત્ર સચવાયો નથી; પણ એમણે એ વખતે પત્ર લખેલો હતો તેમાં એક ભાવ કંઈક આ પ્રમાણે વ્યક્ત થયો હતો: "આ પાત્ર જાણે મારા અભિનય માટે જ સર્જાયું હોય એમ લાગે છે."

કલકત્તા શ્રી રઘુવીર ચૌધરી સાથે હું આ નાટક વાંચવા ગયો હતો ત્યારે લેખિકા, અનુવાદક અને રંગમંચ-કલાકાર પ્રતિભા અગ્રવાલ હાજર રહ્યાં હતાં. મેં વળી તે વખતે 'બાથટબમાં માછલી'નો લીલાનાટચપ્રયોગ કર્યો હતો. ત્યાંના મિત્રોનો આગ્રહ હતો કે કંઈક મારે રંગમંચપ્રયોગ કરવો. મુખ્ય ભૂમિકા વિનાયકની મેં ભજવેલી. જાણીતાં કલાકાર શ્રીમતી પલવી મહેતા ('કંકુ' ફિલ્મમાં નાયિકાનો રોલ કરનાર) અને બીજા એક કલાકાર સાથે બે કલાક મળેલા તેમાં આ લીલાનાટચપ્રયોગ તૈયાર કરેલો. તે પ્રયોગના આનંદની વાતો લખવા

જહેશ તો એ અહીં અપ્રસ્તુત બની રહેશે. શ્રી પ્રતિમા અગ્રવાલના મનમાં 'મનસુખલાલ મજીઠિયા' તે વખતથી વસી ગયું હશે. એમણે નાટકનો હિન્દીમા અનુવાદ કરવાની પત્રથી રજા માગી આપી. ૧૯૮૨મા આ હિન્દી અનુવાદ ઇનાહાબાદના 'લોકભારતી પ્રકાશન' તરફથી પુસ્તક રૂપે પ્રગટ થયો છે. આ લખતાં એ હિન્દી પુસ્તક ખોલીને જોઉં છુ તો મારા નિવેદનમા શિવકુમારના સંદર્ભમા કંઈક જુદી રીતે લખાયેલી વિગતો છે. તે વાક્યો હિન્દીમાં જ અહીં ઉતારું છું : કલકત્તા મેં ગુજરાતી સાહિત્ય મંડલને ભી ઇસકા પ્રયોગ કિયા. ઇસ મેં શ્રી શિવ-કુમાર જોશી ને મનસુખલાલ કી ભૂમિકા મેં અભિનય કિયા. ઇસ પ્રસ્તુતિ કો દેખકર કઈ લોગો કો લગા કિ શિવકુમારકો દૃષ્ટિ મેં રખકર હી મૈંને ઇસ નાટક કી રચના કી હૈ.

હિન્દીમા પુસ્તક પણ પ્રકાશિત થઈ ગયું અને ગુજરાતીમા હિન્દી અનુવાદનું પુસ્તક થયા બાદ દશ વર્ષે આ મૂળ ગુજરાતી સ્ક્રિપ્ટ ગુજરાતીમા પુસ્તક રૂપે પ્રગટ થઈ રહી છે? જો કે એમા વાક મારો છે. આળસ પણ ખરી અને સમયનો અભાવ પણ ખરો. મારા કવિમિત્ર શ્રી મનહર મોદી મને ૭ વર્ષથી, લાભશંકર સ્ક્રિપ્ટ આપો, સ્ક્રિપ્ટ આપો એમ અવારનવાર યાદ કરાવતા હતા. પણ હવે પ્રગટ થાય છે. આ નાટક પણ ખરું અને બીજું ફુલ લેંગ્થ નાટક 'કાહે કોયલ શોર મચાયે રે' પણ આ નાટકની સાથે જ, અલગ પુસ્તક રૂપે પ્રગટ થઈ રહ્યુ છે.

૨

મનસુખલાલ મજીઠિયાનું પાત્ર એક કલ્પિત પાત્ર છે. ક્રમશઃ એ ઓગળતા જાય છે તે એક ફેન્ટસી માત્ર છે. 'વૃક્ષ'મા ચંપક વૃક્ષમા રૂપાન્તરિત થયા પછી અવાક છે. તેમા વૃક્ષ બની જનારના અંતરંગને જોવાનો આશય નથી. 'વૃક્ષ'નું formal conception એવુ પ્રગટ થયું કે એમા વૃક્ષ બની જનાર મનુષ્ય નહિ; પણ એ મનુષ્યનાં પત્ની, પિતા, પુત્રી અને અન્ય સાથેના relations માં એ relativesના બંધને/સંબંધને જોવાની તક મળી. મનસુખલાલમા ઓગળતા જતા માણસના અંતરંગને જોવાની તક મળે તેવુ conception છે. 'વૃક્ષ' પછીના સમયમા લીનાનાટયરૂપે મનસુખ-લાલ પ્રગટ થયું. મારો રસ મનસુખલાલના અંત-રંગને જોવાનો હતો. માણસ 'વૃક્ષ' થઈ જાય કે માણસ ઓગળીને નિઃશેષ વિલોપન પામે તેની ફેન્ટસીનો અહીં મુખ્ય આધાર હોવાથી સીધી વાત છે કે આ નાટકો સીધા અર્થમાં 'વાસ્તવિક' નાટકો નથી.

મનસુખલાલનું ઓગળીને વિલુપ્ત થવું તે ભલે ઉટપટાંગ કલ્પનાતરંગ છે; પણ એ તરંગને મારે વાસ્તવિક સત્યરૂપે, થિયેટરના વાસ્તવિક સત્યરૂપે એમ પણ કહેવાય, રસપૂર્વક જોવો હતો. તેથી મેં મનસુખલાલનાં નામ ભૂંસી નાખવાં વગેરે અતિ-વર્તન અને સ્વયં ઓગળતા જવાની ક્રિયાને બીજાં પાત્રોના વાસ્તવિક મન-વચન-કર્મ સાથે સંયુક્ત કર્યાં છે. બીજું બધું વાસ્તવિક છે.

વાસ્તવિક મનોભૂમિકામા જ કલ્પનાતરંગ ઊગેને? તરંગ પણ વાસ્તવથી ભિન્ન નથી. તરંગ પણ માનવમનની કે માનવમગજની વાસ્તવિકતા છે. હા, human mind કે human brain મારા અપાર રસનો વિષય છે. કેમ જે હું પણ human છું. મારે મન કોઈ યુવતી પર બળાત્કાર કરી ખૂન કરનાર મનસુખલાલ મજીઠિયા અને આવા સમાચાર દૈનિકમા વાચીને નામહીન, દેહહીન કહો કે મન-મગજહીન બનવાની પ્રક્રિયામાં મુકાઈ જતા એક નામેરી મનસુખલાલ મજીઠિયા અભિન્ન છે. કોઈ evil છે અને કોઈ good છે એવો અસદ્-સદ્નો ભેદ મારા મનમાં, એટલે કે આ નાટ્યસર્જકના મનમાં નથી. વધારે સ્પષ્ટતા કરીને કહું તો બે અલગ અલગ વ્યક્તિના સપાટીના સત્યમા મને રસ નથી. Evil અને good, અસદ્ અને સદ્ તે human mindના સત્ય છે. રામ અને રાવણ અલગ નથી. ગાંધી અને હિટલર અલગ નથી. ગાંધીને હું ચાહી શકતો નથી અને હિટલરને હું ધિક્કારી શકતો નથી.

કેમ કે આ ગમે તેવા opposites લાગતા હોય તો પણ તે 'એક' જ mindના આવિર્ભાવો છે. તે એક જ mind એટલે human mind.

મારો રસ evilના સાક્ષાત્કારથી ઓગળતા જતા સદ્‌ને જોવાનો છે. human brainની આ એક છલના છે અથવા કહો કે ભ્રાન્તિ છે. આ નાટકના લીલાનાટ્યસર્જન વખતે પણ અને આ ક્ષણે પણ સાને ગુરુજીનું સ્મરણ થાય છે. એમનો તો આ એક દાખલો છે. આવા અનેક દાખલાઓ હશે. કોઈ સિદ્ધિ માટે 'શહીદ' થનાર કે કોઈ cause માટે 'હારાકીરી' કરી આત્મવિલોપન કરનાર ઘણા દાખલાઓ યાદ કરી શકાય. પણ આ બધામાં છલના છે, આત્મછલના છે કે ભ્રાન્તિ છે. કોની? હું કહીશ કે human mindની. આવા પ્રસંગોમાં human brain કાં તો આત્મછલના કરી રહ્યું છે; કાં તો ભ્રાન્ત છબરડા વાળી રહ્યું છે. મનસુખલાલ મજીઠિયા ઓગળી જાય છે તે human brainનો એક છબરડો છે, ગોટાળો છે. અતિશયોક્તિથી રચાયેલા ઓગળતાં ઓગળતાં સાવ નિઃશેષ થઈ જતા એક સજીવ માનવપિણ્ડના વિકલ્પમાં મારે human brainનો ગોટાળો પ્રત્યક્ષ કરવો છે.

હું આ રીતે લખું છું તેમાં satire નથી. ના, આ લખાણમાં પણ તે નથી અને નાટ્યકૃતિમાં પણ તે નથી; કેમ કે satirical થવા માટેની 'અલગતા' પણ અહીં નથી અને કટાક્ષ-ઉપહાસ કરનાર કોઈ આશાવાદ પર ઊભો હોય છે તેવી ભૂમિકા પણ નથી. અહીં આશાવાદ કે નિરાશાવાદ જેવા શબ્દો કામના જ નથી. ના, આ 'કરુણ' નાટક પણ નથી. કેમ જે ટ્રૅજેડી કોઈ આશાવાદની ભૂમિકા વગર સંભવે નહિ. અહીં માત્ર human mind કે human brainને જોવાનો રસ છે, પ્રેક્ષક બનીને. brain જ brainને જુએ છે? માનવમન જ પોતાને જોઈ રહ્યું છે? આવા ધારદાર પ્રશ્ન પાસે ટટળતી સર્જકચેતના હા પાડે કે ના? મેં નથી પાડી હા કે નથી પાડી ના. 'હા' પાડનારનું vision પણ schizophrenic છે અને 'ના' પાડનારનું વિઝન પણ સ્કિઝોફ્રેનિક છે. હા, ના; સદ્, અસદ્; સ્વર્ગ, નરક આવા અસંખ્ય ઑપોઝિટ્સ સ્કિઝોફ્રેનિક હ્યુમન માઇન્ડના શબ્દાર્થો છે. મારે માનવમનના આ સ્કિઝોફ્રેનિક ડ્રામાને જોવો હતો, મનસુખલાલ મજીઠિયામાં. તે રસપૂર્વક મેં જોયો છે. પણ યાદ રહે હું આ કે તે પાત્ર સાથે તદ્રૂપ નથી. No, there is no identification. ફરી કહું કે તાદાત્મ્ય નથી તો કોઈ અલગ, બિનંગત બિંદુ પણ નથી. There is no Point of View. મને એમ ધારવું ગમે છે કે અહીં કોઈ Point of View નથી. કેમ કે અહીં બિનંગત અલગ દૃષ્ટિ નથી. તો વળી અહીં તદ્રૂપતા પણ નથી. દૃશ્ય દ્રષ્ટા એવો ભેદ જ નથી. ઓગળતા જતા, પોતાનાં અંગોને ચાટતા જતા અને લુપ્ત થતા જતા માણસને મેં રસપૂર્વક જોયો છે. એમાં આરંભમાં હાસ્યની સેરો છૂટતી જોઈ છે તો ઉત્તરાર્ધમાં જુગુપ્સાનો ભાવ પ્રસરતો રહે છે પિણ્ડના ફોકસમાં. પિણ્ડ પોતાને ચાટી જાય છે, ખાઈ જાય છે? Again આ આત્મવિલોપન કહો કે સદ્‌નું આત્મવિલોપન અને ચાકુ-છરીથી એક સ્ત્રીની હત્યા કરનારા, હત્યારાના, અસદ્‌ના કર્મને લેશ માત્ર ભેદબુદ્ધિથી ન જોવા માટેની મથામણ કરનારનું આ નાટક છે.

સદ્-અસદ્ – ગુડ-ઇવિલ – હત્યા-આત્મહત્યા બધું જ કન્ડિશનિંગ સરી ગયું છે? પરદો જ નથી રંગભૂમિ પર? પ્રેક્ષ્ય-પ્રેક્ષક પણ ભિન્ન નથી? એક ઊથલપાથલનું આ નાટક છે. અહીં કોઈ પ્રતિબદ્ધતા નથી. નથી આ સામાજિક નાટક કે નથી આ નૈતિક નાટક. આધ્યાત્મિકતા પણ અહીં સામગ્રી છે. ભેજાની સર્વ વૃત્તિઓ/સંસ્કારમીજોને ઓગાળતા ચિત્તવૃત્તિ નિરોધક યોગી પણ અહીં સામગ્રી છે. Killing કે 'self'-killingને – selfના સમૂલ વિલોપનને પણ તદ્રૂપ થયા વિના અને છતાં અભિન્ન રહીને તાકી રહેલાની દૃષ્ટિ સમક્ષ એક સળવળતો માનવપિણ્ડ છૂ થઈ જાય છે. આવા એક વિકલ્પનું આ નાટક જોઈને ઘણા સમયથી ચૂપ

મે ૧૯૧૨ને રોજ તેની સ્મશાનયાત્રામાં સેંકડો કળાકારો, સંગીતકારો, અભિનેતાઓ, રાજકારણીઓ, વિદ્યાર્થીઓ તથા અન્ય સેંકડો સામાન્ય નાગરિકોએ જોડાઈને તેને સાદર વિદાય આપી.

ઇબ્સન કરતાં ય સ્ટ્રીન્ડબર્ગના 'જીનિયસ'નો સ્વીકાર વહેલો થયેલો. ઇબ્સને પણ તેની વિશેષતા સ્વીકારેલી.

'ધી ફાધર' – આ સ્ટ્રીન્ડબર્ગની વિખ્યાત નાટ્યકૃતિ. 'વન્ધ્ય' તેનું રૂપાંતર. આવી કૃતિનુ રૂપાંતર આપણે ત્યા રજૂ થાય તે નાટ્યરસિકો માટે વિશેષ આનંદનો પ્રસંગ ગણાય. શ્રી ભરત દવેને તે માટે અભિનંદન આપવાં જ રહ્યાં.

*

'ધી ફાધર'માં પત્ની અને પતિ – સ્ત્રી અને પુરુષ વચ્ચે કૌટુંબિક આધિપત્ય અને તે રીતે પોતપોતાના 'સ્વત્વ' – 'અસ્મિ' તા કે અહંભાવનો મુદ્દો કેન્દ્રમાં છે. પુરુષપ્રધાન સમાજરચનાથી ઘડાયલા માનસવાળો પતિ પોતે જ સર્વસત્તાધીશ છે એમ માને છે અને અન્ય – વિશેષતઃ પત્ની પર પણ તે જોરપૂર્વક ઠોકી બેસાડવા માગે છે; તો અકળાયલી અને સ્વત્વ પરના દબાણને ન સહી શકતાં છેવટે નાગણની માફક ફેણ માંડીને ફુત્કારી ઊઠતી પત્ની પોતાનો અધિકાર સ્થાપવા અને પુરુષાધિકારનો પ્રતિકાર કરવા પ્રવૃત્ત થાય છે. આ દંપતીની પુત્રીના વિકાસ અને અભ્યાસનો પ્રશ્ન આ સંઘર્ષ પરના ઢાંકણને ઉઘાડવા – ઉછાળવામાં નિમિત્ત બને છે. આમ પુત્રી જાણે સંગ્રામનું કેન્દ્રબિન્દુ બને છે. અન્ય સંબંધીઓ, ડાક્ટર વગેરે આમાં પોતપોતાની રીતે સંડોવાયા બની જાય છે. એમાંનું કોઈ ચાહન પક્ષકાર, કે ખલવૃત્તિથી ખોયણું બનતું નથી છતાં સંઘર્ષને નાટ્યાત્મક કટોકટીએ પહોચાડવામાં તેઓ ઉદ્દીપકો – અથવા કાર્યગતિની દૃષ્ટિએ કહીએ તો ગતિને વેગ આપનાર બની રહે છે. મુખ્ય પાત્રો બે જ છે – પતિ અને પત્ની.

નાટક બાહ્યક્રિયાત્મક નથી, આથી જે કાંઈ 'કાર્ય' સધાય છે તેમાં સંવાદનું પ્રાધાન્ય રહે છે. માનસિક અસમતુલાની વાત કે બાળકીના પિતૃત્વની વાત સંવાદોમાંથી જ પ્રગટ થાય છે – આમ એક પાસ સૂચક ઉદ્ગારોથી 'નાટકના ભીતરમાં કશુંક રહસ્યમય હોવાના ભણકારા જાગે છે. તો બીજી પાસ આ જ ભણકારાની માનસિક અસર જે તનાવ ઊભો કરે છે તે નાટકને તીવ્રતા આપે છે. ઉત્તરોત્તર સંઘર્ષ, તનાવ અને તીવ્રતા વધતાં જઈ નાટકને ચરમબિંદુ પર લઈ જાય છે. સમગ્ર કથાસાર કહી દઈને વાચક-પ્રેક્ષકના કુતૂહલને હણી દેવું ઇષ્ટ નથી. પણ એટલું ઉમેરી શકાય કે પત્નીએ જે શંકાનો પથરો, જાણી-બૂજીને અને પૂરી ચાલાકીથી પતિના ચિત્તમાં ફેંક્યો તે માત્ર તરકીબ હતી કે હકીકત? તે કેવળ દ્વંદ્વ-યુદ્ધમાં ઉપયોગી પ્રક્ષેપાસ્ત્ર જ હતું કે સાચી ઘટના એ વિષે આપણે છેક સુધી દ્વિધામાં જ રહેવાના! પત્નીએ જે બૉમ્બ ફેંક્યો તેથી પ્રગટ થતી વાત સાચી હતી કે તેણે નાટકને અંતે પતિની અત્યંત વ્યથિત મનોદશાને જોતાં કહ્યું – અગાઉની વાત નકારી – તે સાચુ ?

— હકીકત ગમે તે હોય. નાટક વસ્તુપ્રધાન ન હોઈ 'હકીકત' પર નિર્ભર નથી. એક સ્તરે તે પતિ સળગતો લેમ્પ પત્ની પર છુટો ફેંકે એટલા ઉશ્કેરાટવાળી ઘટનાનું નાટક છે, તો બીજા સ્તરે તે — અને નાટકનો મુખ્ય અસરકારક સ્તર આ જ છે – પતિની મનોદશા – તેનો આગ્રહી સત્તાકાંક્ષી અહંકાર, અને પછી એના ગઢમાં સુરંગથી ગાબડું પડતા, તેનું ખળભળી ઊઠતું અસ્તિત્વ, લગભગ માનસિક અસમતુલાની હદે પહોચતી અસ્વસ્થતા – અસહાય મનોવેદનાનું નાટક છે – અને એથીય આગળ – પ્રેક્ષકો અંતના આઘાતમાથી સ્વસ્થ થયા પછી, પ્રેક્ષકાગારની બહાર જે ચિંતવે તે સ્ત્રી-પુરુષ-સંબંધનું – વ્યક્તિગત અને સામાજિક સ્તરના સંબંધનું, તેની વિચારણાનુ નાટક છે.

આદર્શવાદ – ભાવનાવાદ – પ્રતીકવાદને બદલે વાસ્તવવાદ – યથાર્થવાદે, સામાજિક પ્રતિષ્ઠિતતા (*social respectibility*) સામાજિક શિષ્ટતા – ભદ્રતાના પરદા ચીરીને ભદ્રતાની ચામડી નીચેનાં રક્ત-

મિજાજને ખુલ્લાં કરવાની અને સામાજિક મૂલ્યો – સંસ્કારો – ધોરણો – પરંપરાઓને નામે ચલાવાતા દંભ – અન્યાય અને અત્યાચાર સામે બગાવત કરવાની જે પ્રક્રિયા શરૂ કરી તેનો પરિચય ઈબ્સન – સ્ટ્રીન્ડબર્ગમાં મળે છે. શૉ તે પછી આવે છે. અગાઉ ઝોલાનો તો પછી આઇરિશ નાટ્યકારો સિન્જ, વાઇલ્ડ વગેરેનો પણ તેમાં ફાળો છે. એ રીતે વિચારતાં 'ધ ફાધર'ની નાયિકા, સ્વત્વહ્રાસ ન સાંખી લેતાં વિદ્રોહનો ફૂંફાડો મારવા પૂરતી – અલબત્ત એટલા પૂરતી જ – આપણને ઇબ્સનના 'ડૉલ્સ હાઉસ'ની નૉરાની યાદ કરાવી જાય તો નવાઈ નહિ. જોકે પોતાની કૃતિમાં – ઉત્તરાર્ધની કૃતિઓમાં – સ્ટ્રીન્ડબર્ગે જાણે ઇબ્સનને જવાબ આપતો હોય તેમ આ જાગતી " 'અસ્મિ'તા"માંનો 'હું' પણ છેવટે પ્રેમના પરિણામે અક્કડતા છોડી દે છે – એવા સૂચનવાળું પાત્ર સર્જી પ્રેમની લાગણીને વધુ બળવાન લેખી છે – પણ એ કૃતિની ('ધ વાઇફ ઑફ હેર બેંટ' – જેમાં લગ્નના કુમેળ પર પ્રેમ વિજય મેળવે છે.)ની ચર્ચા અત્રે અપ્રસ્તુત છે. અત્યારે તો એટલું જ નોંધવું પૂરતું ગણાય કે 'ધ ફાધર'ની નાયિકા તેના વિદ્રોહમાં નૉરાની, તો તેની કઠોર ચાલાકીમાં લેડી મૅકબેથની પણ યાદ આપી શકે. લેડી મૅકબેથ અને 'ધ ફાધર'ની લૉરા બન્ને ભડ દેખાતા લશ્કરી હોદ્દા અને મિજાજના ('ધ ફાધર'નો નાયક 'કૅપ્ટન' છે) પતિઓના પૌરુષી બખ્તર નીચેના મુલાયમ માનસની નિર્બળતાને પારખી તેના પર જ પોતાની ચાલાકી અજમાવે છે. એક મહત્ત્વાકાંક્ષા સંકોરે છે, તો બીજી વહેમનાં વમળ જન્માવે છે. પણ પછી બન્ને નાટકો જુદી દિશામાં ગતિ કરે છે. મૅકબેથ પર લેડી મૅકબેથનું પ્રભુત્વ છે – પણ કૅપ્ટન પર લૉરાનું નથી – અને આ નાટકમાંની મોંકાણ જ એ પ્રભુત્વ મેળવવાની છે!

ઝોલાએ આ નાટકને પૂર્ણતયા યથાર્થવાદી ગણ્યું ન હતું. તેના કહેવા મુજબ તેમાં પ્રતીકાત્મકતા પ્રવેશી હતી. નાટક વાંચતાં – અને જોતાં પણ – નાટકમાંની નાનીમોટી વિગતો-ચીજો— અને ખાસ કરીને 'નર્સ' (ગુજરાતી રૂપાંતરમાં કાકી)નું પાત્ર તેમ જ કૅપ્ટનને પહેરાવવામાં આવતું જૅકેટ અને છેલ્લે જાણે માતાના ઉદરમાં જતા રહેવાની ઝંખના હોય તેવો ગુજરાતી રજૂઆતમાં દર્શાવેલો કૅપ્ટનનો 'પોઝ' વગેરે પ્રતીકાત્મક બની જતાં જણાય છે.

પરંતુ, સ્ટ્રીન્ડબર્ગની નાટ્યલેખકની કારકિર્દીમાં તેને આરંભમાં ઝાઝી સફળતા—ખાસ કરીને રંગભૂમિક્ષેત્રે ન મળી હોવા છતાં, 'ધ ફાધર' ઘણું સફળ થાય છે. ૧૮૮૭માં લખાયેલું આ નાટક કોપનહેગનમાં રજૂ થતાં જ તેને ભારે સફળતા સાંપડી, અને તે સાથે જ તે 'જીનિયસ' તરીકે બિરદાવાયો હતો. પૅરિસનાં થિયેટરમાં પોતાનું નાટક રજૂ થાય તેવું સ્ટ્રીન્ડબર્ગનું સ્વપ્ન 'ધ ફાધર'ની સફળ રજૂઆતથી સિદ્ધ થયું હતું. (અલબત્ત, અનુવાદક પીટર વૉટ્સ નોંધે છે તેમ આ ખેલમાંથી સ્ટ્રીન્ડબર્ગને ૩૦૦ ફ્રાન્કની જ કમાણી થયેલી! – 'સપ્તસિન્ધુ'ને આશ્વાસન મળી શકે). જોકે તે પછી એક સમય એવો પણ આવ્યો હતો કે એક સાથે પૅરિસમાં ૭ થિયેટરોમાં તેનાં નાટકો ભજવાતાં હતાં!

'ધ ફાધર' – 'વન્ધ્ય' જેવું રૂપાંતર છે તે આ રીતે યુરોપની – વિશ્વનાટ્યસાહિત્યની એક 'ક્લાસિક' કૃતિ છે. તેની ભજવણી આપણા સામાજિક સંદર્ભમાં અથવા કદાચ આપણી પરંપરાઓ–વિચારધારાઓ–મૂલ્યનિષ્ઠાઓ–લાગણીઓથી ઘડાયલા માનસને આઘાતક કે 'ત્રાસજનક' પણ લાગે. એક રીતે કહીએ તો એ જ આ નાટકનું લક્ષ્ય છે. જેમ જૅકેટમાં 'કંટાળો' હોય તેમ! પણ ખરેખર તો એ પ્રશ્ન આપણી અનિબદ્ધ માનસિક સંવેદનશીલતા અને વ્યાપક-ઉદાર તથા નિરાગ્રહી વિચારશીલતાનો છે. આપણે કદાચ આ કૃતિમાં નિહિત સંબંધમીમાંસા કે સ્ત્રી–પત્નીની પાત્રકલ્પના – ('આવી સ્ત્રી?' એમ ભારતીયને થાય!)ની સાથે સહમત ન પણ હોઈએ પણ એક કલાકાર જે ઘટના→મનોસંઘર્ષ→સંબંધ-મીમાંસા રજૂ કરે છે તેને 'નાટક' તરીકે તો માણી જ શકીએ. 'વિચાર'ની ભૂમિકા તે પછી આવે છે. કહેવાય છે કે જૂના જમાનામાં ખલનાયક પર જો

પથરા ફેંકાય તો તે ખુશ થતો—તેને ઇનામ પણ મળતું ! તે રીતે વિચારીએ તો જો નાયિકાએ આપણને અકળાવ્યા હોય અને 'કેપ્ટન'ની વેદનાએ આપણને વ્યથિત કર્યા હોય તો નાટક તરીકે તે અભિનંદનીય લેખાય. (અહીં જ ઉમેરી લઈએ કે 'વન્ધ્ય'ની રજૂઆતમાં, આ દૃષ્ટિએ દીપ્તિ બ્રહ્મભટ્ટ અને રાજુ બારોટ બન્ને અત્યંત સફળ નીવડયાં છે.)

હા, એક વાત છે. આમાં સ્ટ્રીન્ડબર્ગ સ્ત્રી પ્રત્યે અતિ કઠોર નજરે જોતો જણાય છે. એની દૃષ્ટિ અને સ્ત્રી વિષેના એના, અહીં રજૂ થયેલા, ખ્યાલમાં વિકૃતિ નહિ પણ આત્યંતિકતા અવશ્ય છે. તો, એ વાત પણ કહેવી જોઈએ કે સ્ટ્રીન્ડબર્ગની કેટલીક—ઘણીબધી—કૃતિઓની જેમ આમાં પણ તેના અંગત જીવનના અનુભવો અને તેમાંથી જન્મેલ તેની વેદના – આક્રોશ – સંડોવાયલાં છે. અંગત જીવનમાં તેમ જ જાહેર જીવનમાં અનેક ચડતીપડતી અને વેદનાઓ–મુશ્કેલીઓ–ગાળો અને ગુલદસ્તા અનુભવનાર આ સર્જકનું સાહિત્ય તેના અંગતજીવન સાથે એટલું બધું સંબંધિત છે કે કૃતિ વાંચતાં–જોતાં 'આણે આમ કેમ આલેખ્યું ?' એવો પ્રશ્ન ઉપસ્થિત થાય તો લેખકના જીવનને જાણવું પડે. 'ધ ફાધર'-માં જે કાંઈ વેદના–વિચાર વ્યક્ત થયાં છે તેનાં મૂળ લેખકના અંગત જીવનના અનુભવોમાં છે.

વળી આ એવા વિચિત્ર મનોવલણવાળો માણસ હતો કે તે મનમાં અનેક સકારણ–અકારણ — બહુધા નિરર્થક શંકાકુશંકાઓ અને ગ્રંથિઓ લઈને જ જીવતો. આને કારણે તેનાં મનોવલણોમાં વિકૃતિઓ પણ સરજાતી હશે. આ બધુંય તેની કૃતિઓમાં પણ ઊતરતું હશે.

એ જે હોય તે. આપણી સમક્ષ તો કૃતિ છે. અને એવી કૃતિ જે સફળ પુરવાર થઈ છે – એવો અલગારી – ભેજાગેપ જેવો વિચિત્ર કર્તા જે જીનિયસ ગણાયો છે. એટલે નાટકનાં મૂળ ગમે ત્યાં હોય, 'ધ ફાધર'ને નાટ્યકૃતિ તરીકે જોઈએ તે જ પૂરતું છે. એમાં જે રજૂ થાય છે તે જોવાનું છે—મનમાં કશીય પૂર્વધારણાઓ વગર. કારણ કે આવાં 'વાસ્તવવાદી' નાટકોના સર્જકો – ઝોલા-સ્ટ્રીન્ડબર્ગ જેવા લેખકોની એ જ પ્રતિજ્ઞા હતી. જે છે તે જેવું છે તેવું રજૂ કરવાનો જ તેમનો નિર્ધાર હતો.

સ્ટ્રીન્ડબર્ગે પોતે જ કહ્યું છે તેમ :

...The time has come to create works of truth...There must be no more schools, no more formulas, no more literary panjandrums of any kind; there *is just life itsilf...*"

આ સમયગાળો હતો — ગઈ સદીના સાતમા-આઠમા દાયકાનો – જ્યારે, પ્રશિષ્ટતાવાદને પદભ્રષ્ટ કરીને રંગદર્શિતાએ પ્રભાવ પાથરેલો તે પણ વિષયવસ્તુ, રીતિ, લક્ષ્ય વગેરે બાબતની સીમાબદ્ધતાઓથી રંગભૂમિને રૂંધવા માંડેલો. માત્ર મોલિયેરે, તેની વાસ્તવલક્ષી નિરીક્ષણ અને અભિવ્યક્તિ પ્રત્યેની નિષ્ઠાને કારણે કોઈ પણ વાદના ગાળિયાઓમાં ફસાયા વગર પોતાની નિર્બંધતા જાળવી રાખેલી. ત્યારે, યથાર્થવાદીઓએ જ પૂર્ણ સ્વતંત્રતાક્ષેત્રે નવપ્રસ્થાન કર્યું અને કળાને ફિલસૂફીની દૃષ્ટિએ નિબદ્ધ ક્ષેત્રમાંથી મુક્ત કરી નિર્બંધક્ષેત્રમાં વિસ્તારી. આવા સૌન્દર્યલક્ષી મુક્ત દર્શનના, આ યથાર્થવાદીઓ આદ્ય પ્રસ્થાનકારો હતો. સાહિત્યના ઇતિહાસમાં 'પૂર્ણસત્ય' માટે પૂરી શ્રદ્ધા અને હિંમતપૂર્વક આ અગાઉ કદી કોઈ ઉદ્‌ઘોષ થયો ન હતો.

૧૮૮૭માં ચેખોવ લખે છે :

"સાહિત્યને કલાત્મક કહેવામાં આવે છે કારણ કે તે જીવનને તે જેવું છે તેવું જ રજૂ કરે છે. તેનું લક્ષ્ય સત્યને પ્રમાણિક અને બિનશરતી વફાદારીથી વ્યક્ત કરવાનું છે... જેમ રસાયણશાસ્ત્રીની દૃષ્ટિએ વિશ્વમાં કશું 'અસ્વચ્છ' નથી, તેમ કલાકારે પણ રસાયણવિદની જેમ જ આત્મલક્ષીપણું ટાળીને વસ્તુલક્ષી દૃષ્ટિ જ કેળવવાની છે. તેણે જાણવું જોઈએ કે ભૂમિવિસ્તારના આલેખનમાં ઉકરડાનું પણ મહત્ત્વનું સ્થાન છે, અને મનુષ્યચિત્તની દુર્વાસનાઓ પણ સદ્‌ભાવનાઓ જેટલી જ વારસાગત છે..."

'ધ ફાધર' આ પરંપરાનું નાટક છે. જો તેની ભૂમિકાની સમજ સાથે તે જોવાય તો તેને વધુ સારી રીતે આસ્વાદી શકાય તેવું વિચારીને જ આટલી ચર્ચા. બાકી તો, ગ્રીક ટ્રેજેડીના ૧૯મી સદીમાંના અવતાર જેવું ઘણે અંશે લાગે તેવું આ નાટક, તેની રચનામાં કંઈક મર્યાદાઓ છતાં આજે પણ માણી શકાય તેવું છે. રૂપાંતર દ્વારા તેમ જ 'સપ્તસિંધુ'ના પ્રયોગ દ્વારા હવે આપણને તે પ્રાપ્ત થાય છે.

કૃતિનું રૂપાંતર થાય ત્યારે કેટલીક મુશ્કેલીઓ તો સરજાય જ. એક સાંસ્કૃતિક પરિવેષમાંની જીવન-શૈલી, મનોવલણો અને ઘટના અન્ય ભૂમિકામાં યથાતથ રીતે ઘટાવવાં મુશ્કેલ છે. સ્કેન્ડિનેવિયન ભૌગોલિક પરિસ્થિતિમાં જીવનારાં માનવીઓ અને તેમના પારસ્પરિક તેમ જ પારિવારિક સંબંધો અને સામાજિક સંદર્ભને પરિણામે ઘડાયલા સ્વભાવ વગેરેને કારણે ત્યાંની ઘટનામાં જે કેટલુંક સો વર્ષ પૂર્વે શક્ય અને સ્વાભાવિક લાગે તે આજના ગુજરાતની કુટુંબકથામાં સહજ ન પણ લાગે. પરંતુ આ નાટચકૃતિમાં સ્થળ – સમય – સમાજ તથા સાંસ્કૃતિક પરિવેષની વિગતોના એવા ઉલ્લેખો કે ઉપયોગ નથી જે નાટકને અનિવાર્ય રૂપે ચોકઠામાં બાંધી દે. બલકે કેન્દ્રવર્તી મુદ્દો એવો સર્વસાધારણ માનવમનને લગતો છે – એવો વૈશ્વિક છે કે તેનું સ્થળ-કાળાંતર શક્ય બને છે. પ્રેક્ષકો જો કૃતિ સાથે સમભાવી થવા થોડીક મનની મોકળાશ અને અનુ-કૂલનતત્પરતા રાખે તો 'વન્ધ્ય' જોવાનો અનુભવ કશુંક પારકું પરાયું કે પુરાણું જોઈ રહ્યાનો નહિ થાય.

અલબત્ત રૂપાંતરમાં ભાષા ક્યાંક તરજુમિયા લાગે છે. ક્યાંક સંવાદભાષા નાટચોચિત નથી લાગતી. વાકચરચનાઓ સ્વાભાવિક ગુજરાતી બોલચાલની નથી લાગતી. તો, બીજે પક્ષે, વાક્યોમાં પ્રસંગે પ્રસંગે ગદ્ય લય, આવર્તન ઉક્તિ-પ્રતિ-ઉક્તિનું 'રિધમ' વગેરેનો પણ નાટચોચિત ઉપયોગ થયો છે. કિન્તુ એકંદરે સંવાદભાષાને સહેજ મઠારીને તેને એકસાથે નાટચોચિત અને કાવ્યોચિત રૂપે સંસ્કારવી જરૂરી લેખાય તેવું પ્રથમ શ્રવણે લાગ્યું છે. તે બાબત ચોક્કસરૂપે તો નાટકની પ્રત હાથમાં હોય તો જ કહી શકાય.

ભજવણી બાબતે નાની નાની વિગતોની ચર્ચા અસ્થાને છે. આવી વિગતો તો પ્રયોગે પ્રયોગે બદલાતી હોય છે અને કેટલુંક તો ભજવનાર પણ પારખી સમજી સુધારી લેતા હોય છે. પણ આવી નાટચકૃતિઓની રજૂઆત બાબત એક વાત ખાસ નોંધવી જરૂરી જણાય છે. જ્યારે આવી 'ક્લાસિક' કૃતિ હાથમાં લેવામાં આવે ત્યારે દિગ્દર્શક ઉપરાંત નટોએ પણ કૃતિને પૂરેપૂરી તેના તમામ સંદર્ભમાં સમજી લેવી જરૂરી છે. તો જ તે પોતાના પાત્રને બરાબર ઉપસાવી શકે અને ઉક્તિઓ-ક્રિયાઓ-ઘટનાનાં વિવિધ પરિમાણોને વ્યક્ત કરી શકે – અથવા સૂચવી શકે. જો તેમ ન થાય તો આવી કૃતિઓ 'સપાટ' બની જાય. માત્ર બાહ્ય ક્રિયાઓ અને વાચ્યાર્થમાં જ પતી જતા સંવાદોવાળાં સીધાંસાદાં સામાજિક નાટકોને, પોતા પૂરતા પાઠને જ વાંચી-જાણી ભજવી નાખવાની રીતથી ટેવાયલા અદાકારોનું આ ગજું નથી હોતું. નાટચકૃતિની ઊંડાણભરી અને અન્ય સંદર્ભો સાહેતની સમજ માટે કેટલીક 'કેળવણી' અનિવાર્ય બને છે.

આ દષ્ટિએ 'સપ્તસિંધુ'ના પ્રયોગનો વિચાર કરીએ તો 'કાકી'ના પાત્રનું કલ્પન અને તેનું અભિ-નયન એ નાટચ પ્રયોગનું સૌથી નબળું અંગ ગણાય. ડૉક્ટર (ફિરદોસ મેવાવાલા) અને નાયિકાના પિતા કિરણ (જોષી) પોતાના પાત્રો બરાબર ભજવી જાય છે. ગૂંથણીમાં ક્યાંક તેમની આવનજાવનને વધુ સ્વા-ભાવિક બનાવવાનું થઈ શકે. પણ તે બન્ને તેમ જ 'નોકર' પોતાનું પાત્ર બરાબર ભજવી શક્યા છે. બાકી તો આ પાત્રોનો ઉપયોગ જ સહાયકો તરીકે થયો હોય તેવું લાગે છે એટલે તેમને વધુ વિકસાવી શકાયાં નથી – વધુ સમય આપ્યા વગર પણ તેમની ચરિત્ર-વિશેષતાઓ ઉપસાવવાનું નાટકમાં જ બન્યું નથી. આમ છતાં બન્ને પાત્રો વખત આવ્યે –

ખાસ કરીને ત્રીજા અંકમાં, તક મળતાં યોગ્ય કામગીરી બજાવી આપે છે. પુત્રીનું પાત્ર પણ તે પ્રકારનું જ ગણાય.

નાટકનાં મુખ્ય પાત્રો છે પતિ અને પત્ની, અને મોકળે મને કહેવું જોઈએ કે રાજુ બારોટ અને દીપ્તિ બ્રહ્મભટ્ટ પોતાનાં પાત્રો ખૂબ પ્રશંસાપાત્ર રીતે ભજવી જાય છે. તેમને આપીએ તેટલાં અભિનંદનો ઓછાં છે. આખું નાટક સંયત અભિનય-(અન્ડરએકટિંગ)થી રજૂ થયું છે. બીજા અંકના ઉત્તરાર્ધથી ને ત્રીજા અંકમાં રાજુ બારોટને વધુ મુક્તતાથી, કંઈક નાટકીછટાથી પણ, અભિનય કરવાની તક મળે છે પરંતુ પત્ની તરીકે દીપ્તિ બ્રહ્મભટ્ટ છેક સુધી સંયત રીતે જ અભિનય કરે છે, ને તેમ છતાં પોતાની ચાલની છટા, ઊભા રહેવાની (અને યોગ્ય રીતે પ્રકાશ ઝીલવાની) રીત, સંવાદોના ઉચ્ચારણની અને શબ્દોને ધાર્યા લક્ષ્ય તરફ ચોટથી ફેંકવાની, તથા લગીરેય ઉશ્કેરાયા વગર અત્યંત ટાઢકથી ને દમામથી કેપ્ટનને ધ્વસ્ત કરવાની શૈલી ગુજરાતી રંગભૂમિ ક્ષેત્રે એક ઉત્તમ અભિનયનું યાદગાર ઉદાહરણ બની રહે તેમ છે. કેવળ સંવાદને આધારે નાટકને વ્યક્ત કરવું અઘરું છે. આ અભિનેતાઓ તે સિદ્ધ કરી શક્યા છે તે નોંધપાત્ર છે.

બાકી તો, નાટકની રચના જ એવી છે કે તેમાં, લગભગ છેલ્લા અંક સિવાય સમૂહરચના કે વધુ પાત્રોની પરસ્પર ક્રિયાઓ—આવનજાવન કે અન્ય ગતિવિધિની આકૃતિઓ ગોઠવવાની તક જ નથી. સરસ અને અનુરૂપ સેટના વિવિધ ભાગોનો અને પ્રકાશ તથા ક્યાંક સંગીતની સહાયથી, ઉપયોગ કરીને, બબ્બે પાત્રોના સંવાદોથી જ નાટકને આગળ ધપાવવાનું રહે છે. માત્ર છેલ્લું દૃશ્ય અનેકને એક સાથે રંગભૂમિ પર રજૂ કરે છે ત્યારે જ 'રચના' થાય છે. આથી અન્ય તરકીબોનો આમાં લાભ લઈ શકાય તેમ નથી, તેમજ લેમ્પ ફેંકાવા સુધી તો બાહ્ય ક્રિયાઓ પણ નહિવત્ છે એટલે પાત્રોના સંવાદો અને સંયત અભિનય સાથે રજૂ થતા ચહેરા પરના ભાવો, ગતિ કરતાં સ્થિતિઓ, આંખો અને અવાજથી જ નાટક પ્રગટ થાય છે. 'વન્ધ્ય'ના કળાકારો આવું નાટક પણ સફળ રીતે ભજવી શક્યા છે તે ગુજરાતી રંગભૂમિ માટે આનંદની વાત ગણાય.

અલબત્ત, આનો અર્થ એ નથી કે રજૂઆતમાં મર્યાદાઓ કે ક્ષતિઓ નથી, કે સુધારાને અવકાશ નથી પણ નાની બાબતો વ્યક્તિગત સૂચનોથી પણ સુધરી શકે છે. મુખ્ય બાબત છે નાટકના પ્રગટીકરણની અને શૈલી તથા અભિનયનની. તે હોય તો બાકીનું લાવી શકાય, ને તે મુખ્ય બાબતો તો છે જ એ જ મોટી વાત છે. બાકી સૂચનો તો થઈ શકે. દા.ત. રાજુ બારોટ આરંભથી જ સ્વરને ઊંચો અને ઉચ્ચારણને વેગવાન રાખી 'હાઈટેમ્પો' રાખે છે એટલે પાછી વધુ ઉત્કટ ક્ષણે વધુ વેગ આપવા માટે તેમની પાસે ઝાઝી રેન્જ બાકી રહેતી નથી. બીજા અંકના પૂર્વાર્ધે તે ટેમ્પો અને ટોન બદલી મંદ્ર સ્વર અને મધ્ય લયનો પ્રયોગ કરે તો રેન્જ અને વૈવિધ્ય બન્ને સધાય તેમ છે. બન્ને મુખ્ય પાત્રો ઉત્કટ મનોદશાને કારણે હાઈટેમ્પોમાં રહેતાં હોઈ સ્વરના મંદ્ર મધ્ય સપ્તકોનો ઉપયોગ ઓછો થતાં થોડાક મુખ્યત્વે ઉપલા સ્વરોમાં જ વાણી ફર્યા કરતી અનુભવાય છે. કોપ, કુટિલતા, અકળામણ, અહમ્, આઘાત પ્રત્યાઘાત, વેદના-વ્યથા બધું જ આમાં આવે છે ને તે બધા ભાવો માત્ર ઊંચા સ્વરનાં વેગીલાં ઉચ્ચારણોથી જ વ્યક્ત કરવાને બદલે ત્રણે સપ્તકમાં ફરતી તાનોની જેમ તેનો ઉપયોગ થઈ શકે તો તે વધુ અસરકારક નીવડે. પ્રેક્ષકોના શ્રવણને પણ તે વધુ આવકાર્ય બને.

અલબત્ત આ તો પ્રેક્ષાગારની ખુરસીમાં બેસી વિચારતા 'સામાજિક'નો પ્રતિભાવ છે. આખરે તો દિગ્દર્શક-અભિનેતાએ જ જે તે સાધવાનું છે—તે ખરું પણ નાટક અંતે તો 'પ્રેક્ષકનો અનુભવ' છે ને !

※

## મારા નગરનો સૂર્ય / મધુ કોઠારી

(મોનો-ઇમેજ)

૧

મારી બારીમાં
સવારનો સૂર્ય
મોટોમસ,
શું માછલીઓ આરોગી
ક્ષણોની ?
મારી બારીમાં
સળગતી મીણબત્તી મૂકી ગઈ તું
હવે તો
તે જ મારો સૂર્ય.

૨

દરરોજ સવારે
સૂર્ય સેલ્સમૅન થઈ
મારા બારણે
હાજર થઈ જાય છે
રંગનો વેપાર કરવા.

૩

કાગળની હોડીમાં બેસી
નદીના વહેતા પાણીમાં
સૂર્ય ચાલ્યો જાય છે
બાળપણના પ્રદેશમાં
પણ અંતે ધારણ
કરી લે છે
પ્રૌઢની પ્રતારણા,
વાદળોમાં વાદળી આકાર
વારેવારે
બની જાય છે ચાલાક
કોક બિઝનેસમૅન !
કરી લે છે માણસોની ક્ષણોનો વેપાર !

૪

મારો આજનો સૂર્ય
કોક દયમંતીના
હાથમાં સજીવન થઈ
સરી ગયો.
ક્યાં ?

## સાભાર સ્વીકાર

**મૃત્યુ : અમૃત ઓળો :** શ્રીકાન્ત આપટે અનુ. મનુ પંડિત, પ્ર. મનુ પંડિત, ૧૭ વસંતનગર સોસાયટી, ભૈરવનાથમાર્ગ, મણિનગર, અમદાવાદ–૮, કિં. રૂ. ૧૦. **દીપ સે દીપ જલે :** મનુ પંડિત. પ્ર. કિં. નથી. **સાહિત્ય વિવેચન :** લે. ડૉ. બહેચરભાઈ ર. પટેલ, પ્ર. અધ્યક્ષ, યુનિવર્સિટી ગ્રંથ-નિર્માણ બોર્ડ, ગુજરાત રાજ્ય, અમદાવાદ–૬, કિં. રૂ. ૬૯. **તુલનાત્મક સાહિત્યની દિશામાં :** પ્રા. ડૉ. અશ્વિન દેસાઈ, પ્ર. દિવ્યાનંદ પ્રકાશન, C/o ટી.એલ. ભગત, ૮, સરદારબાગ સોસાયટી, સરદારબાગ, **બારડોલી–૩૯૪ ૬૦૨** કિં. રૂ. ૬૦, **શબ્દો નામે પંખી :** લે. પ્ર. માધુરી દેશપાંડે, ૩/૧, ચીકુવાડી કૉમ્પ્લેક્ષ, પાંડેસરા હાઉસિંગ રોડ, ઉધના–394 220. કિં. ૨૧. **સૂર્યશતક :** મનસુખલાલ સાવલિયા પ્ર. પ્રવીણ પ્રકાશન, લાભ ચેમ્બર્સ, મ્યુનિ. કોર્પો. સામે, રાજકોટ કિં. રૂ. ૩૫.

# સ્વાધ્યાય અને સમીક્ષા

રમણલાલ જોશી, યોસેફ મેકવાન, ઈશ્વર પરમાર

**'ગુજરાતી વિશ્વકોશ' . વિદ્યાયજ્ઞનું સુફળ**

છેવટે ગુજરાતી ભાષાને વિશ્વકોશ મળ્યો ખરો. હિંદી, મલયાલમ, બંગાળી, મરાઠી આદિ ભારતીય ભાષાઓમા વિશ્વકોશ (એન્સાઇકલોપીડિયા) તૈયાર થયા છે. કન્નડ અને ઓડિયામા પણ આ પ્રવૃત્તિ ચાલે છે પરંતુ ગુજરાતીમા પદ્ધતિપૂર્વકનો વિશ્વ-કોશ ન હતો. ગુજરાત વિશ્વકોશ ટ્રસ્ટે અનેક-વિધ આર્થિક મુશ્કેલીઓ વચ્ચે આ કામ શરૂ કર્યું અને અત્યાર સુધીમા એના ચાર ગ્રંથો (ભૂમિકા ખંડ, ખંડ ૧, ૨ અને ૩) પ્રગટ થયા છે.

કોઈ પણ ભાષામા વિશ્વકોશની અનિવાર્યતા વિવાદાતીત છે. આજે આપણે કોમ્પ્યુટર યુગમા જીવી રહ્યા છીએ અને દિનપ્રતિદિન આવનજાવનના અને સંક્રમણના સાધનો વધવા સાથે વિશ્વ સાંકડું થતું જાય છે. રાધાકૃષ્ણને કહેલું કે વિશ્વ સાંકડું થતું જાય છે, આપણે વિશાળ બનવું જોઈએ પણ વિશ્વની આ તાસીરમા ભાષાને પોતાનો વિશ્વકોશ જ ન હોય તે કેવું! આ આપણી પ્રજાકીય ઊણપ વિશ્વકોશના પ્રકાશનથી પુરાઈ છે સ્વરાજ્ય મળ્યા પછી શિક્ષણનો વ્યાપ વધ્યો છે અને એ સાથે જાગતિક સભાનતા પણ વધી છે આધુનિક સમયમા અત્યંત સંકુલ પરિસ્થિતિમા જીવતા આજના મનુષ્યને વિજ્ઞાન, સમાજવિદ્યાઓ, યંત્રવિજ્ઞાન, વાણિજ્ય, કલાઓ અને સાહિત્ય વિશે અદ્યતન માહિતી વગર ચાલવાનું નથી. આ માહિતીજ્ઞાન અંગ્રેજી અને હિંદી જેવી ભાષાઓમા સુલભ હોય અને માતૃ-ભાષામા સુલભ હોય એ બે વચ્ચે ફરક છે બહુજન સમાજ એનો વ્યાપક ઉપયોગ કરી શકે એ માટે પ્રત્યેક પ્રાદેશિક ભાષામા આ સાધન હાથવગું હોવુ જોઈએ. ગુજરાતીમા શબ્દકોશો, સાહિત્યકોશ વગેરે છે અન્ય માહિતીગ્રંથો કે જ્ઞાનગંગોત્રી જેવા વિવિધ વિષયોના લેખસંચયો પણ છે પણ 'વિશ્વકોશ' એ આ સૌથી ભિન્ન છે. 'કાઠિયાવાડ સર્વસંગ્રહ' કે 'ચરોતર સર્વસંગ્રહ'નું ક્ષેત્ર મર્યાદિત છે. સ્વ. રતનજી ફરામજી શેઠનાએ એકલે હાથે 'જ્ઞાનચક્ર'ના નવ ભાગ (૧૮૯૮–૧૯૧૦) પ્રગટ કરેલા ગુજરાતી ભાષાનો આ પ્રથમ એન્સાઇકલોપીડિયા. પારસીઓએ ગુજરાતી સાહિત્યના વિકાસમા મહત્ત્વનો ફાળો આપ્યો છે અને પ્રથમ એન્સાઇકલોપીડિયા પણ એક પારસી સજ્જન પાસેથી મળ્યો એ ઘટના પારસીઓની દૂરંદેશી માટે આદર પ્રેરે એવી છે પરંતુ આધુનિક દષ્ટિને સંતોષે એવો અદ્યતન વિદ્યા-સંશોધનોનો સમુચિત ઉપયોગ કરી સુવ્યવસ્થિત વિશ્વકોશ તૈયાર કરવાની જરૂરિયાત હતી મરાઠીમાં ૨૩ ભાગમા 'મહારાષ્ટ્રીય જ્ઞાનકોશ' તૈયાર કરનાર ડૉ. શ્રીધર કેતકરે 'ગુજરાતી જ્ઞાનકોશ' તૈયાર કરવાનું બીડું ઝડપ્યું અને એના બે ભાગ પ્રગટ કર્યા પણ પછી એ કામ આગળ ચાલ્યું નહિ એની થોડી વાત વિજયરાય વૈદ્યના 'કૌમુદી દર્શન'મા મળશે આ દષ્ટિએ પ્રસ્તુત વિશ્વકોશની યોજના અત્યંત આવકાર્ય છે.

ગુજરાત વિશ્વકોશ ટ્રસ્ટે 'એન્સાઇકલોપીડિયા બ્રિટાનિકા'ની પેટર્ન ઉપર આ સર્વસંગ્રાહક વિશ્વકોશ આપવાની જે યોજના કરી છે એમા કુલ ૨૦ ગ્રંથો પ્રગટ થશે. કુલ ૪ ગ્રંથ તો પ્રગટ થઈ પણ ગયા છે. 'ભૂમિકાખંડ' નામે પ્રથમ વોલ્યુમમા 'વિશ્વકોશ'ના અન્ય ભાગોમા આવનાર વિષયોની વીગતવાર સૂચિ આપવામા આવી છે. કલા, ધર્મ, તત્ત્વ, સંસ્કૃતિ, ભાષા સાહિત્ય, વાણિજ્ય, વિજ્ઞાન (પ્રયુક્ત) અને વિજ્ઞાન (શુદ્ધ), સમાજવિદ્યાઓ, સમૂહ માધ્યમો અને પ્રકીર્ણ એ શીર્ષક હેઠળ

આવનાર અધિકરણોની સંપૂર્ણ સૂચિ આપી છે અને એના પાછળના ભાગમાં વિવિધ વિષયો ઉપરનાં નમૂનારૂપ અધિકરણો આપ્યાં છે.

'ગુજરાતી વિશ્વકોશ–ખંડ ૧'માં 'અ-આ'નાં અધિકરણો સમાવિષ્ટ થયાં છે. આ અધિકરણો અધિકારી વિદ્વાનો પાસે તૈયાર કરાવ્યાં છે. એમાં પ્રો. કુરેશી, જયંત કોઠારી, ચન્દ્રકાન્ત ટોપીવાળા, વર્ષા દાસ, પ્રવીણ દરજી, યાસીન દલાલ, ડૉ. ચિનોય, સુરેશ કાંટાવાળા, ડૉ. અરુણોદય જાની, મધુસૂદન બક્ષી, ચન્દ્રકાન્ત મહેતા, સ્વ. ઉપેન્દ્રરાય સાંડેસરા, વગેરેનો સમાવેશ થાય છે. માનવવિદ્યાઓ, વિજ્ઞાન, સમાજવિદ્યાઓ વગેરે વિષયો ઉપર અધિકારી અભ્યાસીઓનાં અધિકરણો મેળવી શકાયાં છે. તેમ છતાં ક્યાંક મર્યાદા પણ દેખાય છે. દા.ત. 'અર્થ' વિશેના અધિકરણમાં વાચ્ય, લક્ષ્ય અને વ્યંગ્યનો ખ્યાલ આપ્યો છે પણ પાશ્ચાત્ય સાહિત્યની 'અર્થ'ની વિભાવના વિશે કાંઈ લખાયું નથી. કોહેને 'The diversity of Meaning' વિશે આખું પુસ્તક લખ્યું છે. તો, 'અમરકોશ', 'અમેરિકન સાહિત્ય' વગેરે વિશેનાં કૃષ્ણવદન જેટલીનાં લખાણો સંતર્પક છે. ગ્રંથમાં સંખ્યાબંધ રેખાંકનો, ચિત્રો અને માહિતીપ્રદ કોઠાઓ આપવામાં આવ્યા છે એથી ગ્રંથની સમૃદ્ધિમાં વધારો થયો છે.

ખંડ ૨માં 'આ–ઇ' સુધીનાં અધિકરણો આવરી લેવાયાં છે. આધમખાન વિશે આર. એમ. મહેતાએ, આધુનિક ચિત્રકળા વિશે કૃષ્ણવદન જેટલીએ, આનર્ત વિશે કે. કા. શાસ્ત્રીએ, આનંદવર્ધન વિશે તપસ્વી નાન્દીએ, આફ્રિકન ચલચિત્ર વિષે ઉષાકાન્ત મહેતાએ, ઇલેક્ટ્રોન વિશે સુધીર પંડ્યાએ અધિકરણો આપ્યાં છે. જોઈ શકાશે કે 'વિશ્વકોશ'માં તે તે વિષયના નિષ્ણાતો પાસે લેખો તૈયાર કરાવ્યા છે. આથી એની અધિકૃતતા સચવાઈ છે. સંક્ષેપમાં લાઘવથી ઉપલબ્ધ માહિતીને સરેરાશ શિક્ષિત મનુષ્યને માટે સરળ સુંદર શૈલીએ મૂકી આપવી એમાં અધિકરણ-લેખકની કુશળતા રહી છે. 'વિશ્વકોશ'નાં અધિકરણો જોતાં સારી છાપ ઊભી થાય છે. ગુણવત્તા જાળવવાનો સંપાદક મંડળનો અભિગમ સુપરિણામકારી નીવડ્યો છે.

ત્રીજા ખંડમાં ઇલેક્ટ્રોફોરેસિસથી - ઔષધો સુધીનાં લખાણો આપવામાં આવ્યાં છે; બીજો ખંડ પ્રગટ થયા પછી એક જ વર્ષ બાદ આ ત્રીજો ખંડ પ્રકાશિત થાય છે એ 'વિશ્વકોશ'ના સૂત્રધારો કેવી ક્ષમતાપૂર્વક અને છતાં ઝડપથી કામ કરી રહ્યા છે એનું નિદર્શન છે. આ ખંડમાં પણ લેખકોનો સારો સહકાર સાંપડ્યો છે એ લેખકો, પરામર્શકો, અનુવાદકો અને વિષયનિષ્ણાતોની ગ્રંથમાં આપેલી યાદી ઉપરથી જોઈ શકાય છે. અધિકરણો લોકોપયોગી છે અને વ્યવસ્થિત રીતે અપાયેલાં છે. દા. ત. આજે બહુચર્ચિત drug abuse and drug addiction વિશે કે.સી. દવે અને સોહન દેરાસરીએ આંકડા સહિત વ્યવસ્થિત વૈજ્ઞાનિક માહિતી આપી છે. ઔષધો વિશેનો આખો સ્તબક વીગતવાર અને માહિતીપૂર્ણ છે. ઔષધ વ્યસનાસક્તિ વિશે છાપાં અને સામયિકોમાં ઘણાં લખાણો આવે છે, સરકાર એના નિયંત્રણ માટે કમિટીઓ રચે છે, સ્વાસ્થ્ય અને નીતિપાલન માટે સામયિકો નીકળે છે પણ વિશ્વકોશનાં આ પૃષ્ઠો જેટલાં અસરકારક નીવડે એટલાં બીજાં નીવડે નહિ એવાં આ વિભાગનાં અધિકરણો છે. વિવિધ વિષયો અંગે શાસ્ત્રીય ઢબે માહિતી અને જ્ઞાન આપતા વિશ્વકોશના ખંડો એ પ્રશસ્ય વિદ્યા-કાર્યની પરિણતિ સમાન છે. દરેક ખંડમાં પારિભાષિક શબ્દોની સૂચિ આપી છે તે સારું થયું છે. ગુજરાતી ભાષામાં આ રીતે જ પર્યાયો રૂઢ બનશે. આ વિષયનું ખેડાણ કરનાર અભ્યાસીઓને પણ એથી મોટી મદદ મળશે. સંપાદનની સૂઝ અને વિવેકદૃષ્ટિનાં દર્શન થાય છે.

એક સૂચન કરું? અગાઉના ખંડોમાં પૃષ્ઠના આરંભે વિષયનું નામ છાપવામાં આવતું તે યોગ્ય હતું. કયા વિષયનું અધિકરણ છે એ શોધવામાં એથી મદદ થતી. પણ છેલ્લા ત્રીજા ખંડમાં એકી અને બેકી પૃષ્ઠો ઉપર એ પદ્ધતિ અખત્યાર કરવામાં આવી નથી અને સર્વત્ર 'ગુજરાતી વિશ્વકોશ'

છાપવામાં આવેલ છે. હવે પછીના ખંડોમાં અગાઉની પદ્ધતિનો અમલ કરવામાં આવે એમ ઇચ્છીએ.

અત્યાર સુધીમાં પ્રગટ થયેલા 'વિશ્વકોશ'ના ત્રણ ખંડો(ભૂમિકાખંડ સિવાય)માં 'અઈયોળનાં મંદિરો'થી આરંભી 'ઔષધો, સ્વાયત્ત ચેતાતંત્રીય' સુધીના વિષયો આવરી લેવાયા છે. પહેલા ગ્રંથમાં ૧૭૭૫, બીજા ગ્રંથમાં ૯૧૨ અને ત્રીજા ગ્રંથમાં ૧૩૨૫ અધિકરણો આપવામાં આવ્યાં છે. એમાં માનવવિદ્યાઓનાં, વિજ્ઞાનનાં, સમાજવિદ્યાઓનાં અધિકરણો સમાસ પામ્યાં છે. આ ત્રણે ગ્રંથો ૧૯૮૯, ૧૯૯૦ અને ૧૯૯૧મા પ્રગટ થયા છે અર્થાત્ દરેક વર્ષે એકેક ગ્રંથ પ્રગટ થાય છે આ કામ ગંજાવર છે અને ભારે જહેમત અને ટીમ-વર્ક માગી લે છે. 'વિશ્વકોશ'ના પ્રમુખ સંપાદક આપણા પ્રસિદ્ધ વિદ્વાન અને પીઢ પ્રાધ્યાપક ડૉ. ધીરુભાઈ ઠાકર છે. તેમની રાહબરી નીચે ગુજરાતી ભાષામાં થઈ રહેલા આ એક અત્યંત મહત્ત્વના કાર્યનું અભિવાદન કરતાં આનંદ થાય છે. એની પાછળ ઉત્તર ગુજરાતના વીસનગરના સામાજિક કાર્યકર સ્વ. સાંકળચંદ પટેલનું પુણ્ય રહેલું છે. તેમણે નિઃસ્વાર્થ ભાવે ગુજરાતીમાં વિશ્વકોશ તૈયાર કરવાની પ્રેરણા આપી અને ટાંચાં સાધનો વડે આરંભાયેલો આ જ્ઞાનયજ્ઞ આજે સ્થિર ભૂમિકાએ ગતિ કરી રહ્યો છે. વીસ ગ્રંથોની યોજના ઝડપભેર સાકાર થઈ રહી છે. આપણે ઇચ્છીએ કે ગુજરાતી-ભાષી પ્રજા એનો યોગ્ય લાભ લેશે.

*[ગુજરાતી વિશ્વકોશ : ખંડ ૧-૨-૩ : પ્રમુખ સંપાદક* ડૉ. ધીરુભાઈ ઠાકર, પ્ર. ગુજરાત વિશ્વકોશ ટ્રસ્ટ, એચ. એલ કૉલેજ ઑફ કૉમર્સ હોસ્ટેલ કમ્પાઉન્ડ. કિં. અનુક્રમે રૂ. , રૂ. ૬૩૧/-, રૂ ૬૫૦/-]

**રમણલાલ જોશી**

*

**કવિની છવિ**

> શબ્દો રંગ રંગ વાદળિયા
> શબ્દો વશીકરણ માદળિયા

શબ્દોને 'વશીકરણ માદળિયા' કહેનાર કવિશ્રી રેનુભાઈ દેસાઈનો સંગ્રહ 'કવિની છવિ'માં 'કવિ' અને 'કવિતા' વિષયક ૪૩ જેટલી રચનાઓ છે એ એક નોંધપાત્ર બાબત છે એ વિષયના એમના ઉદ્ગારો ભલે કવિતાને આંબતા ન હોય પણ રોચક જરૂર છે. આત્મલક્ષી ઉદ્ગારોમાંય પરલક્ષિતા સંચરે છે. આછી હળવી સૂત્રાત્મકતા સાધતી પંક્તિઓ પણ ઠેરઠેર નજરે પડે છે તેમાં માધુર્ય છે, હળવાશ છે તો ચતુરાઈ અને પ્રવાહિતા છે. કવિએ જ નોંધ્યું છે તેમ તેમાં ક્યાંક વિષાદ, થોડો પ્રસાદ, તો અધિક ઉલ્લાસ ભિન્નભિન્ન સ્વરૂપે છલકાય છે. કવિતા જેવું લખવું એને કવિ મોજ કહે છે

> **કવિતા ભલે લખું હું રોજ**
> **કિન્તુ એ તો મારી મોજ!** (પૃ. ૩૨)

પોતે કવિતાનું મૂલ્ય બરાબર સમજે છે એની ઊંચાઈનો ખ્યાલેય છે જ એનો નિખાલસ એકરાર પણ પૃષ્ઠ ૩૨ પર કર્યો જ છે.

> **મારે નામે કવિપદ ન્હોય,**
> **મારું નામ સુજનપદ સ્હોય.**

ગૃહસ્થપદ અને સજ્જનપદની કેવળ ઇચ્છા રાખનાર આ કવિએ આ સંગ્રહમાં 'કવિ' અને 'કવિતા'ની જે છવિ ઉપસાવી છે તેમાં સાહજિકતા અને પ્રાસાદિકતા છે જ. કૃત્રિમતાથી તેઓ દૂર રહ્યા છે. એમને મન શબ્દોની ઉપાસના એટલે અમૃતયોગ. કવિતા રચનારીતિની કોઈ પ્રતિબદ્ધતાનું વળગણ એમને નથી. 'એકલપંથી'માં કહ્યું જ છે:

> **ના મેં સાહી બાંહે કે કવિમંડળ વિદ્વદ્જનની**
> **હું તો કંડારી જતો જે કેડી ઊપસે મનની.**

આમ કવિના મને જે ઝીલ્યું તેને અહીં શબ્દસ્થ કરી મૂક્યું. એમા લાગણીનું, ભાવનાનું, સૌંદર્યનું, વર્ણમાધુર્યનું વિશ્વ અને સંગીત છે.

જેમની આંખો મહીં કવિતાનો કેફ છે એવા આ કવિનો સંગ્રહ કાવ્યજિજ્ઞાસુઓએ એક વાર

માણવા જેવો ખરો!

[કવિની છવિ : રતુભાઈ દેસાઈ, પ્ર. મૃણાલ દેસાઈ, પાર્વતી હનુમાન રોડ, મુંબઈ ૪૦૦૦૫૭, કિં. રૂ ૫૦.]

## હૃદયગીતા

'મારી કવિતા મારા આત્માની માતૃભાષા છે.' એમ કહેનાર આ કવિના કાવ્યસંગ્રહ 'હૃદયગીતા'માં કવિતા કરતાં ઊર્ધ્વજીવનની ઝંખના અને જગકર્તા પ્રત્યેની ભક્તિભરી આરત વધુ પ્રગટ થાય છે.

સામાન્ય રીતે જીવનની આથમતી સંધ્યાએ માનવી ઈશ્વરાભિમુખ થતો હોય છે તેવી આ કવિની પણ દશા છે. 'હૃદયગીતા–૨'માં એનો સહજ સ્વીકાર છે.

**રણમાં મૃગજળમાં અટવાયો,**
**દિશાશૂન્ય ભમતો પડછાયો,**
**સમી સાંજે તવ શરણે આયો**
**લઈ સોનલકવિતા**
**ગુંજત હૃદયગીતા.**

આ સોનલ કવિતાઓનો સંગ્રહ તે 'હૃદયગીતા'. નરસિહ-મીરાંથી માંડી અધ્યાત્મવિષયની કવિતાની આપણે ત્યાં જે પરંપરા છે તેમાં શ્રી અરવિંદના આગમનથી તે પરિમાણ બદલાયું એ તો સુવિદિત છે જ. ધર્મ જેવી સૂક્ષ્મ ભાવનાને ન સમજતાં ઉપર ઉપરથી ધર્મની વાતો કરનારા, અને અદૃશ્યમાન ઈશ્વરની વિરાટતાને અનુભવ્યા વિના, માત્ર શબ્દને લય, તાલમાં પ્રયોજવા જતાં કાવ્યાનુભવ સરી જાય ને મધુર ધ્વનિ સંભળાય ત્યારે 'કવિતા'નું શું? એવો પ્રશ્ન થાય. આ સંગ્રહ એની પ્રતીતિ કરાવે છે. અહીં જે ચિત્રાત્મકતા સર્જાય છે તે તેના સંગીતતત્ત્વથી. એથી અનુભૂતિના ઠોસ સ્પર્શ વિનાના આ ઉદ્ગારો બની રહે છે.

આ સંગ્રહનું જમાપાસું તેનાં ગીતોમાં છે. એ સંગીતબદ્ધ થતાં કર્ણપ્રિય જરૂર બને અને ઔચિત્યભરી શબ્દપસંદગીને કારણે શુદ્ધ સાત્ત્વિકભાવનો સંપુટ રચાય. એ આસ્વાદ્ય બને. વાંચની ગમે એવી સૂત્રાત્મક પંક્તિઓ પણ અહીં મળશે.

જાત સાથે અને જગકર્તા સાથેના સંવાદનાં આ કાવ્યો પરંપરાગત શૈલીમાં સરી પડી એકવિધતા આણે છે. અને એ જ તો કવિહૃદયની 'ગીતા' ન હોઈ શકે?

[હૃદયગીતા : લે. પ્ર. રસિક જાની, એ/૧૮ યુગાન્ડા પાર્ક, ભૈરવનાથ રોડ પાસે, અમદાવાદ ૩૮૦ ૦૦૮, કિં. રૂ. ૩૦.]

## ફૂલનો પર્યાય

છેલ્લા દોઢેક દાયકામાં ગઝલ કાવ્યસ્વરૂપનું વિસ્તૃત ખેડાણ થયું છે, પણ એ એવું છટકણું છે કે એ પોતાનાં આભાસીરૂપો દેખાડતું ક્યાંય સરી જાય છે. પરિણામે અવનવા પ્રયોગો અને વિષયોને કારણે 'ઇશ્કે હકીકી' અને 'ઇશ્કે મિજાજી'નો વિસ્તાર છોડી નવતર કવિઓને હાથે, નવતર ભાવ-પ્રતીકો, રૂપકો, શબ્દપદાવલી, વાક્યવિન્યાસ, છંદ પરત્વેની સભાનતા, શબ્દચમત્કૃતિ, અર્થચમત્કૃતિ, વગેરેમાંય જડબેસલાક પરિવર્તનો આવ્યાં છે. તેની રચનારીતિની જાળમાં તે સ્વરૂપ ફસાઈ ગયું છે. તેનો અસલ મિજાજ અને સાહજિકતા હણાઈ ગયાં છે. પરિણામે રચનાકૌશલ અજમાવવા જતાં શબ્દાળુતા, તર્કટતા, કૃત્રિમતા, છંદનું એકધારાપણું, રદીફકાફિયાના નાવીન્યનું આકર્ષણ વગેરેને લીધે અનુભૂતિનો, ચમત્કૃતિનો આકાર સર્જવામાં તે નિષ્ફળ નીવડી છે. ભાવકના હૃદયની ભૂમિને આજની કહેવાતી ગઝલો પ્લાવિત કરી શકતી નથી. એટલે બહુધા એક અવાસ્તવિક અને કાલ્પનિક ભાવવિશ્વનો આવાસ-મઢચો અનુભવ જ કરાવે છે. રહસ્યરિક્ત શબ્દો એટલે ગઝલની મૌલિકતા એ ગાણિત ખોટું પડે છે. આવા પ્રકારની કંઈક લાગણી 'ફૂલનો પર્યાય' વાંચતાં થઈ.

ભાઈ શિવજીના આ સંગ્રહમાં નિતાન્ત સુંદર કહી શકાય એવી કોઈ રચનાનો આકાર બંધાતો નથી, હા, ક્યાંક ક્યાંક ચમકારા જોવા મળે છે. એકાદ શેર પૂરતા... કાફિયા-રદીફ પરત્વેની છૂટછાટ છે પણ તેથી કાંઈ સમગ્ર કૃતિને લાભ થતો નથી.

કેટલીક વાર પ્રાસાનુપ્રાસ રદીફ-કાફિયાને કારણે શબ્દો જ ગોઠવાઈ જતા હોય એમ લાગે છે. છંદવૈવિધ્યનો અભાવ, અભિધાયુક્ત ઉક્તિ, ભાવપ્રતીકોનો આભાસી વિરોધ, તો ક્યારેક વિચારોની અતાર્કિકતા વગેરે-માંથી ગઝલ બચી શકતી નથી. શબ્દો પર શબ્દો ચણાય છે છતાં મંજીરા વાગતા નથી...

**ખુદ પોતાને મળીને શ્વાસની વાતો કરે**
**શબ્દ પર શબ્દો ચણે તું વાગે મંજીરા હવે:**

કશુંક નવું કર્યાની, લાવ્યાની સંતોષલાગણી લઈ બેસી ન રહેતાં હજી ઘણું ઘણું તાકવાનું અને તાગવાનું છે.

[ફૂલનો પર્યાય : શિવજી રૂખડા, પ્ર. કિશોરકુમાર રૂખડા, અમરાપરા, બગસરા-૩૬૪૪૪૦.]

યોસેફ મૅકવાન

૬

## બાલકથા – સ્વરૂપ અને તેના પ્રકારો

શ્રદ્ધેયશ્રી ગિજુભાઈ બધેકાનો સાદ સાંભળીને બાળકોના ઉછેર અને શિક્ષણ અંગે હલચલ થવા માંડી તેવું બાળસાહિત્યક્ષેત્રે અલ્પતમ પ્રમાણમા થયું ગણાય. એમણે 'વાર્તાનું શાસ્ત્ર' આપ્યા પછી આશરે છઠ્ઠે દાયકે ડૉ. ભારતી ઝવેરીનો 'બાળવાર્તાનાં સ્વરૂપ અને સમીક્ષા અંગેનો અભ્યાસ-ગ્રંથ મળ્યો. અલબત્ત, આ દરમ્યાનમાં સ્વ. મૂળ-શંકરભાઈ ભટ્ટની અને હજુય શ્રી મોહનભાઈ શં. પટેલની નિદર્શના દિશાદર્શન કરાવતી રહે છે; પરંતુ 'બાળસાહિત્યક્ષેત્રે સંશોધનાત્મક અભ્યાસ કહી શકાય તેવો બીજો ગ્રંથ ડૉ.' શ્રદ્ધા ત્રિવેદી દ્વારા પ્રાપ્ત થયો છે. એમણે એકાદ દાયકાની અભ્યાસ-સાધનાને અંતે બાળકથાના સ્વરૂપ અને તેના પ્રકારો અંગે શાસ્ત્રીય અને સંદર્ભપ્રચુર સામગ્રી રજૂ કરી છે તે બાળસાહિત્યક્ષેત્રે આનંદ અને આવકારલાયક ઘટના છે.

પુસ્તકના આરંભે બાળસાહિત્યના સ્વરૂપ અને તેનાં કાર્યોનો નિર્દેશ કર્યા બાદ તેના સર્જક અંગે 'માર્મિક વિધાન થયું છે: 'પોતાના પ્રૌઢત્વને ઓગાળી દઈને બાળલીલામાં સામેલ થવાની ઉત્કટ અભીપ્સા હોય તો જ સફળ સાહિત્યકાર થઈ શકાય.'

બાળકથાની સામગ્રીના સ્રોત તરીકે લોકસાહિત્ય, પુરાણ, ઇતિહાસ અને વાસ્તવ હોવાનું જણાવીને લેખિકાએ બાળકથાના આંતરસત્ત્વની વિશદ ચર્ચા કરેલ છે. બાળકથાઓમા ભાવ, વિસ્મય-વિનોદ, કલ્પના અને ચિંતન જેવાં તત્ત્વોનું સ્થાન કેવું-કેટલુંક હોઈ શકે તે નક્કી કરી આપેલ છે; બાળ-કથાનાં વસ્તુ, વાતાવરણ, પાત્રસૃષ્ટિ, રસ અને નીતિ-તત્ત્વ તેમ જ નિરૂપણરીતિ અંગેની સર્વગ્રાહી ચર્ચા બાળકો માટે લખનારને ખૂબ ઉપયોગી નીવડે તેની અધિકૃત જણાય છે.

લેખિકાએ બાળકથાઓના નીતિકથા, ઐતિહાસિક કથા, વાસ્તવનિષ્ઠ કથા, કલ્પનાકથા, વિજ્ઞાનકથા, સાહસકથા, રહસ્યકથા, વિનોદકથા, પ્રાણીકથા, કથા-માળા — એમ દસ સ્પષ્ટ અને સ્વતંત્ર પ્રકારભેદો તારવી આપ્યા છે. આ પ્રકારોની ઐતિહાસિક ભૂમિકા, સાંપ્રત સ્થિતિ અને તેની સમીક્ષા, પ્રશ્નો અને પડકારો સહિતની સ્વરૂપ-ચર્ચા અભ્યાસની ઉચ્ચતર કક્ષાને અચૂક આંબે છે.

ઉક્ત પ્રકારોની સ્વરૂપ-ચર્ચાના થોડાક જ ફલિતાર્થો પ્રસ્તુત છે: ફૂલ ફોરમની જેમ બાલકથા-માંથી બોધ સહજ રીતે ફોરતો રહે તે ઇષ્ટ છે... વાસ્તવવાદી વાર્તા બાળકોની દુનિયાદારીની સમજણ અને માનવતા વિકસાવે છે. કલ્પના અનુભવની અધૂરપ પૂરી કરે છે. વિજ્ઞાનવાર્તાના લોહીમાં વિજ્ઞાનરસ અને કથારસના સંમિશ્રણની અપેક્ષા રહે છે... રહસ્યકથામા ગુનાહિતવૃત્તિને ઉશ્કેરે તેવુ નિરૂપણ ચિંતાજનક ગણાય... બાળવાર્તામાં વિનોદતત્ત્વ માનસિક તંદુરસ્તી સાથે સંબંધ ધરાવે છે. આ ઉપરાંત, લેખિકાએ પરીકથા અને પ્રાણીકથાઓની તરફેણ કરીને પૂરતાં તથ્યોથી તેને સમર્થિત કરેલ છે.

બાળવાર્તાના ભૌતિક સ્વરૂપની ચર્ચા પ્રકાશકોએ લક્ષમાં લેવા જેવી છે: 'પુસ્તક પડયું હોય ને બાળક જેમ રમકડાં તરફ આકર્ષાય તેમ તેની તરફ આકર્ષાય તેવી તેની સજાવટ હોવી જોઈએ.'

બાળવાર્તાઓના વિવેચન અંગે સેવાતી ઉદાસીનતાનો નિર્દેશ કરીને તે બાબતે પણ ઇષ્ટ દિશાદર્શન કરાવાયું છે. ગુજરાતી સાહિત્યના પાંચ અગ્રણી બાળવાર્તાકારોના બાળસાહિત્ય અંગેના અનુભવમૂલક પ્રતિભાવો આ ગ્રંથની ઉપયોગિતા વધારે છે.

હાલના અને હવે પછીના બાળવાર્તાકારો આ પુસ્તક વાંચીને પોતાની સજ્જતા વધારી શકશે; સ્વમૂલ્યાંકન પણ કરી શકશે. બાળસાહિત્યના વિવેચકોને માનદંડો પ્રાપ્ત કરી આપતા આ પુસ્તકને સંદર્ભગ્રંથની કક્ષાનું ગણાવી શકાય.

[બાલકથા સ્વરૂપ અને તેના પ્રકારો : લે. પ્ર. ડૉ. શ્રદ્ધા ત્રિવેદી, વિક્રેતા આર. આર. શેઠની કું. મુંબઈ–અમદાવાદ, કિં. રૂ. ૩૦.]

—ઈશ્વર પરમાર

## લહું ધ્યાનને ભજી ! / તનસુખ ઓઝા

આત્મા તણા સ્વર્ણ જ પાત્રને ભરી,
છે રૌપ્ય ગુણે, રજ ચેતના ભૃતા;
ને, તામસે છે જડ જિંદગી તણી –
ઘડેલ જે શ્રી હરિહસ્ત-કૌશલે !
તે પંચઇંદ્રિય થકી રસો રૂપો,
જે નેત્રને વિહ્વળ રૂપ તારકા.'
ઉરે ચ સંગીત છ કર્ણમાં ભર્યું,
હાથે-પગે કર્મ તણી બજંત આ —

હૈયાસિતારી ભરપૂર પ્રાણથી,
જે દિલરુબા દિલની બજી રહી;
જે ચિત્ત છે ચંચલ ચેતનાભૃત –
જે ચિંતનોને મનને તણા સૂરે —
સમાધિની ચેતન મીંડ છે બજી,
આનંદઆત્મા લહું ધ્યાનને ભજી !

*

## બે હાઈકુ

૧

મન – સમાધિ –
મીંડ ચેતને બજી
લે ધ્યાન ભજી !

૨

હૈયાસિતારી,
પ્રાણે ઇડા, પિંગળા –
સુષુમણાથી !

તનસુખ ઓઝા

## પ્રતિભાવ

આજે જ્યારે કેટલાય સાહિત્યિક સામયિકો મરવાને વાંકે જીવી રહ્યાં છે ત્યારે 'ઉદ્દેશ'ની તંદુરસ્તી જોઈ આનંદ થાય છે. શુભેચ્છાઓ. 'પ્રતિભાવ' વિભાગમાં, આ સામયિકના પ્રથમ અંકથી જ હું જોતો આવ્યો છું કે દસમાંથી આઠ મહાનુભાવો એને 'સંસ્કૃતિ' સાથે એક યા બીજી રીતે જોડવાનો પ્રયત્ન કરે છે...'સંસ્કૃતિ' આપણું ઉત્તમ સામયિક હતું એ વિશે બેમત ન હોઈ શકે, પણ 'ઉદ્દેશ' તો 'ઉદ્દેશ' અને માત્ર 'ઉદ્દેશ' જ બનતું રહ્યું... 'પ્રતિભાવ'માં 'ઉદ્દેશ'ની સામગ્રી અંગેની તાટસ્થ્યયુક્ત ચર્ચાને વિશેષ સ્થાન મળે અને 'સંસ્કૃતિ – સંસ્કૃતિ'નુ રે લોલ! અટકે એવી અપેક્ષા.

ગાંધીનગર — હર્ષદ ત્રિવેદી
૨૦–૫–૯૧

*

'ઉદ્દેશ' (મે '૯૨) માણ્યું. ગયે મહિને જ શ્રી સત્યજિત રાયનું નિધન થયું એટલે આ મહિને એમને વિશે 'ઉદ્દેશ'માં પણ કાંઈક હશે એવી અપેક્ષા હતી, તે પૂરી થઈ. એમને વિશે લેખ (શ્રી વિષ્ણુ પંડ્યા) અને કાવ્ય (શ્રી રાધેશ્યામ શર્મા) સુંદર–હૃદયસ્પર્શી છે. 'મણિલાલ અને ભદ્રંભદ્ર' (ધીરુભાઈ ઠાકર) પણ વિશેષ ગમ્યું. આ અંકમાં વિવિધતા ઘણી છે.

વડોદરા — નિમિશા ઠાકર
૧૯–૫–૯૨

*

'મણિલાલ અને ભદ્રંભદ્ર'માં ધીરુભાઈએ ધર્મ, બ્રાહ્મણો, શાસ્ત્રાર્થમાં ભાવનાનું મહત્ત્વ, સ્ત્રીશિક્ષણ, પુનર્લગ્ન અંગેના મણિભાઈના અને ભદ્રંભદ્રનાં વાક્યો પાસે મૂકી, ભદ્રંભદ્રમાં મણિભાઈને મુખ્ય નિશાન બનાવવામાં રમણભાઈ પૂર્વગ્રહનો કેવો ભોગ બની ગયા હતા, એ કટાક્ષ કેટલો અસ્થાને હતો તે સિદ્ધ કરી આપ્યું છે. બહુ સારું કામ થયું.

ભાવનગર — તખ્તસિંહ પરમાર
૨૦–૫–૯૨

*

'ઉદ્દેશ'માં 'સમય' લઘુનિબંધ આવ્યો. સુંદર છપાઈ જોઈ મન ઠર્યું. 'ઉદ્દેશ'ના અંકો જોઉં છું ને 'સંસ્કૃતિ'નું હરિતવરણું સ્મરણ થાય છે. ગુજરાતને 'સંસ્કૃતિ' નવા સ્વરૂપે મળ્યું એવી લાગણી થઈ આવે છે. ઉમાશંકરભાઈ સાથેનો તમારો નાતો એ રીતે જીવંત બને છે ને તમે સૌ સાહિત્યિક જીવોને એ રીતે એક નવી આબોહવામાં વિહાર કરાવો છો. સંસ્કૃતિક – સાહિત્યિક – સામાજિક પ્રવાસ કરાવવાનું 'ઉદ્દેશ'નું આ મૂલ્ય ભાવિ પેઢી માટે તસુભાર પણ ઊણું નહિ હોય. 'સંસ્કૃતિ'ની જેમ એ પણ ગૂર્જરધરાની એક સમૃદ્ધિ જ હશે... અઢળક અઢળક અભિનંદન!

અમદાવાદ — યોસેફ મેકવાન
૨૫–૫–૯૨

*

...એકંદરે 'સંસ્કૃતિ'ના વિલય પછી સર્જાયેલ શૂન્યાવકાશ પૂરવાનું ઉમદા કાર્ય 'ઉદ્દેશ' કરી રહ્યું છે એમ કહું તો અતિશયોક્તિ નહિ ગણાય.

વડોદરા — ડૉ. અરુણોદય જાની
૩૦–૪–૯૨

*

'ઉદ્દેશ' નિયમિત આવે છે. આરંભમાં 'સૂરદાસ'ની આપશ્રીએ કરાવેલી ઝાંખી આનંદ આપી ગઈ. નવ્ય કવિ શ્રી બાલુભાઈ પટેલના કાવ્યો હમણાં હમણાં વાચવા મળે છે. મને તેનામાં મમ્મટકથિત 'શક્તિ – કવિત્વબીજ, રૂપ, સંસ્કારવિશેષ'નાં દર્શન થાય છે.

જૂનાગઢ — મનસુખલાલ સાવલિયા
૧૮–૬–૯૨

*

મુ. (સ્વ.) ઉમાશંકરભાઈના 'સંસ્કૃતિ'ની તોલે આવે એવું સુંદર અને વિચારસમૃદ્ધ માસિક આપે શરૂ કર્યું, એ ગુજરાત માટે સંતર્પક ઘટના ગણાય.

સાહિત્ય ઉપરાંત 'જીવનવિચાર'ને પણ આપે 'ઉદ્દેશ'માં સ્થાન આપવાનું રાખ્યું છે, એ ખરેખર આનંદદાયક છે. 'જીવન'ને એની અખિલાઈમાં જ જોવાય, વિચારાય તો જ સમજાય, એ આજના યુગનું દર્શન અને પ્રતીતિ છે. આપે એ વિચારને આપના માસિકમાં પ્રાધાન્ય આપ્યું એ ખરે જ યોગ્ય થયું છે.

પ્રસ્તુત અંકમાં ડૉ. મધુસૂદન બક્ષીનો લેખ 'હુસેર્લનો અર્થવિચાર' અને ભગતસાહેબનો લેખ 'સૈનિકમાંથી સંત' ખૂબ ગમ્યા. બન્ને વિદ્વાનો પશ્ચિમના અદ્યતન પ્રવાહોથી સારી પેઠે પરિચિત હોવાથી એમની કલમપ્રસાદીનો લાભ 'ઉદ્દેશ' અને એ દ્વારા ગુજરાતને મળતો રહે એવી અપેક્ષા સ્વાભાવિક જ રહે.

૧૮-૬-૯૨ **દિનેશ શુક્લ**

*

જોતજોતામાં 'ઉદ્દેશ'નાં બે વર્ષ પૂરાં થવા આવ્યાં ! પ્રતિમાસ 'ઉદ્દેશ' અચૂક વિગતે જોઉં છું. અને એમનાં વિવિધ લખાણો રસપૂર્વક વાંચું છું. પહેલે પાને આપ જે વિવેચન કરો છો તે સવિશેષ ગમે છે – આપની અધ્યયનશીલતા, સંવેદનશીલતા અને વિશિષ્ટ વિચારધારા એમાંથી સરસ ઊપસી આવે છે. આજે જ્યારે વિચાર – વાચન – અભ્યાસ – સંશોધનની વૃત્તિ – પ્રવૃત્તિ ઝડપભેર ઓસરતી રહી છે ત્યારે આપ 'ઉદ્દેશ'નું પ્રકાશન નિયમિતપણે અને નિષ્ઠાપૂર્વક કરી રહ્યા છો એ જોઈ રાજી થાઉં છું. વધતી મોંઘવારી અને અન્ય પ્રતિકૂળ સંજોગો વચ્ચે પણ 'ઉદ્દેશ'નું પ્રકાશન આપે ચાલુ રાખ્યું છે એ અભિનંદનીય કહેવાય... આ પ્રકારની સાહિત્ય-વિચારસેવાનું કામ કેવું કપરું અને કસોટીભર્યું છે એનો મને થોડો અનુભવ અને અંદાજ છે. 'ઉદ્દેશ' માસિક દસકાઓ સુધી સરસ ચાલુ રહો એવી મારી હાર્દિક શુભેચ્છા.

અમદાવાદ **પુરુષોત્તમ ગ. માવળંકર**
૧૮-૬-૯૨

*

'ઉદ્દેશ'ના ૨૩મા અંકની ઉત્તમ રચના સૌલિડ મહેતાની 'મતભેદ' ગઝલ છે. ગઝલ મારા અભ્યાસનો પ્રિય સાહિત્યપ્રકાર છે. મહેતાએ આ ગઝલમાં જે તાજગી અને કલ્પન નિરૂપ્યાં છે તે બેનમૂન છે.

એ જ પ્રમાણે મને દુષ્યંત પંડ્યાનો લેખ 'ભણકારા – ઉમાશંકરના' ગમ્યો. ઉમાશંકરની ઊંચાઈનું આલેખન આવી સુરેખ રીતે ભાગ્યે જ કોઈએ નિરૂપ્યું હશે.

'ઉશનસ્'ની રચના 'વણજારાની દેરી' તો મેં ચાર-પાંચ વાર વાંચી – વાગોળી ને તોય તૃપ્તિ તો આઘી જ છે. સૂરદાસ વિશે તમે સંતર્પક લેખ આપ્યો. એમાં તમે માત્ર વિવેચક નથી પણ ઉત્તમ ભાવિક પણ (પહેલા) છો એમ અનુભવાયું. એ રેખાચિત્ર બદલ તમને હર્ષપૂર્ણ ને દિલી અભિનંદન. 'ઉદ્દેશ'નો ઉદ્દેશ તમે ચીવટથી ને સૂઝપૂર્વક સિદ્ધ કરવા મથો છો એ વાત સાથે કોણ સંમત નહિ થાય ?

બીલીમોરા **મોહનભાઈ પટેલ**
૧૯-૬-૯૨

*

'ઉદ્દેશ'ની પ્રવૃત્તિ મુશ્કેલ તો હશે જ પણ અભિનંદનીય છે. મને તો આ માસિક જોઈ વાંચી 'સંસ્કૃતિ'ની યાદ આવે છે અને તેની ખોટ આ થકી પુરાય છે.

વડોદરા **સુધા રમણલાલ દેસાઈ**
૧૧-૭-૯૨



# ગુજરાતમાં પોલિટેકનિક શિક્ષણ પ્રગતિને પંથે

ગુજરાત રાજ્યમા ૫૫ પોલિટેકનિક સંસ્થાઓમાં આશરે સાત હજાર બેઠકો ડિપ્લોમા શિક્ષણ માટે પ્રાપ્ય છે. રાજ્યમા કુલ સાત ઇજનેરી કોલેજો છે. વિશ્વબેંક સહાય હેઠળ ગુજરાત રાજ્યને રૂપિયા ૬૫ કરોડની સહાય યોજના ૧૯૯૦-૯૧થી અમલી બનાવાઈ છે. આ યોજના અન્વયે ગાંધીનગર ખાતે જૂન ૧૯૯૧ થી એક નવી પોલિટેકનિક સંસ્થા શરૂ કરવામાં આવી છે તેમજ વલ્લભ-વિદ્યાનગર ખાતેની બી એન્ડ બી પોલિટેકનિકને સ્વાયત્ત બનાવવામાં આવેલ છે.

મહિલાઓ માટેના ખાસ અભ્યાસક્રમો પણ શરૂ થયા છે. દરેક પોલિટેકનિક સંસ્થામા ચાલતા બધા અભ્યાસક્રમો માટે કુલ બેઠકના પંદર ટકા બેઠકો મહિલાઓને ફાળવવામાં આવેલ છે.

આમ પોલિટેકનિક શિક્ષણના વિકાસ માટે ત્રિપાંખિયો વ્યૂહ અપનાવાયો છે. આ માટે જરૂરિયાત આધારિત ડિપ્લોમા માટેના અભ્યાસક્રમો તૈયાર કરવામાં આવે છે

વલસાડમાં સરકારી પોલિટેકનિક ખાતે જૂન ૧૯૯૧ ની ત્રીસ વિદ્યાર્થીઓની પ્રવેશ ક્ષમતા સાથે પ્લાસ્ટિક એન્જિનિયરિંગનો અભ્યાસક્રમ ડિપ્લોમા શરૂ કરવામાં આવેલ છે તેમજ દાહોદ, ભરૂચ, હિંમતનગર અને સુરેન્દ્રનગરની સરકારી પોલિટેકનિક સંસ્થાઓમાં વિમેન્સ વિંગ મહિલાઓ માટે શરૂ કરવામાં આવેલ છે અને ત્યા જૂન ૧૯૯૧થી પંદરની પ્રવેશક્ષમતા સાથે કોમ્પ્યુટર-એઈડેડ કોસ્ચ્યુમ ડિઝાઇન એન્ડ ડ્રેસ મેકિંગનો ડિપ્લોમા અભ્યાસક્રમ શરૂ કરવામાં આવેલ છે.

ગુજરાત રાજ્યમા મિકેનિકલ, ઇલેક્ટ્રિકલ, ઇલેકટ્રોનિક્સ અને સિવિલ એન્જિનિયરિંગનાં ક્ષેત્રોમા ચાર ઉત્કૃષ્ટતા કેન્દ્રો શરૂ કરવામાં આવેલ છે. આ કેન્દ્રોમાં જે તે વિદ્યાશાખા માટે આધુનિક આદર્શ સાધનો વસાવાશે અને પ્રયોગશાળાઓ તૈયાર કરવામા આવશે, જેથી વધુ અભ્યાસ માટે શિક્ષણ અને અભ્યાસની સગવડ ઉપલબ્ધ બને.

જૂન ૧૯૯૧ થી સ્કૂલ ઓફ બિલ્ડિંગ સાયન્સ એન્ડ ટેકનોલોજી, અમદાવાદ ખાતે એડવાન્સ ડિપ્લોમાં ઇન કન્સ્ટ્રકશન ટેકનોલોજી ૧૫ની પ્રવેશસંખ્યા સાથે શરૂ કરવામાં આવેલ છે. ગાંધીનગરની નવી પોલિટેકનિક સંસ્થામાં (૧) ડિપ્લોમા ઇન કોમ્પ્યુટર ટેકનોલોજી (૨) ઇલેકટ્રોનિક્સ એન્ડ રેડિયો એન્જિનિયર (૩) ઇન્સ્ટ્રુમેન્ટેશન કંટ્રોલના ડિપ્લોમા અભ્યાસક્રમો શરૂ કરવામાં આવ્યા છે.

જૂન ૧૯૯૨થી કોમ્પ્યુટર એપ્લિકેશનનો ડિપ્લોમા શરૂ થયો છે ગાંધીનગરની પોલિટેકનિક ખાતે નીચે મુજબના એડવાન્સ ડિપ્લોમા અભ્યાસક્રમો પણ શરૂ થશે. દરેક અભ્યાસક્રમમા પ્રવેશ સંખ્યા ૧૫ છે.

| | | | |
|---|---|---|---|
| (૧) મેડિકલ ઇન્સ્ટ્રુમેન્ટેશન | જૂન-૯૩ | (૪) રોબોટિક્સ | જૂન-૯૩ |
| (૨) માઈક્રો પ્રોસેસર ટેકનોલોજી | જૂન-૯૩ | (૫) લેસર ટેકનોલોજી | જૂન-૯૩ |
| (૩) ઇનરમેશન ટેકનોલોજી | જૂન-૯૩ | (૬) ફાઈબર ઓપ્ટિકસ | જૂન-૯૪ |

એડવાન્સ ડિપ્લોમા કાર્યક્રમો જે તે એન્જિનિયરિંગ શાખાનો ડિપ્લોમાં મેળવ્યા બાદનો વધુ અભ્યાસાર્થે ઉચ્ચ કક્ષાનો ડિપ્લોમા છે.

સમગ્ર કાર્યક્રમ યોજનાબદ્ધ રીતે ચાલે તે માટે દરેક પોલિટેકનિક અને રાજ્ય સ્તરે અને દિલ્હીમાં કેન્દ્રીય સ્તરે પ્રોજેકટ અમીલકરણ એકમો સ્થાપવામાં આવ્યા છે. આમ આ વિશ્વબેંક સહાય યોજનાથી ગુજરાત રાજ્ય પોલિટેકનિક શિક્ષણનો વિકાસ થશે. [માહિતી]

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

सर्वभाषा सारस्वती

વર્ષ ત્રીજું : અંક ત્રીજો ઑક્ટોબર ૧૯૯૨

તંત્રી
રમણલાલ જોશી

૨૭



# ઉદ્દેશ

વર્ષ ત્રીજું　　અંક ત્રીજો　　સળંગ અંક : ૨૭

## અનુક્રમ : ઑક્ટોબર ૧૯૯૨




પ્રકાશક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ–૩૮૦ ૦૦૯

'ઉદ્દેશ' કાર્યાલય વતી મુદ્રક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ–૩૮૦ ૦૦૯

મુદ્રણસ્થાન : ભગવતી મુદ્રણાલય, ૧૬, અજય ઇન્ડસ્ટ્રિયલ એસ્ટેટ, દૂધેશ્વર રોડ, અમદાવાદ–૩૮૦ ૦૦૪.


### સૂચનાઓ


* 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે.
* આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે.
* વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ. ૮૦. વિદેશમાં (ઍરમેલ) રૂ. ૫૦૦, (સીમેલ) રૂ. ૩૫૦
* આજીવન પ્રોત્સાહક સભ્ય: રૂ. ૧૦૦૦.
* 'ઉદ્દેશ'નાં ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. સ્વીકૃત કૃતિનો જવાબ પંદરેક દિવસમાં અપાય છે.
* છૂટક નકલ રૂ. ૧૦ પોસ્ટેજ સાથે
* લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું :
  'ઉદ્દેશ' કાર્યાલય,
  ૨, અચલાયતન સોસાયટી,
  નવરંગપુરા, અમદાવાદ–૯.
  ફોન નં. ૪૯૨૦૨૭
* લવાજમો મનીઑર્ડર અથવા ડ્રાફ્ટથી મોકલવાં.
* 'ઉદ્દેશ'નાં લવાજમો નીચેનાં સ્થળે પણ ભરી શકાય છે:

(૧) સૌરભ પુસ્તક ભંડાર : કલિકો ડોમ સામે, મેડા ઉપર, રિલીફ રોડ, અમદાવાદ–૧ ફોન : ૩૮૧૨૩૦, ૪૭૫૦૯૭

(૨) વિજય મેગેઝીન વર્ક્સ : ૬૨, કલ્યાણ ભુવન, બીજે માળે, રિલીફ રોડ, અમદાવાદ–૧ ફોન : ૩૫૬૪૭૮

ઉદ્દેશ

ઑક્ટોબર
૧૯૯૨



सर्वभाषा सरस्वती

## અનાસક્તિ

તથાગત ભગવાન બુદ્ધે પોતાના ઉપદેશોમાં સૌથી પહેલું આર્યસત્ય આ કહ્યું છે: सर्वं दुःखं दुःखम् । આ સંસારમાં બધે દુઃખ જ દુઃખ છે. એવાં ત્રણ મહાદુઃખો – વૃદ્ધત્વ, રોગ અને મૃત્યુ – જોઈને તો એનો ઉપાય શોધવા એમણે સંસારનો ત્યાગ કર્યો, સંન્યાસ લીધો, મહાભિનિષ્ક્રમણ કર્યું.

આપણે સૌ સમજીએ છીએ કે મનુષ્યજીવનમાં સુખ કરતાં દુઃખનું પ્રમાણ ઘણું વધારે છે. કવિ કહે છે તેમ

છે માનવી જીવનની ઘટમાળ એવી
દુઃખપ્રધાન, સુખ અલ્પ થકી ભરેલી.

પણ તેથી કંઈ આપણે બધા સંસારનો ત્યાગ કરીને સંન્યાસ લઈ શકતા નથી. સાધારણ માણસે તો સંસારનાં દુઃખોની વચ્ચે રહેતાં રહેતાં જ દુઃખનો કાંઈક ઉપાય શોધવો પડતો હોય છે.

આવો ઉપાય ભગવાન શ્રીકૃષ્ણે શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં બતાવ્યો છે. ગીતા સમજાવે છે કે સંસારમાંથી સંન્યાસ લઈએ એટલામાત્રથી દુઃખો મટી જતાં નથી. न च संन्यसनादेव सिद्धिं समधिगच्छति । (૩. ૪) દુઃખ મટાડવું હોય તો દુઃખનું કારણ દૂર કરવું જોઈએ. અને દુઃખનું કારણ છે ઇચ્છા, વાસના, કામના, આસક્તિ. ભગવાન બુદ્ધનું બીજું આર્યસત્ય પણ એમ જ કહે છે: दुःखकारणं तृष्णा । તૃષ્ણાનું નિવારણ કરો એટલે આપોઆપ દુઃખની નિવૃત્તિ થશે.

એટલે દુઃખ નિવારવાનો મૂળભૂત ઉપાય છે આસક્તિ છોડવી. ગીતાનો મુખ્ય સંદેશ પણ આ જ છે. મહાત્મા ગાંધીજીએ ગીતાના મુખ્ય સિદ્ધાન્તને અનાસક્તિયોગ જ કહ્યો છે. અનાસક્તિયોગ તે જ શબ્દાન્તરે નિષ્કામ કર્મયોગ. અનાસક્તિ એટલે જ નિષ્કામતા. ગીતાનો કર્મનો સિદ્ધાન્ત આ જ વાત કહે છે:

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूः मा ते सङ्गोऽस्त्वकर्मणि ॥ (૨.૪૭)

મનુષ્યના અધિકારમાં માત્ર કર્મ છે, કર્મનું ફળ નહિ. તેથી ફળના હેતુથી કર્મ કદી ન કરવું, તેમ જ અકર્મમાં અર્થાત્ કર્મસંન્યાસમાં પણ સંગ એટલે આસક્તિ કેળવવી નહિ.

ગીતાની વાત આમ તો સાવ સીધી છે. ફળની આશાએ માણસ કર્મ કરે છે. પણ ફળ એના હાથની વાત નથી, ધાર્યું ફળ ન મળે ત્યારે એ દુઃખી થાય છે. તેથી દુઃખમાંથી છૂટવું હોય તો ફળની આસક્તિ છોડવી, કર્મફળ પ્રત્યે અનાસક્તિ કેળવવી, નિષ્કામપણે કર્મ કરવું.

પણ આ વાત જેટલી કરવી સહેલી છે તેટલી આચરવી સહેલી નથી. ફળની પ્રબળ આસક્તિ જ તો મનુષ્યને કર્મમાં પ્રવૃત્ત થવા પ્રેરે છે. प्रयोजनमनुद्दिश्य न मन्दोऽपि प्रवर्तते । પ્રયોજનના ઉદ્દેશ વિના તો મૂર્ખ માણસ પણ કર્મમાં શું કામ પ્રવૃત્ત થાય? આસક્તિનો નિવાસ છે મનમાં. તેથી मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः । મનને કારણે જ મનુષ્યો દુઃખમાં બંધાય છે કે દુઃખમાંથી મોક્ષ મેળવે છે. અને मनो दुर्निग्रहं चलं (૬.૩૫)/प्रमाथि बलवद् दृढम् । (૬.૩૪) મન અત્યંત બળવાન છે, મથી નાખનારું છે. ચંચળ છે, વશમાં રાખવું દુષ્કર છે. આવું મન ક્ષણિક ઇન્દ્રિયસુખો પ્રત્યે પ્રચંડ આસક્તિથી ખેંચાતું હોય ત્યારે એને પાછું વાળીને અનાસક્તિ કેળવવી એ તોફાને ચડેલા ઘેલા હાથીને કાબૂમાં લેવા કરતાં કે નદીનાં ઘોડાપૂર ખાળવા કરતાં વધારે દુષ્કર કાર્ય છે.

તેથી સમગ્રપણે ભગવદ્ગીતા મનની અનાસક્તિ કેળવવાના વિવિધ ઉપાયો વર્ણવે છે. એના છઠ્ઠા અધ્યાયમાં ધ્યાનયોગ વર્ણવેલો છે. આહારવિહારના સંયમ કેળવીને શ્વાસોચ્છ્વાસના નિયંત્રણથી મનની એકાગ્રતા કેળવવી તે ધ્યાનયોગ. એ રીતે ક્ષણિક સાંસારિક સુખભોગો પ્રત્યેથી મનને પાછું વાળીને, એની અનાસક્તિ સાધીને, એને ઇષ્ટ તત્ત્વમાં કેન્દ્રિત કરી શકાય. ઉત્તમ બુદ્ધિક્ષમતાવાળા મનુષ્યોને માટે ગીતા જ્ઞાનયોગનો માર્ગ ચીંધે છે. પરમાત્મા, આત્મા અને પ્રકૃતિ, જીવ, જગત અને ઈશ્વર આ બધાના સાચા સ્વરૂપનું જ્ઞાન થાય અને એ જ્ઞાન અભ્યાસ દ્વારા સ્થિર થાય એટલે મનુષ્ય આપોઆપ ક્ષણભંગુર જગત પ્રત્યે અનાસક્ત થાય. મધ્યમ કક્ષાના રાજસ માનસિકતાવાળા મનુષ્યો કર્મશીલતાનું લક્ષણ ધરાવે છે. એમને કર્મ, અકર્મ, વિકર્મ અર્થાત્ ફળની દૃષ્ટિએ અનિવાર્ય દેહધર્મરૂપી નિત્યકર્મો, આકસ્મિક કારણોસર ઉત્પન્ન થતાં નૈમિત્તિક કર્મો, હંમેશ ત્યજવા યોગ્ય નિષિદ્ધ કર્મો અને કામનાથી પ્રેરાયેલાં તેમ જ ફળની આશાથી બાંધનારાં કામ્ય કર્મો – વગેરે કર્મોનાં સ્વરૂપોનો ભેદ સમજાય એટલે એવા મનુષ્યો આપોઆપ ફલાશાને કારણે બંધક બનતાં કર્મો પ્રત્યે અનાસક્તિ કેળવી દુઃખમુક્તિ પામે છે. પરંતુ લોકનો મોટા ભાગનો સમુદાય આવી કશી વિશેષ ક્ષમતા વિનાના સાવ સાધારણ મનુષ્યોનો બનેલો છે. એમને માટે તો જ્ઞાનમાર્ગ, કે કર્મયોગ કે ધ્યાનક્રિયા સિદ્ધ કરવાં લગભગ અસંભવ. એવાંઓને માટે ગીતાએ ભક્તિયોગનો રાજમાર્ગ ચીંધ્યો છે. પરમાત્માનું પ્રત્યક્ષ સ્વરૂપ છે કૃષ્ણ. એ કૃષ્ણની ભક્તિ કરવી, કૃષ્ણને જ સર્વભાવે આત્મસમર્પણ કરી દેવું, સંસારનાં કર્મો કરતાં રહેવું પણ પેલો ભક્તકવિ કહે છે તેમ :

સંસારમાં સરસો રહે ને મન મારી પાસ,
સંસારથી લેપાય નહિ તે જાણ મારો દાસ.

એમ કૃષ્ણના દાસ બનીને સંસારથી જળકમળવત્ અલિપ્ત બનવું એ પણ અનાસક્તિયોગ તથા જ મહાપ્રભુ શ્રીવલ્લભાચાર્યે આ જ મંત્ર આપ્યો : श्रीकृष्णः शरणं मम । શ્રીકૃષ્ણનું શરણ લેવું, શ્રીકૃષ્ણની ભક્તિ સિદ્ધ થવી એ ભક્તિમાર્ગી અનાસક્તિયોગ.

—રાજેન્દ્ર નાણાવટી

# ડોલર(ભાઈ)નો મઘમઘાટ

દુષ્યન્ત પંડ્યા

૧૯૩૧માં કરાચીમાં કોંગ્રેસનું અધિવેશન મળેલું તે બધા વિસ્તારમાં પછીથી માનવવસાહત થઈ હતી. એ વિસ્તારમાં, કરાચીની ડી. જે. સિંધ કૉલેજમાં અંગ્રેજી શીખવતા એક પ્રોફેસર સાહેબનો બંગલો. મકાન ફરતો ચોમેર સુંદર બગીચો. પોતાના અભ્યાસખંડમાં વર્ડ્ઝવર્થનું કે શેલીનું સાહચર્ય માણતા એ અધ્યાપક, મકાન આગળ કંઈ અવાજો સાંભળી બહાર આવ્યા. મ્યુનિસિપલ કોર્પોરેશન વતી કોઈ ઠેકેદાર રસ્તો દુરસ્ત કરે. ડામર ઓગાળવાનું યંત્ર ચાલે. ખટારાઓ ગાંગડ અને મોરમ ઠાલવે. મજૂરો તેનાં તગારાં ભરીને રસ્તા પર ઠાલવે. બીજા મજૂરો તે પાથરતા જાય અને ભફભફ કરતું રોડ એંજિન એ ગાંગડને કચરતું ને સપાટ કરતું જાય. વળી કામ કરતા લોકોનો કોલાહલ તો હોય જ. જાણે કર્કશતાની ઑર્કેસ્ટ્રા. પ્રોફેસર સાહેબ માટે આ બધું અસહ્ય.

દરવાજે આવી તેમણે કોટપાટલૂનહેટમાં સજ્જ ઠેકેદારને — કે એના માણસને — પાસે બોલાવ્યો. પછી અંગ્રેજીમાં બોલ્યા: "હું કોણ છું તે જાણો છો? ડી. જે. સિંધ કૉલેજમાં અંગ્રેજી વિભાગનો વડો છું. નિસર્ગનો અને શાંતિનો ચાહક છું. તમારા આ ઘોંઘાટથી મારી શાંતિમાં, મારા સ્વાધ્યાયમાં ખલેલ પડે છે. તમારાં મશીનોના ધુમાડાથી અને ધૂળથી મારા બાગનાં કુમળાં ફૂલો કરમાઈ જશે. તમારું કામ તુરત બંધ કરો ને ચાલતી પકડો."

એમને ઓળખતા ઠેકેદારના ઇજનેરે કહ્યું: "સાહેબ! આપને કોણ ન ઓળખતું હોય? આપની સગવડને માટે તો અમે આ રસ્તો દુરસ્ત કરી રહ્યા છીએ. રસ્તે પડી ગયેલા ખાડાઓથી આપની ગાડીમાં જતી વેળા આપને ખલેલ પડતી હતી. આપ શાંતિથી મનનચિંતન કરતા જઈ શકો તે હેતુથી તો અમે આ રોડ રિપેર કરીએ છીએ. ઘોંઘાટ ઉપર મારો કાબૂ નથી. એને થોડી વાર — બેચાર કલાક — નિભાવી લેવા વિનંતી છે. બાકી, સાહેબ, પવન આપના બંગલા તરફથી આ તરફ વાય છે એટલે, ધૂળધુમાડાનો પ્રશ્ન નથી."

પ્રો. અડવાણીના એ બંગલાથી કાંકરાફેંક અંતરે એ જ કૉલેજમાં સંસ્કૃત-ગુજરાતીના વડાનું પદ સંભાળતા ડોલરભાઈ માંકડ રહેતા હતા — ઘર પાસેનો રસ્તો દુરસ્ત થતો હતો તેની, કદાચ, એમને ખબર પણ નહિ પડી હોય. બહિર્જગત પ્રત્યે તેઓ એટલા નિર્લેપ. અને વિનમ્રતાની સાક્ષાત્ મૂર્તિ, એટલે, 'હું પ્રોફેસર છું' ઉચ્ચારણ એમની જીભે કદી ચડે જ નહિ. એમના નાનકડા બંગલા આસપાસ પણ નાનો બગીચો હતો. વાલ્મીકિ, કાલિદાસ, ભવભૂતિનાં પ્રકૃતિવર્ણનોથી એ પણ પ્રભાવિત હતા. એમનાં બાળકોનાં નામ — તરુ, બકુલ, મધુ, શિરીષ — એમના પ્રકૃતિપ્રેમનાં સબળ સાક્ષી છે. પણ પ્રો. અડવાણી જેવો અહંભાવ નહિ.

ચંદ્રશંકર બૂચ — સુકાની — ના સહકારથી ડોલરભાઈ 'નાગરિક' ચલાવતા તેના અંકો જામનગરમાં હાથે ચડતા ત્યારે, તેમાંના મોટા ભાગના લેખોનું તાત્પર્ય સમજવા જેવડી વય નહિ છતાંય, વાંચતો, કારણ જોડિયાના ડોલરભાઈ માંકડ તેના તંત્રી હતા ને! પછીથી 'ઊર્મિ' હાથ આવવા લાગ્યું ત્યારે, ચાંચ થોડીક ડૂબતી થઈ હતી. અસ્મદીયમ્ શીર્ષક હેઠળના તંત્રીલેખોમાં, પુસ્તકોનાં એમનાં અવલોકનોમાં તથા ઇતર અભ્યાસનિષ્ઠ લેખોમાં ડોલરભાઈની ઊંડી, મર્મગામી વિચારણાનું અને શાંત, સ્વસ્થ, સરળ તથા મધુર પ્રકૃતિનું પ્રતિબિંબ

પાડતી એમની શૈલીનું દર્શન થતું. હાલાર (હાલના જામનગર જિલ્લા)માં મોગરાને ડોલર કહે છે, એ ડોલર જેવું શુચિ અને સુવાસિત.

ડોલરભાઈનું પ્રથમ દર્શન ૧૯૩૨માં કર્યું, એમના એક પ્રિય મિત્રના ભાઈના લગ્નપ્રસંગે વરઘોડામાં. ધોતિયું, લાંબો કોટ, માથે ભરતવાળી ટોપી. આંખે જાડા કાચનાં ચશ્માં. મેં જોયું કે એ *બોલતા હતા તેના કરતાં વધારે સાંભળતા હતા.* સમૂહમાં હલફલ કરવી, કોઈને ધબ્બો મારવો, કોઈની સાથે હાથ મિલાવવા, ગપ્પાં મારવાં, 'સળગતા' પ્રશ્નો વિશે ચર્ચા કરવી — ને ત્યારે તો ઘણા પ્રશ્નો સળગતા હતા —, પોતાની વિદ્વત્તાનું જરીક અમથુંયે પ્રદર્શન કરવું, ટોળટીખળ કરવી: આ બધાંથી એ દૂર રહેતા લાગ્યા. પોતાના બેક મિત્રો સિવાય તેઓ ભાગ્યે જ બીજા કોઈ સાથે કશુંય બોલ્યા હશે. ચકરી પાઘડી પહેરતા સંસ્કૃત પંડિત મહામહોપાધ્યાય હાથીભાઈ શાસ્ત્રીને જોઈને બંધાયેલા ખ્યાલનો ડોલરભાઈએ છેદ ઉડાડી દીધો.

૨

૧૯૩૯માં, રોટલો મને કરાચી લઈ ગયો. ત્યાં, એમના જ મકાનમાં, એમની ઉપર રહેતા, એન. ડી. ઈ. એન્જિનિયરિંગ કૉલેજના અધ્યાપક અને મારા દૂરના પિત્રાઈ ભાઈ ચુ. કંચનભાઈને ત્યાં મારે ઊતરવાનું થયું. ડોલરની મહેક આટલી નજીકથી માણવા મળશે એ કલ્પના જ ન હતી. ખૂબ તોફાની દરિયાની મુસાફરીની અસરમાંથી સ્વસ્થ થતાં પૂરા બે દિવસ ગયા. પછી ડોલરભાઈને મળવા ગયો. ઘરને અગ્નિખૂણે આવેલા પોતાના અભ્યાસખંડમાં ઢાળિયા મેજ પાછળ ગાદીએ પલાંઠી વાળી બેઠેલા ડોલરભાઈ લેખનમગ્ન હતા. એકાદ મિનિટથી વધારે એ ખંડને દરવાજે હું ઊભો રહ્યો. પછી એમનું ધ્યાન ગયું. નમન કરી અંદર ગયો. પ્રયોજન? "મુંબઈમાં ગુજરાતી સાથે એમ.એ.નાં બે સત્ર ભર્યાં છે. બાકીનાં બે અહીં તમારી પાસે ભરવાં છે."

આછું મલકી મને કહે: "મારી માન્યતા સંસ્કૃત માટે છે. યુનિવર્સિટીના નિયમ મુજબ અનુસ્નાતક કક્ષાએ એક અધ્યાપકને બે વિષયો માટે માન્યતા ન મળી શકે. છતાં, હું તમને બુટાણી સાહેબ (એ સમયે ડી. જે. સિંધ કૉલેજના આચાર્ય અને મુંબઈ યુનિવર્સિટીની સિન્ડિકેટના સભ્ય) પાસે લઈ જઈશ. એમને વાત કરશું. તમે વિનંતી કરજો. એઓ કદાચ કરાવી આપે."

બેચાર દિવસ પછી ડોલરભાઈ મને બુટાણી સાહેબ પાસે લઈ ગયા. *ડોલરભાઈએ અગાઉથી* વાત કરી હશે એટલે, મારે ઝાઝું કરવાપણું ન હતું. છતાં મેં કહ્યું કે, "ડોલરભાઈ જેવા સુપ્રસિદ્ધ વિદ્વાન પૂરતો યુનિવર્સિટી અપવાદ કરી શકે. આ ફેરફાર કરાવી આપી મને ઉપકૃત કરવા" મેં તેમને વિનંતી કરી.

"આઈ'લ ટ્રાય," જરા હસીને બુટાણી સાહેબ બોલ્યા. તે સમયે મારે માટે આટલુંયે ઘણું હતું. એમણે 'ટ્રાય' કરી જ હશે પણ મારા લાભાર્થે કરાચીમાં એમ.એ.નો ગુજરાતી વર્ગ ખૂલ્યો નહિ. પછીથી જાણવા મળ્યું કે બી.એ. કક્ષાએ પણ મુખ્ય વિષય તરીકે ગુજરાતી શીખવવાની જોગવાઈ ત્યાં ન હતી, કરાચીમાં એક લાખ જેટલી ગુજરાતી વસ્તી હોવા છતાં. પરંતુ, ડોલરભાઈએ મને પીએચ.ડી. કરવા સૂચન કર્યું. એમ.એ.ના કરતાંયે એ વધારે મોટી ડિગ્રી! યત્ન કરવામાં મારે શું ગુમાવવાનું હતું? એ અરસામાં જ મુંબઈ યુનિવર્સિટીમાં એ ચાલુ થયેલું. બે ધરખમ વિદ્વાનો માર્ગદર્શક: રામનારાયણ પાઠક અને વિષ્ણુપ્રસાદ ત્રિવેદી. એક રહે અમદાવાદ અને બીજા રહે સુરત. સેંકડો ગાઉનું અંતર હતું. તે ઉપરાંત મારી કઈ લાયકાતને જોરે એ બંનેમાંથી એકેય મને સ્વીકારે? એક તો હું માત્ર બી.એ. — ભલે ઑનર્સ સાથે — હતો પણ ત્યાં ગુજરાતી મારો ગૌણ વિષય હતો. આમ છતાં બલવંતરાય ઠાકોર પરની મારી નોંધ ડોલરભાઈને ગમી હતી અને, કદાચ, તેથી જ તેમણે આ સૂચન કર્યું હોય. મારી — કે બીજા કોઈનીયે — મશ્કરી કરે એવા તો એ ન હતા.

રામનારાયણભાઈને મેં વિનંતીપત્ર લખ્યો ને

ડોલરભાઈની ભલામણ સાથે તેમને તે મોકલ્યો. ધાર્યા પ્રમાણે 'ના'નો જવાબ આવ્યો. "મારી પાસે દસ નામ નોંધાઈ ગયાં છે," તેમ પણ તેમણે લખ્યું. એમાંથી એક દરવાજો બંધ થઈ ગયો. ફરી ડોલરભાઈની ભલામણ નોંધ સાથે વિષ્ણુભાઈને લખ્યું. જરાય અસ્વાભાવિક નહિ એવા થોડા હિચકિચાટ પછી એમણે મને માર્ગદર્શન આપવા સંમતિ દર્શાવી, નામ નોંધાવવાની પ્રક્રિયા કરવા કહ્યું તથા 'ડોલરરાયભાઈની સહાયથી વિષયોની યાદી બનાવી, પસંદગીક્રમ દર્શાવી' મોકલવા સૂચન કર્યું.

ડોલરભાઈ સાથે થોડી ચર્ચા કરી સાતઆઠ વિષયોની યાદી પસંદગીક્રમ અનુસાર તૈયાર કરી, વિષ્ણુભાઈને મોકલી આપી. તુરત જ તેમણે મારી પસંદગી પર સંમતિની મહોર મારી દીધી. નોંધણીનો વિધિ પણ પતી ગયો હતો. ડોલરભાઈ પાસેથી જ પ્રેમાનંદને નામે ચડેલાં ત્રણ નાટકોનાં પુસ્તકો લીધાં. એ નાટકો વિશે નરસિંહરાવે, કાંટાવાળાએ તથા બીજા કોઈએ જે કંઈ લખ્યું હતું તે બધું લીધું. આ બધું એમના અંગત ગ્રંથાલયમાં જ હતું.

એ નાટ્યકૃતિઓ અને, એમને વિશે થયેલું વિવેચન, વાંચી દસ પંદર દિવસ બાદ ડોલરભાઈને હું ફરી મળ્યો. મારા મહાનિબંધ અંગેના જે ધૂંધળા ખ્યાલ મારા મગજમાં આકાર લેતા હતા તે તેમની સમક્ષ રજૂ કર્યા. એમણે કેટલાક પ્રશ્નો કર્યા. મેં યથોચિત ઉત્તર વાળ્યા. પછી કહે : "તમે જે અભિગમ અપનાવ્યો છે તે બરાબર લાગે છે. પણ આમ અધ્ધર ન ચાલે. બધા મુદ્દા લખી લો. પછી એના ક્રમની યોગ્યતા વિચારી તેમને ક્રમાનુસાર ગોઠવો. જે મુખ્ય મુદ્દાઓ હોય તેમની આસપાસ પ્રકરણો બનાવો. લાંબું ને આડંબરી લખવાની જરૂર નથી. પહેલાં અનુક્રમણિકા બનાવો અને તે અનુસાર પહેલું પ્રકરણ લખી અહીં આવો." આમ મારા મહાનિબંધના વિચારબીજથી આરંભાઈ એની લગભગ પૂર્ણાહુતિ સુધી એમના માર્ગદર્શનનો અલભ્ય લાભ મને મળતો રહ્યો. એમનો વિદ્યાર્થી બન્યા વિના એમનું અનૌપચારિક માર્ગદર્શન મને સદા મળતું રહ્યું હતું.

મારે કરાચી જવાનું થયું તેના બે વર્ષ પહેલાં, ૧૯૩૭માં, મુનશીજીની અધ્યક્ષતા હેઠળ ગુજરાતી સાહિત્ય પરિષદ મળેલી. મારા સાંભળવા પ્રમાણે, એ સાહિત્ય પરિષદે ગુજરાતી સાહિત્યકારોના એકરાગનું એવું તો ખંડન કરી નાખ્યું કે કેટલાક તો એકબીજાનું મોઢું પણ ન જુએ. ત્યાં સાત વર્ષ હું રહ્યો અને કોઈને ને કોઈને મળતો ત્યારે, કોઈ કોઈ વાર ડોલરભાઈ વિશે આછો કટાક્ષ, વ્યંગ કે વક્રોક્તિ કાને પડ્યાં છે પરંતુ, ડોલરભાઈને મુખેથી કદી જ કોઈને વિશે કશું જ ઘસાતું સાંભળવા મળ્યું નથી. અને દેશના વિભાજન પછી, જૂના રાગદ્વેષને સિંધની રેતમાં ધરબી એ સૌ જૂના સ્નેહાંકુરોથી પલ્લવિત થયા હતા. બધા મિત્રો બની ગયા હતા.

ડોલરભાઈની એ વિશેષતા હતી. પુનઃસ્થાપિત થવામાં એ જૂના મિત્રોને ડોલરભાઈ થોડાઘણા સહાયરૂપ પણ બન્યા હતા. એમની વાણીમાં સંયમ હતો. એમનું વાત્સલ્ય અસીમ હતું. એમના વાત્સલ્યનો લાભ નરસિંહરાવ દિવેટિયાની દૌહિત્રીઓને પણ મળ્યો હતો. એ બંને બહેનો, ખાસ કરીને કુરંગીબહેન ડોલરભાઈ પાસે સંસ્કૃત ભણતાં. પણ એ સંબંધ એટલો મર્યાદિત નહિ રહેતાં કાયમનો કૌટુંબિક બની ગયો હતો ને એવો કે, ચાળીસ વર્ષ બાદ, ડોલરભાઈના ગયા પછી, એમના નાના પુત્ર શિરીષનું અકાળ અવસાન થયું ત્યારે એ બંને બહેનો અલિયાબાડા આવ્યાં હતાં ને કુટુંબનાં સૌ સભ્યોને એમણે સાંત્વન આપ્યું હતું.

દેશ સ્વતંત્ર થયો અને વિભાજિત થયો. અનેક લોકો નિરાશ્રિત બન્યા હતા. પણ શારદપુત્ર ડોલરભાઈ એની પૂર્વ-સંધ્યાએ, માર્ચ-એપ્રિલ ૧૯૪૭માં કરાચીને અલવિદા કરી આ તરફ આવી ચૂક્યા હતા. એ વેળા, શારદામંદિરના વિશાળ અને સુંદર પ્રાંગણમાં કરાચીની લગભગ તમામ ગુજરાતી સંસ્થાઓએ, શરણાગતિ ગ્રંથાલયે, સિંધ હિસ્ટોરિકલ સોસાયટીએ, ત્યાંના સૌ સાહિત્યકારોએ, એપ્રી-

ઓએ અને એમના વિદ્યાર્થીવૃંદે ડોલરભાઈને વિદાયમાન આપવા ભવ્ય મિલન સમારંભ યોજી ડોલરભાઈ પ્રત્યેનું પોતાનુ ઋણ કૃતજ્ઞતાપૂર્વક વ્યક્ત કર્યું હતું.

કરાચીમા, સિંધમા, મોગરાને મોતિયો કહે. ડોલરભાઈ એ મોતિયાની સૌરભ ત્યા મૂકી, પચ્ચીસેક વર્ષનો સિંધવાસ પૂરો કરી પાછા ગુજરાતમા આવ્યા.

૩

૧૯૪૭મા કરમસદમા વલ્લભવિદ્યાનગરમા વિઠ્ઠલભાઈ પટેલ મહાવિદ્યાલય શરૂ થયું તેમા એમણે આચાર્ય તરીકે અને સંસ્કૃત-ગુજરાતી વિભાગના અધ્યક્ષ તરીકે પાચ છ વર્ષ કાર્ય કર્યું. મારી જાણ પ્રમાણે ગુજરાતીનો અધ્યાપક સંઘ પ્રથમ વાર ત્યા મળ્યો. એ સઘે યુનિવર્સિટી કક્ષાએ ગુજરાતીના અભ્યાસક્રમમા દૂરગામી ફેરફાર કર્યા છે, સાહિત્ય-સ્વરૂપો કે કૃતિઓ વિશે વિશદ ચર્ચા કરી છે અને ગુજરાતીના અધ્યયન અધ્યાપનનો સ્તર ઊંચો લાવવાની દિશામા અગત્યનુ પ્રદાન કર્યું છે. નવા યુવાન અધ્યાપકોને પોતાનું હીર દેખાડવાની તક મળી છે એ બીજો મોટો લાભ.

ઉચ્ચ શિક્ષણની બુનિયાદ બદલવાના જે આશયથી ડોલરભાઈ વલ્લભવિદ્યાનગરમા જોડાયા હતા એ ત્યા બર આવે તેમ ન હતું. એક તો એમના સ્વભાવમા રાજરમત ન મળે. એમનો સાદગી પરનો ઝોક, ઓછામા ઓછી ઔપચારિકતાથી ઝાઝામા ઝાઝું કામ કરવાની ને કરાવવાની એમની વૃત્તિ, કોલેજમા પણ એમણે દાખલ કરેલી પ્રાર્થના અને વકરવા માડેલું જ્ઞાતિવાદનું ઝનૂન એમના આત્માને ગૂગળાવતા હતા. અને પ્રાચીન આર્ય આદર્શ અનુસાર તેઓ હવે પચાસ વર્ષના થતા વાનપ્રસ્થાશ્રમનુ વિચારતા હતા

સ્વ. ઉછરંગભાઈ ઢેબરના અસાધારણ નેતૃત્વ હેઠળ માત્ર ચાર વર્ષમા, કારમા દુકાળો છતા, સૌરાષ્ટ્રના નવા અસ્તિત્વમાં આવેલા રાજ્યે બધી દિશામા સારી પ્રગતિ કરી હતી. બહાર વસતા પોતાના સપૂતોને એનો સાદ સંભળાતો હતો ડોલરભાઈએ પોતાનું વાનપ્રસ્થ સૌરાષ્ટ્રના એક ગામડામાં વિતાવવાનું વિચાર્યું. જામનગરથી પંદરેક કિલોમીટર પૂર્વે આવેલા અલિયાબાડા પર પોતાની પસંદગી ઉતારી.

અલિયાબાડાની ઉત્તરે ને પૂર્વે રૂપારેલ નદી વહે, દક્ષિણે ઉછરંગભાઈ ઢેબરની જન્મભૂમિ ગંગાજળા અને પશ્ચિમે સ્વામી નિષ્કુળાનંદનુ શેખપાટ. ડોલર ભાઈએ અલિયાબાડામા વસી આ ત્રણનો સંગમ કર્યો.

૪

આઝાદી પછીના એ આઠ વર્ષો સૌરાષ્ટ્રમાં મહાન પરિવર્તન લાવનાર વર્ષો હતાં. બાપુશાહીમાથી લોકશાહીના એ પરિવર્તનનો વ્યાપ વિરાટ હતો. જુદા જુદા રજવાડા, એની સંકુચિત મનોદશા, જુદી જુદી રાજ્યવ્યવસ્થા, શિક્ષણતંત્ર, પ્રજાકીય રીતરસમો, રેલગાડી સુધ્ધા બધુ જુદું હતું તેમા એકતા આણવાનું કામ હતું ને સાથે લોકજાગૃતિનું, લોકસંગઠનનું અને સદીઓના પછાતપણાને દૂર કરવાનું ભગીરથ કામ હતું. ઢેબરભાઈ અને એમના સાથીઓએ, ધીરજથી, ખંતથી, સમજાવટથી, લોકોની વચ્ચે જઈને ને લોકોના થઈને કામ કર્યું, જાણે કે લિંકનની લોકશાહીની વ્યાખ્યા સાચી પાડી. આઠ વર્ષના એ ટૂંકા ગાળામા લોકહિતના અનેક કાર્યો થયા, સામાજિક અને શૈક્ષણિક પ્રવૃત્તિની અનેક સંસ્થાઓ સ્થપાઈ. એમાની એક સંસ્થા તે અલિયાબાડાની ગંગાજળા વિદ્યાપીઠ. દરબાર ગોપાળદાસ મહાવિદ્યાલય તેનું એક અંગ. તે ઉપરાંત જામનગરના વિદ્યોત્તેજક મંડળના અને કસ્તૂરબા સ્ત્રી વિકાસગૃહના પણ ડોલરભાઈ અધ્યક્ષ હતા બંને સંસ્થાઓ નવી હતી.

દરબાર ગોપાળદાસ મહાવિદ્યાલયનું વાતાવરણ કોઈ પણ કોલેજ કરતાં તદ્દન ભિન્ન હતું. કાર્યારંભે સમૂહપ્રાર્થના અને તે પણ ભોયે જાજમ પર પલાઠી વાળી બેસીને. વિદ્યાર્થી-વિદ્યાર્થી વચ્ચે, અધ્યાપક-અધ્યાપક વચ્ચે, વિદ્યાર્થી–અધ્યાપક વચ્ચે કે એ

સૌ અને આચાર્ય વચ્ચે અંતર નહિ અને ઔપચારિકતા નહિ. પણ વિનય વિવેક અદબ પૂરાં જળવાય. વ્યાખ્યાનો કરતાં ગોષ્ઠિઓ પર વિશેષ ઝોક અને શિક્ષણપરીક્ષણ સાથે જ ચાલે. ડોલરભાઈની સાદગીનો, ખાદીપ્રિયતાનો ચેપ વિદ્યાર્થીઓને લાગ્યો તેમ ગુરુની તપસ્વિતાનો પ્રભાવ પણ તેમના પર પડચો અને વિદ્યોપાસનાનો અખંડ યજ્ઞ ત્યાં ચાલવા લાગ્યો. યુ.જી.સી.ની માન્યતા પ્રાપ્ત કરનાર, મારી જાણ પ્રમાણેના, એકમાત્ર ગુજરાતી અધ્યાપક ડૉ. શાંતિભાઈ આચાર્ય ડોલરભાઈના — અલિયાબાડામાં સૌ એમને ડૉ'કાકા કહેતા તે ડૉ'કાકાના — આરંભના, અને પ્રિય, વિદ્યાર્થી હતા.

છાત્રાલયમાં સ્વાવલંબન ઉપર ભાર એટલે સાદગીભરી રહેણીકરણી અને ખર્ચ ઘણો ઓછો. સંકુલ પર રહેતા આચાર્યને ત્યાં, કે અન્ય અધ્યાપકોને ત્યાં વિદ્યાર્થીઓ સહજ રીતે જાય, ત્યાં કુટુંબીજનો સાથે હળેમળે, અધ્યાપકને કે એમનાં પત્નીને એક યા બીજી રીતે સહાયરૂપ થાય અને એમ કુટુંબભાવ અનુભવે. છાત્રાલયની પ્રવાસો જેવી પ્રવૃત્તિઓ ખરી જ પરંતુ, ખુલ્લા આકાશ નીચે થતી સાંધ્ય પ્રાર્થના અને તે પછીના ડોલરભાઈના વાર્તાલાપ કે એમની સાથેની છાત્રોની પ્રશ્નોત્તરી: આ બધું નવું હતું, છાત્રોના હિતનું હતું, શિક્ષણના સ્તરને ઊંચો લઈ જનારું હતું અને વિદ્યાર્થીઓ-અધ્યાપકોના સંબંધને એક નવું પરિમાણ આપનારું હતું. આજે છાત્રાલયોમાં માદક પદાર્થો અને ગર્ભનિરોધક સાધનોનો સરેઆમ વપરાશ થતો હોવાનું સંભળાય છે ત્યારે, આ હજી ગઈકાલની જ વાત હતી એમ કોણ માની શકશે?

કોલેજના સમગ્ર વાતાવરણમાં પ્રસન્નતા અને મધુરપ મઘમઘતી, જાણે યજ્ઞધૂમનો પમરાટ. વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓનાં મુખ પર નીતર્યું હાસ્ય જ રમતું જોવા મળે. કોલેજના વાર્ષિક કાર્યક્રમો સૌને માટે ખુલ્લા. ગ્રામપ્રજા સમક્ષ — જામનગરથી પણ મોટા સમુદાયમાં લોકો જતા — 'સરસ્વતીચંદ્રનો ગૃહત્યાગ', 'રુદ્રદત્તનું મૃત્યુ', 'મુકુંદરાય', 'ભગવદજ્જુકીયમ્', 'મર્ચંટ ઑફ વેનિસ'નું કોર્ટદૃશ્ય, ભજવાય, નાનાલાલ, ઉમાશંકર, સુન્દરમ્, રાજેન્દ્રનાં ગીતો ગવાય, દુહા છંદની રમઝટ થાય, નરસિંહ મહેતાના રાસની રમઝટ જામે. નાટકોમાં અધ્યાપકો પણ અભિનય કરે. આનંદનું બજાર મંડાય. ગ્રામજનોથી નાટ્યમર્મજ્ઞ ડોલરભાઈ સૌ આનંદ માણે.

જામનગર રાજ્યના સમયનું સુંદર ફાર્મ ગંગાજળા વિદ્યાપીઠને સોંપવામાં આવ્યું. ત્યાં કૃષિ વિભાગ ચાલુ થયો. ગ્રામપંચાયતો અસ્તિત્વમાં આવી હતી. પંચાયત મંત્રીઓને તાલીમ આપવાનું કાર્ય અલિયાબાડાને સોંપાયું. પ્રાથમિક શિક્ષકોની તાલીમ માટે અધ્યાપન મંદિર, વિનય મંદિર, બાલમંદિર એમ વિવિધ સંસ્થાઓ ત્યાં થતાં અલિયાબાડાનું એ વિદ્યાસંકુલ હાલારનું મુખ્ય વિદ્યાધામ બન્યું. ડોલરભાઈ ત્યાં હોઈ, અનેક પ્રવૃત્તિઓ સાથે એ સંકળાયેલા હોઈ ત્યાં ગુજરાતના અનેક સાહિત્યકારો, સંસ્કારસ્વામીઓ અને જાહેર જીવનમાં પડેલી વ્યક્તિઓનું તો આગમન થતું જ પરંતુ, ત્યાં ગુરુદયાળજી મલ્લિક, જે. પી. નાયક, સ્વામી રંગનાથાનંદજી અને ડૉ. ઝાકીરહુસેન જેવી અખિલ ભારતીય સ્તરની વિભૂતિઓ પણ આવતી.

જિલ્લા સ્કૂલ બોર્ડના અધ્યક્ષની હેસિયતથી એમણે જામનગરને ગામડે ગામડે પ્રવાસ કર્યો. ત્યાંની પ્રજાને પોતાનાં બાળકોને શાળાએ મોકલવા સમજાવ્યાં તો શિક્ષકોની મુશ્કેલીઓ હલ કરવા યત્નો કર્યા. ગુજરાતના એક પછાત જિલ્લામાં શિક્ષણનો વ્યાપ આ રીતે ડોલરભાઈએ વધાર્યો. વેદ અને વ્યાકરણના, પિંગળ અને અલંકારશાસ્ત્રના, કાવ્યશાસ્ત્ર અને નાટચશાસ્ત્રના, ઇતિહાસ અને પુરાણના પંડિત ડોલરભાઈ પોતાનો અભ્યાસખંડ, પોતાના સભાસંવિવાદ છોડી—ના, એ બધાંની સાથે પ્રાથમિક શિક્ષણનાં બધાં પાસાંઓ વિશે ઊંડાણથી વિચારવા મંડચા. ગ્રામજનો સાથે હાલારીમાં બોલતા સાંભળીને કોઈને એમની વ્યુત્પન્ન વિદ્વત્તાનો ખ્યાલ શી રીતે આવે?

૧૯૫૬માં મહાદ્વિભાષી મુંબઈ રાજ્ય થયા પછી જૂના મુંબઈ ઇલાકાની અને એમાં ભળેલા વિદર્ભ, મરાઠાવાડા અને સૌરાષ્ટ્રની શિક્ષણની નીતિરીતિમાં, શિક્ષણના માળખામાં, વહીવટમાં, શિક્ષકોનાં પગાર-ધોરણોમાં સારો એવો તફાવત હતો, એ દૂર કરી સમાન વ્યવસ્થા કેમ કરવી તે સૂચવવા માટે વિખ્યાત કેળવણીકાર આ. જે. પી. નાયકની અધ્યક્ષતા હેઠળ પ્રાથમિક શિક્ષણ માટેનું જે પંચ નિમાયું તેના ડોલરભાઈ ખૂબ સક્રિય સભ્ય હતા. અસાધારણ સાદાઈ, તદ્દન નિરભિમાનીપણું, પોતાના કામ માટેની લગન, સામી વ્યક્તિને પૂરા આદરથી સાંભળવાનો વિવેક તથા તેમાંથી સ્વીકારવા યોગ્ય બાબતો સ્વીકારવાની વિનમ્રતા, પોતાના કામ માટેની તીવ્ર લગન અને તે સિવાય બધી ઇતર બાબતો માટે બેપરવાઈ, પોતાના વિષયની તલસ્પર્શી જાણકારી તેમ જ નવું ગ્રહણ કરવાની તત્પરતા : આ ગુણોની સમાનતાએ, એ સમિતિના અસ્તિત્વ પૂર્વે કદાચ, એકબીજાને નામથીયે ન જાણતા એ બંને મહાનુભાવોને આજીવન મિત્રો બનાવી દીધા હતા.

ડોલરભાઈના વર્ગખંડની ભીંતો તો ક્યારનીયે ભાંગી ગઈ હતી. આમેય ખુલ્લી પરસાળનો ખૂણો એમની કચેરી હતી અને બી.એ.ના કે એમ.એ.ના વર્ગો એ ત્યાં જ લેતા. એમને પ્રત્યક્ષ નહિ મળેલા એવા કોઈ વિદ્વાન એમને મળવા ગયા ત્યારે, બીજા અધ્યાપકોની અને છાત્રછાત્રાઓની સાથે ડોલરભાઈ નળિયાં ચાળતા હતા ! દર ગુરુવારે જામનગર આવે અને ત્યાં, જામનગર બાલમંદિરના ખંડમાં 'ઉત્તર-રામચરિત'નું વાચનવિવેચન એક કલાક કરે. જામનગર શહેરની, જિલ્લાની, સૌરાષ્ટ્રની અને સમગ્ર ગુજરાતની શિક્ષણની, સમાજસેવાની, સાહિત્યની અનેક સંસ્થાઓ સાથે અધ્યક્ષની, ટ્રસ્ટીની કે કાર્યવાહક સમિતિના અધ્યક્ષની હેસિયતથી ડોલરભાઈ જોડાયેલા હતા. ડોલરભાઈ ભાગવતની કથા કરે પણ, તે અંધશ્રદ્ધાને પોષક નહિ. અજામિલની કથા કહેતાં વિવેચન કરે કે આખી જિંદગી જે પાપ કરે, જે મરતી વખતે પણ અંતઃકરણપૂર્વક નહિ પણ પોતાના પુત્રને નામથી બોલાવવા માટે 'નારાયણ' ઉચ્ચારે તેને મોક્ષ ક્યાંથી મળે? મોક્ષ માટે સદ્વર્તન, પાપનું પ્રાયશ્ચિત્ત અને અંતઃકરણની ભક્તિ જરૂરનાં છે. આ સાંભળી એક ધર્માચાર્યે એમને કહેલું : "ડોલરભાઈ, અમારા પેટ પર પાટુ ન મારો!" ડોલરભાઈનું આ લોકશિક્ષણનું પાસું, કદાચ, કોઈના ધ્યાને ચડ્યું નથી.

અજામિલકથાનો અસ્વીકાર ઝનૂન વગર કરે એમ, કોઈએ એમના મતનું ખંડન કર્યું હોય તેનો ઉત્તર પણ કલમને તેજાબ પાયા વગર જ વાળે. 'વાણી'માંના શ્રી મોહનભાઈ પટેલના એક લેખને કારણે, ડોલરભાઈએ એ અંકની રવાનગી રોકી, એ લેખનાં પાનાં કઢાવ્યા પછી જ તે અંકને રવાના કરવા દીધાનું મોહનભાઈએ નોંધ્યું છે. નરસિંહરાવની કોઈ કૃતિના એમના અવલોકનને 'કૌમુદી'માં ધારદાર શીર્ષક આપી વિના કારણ નરસિંહરાવને દૂભવ્યાનું દુઃખ એમણે મારી પાસે વ્યક્ત કર્યું હતું.

કોઈ બીજું પણ કોઈ વિશે કંઈ વાંકું બોલે તો ડોલરભાઈનાં ભવાં ચડી જતાં. એક વાર મારા હાથમાં 'નવજીવન'નો તાજો અંક હતો. ડોલરભાઈ અને એમના એક સાથી મિત્ર કેશુભાઈ રેલગાડીમાં સાથે હતા. અંક હાથમાં લઈ, અનુક્રમણિકા જોઈ કેશુભાઈએ કહ્યું : "આમાં તો બધા જ લેખ મગનભાઈના છે." છેલ્લા કેટલાક સમયથી એવું આવે છે એમ ડોલરભાઈએ ટાપસી પૂરી. મેં કહ્યું : "એનું નામ બદલી 'નવમગન' રાખવું જોઈએ." ડોલરભાઈ મારી પર જરા તપી ગયા હતા. પણ આવું ભાગ્યે જ બનતું.

સૌમ્યતાની, સત્યપ્રિયતાની અને ન્યાયપ્રિયતાની મૂર્તિ જેવા ડોલરભાઈ કરાચીમાં અને અલિયાબાડામાં એકેક વાર જરા ચૂકી ગયા હોય તેવું લાગ્યું છે. પણ એવી કોઈ ક્ષતિ જ માણસની મહત્તા બતાવે છે. એમના સિવાય બીજો કોણ વિઠ્ઠલભાઈ મહાવિદ્યાલયમાં એક વર્ષ આચાર્યપદે રહ્યા પછી, રાજકારણને અધીન સંચાલકો એન. એમ. શાહની આચાર્યપદે નિમણૂક કરે, 'મોંકડ સાહેબ'ની સાદાઈની, એમણે કૉલેજમાં

દાખલ કરેલ પ્રાર્થનાની અને જે મૂલ્યો ડોલરભાઈ શિક્ષણમાં પ્રસ્થાપિત કરવા માગતા હતા તેની હાંસી ઉડાવતી મંડળીની વચ્ચે આચાર્યમાંથી સાદા અધ્યાપક બની રહે અને તે વિશે કદી કોઈનીયે પાસે એક હરફ પણ ઉચ્ચારે નહિ? કટુતાનું ગરલ પચાવવાની એમની શક્તિની બીજી વધારે પ્રતીતિની જરૂર નથી.

સૌરાષ્ટ્ર યુનિવર્સિટીની સ્થાપના થઈ એની પહેલાં તેના સ્થાન અંગે ભાવનગર-રાજકોટ વચ્ચે જબરી રસ્સાખેંચ થયેલી. એ યુનિવર્સિટીની સ્થાપના અંગે નિયુક્ત પંચના અધ્યક્ષ ડોલરભાઈ કદી પક્ષકાર બન્યા ન હતા અને રાજકોટ ભણી એમનો મત ઢળતો હોય તો, તે તેમણે શાંત અને સ્વસ્થ રીતે, જરાય ઉકળાટ વિના રજૂ કર્યો હશે. 'સ્વપ્નો આદર્યાં કે અધૂરાં'માં એમણે જે સ્વપ્ન સેવ્યું હતું તેનાથી આજની સૌરાષ્ટ્ર યુનિવર્સિટી, અરે, આજની સમગ્ર શિક્ષણસૃષ્ટિ, કેટલી દૂર નીકળી ગઈ છે। ૧૯૫૬–૫૭માં એમણે આગળ પડી રાજકોટમાં બોલાવેલી 'સૌરાષ્ટ્ર-કચ્છ કેળવણી પરિષદ'માં અને એ જ રીતે ૧૯૬૦માં પણ અમદાવાદ બોલાવેલી 'ગુજરાત કેળવણી પરિષદ'માં રાજ્યપરિવર્તનને બંને સમયે, શિક્ષણના તત્કાલીન વહીવટી અને માળખાને લગતા પ્રશ્નોની ચર્ચાવિચારણા કરવા ઉપરાંત, કેટલુંક પાયાનું ચિંતન પણ થયેલું તે એ બંને પરિષદોના અહેવાલો પર નજર ફેરવતાં જણાશે. એ અહેવાલોમાં સૂચવાયેલી શિક્ષણસુધારણાને માર્ગે જવાને બદલે આપણું શિક્ષણ યુનિયનોના દબાણ હેઠળ ચાલતું અને સસ્તી લોકચાહના શોધતું બની ગયું છે.

૫

આવી વિવિધ જાહેર પ્રવૃત્તિઓ અંગે ડોલરભાઈને પુષ્કળ પ્રવાસો ખેડવા પડતા. એથી એમની આહારવિહારની નિયમિતતામાં ખલેલ પડતી. સદીની લગભગ સાથે જ જન્મનાર (જ. તા. ૨૩–૧–૧૯૦૨; પોષી પૂનમ તિથિ) ડોલરભાઈ સાઠીમાં પ્રવેશી ચૂક્યા હતા. જન્મથી જ પેટની થોડી તકલીફ હતી. બાંધો બિલકુલ એકવડો અને આહારમાં ખૂબ જ સંયમી ને સ્વાદજયી. અલિયાબાડા આવ્યા પછીથી વાળુમાં કશું અનાજ લેવાને બદલે દૂધ અને સૂરણનું શાક લેતા. હૃદયરોગનો વારસો હતો. ડોલરભાઈએ પુત્રીનું લગ્ન નિર્ધાર્યું હતું તેના એકાદ દિવસ પહેલાં જ એમનાં માતાનું હૃદય અચાનક બંધ પડી ગયું હતું. એમનાથી મોટા અને નાના એમ બે ભાઈઓ જાહેર રસ્તે એ રોગનો શિકાર બન્યા હતા. સૌથી કરુણ ઘા એમના મોટા પુત્ર બકુલનો લાગ્યો હતો. તેત્રીસેક વર્ષનો, તંદુરસ્તીભર્યો, તરવરિયો ને સદા પ્રસન્ન એ જુવાન એકસપેરિમેન્ટ ઇન ઇન્ટરનૅશનલ લિવિંગના કાર્યક્રમ હેઠળ, અમેરિકા જતી મંડળીની સાથે મુંબઈથી રવાના થઈ બીજી સવારે પૅરિ(સ) પહોંચ્યો ને ત્યાં, તદ્દન અચાનક, એ હૃદયરોગનો ભોગ બન્યો. એની તદ્દન નાની બે પુત્રીઓ અને યુવાન પત્નીને સાન્ત્વના આપવા ડોલરભાઈ જે કઠણ કાળજું કરી બેઠા હતા તે ગ્રીક ટ્રૅજેડી જેવું હતું. પોતાનાં બાળકોને નહિ કર્યાં હોય એટલાં લાડ તન્વી-સંધ્યાને ડોલરભાઈએ કર્યાં છે.

૧૯૬૦માં એકવાર હૃદયરોગ બારણાં ખખડાવી ગયો હતો. પરંતુ એ અરસામાં જ ગુજરાતનું નવું રાજ્ય અસ્તિત્વમાં આવ્યું હતું. ગુજરાત કેળવણી પરિષદનો ઉલ્લેખ અગાઉ કર્યો છે તે અંગે તેમ જ ઇતર પ્રશ્નો અંગે પરિશ્રમ અને પ્રવાસ અનિવાર્ય હતા. શ્રી હરભાઈ ત્રિવેદી, યશવંતભાઈ શુક્લ, ચંદ્રવદન શાહ, મનુભાઈ પંચોળી, સ્નેહરશ્મિ, ઉમાશંકરભાઈ વગેરે સાથીઓ હતા તો એ પરિષદમાં શ્રી નવલભાઈ શાહ, શ્રી બબલભાઈ અને, કદાચ, શ્રી જુગતરામભાઈ પણ, ચર્ચાવિચારણામાં સામેલ હતા. ત્રણચાર દિવસ વહેલી સવારથી મોડી સાંજ સુધી ચાલેલી એ પરિષદમાં શિક્ષણનાં બધાં પાસાંઓ અને બધા તબક્કાઓ વિશે ઊંડું ચિંતનમનન કર્યા પછી રાજ્ય સરકારના માર્ગદર્શન અને વિચારણા માટે સીમાચિહ્ન જેવો શૈક્ષણિક કાર્યક્રમનો અહેવાલ રજૂ કર્યો હતો. પણ રાજકર્તાઓએ અને અમલદારશાહીએ સસ્તી લોકચાહનાનો રાહ અપનાવ્યો.

આજના શિક્ષણનુ માળખું, તેનો વહીવટ, તેને લગતા ધારાઓ આમૂલ પરિવર્તન માગે છે એમ ડોલરભાઈ હોય તો કહે.

પછી ૧૯૬૬મા, સૌરાષ્ટ્ર યુનિવર્સિટીની સ્થાપના થઈ. એના વિચારબીજથી જ એની સાથે સંકળાયેલા ડોલરભાઈ એના પ્રથમ વાઇસચાન્સેલર બન્યા તે સર્વથા યોગ્ય હતુ ડોલરભાઈના મોટાભાઈ, સ્વ. હરિભાઈ, દેશ આઝાદ થયો એ કાળે એક મજાક કરતા. "પરદેશોમા ડિપ્લોમેટિક મિશનોમા કામ કરનારની ખોટ નેહરુ ધારે તો તરત પૂરી કરી શકે તેમ છે. સૌરાષ્ટ્રના કોઈ પણ માણસને ઉપાડીને મૂકી દે એટલે પત્યું અહીંના માણસના રોમેરોમમા ડિપ્લોમસી ભરી છે." સદા તટસ્થ અને નિખાલસ ડોલરભાઈના ડોલર દિલને સૌરાષ્ટ્ર યુનિવર્સિટીની રાજરમતે ધક્કો નહિ જ પહોચાડ્યો હોય એમ કહી શકાય તેમ નથી. એટલે તો, વાઇસચાન્સેલર પદે બીજી વાર ૧૯૭૦મા નિયુક્ત થયા પછી, એકાદ માસમા જ એમણે રાજીનામુ આપી દીધુ અને સરસામાન સમેટી અલિયાબાડા જવા ઑગસ્ટની બાવીસમી તારીખે રાજકોટથી રવાના થયા.

રાજકોટ હતા ત્યારે રાજકોટ અમદાવાદ, રાજકોટ-ભાવનગર અને અન્યત્ર, ગમે તે ઘડીએ પ્રવાસે જવાનુ રહેતુ જ. થાક ઉતારવા, ને તન્વી સંધ્યાને રમાડવા રૂપી નોળવેલ સૂંઘવા એ વચ્ચે, કોઈક વાર, અલિયાબાડા આવી જતા પણ આ ઑગસ્ટનું આગમન વિધિએ આખરનું કર્યું એમની તબિયત નાદુરસ્ત હતી જ. એમના મામાના દીકરા, ડૉ. સુરેશભાઈ બક્ષી, એમની તબિયત તપાસી ગયા, કાર્ડિયોગ્રામ લઈ ગયા, દવા આપી ગયા. પણ ફરી તબિયત બગડી ત્યારે, સુરેશભાઈનો સમય ન બગડે અને વરસાદમા ગારામા હેરાન ન થાય એ માટે એમને ફરી અલિયાબાડા બોલાવવા ન દીધા

અલિયાબાડા સ્ટેશનથી એક દોઢ કિલોમીટર દૂર આવેલી દક્ષિણા સોસાયટીના રસ્તાને વરસાદે કાદવિયો બનાવ્યો હતો જ તા ૨૯મી એ સવારથી વરસાદનું જોર વધી રહ્યુ હતુ અને ડોલરભાઈનો મદવાડ વધી રહ્યો હતો. એમના પુત્ર શિરીષે સુરેશભાઈને ગમે તેમ કરી — ફોન ચાલતા બધ થઈ ગયા હતા — સદેશો મોકલાવી આવી જવા કહેવરાવ્યું અને સુરેશભાઈ તાબડતોબ આવ્યા પણ ખરા પરતુ, ડોલરભાઈએ તેમને માટે એક જ કામ રાખ્યું હતું. પોતે ગયા છે તેનુ પ્રમાણપત્ર આપવાનુ ૨૯મી ઑગસ્ટની બપોર પછી એ ગયા ને આકાશવાણીએ પોતાના સાજના સમાચાર બુલેટિનમા એ દુ:ખદ સમાચાર પ્રસારિત કર્યા.

અને આમ, વલ્લભ વિદ્યાનગરના વિકાસ સાથેનો સુપ્રસિદ્ધ નાટ્યશાસ્ત્રી ડોલરભાઈના જીવન નાટકનો અંતિમ અંક પૂરો થયો.

સંસ્કૃત નાટ્યશાસ્ત્રના, પુરાણો અને વેદોના, ભારતવિદ્યા (ઇન્ડોલોજી)ના એમના પરિશીલને એમને અખિલ ભારતીય પંડિતોમા ગણનાપાત્ર સ્થાન અપાવ્યું હતું. શ્રીનગરની ઑરિયેન્ટલ કૉન્ફરન્સમા ઇતિહાસ વિભાગના અધ્યક્ષપદે એમની વરણી થઈ હતી ગુજરાતીમા તેમણે પિંગળ, અલંકાર, વ્યાકરણ તથા સાહિત્યવિવેચનાના ક્ષેત્રોમાં નોંધપાત્ર પ્રદાન કર્યું હતું. એમને રણજિતરામ ચંદ્રકથી અને અકાદમી પુરસ્કારોથી વિભૂષિત કરવામા આવ્યા હતા પણ ન તો કદીયે એ પાડિત્યને ભારે ભારે રહ્યા કે ન આ માનઅકરામના ભારે. ગુજરાતી અંગ્રેજીમા પ્રગટ ત્રીસેક જેટલી કૃતિઓ ઉપરાંત સામયિકોમા પ્રકાશિત થયેલુ તેમ જ કેટલુંક અપ્રગટ અગ્રંથસ્થ સાહિત્ય ઢગલો હશે. પોતાને મળેલા માન માટે, પોતાના જ્ઞાન માટે, પોતાની અંગત બચત માટે (પોતાના સમગ્ર પ્રૉવિડન્ટ ફંડની રકમ અને પત્નીના અલંકારો સંસ્થાને આપ્યા પછી જો કઈ રહી હોય તો) તેઓ જેટલા નમ્ર અને નિસ્પૃહી હતા તેટલા જ, એ પોતાના સાહિત્યસર્જન માટે હતા એમના હૃદયની સરળતા, શુચિતા અને પારદર્શિતાનુ પ્રતિબિંબ એમની શૈલીમા જોવા મળે છે ડોલરભાઈ પૂરતું તો 'શીલ તેવી શૈલી' સોયે ટકા સાચું છે પોતાનો પમરાટ ડોલરભાઈ મૂકી ગયા છે.

# કોમ્પ્યુટરાઈઝ્ડ રસાસ્વાદ

અવધૂત હર્ડીકર અનુ. જયા મહેતા

એક અંગ્રેજી શબ્દ વિશેષણ તરીકે વાપરીને સંસ્કૃત શબ્દને આધુનિકતા આપવાનો હેતુ, લેખનું શીર્ષક આપવા પાછળ નથી; કે 'રસાસ્વાદ'ની વિભાવનાને એકવીસમી સદી તરફ લઈ જતી વખતે ઠીક ઠીક શોભે એવી કરીને તે વિભાવનાનો ઘણો ઉપયોગ કરવા માટે અત્યારથી તેવી તૈયારી રાખીએ, એવો ઉદ્દેશ પણ આની પાછળ નથી. પણ રસનો આસ્વાદ — એ કલ્પના આપણે ત્યાં કયા સ્વરૂપમાં છે, તે કલ્પનાને શાસ્ત્રીય નિયમપદ્ધતિની જંજાળમાં બેસાડીને આપણે તે વિભાવનાનું કેટલા પ્રમાણમાં નુકસાન કર્યું છે કે ફાયદો થયો હોય તો શો ફાયદો થયો છે, એ દેખાડવાનો ઉદ્દેશ છે.

કોમ્પ્યુટરાઇઝેશન એટલે કોઈક પ્રશ્નનો તાત્કાલિક ઉત્તર મેળવવા માટે વાપરવામાં આવેલી એક યાંત્રિક યુક્તિ. એવી યુક્તિ કે પ્રશ્નનો ઉત્તર તરત જ નિશ્ચિત ઢાંચામાં મળે. જેમ ૨ + ૨ નો ઉત્તર તરત જ ૪ જ આવે, એવા પ્રકારની નિયમબદ્ધતામાં એક વાત એવી ગૃહીત ધરવામાં આવી છે કે મળેલો ઉત્તર કોઈ પણ દેશમાં ને કોઈ પણ કાળમાં અબાધિત રહે. કોઈ પણ, કેવળ વસ્તુનિષ્ઠ શાસ્ત્રનું આમ કોમ્પ્યુટરાઇઝેશન થાય એ વાત, એટલે જ શક્ય થઈ છે. સંસ્કૃત ભાષાનું વ્યાકરણ રચનાર પાણિનિને આ વિચાર આવ્યો અને તેણે આ પદ્ધતિ વ્યાકરણમાં વાપરી; તેની પર જ સંસ્કૃત ભાષા ઊભી રહી. દા. ત. 'वद्' ધાતુ પરથી 'वदामि' રૂપ કરવું હોય તો અષ્ટાધ્યાયીના કયા અધ્યાયના કેટલામા ભાગનું કે ક્રમાંકનું સૂત્ર ઉપયોગમાં લેવાનું એની માહિતી હું જો કોમ્પ્યુટરને આપી રાખું તો જોઈએ ત્યારે તરત જ મને તે રૂપ એમ જ મળે. તેથી જ સંસ્કૃત ભાષા કોમ્પ્યુટરની નજીક છે, એમ કહેવાય છે; એટલે જે શાસ્ત્રની વસ્તુનિષ્ઠતા હોય છે, કે ગૃહીત ધરવામાં આવી હોય છે તેની નિયમબદ્ધતા એક પ્રકારે — તાર્કિક, વૈચારિક અને બૌદ્ધિક દૃષ્ટિએ સહજ સ્વરૂપમાં મળતી એક પ્રક્રિયા છે એ આપણા ધ્યાનમાં આવે છે.

'આસ્વાદ'ની કલ્પનાનું સ્વરૂપ જુદું છે એ પણ આપણા ધ્યાનમાં આવશે. 'આસ્વાદ' એટલે રુચિ વ્યક્તિગત કેટલી જુદી હોઈ શકે, એ, એક જ પદાર્થ એક જ સમયે ખાનાર ચાર જણ તે પદાર્થ માટે વ્યક્તિગત મત જ્યારે આપવા માંડે છે, ત્યારે જોવું. હમણાં હમણાં આપણને કોઈ પણ બાબતને જનરલાઇઝ્ડ સ્વરૂપમાં જોવાની, તેનું અપૂર્ણ સાધારણીકરણ કરવાની એટલી ટેવ પડી છે, કે પદાર્થમાં દેખાઈ આવી શકતો, સમજના પ્રાંતમાં આવી શકતો વિશેષ આપણા ધ્યાનમાં જ આવતો નથી. સાવરકરની 'પ્રભાકરને' કવિતામાં 'તનયા તનુ થરથરી સ્નેહે' એ પંક્તિમાં 'તનયા' શબ્દ પછીના 'તનુ' શબ્દના 'ત'કાર સાથે પ્રાસ મેળવવા માટે નથી, પણ 'તનય' શબ્દનો અર્થ આપણી શારીરિક ક્રિયા-ઉપક્રિયાના સુયોગ્યીકરણને લીધે જે આગળ આવ્યો છે એવો પોતાનો છોકરો; દત્તક લીધેલો નહિ, એટલો અર્થ તેમાં ભર્યો છે એ જેના ધ્યાનમાં આવે તેને જ ને જ્યારે ધ્યાનમાં આવે ત્યારે જ આ પંક્તિ સમજાઈ એમ ગણાય. વીસમી સદીએ આપણને સૌથી ખરાબ કોઈ ટેવ પાડી દીધી હોય તો તે વસ્તુના સામાન્યીકરણની. વસ્તુના સામાન્ય સ્વરૂપનું થતું જ્ઞાન એ વસ્તુમાં રહેલી વિશેષ બાબતનું જ જ્ઞાન ન થતાં, તેના જાણે બાધક તરીકે આપણી નજરમાં આવે છે ત્યારે આપણે વસ્તુના વસ્તુત્વને ખોઈ બેસતાં હોઈએ છીએ. કોઈ પણ દ્રવ્યનો

વસ્તુગત વિશેષ ધ્યાનમાં લઈએ તો જ તેની ખરી સાર્થકતા હોય છે. વસ્તુ એ વસ્તુમાં રહેલા સામાન્ય ગુણોને લીધે ધ્યાનમાં લેવા કરતાં વિશેષ ગુણને લીધે ધ્યાનમાં લેવી જોઈએ. તો જ આપણું વસ્તુ વિશેનું જ્ઞાન તાર્કિક, સત્ય, પરિપૂર્ણ થવાની શક્યતા હોય છે. કહેવાનો મુદ્દો એ કે વસ્તુગત જ્ઞાન કરતાં વ્યક્તિગત જ્ઞાન એક જ વસ્તુનું હોય તોયે ભિન્ન ભિન્ન હોઈ શકે. અને વસ્તુનું આ જ્ઞાન, તે વસ્તુના સામાન્ય ગુણધર્મ જુદા જુદા પ્રકારે સમજવાને લીધે જુદું જુદું હોઈ શકે અને વસ્તુના વિશેષ ગુણધર્મનું જ્ઞાન એ જ વસ્તુનો પ્રાણપ્રદ ધર્મ હોય છે. તે સમજવા માટે વ્યક્તિગત ભિન્ન ભિન્ન સંસ્કાર *કારણીભૂત થાય છે. એટલે, 'આસ્વાદ'ની કલ્પના* વ્યક્તિનિષ્ઠ છે. તે વ્યક્તિગત હોવાથી એક જ વસ્તુનો ભિન્ન આસ્વાદ કહેનારા લોકો આપણને મળી શકે છે. સાને ગુરુજીનું સાહિત્ય દુઃખીઓની અનુભૂતિ દેખાડનારું છે એમ કહેનારા લોકો મળશે; તેમ જ રડાવે તેવું કે રડતું સાહિત્ય લખનાર લેખક એમ કહેનારા લોકો પણ મળશે, તે આને જ લીધે. તે જ રીતે 'રસ'ની કલ્પના પણ વસ્તુનિષ્ઠ નથી. એક લબ્ધપ્રતિષ્ઠ સંશોધન સંસ્થામાં કામ કરતા વિદ્વાને રસનું decoction એટલે 'ઉકાળો' એવું ભાષાંતર મને સંભળાવ્યું હતું. ને ઉકાળો અને સાહિત્યની રસની વિભાવના વચ્ચે શું શું સામ્ય છે તે પણ કહ્યું હતું. તે અર્થ માન્ય કરીએ તો જ રસનું સ્વરૂપ વસ્તુનિષ્ઠ અભિગમથી કહી શકાય. કારણ કે ઉકાળામાં વરિયાળી, જેઠીમધ, લવિંગ, પાણી વગેરેનું પ્રમાણ જેમ હોય છે, એમ જ વિભાવ – અનુભાવ – સંચારી ભાવોનું હશે એવી કલ્પના કરીએ તો જ રસની વસ્તુનિષ્ઠતા દર્શાવી શકાય.

પણ કાવ્યરસ એક નિર્મિતિક્ષમ પ્રક્રિયા છે, એટલે જ તેનું અસ્તિત્વ, આસ્વાદની દૃષ્ટિથી નહિ, પણ નિર્માતાના સંબંધમાં કહેવું હોય તો પણ વસ્તુનિષ્ઠ નથી. આસ્વાદકના દૃષ્ટિકોણથી રસનો આસ્વાદ એ વ્યક્તિનિષ્ઠ ધર્મ જ છે; પણ 'રસનું સ્વ-મૂલ્ય' એવું કંઈક હોય જ છે એવી કલ્પના કરીએ તો તે નિર્માતા કે આસ્વાદક એવા સંબંધ વગર કર્યું હશે એની કલ્પના પણ કરી નહિ શકાય એટલે બંને બાજુએથી જોતાં 'રસ'ની વિભાવના પણ વ્યક્તિની અપેક્ષા રાખે છે.

આ વિચાર વધુ સ્પષ્ટ થાય તે માટે આપણે થોડાં ઉદાહરણો જોઈએ.

ગાથા સત્તસઈમાંથી કેટલાક શ્લોકોનાં આ ભાષાંતરો છે :

(૧) અરે અજાણ પ્રેમી, હું ગુસ્સે નથી થઈ. ખુશીથી મને નિકટ લે, કેટલી વિનંતી કરીશ? જે મારી પાસે હોવાથી તને ગુસ્સો ચડે છે તે માન લઈને મારે શું કરવું છે?

(૨) પ્રિયાનું અતિમૂલ્યવાન મનોહર મુખ-દર્શન તો રહેવા દો, પણ તેના ગામના ખેતરની સીમ દેખાય કે તરત સુખનો ઊભરો આવે છે.

(૩) નજર ઉપર કરીને અને આંગળીઓ છૂટી પાડીને પ્રવાસી જેમ જેમ ઝાઝો સમય પાણી પીવા માંડ્યો, તેમ તેમ જળાશય પરની સ્ત્રી ઘણી ઝીણી ધારને વધુ ઝીણી કરે છે.

(૪) જાતજાતનાં ફૂલોનું મધ ચાખવામાં એ પાનલુબ્ધ ભ્રમર જે આકર્ષણ અનુભવે છે તેનું કારણ ફૂલોની રસહીનતા! ભ્રમરનો તે દોષ બિલકુલ નથી.

અનેકાનેક ઉક્તિઓ વાંચતાં જઈએ, તેમ તેમ આપણે આ કાવ્યનિર્માતાની ભાવના સાથે એકરૂપ થવા માંડીએ છીએ. આ મારો પણ મત છે, મારે બરાબર આમ જ કહેવું હતું એમ લાગવા માંડે છે. અહીં આ ભાવ સાર્વજનીન થવા માંડે છે. તેવા સંસ્કાર ન હોય એ લોકો પણ માનવી મન પર જે અનેકાનેક સંસ્કાર થતા હોય છે, તે સમજવા તત્પર જ હોય એમ દેખાય છે. અશ્લીલતાનો સુકાળ છે એવાં ભાણ જેવાં નાટકો નાગરિકોના ઉત્તમોત્તમ ભાવના વર્તનની સાથે જ અસ્તિત્વમાં આવેલા દેખાય છે. ગાથા સત્તસઈનાં ઉપરનાં વર્ણનો,

આજના પણ આવા જ કોઈ ભાવુક પુસ્તકમાં ભરપૂર પ્રમાણમાં દેખાય પણ ખરાં. ભાવ–ભાવનાઓ સાથે એકરૂપ થયેલ જે અનુભૂતિ દેખાય છે તેની પાછળ કોઈક સૂત્ર ચોક્કસ હશે એમ જ્યારે લાગવા માંડે છે, ત્યારે કાવ્ય કેવળ વ્યક્તિનિષ્ઠ રહેતું નથી; તેનો વસ્તુગત વિચાર પણ થવા માંડે છે.

કાવ્યવ્યાપાર, નિર્મિતિ અને આસ્વાદ એ બંને સ્તરે વ્યક્તિનિષ્ઠ હોય, તો પણ, તે એક વસ્તુનિષ્ઠ વ્યાપાર પણ થાય છે. તે ઉભયવિધ વ્યાપાર છે; તે દ્વિનિષ્ઠ છે; એટલે જ મોટા શાસ્ત્રકારોને તેમ જ સુજ્ઞ કવિને આનો વિચાર કરવો જ પડે છે. અભિનવગુપ્તે 'કવિ અને સહૃદય' (એટલે કવિસહૃદય) નામના સરસ્વતીના તત્ત્વનો જયજયકાર કર્યો છે, તે આ જ કારણે. રસાસ્વાદનો વ્યાપાર આમ, કાવ્ય કરનાર કવિ અને તેનો આસ્વાદક સહૃદય એવો દ્વિનિષ્ઠ હોય છે, કેવળ વ્યક્તિનિષ્ઠ કે કેવળ વસ્તુનિષ્ઠ નહિ.

રસાસ્વાદની મીમાંસા કરતા ગ્રંથ જે આજ સુધી નિર્માણ થતા આવ્યા તે રસાસ્વાદની આ વસ્તુનિષ્ઠતા લક્ષમાં લઈને. આ બધા અત્યંત નાજુક એવા કવિસહૃદય સંબંધના તર્કકર્કશ વિચાર અભિનવગુપ્ત ને પંડિતરાજ જગન્નાથ જેવા થોડાક જ લોકોએ કર્યા. પણ તે વિચાર કરતી વખતે પણ કાવ્યનું વસ્તુગત સ્વરૂપ ધ્યાનમાં આવતાં નિયમબદ્ધતા આણી; કારણ કે વસ્તુસ્વરૂપનો વિચાર કરતાં આવી નિયમબદ્ધતા આવે એ એક વિચારશીલ માણસનો બૌદ્ધિક સહજભાવ છે. કાવ્યના ગુણદોષોનું વિમર્શન કરતાં, એટલે જ, તેમણે ફક્ત કાવ્ય જ જોયું, વ્યક્તિગત કાદવ-ઉછાળ નહિ. સાહિત્યકારનું જૂથ કરીને બીજા જૂથ પર પોતાની બધી જ શક્તિ વાપરીને તેમાંથી એક એકને નિષ્પ્રાણ કરી નાખવાની આ યુગની કલા, પૂર્વેના સમયમાં અવગત નહિ હોય. પોતાના આત્યંતિક તર્કકઠોર વિચારોને લીધે પ્રસિદ્ધ હતા એવા જગન્નાથે, સાહિત્યશાસ્ત્રના પ્રાંતમાં દોષપૂર્ણ વિધાન કરનારને તમીન્દ્ર એટલે સમુદ્રની માછલી કહ્યો છે; ને પોતાને મંદાર પર્વત કહ્યો છે. કે એકદમ તેના અસ્તિત્વ પર અહીંથી ત્યાંથી પ્રહારે કરનારને તેણે વ્યક્તિશઃ વાદવિવાદમાં ઝૂડી નાખ્યો છે એને અપવાદ કહેવા પડે. પણ અહીં પણ શાસ્ત્રમર્યાદા તેણે છોડી નથી. અને ખરેખર સાહિત્ય-શાસ્ત્ર 'દર્શન' પદવીને યોગ્ય છે એ તેણે સિદ્ધ કર્યું.

જેનું કુતૂહલ અનેકોને હંમેશાં રહ્યું છે તે એટલે કાવ્યની સાદીસરળ મુક્ત વ્યાખ્યા કરવાનું કોઈનેય ફાવ્યું નથી, એનું કારણ શું હશે? 'કાવ્ય' સમજાવવું કે સમજવું એટલે રસાસ્વાદનો વિષય આવે અને રસાસ્વાદ પ્રક્રિયાની દૃષ્ટિએ જોઈએ તો,... આપણે હમણાં જ જોયું એમ, વ્યક્તિનિષ્ઠ અને વસ્તુનિષ્ઠ, subjective અને objective એમ બંને જગાએ ઊભો રહેનારો ધર્મ છે. કેવળ વસ્તુધર્મની વ્યાખ્યા કરવી સહેલી છે, પણ બંને ધર્મ જેમાં રહ્યા છે એવી વસ્તુની વ્યાખ્યા કરવી ખરેખર જ કઠિન છે. "રમણીય અર્થનું પ્રતિપાદન કરતો શબ્દ એટલે કાવ્ય," જગન્નાથી કાવ્યની આ વ્યાખ્યામાં આ બંને બાબતો આવી. આમાંના 'શબ્દ' એ શબ્દને લીધે objectivity આવી અને 'રમણીય અર્થનું પ્રતિપાદન'માં subjectivity આવી. કારણ કે રમણીય અર્થવત્તા કોને, ક્યારે, ક્યા દેશમાં, ક્યા શબ્દ વિશે જણાય તે કહી શકાય નહિ. એટલે કે ચોક્કસપણે કહી શકાય નહિ.

કાવ્યની બધી વ્યાખ્યાઓમાંથી, આ જ વ્યાખ્યા સર્વકાળમાં ને કોઈ પણ દેશની સાહિત્યકૃતિને લાગુ પડે એવી થઈ. આ જ એક તેનું બહુ મોટું વૈશિષ્ટ્ય છે. શાસ્ત્રીય ગ્રંથની નિર્મિતિ પછીની એક સહજ પ્રક્રિયા વાચક પેઢી નિર્માણ થવાની હોય છે ગુણ-દોષ-અલંકારની જ બાબતમાં નહિ પણ બીજી બાબતોમાંયે વાચનીયતા વ્યક્તિને ચિંતનશીલ ન બનાવતાં ભારવાહી બનાવતી હોય છે. શાસ્ત્રગ્રંથ જ એકમેવ માર્ગદર્શક। અને તેના જ આધારે કાવ્યનિર્મિતિ, કાવ્ય સમજવું, કે કાવ્યનું વિવેચન કરવું એવું થવા માંડે છે. અને આવું

વસ્તુગત વિશેષ ધ્યાનમા લઈએ તો જ તેની ખરી સાર્થકતા હોય છે. વસ્તુ એ વસ્તુમા રહેના સામાન્ય ગુણોને લીધે ધ્યાનમા લેવા કરતા વિશેષ ગુણને લીધે ધ્યાનમા લેવી જોઈએ તો જ આપણુ વસ્તુ વિશેનું જ્ઞાન તાર્કિક, સત્ય, પરિપૂર્ણ થવાની શકયતા હોય છે કહેવાનો મુદ્દો એ કે વસ્તુગત જ્ઞાન કરતા વ્યક્તિગત જ્ઞાન એક જ વસ્તુનું હોય તોયે ભિન્ન ભિન્ન હોઈ શકે અને વસ્તુનું આ જ્ઞાન, તે વસ્તુના સામાન્ય ગુણધર્મ જુદા જુદા પ્રકારે સમજવાને લીધે જુદું જુદું હોઈ શકે અને વસ્તુના વિશેષ ગુણધર્મનું જ્ઞાન એ જ વસ્તુનો પ્રાણપ્રદ ધર્મ હોય છે. તે સમજવા માટે વ્યક્તિગત ભિન્ન ભિન્ન સંસ્કાર કારણીભૂત થાય છે. એટલે, 'આસ્વાદ'ની કલ્પના વ્યક્તિનિષ્ઠ છે. તે વ્યક્તિગત હોવાથી એક જ વસ્તુનો ભિન્ન આસ્વાદ કહેનારા લોકો આપણને મળી શકે છે. સાને ગુરુજીનુ સાહિત્ય દુ:ખીઓની અનુભૂતિ દેખાડનારુ છે એમ કહેનારા લોકો મળશે; તેમ જ રડાવે તેવુ કે રડતું સાહિત્ય લખનાર લેખક એમ કહેનારા લોકો પણ મળશે, તે આને જ લીધે તે જ રીતે 'રસ'ની કલ્પના પણ વસ્તુનિષ્ઠ નથી એક લબ્ધપ્રતિષ્ઠ સંશોધન સસ્થામા કામ કરતા વિદ્વાને રસનું decoction એટલે 'ઉકાળો' એવુ ભાષાતર મને સંભળાવ્યું હતું. ને ઉકાળો અને સાહિત્યની રસની વિભાવના વચ્ચે શુ શુ સામ્ય છે તે પણ કહ્યુ હતું. તે અર્થ માન્ય કરીએ તો જ રસનું સ્વરૂપ વસ્તુનિષ્ઠ અભિગમથી કહી શકાય. કારણ કે ઉકાળામાં વરિયાળી, જેઠીમધ, લવિંગ, પાણી વગેરેનું પ્રમાણ જેમ હોય છે, એમ જ વિભાવ – અનુભાવ – સંચારી ભાવોનું હશે એવી કલ્પના કરીએ તો જ રસની વસ્તુનિષ્ઠતા દર્શાવી શકાય.

પણ કાવ્યરસ એક નિર્મિતિક્ષમ પ્રક્રિયા છે, એટલે જ તેનું અસ્તિત્વ, આસ્વાદની દૃષ્ટિથી નહિ, પણ નિર્માતાના સબંધમા કહેવુ હોય તો પણ વસ્તુનિષ્ઠ નથી. આસ્વાદકના દૃષ્ટિકોણથી રસનો આસ્વાદ એ વ્યક્તિનિષ્ઠ ધર્મ જ છે, પણ 'રસનું સ્વ-મૂલ્ય' એવુ કંઈક હોય જ છે એવી કલ્પના કરીએ તો તે નિર્માતા કે આસ્વાદક એવા સંબધ વગર શું હશે એની કલ્પના પણ કરી નહિ શકાય એટલે બને બાજુએથી જોતા 'રસ'ની વિભાવના પણ વ્યક્તિની અપેક્ષા રાખે છે.

આ વિચાર વધુ સ્પષ્ટ થાય તે માટે આપણે થોડા ઉદાહરણો જોઈએ.

ગાથા સત્તસઈમાથી કેટલાક શ્લોકોના આ ભાષાતરો છે •

(૧) અરે અજાણ પ્રેમી, હું ગુસ્સે નથી થઈ ખુશીથી મને નિકટ લે, કેટલી વિનતી કરીશ? જે મારી પાસે હોવાથી તને ગુસ્સો ચડે છે તે માન લઈને મારે શુ કરવુ છે?

(૨) પ્રિયાનું અતિમૂલ્યવાન મનોહર મુખ દર્શન તો રહેવા દો, પણ તેના ગામના ખેતરની સીમ દેખાય કે તરત સુખનો ઊભરો આવે છે

(૩) નજર ઉપર કરીને અને આગળીઓ છૂટી પાડીને પ્રવાસી જેમ જેમ ઝાઝો સમય પાણી પીવા માડયો, તેમ તેમ જળાશય પરની આ ઘણી ઝીણી ધારને વધુ ઝીણી કરે છે

(૪) જાતજાતના ફૂલોનું મધ ચાખવાનુ એ પાનલુબ્ધ ભ્રમર જે આકર્ષણ અનુભવે છે તેનું કારણ ફૂલોની રસહીનતા! ભ્રમરનો તે દોષ બિલકુલ નથી.

અનેકાનેક ઉક્તિઓ વાચતા જઈએ, તેમ તેમ આપણે આ કાવ્યનિર્માતાની ભાવના સાથે એકરૂપ થવા માડીએ છીએ. આ મારો પણ મત છે, મારે બરાબર આમ જ કહેવુ હતું એમ લાગવા માડે છે. અહીં આ ભાવ સાર્વજનીન થવા માડે છે તેવા સસ્કાર ન હોય એ લોકો પણ માનવી મન પર જે અનેકાનેક સંસ્કાર થતા હોય છે, તે સમજવા તત્પર જ હોય એમ દેખાયા છે અશ્લીલતાનો સુકાળ છે એવા ભાણુ જેવા નાટકો નાગરિકોના ઉત્તમોત્તમ ભાવના વર્તનની સાથે જ અસ્તિત્વમા આવેલા દેખાય છે. ગાથા સત્તસઈના ઉપરના વર્ણનો,

આજના પણ આવા જ કોઈ ભાવુક પુસ્તકમાં ભરપૂર પ્રમાણમાં દેખાય પણ ખરાં. ભાવ–ભાવનાઓ સાથે એકરૂપ થયેલ જે અનુભૂતિ દેખાય છે તેની પાછળ કોઈક સૂત્ર ચોક્કસ હશે એમ જ્યારે લાગવા માંડે છે, ત્યારે કાવ્ય કેવળ વ્યક્તિનિષ્ઠ રહેતું નથી; તેનો વસ્તુગત વિચાર પણ થવા માંડે છે.

કાવ્યવ્યાપાર, નિર્મિતિ અને આસ્વાદ એ બંને સ્તરે વ્યક્તિનિષ્ઠ હોય, તો પણ, તે એક વસ્તુનિષ્ઠ વ્યાપાર પણ થાય છે. તે ઉભયવિધ વ્યાપાર છે; તે દ્વિનિષ્ઠ છે; એટલે જ મોટા શાસ્ત્રકારોને તેમ જ સુજ્ઞ કવિને આનો વિચાર કરવો જ પડે છે. અભિનવગુપ્તે 'કવિ અને સહૃદય' (એટલે કવિસહૃદય) નામના સરસ્વતીના તત્ત્વનો જયજયકાર કર્યો છે, તે આ જ કારણે. રસાસ્વાદનો વ્યાપાર આમ, કાવ્ય કરનાર કવિ અને તેનો આસ્વાદક સહૃદય એવો દ્વિનિષ્ઠ હોય છે, કેવળ વ્યક્તિનિષ્ઠ કે કેવળ વસ્તુનિષ્ઠ નહિ.

રસાસ્વાદની મીમાંસા કરતા ગ્રંથ જે આજ સુધી નિર્માણ થતા આવ્યા તે રસાસ્વાદની આ વસ્તુનિષ્ઠતા લક્ષમાં લઈને. આ બધા અત્યંત નાજુક એવા કવિસહૃદય સંબંધના તર્કકર્કશ વિચાર અભિનવગુપ્ત ને પંડિતરાજ જગન્નાથ જેવા થોડાક જ લોકોએ કર્યા. પણ તે વિચાર કરતી વખતે પણ કાવ્યનું વસ્તુગત સ્વરૂપ ધ્યાનમાં આવતાં નિયમબદ્ધતા આણી; કારણ કે વસ્તુસ્વરૂપનો વિચાર કરતાં આવી નિયમબદ્ધતા આવે એ એક વિચારશીલ માણસનો બૌદ્ધિક સહજભાવ છે. કાવ્યના ગુણદોષોનું વિમર્શન કરતાં, એટલે જ, તેમણે ફક્ત કાવ્ય જ જોયું, વ્યક્તિગત કાદવ-ઉછાળ નહિ. સાહિત્યકારનું જૂથ કરીને બીજા જૂથ પર પોતાની બધી જ શક્તિ વાપરીને તેમાંથી એક એકને નિષ્પ્રાણ કરી નાખવાની આ યુગની કલા, પૂર્વેના સમયમાં અવગત નહિ હોય. પોતાના આત્યંતિક તર્કકઠોર વિચારોને લીધે પ્રસિદ્ધ હતા એવા જગન્નાથે, સાહિત્યશાસ્ત્રના પ્રાંતમાં દોષપૂર્ણ વિધાન કરનારને તમીન્દ્ર એટલે સમુદ્રની માછલી કહ્યો છે; ને પોતાને મંદાર પર્વત કહ્યો છે. કે એકદમ તેના અસ્તિત્વ પર અહીંથી ત્યાંથી પ્રહાર કરનારને તેણે વ્યક્તિશઃ વાદવિવાદમાં ઝૂડી નાખ્યો છે એને અપવાદ કહેવા પડે. પણ અહીં પણ શાસ્ત્રમર્યાદા તેણે છોડી નથી. અને ખરેખર સાહિત્ય-શાસ્ત્ર 'દર્શન' પદવીને યોગ્ય છે એ તેણે સિદ્ધ કર્યું.

જેનું કુતૂહલ અનેકોને હંમેશાં રહ્યું છે તે એટલે કાવ્યની સાદીસરળ મુક્ત વ્યાખ્યા કરવાનું કોઈનેય ફાવ્યું નથી, એનું કારણ શું હશે? 'કાવ્ય' સમજાવવું કે સમજવું એટલે રસાસ્વાદનો વિષય આવે અને રસાસ્વાદ પ્રક્રિયાની દષ્ટિએ જોઈએ તો,... આપણે હમણાં જ જોયું એમ, વ્યક્તિનિષ્ઠ અને વસ્તુનિષ્ઠ, subjective અને objective એમ બંને જગાએ ઊભો રહેનારો ધર્મ છે. કેવળ વસ્તુધર્મની વ્યાખ્યા કરવી સહેલી છે, પણ બંને ધર્મ જેમાં રહ્યા છે એવી વસ્તુની વ્યાખ્યા કરવી ખરેખર જ કઠિન છે. "રમણીય અર્થનું પ્રતિપાદન કરતો શબ્દ એટલે કાવ્ય," જગન્નાથી કાવ્યની આ વ્યાખ્યામાં આ બંને બાબતો આવી. આમાંના 'શબ્દ' એ શબ્દને લીધે objectivity આવી અને 'રમણીય અર્થનું પ્રતિપાદન'માં subjectivity આવી. કારણ કે રમણીય અર્થવત્તા કોને, ક્યારે, કયા દેશમાં, કયા શબ્દ વિશે જણાય તે કહી શકાય નહિ. એટલે કે ચોક્કસપણે કહી શકાય નહિ.

કાવ્યની બધી વ્યાખ્યાઓમાંથી, આ જ વ્યાખ્યા સર્વકાળમાં ને કોઈ પણ દેશની સાહિત્યકૃતિને લાગુ પડે એવી થઈ. આ જ એક તેનું બહુ મોટું વૈશિષ્ટ્ય છે. શાસ્ત્રીય ગ્રંથની નિર્મિતિ પછીની એક સહજ પ્રક્રિયા વાચક પેઢી નિર્માણ થવાની હોય છે ગુણ-દોષ-અલંકારની જ બાબતમાં નહિ પણ બીજી બાબતોમાંયે વાચનીયતા વ્યક્તિને ચિંતનશીલ ન બનાવતાં ભારવાહી બનાવતી હોય છે. શાસ્ત્રગ્રંથ જ એકમેવ માર્ગદર્શક! અને તેના જ આધારે કાવ્યનિર્મિતિ, કાવ્ય સમજવું, કે કાવ્યનું વિવેચન કરવું એવું થવા માંડે છે. અને આવું

જ્યારે થાય છે ત્યારે વિકાસ અટકે છે

આ મુદ્દો મારે જરા વધુ સ્પષ્ટ કરવો જોઈએ. આનું કારણ એ કે અનેક શાસ્ત્રીય ગ્રંથો વાચવાને લીધે આપણી એવી પારંપરિક સમજ થઈ છે કે એવી વ્યક્તિ વિદ્વાન થઈ છે કે હોય છે એટલે કે તે વ્યક્તિ આ બધા ગ્રંથોના વાચનને લીધે ચિંતનશીલ વૃત્તિની, શાંત સ્વભાવની થઈ છે, તેથી બૌદ્ધિક સામર્થ્ય વધ્યું છે કોઈ પણ પુસ્તકના મત પોતાના મત તરીકે ન કહેતા પોતાનો મત ઘડવાની દૃષ્ટિથી તે વ્યક્તિ સક્ષમ છે, વગેરે વગેરે કેટલાક એકદમ થોડા ઉદાહરણો બાદ કરતા દરેક ક્ષેત્રમા આ વાચનીયતા બાધક ઠરેલી દેખાય છે. એટલે કે તે વ્યક્તિને બાધક નહિ, કારણ કે આ વાચનીયતાથી સ્મૃતિને સમયસર થયેલી સહાયથી નોકરી માટે આવશ્યક સર્ટિફિકેટ તો આ વ્યક્તિએ મેળવેલું હોય છે. તેની પર નોકરી મળે પણ છે બાધક ઠરે છે તે એ વ્યક્તિ વિશે લોકોનો જે મત થયો હોય છે તે મતને

વ્યક્તિના ગોખણપટ્ટીના પ્રાવીણ્યને લીધે જે સમાજમા વ્યક્તિને વિદ્વાન માનવામા આવે છે તે સમાજને માંદો જ સમજવો જોઈએ આ કેવળ પારંપરિક વિદ્યાના અધ્યયનમા છે એવું નથી, પણ જ્યા જ્યા codification થયું છે, નિયમબદ્ધતા આવી છે અને નિયમો મોઢે કરવામા વિદ્વત્તા સચિત થઈ છે એવી અપસમજ વધી છે એવા વિદ્યાના બધા જ ક્ષેત્રમા આ સ્થિતિ છે પ્લેટો, ઍરિસ્ટોટલ, કાર્લાઇલ વગેરેના ગ્રંથના ઉતારા અહીં ત્યા આપતા આવડ્યું એટલે લોકો પર વિદ્વત્તાની છાપ પડે જ !

આવા પ્રકારની વિદ્વત્તા એક રીતે કોમ્પ્યુટરાઇઝ્ડ જ્ઞાનનો પ્રકાર હોય છે. વિદ્યાવાન બુદ્ધિમાન હોવાની જે અપેક્ષા હોય છે, તે આ કોમ્પ્યુટર્સને લીધે તૂટે છે

ઠીક, આ બનતી જતી ઘટનાઓને લીધે શુ થાય છે કે અનેક વાર શાસ્ત્રનિયમોની જાણકારીવાળી વ્યક્તિ, શાસ્ત્ર કરતા મોટાપણ પોતાને લેવા માડે છે કેટલાક વર્ષ પહેલા મરાઠી પ્રાંતમા કેટલીક વિશિષ્ટ વ્યક્તિઓ જેને અશ્લીલ ઠરાવતી તે અશ્લીલ ઠરતું અને બીજું અનેક છૂટી પણ જતુ કારણ કે તે અમુક વ્યક્તિઓએ તે કાવ્યોને અશ્લીલ કહ્યા નહોતા વસ્તુનિષ્ઠ બાબતોનુ શાસ્ત્ર તૈયાર કરવાનું, શાસ્ત્ર ગોખીને વિદ્વાન થવાનુ આટલે સુધી ઠીક છે, પણ તેથી આ ખરા વિષયની પ્રગતિને ઘાતક એવો, અનાવશ્યક 'અહં' પોષાય છે, તે એ વિષયનો ઘાતક છે.

Objectivityમાથી subjectivity કેમ આવવા માડે છે તે આના પરથી બરાબર સમજાય છે નિયમબદ્ધતા કોઈ પણ બાબતનું વાસ્તવિક શાસ્ત્રીય સ્વરૂપ દેખાડે છે તે સાથે જ તેમાથી કેટલીક વ્યક્તિઓ પાસે જ તેનુ સ્વયં ન્યાયાધીશપણું જાય એ કયા સુધી બરોબર ગણાય ? દા. ત. સાહિત્યમા શ્લીલ અશ્લીલનો વિચાર કરતી વખતે જ એમાના કેટલાક લોકોએ અશ્લીલતાનો, શબ્દ અને શબ્દ પાછળની વિભાવનાનો ઐતિહાસિક વિકાસક્રમ ધ્યાનમા લીધો હતો. 'અશ્લીલ' વિભાવનાના તબક્કામા ભારતીયોએ આણેલી સંવિતકલ્પનાનો ખ્યાલ આમાના કેટલાકને હતો એક બે નહિ, અનેક બાબતોમા અનેક પ્રશ્ન નિર્માણ થાય છે બા. સી. મર્ઢેકર જેવા અનેક મનીષી તેમ જ બુદ્ધિમાન સાહિત્યકારોને તે તે સમયમા આનો ખૂબ ત્રાસ થયો છે.

મને લાગે છે, કેવળ મહારાષ્ટ્રમા જ નહિ, પણ એકંદર ભારતીય વૈચારિક પરંપરાના વિકાસક્રમમા જ આ એક મોટી આડખીલી થઈ બેઠી છે કલ્પનાની વાટચોરી કરનારા ઉપજીવ્ય વૃત્તિના લોકોની બાબતમા વિચાર કરવાનુ છોડી દઈએ, તો કોઈ પણ નવો વિચાર સ્વીકારતી વખતે અહીં જે વાદવિવાદ થાય છે તે શા માટે થાય ? મર્ઢેકર જેવા પરના ખટલા અને શાણાની નિષેધસભા, ભાઉ પાધ્યે વિશેનો ઊહાપોહ એ બધુ અહી સતત કેમ નિર્માણ થયા કરે ? મોરોપંતની આર્યા ગાવાની એક રાજ્યકર્તાએ બંધી કરી હતી એમ કહેવાય છે ! ઠીક આરંભકાળની રાજસત્તાનુ તે એક પર્યાયિક,

એમ માનીને વિચાર જવા દઈએ તોયે હાલના સમયથી દરેક જગાએ અનેક નામ ધારણ કરેલા એક જ વૃત્તિ ધરાવતા કોટકિલ્લા દેખાય છે તે શા માટે? માહિતીઓનો પ્રવાહ નદી જેવો હોય છે. તેને અનેક ઉપનદીઓ મળે છે અને ઉપનદીઓને પણ ઝરણાં નાળાં મળતાં હોય છે. તે નાળાંમાંથી, ઝરણાંમાંથી અનેક અસ્વીકાર્ય બાબતો પણ વહેતી જાય છે. પણ નદી હંમેશાં તેના પ્રવાહી વેગને લીધે શુદ્ધ માનવામાં આવી છે. આમ વેગને લીધે આવતી શુદ્ધતા સાહિત્યમાં આપણે કેમ અનુભવી શકતા નથી? શું નિયમબદ્ધતાએ તે પ્રવાહને રૂંધ્યો?

આ બધાંનું કારણ એ કે કાવ્ય-સાહિત્યના પ્રાંતનું સ્વરૂપ કેવળ subjective નથી, કેવળ objective પણ નથી પણ તે subjective–objective છે. ખરેખર તો કોઈ પણ બાબતનું શાસ્ત્ર કરવાનો મુખ્ય ઉદ્દેશ, તે શાસ્ત્ર જેને માટે હોય છે તે બાબત તેના મૂળ સ્વરૂપમાં કેવી જણાય એ સમજવા માટે હોય છે. રસાયણશાસ્ત્ર ને ભૌતિકશાસ્ત્રના નિયમો જુઓ. પણ સાહિત્યશાસ્ત્રનું તેમ છે ખરું? ધર્મ-શાસ્ત્રનું તેમ છે ખરું? કોઈ પણ પરફોર્મિંગ આર્ટની બાબતના શાસ્ત્રનું તેવું સ્વરૂપ હોય છે ખરું? આપણને એવું જણાશે, આ દરેક ક્ષેત્રમાં તે તે તથાકથિત શાસ્ત્રનું સ્વરૂપ subjective–objective હોવાથી જ આ અનેક કોટકિલ્લા ઠેકઠેકાણે નિર્માણ થયા છે; આ જે કોટકિલ્લા નિર્માણ થયા, તેનો ઉપયોગ ન થતાં સતત ઉપદ્રવ થતો ગયો; અને એ અહીં મરાઠીમાં વધારે થયો.

જે બાબત પોતે જ સમજવાનું સામર્થ્ય આપણામાં પણ હોઈ શકે, તે બાબતમાં બીજા પર અવલંબીને રહેવાની આ પેઢીજાત ટેવ સંભાળતી રહેલી અનેક વ્યક્તિઓ — એ પણ એક કારણ આ કોટકિલ્લા વધતા જવા પાછળ રહ્યું છે; પણ આ બધાંને લીધે સાચા સાહિત્યને સતત નુકસાન થયું છે. એ શક્ય તેટલું જલદી આપણા વસ્તુનો, વસ્તુના સ્વરૂપનો વિચાર કરનારા વિચારવંતોના ધ્યાનમાં આવે ત્યારે ખરું!

રસાસ્વાદનું સ્વરૂપ આ રીતે કોમ્પ્યુટરાઇઝ્ડ થયું છે. સાહિત્ય જેવી, ધર્મ જેવી સતત પ્રવાહિત રહેતી બાબતો અંગેનાં શાસ્ત્રો પણ સતત પ્રવાહિત સ્વરૂપનાં જોઈએ. કારણ કે મૂળ તો આ બાબતો કાળ અને વ્યક્તિના સંદર્ભમાં છે અને એટલું જ નહિ પણ તેની સાથે સંબંધ રાખીને જ હોવી જોઈએ. કારણ કે કાળ અને વ્યક્તિ સતત બદલાતી રહેતી બાબતો છે. અમુક એક સાહિત્યશાસ્ત્રના પુસ્તકમાં, એક વિદ્વાને આમ કહ્યું છે, તે જ ખરું છે એમ વિશ્વાસ રાખીને જજમેન્ટ આપી શકાય એવી ટેવ સાતત્યથી પાડવી તે સાહિત્યને રૂંધવા બરાબર થાય. તે સાહિત્યની પીછેહઠ થાય. કોઈ પણ બાબતનું કોમ્પ્યુટરાઇઝેશન પ્રગતિ માટે થતું હોય તો તે સ્વીકાર્ય છે; પણ તેનાથી પીછેહઠ થતી હોય તો આપણે આ બાબતનો મૂળ સુધી જઈને વિચાર કરવો જોઈએ.

આમ થવા માંડવાનું કારણ રસાસ્વાદની પ્રક્રિયાની દ્વિનિષ્ઠ પ્રણાલી. કેવળ રસાસ્વાદની બાબતમાં જ નહિ, પણ ધર્મશાસ્ત્ર, પરફોર્મિંગ આર્ટ્સ વગેરે બાબતોમાં પણ; એટલે કે જ્યાં જ્યાં આ subjectivity અને તે સાથે જ objectivity છે એવી બધી જ બાબતોમાં તેની objectivityના તજ્જ્ઞ પોતે જ છે એમ કેટલાકોએ બુદ્ધિપૂર્વક પ્રસારિત કરવાને લીધે આવું બન્યું છે. કોમ્પ્યુટરાઇઝેશનનો આમ સ્વ-પર ઉપયોગ કરવાથી બંને ધર્મ એક સાથે રહે છે એવી બાબતો જેવા સ્વરૂપમાં આગળ આવે છે, તેમની જે ને જેવી અવસ્થા થાય છે તે ને તેવી અવસ્થા આજે સાહિત્યસૃષ્ટિની થઈ છે. Subject-ivitiને કે વ્યક્તિનિષ્ઠતાને અધિકાધિક પ્રાધાન્ય જ્યાં જ્યાં મળે છે એ બધી જ સૃષ્ટિમાં આ જ રૂંધામણ, આ જ જીવલેણ સ્થિતિ થયેલી દેખાશે.

આને લીધે, જરા કાંઈક જુદું થાય ન થાય ત્યાં તો બૂમાબૂમ શરૂ થાય છે. પછી તે જુદી વાત શાણાઓએ માંડેલા મતને લીધે હોય કે મર્ઢેકરના મતરૂપે હોય, દલિત સાહિત્યપ્રકાર હોય કે ગ્રામીણ સાહિત્યપ્રકારની હોય. દરેક વખતે પ્રસ્થાપિતોએ મોં

એક પી.એસ.આઈ.એ ઉપરી અધિકારી સમક્ષ રજૂ કરેલી

# એક કવિ વિશેની બાતમી

"સા'બ, એવી આજ આવી છે ભયાનક બાતમી
કે શ્હેરમાં આ ખૂણ છે શકમંદ એક જ આદમી.
આમ તો ગંદી ઝૂંપડપટ્ટી મહીં વસતો છતાં
એનું કાયમનું છે સરનામું 'ગગન કેરી જમીં'.
એ મળ્યો, મેં 'કોણ છો ?' પૂછ્યું અને બોલી ઊઠયો :
'કોણ છું ?-ની શોધ મેં પણ આદરી છે કારમી.'
કો 'છકેલો', કોક 'છટકેલો', કહે છે કો 'ઋષિ',
નિજને 'ફિરસ્તો' એ કહે છે ને વળી કહે છે 'મમી'.
'આપનો ધંધો કયો ?' પૂછતાં જ તે બોલી ઊઠયો,
કે 'ખુદાઈ ઝૂંટવી લઉં છું ખુદાને હું નમી !'
'ટેવ શી છે આપની ? બીડી ?....તમાકુ ખાવ છો ?'
'રંગ આંખોમાં ભરું છું ઇન્દ્રચાપોમાં રમી.'
'આપનું કોઈ સગુંવ્હાલું ?' પૂછ્યું, તો એ કહે :
'છે. લખો નક્ષત્ર, આખું આસમાં ને આ જમીં.'
'ડ્રાઈવિંગ જાણો છો ?' પૂછ્યું, તો એ કહે હરખાઈને :
'પૃથ્વીને પણ હું ચલાવું. પ્રશ્ન તારો ગ્યો ગમી.'
'આપની આવક ?' પૂછ્યું, એ ખુશ થઈ બોલી ઊઠયો :
'રેશમી સ્મિત, ને નિગાહો નિત મળે ઝગમગ થતી.'
'આપ સંડોવાયલા છો કો ગુનાહે કોઈ દી ?'
'હા. તમે ફૂલને પૂછો, ફરિયાદ મળશે રેશમી.'
'કોઈ વેળા કોઈ પણ શિક્ષા થઈ છે આપને ?'
'હા. પડયા છે ગળચટા ઘા જે હજુ રે' છે ઝમી.'
કોઈમાં ભળતો નથી, કોઈને ઓળખતો નથી;
તોય પબ્લિક હોય છે એની ભમાવેલી ભમી.
એક પ્રોફેસર કહે છે : 'છે અજબ એ આદમી !
સૈકા જશે ત્યમ કામની થાશે વધુ આ બાતમી'
સા'બ, એણે એક પણ સીધો નથી દીધો જવાબ :
છે ઇસમ ભેદી, તપાસે મેં નથી રાખી કમી."

—જિતેન્દ્ર કા. વ્યાસ

## હું ખડક…. / મફત ઓઝા

યુગોથી–
મારામાં દરિયાઓ ખળભળ્યા કરે છે.
ઈશ્વરે
એનો પ્રથમ શ્વાસ લીધો નહોતો ત્યારે
મારામાં પરપોટા પર પરપોટા થઈ ફૂટી જતા હતા.
મારે કિનારે
ઊગેલાં નાળિયેરીનાં ઝુંડ હજીયે લીલાંછમ્મ છે
પવનની પગલીઓ
રેતીમાં પથરાતી હવે જંગલ ભણી વળી ગઈ છે.
થીજી ગયેલા ફીણમાં
મારી સાથે જન્મેલી માછલી હજીયે તરફડે છે
એને સાંભળવા કેટલાંક તણખલાં એની આસપાસ બેસી ગયાં છે.
જળને જળનાં સપનાં આવતાં
વમળ ચડયાં છે દિશાઓને–
આકાશ ટુકડે ટુકડા થઈ મારા તળિયે પથરાયું ત્યારથી
મને કળ વળી નથી હજી—
પડખું ફેરવવા વર્ષોથી મથું છું પણ—
કાચ જેવા આકાશી ટુકડા ભોંકાય છે મને–
ને ભય લાગે છે જામી ગયેલા વડવાનલના ભભૂકવાનો….
તરસ્યું હરણ અને ગાંગરતાં ઊંટ
મારી નજીક આવી રહ્યાં છે ત્યારે
હુંય મારી આસપાસ જળ સળવળતાં જોયા કરું છું.
મારી આંખોમાં રેતી પથરાતી પથરાતી છેક –
મારા જન્મોજન્મ સુધી વિસ્તરી છે ત્યાં
દરિયાઓ બસ દરિયાઓ ખળભળ્યા કરે છે મારામાં
ને હું ખડક પુરાતત્ત્વ જેવો
મને ઓળખવા મેં કેટલીયે લિપિઓ ઉકેલી છે પણ–
હું નથી ઊકલ્યો યુગોથી—

ઉદ્દેશ : ઑક્ટોબર ૧૯૯૨ : ૯૮

# ઢેલીવઉ

રમેશ પારેખ

## અંક-૧

### દૃશ્ય-૧

**સ્થળ :** ઢેલીનું ઘર-ફળિયું **સમય :** વહેલી સવાર

[વેજો ડોસો ફળિયામાં ખાટલી પર સૂતો છે. ઢેલી પાણીનો કળશ્યો લઈને આવે છે અને વેજા ડોસાને ઉઠાડે છે.]

ઢેલી : એ મામા, ઊઠય...ઊઠય! જો, કેટલો દી ચડી ગયો છ આજ તો...(થોડીવાર ઊભી રહે છે પણ પ્રત્યુત્તર ન મળતાં ઢંઢોળે છે.) એ...મામા, ઊઠયને!

વેજો : (સૂતાં સૂતાં) ઊઉઉંઉં...

ઢેલી : શું નાના છોકરાની જેમ ઉંઉં કરશ? કઉં છું, ઊઠય... જો તો ખરો, સૂરજદાદો હમણે માથે આવશે... આજ કાંઈ બહુ ઘારણ ચડી ગ્યાં છ?

વેજો : (ખાટલીમાં બેઠો થતાં) હેં?

ઢેલી : ઊઠય...ઊઠય!

વેજો : ઢેલી? કેમ, ગગી શું છ?

ઢેલી : લે, પૂછે છે-કેમ! અરે, ક્યારની ઉઠાડું છંવ, મામા... જોને, દી કેટલો ચડી ગ્યો છ!

વેજો : મારે આંધરાને વરી શું જોવાનું? આંખ્યું વગરનાને રાતેય ઈ, ને દીયે ઈ... (આકાશ તરફ જોઈ) સૂરજદાદા, આ મારી આંખ્યું લઈ લીધી એમ જીવેય કાં નથી લઈ લેતો?

ઢેલી : અરેરે, તારી તો જીભ છે કાંઈ! સૂરજદાદો ઈમ તારો જીવ ક્યાંથી લેવાનો? આડી હું બેઠી છું-જમ જેવી...

વેજો : હા,હા! તું બઉ જોરાવર... મારો જીવ લેવા જમડા આવશે તંઈ તારી રજાચિઠ્ઠી માગશે-ઢેલીબાઈ, તારા હહરાનો જીવ લઈ જાયેં?

ઢેલી : સવારના પો'રમાં આવાં કવળાં વેણ શું લેવા કાઢશ, મામા? હજી તારી આવરદા સો વરસની છે...(અટકી) અરે, તેં તો મામા, મનેય વાતે ચડાવી દીધી. લે, કળશ્યો... ઝટ મોઢું વીંછળી લે... મુંને ખોટીપો થાય છ...

વેજો : શીનો ખોટીપો વળી?

ઢેલી : ઓરિયે જાવું છ-માટી ખોદવા...

વેજો : તુને ગગી, આવડી બધી અધીરાઈ કેવાની આવી છ? રોજરોજ ગોરમટી કરવા સૂંડલાના સૂંડલા માટી ખોદી આવશ તે? ઘરને આટલું બધું શણગારવાતું ઘેલું સારું નંઈ, સમજીને? નજર લાગી જાશે કોકની...

ઢેલી : લાગ્યો, લાગ્યો! મારા ઘરની માથે નજર નાખનારની આંખ્યું કાઢી લઉં...

વેજો : હં હં, જોગમાયા... હું તો દાંત કાઢું છ...

ઢેલી : મામા, અત્યારના પો'રમાં તને ઠઠ્ઠો સૂઝે છ! (વેજાના હાથમાં પાણીનો કળશ્યો પકડાવતાં) લે! વળી પાછી મુંને વાતુંએ વળગાડી. મામા, તું વાતે બહુ મીઠડો છો, હોં! લે, હવે ઝટ મોઢું વીંછળી લે...

વેજો : (કળશ્યો લેતાં) તારી ફુઈ ઊઠી?

ઢેલી : લે, ઈ તો ક્યારની ઊઠી ગઈ છ. ને મામા, ઈ તો શિરામણ બટકાવીને પાધરી બેઠી ગઈ છ રેંટિયો કાંતવા...

વેજો : એમ? ઓહોહો...ડોશીને કાંઈ અભરખા છે, કાંઈ અભરખા!

ઢેલી : શીના વરી અભરખા?

વેજો : એને તું ઓરખતી નથી, ગગી... ડોશલી બાર્ય છે, એટલી ભોંમાં છે. એને રેંટિયાની

## હું ખડક.... / મફત ઓઝા

યુગોથી–
મારામાં દરિયાઓ ખળભળ્યા કરે છે.
ઈશ્વરે
એનો પ્રથમ શ્વાસ લીધો નહોતો ત્યારે
મારામાં પરપોટા પર પરપોટા થઈ ફૂટી જતા હતા.
મારે કિનારે
ઊગેલાં નાળિયેરીનાં ઝુંડ હજીયે લીલાંછમ્મ છે
પવનની પગલીઓ
રેતીમાં પથરાતી હવે જંગલ ભણી વળી ગઈ છે.
થીજી ગયેલા ફીણમાં
મારી સાથે જન્મેલી માછલી હજીયે તરફડે છે
એને સાંભળવા કેટલાંક તણખલાં એની આસપાસ બેસી ગયાં છે.
જળને જળનાં સપનાં આવતાં
વમળ ચડ્યાં છે દિશાઓને–
આકાશ ટુકડે ટુકડા થઈ મારા તળિયે પથરાયું ત્યારથી
મને કળ વળી નથી હજી—
પડખું ફેરવવા વર્ષોથી મથું છું પણ—
કાચ જેવા આકાશી ટુકડા ભોંકાય છે મને–
ને ભય લાગે છે જામી ગયેલા વડવાનલના ભભૂકવાનો....
તરસ્યું હરણ અને ગાંગરતાં ઊંટ
મારી નજીક આવી રહ્યાં છે ત્યારે
હું ય મારી આસપાસ જળ સળવળતાં જોયા કરું છું.
મારી આંખોમાં રેતી પથરાતી પથરાતી છેક–
મારા જન્મોજન્મ સુધી વિસ્તરી છે ત્યાં
દરિયાઓ બસ દરિયાઓ ખળભળ્યા કરે છે મારામાં
ને હું ખડક પુરાતત્ત્વ જેવો
મને ઓળખવા મેં કેટલીયે લિપિઓ ઉકેલી છે પણ–
હું નથી ઊકલ્યો યુગોથી—

ઉદ્દેશ : ઑક્ટોબર ૧૯૯૨ : ૯૮

# ઢેલીવઉ

રમેશ પારેખ

### અંક-૧

### દૃશ્ય-૧

**સ્થળ :** ઢેલીનું ઘર-ફળિયું **સમય :** વહેલી સવાર

[વેજો ડોસો ફળિયામાં ખાટલી પર સૂતો છે. ઢેલી પાણીનો કળશ્યો લઈને આવે છે અને વેજા ડોસાને ઉઠાડે છે.]

ઢેલી : એ મામા, ઊઠય...ઊઠય ! જો, કેટલો દી ચડી ગ્યો છ આજ તો...(થોડીવાર ઊભી રહે છે પણ પ્રત્યુત્તર ન મળતાં ઢંઢોળે છે.) એ...મામા, ઊઠયને !

વેજો : (સૂતાં સૂતાં) ઊઉઉંઉં...

ઢેલી : શું નાના છોકરાની જેમ ઉંઉં કરશ ? કઉં છું, ઊઠય... જો તો ખરો, સૂરજદાદો હમણે માથે આવશે... આજ કાંઈ બહુ ધારણ ચડી ગ્યાં છ ?

વેજો : (ખાટલીમાં બેઠો થતાં) હેં ?

ઢેલી : ઊઠય...ઊઠય !

વેજો : ઢેલી ? કેમ, ગગી શું છ ?

ઢેલી : લે, પૂછે છે - કેમ ! અરે, કયારની ઉઠાડું છંવ, મામા... જોને, દી કેટલો ચડી ગ્યો છ !

વેજો : મારે આંધરાને વરી શું જોવાનું ? આંખ્યું વગરનાને રાતેય ઈ, ને દીયે ઈ... (આકાશ તરફ જોઈ) સૂરજદાદા, આ મારી આંખ્યું લઈ લીધી એમ જીવેય કાં નથી લઈ લેતો ?

ઢેલી : અરેરે, તારી તો જીભ છે કાંઈ ! સૂરજદાદો ઈમ તારો જીવ કયાંથી લેવાનો ? આડી હું બેઠી છું - જમ જેવી...

વેજો : હા, હા ! તું બઉ જોરાવર... મારો જીવ લેવા જમડા આવશે તંઈ તારી રજાચિઠ્ઠી માગશે - ઢેલીબાઈ, તારા હહરાનો જીવ લઈ જાયેં ?

ઢેલી : સવારના પો'રમાં આવાં કવળાં વેણ શું લેવા કાઢશ, મામા ? હજી તારી આવરદા સો વરસની છે...(અટકી) અરે, તેં તો મામા, મનેય વાતે ચડાવી દીધી. લે, કળશ્યો... ઝટ મોઢું વીંછળી લે... મુંને ખોટીપો થાય છ...

વેજો : શીનો ખોટીપો વળી ?

ઢેલી : ઓરિયે જાવું છ - માટી ખોદવા...

વેજો : તુંને ગગી, આવડી બધી અધીરાઈ કેવાની આવી છ ? રોજરોજ ગોરમટી કરવા સૂંડલાના સૂંડલા માટી ખોદી આવશ તે ? ઘરને આટલું બધું શણગારવાનું ઘેલું સારું નંઈ, સમજીને ? નજર લાગી જાશે કોકની...

ઢેલી : લાગ્યો, લાગ્યો ! મારા ઘરની માથે નજર નાખનારની આંખ્યું કાઢી લઉં...

વેજો : હં હં, જોગમાયા... હું તો દાંત કાઢું છ...

ઢેલી : મામા, અત્યારના પો'રમાં તને ઠઠ્ઠો સૂઝે છ ! (વેજાના હાથમાં પાણીનો કળશ્યો પકડાવતાં) લે ! વળી પાછી મુંને વાતુંએ વળગાડી. મામા, તું વાતે બહુ મીઠડો છો, હોં ! લે, હવે ઝટ મોઢું વીંછળી લે...

વેજો : (કળશ્યો લેતાં) તારી ફુઈ ઊઠી ?

ઢેલી : લે, ઈ તો કયારની ઊઠી ગઈ છ. નં મામા, ઈ તો શિરામણ બટકાવીને પાધરી બેશી ગઈ છ રેંટિયો કાંતવા...

વેજો : એમ ? ઓહોહો...ડોશીને કાંઈ અભરખા છે, કાંઈ અભરખા !

ઢેલી : શીના વરી અભરખા ?

વેજો : એને તું ઓરખતી નથી, ગગી... ડોશલી બાર્ય છે, એટલી ભોંમાં છે. એને રેંટિયાની

હું ખડક…. / મફત ઓઝા

યુગોથી–
મારામાં દરિયાઓ ખળભળ્યા કરે છે.
ઈશ્વરે
એનો પ્રથમ શ્વાસ લીધો નહોતો ત્યારે
મારામાં પરપોટા પર પરપોટા થઈ ફૂટી જતા હતા.
મારે કિનારે
ઊગેલાં નાળિયેરીનાં ઝુંડ હજીયે લીલાંછમ છે
પવનની પગલીઓ
રેતીમાં પથરાતી હવે જંગલ ભણી વળી ગઈ છે.
થીજી ગયેલા ફીણમાં
મારી સાથે જન્મેલી માછલી હજીયે તરફડે છે
એને સાંભળવા કેટલાંક તણખલાં એની આસપાસ બેસી ગયાં છે.
જળને જળનાં સપનાં આવતાં
વમળ ચડયાં છે દિશાઓને–
આકાશ ટુકડે ટુકડા થઈ મારા તળિયે પથરાયું ત્યારથી
મને કળ વળી નથી હજી—
પડખું ફેરવવા વર્ષોથી મથું છું પણ—
કાચ જેવા આકાશી ટુકડા ભોંકાય છે મને–
ને ભય લાગે છે જામી ગયેલા વડવાનલના ભભૂકવાનો….
તરસ્યું હરણ અને ગાંગરતાં ઊંટ
મારી નજીક આવી રહ્યાં છે ત્યારે
હુંય મારી આસપાસ જળ સળવળતાં જોયા કરું છું.
મારી આંખોમાં રેતી પથરાતી પથરાતી છેક–
મારા જન્મોજન્મ સુધી વિસ્તરી છે ત્યાં
દરિયાઓ બસ દરિયાઓ ખળભળ્યા કરે છે મારામાં
ને હું ખડક પુરાતત્ત્વ જેવો
મને ઓળખવા મેં કેટલીયે લિપિઓ ઉકેલી છે પણ–
હું નથી ઊકલ્યો યુગોથી—

# ઢેલીવઉ

રમેશ પારેખ

## અંક-૧

### દૃશ્ય-૧

**સ્થળ :** ઢેલીનું ઘર-ફળિયું **સમય :** વહેલી સવાર

[વેજો ડોસો ફળિયામાં ખાટલી પર સૂતો છે. ઢેલી પાણીનો કળશ્યો લઈને આવે છે અને વેજા ડોસાને ઉઠાડે છે.]

ઢેલી : એ મામા, ઊઠય...ઊઠય ! જો, કેટલો દી ચડી ગ્યો છ આજ તો...(થોડીવાર ઊભી રહે છે પણ પ્રત્યુત્તર ન મળતાં ઢંઢોળે છે.) એ...મામા, ઊઠયને !

વેજો : (સૂતાં સૂતાં) ઊંઉંઉંઉં...

ઢેલી : શું નાના છોકરાની જેમ ઉંઉં કરશ ? કઉં છું, ઊઠય... જો તો ખરો, સૂરજદાદો હમણે માથે આવશે... આજ કાંઈ બહુ ઘારણ ચડી ગ્યાં છ ?

વેજો : (ખાટલીમાં બેઠા થતાં) હેં ?

ઢેલી : ઊઠય...ઊઠય !

વેજો : ઢેલી ? કેમ, ગગી શું છ ?

ઢેલી : લે, પૂછે છે – કેમ ! અરે, કયારની ઉઠાડું છંવ, મામા... જોને, દી કેટલો ચડી ગ્યો છ !

વેજો : મારે આંધરાને વરી શું જોવાનું ? આંખ્યું વગરનાને રાતેય ઈ, ને દીયે ઈ... (આકાશ તરફ જોઈ) સૂરજદાદા, આ મારી આંખ્યું લઈ લીધી એમ જીવેય કાં નથી લઈ લેતો ?

ઢેલી : અરેરે, તારી તો જીભ છે કાંઈ ! સૂરજદાદો ઈમ તારો જીવ કયાંથી લેવાનો ? આડી હું બેઠી છું – જમ જેવી...

વેજો : હા, હા ! તું બઉ જોરાવર... મારો જીવ લેવા જમડા આવશે તંઈ તારી રજાચિઠ્ઠી માગશે – ઢેલીબાઈ, તારા હહરાનો જીવ લઈ જાયેં ?

ઢેલી : સવારના પો'રમાં આવાં કવળાં વેણ શું લેવા કાઢશ, મામા ? હજી તારી આવરદા સો વરસની છે...(અટકી) અરે, તેં તો મામા, મનેય વાતે ચડાવી દીધી. લે, કળશ્યો... ઝટ મોઢું વીંછળી લે... મુંને ખોટીપો થાય છ...

વેજો : શીનો ખોટીપો વળી ?

ઢેલી : ઓરિયે જાવું છ – માટી ખોદવા...

વેજો : તુંને ગગી, આવડી બધી અધીરાઈ કેવાની આવી છ ? રોજરોજ ગોરમટી કરવા સૂંડલાના સૂંડલા માટી ખોદી આવશ તે ? ઘરને આટલું બધું શણગારવાનું ઘેલું સારું નંઈ, સમજીને ? નજર લાગી જાશે કોકની...

ઢેલી : લાગ્યો, લાગ્યો ! મારા ઘરની માથે નજર નાખનારની આંખ્યું કાઢી લઉં...

વેજો : હં હં, જોગમાયા... હું તો દાંત કાઢું છ...

ઢેલી : મામા, અત્યારના પો'રમાં તને ઠઠ્ઠો સૂઝે છ ! (વેજાના હાથમાં પાણીનો કળશ્યો પકડાવતાં) લે ! વળી પાછી મુંને વાતુંએ વળગાડી. મામા, તું વાતે બહુ મીઠડો છો, હોં ! લે, હવે ઝટ મોઢું વીંછળી લે...

વેજો : (કળશ્યો લેતાં) તારી ફુઈ ઊઠી ?

ઢેલી : લે, ઈ તો કયારની ઊઠી ગઈ છ. ને મામા, ઈ તો શિરામણ બટકાવીને પાધરી બેઠી ગઈ છ રેંટિયો કાંતવા...

વેજો : એમ ? ઓહોહો...ડોશીને કાંઈ અભરખા છે, કાંઈ અભરખા !

ઢેલી : શીના વરી અભરખા ?

વેજો : એને તું ઓરખતી નથી, ગગી... ડોશલી આર્ય છે, એટલી જોંમાં છે. એને રેંટિયાની

રહ શું કરવા લાગી છ ઈની મુને ખબર્ય છે – કહેજે ડોશીને, મુંને ખબર્ય છે...

ઢેલી : પણ શીની ખબર્ય છે, તુંને ?

વેજો : કઉં ?

ઢેલી : કહી દે ને ! મુંનેય ખબર્ય પડે કે મારી ફુઈની તું ખોદણી શું લેવા કરશ, અત્યારમા...

વેજો : ગગી, ડોશીના ઉપરાણા લે મા, કહું છુ...

ઢેલી : લે, શું કરવા નો લઉં ? સગી મા કરતા સવાયા હેત રાખે છ ઈ તો ..

વેજો : દીકરાની વહુને કેવી વશમા કરી લીધી છ ડોકરીએ ? ઈને એમ કે ડોહો આધરો છ એટલે ખબર્ય નહિ પડે – પણ આ વેજો ભાભો, કાચી માટીનો નથ. સંધુંય જાણું ! ઈ ડોશી રોજ ભૂતની જેમ રેંટિયે શું કામ વરગે છ ?

ઢેલી : શું કામ વરગે છે ?

વેજો . કાતી કાંતીને એમાથી ઈને ઝટઝટ પાણુંકોરુ વણાવવુ છ. ને ઈ પાણુકોરામાથી ઘોડિયાની ખોઈ શિવડાવવી છ, ડોશીને !

ઢેલી : મામા !

વેજો : ડોશીને એમ કે ઘોડિયાની ખોઈ શિવાડું એટલે ખોઈમા પોઢનાર પોતરોય ઝટ ઝટ આવશે...

ઢેલી : (શરમાતા) હવે હાઉ રાખ્ય, મામા !

વેજો : પછી ડોશી પોતરાને ખોઈમા નાખતીક ઘોડિયાની દોરી મારા હાથમા દઈ દેશે – લે, આધરા ! ઘોડિયાની દોરી તાણ્યા કર ! ભારે ખેપાની હો, તારી ફુઈ ! મુ ને પોતરાની માયા વરગાડીને મારી મોર્ય હાલી નીકરવાના કારસા કરે છ, ડોશલી...

ઢેલી : તારી મોર્ય વરી કયા હાલી જાવ'ના કારસા કરે છ ફુઈ ?

વેજો : લે, જમને ઘેર... (આકાશ તરફ સંકેત કરતા) બીજે કયા વરી ?

ઢેલી : મામા, મારા હાથની એક અડબોથ ખાઈશ હો ! ડફ દઈને કાઢી નાખીશ બધા દાત બા'રા મોઢામાથી...

[વેજો ખડખડ હસતો ખાટલામાથી નીચે ઊતરે.]

વેજો : કાઢ્યો કાઢ્યો ! તું મારા દાત બા'રા કયાંથી કાઢવાની, ફુઈની સગલી ? દાત તો કે દુના હાલ્યા ગ્યા છ મારા બાપની વાહે . (આકાશ બતાવતા) ન્યા !

ઢેલી : લે, બાઈ ! આ મામો તો જો – કોઈ વાતે પૂગવા ન દે !

વેજો : લે, હાલ્ય હવે ! હાથ પકડીને મુંને વાડામા લઈ જા... મોઢુંય વીંછળી લઉં ને ભેરુ ભેરુ ખંખોરિયુંય ખાઈ લઉં, હાલ્ય...

ઢેલી : (ડોસાનો હાથ પકડતા) આણી કોર્ય હાલ્ય, મામા ..જરાક હરવેથી પગ મૂકજે...'

વેજો : હા, બાપ... તારુ ભલુ થાય... આધરાની તું ચાકરી કર છ એવી ચાકરી ગામમા બીજું કોણ કરવાનું ?

ઢેલી : હાલ્યની, મામા .. હવે ! રોજરોજ શુ વખાણ કર્યા કરછ...

[બેઉ અદશ્ય થાય રણમલ એકાએક પ્રવેશે. ખભે પાવરો છે. લાગું ને ઝડપથી દોડીને આવ્યો હોય તેમ શ્વાસધમણ છે ]

રણમલ : ઢેલી .. ઢેલી એ ઢેલડી ..

[હાફ્ગોફાફળો ફળિયામા આમનેમ દોડે ને અધી રાઈથી, ખભા પરથી પાવડાનો ઘા કરતા ફરી સાદ પાડે ]

એય . ઢેલી ! ઢેલડી...ઢેલી !

[ઘરમાંથી કારી ડોશીનો સાદ સંભળાય છે ]

કારી : કા ભાઈ, આમ હા-ભર્યો આવીને બાબરડા કા નાખ્ય ?

[રણમલ ફળિયામા બેસી પડે છે ને તુટક તુટક અવાજે સાદ કરે છે ]

રણમલ . અરેરે...ઢેલી ! ઢેલી કયા છ, મા ! ઢેલી, એય . ઢેલી !

[કારી ડોશી ઝટપટ આવી રણમલના માથે હાથ મૂકે છે.]

કારી : મર્ય મૂવા...ઘરવારીના નામના જાપ જપતાં લાજતો નથ! ગલઢાં માબાપ ઘરમાં મૂવાં છ ઈનુંય ભાન નથી? તું ખેતર રેઢું મેલીને ગાઉ એકને પલ્લે કાં ધ્રોડચો આવ્યો?

રણમલ : (ચીસ નાખતાં) મા...તારી ઢેલી વઉ... (ગળગળા અવાજે) ઢેલી!

કારી : કાં દીકરા, કાંવ થઈ ગ્યું તુંને? (વાંસો પસવારતાં) આંમ અથર્યો કાં થઈ ગ્યો? ભાંગી કાં પડચો? શું થ્યું? કાંઈ નવાજૂની થઈ છ?

રણમલ : નવાજૂની? (ડૂસકાં ભરતાં) ઢેલી, મા... ઢેલી... ખેતરે જાતો'તો તંઈ નથ્થુ મોરવાડિયાએ ખબર્ય દીધી કે આથમણે ઓરિયે એક બાઈ માટી ખોદતી'તી ઈની માથે ભેખડ પડી!

[આ જ સમયે ઢેલી પ્રવેશે છે ને હસતાં હસતાં પાસે આવે છે.]

ઢેલી : ને ઈ ભેખડ નીચે તારી ઢેલી વઉ દટાઈ ગઈ! મરી ગઈ બસારી ઢેલીવઉ...ઘોળી ગઈ!

રણમલ : (ઢેલીને જોઈને આનંદથી, આશ્ચર્યથી) તું, ઢેલી તું?

ઢેલી : ના રે ના! હું ઢેલી નથ, ઢેલીનું ભૂત છંવ... ઢેલી તો વાલામૂઈ ઈ દટાઈ ગઈ ધૂડના ધફ્ફા હેઠ – આથમણે ઓરિયે...

રણમલ : પણ તું આજ નથી ગઈ માટી ખોદવા?

કારી : ઈમ વાત છે, એમને? એટલે આમ ધ્રોડચો આવ્યો હાંહધમણ! વઉઘેલો!

ઢેલી : રણમલ, ભારે અથરો છો : કોકને પૂછવું'તું તો ખરું કે ભેખડ નીચે દટાણું ઈ કોણ હતું? ... તેં તો ગાઉ એકની પગતોડામણ કરી... ખબર્ય નથી તુંને – તારી ઢેલીને જમડાય નો સૂંઘે...

રણમલ : હા, તું તો અમરપટો લઈને આવી છને ...તુંને કાંઈ નો થાય.

ઢેલી : એકવાર નઈ સાડી સત્તરવાર લખાવ્યો છ અમરપટો!

કારી : દોઢડાઈ, વગદાં મેલમ હવે! આને પાણીનો કરસ્યો તો દે. જો તો ખરી ઈના મોઢે કેવો લોટ ઊડે છ...

ઢેલી : (છણુકો કરતી) ઈમાં મારે શું? ઊડે!

[હસતી હસતી ઘરમાં જાય છે.]

રણમલ : માડી, તારી વઉએ મારો જીવ ઉડાડી મેલ્યો... મુંને એમ જ થિયું કે સાચમાચ મારી ઢેલી જ – 37,801

કારી : પણ હવે તો સારું વેણ કાઢય મોઢામાંથી! અત્યારના પો'રમાં ખોરખોટા તાશીરો કરી મેલ્યો...

રણમલ : કાં? ઈ જ એકલી હરખપદૂડી છે આખા બાપોદર ગામમાં. ઘરને રોજરોજ કોણ ઓરીપો કરે છ? કોણ રોજરોજ ઓરિયે માટી ખોદવા ધ્રોડે છ – આ તારી ઢેલીવઉ સિવાય? તી પછે ઈનો જ વે'મ આવે કે નઈં?

કારી : આવે! પણ ગગા, આ તો ભરુંહાની ભેંશે પાડો જણ્યો! પીટચા, આપણે સૂરજદાદાનો એવો શું ગનો કર્યો છ કે તમ જેવા આશાભર્યા જોડાને ખંડે? મારી દાણિયા જેવી વઉ માથે ભેખડ શું કરવા પડે? મરવા–જોગાં તો અમે છીંએં...

[પાણીનો કળશ્યો લઈ ઢેલી પ્રવેશે છે.]

ઢેલી : કાં હજી મરવાની વાત મેલી નથ? ફુઈ, તું ને તારો ગગો બેય ગાંડાં થ્યાં છો, ગાંડાં... (રણમલને) એય રણમલ! લે, કરસ્યો! મોઢું પખાર્ય, બેઘડી વાહરવો હેઠો જીવે બેસ...ને પછી થા હાલતો ખેતરે...

કારી : (ઢેલીને) તારા મામાએ ખંખોરિયું ખાઈ લીધું? હજી લગી સાદ કાં નો દીધો? ભાભો વાડામાં ને વાડામા ઝોલું ખાઈ ગ્યો?

ઢેલી : મામો વાડામાં તો સારીવારનો બેઠો છ... હવે તો ખંખોરિયું ખાઈ લીધું હશે... હું જોયાવું...

[અંદરથી વેજો ડોસો સાદ પાડે છે.]

વેજો : રણમલની મા! કઉં છું – પોતિયું ક્યાં મેલ્યું છ? ક્યારનો ઊભો છંવ ભીને ડિલે... પોતિયું દે એટલે કોરું કરું...

કારી : તેં પોતિયું નો'તું મેલ્યું, ઢેલી ?
ઢેલી : મેલ્યું તુને !
કારી : તંઈ આ ડોસો રાડું કાં દે ? વાનું ક્યાંક ઊડી ગ્યું હશે. જાવા દે મુંને... નીકર તારો મામો ગોકીરો કરીને ઘર માથે લેશે ..

[કારી ઝટઝટ જાય છે.]

રણમલ : (પાવડો લઈ ઊઠતાં) લે, હું ય જાઉં...
ઢેલી : (હાથ પકડીને રોકતાં) કેમ, કાંઈ બહુ ઉતાવર ? ક્યાં જાવું છ તારે ?
રણમલ : ક્યાં, તે ખેતરે !
ઢેલી : વાહ ! મુને મરેલી ધારીને સબોસબ દોડતો આવ્યો'તો...ને જીવતી ઊભી છંવ, મખોમખ તો ય મેલીને હાલતા થા ?
રણમલ : તે માણહ કામધંધે નો જાય ? બાયડીનુ મોઢું જોઈને બેઠા જ યેં ઘરમાં ? કઉં છુ, હાવ મેલ્ય... ઘોરે દા'ડે કોક જોશે તો ઠેકડી કરશે...
ઢેલી : એ...ને, જોનારાની આંખ્યું ઠરશે ! ધણીનો હાથ ધણિયાણી નો પકડે તો કોણ, ગામની ગોલીયું પકડે ?
રણમલ : ગાલાવેલી થા મા, ગાલાવેલી થા મા હવે ! રાતે તો રિસાઈને બેઠી'તી... હાથેય અડાડવા દીધો નહોતો...ખબર્ય છે તુને, આખી રાત પડખાં ઘહીઘહીને ડિલ છોલાઈ ગ્યાં છ – ડિલ !
ઢેલી : અરરર ! (મજાકમાં) તો તો બહુ બરતરા થાતી હશે...લાવ્ય બે'ક ફૂંક મારી દઉં...
રણમલ : ફૂંકવારી ! અત્યારે ફૂંક મારવા કરતાં રાતે દીવાને જ ફૂંક મારી દીધી હોત તો ?
ઢેલી : જાને પીટયા ! એકની એક વાતે રઘવાયો થ્યો છ તી ! પડખાં તેં એકલાએ ઘસ્યાં'તાં ? જોયું હત તો ખબર્ય પડત કે હું'ય કેવી બોરબોર આંસુડે રોતી'તી...
રણમલ : એમ ? રોતી'તી તું ?
ઢેલી : રોગો પા'ણો !
રણમલ : પા'ણો કે' છ મુને ? પા'ણો છંવ હું ?
ઢેલી : સાડી સત્તરવાર પા'ણો, લે ! પડખામાં તાજી પરણેતર નિહાકા નાખતી હોય ને ધણીના પેટનું પાણી નો હાલે ?
રણમલ : મને બોલાવ્ય માં કહું છુ. પરણેતરને નઈ જેવી વાતમાં સૂંડલો ભરીને રૂસણાં લેવાના શોખ હોય તો ધણી પેટનાં પાણી કેમ કરીને હલાવે ?
ઢેલી : (છણકો કરીને) તારી તે જીભમાં ભડકો મેલું ...પીટયા, કાંઈ બોલતાં શીખ્યો છે...
રણમલ : ના, ના ! કાબર્યની જેમ સંધુ તને જ બોલતાં આવડે ! મુને શું આવડે ? હું તો પા'ણો છંવને ? પા'ણો કાંઈ બોલે ?
ઢેલી : (છણકીને) ઓય, તારો બરો !
*રણમલ : એલી ઢેલડી ! આમ છણકા નાખશ ત્યારે* ઓર મીઠી લાગશ, હો !
ઢેલી : જાને હવે !
રણમલ . તારા સમ... એવી રળિયાત લાગશ...

[ઝડપ મારી બાથમાં લેવા જાય છે. ઢેલી આઘી ખસી જાય છે.]

ઢેલી : હુરાયો થ્યો છ ! હવે ખેતરે જા, ખેતરે ! બાયુની જેમ ટાયલા કરશ અત્યારમાં તી ! ઘોરે દીએ ઘરવારી માથે ઝડાકું મારશ તી ભૂંડો લાગશ, પીટયા ?
રણમલ : ઓહહો ! ઝડાકું નો દઉં તો શું પૂજા કરું તારી ?
ઢેલી : ગરજ હોય તો કરવી પડે !
રણમલ : (ગુસ્સાથી ઊભો થાતા) એમ ? એમ ? પૂજા કરું તારી, એમ ? ઢીંઢા ભાંગી નાખું, *જરાક વખાણ્યુ કર્યાં ત્યાં દાતે વળગશ ?*
ઢેલી : ભાગ્યો ભાગ્યો ! બિવરાવશ કોને, પીટયા ? બઉ બા'દુર છો તી રાતે બતાવજે જોર ..
રણમલ : રે'વા દે, રે'વા દે, ઠાલી મફતની ! *જરાક* બથ ભરું છ તિયાં ભેં કરી જાશ ! આજ રાતે વાત છે તારી — પાધરું સવાર નો પાડી દઉં તો કે'જે...
ઢેલી : (છણકો કરી ખીજવતા) ઓય મા ! એમ કૂકડો બોલ્યે સવાર નો પડે...

રણુમલ : (ઢેલીનો હાથ પકડીને મરડતાં) તારી તે માની! શું બોલી? કૂકડો કે'છ મને, કૂકડો!

ઢેલી : (કૃત્રિમ ચીસ પાડતાં) એ કુઈ, ફોડજે... આ તારો બત્રીલખણો મારી નાખે છ મુંને... એ કુઈ! ઓય રે...

રણુમલ : (ઢેલીના મોઢા આડે હાથ મૂકીને દબાતા અવાજે) મૂંગી રે', કઉં છું, મૂંગી રે'... વાંદરી!

[કારી ડોશી જાળિયામાંથી ડોક કાઢીને સાદ દે છે.]

કારી : અરેરે...એલા રણુમલ, ઢેલીવઉને શું થ્યું? કેમ ચીહ નાખી?

રણુમલ : (ઢેલી બોલવા જાય એ પહેલાં એના મોઢે હાથ દાબીને) કાંઈ નઈં માડી, ઈ તો એને મંકોડો ક્યડચો...

કારી : (સમજી જતાં, રમૂજમાં) એ ઠીક બાપુ! ઘરમાં મંકોડા બહુ પેધી ગ્યા છ! બરતરા થાતી હોય તો એ'ક ફૂંક મારજે, બસારીને...

રણુમલ : એ હો! (ઢેલીને) જો, માએ હુકમ કર્યો ...લાવ્ય, મારી દઉં ફૂંક! ક્યાં ક્યડચો મંકોડો? કૂલે?

ઢેલી : કૂલાવાળી! હાથ મેલ્ય મારો! ફૂંક તો મારે કાં ઉંદર ને કાં ભૂવો! તું શું ફૂંક મારતો'તો! મેલ્ય હાથ, કઉં છું. મુંને ખોટીપો થાય છ!

રણુમલ : શીનો ખોટીપો?

ઢેલી : ઓરિયે જાવું છ — માટી ખોદવા. તારી હાર્યે તનકારા કરવા અત્યારમાં નવરી નથ.

રણુમલ : એલી, ઘરને રૂપારું કરવાનો તને આવડો મોટો ઢઢિયો કાં છે?

ઢેલી : મારું ઘર છે — ઈને રૂપારું નો કરું? અઘોરી-ની બખોલ જેવું ગંધારું રે'વા દઉં?

રણુમલ : તે કર્યને રૂપારું! પણ ઈને ભૂતની જેમ વરગવાનું? તારા પંડચ સામે તો જો, કોક દી!

ઢેલી : કેમ, વરી પંડચમાં તે શું જોવાનું છ?

રણુમલ : આ માખણના પિંડા જેવા મોઢા ઉપર ગોરમટીનાં છાંટણાં...શરણાઈ જેવી હાથની કળાઈઓ કોણી લગી ગારોગારો! ઘરને ઊજરું કરશ ને દેહના દાગીના ધૂરમાં રગદોરશ – ઈ નથી ખમાતું મારાથી... તારા સમ!

ઢેલી : (મજાકમાં) ઓય ઓય!

રણુમલ : એલી, કઉં છું આવડી બધી કેવાની અધીરાઈ આવી છ, ઘર શણુગારવાની? તું મરી બરી તો જાવાની નથ ના?

ઢેલી : લે, જો તો બાઈ! આ રણુમલ કેવી વાણી કાઢી રિયો છ! મેરની દીકરી ખોયડું નો શણુગારે તો એનો જનમારો કાંઉ ખપનો?

રણુમલ : હે સૂરજદાદા! આ મેરની છોકરી તો નવી નવાઈની! કવરાવ્યો મુંને! ભગવાન કરે ...ને તું ઓરીપો કરવા ચડી હો ને નિસરણી લસરે જાય તારી!

ઢેલી : તો તો પીટચા, તારે જ ચાકરી કરવી પડશે મારી! પછી તો એય...ને સાજી થઈ જાંવ તોય તી તારા ખોરામાંથી ઊઠાં જ નઈં ને! ખોટી ખોટી માંદી પડેને સૂતી જ રાં...'

રણુમલ : એમ? એમ? મારી પાંહે ચાકરી કરાવવી છ તારે? ચાકરીવારી! દેશ ઢીંઢાં ઉપર એક લાત...

ઢેલી : લાત મારે ઈ ઢોર ને હેત કરે ઈ આદમી...

રણુમલ : (હસતાં) વરી પાછો ઢોર કીધો મુંને! બોલ્યે તો તુંને સરસતીય નો પૂગે. મારું શું ગજું?

[પાવડો લઈ ખભે મૂકી ચાલતાં]

લે, જાવા દે મુંને...બહુ ખોટી કર્યો તેં તો...

ઢેલી : (હાથ ઝાલીને અનુનયપૂર્વક) એય...રણુ-મલજી!

રણુમલ : (હાથ છોડાવવા મથતાં) વરી શું છ? જાવા દે, જાવા દે, મુંને...

ઢેલી : ઊંહું...ઓલી કાલ રાતવારી અધૂરી વાત તો પૂરી કરતો જા!

રણુમલ : જાવા દેને! કઈ વાત?

ઢેલી : સાવ ભુલકણો! ભૂલી ગ્યો? ઓલી વાત — રાજાના કુંવરની ને અપસરાની!

રણુમલ : ઓહો, ઈ વાત? અત્યારે નઈં, અત્યારે

નઈ. .

ઢેલી અત્યારે નઈ તો વરી ક્યારે?

રણમલ : કેમ રાત નઈ પડવાની? રાતે ઈ વાત કરેશ, અત્યારે મુને ખોટી કર્ય મા!

ઢેલી. કહી દેને! દાતમા છોતું ભરાણું હોય એમ ઈ વાત જ મુ ને સાભર્યા કરેશ. .મનમા એવી ચટપટી ઊપડી છ કે પછી શુ થ્યું હશે – શુ થ્યું હશે ઈમ જ થાય છે કહી દેને! ટટરાવશ શુ? કહી દેને! મારા ગરાના સમ! (ગળા પર હાથ મૂકી) મારા સમ!

રણમલ : અરે, તેં તો ભારે કરી! (પાવડો નીચે મૂકી યાદ કરતો હોય તેમ...આમતેમ આંટા મારે છે.) હા, તો ક્યા લગી વાત કરી'તી તુને?

ઢેલી. કઉં? (ઉત્સાહથી) જોને, રાજાનો કુવર રસાલો લઈ શિકારે નીકર્યો છ...શિકારની પછવાડે ઘોડો દોડાવતો રસાનાથી જુદો પડી જાય છે...મારગ ભૂલી જાય છે ..આમ ને આમ જંગલમા સાજ પડી ને રાતેય પડી ગઈ. કુંવર થાકીને લોથપોથ થઈ ગ્યો છ .મારગ કરાતો નથી. ઘોર અધારું થઈ ગયું છ. તી પછી કુવર ઘોડેથી હેઠો ઊતરી ગ્યો. વચાર કર્યો કે હવે કોક ઝાડ ઉપર બેઠીને રાત કાઢી નાખું... ઝાડના થડે ઘોડુ બાધ્યું ને ચડયો છ કાઈ ઝાડવે ઈમ કરતા કરતા અડધી રાતના ગજર ભાગ્યા... કુવર થાકનો માર્યો પોઢી ગ્યો છ એવે ટાણે છમઠમ ઝાઝર ઝણુક્યા છ કુવર નીંદરામાથી ઝબકી જાય છે આખ્યુ ખોલે છ તો આભમાથી ઊતરેલી અપસરા દીઠી. શુ એના રૂપ, શુ એના તેજ! કુવર અપસરાને જોતાવેંત મોહી પડયો. ઝાડેથી ઠેકડો મારી નીચે આવ્યો. ઝપ દઈ અપસરાનું કાડુ ઝાલ્યુ ત્યા અપસરા બોલી ..

[ઢેલી જેમ જેમ વાત કરતી જાય તેમ તેમ તખતા પર પ્રકાશ-આયોજન બદલાય વાદ્યસ્વરોના અને ધ્વનિના આછા સકેતો વગેરેથી ડીમ સીક્વન્સ રચાય રણમલ રાજાના કુવર રૂપે ને ઢેલી અપ્સરાના પાત્રરૂપે સવાદ બોલે છે]

ઢેલી : અરે, કારા માથાના માનવી! મારો હાથ કાં ઝાલ્યો? કોણુ છો તું?

રણમલ હુ વિકરમપુરના રાજાનો પાટવી કુવર – રાવસગ! બાઈ, તું કોણુ ને આવા અઘોર જગલમાં શીદને આવી?

ઢેલી : હુ સરગાપુરીની અપસરા – મારું નામ રંભા! મારો હાથ મેલ્ય...

રણમલ હવે હાથ નો મેલુ! અપસરા! તે તો મારા મન મોયા... મારે તારી ભેરા લગન કરવા છ.

ઢેલી. અરે, કારા માથાના માનવી! આ તુ શું કે' છ ..નો થાય, આપણા લગન નો થાય ..

રણમલ. કા?

ઢેલી : તું કારા માથાનો માનવી ને હુ સરગાપરની અપસરા – ક્યાથી થાય લગન?

રણમલ : ઈ કાઈ હુ નો જાણું હાલ્ય રંભા, તુને મારી પટરાણી બનાવશ એવા એવા સુખ દેશ કે સરગાપુરી ભૂલી જઈશ

ઢેલી : તું હમજતો કેમ નથ, કુંવર! આપણા લગન નો થાય — સરગાપુરીનો કાયદો ના પાડે — જાવા દે મુંને

રણમલ. કેમ જાવા દઉં તુને? તારા વન્યા જિવાશે નહિ તું હાલી જઈશ તો પા'ણા ઉપર માથા પછાડીને જીવ છાડીશ — તુને મારી હત્યાના પાતક પડશે ..

ઢેલી · અરેરે, તેં તો ગજબ કર્યો, કુવર! હા પાડુ તો હાથ કપાય ને ના પાડું તો નાક કપાય, એવુ થ્યું આ તો!

રણમલ ફીકર ખાડય મા, સુંદરી! હાલ્ય, હાલ્ય, લગન કરી લૈયે .

ઢેલી. ભલે કુંવર, જેવી તારી મરજી!

રણમલ · તાબડતોબ કુવરે તો ભોની ધૂર ઉશેટીને કરી ઢગલી (નીચે બેસી ઢગલી કરતો હોય તેવો અભિનય કરે) આ મા'દેવનું બાણુ ..લે, હાલ્ય હવે આ દેવતાની સાખે લગનના ફેરા ફરી લઈયે ...

ઢેલી : ભલે કુંવર, જેવી તારી મરજી!

[ઢેલી ને રણમલ હાથ પકડી ફેરા ફરે. પશ્ચાદ્-ભૂમાં શરણાઈ, નોબત ને ઢોલ વાગે ને સ્ત્રીઓના કંઠે સમૂહમાં લગ્નગીત ગવાય.]

વાગ્યા વાગ્યા જંગીના ઢોલ
શરણાયું વાગે રે સરવા સાદની...
ઊડે ઊડે કાંઈ અબીલગુલાલ
દારૂડો ઊડે રે મોંઘા મૂલનો...
પરણે પરણે રા'ને ખેંગાર
કેસરિયો પરણે રે પદમણી...

રણમલ : (વાર્તા આગળ ચલાવે છે.) કુંવર ને અપસરા પરણી ઊતર્યાં...

ઢેલી : હા, પછે? પછે શું થયું?

[ફરી બેઉ કુંવર અને અપ્સરાના પાત્રમાં પ્રવેશ કરે છે]

રણમલ : રંભા, હવે તું મારી રાણી થઈ...હાલ્ય આપણા રાજમાં...

ઢેલી : ઈ નઈં બને, કુંવર...ઈ નઈં બને, ક્યાંય નો જવાય—

રણમલ : શું કરવા નો બને, રાણી?

ઢેલી : મારો અપસરાનો અવતાર. અમારે કોઈની નજરે નો પડાય—કોઈ કાગ માથાનો માનવી અમને નો જુવે...સરગાપુરીનો ઈ કાયદો છે...

રણમલ : અરર, રાણી! તો કેમ કરવું હવે, ઈ તું કે'...

ઢેલી : મારી વિદ્યાથી આ જંગલમાં હું સોનાનો મે'લ ખડો કરી દઉં—રૂપાના રસ્તા બાંધી દઉં. મે'લમાં આપણે રે'શું ને એમને... આનંદમંગર કરશું!

રણમલ : ભલે રાણી, જેવી તારી મરજી! પણ રાણી, એક વાત છે...

ઢેલી : બોલ્ય, કુંવર! બોલ્ય...

રણમલ : હું વિકરમપુર જાઉં. મારાં માતપિતાને આપણાં લગનની વાત કાને નાખતો આવું, પાગલાગણ કરી આશરવાદ લૈ આવું—તી કેડે આપણે સંસાર માંડશું!

ઢેલી : ઈ નો બને, કુંવર! આ લગનની વાત જાણે એક હું, બીજો તું ને ત્રીજો (ધૂળનો ધક્કો લીધનાં) આ પરમેસર,—ચોથું કોઈ નઈં. બીજા કોઈને તેં વાત કરી તો હું તુને મેલીને મારી સરગાપુરીમાં હાલતી થઈ જાઈશ .. તુંને આ શરત કબૂલ હોય તો તારી ભેરો સંસાર માંડું... તું નીકર જા તારા વિકરમપુરમાં ને હું જાઉં મારી સરગાપુરીમાં અને—

રણમલ : અને શું? કેમ અટકી ગઈ, કહેને...

ઢેલી : અને એમ કે પછી મને સદાયને માટે ભૂલી જાજે...

રણમલ : અરેરે, તને કેમ ભૂલું, રાણી! તું તો મારા હૈડાનો હાર...તારી શરતું તો બઉ આકરી છે, રાણી!

ઢેલી : હા, આકરી છે, પણ ઈ પાળવી પડશે, કુંવર!

રણમલ : (નિસાસો નાખી, કપાળે મુઠ્ઠી પછાડતાં) અરેરે આ તે કેવાં ભાગ્ય? (ઢેલીને) ભલે! ભલે રાણી, જેવી તારી મરજી!

ઢેલી : પછી? પછી શું થયું, રણમલ?

રણમલ : વાત પૂછય મા, ઢેલી...કુંવરની માથે પછી કાંઈ થૈ છે, કાંઈ થૈ છે!

ઢેલી : પણ થયું શું?

રણમલ : (વાર્તા કહેતાં) આ રૂપરૂપના અંબાર જેવી અપસરા ભેળાં લગન કરીને કુંવરનો આનંદ ક્યાંય મા'તો નથી... ઓહોહો... કેવી મારી રાણી... કેવાં એનાં રૂપ! હરીફરીને મન થાય — જઈને માતાપિતાને વાત કરું, ભાઈબંધ-દોસ્તારુંને વાત કરું, કટંબ-કબીલાને વાત કરું મારી રાણીની. ને કહું કે કેવી છે અપસરા ને કેવાં છે એનાં રૂપ, અપસરા મને કેવાં હેત કરે છ ને હુંય અપસરાને કેવાં હેત કરું છ—કે'વી છે આ સંધી વાતું... વરીવરીને થાય છ કે હાલ્ય કોકને કઉં—વાત પેટમાં 'માતી નથ. પણ અપસરાની આકરી શરત છે કે કોઈને વાત કરીશ તો હાલી જાઈશ...

ઢેલી : હાશું હો! ભારે થઈ, કુંવરને માથે...

રણમલ : તઈં! આ બાજુ વાત પેટમાં 'માય નહિ ને આ બાજુ વાત કોઈને કે'વાય નહિ...દરખ વધે એમ એમ કુંવરનું દખેય વધે! આવરો થઈ ગ્યો છ ઈ તો...

ઢેલી : અરેરે...

રણુમલ  અપસરાથી કુંવરની આ હાલત જોઈ જાતી નથી, પણ ઈ બિચારીય કરે શુ? ઈને સરગાપુરીના કાયદા નડે

ઢેલી  મૂવા, કાયદા! પછી?

રણુમલ  માયલી શરમીથી મોટમોટા કુગરાય ફડ દઈને ફાટી જાય તો માણુસના મનનુ શુ ગજુ?

ઢેની  હા, હા!

રણુમલ  તે એક દી નો રે'વાણું. કુવર દોડચો જગનમા એને પછી ધડધડધડ માડચો ખોદવા ને ભોમા કર્યો હાથએક ઊડો ખાડો પછી ઈ ખાડામા મોઢુ ઘાલીને પેટમા ખદબદતી'તી ઈ બધી વાત ઠાલવી નાખી ખાડાની માલીપા!

[નીચો વળીને જમીનમા કરેલા ખાડામા બોલતો હોય તેમ — કુવરના પાત્રમા—]

સાભર ધરતી મા અપસરા મને બૌ ગમે છ
અપસરા મને બૌ વા'લી વા લી લાગે છ હુ
અપસરાને અતિઘણુ હેત કરુ છ અતિઘણુ
(આ સવાદના પડઘાઓ પડે) સાભર, સાભર
ધરતી મા! અપસરા મને બૌ વા'લી અપસરા
મને બૌ ગમે છ અપસરાને અતિઘણુ હેત
કરુ છ હુ અપસરાને વ્હાઉ છુ વ્હાઉ
છુ વ્હાઉ છુ

ઢેલી  અરે, અરે!

રણુમલ  (વાર્તા કહેતા) આમ પેટની વાત ખાડામા ઠલવી નાખીને કુવરે ઈ ખાડો બૂરી દીધો (નીચે વળી અભિનય કરતા) ખાડા ઉપર ધૂર વારી દીધી, ને હતો હતી એવી કરી નાખી પેટ હરવુફૂલ થઈ ગ્યું કુવરનું — હાશકારો થઈ ગ્યો — હાશ!

પછી ઊઠીને કુંવરે આમ જોયું ને તેમ જોયું —કોઈ મુને જોઈ તો નથી ગિયુંને? પણ ઈ અઘોર જંગલમા કોણ હોય? કુવરે હાશકારો કર્યો — કોઈને ખબર નઈ પડે કે વાત અહીં દાટી છે પછી ઈ તો નચિંત થઈને મે લે આવીને પોઢી ગ્યો

બીજે દી કુવરને પેટમા ફડકો પડચો — પેટની વાત દાટી છ, પણ કોકે બ્હાર કાઢી હશે તો! કુંવર ઝટપટ ગ્યો જ ગનમા ને કૌતુક ભાળ્યુ!

જ્યા વાત દાટી'તી ઈ જગ્યાએ જોય તો વાતને કોટા ફૂટેલા દીઠા લીલાછમ કે ટા! વાતને કોટા ફૂટેલા જોઈ કુવર તો શિયાવિયા

વરી એક દી જઈને જોયુ તો — ઓહોહો, કોટા હતા ઈ વધીને મોટા મોટા વાસ થૈ ગ્યા છ — વાસ! એયને, વાસનુ લીલુછમ જગલ ઊગ્યુ છે લીલુછમ જગલ વાસનુ

ઢેની  હા, પછી? પછી?

રણુમલ  અરે પછી? એયને અનકમલકથી લોક આવી આવીને ઈ લીના વાસ વાઢી ગયા ને વાસમાથી બનાવી વાસરિયુ વાસરીમા ફૂક મારતાવેત કુવરની વાત વગડે! અપસરા મને બૌ ગમે અપસરા મને બૌ વા લી હુ અપસરાને અતિઘણુ હેત કરુ છ વ — આમ ઈની વાત વાયરે ચડીચડીને દશે દશ્યુંમા એયને હાલી

[આ ઉક્તિના પડઘાઓ પડે ને એક બે ત્રણ પાચ દસ વાસળીઓના તખતો ભરી દેતા વિવિધ સ્વરો સડસડાટ લહેરાઈ ઊઠે પ્રકાશ આયોજન બદલાય પશ્ચાદ્ભૂમા સમૂહસ્વરોમા ગીત ઊપડે—]

કાના, તારી વાસળીનો આવડો શુ ચટકો?
વાસળીનો ચટકો જાણે કાળજાનો કટકો!
કાના, તારી વાસળીનો આવડો શુ ચટકો?
આલા લીલા વાસડાનો - લાકડાનો કટકો
કાના, તારી વાસળીનો આવડો શુ ચટકો?
વાસળીના નાદે મુને લાગિયો છે ઝટકો
કાના, તારી વાસળીનો આવડો શુ ચટકો?

[ગીત ગવાતુ હોય ત્યારે તખત ની પશ્ચાદ્ભૂના સફેદ પડદા પાછળ રાસ ઘૂમતી મેર સ્ત્રીઓ વૃંદ છાયાચિત્ર રૂપે દેખાય તખતા પર ગીતના તાલેતાલે ઢેલી ને રણુમલ પણ નૃત્ય કરવા લાગે ધીરે ધીરે ગીતના સ્વરો અને દશ્ય ફેડ આઉટ થાય અને પડદો]

૩૧ ૩-૮૨/મગળ

# વિસ્તરતી સીમાઓ

[સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ]

ચન્દ્રકાન્ત ટોપીવાળા

રૉબર્ટ બેલાહ (Robert Bellah) અને અન્ય સહલેખકો દ્વારા તૈયાર કરાયેલા અને ખૂબ પ્રચલિત થયેલા પુસ્તક 'ધ ગુડ સોસાયટી'માં વ્યક્ત થયેલા કેટલાક વિચારો સાહિત્ય સંદર્ભે વિશેષ રીતે ધ્યાન ખેંચે છે.

પૂર્વઆધુનિક સાહિત્યની એક મહત્ત્વની તાસીર હતી; અને એ ફ્રૉઇડ દ્વારા કરાયેલા વર્ણનને અનુકૂળ હતી. મનુષ્ય પોતાની અંગતતમ ઇચ્છાઓ અને વૃત્તિઓની સીધી પુષ્ટિ કરી શકતો નથી. સમાજની રચનાને અને એની વ્યવસ્થાને સંરક્ષવી હોય તો મનુષ્યની પ્રત્યેક ઇચ્છાને મનુષ્યે નિયંત્રિત કરવી પડે; ઇચ્છાનું કે વૃત્તિનું દમન કરવું પડે. ઇચ્છાઓ અને વૃત્તિઓનું આંતરિક આક્રમણ અને બહારની સમાજવ્યવસ્થા – બે વચ્ચેનો ઊભો થતો તણાવ એને વ્યગ્રતા (anxiety) તરફ લઈ જાય છે; એમાં, દમન ઉત્તમ ગણાયું. સામાજિક માળખાની સુરક્ષા માટેની વ્યગ્રતામાંથી મૂલ્યોનું કવચ ઊભું કરાયું. પૂર્વઆધુનિક સાહિત્ય વ્યક્તિની સામે સમાજને રક્ષવાના પ્રયત્નો બતાવે છે; એમાં સમાજ સર્વોપરિ છે. 'વૈષ્ણવજન'થી માંડી 'સરસ્વતીચન્દ્ર' 'વિશ્વશાન્તિ' કે 'ઝેર તો પીધાં છે જાણી જાણી' સુધીના સાહિત્યમાં સમાજસુરક્ષાની વૃત્તિમાંથી પ્રસરેલી તરેહો છે. સત્ય અને શુભની શ્રદ્ધાને કારણે એ આભાસી તો આભાસી, પણ એક શ્રદ્ધાવાદ રચી આપે છે.

સમાજસુરક્ષા માટેનાં મૂલ્યોને ઔદ્યોગિક ક્રાન્તિની પરાકાષ્ઠાએ અને પછી બબ્બે વિશ્વયુદ્ધોએ મોટા આઘાતો આપ્યા. પૂર્વઆધુનિક કાળનો સર્વોપરિ સમાજ નાબૂદ થયો. એનાં મૂલ્યોનું કવચ નાબૂદ થયું. સમાજમાંથી ઊઠી ગયેલી શ્રદ્ધાએ મનુષ્યને પોતાની અંદર વાળ્યો; અને વ્યક્તિ સર્વોપરિ બની; દમન હીણું ગણાયું. જૂઠું આપોપું (false self) આપોઆપ મોરચાનું કારણ બન્યું. કદાચ એની સામે જ મોરચો મંડાયો. અને આધુનિકતાએ તેમ જ આધુનિક સાહિત્યે સમાજનિરપેક્ષ ઝુંબેશ શરૂ કરી. ક્યારેક ઝુંબેશ સમાજદ્વેષી પણ બની. શુભ અને સત્ય પર ટકેલો આભાસી શ્રદ્ધાવાદ ચૂરેચૂરા થયો. નિષેધવાદ એના સર્વ સ્વરૂપમાં ઊપસી આવ્યો. સમાજને રક્ષવાની નહિ, હવે પોતાને રક્ષવાની વાત હતી. દમન હવે રહ્યું નહિ. અને એટલે જ અર્ધચેતન કે અચેતન સુધીની અદમિત વૃત્તિઓની વ્યગ્રતાની તરેહો આધુનિક સાહિત્યમાં ઠેર ઠેર અભિવ્યક્ત થતી જોવાય છે. પૂર્વઆધુનિક સાહિત્ય જો સમાજને રક્ષવાની વ્યગ્રતામાંથી વિકસ્યું, તો આધુનિક સાહિત્ય વ્યક્તિને રક્ષવાની વ્યગ્રતામાંથી વિકસ્યું. 'માણસની વાત' 'મોએં-જો-દડો' 'છિન્નપત્ર' આનાં ઉદાહરણ છે.

પરંતુ વ્યક્તિને રક્ષવા મથતી આ અદમિત સ્થિતિએ સમાજની જે રીતે ઉપેક્ષા કરી, વાસ્તવિકતાનો જે રીતે પરિહાર કર્યો, કપોલકલ્પિતનો જે રીતે આશરો લીધો અને સમાજને બહાર રાખી જે રીતે પોતીકું પ્રપંચતંત્ર ઊભું કર્યું એ રીતે એ બહુ વહેલી કોઈ બીજા પ્રકારની વ્યગ્રતા પર પહોંચશે એની અટકળ કરવી મુશ્કેલ નહોતી; અને એમ જ બન્યું.

અનુઆધુનિક કાળની વ્યગ્રતા, એ અદમિત વૃત્તિઓની મુક્તિ પરથી ફરીને સમાજસુરક્ષા અને સમાજવ્યવસ્થા પર કઈ રીતે પાછા ફરી શકાય

એની વ્યગ્રતા છે. અનુઆધુનિક સાહિત્ય અને અનુઆધુનિક વિવેચને આથી જ સમાજાભિમુખતાનો નવો સંદર્ભ શરૂ કર્યો છે. અલબત્ત, પૂર્વ-આધુનિક કાળની સમાજાભિમુખતા કરતાં અનુઆધુનિક કાળની આ સમાજાભિમુખતા જુદી છે; એક હોઈ ન શકે. પૂર્વઆધુનિક કાળમાં કલાની જે નીતિસાપેક્ષતા હતી તે આધુનિક કાળમાં નીતિનિરપેક્ષતા કે નીતિદ્વેષમાં પરિણમી. પરંતુ ફરીને અનુઆધુનિક કાળમાં નીતિસંધાન થયું છે; તે નોંધપાત્ર ઘટના છે. સંસ્કૃતિપરક અભ્યાસ (cultural studies), નારીઅભ્યાસ (women's studies), માધ્યમ અભ્યાસ (media studies) વગેરે એનાં ફળ છે.

જાતની સલામતી માટે સમાજનો છેડો ફાડેલો અને જાતને જુદી તારવેલી. અંગત જગતના પટારાએ ખૂલતાં કોઈ અસંગતતા, અતંત્રતા, અવ્યવસ્થાના અતાર્કિકતાના ગૂંચળાઓ બહાર આવેલાં. વિચ્છે અને એકલતા જ માત્ર અવશિષ્ટ રહેલાં. સમા વચ્ચે જોખમમાં મુકાયેલી જાત, ફરી સમાજ વગ જોખમમાં મુકાઈ અને તેથી હવે અનુઆધુનિકતાએ સમાજ તરફ પુનર્ગમન કર્યું છે. એની વ્યગ્રતા હ સમાજથી વિચ્છેદ થવાની વ્યગ્રતા છે, અને સમાજથ વિચ્છેદ થવાની વ્યગ્રતાની તરેહ અનુઆધુનિક કાળન સાહિત્યનું મુખ્ય લક્ષણ છે. 'આંગળિયાત', 'પ્રકાશનો પડછાયો'થી માંડી આપણે ત્યાં છેલ્લે છેલ્લે વિકસે નિબંધનું સ્વરૂપ આજે તેથી જ દસ્તાવેજી સામગ્રી તરફ વળી રહ્યું છે.



## ઈશ્વરચન્દ્ર ભટ્ટનું દુઃખદ અવસાન

શ્રી ઈશ્વરચન્દ્ર ભ. ભટ્ટ એક સારા કવિ અને નિબંધકાર હતા. વર્ષો પહેલાં કવિ શ્રી ઉશનસે વલસાડમાં પરિચય કરાવેલો. ત્રણેક વર્ષ પહેલાં ગુજરાત યુનિવર્સિટીની કૉલેજ ડેવલપમેન્ટ કાઉન્સિલની મારી ઑફિસમાં એ મળવા આવેલા ત્યારે સાહિત્યગોષ્ઠિ કરેલી. તેમના સ્વભાવમાં નિખાલસતા, આખાબોલાપણું, સાહિત્ય પદાર્થનો સાચો ઉમળકો હતો. અભિવ્યક્તિમાં માર્મિક કટાક્ષ પણ જોવા મળતો. જીવનભર તેમણે શિક્ષણક્ષેત્રમાં કામ કર્યું અને વિદ્યાર્થીઓની ચાહના મેળવી તે આપણને 'સપ્તતિ'માં જણાઈ આવે છે. કાવ્યો તે 'સુદામો પરમો' એ ઉપનામથી લખતા. તેમની સર્જકતા પ્રણય-કાવ્યોમાં ખીલી ઊઠતી. તા. ૧-૯-૯૨ના રોજ તેમનું ઓચિંતું અવસાન થયાના સમાચાર ચિ. અભિજિતે આપ્યા ત્યારે ચોંકી ઊઠ્યો, કારણ કે તા. ૧૦-૮-૯૨ના રોજ રાત્રે ૯-૧૫ વાગ્યે તેમણે મને પત્ર લખેલો કે "લાંબે ગાળે 'ઉદ્દેશ'માં 'અંધકારનું કાવ્ય' લલિત નિબંધ પ્રગટેલો તેનો આનંદ. *આ સાથે એવો જ એક નિબંધ 'મૃદ્દકણ' મોકલું છું. યોગ્ય લાગે તો ઉપયોગમાં લેશો.* [આ અંકમાં એ પ્રગટ કર્યો છે.] ..અત્યારે તો, ત્રણેક પુસ્તકની છપાઈના પ્રૂફ વાંચી સુધારી મોકલવામાં વખત જાય છે. એ પુસ્તકો સપ્ટેમ્બર-એકત્રીસ તરફ શ્રી રાજેન્દ્ર શાહ અને મકરન્દ દવે દ્વારા વિમોચન પામશે. એ બંને મારા મિત્ર કવિ છે; ઊંડી મમતાવાળા છે એટલું અહોભાગ્ય." [આ પુસ્તકોનો વિમોચન સમારંભ વલસાડમાં હમણાં યોજાઈ ગયો.] આવા કવિજન શ્રી ઈશ્વરચંદ્ર ભટ્ટના આત્માને પ્રભુ ચિર શાંતિ અર્પો એ પ્રાર્થના.

— રમણલાલ જોશી

# મૃદ્કણ

ઈશ્વરચન્દ્ર ભટ્ટ

સાંજે, દિવસભરના પરિશ્રમથી પરવારી, હું શાળાના ઓટલા પર ગાદીતકિયે અઢેલીને હળવો થતો હતો. આવી નિરાંતની પળો જીવનને સરસ અને તાજું રાખે છે. ઓટલા નીચે પાણીના ખાબોચિયામાં, નીતરેલા નીર નીચે કરચલાનો ક્રિયાકલાપ જોતો હતો ત્યાં મેદાનમાં પડેલા મોટા ઢેફા પર નજર લાંગરી. વર્ષાનાં છાંટણાં શોષીને અત્યારે એ ઢેફું ખીલી ઊઠયું હતું. એમાં સુપ્ત રહેલા બીજકણ હવે કોળી ઊઠયા હતા. દિવસો જતાં વર્ષાસ્નાન અને આતપસેવનથી એ પીળાશ છોડી લીલાશ પકડશે, પછી તો એના તૃણાંકુર શું સામર્થ્ય કેળવે છે...!

વ્યોમમથી કોપે
આતપધારા, ઝીલે
તૃણના ભાલા

આ મૃદુહરિત તૃણમાંથી સમય વીત્યે મૂળ ઝમતાં, નાજુક અંકુર ધરતીના રસકસ ચૂસી પુષ્ટ બનશે. પછી થડ ડાળી, પર્ણ, પુષ્પ અને ફળમાં પ્રગતિ કરતું રૂપ, રસ અને ગંધ છલકાવશે. વખતે એ આમલી, પીપળો, વડ કે શિરીષ જેવું જંગી વૃક્ષ બનશે ત્યારે એ જીવજંતુનું પિયર બનશે. મનુષ્ય પેઠે એ પણ વસુધાની વાત્સલ્યધારા ધાવીને પોતાનો વૈભવ લૂંટાવશે.

પ્રથમ વર્ષા પછી એ માટીની ગંધ પ્રાણીજગતને વિહ્વળ કરી દે છે. વૃષભાદિ તો વપ્રક્રીડા કરે છે. અરે હાથી પણ નાહીને સ્વચ્છ બન્યા પછી વળી પાછો, માથે ધરે ધૂળ વસુંધરાની. આ છે વસુધાનો દૃઢ પ્રીતિબંધ. આધાનવતી સ્ત્રીઓ પણ...

ચગળે કાળી માટી સુખદ હરખી દોહદ ધારી.

એ સૂચવે છે કે સ્ત્રી ધરતીનું જ સજીવ રૂપ છે. એટલે જ એને ક્ષમયા ધરિત્રી કહી છે. સીતાની ઉત્પત્તિ ધરતીમાંથી, દ્રૌપદીની ઉત્પત્તિ અગ્નિમાંથી, જ્યારે અપ્સરા પ્રગટી જળમાંથી; પરંતુ એ ત્રણે તત્ત્વો પૃથ્વીને આધારે જ છે.

હવામાં ઝૂલી અનેક પુષ્પો પરાગ લૂંટાવે છે, સૂર્યમાં ઝૂમતાં પર્ણ પોતાની પ્રયોગશાળામાં ક્લોરોફિલ અને સ્ટાર્ચ બનાવતાં રહે છે. અરે, દિવસ દરમ્યાન અંગારવાયુ ચૂસીને રાત્રે એને પાછો છૂટો કરે છે. જનજીવન પર આ તે કેવો ઉપકાર!

પર્ણવૃંદ પરથી સરતું મર્મરગીત, મોટાં પર્ણ પર ઝિલાતાં મોતી, તૃણાંકુર પર હિલોળતાં ઝાકળબુંદ, પ્રચંડ સૂર્યને પણ પળભર એ રમાડે છે, મેઘધનુના રંગ પ્રગટાવે છે ક્ષણ પછી તો બધું જ ખંખેરી નાખે છે. પાનખરમાં એ પર્ણો ખરે, નીચે પડે, સડે અને ભોંમાં ભળી ખાતર બને. વસંતમાં, એ પર્ણને સ્થાને નવી કૂંપળ ડોકિયું કરે છે. ખરેલાં પર્ણને પડતાં જોવાની પણ મજા છે. કયારે કયાંથી કયું પર્ણ ખરે તે નક્કી નહિ પરંતુ ખરે ત્યારે એની દાંડી ઉપર હોય છે અને અણી નીચે હોય છે. એ ભમરડા પેઠે ચક્રાકાર ગતિ સાધે છે. વળી પાછો, જો પવન પ્રાણ ફૂંકે તો, જમીન પરથી અન્યત્ર એ ઊડે છે. કેવો છે આ પર્ણનો સ્વચ્છંદ! એની લીલાનો પાર નથી. એની સર્જનમુદા અને વિસર્જનની વેદનાનું યુગ્મ, અકળ એટલું જ અદ્ભુત હોય છે.

આશ્રમવાસી શકુન્તલાએ પોતાનો પહેલો પ્રેમપત્ર કમળપત્ર પર જ કોતરેલો. જોકે એ દુષ્યન્તને મળ્યો હોય એવું લાગતું નથી. ઋષિઓ ભૂર્જપત્ર પર લખીને, એ પર્ણો ગંઠી લેતા એટલે ગ્રંથ શબ્દ મળ્યો. વૃક્ષના લીલા પાંજરામાં પક્ષીઓ સ્વેચ્છાએ

પુરાય છે; એની કૂંપળ ચૂગે છે અને ટેટા આસ્વાદે છે એ રીતે પોતાનો સંસાર ભોગવે છે.

આ પર્ણના રવ પણ શ્રુતિહર હોય છે. પીપળાનું અટ્ટહાસ્ય, પારિજાતની ખંજરીનુ માધુર્ય અને તાડને માથે છાક છકયા રવનુ આકલન શ્રુતિની તીવ્રતા માગે છે પરંતુ જ્યારે -

આત્મપર્ણે સ્હેજ અવખરવ,
દળ હૈયાનુ ગુંજે અનુરવ;
અંતર બાહિર શાંત મુદારવ ।

એમાં જ જીવનની ધન્યતા રહેલી છે.

આદિમાનવે સૌ પહેલાં લજ્જા અનુભવતા આ પર્ણનુ જ આચ્છાદન બનાવેલું. વટપત્ર પર બાલ-મુકુન્દ પોઢેલા પછી તો માનવજાતે એવી પ્રગતિ (?) કરી કે કપાસ, ઊન, રેશમથી આગળ વધી શાર્ક-સ્કિન – માછલીની ચામડીથી શરીર શોભાવવાનો છંદ કેળવ્યો છે જેમાં હિંસાનુ પોત ગૂંથાયેલુ છે. નિર્દોષ છે ફક્ત કપાસ, છતા સૌથી આકર્ષક અને સુંદર છે પ્રકૃતિના પુષ્પપર્ણના આભૂષણ. મસ્તકે, હાથે, પગે અને કેશકલાપમાં તથા કાન પર આ આભરણ નીખરી ઊઠે છે. એ કારણે રૂપ રંગ અને ગંધની મુલાયમતાનું અનોખું કાવ્ય રચાઈ જાય છે.

કોઈક ભીલકન્યાના શામળા વાન પર કેસૂડાના રાતા કે કદંબનાં પીળા ફૂલની રચના અનોખી છટા ઊભી કરે છે. મારી પાસે કોઈએક સાથાલ ગ્રામીણ યુવતીનું ચિત્ર છે. વર્ષાઋતુ છે એટલે એને માથે લીલી ચારનો ભારો છે તેને ટેકવવા એણે બંને હાથ ઊંચા કર્યા છે એટલે કંચવા વગરનો એનો ઉરોભાગ પણ ઉન્નત થયો છે. કપાળે એણે સિંદૂરનો મોટો ગોળ ચાંલ્લો કર્યો છે. પગમાં કડલા છે અને ગળામા મોટા સફેદ કોડિયાનો હાર છે. એણે મોટી લાલ કિનારની સફેદ ધોતી (સાડી) પહેરીને કેડ બાધી છે તે કડલાથી ઉપર, ઊંચી રહેલી છે. વાળમા સહેજ ત્રાસું, કાનથી ઉપર એક જ સફેદ ફૂલ ગૂંથ્યુ છે. દૂર એનો પતિ માથે ભારો મૂકી સ્વસ્થ ઊભો છે જ્યારે એનો પાછલો પગ એડીએથી ઊંચકાયેલો છે, આગલો પગ સ્થિર છે તે એની ઘર તરફની ગતિ સૂચવે છે આ પ્રકૃતિકન્યાએ સાદાઈમા જ લાવણ્ય ભરી દીધુ છે.

ધ્વનિરૂપે કહુ તો, મૃદ્‌કણને જ માણસ પાથરે છે, ઓઢે છે, પહેરે છે; ખાય છે, પીએ છે. આ ઢેફું જ ઊડે છે, સરે છે, દોડે છે, રીસે છે, રીઝે છે. એ માટીના કણ જ પર્ણ, પુષ્પ, ફળમાં રસ, રંગ અને આકાર ધારણ કરે છે. કીટ, કૃમિ, જંતુ સૃષ્ટિ પછી પક્ષી પશુ વાનર પછી મહા(વા)નર એવો માણસ આ મૃદ્‌કણનો ચરમ વિકાસ છે જે પોતાના ક્રિયાકલાપથી સંસારને શોભા આપે છે, અવળી બુદ્ધિ થતા તેનો સંહાર પણ કરે છે

મૃદ્‌કણમાથી વિકસેલું એક જ વૃક્ષ, પોતાના પર્ણ, પુષ્પ અને ફળથી જીવમાત્રને ધન્ય કરી દે છે. જોકે એના મૂળમા રહ્યો છે મૃદ્‌કણનો સમૂહ: માટી. પૃથ્વી એક વિરાટ ઢેફું નથી તો બીજું શું છે?

આ મૃદ્‌કણ તો મહાકાવ્યનો વિષય છે.

૧૪-૮-૮૩; ૨૫-૭-૯૨

## સાભાર સ્વીકાર

**એસ એન.ડી ટી. વિમેન્સ યુનિવર્સિટી (મુંબઈ)નાં**

**ધ ટેમ્પેસ્ટ:** શેક્સપિયર, અનુ નલિન રાવળ, કિં. રૂ. ૪૫. **સદાનંદ રેગે** · (મરાઠી કવિતા) અનુ. જયા મહેતા, કિં. રૂ. ૨૫. **મેઘહૃદય:** વસંત બાપટ, અનુ. સુરેશ દલાલ, કિં. રૂ. ૬૦.

*

**પાર્શ્વ પ્રકાશન,** નિશાપોળ નાકા, ઝવેરીવાડ, રિલીફરોડ, **અમદાવાદ–૧નાં**

**ભાવન: વિભાવન:** હરિવલ્લભ ભાયાણી, કિં. રૂ. ૬૦. **જેન્તી હંસા સિમ્ફની:** સુમન શાહ, કિં. રૂ. ૪૫. **અભિમુખ:** મણિલાલ હ. પટેલ, કિં. રૂ ૮૦. **ઝાલર વાગે જૂઠડી:** વિનોદ જોશી, કિં. રૂ. ૨૫ **વાંસળી** – સંપા: સુમન શાહ, કિં. રૂ. ૪૦.

# સ્વાધ્યાય અને સમીક્ષા

હરિવલ્લભ ભાયાણી; રમેશ ર. દવે

**લવઘણાની વાર્તા**

૧. વડોદરા જિલ્લાના સંખેડા તાલુકામાં વસતી ભીલ કોમ તડવીમાં નવરાત્રમાં માતાનો ઉત્સવ ઊજવતી વેળા જાગરણ કરાતું હોય છે, ત્યારે ભજનો ગાવાનો અને પરંપરાગત વાર્તાઓ કહેવાનો ચાલ છે. વાર્તાકથક 'વાતી' કે 'જાગરિયો' કહેવાય છે. તેનો સાથીદાર વાર્તા(કે વાત)માં હોંકારો ભરતો હોવાથી 'હોંકારિયો' કહેવાય છે. વાર્તા પદ્યમાં તેમ જ ગદ્યમાં કહેવાય છે, પદ્ય ભાગ લાંબે રાગે ગવાઈને ડાકલા વડે તાલ આપતાં રજૂ કરાય છે. વચ્ચે વચ્ચે હોંકારિયો ભલકારા કરીને, વાર્તાકથકના તે તે અંશના છેલ્લા વાક્યની પુનરુક્તિ કરીને કે ક્વચિત્ કહેલા પ્રસંગને સમજાવતું વિસ્તરણ કરીને કહેનારને પાણી ચડાવે છે અને તેથી કથકને વચ્ચે વચ્ચે વિશ્રાંતિ મળે છે. 'લવઘણાની વાર્તા' (અપર નામ 'ખોડિયારની વાર્તા') શાંતિભાઈ આચાર્યે ભાટપુર ગામના જાગરિયા ભાઈલાલભાઈ તડવી પાસેથી ધ્વનિમુદ્રિત કરી, પછી તેના પરથી પાઠ ઉતાર્યો છે. ભૂમિકામાં વાર્તાનો સારસંક્ષેપ, તેનો સામાજિક-ધાર્મિક પરિસર, વાર્તાના મૂળમાં જૂનાગઢના અગિયારમી શતાબ્દીના રાજા નવઘણ વિશે મળતી ઐતિહાસિક અને દંતકથાત્મક માહિતી વગેરે આપેલ છે, અને વાર્તાના પાઠને અંતે વાર્તાની તડવી બોલીનું વ્યાકરણ-દૃષ્ટિએ વિશ્લેષણ અને શબ્દકોશ આપ્યાં છે.

શાન્તિભાઈ વરસોથી ગુજરાતના આદિવાસીઓની બોલીઓ અને પરંપરાગત સાહિત્યના ક્ષેત્રે સંશોધન કરતા રહ્યા છે.

૨. 'લવઘણાની વાર્તા'ના પ્રકાશન દ્વારા આપણને આદિવાસી સાહિત્યના એક નવા પ્રકારનો મિશ્ર પદ્યગદ્યમાં ધાર્મિક અનુષ્ઠાનના એક ભાગ લેખે શૂરવીરકથાનો પ્રમાણભૂત પરિચય મળે છે. આ પહેલાં આ કથાનાં બે ગુજરાતી રૂપાંતર પ્રસિદ્ધ થયેલાં છે. શાન્તિભાઈના ધ્યાનમાં કદાચ એ ન આવ્યું હોવાથી એ બાબત નોંધી નથી. જે શંકરભાઈ તડવી 'લવઘણાની વાર્તા'ને પ્રાપ્ત કરવામાં ઘણા સહાયભૂત થયેલા છે તેમણે જ ૧૯૬૩માં 'ગુજરાતી લોકસાહિત્યમાળા'ના ત્રીજા મણકામાં (પૃ. ૨૧૯–૨૬૩) આ કથા, જે તેમણે ૧૯૫૫માં મેવાસના તડવીઓમાં કહેવાતી સાંભળેલી તેની ટૂંકી નોંધને આધારે 'બાળુડો લવઘન' એવે નામે ગુજરાતીમાં આપી હતી. તેમણે નોંધ્યું છે કે આ 'ખોડિયારની વાત' કહેનાર સંખેડા તાલુકાના વાલપુરા ગામનો ગિરધર વાતી ૧૯૩૮ના અરસામાં એક ભારે પ્રભાવક વાર્તાકથક ગણાતો હતો. મેવાસની આદિવાસી લોકકથાઓમાં તેમણે 'ગજરામારુ', 'સદેવંત સાવળિંગા', 'માણે સજને', 'ઝાંઝ ને વેંઝ', 'રાઠોડ-વાર્તા' — એટલી વાર્તાઓનો પણ ઉલ્લેખ કર્યો છે.

તે પછી ગુજરાત રાજ્ય લોકસાહિત્ય સમિતિના 'લોકપુરાણ કથાઓ' નામના ૧૯૬૮ના પ્રકાશનમાં વસંત જોધાણીએ 'નર ગયા ને વાતો રહી' એવા શીર્ષક નીચે આ જ કથાનું એક રૂપાંતર રજૂ કર્યું છે (પૃ. ૭૨–૧૧૮) દુર્ભાગ્યે તેમણે આ કથા કોની પાસેથી ક્યારે સાંભળેલી અને તેમણે જે સ્વરૂપે આપી છે તેમાં મૂળ કથામાં કશો ફેરફાર કર્યો છે કે કેમ તે વિશે કશી જ માહિતી આપી નથી. જો ગુજરાતના વિવિધ પ્રદેશમાં વસતા ભીલોમાં આ કથાનાં રૂપાંતર મળતાં હોય તો તે નોંધી લેવાનું કામ પણ હાથ ધરાવું જોઈએ.

આદિવાસીઓના કંઠસ્થ સાહિત્યના દીર્ઘ

પ્રકારોમાં લોકમહાકાવ્યો (કે લોકગાથાઓ), ભજન વાર્તાઓ વગેરેનો સમાવેશ થાય છે બનાસકાંઠાના ડુંગરી ભીલોમાં પ્રચલિત સંખ્યાબંધ ભજનવાર્તાઓ ડૉ. ભગવાનદાસ પટેલે ધ્વનિમુદ્રિત કરી છે, અને તેમાંથી તેમણે સંપાદિત કરેલું 'રાઠોડ વાર્તા'નું મહાકાવ્ય ટૂંક સમયમાં ગુજરાત સાહિત્ય અકાદમી તરફથી પ્રકાશિત થનાર છે ગત બેએક દસકાથી ભારતીય મૌખિક પરંપરાના મહાકાવ્યો ('ફોક એપિક')ની નોંધણી અને અધ્યયનના કાર્યમાં ભારતના તેમ જ વિદેશી વિદ્વાનો સારો એવો રસ લઈ રહ્યા છે, અને તે અંગેનું ગણનાપાત્ર સાહિત્ય પ્રસિદ્ધ થયું છે ડુંગરી ભીલની ઉપર્યુક્ત 'રાઠોર વાર્તા' એ રાજસ્થાનના મૌખિક મહાકાવ્ય 'પાબુજી'નું જ એક રૂપાંતર છે * 'પાબુજી' ઉપર કેટલાક વરસ સંશોધન કરીને કેમ્બ્રિજ યુનિવર્સિટીના પ્રા જોન સ્મિથે તેનો પાઠ, અંગ્રેજી ભાષાંતર અને વિવિધ પાસાઓનું વિસ્તૃત અધ્યયન પ્રસ્તુત કરતું પુસ્તક ૧૯૯૧માં પ્રકાશિત કર્યું છે.

૩ 'લવધણાની વાર્તા' અને 'રાઠોડ વાર્તા' વચ્ચે કેટલાક સમાન કથાઘટકો જોવા મળે છે એ ઘટકો તથા બીજા પણ લોકસાહિત્યમાં — ભારતીય પરંપરામાં — બીજી કેટલીક પ્રાચીન કે પ્રચલિત કથાઓ મળે છે (૧) ભંગિયણ તરફથી રાજાને સાંભળવું પડતું વાંઝિયામહેણું, (૨) વાડી ઉજાડતા બલિષ્ઠ સૂવરના શિકારે જતા રાજાની અથડામણ, (૩) રાજાના અજાણપણે સગથી અણમાનીતી રાણીને ગર્ભ રહેવો અને પાછળથી પ્રતીતિ કરાવવા તે વેળા રાજા જે જે બોલે તે લખી રાખવું, (૪) લાંબા સમય સુધી તપ કરતા રાજાને વરદાન આપવામાં ઢીલ કરતા, પણ શિવલિંગ પર માછના નાખનાર ઢીમરને તરત પ્રસન્ન થતા મહાદેવ, (૫) ઊકળતી તેલકઢાઈમાં નાહવું અને ધીખતા સ્તંભને ભેટવાનું — એ દિવ્યો, (૬) આંધળા, પણ અત્યંત ચકોર ચોકીદારની ચોકી વટાવવી, (૭) ગાયો વડે નિરાધાર બાળકુંવરને ધવરાવવાની ઘટના, (૮) દૈવીકૃપા કે તત્ત્વ ધરાવતા બાળકના અસાધારણ બળ અને મસ્તી પ્રકટ કરતા પરાક્રમો, (૯) અજાણ્યા રખડુ (પણ ગુપ્તવેશે રાજબીજ)ને વરતી રાજકુંવરી, (૧૦) અજાણ્યા કુળના જમાઈનું કાસળ કાઢવાની સસરાની યુક્તિઓ નિષ્ફળ જવી, — આ ઘટકોમાંથી થોડાકનું 'રાઠોડ વાર્તા'માં પણ પુનરાવર્તન થાય છે, ને કેટલાક પુરાણકથાઓ અને મધ્યકાલીન કથા સાહિત્યમાં જાણીતા છે. બાકીના આદિવાસી મૌખિક પરંપરાના દીર્ઘ કથાકાવ્યોનું સંપાદન અને અધ્યયન પણ આવી પદ્ધતિએ સમયસર કરાવવા વિદ્યા સંસ્થાઓ ઘટતું કરશે એવી આપણે આશા રાખીએ

[ લવધણાની વાર્તા તેના પરિસરમાં સંપા૦ શાન્તિભાઈ આચાર્ય, પ્રકાશક ગુજરાત સાહિત્ય અકાદમી, ૧૯૯૧, પૃ ૮+૧૪૧ કિં ૩ ૪૦ ]

—હરિવલ્લભ ભાયાણી

*

## માનવજીવનનાં તેજ-તિમિરને આલેખતી ચરિત્રકથાઓ

રમણલાલ ચી. શાહે લખેલા, એન સી સી અને મિલિટરીની દુનિયાના અજીબોગરીબ ઇન્સાનના ચરિત્રો 'નવનીત સમર્પણ'માં પ્રગટ થતા હતા ત્યારથી, એ ચરિત્રો ગ્રંથસ્થ થઈને એકસામટા વાચન વગા થાય તેની રાહ હતી 'હવાલદાર નાયડુ' વાંચીને તો રમણભાઈને આનંદ પત્ર પણ લખેલો અલબત્ત, કોઈ કારણસર એ અનુત્તરિત રહેલો એ પણ યાદ છે યાદ એટલા માટે રહ્યું કે બહુધા, કૃતિની પ્રશંસા કરતા પત્રો અનુત્તરિત રહેતા નથી હમણાં ઉપર કહી એ પ્રતીક્ષા પૂરી થઈ. ભાયાણી સાહેબને ત્યાં 'બૅરરથી બ્રિગેડિયર' પુસ્તક જોયું ને તરત વાચવા માગી લીધું સામે બેઠેલી ભારતીની ભમરો તંગ થઈ એને આમ યદાકદા પ્રગટ થઈ જતી મારી બ્રાહ્મણવૃત્તિ પસંદ નથી. પણ વાચનસામગ્રી માગી લેતા સંકોચ શો ?

મેજર શાહે આ પુસ્તકમાં એમની, એન સી સી.

---

* ભીલી મૌખિક પરંપરાનું 'દેવનારાયણ' એ રાજસ્થાનના બીજા એક મૌખિક મહાકાવ્ય 'બગડાવત'નું રૂપાંતર છે

અને મિલિટરીના માહોલમાં વીતેલી જિંદગીનાં પૃષ્ઠો પર ઝિલાયેલી વ્યક્તિછબીઓનું લગભગ ભક્તિભાવપૂર્વક સંકીર્તન કર્યું છે. મેં અહીં ‘ભક્તિભાવપૂર્વક’ એવું ક્રિયાવિશેષણ પ્રયોજ્યું છે, પરંતુ તેમ કરતી વેળા, ચરિત્રાંકનમાં તાટસ્થ્યનો અભાવ છે –એવું સૂચવવાની લગીરે નેમ નથી. સર્જકમાં અપેક્ષિત અનાત્મલક્ષિતા આ ‘આત્મલક્ષી પ્રકારના અંગત અનુભવો’ના નિરૂપણમાં સાદ્યન્ત જળવાઈ જ છે. અને કહેવાનું જે કંઈ વિશેષ છે તે તો એ કે અહીં એસ્થેટિક ડિસ્ટન્સના નિર્વહણ પછીય વ્યક્તિ અને તેમની મૂલ્યનિષ્ઠા પરત્વેનો પ્રગટતો ભક્તિભાવ સ્પર્શક્ષમ નીવડે છે.

પુસ્તકની પ્રસ્તાવનામાં લેખકે નોંધ્યું છે તેમ, આ વ્યક્તિચિત્રો આલેખતી વેળા, તે નર્યાં સપાટ ન બની જાય એ માટે એમણે, “સત્યઘટનાત્મક આત્મલક્ષી પ્રકારના અંગત અનુભવો સાથે રેખાચિત્ર અને ટૂંકીવાર્તા એ બે સાહિત્યસ્વરૂપોનો સમન્વય કરવાનો પ્રયોગ કર્યો છે.” — આમ કરવાથી શું પરિણામ નીપજી આવે, એનાથી લેખક અભાન નથી. એ લખે છે — “સત્યઘટનાત્મક વસ્તુ સાથે સર્જનાત્મક સાહિત્યસ્વરૂપોનો વિનિયોગ કરવામાં સર્જકતાના કેટલાક અંશો કુદરતી રીતે આવ્યા વગર રહે નહિ, અલબત્ત, એ વિશે સહૃદય ભાવક અધિકારપૂર્વક વધુ સારી રીતે કહી શકે.”

લેખકે એમની રચના માટે ‘વ્યક્તિચિત્રો’ એવી સંજ્ઞા પ્રયોજી છે, પણ ઉપર ટાંકેલાં અવતરણોમાંથી એટલું સ્પષ્ટ થાય છે કે સામગ્રી રૂપે એમની કને ‘સત્યઘટનાત્મક આત્મલક્ષી – અંગત અનુભવો’ છે અને એ સામગ્રીને એમણે ‘રેખાચિત્ર અને ટૂંકી વાર્તા એ બે સાહિત્યસ્વરૂપોની લાક્ષણિકતાઓનો સમન્વય’ કરીને આલેખવાનો સભાન પુરુષાર્થ કર્યો છે. અર્થાત્ અહીં નીપજી આવેલી રચનાની સામગ્રી ચરિત્રલક્ષી છે, તો નિરૂપણશૈલી કથાત્મક છે. એટલે ચરિત્ર અને કથાના આ સંકર પ્રયોગથી નીપજી આવેલી કૃતિને ચરિત્રકથા ન કહી શકાય? ખેર, આ નામકરણવિધિને અહીં જ આટોપીએ!

ચરિત્રકથાઓના આધાર તરીકે ખપ લાગેલી સઘળી વ્યક્તિ અલબત્ત, સ્મરણીય નથી. અહીં તો, મેજર શાહે એમના મનોવિશ્વમાં સંગૃહીત અજવાળાં-અંધારાંને સહેજ પણ ડાબી-જમણી કર્યા વિના આલેખ્યાં છે. ને તેમ છતાં એ નરવાં–નબળાં વ્યક્તિત્વો વાચકને માટે પ્રેરણાદાયી તો નીવડે જ છે! બૅરર ઘોન્ડી, હવાલદાર નાયડુ, કૅડેટ આન્દ્રાદે અને અંડર-ઑફિસર ઍલન એમનાં સુરભિત માનવ્યની મહેકથી તો, કૉર્પોરલ બારશી, લેફ્ટનન્ટ મોઘે, મેજર મુતાલિક તથા કૅપ્ટન કુલકર્ણી તેમનાં અવગુણપ્રેરિત કુકર્મોના પ્રાયશ્ચિત્તથી!

વિષયવસ્તુની દૃષ્ટિએ અહીં આલેખાયેલાં ચરિત્રો, બહુ મોટા વાચકવર્ગ માટે નાવીન્યસભર અને તેથી ચિત્તાકર્ષક નીવડશે. સાધારણ વ્યક્તિ જેનાથી મોટે ભાગે સાવ અજાણ હોય છે એવી, લશ્કરની દુનિયાની લઘુ આવૃત્તિ સમી એન.સી.સી. પ્રવૃત્તિનું અહીં અત્યંત રોચક, વીગતપૂર્ણ અને વિશ્વસનીય નિરૂપણ થયું છે. પુસ્તકનું શીર્ષક લગીર કાંટાબાજ છે. ‘બૅરરથી બ્રિગેડિયર’ વાંચીને નીચે લેખક નામ વાંચતાં અજાણ્યાને એવી કલ્પના થઈ આવવાનો પૂરો સંભવ છે કે આ પુસ્તકમાં, જેમણે ‘બૅરરથી બ્રિગેડિયર’ સુધીની વિકાસયાત્રા સંભવ બનાવી છે એવા લેખકનું આત્મચરિત્ર આલેખાયું હશે. પરંતુ વસ્તુતઃ એમાં એક અદના બૅરર ઘોન્ડીથી માંડી લશ્કરની ઠીક ઠીક ઊંચી ગણાયેલી પાયરી પર પહોંચેલા બ્રિગેડિયર દારૂવાલા સુધીની વ્યાપક રેંજ ધરાવતી નક્ષત્રમાળા અંકિત થઈ છે. આ ચરિત્રકથાઓના નાયકોમાં હોદ્દાઓનું વૈવિધ્ય તો છે જ, પરંતુ માનવજીવનની પ્રકૃતિ–સ્વભાવની ખાસિયતોની દૃષ્ટિએ પણ પારાવાર વિવિધતા પ્રકટ થઈ છે. અહીં ઘેરો કાળો વાન, ધોળા ટૂંકા વાળ અને એક આંખવાળો, બાહ્ય દેખાવ સાવ ગરીબડો પણ એની કર્મઠતા, ‘ઑફિસર-લોગ’ માટેની સેવાતત્પરતા, ઝીણી ઝીણી વાતની કાળજી દાખવતી નિષ્ઠા અને ઐહિક સુખ-સાધનો વિશેની સ્થિતપ્રજ્ઞતાથી ઊંચું ખમીર દાખવતો બૅરર ઘોન્ડી,

અનેકવિધ અપમાનો ગળી જઈને બધાને ઉપયોગી થવામા તેમ જ મેજર ખન્ના જેવા તોછડા માણસને પણ વિપદવેળાએ જાનના જોખમે બચાવનાર હવાલદાર નાયડુ, અસહ્ય મનોવેદનાની સ્થિતિમા પણ અથક – અખંડ પરિશ્રમ કરીને પોતાની કંપનીને 'શ્રેષ્ઠ કંપની'ની તેમ જ એની હેટટ્રિક કરવા બદલ વિશેષ માનની ટ્રોફી જિતાડી આપનાર કેડેટ આનન્દદે, ઑફિસરોને પણ ગધે કી તરહ, મુર્દે કી ત હ – જેવા ઉપમા અલંકારોથી નવાજી તોછડાઈ અને જગલીપણાનુ બિરુદ પામનાર પણ હેન્ડ ગ્રેનેડ–બૉમ્બ ફેંકવામા ગફલત કરી બેઠેલા લેખકને પોતાના જીવની પરવા કર્યા વિના બચાવી લેનારા જમાદાર બિલે, ઉપરી અધિકારી પાસેથી સારો ઇન્સ્પેકશન રિપોર્ટ કેમ લખાવી લેવો એની ગલીકૂંચીના માહેર લહેરી લાલા દિલદારસિંગ, દારૂના ચકચૂર નશામા ધોબીની ભઠ્ઠીના ભડકાને કેમ્પમા લાગેલી ભયંકર આગ માનીને ફાયર ઍલાર્મ વગાડનારા મેજર તેજાસિંગ, ત્રણ પાયાવાળી, કન્ડેમ્ડ કરવાની ખુરશીને જાતદેખરેખ નીચે બાળી નખાવી સ્ટોર મેઇન્ટેનન્સમા ચાલતી ગેરરીતિને સમૂળગી બંધ કરાવતા કેપ્ટન સિંઘ, કેડેટોની ભોજન અને નિવાસની સુખ સુવિધાઓને ભોગે કટકી કરતા મેજર મુતાલિક અને કેપ્ટન કુલકર્ણી, અથક કર્મઠતા અને સચ્ચાઈજન્ય સ્વમાનનુ સુભગ દષ્ટાંત નીવડનાર અન્ડર ઑફિસર એલન, એ એલનનુ ઊલટુ દષ્ટાંત સાબિત થનારો પાવરધો ચોર કોર્પોરલ બારશી, સલામ મરાવવાના શોખીન ઍડ્જ્યુટન્ટ લેફ્ટનન્ટ મોઘે, ચકોર નજર અને અવલોકનકળાના ઉસ્તાદ સૂબેદાર આવટે તેમ જ પોતાની ઊંચી પાયરી પરથી, ગમ્મતની પળોમા હળવાફૂલ થઈ જતા બ્રિગેડિયર દારુવાલા – આ બધી અફલાતૂન લશ્કરી હસ્તીઓનો જાણે આ પુસ્તકમા વાર્ષિક કેમ્પ યોજાયો છે.

આ ચરિત્રકથાઓ પૈકી હવાલદાર નાયડુ, નાયક નાઈક, અન્ડર ઑફિસર એલન અને સૂબેદાર આવટે વાચકના હૈયે કાયમી સ્થાન પામી ચિરંજીવી નીવડે છે

હવાલદાર નાયડુના ચરિત્રમાં માનવજીવનના બે અંતિમો એકસાથે પૂરી પ્રતીતિકરતા સમેત આલેખાયા છે પ્રથમ દષ્ટિએ નાયડુ સાવ સામાન્ય ઇન્સ્ટ્રક્ટર જણાય છે. નથી એની પાસે વિશેષ કોઈ શરીરસંપત કે નમણો ચહેરો, તેમ નથી એનુ વ્યક્તિત્વ પણ કઈ વિશેષ ચમરાક અને ચતુર! સમય વીતતા મળે એટલી જ બઢતી એ મેળવી શકયા છે. હવાલદારમાથી આગળ વધીને જમાદારની રેન્ક મેળવવાનું પોતાનું ગજુ નથી – એવી પ્રતીતિ થયા પછી પણ પોતાની કર્તવ્યનિષ્ઠા અને સેવાભાવી સ્વભાવના બળબૂતા ઉપર જ એ જમાદાર તરીકે નિવૃત્ત થવાનું સ્વપ્ન જુએ છે અને તદ્દન વિપરીત સંયોગોમા એ અણધાર્યું સાચુ પણ પડે છે.

નાયડુનું સૌથી મોટુ જમા પાસુ છે એમની અડોલ ધીરજ અને અજીબોગરીબ સહનશીલતા – માનસિક સ્વસ્થતા. લેખકે એમને આપેલી અંજલિ એમના જ શબ્દોમા જોઈએ —

> 'અલબત્ત, નાયડુના ગુણપક્ષે કહેવુ જોઈએ કે આવા વધુ પડતા ઠપકા પછી પણ એમની સ્વસ્થતા ઓછી થતી નહિ. એમનામા જડતા નહોતી; પોતાની ભૂલ અને પરિસ્થિતિનો પ્રમાણિકપણે સ્વીકાર રહેતો' (પૃ. ૩૨)

થાકેલા કેડેટને ખભે ઊંચકીને ચાલવુ, બીમાર કેડેટ માટે વેરાન જંગલમા રાતે તબીબી સારવાર ઉપલબ્ધ કરાવવી, કેડેટને રસોઈ તેમજ કેમ્પફાયર જેવી પ્રવૃત્તિમા ડગલે ને પગલે મદદરૂપ થવુ – આવા સેવાભાવી તેમ જ પરોપકારી સ્વભાવને કારણે નાયડુ સાવ સરેરાશ વ્યક્તિત્વ ધરાવતા હોવા છતા કેમ્પના સઘળા કેડેટોની ચાહના પામે છે પણ એમનું કમનસીબ એ છે કે ઉપરી અધિકારી એમની ઉપર કારણ – અકારણ ખફા રહે છે આવી ખફગીનું પ્રમાણ મેજર ખન્નાના આ વાક્યો આપશે —

> "તુમ ઇતના સમજતા નહીં હૈ, તુમ ક્યા ગધા હૈ? તુમકો બાર બાર ટોકના પડતા હૈ. હમ તુમકો ડિમોટ કર દેગા" (પૃ ૩૮)

આવાં અત્યંત તિરસ્કારભર્યાં કટુવચનો સાંભળ્યા પછીય નાયડુની આત્મશોધનવૃત્તિ આથમતી નથી — "ભૂલ મારી છે. સી.ઓ. સાહેબ થોડા મારા દુશ્મન છે? એ તો મારા ભલા માટે કહે છે. આર્મીમાં તો આવું રોજ થાય, એથી કંઈ સિનિયર ઑફિસર તરફનો આપણો આદર ઘટવો ન જોઈએ. હું જાણું છું કે સી.ઓ. સાહેબ મારાથી બહુ નારાજ છે, પણ મારે તે જોવાનું ન હોય." (પૃ. ૩૮-૯)

કૅમ્પની કસોટીની ક્ષણોમાં આ સાવ સાધારણ દેખાતા મનુષ્યનું મૂળરૂપ પ્રગટ થાય છે. વાવાઝોડાની એ રાતે જ્યારે સૌ કોઈ સલામત સ્થળે ખસી જવા ભાગદોડ કરે છે ત્યારે નાયડુ જ મેજર ખન્નાની લાશ કાઢવા એકલા જાય છે અને દબાયેલા મેજરને અણીની પળે બચાવી લઈ, વરસતા વરસાદમાં કાદવકીચડ ખૂંદતા, ખભે લાદી સલામત લઈ આવે છે. એ પ્રસંગથી નાયડુ માટે ઓશિંગણભાવ અનુભવતા થયેલા મેજરના શબ્દો :

"હવાલદાર નાયડુ જો સમયસર ન આવી પહોંચ્યા હોત તો મારો તંબૂ મારા ઉપર એવી રીતે પડ્યો હતો કે અંધારામાં હું ગૂંગળાઈને મરી ગયો હોત." (પૃ. ૪૪)

આવું જ વિરલ પણ લગીર વધારે સંકુલ ચરિત્ર છે નાયક નાઈકનું. એમની ઠીંગણી કદ-કાઠી પહેલી જ નજરે, એ લશ્કરમાં કેમ હોઈ શકે, એવો પ્રશ્ન જન્માવે છે. વળી એમની ઉમ્મર અને રૅન્કની અસંગતિ પણ ધ્યાન ખેંચે છે. પણ સૌથી મોટી સમસ્યા છે એમના એકલસૂરા અને તદ્દન ઔપચારિક સ્વભાવની! આવી ઘણી બધી વિષમતાઓ વચ્ચે પણ નાયક પોતાનાથી ઉપરની કક્ષાના અધિકારીઓને તાલીમ આપવાનું કપરું કામ સફળતાપૂર્વક પાર પાડે છે. પણ લેખકને એમની એકલસૂરી જિંદગીનું રહસ્ય પામ્યા વિના ચેન પડતું નથી. પોતાની તાલીમજન્ય તત્પરતા, આદર આપવાની કુનેહ, નિર્ભેળ જિજ્ઞાસાવૃત્તિ અને અનુકંપાશીલ સંવેદનશીલતાથી લેખક નારિયેળની કઠણ કાચલી ભેદવામાં સફળ થાય છે. અને એમ થતાં વાચકને હાથવગી બને છે, આસમાની-સુલતાની આપદા-વિપદાઓ વેઠી વેઠીને લગભગ જાતે કિલ્લેબંધી કરી બેઠેલા અદના માનવની કરમકહાણી. એની વિગતો, વિશ્રામની પળોમાં, ઝાડને છાંયે બેસીને પોતાના હોશિયાર પણ ઑફિસર્સ – શાગિર્દોને આપવીતી કહેતા નાઈકના મોંએ જ સાંભળવાની લિજ્જત ઓર છે, એથી અહીં નથી આપવી. પણ આ ચરિત્રકથામાં સર્જકની સામાજિક નિસબત સ્પૃહણીય રીતે પ્રગટ થઈ છે, તે તો અવશ્ય નોંધવું જ રહ્યું!

અન્ડર-ઑફિસર ઍલન એ આ ચરિત્રમાળાનું સૌથી ઊજળું નક્ષત્ર છે. અપાર ઉદ્યમશીલતા, મળતાવડો સ્વભાવ અને મહેક મહેક થતી સંસ્કારિતાથી સામાન્ય કૅડેટમાંથી અંડર-ઑફિસર લગી વિદ્યુતવેગે પહોંચી જનારા ઍલનની એક છબી આ છે :

"ઘણા કૅડેટો ત્યારે આડા પડી આરામ લઈ રહ્યા હતા, પરંતુ ઍલન છ–સાત કૅડેટોનું વર્તુળ જમાવી બેઠો હતો, મને જોતાં જ તે ઊભો થઈ ગયો. પાસે જઈને જોયું તો ઍલન કેટલાક કૅડેટોના બૂટને પૉલિશ કરી આપતો હતો. સામાન્ય રીતે અંડર–ઑફિસર પોતાના બૂટની પૉલિશ બીજા કૅડેટો પાસે કરાવે, તેને બદલે નવા આવેલા કૅડેટોના બૂટની પૉલિશ અંડર–ઑફિસર ઍલન પોતે કરી આપતો હતો. કેવી રીતે બૂટને પૉલિશ કરવાથી ચમક વધારે આવે તેની પદ્ધતિ પણ તે કૅડેટોને શિખવાડતો હતો...[આટલું જ નહિ,] ઍલન કેટલાક કૅડેટોને યુનિફૉર્મનાં તૂટી ગયેલાં બટન નવાં ટાંકી આપતો. ઢીલા પડી ગયેલા ગાજ સરખા કરી આપતો. કેટલાય કૅડેટોના કમરપટ્ટાને બ્લૅંકો લગાડી આપતો અને પટ્ટાનાં બકલોને બ્રાસો લગાડીને ચકચકિત કરી આપતો."(પૃ. ૧૪૪–૪૫)

યુવાન કૅડેટોને ગાળો બોલવાની અને ચોરી કરવાની બદીઓમાંથી એમને ખબરેય ન પડે એવી રીતે મુક્ત કરાવનાર ઍલનને એના આવા સફળ નેતૃત્વના શિરપાવ રૂપે જ્યારે, કંપની કમાન્ડર જાદવ

પાસેથી, "યુ ઇડિયટ! વૉટ આર યૉર કૅડેટ્સ ડૂઈંગ ધેર? વ્હાઈ આરન્ટ ધે હીઅર ઇન લાઇન વિથ અધર્સ ?" (પૃ. ૧૫૦) – જેવા બૂમબરાડા સાભળવા પડે છે ત્યારે તેનુ મશ્કરી ખમીર જે રીતે ખીલી ઊઠે છે તે દ્રષ્ટવ્ય છે :

"સર, મેં કશુ જ ખોટુ નથી કર્યું. રિપોર્ટિંગનો ટાઇમ પણ હજુ થયો નથી. વળી તમે મારે માટે 'ઇડિયટ' શબ્દ બોલ્યા તે પણ મને ગમ્યું નથી. તમારા મોઢામાથી આવો શબ્દ નીકળે છે એથી મને શરમ આવે છે" (પૃ. ૧૫૧)

આવો જડબેસલાક ઉત્તર સાભળીને ઓર ગિન્નાઈ ઊઠેલા જાદવે એલનને શિક્ષા કરવાની આપેલી ધમકીનો એલને આપેલો એવો જ ઠંડો આ ઉત્તર પણ આકર્ષક છે :

"સર, વધુમા વધુ શિક્ષા તમે શી કરી શકો? મારી રન્ક લઈ શકો, મને ડિમોટ કરી શકો, મને કોલેજમાથી ડિસમિસ કરાવી શકો; એ જ ને? તો એ બધા માટે હું અત્યારથી જ તૈયાર છુ તમે મને ડિમોટ કરો તે પહેલા રાજીખુશીથી હું રેન્ક અહીં જ પાછી આપી દઉં છુ...સર, આ લો તમારી રેન્ક પાછી. તમને ઇચ્છા થાય તો મને કોલેજમાંથી પણ ડિસમિસ કરાવી શકો છો. મને એનો જરાય ડર નથી" (પૃ. ૧૫૨)

મેજર શાહે આખા પુસ્તકમા લશ્કરી શિસ્ત અને એના પાલન અગે ગુસ્સા – તોછડાઈની અનિવાર્યતા વિશે એકાધિક વાર વકીલાત કરી છે. પરંતુ એમની સર્જકતાએ એલનના ચરિત્રાંકન દ્વારા, એમની મિલિટરી-ડિસિપ્લિનને વળોટી જઈને, સઘળું જતું કરીનેય સ્વમાન જાળવવાની એલનની ખુમારીને ખુલ્લ ખુલ્લા બિરદાવી છે એલનનું ચરિત્ર અહીં એવુ તો રોમાચકારી અને આકર્ષક નીવડે છે કે મારી જેવા પિસ્તાલીસે પહોચવા આવેલા વાચકનેય, એલનને સાંપડેલી કૅડેટોની ચાહના તેમ જ તેણે અન્યાયના કરેલા પ્રતિકારની મીઠી ઈર્ષા કરવા પ્રેરે છે.

*

મેજર શાહનું ગદ્ય અહીં બહુધા વિશદ બની રહ્યું છે. જો મૂળ વસ્તુ જ મનોહારી હોય તો, સરળ ગદ્યમા પણ એની રજૂઆત કેવી સ્પર્શક્ષમ બને – તેનુ આ પુસ્તક સુભગ દૃષ્ટાંત બને છે. પણ લેખકે ધાર્યું હોત તો આ ગદ્ય છટાદાર પણ બની શક્યું હોત તેની સાહેદી આ પંક્તિઓ પૂરશે –

"તે દિવસે સાંજે બ્રિગેડિયરે ક્વાર્ટર ગાર્ડની સલામી લઈ ડોગરા રેજિમેન્ટની વિદાય લીધી. એક મોટા દરિયાઈ મોજાની જેમ તેઓ આવ્યા અને ચાલ્યા ગયા, પણ દરેકના મનમાં લશ્કરી સુવાસનુ સુમધુર સ્મરણ મૂકતા ગયા."(પૃ. ૨૪૮)

નાનીમોટી પ્રસંગકથાઓ રૂપે થયેલા આ ચરિત્ર સંકીર્તન દરમ્યાન સોળ-સત્તર વ્યક્તિ-પ્રતિમાઓ તો ઊપસી આવે જ છે, પરંતુ મર્મગ્રાહી વાચક જો સહેજ ઝૂકીને, ઝીણું જોશે તો, દરેક ચરિત્રકથા, તેના લેખકની પણ નાનીમોટી લાક્ષણિકતા ઉપસાવે છે, તે લક્ષિત થશે દૃષ્ટાંત રૂપે નાયક નાઈકના શુષ્ક – વેરાન આંતરજીવનમા ડોકિયું કરવાની લેખકની સંવેદનશીલતા નોંધી શકાય. માણસ નર્યો વ્યક્તિવાદી થતો જાય છે—એવા આ દેશકાળમા, આમ કોઈના મનના બંધ કમાડ ઓલાવવાની નિષ્ઠા પોતે જ વિરલ બની રહે છે

માનવજીવનના તેજ-તિમિરને આલેખતું આ પુસ્તક સહદયી સૌને વાચવુ ગમે એવુ છે, પણ એન સી સી.મા પ્રવેશનારા સૌ કૅડેટો માટે તો એ નર્યું બાઇબલ નીવડે એવી ક્ષમતા ધરાવે છે.

[જેરરથી બ્રિગેડિયર: લે. પ્ર. ડૉ. રમણલાલ ચી. શાહ, વિક્રેતા : નવભારત સાહિત્ય મંદિર, મુંબઈ-૨, અમદાવાદ-૧, કિં રૂ ૬૦.]

રમેશ ર. દવે

ગઈ કાલે 'ઉદ્દેશ'નો ૨૪મો અંક મળ્યો. એમાંનો 'સુન્દર શ્યામના ઉપહાર' નામક શ્રી અશ્વિન મહેતાની, વસ્તુનું આંતરસૌંદર્ય પ્રગટ કરતી છબી-કલા વિશેનો લેખ વાંચ્યો. ખૂબ સરસ થયો છે. અશ્વિન કવિહૃદય ધરાવે છે. ક્યારેક કવિતા લખે છે પણ ખરા – પણ સૃષ્ટિનું એમણે જે નિરાળી દૃષ્ટિએ દર્શન કર્યું તે તેમણે શબ્દસાધ્ય કરતાંય વિશેષતઃ છબી-સાધ્ય કરી ચાક્ષુષ કરી મૂક્યું.

યોગાશ્રમ – ઉત્કંઠેશ્વર **રાજેન્દ્ર શાહ**
૨૪-૭-૯૨

*

જુલાઈ '૯૨ના અંકમાં 'ઉદ્દેશ'માં અત્યાર સુધી જે બાબત ખૂટતી હતી તે પૂરી થતી જાણી અનહદ આનંદ. સાહિત્ય ઉપરાંત અન્ય કલાઓની ગતિવિધિ આ સમય આપે તે ઇચ્છિત હતું...આવું કલાચર્ચા કરવાનું કામ વળી પાછું શ્રી રાધેશ્યામ શર્મા જેવા કલાપારખુના હાથે થયું તે દિમાગને કેફ ચડાવ-નારું ! 'સુંદર શ્યામના ઉપહાર' લેખમાં તેમણે ફોટોગ્રાફર (કે કવિ ?) શ્રી અશ્વિન મહેતાના આલ-બમ ઉપર વિવેચન કે રસદર્શન કે કવિતા કરી, તેથી મન ઝૂમી ઊઠ્યું. સાહિત્ય ગ્રંથોનાં અવલોકન-ટીકા-ટિપ્પણ 'ઉદ્દેશ'માં આવે તે તો સમજ્યા, પણ ફોટોગ્રાફીના ગ્રંથ ઉપર આવે તે 'ઉદ્દેશ' અને તેના તંત્રી માટે યશકલગી સમાન.

રાજકોટ **મધુ કોઠારી**
૨૩-૭-૯૨

*

બે વરસમાં તો 'ઉદ્દેશ' સાહિત્યનું તીર્થ બની ગયું !...આપણા શ્રેષ્ઠ છબીકલાકાર શ્રી અશ્વિનભાઈ મહેતાના ગિફ્ટ્સ ઑવ સૉલિટ્યૂડ વિશે આપણા સૌન્દર્યનિષ્ઠ વિવેચક ભાઈ રાધેશ્યામ શર્માએ 'સુન્દર શ્યામના ઉપહાર' નામક 'ઉદ્દેશ'ના જુલાઈ '૯૨માં લેખ મૂક્યો છે – આવડા નાનકડા અવ-લોકન પર હું વારી ગયો છું. બે અનંતતાઓના મિલનનો એ આનંદપરિણામી અનુભવ છે. કળા-કાર અને એને મળેલો વિવેચક બંને વસ્તુઓને ઓળંગી 'રસ વસ્તુ' લગી પહોંચી જાય, બધું અતિક્રમીને શાશ્વતીમાં ભૂસકો મારી દે ત્યારે આવો सर्वं खल्विदं श्रीकृष्ण. નો શુદ્ધ અનુભવ થાય.

મુંબઈ **યશવંત ત્રિવેદી**
૧૯-૮-૯૨

*

'ઉદ્દેશ' વાચનસામગ્રીથી ભરપૂર છે. દરેક વિભાગ હૃદયસ્પર્શી છે. જ્યારે જ્યારે 'ઉદ્દેશ' વાચું છું ત્યારે ત્યારે કશું લખવાનું મન થઈ જાય છે.

અમદાવાદ **મહુલીકર પ્રસાદ આર.**
૨૨-૧૦-૯૧

*

સદ્ગત સાક્ષર પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીના બે પત્રો પ્રગટ કરીને આપે ઉત્તમ કાર્ય કર્યું : આપણા મૂર્ધન્ય સાહિત્યકારો, પ્રગલ્ભ લેખકો, ઉત્તમ વિદ્યાધરોના પત્રોને 'ઉદ્દેશ'ના પ્રત્યેક અંકમાં પ્રસિદ્ધ કરતા રહો એવી આકાંક્ષા રહે છે.

ભૂજ **બાબુલાલ એસ. ગોર**
૬-૯-૯૨

*

'ઉદ્દેશ'નો અંક મળ્યો. પ્રથમ પૃષ્ઠ વાંચતાં જ તમારામાં રહેલા કવિનું, દાર્શનિકનું દર્શન થયું. એવું વધારે આપતા રહો.

અને અંતિમ પૃષ્ઠે નિવૃત્ત ન્યા. મૂ. શ્રી ભટ્ટ સા.નો મારા ઉમાશંકરભાઈ પરના લેખનો માર્મિક પ્રતિભાવ વાંચ્યો. લેખનું હાર્દ એમણે કેવું પકડ્યું છે ! ખરે જ ઉમાશંકરભાઈ, શ્રી ભટ્ટ સા.ના કહ્યા મુજબ, 'નરોત્તમ' હતા. 'રુક્મિણીનો પ્રેમપત્ર' પણ આહ્લાદક લેખ છે.

પાસેથી, "યુ ઇડિયટ! વૉટ આર યૉર કૅડેટ્સ ડૂઇંગ વેર? વ્હાઈ આરન્ટ ધે હીઅર ઇન લાઇન વિથ અધર્સ?" (પૃ ૧૫૦) – જેવા બૂમબરાડા સાભળવા પડે છે ત્યારે તેનુ મસ્કારી ખમીર જે રીતે ખીલી ઊઠે છે તે દૃષ્ટવ્ય છે.

"સર, મેં કશુ જ ખોટુ નથી કર્યું રિપોર્ટિંગનો ટાઇમ પણ હજુ થયો નથી. વળી તમે મારે માટે 'ઇડિયટ' શબ્દ બોલ્યા તે પણ મને ગમ્યું નથી. તમારા મોઢામાથી આવો શબ્દ નીકળે છે એથી મને શરમ આવે છે" (પૃ. ૧૫૧)

આવો જડબેસલાક ઉત્તર સાભળીને ઓર ગિન્નાઈ ઊઠેલા જાદવે એનલને શિક્ષા કરવાની આપેલી ધમકીનો એનલે આપેલો એવો જ ઠડો આ ઉત્તર પણ આકર્ષક છે.

"સર, વધુમા વધુ શિક્ષા તમે શી કરી શકો? મારી રેન્ક લઈ શકો, મને ડિમોટ કરી શકો, મને કૉલેજમાથી ડિસમિસ કરાવી શકો, એ જ ને? તો એ બધા માટે હુ અત્યારથી જ તૈયાર છુ તમે મને ડિમોટ કરો તે પહેલા રાજીખુશીથી હુ રૅન્ક અહીં જ પાછી આપી દઉં છુ. સર, આ લો તમારી રૅન્ક પાછી. તમને ઇચ્છા થાય તો મને કૉલેજમાથી પણ ડિસમિસ કરાવી શકો છો મને એનો જરાય ડર નથી" (પૃ. ૧૫૨)

મેજર શાહે આખા પુસ્તકમા લશ્કરી શિસ્ત અને એના પાલન અંગે ગુસ્સા – તોછડાઈની અનિવાર્યતા વિશે એકાધિક વાર વકીલાત કરી છે પરતુ એમની સર્જકલાએ એનલના ચરિત્રાકન વેળા, એમની મિલિટરી-ડિસિપ્લિનને વળોટી જઈને, સઘળુ જતું કરીનેય સ્વમાન જાળવવાની એલનની ખુમારીને ખુલ્લ ખુલ્લા બિરદાવી છે એલનનું ચરિત્ર અહીં એવુ તો રોમાચકારી અને આકર્ષક નીવડે છે કે મારી જેવા પિસ્તાલીસે પહોચવા આવેલા વાચકનેય, એનલને સાપડેલી કૅડેટોની ચાહના તેમ જ તેણે અન્યાયના કરેલા પ્રતિકારની મીઠી ઈર્ષા કરવા પ્રેરે છે.

*

મેજર શાહનું ગદ્ય અહીં બહુધા વિશદ બની રહ્યુ છે જો મૂળ વસ્તુ જ મનોહારી હોય તો, સરળ ગદ્યમા પણ એની રજૂઆત કેવી સ્પર્શક્ષમ બને – તેનુ આ પુસ્તક સુભગ દૃષ્ટાંત બને છે. પણ લેખકે ધાર્યું હોત તો આ ગદ્ય છટાદાર પણ બની શક્યુ હોત તેની સાહેદી આ પંક્તિઓ પૂરશે –

"તે દિવસે સાજે બ્રિગેડિયરે ક્વાર્ટર ગાર્ડની સલામી લઈ ડોગરા રેજિમેન્ટની વિદાય લીધી એક મોટા દરિયાઈ મોજાની જેમ તેઓ આવ્યા અને ચાલ્યા ગયા, પણ દરેકના મનમા લશ્કરી સુવાસનુ સુમધુર સ્મરણ મૂકતા ગયા." (પૃ. ૨૪૮)

નાનીમોટી પ્રસગકથાઓ રૂપે થયેલા આ ચરિત્ર સકીર્તન દરમ્યાન સોળ-સત્તર વ્યક્તિ પ્રતિમાઓ તો ઊપસી આવે જ છે, પરંતુ મર્મગ્રાહી વાચક જો સહેજ ઝૂકીને, ઝીણું જોશે તો, દરેક ચરિત્રકથા, તેના લેખકની પણ નાનીમોટી લાક્ષણિકતા ઉપસાવે છે, તે લક્ષિત થશે દૃષ્ટાંત રૂપે નાયક નાઈકના શુષ્ક – વેરાન આતરજીવનમા ડોકિયુ કરવાની લેખકની સવેદનશીલતા નોંધી શકાય. માણસ નર્યો વ્યક્તિવાદી થતો જાય છે–એવા આ દેશકાળમા, આમ કોઈના મનના બધ કમાડ ખોલાવવાની નિષ્ઠા પોતે જ વિરલ બની રહે છે

માનવજીવનના તેજ તિમિરને આલેખતુ આ પુસ્તક સહૃદયી સૌને વાચવુ ગમે એવુ છે, પણ એન સી સી મા પ્રવેશનારા સૌ કૅડેટો માટે તો એ નર્યું બાઇબલ નીવડે એવી ક્ષમતા ધરાવે છે.

[બૅરકથી બ્રિગેડિયર લે ૨ ડૉ રમણલાલ ચી શાહ, વિક્રેતા નવભારત સાહિત્ય મદિર મુબઈ ૨, અમદાવાદ ૧, કિં ૨ ૬૦]

રમેશ ૨. દવે



ગઈ કાલે 'ઉદ્દેશ'નો ૨૪મો અંક મળ્યો. એમાંનો 'સુન્દર શ્યામના ઉપહાર' નામક શ્રી અશ્વિન મહેતાની, વસ્તુનું આંતરસૌંદર્ય પ્રગટ કરતી છબી-કલા વિશેનો લેખ વાંચ્યો. ખૂબ સરસ થયો છે. અશ્વિન કવિહૃદય ધરાવે છે. ક્યારેક કવિતા લખે છે પણ ખરા – પણ સૃષ્ટિનું એમણે જે નિરાળી દૃષ્ટિએ દર્શન કર્યું તે તેમણે શબ્દસાધ્ય કરતાંય વિશેષતઃ છબી-સાધ્ય કરી ચાક્ષુષ કરી મૂક્યું.

યોગાશ્રમ – ઉત્કંઠેશ્વર **રાજેન્દ્ર શાહ**
૨૪-૭-૯૨

*

જુલાઈ '૯૨ના અંકમાં 'ઉદ્દેશ'માં અત્યાર સુધી જે બાબત ખૂટતી હતી તે પૂરી થતી જાણી અનહદ આનંદ. સાહિત્ય ઉપરાંત અન્ય કલાઓની ગતિવિધિ આ સમય આપે તે ઇચ્છિત હતું...આવું કલાચર્ચા કરવાનું કામ વળી પાછું શ્રી રાધેશ્યામ શર્મા જેવા કલાપારખુના હાથે થયું તે દિમાગને કેફ ચડાવનારું! 'સુંદર સ્યામના ઉપહાર' લેખમાં તેમણે ફોટોગ્રાફર (કે કવિ?) શ્રી અશ્વિન મહેતાના આલ્બમ ઉપર વિવેચન કે રસદર્શન કે કવિતા કરી, તેથી મન ઝૂમી ઊઠ્યું. સાહિત્ય ગ્રંથોનાં અવલોકન-ટીકા-ટિપ્પણ 'ઉદ્દેશ'માં આવે તે તો સમજ્યા, પણ ફોટોગ્રાફીના ગ્રંથ ઉપર આવે તે 'ઉદ્દેશ' અને તેના તંત્રી માટે યશકલગી સમાન.

રાજકોટ **મધુ કોઠારી**
૨૩-૭-૯૨

*

બે વરસમાં તો 'ઉદ્દેશ' સાહિત્યનું તીર્થ બની ગયું!...આપણા શ્રેષ્ઠ છબીકલાકાર શ્રી અશ્વિનભાઈ મહેતાના ગિફ્ટ્સ ઑવ સૉલિટ્યૂટ વિશે આપણા સૌન્દર્યનિષ્ઠ વિવેચક ભાઈ રાધેશ્યામ શર્માએ 'સુન્દર સ્યામના ઉપહાર' નામક 'ઉદ્દેશ'ના જુલાઈ '૯૨માં લેખ મૂક્યો છે – આવડા નાનકડા અવલોકન પર હું વારી ગયો છું. બે અનંતતાઓના મિલનનો એ આનંદપરિણામી અનુભવ છે. કળાકાર અને એને મળેલો વિવેચક બંને વસ્તુઓને ઓળંગી 'રસ વસ્તુ' લગી પહોંચી જાય, બધું અતિક્રમીને શાશ્વતીમાં ભૂસકો મારી દે ત્યારે આવો सर्वं खल्विदं श्रीकृष्ण. નો શુદ્ધ અનુભવ થાય.

મુંબઈ **યશવંત ત્રિવેદી**
૧૯-૮-૯૨

*

'ઉદ્દેશ' વાચનસામગ્રીથી ભરપૂર છે. દરેક વિભાગ હૃદયસ્પર્શી છે. જ્યારે જ્યારે 'ઉદ્દેશ' વાંચું છું ત્યારે ત્યારે કશું લખવાનું મન થઈ જાય છે.

અમદાવાદ **મહુલીકર પ્રસાદ આર.**
૨૨-૧૦-૯૧

*

સદ્ગત સાક્ષર પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીના બે પત્રો પ્રગટ કરીને આપે ઉત્તમ કાર્ય કર્યું: આપણા મૂર્ધન્ય સાહિત્યકારો, પ્રગલ્ભ લેખકો, ઉત્તમ વિદ્યાધરોના પત્રોને 'ઉદ્દેશ'ના પ્રત્યેક અંકમાં પ્રસિદ્ધ કરતા રહો એવી આકાંક્ષા રહે છે.

ભૂજ **બાબુલાલ એસ. ગોર**
૬-૯-૯૨

*

'ઉદ્દેશ'નો અંક મળ્યો. પ્રથમ પૃષ્ઠ વાંચતાં જ તમારામાં રહેલા કવિનું, દાર્શનિકનું દર્શન થયું. એવું વધારે આપતા રહો.

અને અંતિમ પૃષ્ઠે નિવૃત્ત ન્યા. મૂ. શ્રી ભટ્ટ સા.નો મારા ઉમાશંકરભાઈ પરના લેખનો માર્મિક પ્રતિભાવ વાંચ્યો. લેખનું હાર્દ એમણે કેવું પકડ્યું છે! ખરે જ ઉમાશંકરભાઈ, શ્રી ભટ્ટ સા.ના કહ્યા મુજબ, 'નરોત્તમ' હતા. 'રુક્મિણીનો પ્રેમપત્ર' પણ આહ્લાદક લેખ છે.

શ્રી હરિવલ્લભ જોશીનો — અને એવા અગાઉ આવી ગયેલા એ પ્રકારના અન્ય — લેખ પરિભાષાનો પ્રશ્ન ઊભો કરે છે. પણ એમ ભિન્ન ભિન્ન પર્યાયોમાંથી જ પરિભાષા ઊપસશે. ભારતની — કમ સે કમ ઉત્તર ભારતની — બધી ભાષાઓ માટે એક જ પરિભાષા હોય તે આદર્શ સારો હોવા છતાં તે શક્ય લાગતું નથી. તમારે સાહિત્ય અકાદમી કક્ષાએ એ વિચારવું જોઈએ.

ભાઈશ્રી ભાયાણીએ બેક દિવસ પહેલાંના મુંબઈ દૈનિક 'સમકાલીન'માં અંગ્રેજી શબ્દોના ઉચ્ચારણનો ઉઠાવેલો પ્રશ્ન પણ પેચીદો છે: Ban, ben અને bain આપણે 'બૅન'થી જ દર્શાવીએ તે કેટલું યોગ્ય છે? આ અંગે હું એમને પત્ર લખવા ધારું છું.

જામનગર — દુષ્યન્ત પંડ્યા
૩-૯-૯૨

*

'उद्देश' नियमित रूप से आ रहा । पढ़ रहा हूँ । गुजराती लोकसाहित्य के भी दस पृष्ठ रखें तो बड़ा उपयोगी रहेगा । आधुनिक लेखकों को उससे प्रेरणा मिलेगी । अपनी धरती से जुड़ेंगे ।

बोरूंदा (राजस्थान) — विजयदान देथा
२-४-९२

*

I am glad to inform you that I met Sri Subhash Mukhopadhyaya - who received the Gyan Pith Award, with the copy of *Uddesh*. I read out to him, the write up you had printed about him in the magazine by translating it into English. He was very pleased with this small article. He has kept the June issue of *Uddesh* wish him. He will show it to all his friends and writers both of Gujarati and Bengali. I have received your July issue. I am glad to read the poem of Sri Ratibhai Chhaya and other articles. I will write to Sri Ratibhai about it.

I thank you for kindly writing about 'Rosary of Hymns' and 'Raso Vai Salia' in *Uddesh*.

Calcutta — Jaikishandas Sadani
18-8-1992

*

## સાભાર સ્વીકાર

**રન્નાદે પ્રકાશન** (મહાવીર સ્વામીના દેરાસર સામે, ગાંધીરોડ) **અમદાવાદનાં**

**વાત : એક કાળી છોકરીની** : તારાશંકર બંદ્યોપાધ્યાય, અનુ. રમણીક મેઘાણી, કિ રૂ. ૨૮-૫૦ **વિચારક** : લેખક–અનુ. ઉપર પ્રમાણે, કિ. રૂ. ૨૫. **પવિત્ર ભૂમિ** – પાર લેગરક્વિસ્ટ, અનુ ઘનું કર્માકરિયા, કિ. ૨૭. **ઈશ્વરનું સનાતન મંદિર** : હરીન્દ્ર દવે, રૂ. કિં. ૪૮.

અન્ય

**ભાષાશુદ્ધિનું શિક્ષણ-૧ : કિરણ-દીપ** લે. પ્ર : શ્રી ઉમાકાન્ત રાજ્યગુરુ, 'મમત્વમ્' શિવજી નગર, તળાજા–૩૬૪ ૧૪૦, જિ. ભાવનગર કિ. રૂ. ૩–૦૦. **નવી અર્થનીતિ અને શેર બજારનું ભવિષ્ય** : નાનુભાઈ નાયક, પ્ર. સાહિત્ય સંકુલ, જનતા આઇસક્રીમ પાસે, ચૌટા બજાર, સુરત, કિ રૂ. ૧૫, **અંધારી ગલીમાં સફેદ ટપકાં** (વાર્તાસંગ્રહ) : હિમાંશી શેલત, પ્ર. ચૂનીલાલ ગાંધી વિદ્યા ભવન, અઠવા લાઇન્સ, સુરત–૩૯૫ ००૧, કિ. રૂ. ૩૫. **અન્તરાલ** (વાર્તાસંગ્રહ) : લે. ઉપર પ્રમાણે પ્ર. ચંદ્રમૌલિ પ્રકાશન, ૨૪૫, ઇન્દ્રકોટ, ડોશીવાડાની પોળ, કાળુપુર, અમદાવાદ–૧, કિ. રૂ. ૧૪-૫૦ **ભક્ત કવિ નરસિંહ મહેતા સ્મારક ભવન – સ્મરણિકા : ૨** (જૂનાગઢ આવૃત્તિ) : સંપા : તખ્તસિંહ પરમાર, મહેશ ધ વૈદ્ય, પ્રાપ્તિસ્થાન : માર્કંડરાય કે. ઓઝા, ઘોઘા દરવાજા, ભાવનગર–૧, કિ. રૂ ૩૫. **અધૂરી કંડારેલી કેડી** (સ્વ. ભૂમિકની જીવનયાત્રા) પ્ર. અનડા ટ્રસ્ટ, ૨૩, પંચવટી, મંત્રિ નગર, અમદાવાદ, કિં. નથી. **પૃથ્વીચંદ ચરિત્ર** – સંપા : આર ટી રાજેન્દ્ર પંડ્યા, વિક્રેતા : ગૂર્જર એજન્સીઝ, રતનપોળ નાકા સામે, ગાંધીરોડ, અમદાવાદ–૧, કિં. રૂ. ૧૧૦.

શ્રી હરસિદ્ધ જોશીનો — અને એવા અગાઉ આવી ગયેલા એ પ્રકારના અન્ય — લેખ પરિભાષાનો પ્રશ્ન ઊભો કરે છે. પણ એમ ભિન્ન ભિન્ન પર્યાયોમાંથી જ પરિભાષા ઊપસશે. ભારતની — કમ સે કમ ઉત્તર ભારતની — બધી ભાષાઓ માટે એક જ પરિભાષા હોય તે આદર્શ સારો હોવા છતાં તે શક્ય લાગતું નથી. તમારે સાહિત્ય અકાદમી કક્ષાએ એ વિચારવું જોઈએ.

ભાઈશ્રી ભાયાણીએ બેક દિવસ પહેલાંના મુંબઈ દૈનિક 'સમકાલીન'માં અંગ્રેજી શબ્દોના ઉચ્ચારણનો ઉઠાવેલો પ્રશ્ન પણ પેચીદો છે: Ban, ben અને bain આપણે 'બેન'થી જ દર્શાવીએ તે કેટલું યોગ્ય છે? આ અંગે હું એમને પત્ર લખવા ધારું છું.

જામનગર — દુષ્યન્ત પંડ્યા

૩-૯-૯૨

*

'उद्देश' नियमित रूप से आ रहा । पढ रहा हूँ । गुजराती लोकसाहित्य के भी दसक पृष्ठ रखे तो बड़ा उपयोगी रहेगा । आधुनिक लेखकों को उससे प्रेरणा मिलेगी । अपनी धरती से जुडेंगे ।

बोरुन्दा (राजस्थान) — विजयदान देथा

२-४-९२

*

I am glad to inform you that I met Sri Subhash Mukhopadhyaya – who received the Gyan Pith Award, with the copy of *Uddesh*. I read out to him, the write up you had printed about him in the magazine by translating it into English. He was very pleased with this small article. He has kept the June issue of *Uddesh* wish him. He will show it to all his friends and writers both of Gujarati and Bengali. I have received your July issue. I am glad to read the poem of Sri Ratibhai Chhaya and other articles. I will write to Sri Ratibhai about it.

I thank you for kindly writing about 'Rosary of Hymns' and 'Raso Vai Saha' in *Uddesh*.

Calcutta — **Jaikishandas Sadani**

18-8-1992

*

## સાભાર સ્વીકાર

**રન્નાદે પ્રકાશન** (મહાવીર સ્વામીના દેરાસર સામે, ગાંધીરોડ) અમદાવાદનાં

**વાત : એક કાળી છોકરીની** : તારાશંકર બંદ્યોપાધ્યાય, અનુ. રમણીક મેઘાણી, કિં. રૂ. ૨૮-૫૦. **વિચારક** : લેખક-અનુ. ઉપર પ્રમાણે, કિં. રૂ ૨૫. **પવિત્ર ભૂમિ** – પાર લેગરક્વિસ્ટ, અનુ. તરુ કજારિયા, કિં. ૨૭. **ઈશ્વરનું સનાતન મંદિર** : હરીન્દ્ર દવે, રૂ. કિં. ૪૮.

અન્ય

**ભાષાશુદ્ધિનું શિક્ષણ-૧ : ફરેવ-દીર્ઘ** લે. પ્ર: શ્રી ઉમાકાન્ત રાજ્યગુરુ, 'મમત્વમ્' શિવાજી-નગર, તળાજા-૩૬૪ ૧૪૦, જિ. ભાવનગર કિ. રૂ. ૩-૦૦. **નવી અર્થનીતિ અને શેર બજારનું ભવિષ્ય** : નાનુભાઈ નાયક, પ્ર. સાહિત્ય સંકુલ, જનતા આઇસક્રીમ પાસે, ચૌટા બજાર, સુરત, કિં. રૂ. ૧૫. **અંધારી ગલીમાં સફેદ ટપકાં** (વાર્તાસંગ્રહ) : હિમાંશી શેલત, પ્ર. ચૂનીલાલ ગાંધી વિદ્યાભવન, અઠવા લાઇન્સ, સુરત-૩૯૫ ૦૦૧, કિં. રૂ. ૩૫. **અન્તરાલ** (વાર્તાસંગ્રહ) : લે. ઉપર પ્રમાણે, પ્ર. ચન્દ્રમૌલિ પ્રકાશન, ૨૪૫, ઇન્દ્રકોટ, ડોશીવાડાની પોળ, કાળુપુર, અમદાવાદ-૧, કિં. રૂ. ૧૪-૫૦. **ભક્ત કવિ નરસિંહ મહેતા સ્મારક ભવન – સ્મરણિકા : ૨** (જૂનાગઢ આવૃત્તિ) : સંપા : તખ્તસિંહ પરમાર, મહેશ ધ. વૈદ્ય, પ્રાપ્તિસ્થાન: માર્કંડરાય કે. ઓઝા, ઘોઘા દરવાજા, ભાવનગર-૨, કિં. રૂ. ૩૫. **અધૂરી કંડારેલી કેડી** (સ્વ. ભૂમિકની જીવનયાત્રા) પ્ર. અનસા ટ્રસ્ટ, ૨૩, પંચવટી, મણિનગર, અમદાવાદ, કિં. નથી. **પૃથ્વીચંદ્ર ચરિત્ર** – સંપા: ભારતી રાજેન્દ્ર પંડ્યા, વિક્રેતા : ગૂર્જર એજન્સીઝ, રતનપોળ નાકા સામે, ગાંધીરોડ, અમદાવાદ-૧, કિં. રૂ. ૧૧૦.

## સહકારી ખાંડ ઉદ્યોગ મંડળ લિ., ગણદેવી

વાયા : બીલીમોરા. જિ. વલસાડ. પિનકોડ ૩૯૬ ૩૬૦

ટેલિફોન નંબર :

ઑફિસ....૩૪૪

૩૪૬

દૈનિક પિલાણ શક્તિ :
૩૫૦૦ મે. ટન.

ગણદેવીની સફેદ પાસાદાર
ખાંડ વાપરવાનો આગ્રહ રાખો.

| બી. એમ. પટેલ | એન. સી. પટેલ | પ્રો. જે. બી. પટેલ |
|---|---|---|
| મૅનેજિંગ ડિરેક્ટર | ઉપ-પ્રમુખ | પ્રમુખ |

# ગુજરાતે સર્વાંગી પ્રગતિ હાસલ કરવાની દિશામા લીધેલા કેટલાક મહત્ત્વના નિર્ણયોની ઝલક

* વિશ્વ બૅંક દષ્ટિહીનતા નાબૂદ યોજના લાગુ કરવા રૂ. ૪૪૦ કરોડની સહાય પાચ વર્ષના સમય ગાળા સુધી લંબાવવા સંમત થઈ છે. જેમા ગુજરાત, આંધ્ર પ્રદેશ, ઉત્તર પ્રદેશ અને મહારાષ્ટ્ર રાજ્યોનો સમાવેશ કરાયો છે
* કચ્છના રણને હરિયાળીમા રૂપાતર કરવાની મહત્ત્વાકાક્ષી યોજના અંગે ઇઝરાયલ સાથે પરામર્શ
* કેન્દ્ર સરકારના એક્સપોર્ટ પ્રમોશન કાઉન્સિલના પેટા કેન્દ્રો ગુજરાતના અમદાવાદ, વડોદરા અને સુરત ખાતે ખોલવામા આવનાર છે
* રાજયમા પ્રવાસન પ્રવૃત્તિને વેગ આપવા ઘડવામા આવેલો ઍકશન પ્લાન.
* ખાદી ઍન્ડ વિલેજ ઇન્ડસ્ટ્રીઝ કમિશન દ્વારા ગુજરાતમાં ૩૦,૦૦૦થી ૫૦,૦૦૦ વધારાના રોજગારો ઊભા કરાશે. ૨૫,૦૦૦ અ બર ચરખાઓની વહેંચણી કરાશે. રાજ્યમા કોટેજ ઇન્ડસ્ટ્રીઝ રચવા રાજ્ય સરકારે રૂ. ૨૦ કરોડની જોગવાઈને મ જૂરી આપી છે.
* કચ્છ જિલ્લાના દરિયાકાંઠાના નાના બંદરોના વિકાસ માટે રૂ. એક કરોડનુ આયોજન કરવામા આવ્યું છે
* રાજ્યની આશરે બે લાખ હેક્ટર કોતરની જમીનો ખાનગી ઉદ્યોગો અને મપન્ન વર્ગોના સામૂહિક જૂથોને ૧૫ વર્ષની લીઝ કે નિયત ભાડા પેટે ઘનિષ્ઠ વન સવર્ધન માટે આપવામા આવશે સામાજિક વનીકરણ યોજના હેઠળ સતોની સ્મૃતિમાં ૧૧૦૦ વનો અને ૧૩૦૦ નર્મદા વનો થઈ રહ્યા છે
* ૧૯૮૮ની પશુધન ગણતરી પ્રમાણે રાજ્યના પશુધનની સંખ્યા ૧૭૩.૪૩ લાખ જેટલી નોધાઈ છે રાજ્યમા પશુ ચિકિત્સા ક્ષેત્રે રોગચાળાને નાબૂદ કરવામા સફળતા પ્રાપ્ત થઈ શકી છે.
* રાજ્યસ્તરે ટ્રેડ ફેર ઓથોરિટીની રચના કરવા રાજ્ય સરકાર સક્રિયપણે વિચારણા કરી રહી છે
* રાજ્ય સરકારે રાજ્યમા ૧૯૯૨-૯૩ની રવી મોસમ માટે કેટલીક શરતોને આધીન સર્વગ્રાહી પાક વીમા યોજના ચાલુ રાખવા નિર્ણય કર્યો છે
* ગુજરાતમા વિકલાગ વ્યક્તિઓના પુન સ્થાપન માટે કાર્યરત સ્વૈચ્છિક સેવા સંગઠનોને સહાયભૂત થવા વાર્ષિક નિભાવ ખર્ચ પેટે સો ટકા સરકારી અનુદાન સહાય આપવાનો નિર્ણય કર્યો છે.
* ક ડલા બ દરના વિકાસ માટે આઠમી પંચવર્ષીય યોજનામા રૂ. ૪૨૧-૯૦ કરોડ ફાળવવામા આવનાર છે જેમા કન્ટેઇનર કાર્ગોની હેરફેર માટે વધારાનું એક કાર્ગો બર્થ અને પ્રવાહિક કાર્ગો માટે વધારાની એક સોઇલ જેટીના બાધકામનો તેમજ વધુ ગોદામોના બાધકામોનો સમાવેશ થશે.
* ગુજરાતમા મત્સ્યોદ્યોગના વિકાસાર્થે વલસાડ જિલ્લામા ઓજલ અને વાસી બોરસી ખાતે ૨૦૦ એકર જમીનમા રૂ. ૧૫.૩૫ કરોડના ખર્ચે ઝિંગા માછલી ઉછેર ફાર્મ સાથે હેચરી તથા પ્રોસેસિંગ પ્લાન્ટ નાખવાનું આયોજન કરવામા આવ્યું છે
* રાજ્યમાં ટૂંકમા પર્યાવરણ કમિશનની કરાનારી રચના.
* માર્ચ ૯૫ સુધીમા નિરક્ષરતા મુક્ત ગુજરાત'નું ધ્યેય પાર પાડવામા આવશે.
* દેશમા હીરા ઉદ્યોગ ક્ષેત્રે અગ્રસ્થાને રહેલ ગુજરાત કેન્દ્ર સરકારને દર વર્ષે રૂ. ૫૦૦૦ કરોડ જેટલું વિદેશી હૂંડિયામણ રળી આપે છે તેવી રજૂઆતના અનુસંધાને રાજ્ય સરકારે આ ઉદ્યોગના કારીગરોની કલ્યાણ યોજના માટે રૉયલ્ટી ફાળવવાની માગણી કરેલ છે. [માહિતી]

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

સર્વભાષા સરસ્વતી

વર્ષ ત્રીજું : અંક ચોથો

નવેમ્બર ૧૯૯૨

તંત્રી

રમણલાલ જોશી

૨૮



# ઉદ્દેશ

વર્ષ ત્રીજું  અંક ચોથો  સળંગ અંક ૨૮

અનુક્રમ નવેમ્બર ૧૯૯૨



પ્રકાશક રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ–૩૮૦ ૦૦૯
'ઉદ્દેશ' કાર્યાલય વતી મુદ્રક રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ–૩૮૦ ૦૦૯
મુદ્રણસ્થાન ભગવતી મુદ્રણાલય, ૧૦, અજય ઇન્ડસ્ટ્રિયલ એસ્ટેટ, રોડ, અમદાવાદ–૩૮૦ ૦૦૪

## સૂચનાઓ

* 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે
* 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે
* આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે
* વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ. ૮૦ વિદેશમાં (એરમેલ) રૂ. ૫૦૦, (સીમેલ) રૂ. ૩૫૦
* આજીવન પ્રોત્સાહક સભ્ય રૂ. ૧૦૦૦
* 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી સ્વીકૃત કૃતિનો જવાબ પંદર દિવસમાં અપાય છે
* છૂટક નકલ રૂ. ૧૦ પોસ્ટેજ સાથે
* લવાજમ મોકલવા અને પત્ર વ્યવહારનું સરનામું
'ઉદ્દેશ' કાર્યાલય,
૨, અચલાયતન સોસાયટી
નવરંગપુરા, અમદાવાદ–૯
ફોન નં. ૪૫૨૦૨૭
* લવાજમો મનીઑર્ડર અથવા ડ્રાફ્ટથી મોકલવા
* 'ઉદ્દેશ'ના લવાજમો નીચેના સ્થળે પણ ભરી શકાય છે
(૧) સૌરભ પુસ્તક ભંડાર
ડેલિગ્રો ડોમ સામે, મેડા ઉપર, રિલીફ રોડ, અમદાવાદ-૧
ફોન ૩૮૧૨૩૦, ૪૭૫૦૮૭
(૨) વિજય મૅગેઝીન હાઉસ
૬૨, કલ્યાણ ભુવન, બીજે માળે, રિલીફ રોડ, અમદાવાદ-૧
ફોન ૩૫૧૪૭૯

# ઉદ્દેશ



નવેમ્બર

૧૯૯૨

सर्वभाषा सरस्वती

## ઉત્સવપ્રિયાઃ ખલુ મનુષ્યાઃ

ઉપરનું વાક્ય કવિ કાલિદાસનું છે. 'શાકુન્તલ'ના છઠ્ઠા અંકમાં સાનુમતી એ બોલે છે. દુષ્યન્તે શકુન્તલાનો અસ્વીકાર કર્યા પછી પેલી વીંટી જોઈને પોતે શકુન્તલાને ગુપ્તપણે પરણેલા વગેરે યાદ આવવાથી થયેલા પશ્ચાત્તાપને કારણે રાજાએ વસંતોત્સવ ઊજવવાની મનાઈ ફરમાવેલી. આ સંદર્ભમાં કંચુકી સાથે સાનુમતીને વાત થાય છે ત્યારે તે આ વાક્ય કહે છે કે "માણસોને ખરે જ ઉત્સવ વહાલા હોય છે." આ વાક્ય તો કહેવત જેવું થઈ ગયું છે. સાચે જ, મનુષ્યો ઉત્સવપ્રિય હોય છે. હમણાં જ દિવાળી ગઈ. છાપાંમાં આટલાના ફટાકડા ફોડાયા, આટલાની મીઠાઈ વેચાઈ વગેરે સમાચારો પ્રગટ થયા. ઉત્સવો મનાવવા માટે માણસો દેવું પણ કરે છે અને ત્રણચાર દિવસ 'આનંદ' કરે છે. ઉત્સવો પ્રત્યેનો ઉમળકો સમજી શકાય, કદાચ એ મનુષ્યની જન્મજાત વૃત્તિ પણ છે. મને યાદ છે કે બાળપણમાં મારા વતનમાં એક ધોબીએ મને કહેલું કે દિવાળી ઊજવવા માટે લોકો એને ત્યાંથી ભાડેથી કપડાં લઈ જાય છે!...પણ ત્રણ ચાર દિવસ પછી શું? પછી તો એની એ ઘરેડ, ઢસરડો, કલેશ અને વિષાદ. હમણાં એક મિત્રે અમોને કાગળ લખી જણાવ્યું કે દિવાળી-શુભેચ્છા માટે લોકો રંગબેરંગી કાર્ડ છપાવી ખર્ચ કરે છે એને બદલે પોતાને ગમતા કોઈ એક સામયિકનું લવાજમ પોતાના અંતરંગ સ્નેહી માટે ભરતા હોય તો કેવું સારું! બંગાળ–મહારાષ્ટ્રમાં પુસ્તકો ભેટ આપવાનો ચાલ છે, આપણે ત્યાં તો એવું થાય ત્યારે ખરું. મુદ્દાની બાબત તો એ છે કે ઉત્સવો પાછળ આનંદ મેળવવાની વૃત્તિ છે. ઉપનિષદ કહે છે કે પ્રાણીઓ આનંદમાંથી જન્મ્યાં છે, આનંદની એમની ખેવના સ્વાભાવિક છે. પણ એ આનંદ મેળવવાના માર્ગ કેટલીક વાર ઉપરછલ્લા અને હાસ્યાસ્પદ હોય છે. આનંદ એ વિશેષતઃ આંતરિક છે, એ અંદરથી આવે છે. 'હર્ષ' અને 'આનંદ' એ બે શબ્દો વચ્ચે વિવેક કરવા જેવો છે. 'હર્ષ' આપણી ચેતનાની સપાટીને સ્પર્શે છે જ્યારે 'આનંદ' એ ઊંડી વસ્તુ છે. આપણા ધર્મગ્રંથોમાં અને સાહિત્યમાં શ્રીકૃષ્ણની 'રાસલીલા'ની વાત આવે છે.

આ સંદર્ભમા સત્તરમા સૈકાના કવિ અખાની 'અખેગીતા'મા અગિયારમા કડવામાં સર્વત્ર પરમાત્માનુ દર્શન કરતા ભક્તનું હૃદયસ્પર્શી ચિત્ર આલેખાયું છે. બધે જુદે જુદે રૂપે પરમાત્માને જ વિલસી રહેલો એ જુએ છે, હવે કોઈનીય ઉપેક્ષા કરવાનુ એને માટે શક્ય જ નથી. પોતાનો પ્રિયતમ જ બધે રહેલો એ જુએ છે. જેનું હૃદય નવનીત સમું સુકોમલ છે, જેના હૃદયમાં હેત ઊભરાય છે, જેની આંખોમા પ્રેમામૃત ભર્યું છે એવો ભક્તજન—

નિત્ય રાસ નારાયણનો દેખે તે અનંત અપાર
જ્યા જેવો ત્યા તેવો નારાયણ નર-નાર.

છેલ્લા કડવામા પરબ્રહ્મનો અભિનવ આનદ વર્ણવતા કવિ કહે છે:

કહે અખો આનંદ
અનુભવીએ લહેવા તણો એ.
પૂરણ પરમાનદ
નિત્ય સરાહો અતિ ઘણો એ.

આ 'અખેગીતા'ની અંતિમ પંક્તિઓ છે અહીં પણ અખો નિત્યના આનંદોત્સવની – 'સરાહો'ની વાત કરે છે.

સાચા આનંદ-ઉત્સવ પ્રત્યે આપણે અભિમુખ થઈશુ ?

—રમણલાલ જોશી

# સાંપ્રત પ્રવાહો

તંત્રી

## ધૂમકેતુ શતાબ્દી મહોત્સવ

ગુજરાત સાહિત્ય અકાદમીએ આ વર્ષે આપણા બે સાહિત્યકારો સ્વ. રમણલાલ વ. દેસાઈ અને સ્વ. ધૂમકેતુની જન્મશતાબ્દી સુપેરે ઊજવી. ર. વ. દેસાઈનો શતાબ્દી મહોત્સવ વડોદરામાં ઊજવાયા બાદ તાજેતરમાં રાજકોટ ખાતે તા. ૧૨ ઑક્ટો.-'૯૨ના રોજ ધૂમકેતુનો શતાબ્દી મહોત્સવ અકાદમીના અધ્યક્ષ શ્રી મનુભાઈ પંચોળી, 'દર્શક'ના પ્રમુખપદે ઊજવાયો હતો. સમારંભ રાજકોટની લૅંગ લાઇબ્રેરીની અરવિંદભાઈ મણિયાર આર્ટ ગૅલરીમાં યોજાયો હતો. સાહિત્યકારો અને સાહિત્યરસિકોએ મોટી સંખ્યામાં ઉપસ્થિત રહી સ્વ. ધૂમકેતુને પોતાની શ્રદ્ધાંજલિ અર્પી હતી. આ પ્રસંગે ધૂમકેતુનાં પુસ્તકોનું પ્રદર્શન પણ યોજાયું હતું. આ સમારંભમાં 'ધૂમકેતુનું ગુજરાતી સાહિત્યક્ષેત્રે અર્પણ' એ વિશે મુખ્ય વક્તવ્ય આપતાં આ લખનારે અર્વાચીન કાળમાં સૌરાષ્ટ્રની ધરતીમાંથી જે સાહિત્યરત્નો પાક્યાં એમાં મેઘાણી, દુલા ભાયા કાગ અને ધૂમકેતુએ સાહિત્યક્ષેત્રમાં કરેલા પ્રદાનની વાત કરી ધૂમકેતુએ વિવિધ સાહિત્યસ્વરૂપોમાં કરેલા કામનો ખ્યાલ આપ્યો હતો. ધૂમકેતુએ વિવિધ સાહિત્ય-પ્રકારોમાં કામ કર્યું હોવા છતાં એમનું નામ ગુજરાતી ટૂંકી વાર્તા સાથે હમેશાં જોડાયેલું રહેશે. અન્ય પુરોગામીઓએ 'ધૂમકેતુ'ની પહેલાં વાર્તાઓ લખી હોવા છતાં ગુજરાતી ટૂંકી વાર્તાને નવો વળાંક તો 'ધૂમકેતુ'ના આગમને મળ્યો. 'ધૂમકેતુ'ની ટૂંકી વાર્તાઓમાં પ્રગટ થતા એમના સર્જકકર્મનો ખ્યાલ આપ્યો હતો. એ જ રીતે નવલકથા, નિબંધ, ચરિત્રસાહિત્ય વિશેના તેમના કાર્યનો પરિચય કરાવ્યા બાદ સમગ્ર મૂલ્યાંકન કરતાં 'ધૂમકેતુ'ને જીવનોપાસક સાધક સાહિત્યકાર તરીકે ઓળખાવી એમની કૃતિઓમાં ભાવનાપરાયણતા – આદર્શમયતાની સાથોસાથ વાસ્તવિકતા ઉપરની પકડ પણ કેવી જોવા મળે છે એ દર્શાવ્યું હતું. પ્રકૃતિએ તે રોમૅન્ટિક છે પણ કૃતિનો કલાઘાટ પ્રશિષ્ટ હોય છે. 'ધૂમકેતુ' જેવા સર્જકો જેવા લોકપ્રિય હતા એટલા જ વિદ્વતપ્રિય પણ હતા. પ્રજાની સંવેદનશીલતા ઘડનારા ગણતર ગુજરાતી સર્જકોમાં 'ધૂમકેતુ'નું સ્થાન છે. એમનો શબ્દ ગુજરાતી ભાષા જીવશે ત્યાં સુધી પ્રજાને પ્રેરણા આપ્યાં કરશે. સમારંભના પ્રમુખસ્થાનેથી શ્રી 'દર્શકે' કહ્યું હતું કે 'ધૂમકેતુ'ને વાંચવા એ જ એમને સાચી અંજલિ છે. તેમણે યુગનો અવાજ રજૂ કર્યો. જ્યારે ગોવર્ધનરામ અને મુનશીની બોલબાલા હતી ત્યારે આ બંને મોટા લેખકો વચ્ચે માર્ગ કરવો એ કપરું કામ હતું. પણ 'ધૂમકેતુ'ની શક્તિ જ ઘણી મોટી. તેમણે પોતાની કૃતિઓ દ્વારા આગવું સ્થાન નિશ્ચિત કર્યું'. સમારંભના આરંભમાં અકાદમીના મહામાત્ર ડૉ. હસુ યાજ્ઞિકે સૌનું સ્વાગત કર્યું હતું અને ડૉ. બળવંત જાનીએ ભૂમિકા સમજાવી હતી. કાર્યક્રમનું સંચાલન ડૉ. નીતિન વડગામાએ કર્યું હતું.

## સન્માન-સમારંભો અને અભિનંદન

સાહિત્યકારોનાં સન્માનો અને અભિનંદનના કાર્યક્રમો પણ જુદાં જુદાં સ્થળે યોજાયા. કવિ સુરેશ દલાલને સાઠ વર્ષ પૂરાં થયાં એ પ્રસંગે મિત્રો અને સ્નેહીઓ તરફથી એક સમારંભ મુંબઈમાં યોજાયેલો. લોકપ્રિય લેખક શ્રી ચંદુલાલ સેલારકાની ષષ્ટિપૂર્તિનો સમારંભ ઘાટકોપર (મુંબઈ)માં તા. ૧૮ ઑક્ટો.'૯૨-

ના રોજ શ્રી ગુલાબદાસ બ્રોકરના પ્રમુખપદે યોજાયો હતો. શ્રી સુરેશ દલાલે અભિનંદનગ્રંથ 'સરવૈયું'નું વિમોચન કર્યું હતું. શ્રી સેવારકાના સાહિત્ય વિશે શ્રી દિનકર જોશી, દીપક મહેતા અને આ લખનારે પ્રાસંગિક પ્રવચનો કર્યાં હતા. અન્ય વક્તાઓએ પણ પ્રસંગોચિત વક્તવ્યો આપ્યાં હતાં. સમારંભ સારો થયો.

આપણા સંમાન્ય કવિ સ્વ. સુંદરજી બેટાઈના સુપુત્ર ડૉ. રમેશ બેટાઈને તેમના સંસ્કૃત સાહિત્ય અને સંશોધનક્ષેત્રે વિશિષ્ટ પ્રદાન માટે ૧૯૯૨નો રાષ્ટ્રપતિનો સન્માન એવૉર્ડ એનાયત થયો છે. શ્રી લાલભાઈ દલપતભાઈ ભારતીય સંસ્કૃતિ પ્રાચ્ય વિદ્યામંદિર, અમદાવાદના માનદ અધ્યાપક અને કાર્યકારી નિયામક તરીકે તેમણે સેવાઓ આપેલી છે. વર્ષો સુધી સંસ્કૃત ભાષા-સાહિત્યના અધ્યાપક રહ્યા છે. તેમણે વિવિધ ગ્રંથો દ્વારા સંસ્કૃતની સેવા કરી છે. સૌને અભિનંદન.

### સદ્ગત કવિ ત્રાપજકર

જૂની રંગભૂમિના પ્રસિદ્ધ નાટ્યકાર અને કવિ પરમાનંદ મણિશંકર ત્રાપજકરનું ગઈ તા. ૧૦મી ઑક્ટોબરે તેમના વતન ત્રાપજ (જિ. ભાવનગર)મા નેવું વર્ષની વયે અવસાન થતાં ગુજરાતી સાહિત્ય અને રંગભૂમિના ક્ષેત્રે એક સંનિષ્ઠ અને પીઢ કાર્યકર આપણે ગુમાવ્યા છે સૌરાષ્ટ્રમાં ગોહિલવાડે જે નરરત્નોની નવાજેશ કરી એમા ત્રાપજકરનો પણ સમાવેશ થાય. ભાવનગર જિલ્લાનું ત્રાપજ ગ્રામ એમનું વતન એટલે તે ત્રાપજકર કહેવાયા. મૂળ અટક 'ભટ્ટ' હતી.

સ્વભાવે તેઓ અત્યંત સ્નેહાળ અને લાગણીશીલ હતા. છેલ્લે તેમને નવેમ્બર '૯૧મા મળવાનું બનેલું. ગુજરાત સાહિત્ય અકાદમીની સ્થાયી સમિતિમાં હાજરી આપવા મણાર ગયેલો ત્યારે વળતાં તા. ૨૩ નવે.'૯૧ના રોજ તેમને મળવા ત્રાપજ થોડો સમય રોકાયો હતો. મારી સાથે જયન્ત પાઠક, દિલીપ રાણપુરા અને જોસેફ મેકવાન પણ હતા. કવિ અડધા અડધા થઈ ગયેલા. અમારી આ ટૂંકી મુલાકાત અંગે પત્ર લખી આનંદ પ્રગટ કરેલો. દિલીપભાઈએ તો 'જનસત્તા'ની એમની કૉલમમા પણ એ વિશે લખેલું. ઉંમરની અસર શરીર ઉપર વરતાતી હતી પણ તાજગી અને ભાવસભરતા એની એ હતી. ત્યાર બાદ પણ પત્રવ્યવહાર થયેલો. પ્રભુ આ સારસ્વતના આત્માને ચિરશાંતિ અર્પે એ પ્રાર્થના.

એ પછી જૂની રંગભૂમિના શ્રી પ્રભુલાલ દ્વિવેદી અને લેખક શ્રી હીરાલાલ ફોફલિયાનું દુઃખદ અવસાન થયું. પ્રભુ તેમના આત્માને ચિરશાંતિ અર્પો.

### કવિ બાલુભાઈ પટેલનું અવસાન

થોડા દિવસો પહેલાં શ્રી બાલુભાઈ પટેલના અવસાનના સમાચાર આવ્યા. દિવાળીના દિવસોમા તો તેમની સાથે ફોન ઉપર વાત થયેલી. એકાદ વર્ષ પહેલાં તેમને એટેક આવેલો પણ આ બીજી વારનો હુમલો ઘાતક નીવડ્યો. શ્રી બાલુભાઈએ 'સ્વપ્નોત્સવ', 'મોસમ' પછી છેલ્લે 'છાલક' સંગ્રહ પ્રગટ કર્યો હતો. તે પ્રશિષ્ટતાવાદી ગઝલકાર હતા. ગઝલની પરંપરાને અનુલક્ષીને કેટલીક સરસ ગઝલો તેમણે આપી છે 'ઉદ્દેશ'માં પણ કેટલીક પ્રગટ થઈ હતી. 'ઉદ્દેશ' પ્રત્યે તેમને મમતા હતી. આવા એક આશાસ્પદ કવિના અકાળ અવસાનનું દુઃખ સહન કરવાની તેમના કુટુંબીજનોને પ્રભુ શક્તિ અર્પે અને સદ્ગતના આત્માને ચિરશાંતિ અર્પે એ પ્રાર્થના.



**'ઉદ્દેશ' કાર્યાલયનો નવો ટેલિફોન નંબર**

'ઉદ્દેશ' કાર્યાલયનો અને તંત્રી ડૉ. રમણલાલ જોશીનો ટેલિફોન નંબર બદલાયો છે. નવો નંબર છે : **452027**

# કવિઓની દિવાળી

[નવા વર્ષની શુભેચ્છાઓ અને અભિનંદનના અસંખ્ય પત્રો મળ્યા છે. સૌનો આભાર. મળેલા પત્રોમાં કેટલાક મિત્રોએ કાવ્ય-પંક્તિઓ લખી છે, એમાંથી પસંદ કરીને થોડી નીચે આપી છે. —**તંત્રી**]

સાલ મુબારક! સાલ મુબારક!
હર આગામી કાલ મુબારક!
હાથ મિલાવો, બાથ ભિડાવો,
દઉં ધસમસતું વ્હાલ મુબારક!
મારી તારી, તેની, સૌની......
મનગમતી જંજાલ મુબારક!
મિત્રો ભાળી થર થર કાંપું,
દુશ્મનની હો ચાલ મુબારક!
ચુસ્ત પકડથી કાંડું ચમચમ,
ફંગોળો ઘડિયાલ મુબારક!
પૂર્ણ સમયનો શાયર થૈ જા,
બંસી ને કરતાલ મુબારક!
મહેર, 'બકુલેશ' આકાશી હો,
ગઝલોનો હો ફાલ મુબારક!

**— બકુલેશ દેસાઈ**

*

શબ્દોની પાંખડી ખૂલે ધરી નવ્ય આભા!
અર્થો પરાગ થઈને ચહુ દિશ રેલે...
સંયોગમાં ઉભયના ઉછરંગ ખીલે
આયુ ધરે સમયનું બની પદ્મશોભા!

**—ભાનુપ્રસાદ પંડ્યા**

*

પ્રભુ-પ્રીત-પ્રસાદીનાં
તેજ નિત્ય ઝીલી રહો;
દિને પદ્મ, અને રાતે
પોયણી શાં ખીલી રહો.

**—જિતેન્દ્ર કા. વ્યાસ**

*

અહીં ના એવું કૈં મૂલ વગરનું; મુગ્ધ સઘળું
સર્વ્યું આશ્ચર્યોનું મધુર જનની–દુગ્ધ–ઉરનું.

**— શ્રી અરવિંદ**

(ભાવાનુવાદ: **તનસુખ ઓઝા**)

*

પ્રિય અપૂર્વ હજી ક્ષણની કથા,
મુખર ના થઈ રાત્રિ વીતી છતાં,
સૂરજની કરચો વીખરાયલી
મુખ વિશીર્ણ ગ્રથી રહી શર્વરી!
પૃથુલ ભાર તણા પરિવેશમાં
ન મિત પક્ષ્મ રહ્યાં અવશેષમાં.

**—ભાનુપ્રસાદ ત્રિવેદી**

શ્રદ્ધા જો આપવી હોયે
આપજે પૃથ્વીના સમી;
કાટકા વીજના વર્ષે
માર્ગથી તસુ ના ચસે.
પ્રીત જો આપવી હોયે
આપજે મેઘના સમી;
વીજસંગે હસે તો યે
જગને વિસ્મરે નહિ.
તેજ જો આપવું હોયે
આપજે સૂર્યના સમું;
સિંધુને ભેટતું તોયે
જૂઈના ફૂલને રસે.
હૈયું જો આપવું હોયે
આપજે આભના સમું;
તેજમાં રાચતું તોયે
અંધારે અદકું હસે!

**— વ્રજલાલ દવે**

*

નવા વર્ષે સ્પર્શે,
પૂરવ મહીંથી અમૃત ઉષા
પછીથી અશ્વો આ
શુભપથ પરે છે સૂરજના.

**— કનૈયાલાલ મ. પંડ્યા**

*

ના રોજ શ્રી ગુલાબદાસ બ્રોકરના પ્રમુખપદે યોજાયો હતો. શ્રી સુરેશ દલાલે અભિનંદનગ્રંથ 'સરવૈયું'નું વિમોચન કર્યું હતું. શ્રી સેલારકાના સાહિત્ય વિશે શ્રી દિનકર જોશી, દીપક મહેતા અને આ લખનારે પ્રાસંગિક પ્રવચનો કર્યા હતા. અન્ય વક્તાઓએ પણ પ્રસંગોચિત વક્તવ્યો આપ્યા હતા. સમારંભ સારો થયો.

આપણા સંમાન્ય કવિ સ્વ. સુંદરજી બેટાઈના સુપુત્ર ડૉ. રમેશ બેટાઈને તેમના સંસ્કૃત સાહિત્ય અને સંશોધનક્ષેત્રે વિશિષ્ટ પ્રદાન માટે ૧૯૯૨નો રાષ્ટ્રપતિનો સન્માન એવૉર્ડ એનાયત થયો છે શ્રી લાલભાઈ દલપતભાઈ ભારતીય સંસ્કૃતિ પ્રાચ્ય વિદ્યામંદિર, અમદાવાદના માનદ અધ્યાપક અને કાર્યકારી નિયામક તરીકે તેમણે સેવાઓ આપેલી છે વર્ષો સુધી સંસ્કૃત ભાષા-સાહિત્યના અધ્યાપક રહ્યા છે. તેમણે વિવિધ ગ્રંથો દ્વારા સંસ્કૃતની સેવા કરી છે સૌને અભિનંદન.

### સદ્‌ગત કવિ ત્રાપજકર

જૂની રંગભૂમિના પ્રસિદ્ધ નાટયકાર અને કવિ પરમાનંદ મણિશંકર ત્રાપજકરનું ગઈ તા. ૧૦મી ઑક્ટોબરે તેમના વતન ત્રાપજ (જિ. ભાવનગર)મા નેવુ વર્ષની વયે અવસાન થતા ગુજરાતી સાહિત્ય અને રંગભૂમિના ક્ષેત્રે એક સંનિષ્ઠ અને પીઢ કાર્યકર આપણે ગુમાવ્યા છે સૌરાષ્ટ્રમા ગોહિલવાડે જે નરરત્નોની નવાજેશ કરી એમા ત્રાપજકરનો પણ સમાવેશ થાય. ભાવનગર જિલ્લાનું ત્રાપજ ગામ એમનું વતન એટલે તે ત્રાપજકર કહેવાયા. મૂળ અટક 'ભટ્ટ' હતી.

સ્વભાવે તેઓ અત્યંત સ્નેહાળ અને લાગણી-શીલ હતા. છેલ્લે તેમને નવેમ્બર '૯૧મા મળવાનું બનેલું. ગુજરાત સાહિત્ય અકાદમીની સ્થાયી સમિતિ મા હાજરી આપવા મહુાર ગયેલો ત્યારે વળતા તા. ૧૩ નવે.'૯૧ના રોજ તેમને મળવા ત્રાપજ થોડો સમય રોકાયો હતો. મારી સાથે જયન્ત પાઠક, દિલીપ રાણપુરા અને જોસેફ મેકવાન પણ હતા. કવિ અડધા અડધા થઈ ગયેના. અમારી આ ટૂંકી મુલાકાત અંગે પત્ર લખી આનંદ પ્રગટ કરેલો. દિલીપભાઈએ તો 'જનસત્તા'ની એમની કૉલમમા પણ એ વિશે લખેલું. ઉંમરની અસર શરીર ઉપર વરતાતી હતી પણ તાજગી અને ભાવસભરતા એવી એ હતી ત્યાર બાદ પણ પત્રવ્યવહાર થયેલો. પ્રભુ આ સારસ્વતના આત્માને ચિરશાંતિ અર્પે એ પ્રાર્થના.

એ પછી જૂની રંગભૂમિના શ્રી પ્રભુલાલ દ્વિવેદી અને લેખક શ્રી હીરાલાલ ફોફલિયાનું દુઃખદ અવસાન થયું પ્રભુ તેમના આત્માને ચિરશાંતિ અર્પો.

### કવિ બાલુભાઈ પટેલનું અવસાન

થોડા દિવસો પહેલા શ્રી બાલુભાઈ પટેલના અવસાનના સમાચાર આવ્યા દિવાળીના દિવસોમા તો તેમની સાથે ફોન ઉપર વાત થયેલી. એકાદ વર્ષ પહેલા તેમને એટેક આવેલો પણ આ બીજી વારનો હુમલો ઘાતક નીવડયો. શ્રી બાલુભાઈએ 'સ્વપ્નોત્સવ', 'મોસમ' પછી છેલ્લે 'છાલક' સંગ્રહ પ્રગટ કર્યો હતો તે પ્રશિષ્ટતાવાદી ગઝલકાર હતા. ગઝલની પરંપરાને અનુલક્ષીને કેટલીક સરસ ગઝલો તેમણે આપી છે 'ઉદ્દેશ'મા પણ કેટલીક પ્રગટ થઈ હતી 'ઉદ્દેશ' પ્રત્યે તેમને મમતા હતી. આવા એક આશાસ્પદ કવિના અકાળ અવસાનનુ દુઃખ સહન કરવાની તેમના કુટુંબીજનોને પ્રભુ શક્તિ અર્પે અને સદ્‌ગતના આત્માને ચિરશાંતિ અર્પે એ પ્રાર્થના.



**'ઉદ્દેશ' કાર્યાલયનો નવો ટેલિફોન નંબર**

'ઉદ્દેશ' કાર્યાલયનો અને તંત્રી ડૉ. રમણલાલ જોશીનો ટેલિફોન નંબર બદલાયો છે નવો નંબર છે : 452027

# કવિઓની દિવાળી

[નવા વર્ષની શુભેચ્છાઓ અને અભિનંદનના અસંખ્ય પત્રો મળ્યા છે. સૌનો આભાર. મળેલા પત્રોમાં કેટલાક મિત્રોએ કાવ્ય-પંક્તિઓ લખી છે, એમાંથી પસંદ કરીને થોડી નીચે આપી છે. —તંત્રી]

સાલ મુબારક! સાલ મુબારક!
હર આગામી કાલ મુબારક!
હાથ મિલાવો, બાથ ભિડાવો,
દઉં ધસમસતું વ્હાલ મુબારક!
મારી તારી, તેની, સૌની......
મનગમતી જંજાલ મુબારક!
મિત્રો ભાળી થર થર કાંપું,
દુશ્મનની હો ચાલ મુબારક!
ચુસ્ત પકડથી કાંડું ચમચમ,
ફંગોળો ઘડિયાલ મુબારક!
પૂર્ણ સમયનો શાયર થૈ જા,
બંસી ને કરતાલ મુબારક!
મહેર, 'બકુલેશ' આકાશી હો,
ગઝલોનો હો ફાલ મુબારક!

**— બકુલેશ દેસાઈ**

*

શબ્દોની પાંખડી ખૂલે ધરી નવ્ય આભા!
અર્થો પરાગ થઈને ચહુ દિશ રેલે...
સંયોગમાં ઉભયના ઉછરંગ ખીલે
આયુ ધરે સમયનું બની પદ્મશોભા!

**—ભાનુપ્રસાદ પંડ્યા**

*

પ્રભુ-પ્રીત-પ્રસાદીનાં
તેજ નિત્ય ઝીલી રહો;
દિને પદ્મ, અને રાતે
પોયણી શાં ખીલી રહો.

**—જિતેન્દ્ર કા. વ્યાસ**

*

અહીં ના એવું કે મૂલ વગરનું; મુગ્ધ સઘળું
સ્રવ્યું આશ્ચર્યોનું મધુર જનની–દુગ્ધ–ઉરનું.

**— શ્રી અરવિંદ**

(ભાવાનુવાદ: **તનસુખ ઓઝા**)

*

પ્રિય અપૂર્વ હજી ક્ષણની કથા,
મુખર ના થઈ રાત્રિ વીતી છતાં,
સૂરજની કરચો વીખરાયલી
મુખ વિશીર્ણ ગ્રથી રહી શર્વરી!
પૃથુલ ભાર તણા પરિવેશમાં
ન મિત પક્ષ્મ રહ્યાં અવશેષમાં.

**—ભાનુપ્રસાદ ત્રિવેદી**

શ્રદ્ધા જો આપવી હોયે
આપજે પૃથ્વીના સમી;
કાટકા વીજના વર્ષે
માર્ગથી તસુ ના ચસે.
પ્રીત જો આપવી હોયે
આપજે મેઘના સમી;
વીજસંગે લસે તો યે
જગને વિસ્મરે નહિ.
તેજ જો આપવું હોયે
આપજે સૂર્યના સમું;
સિંધુને ભેટતું તોયે
જૂઈના ફૂલને રસે.
હૈયું જો આપવું હોયે
આપજે આભના સમું;
તેજમાં રાચતું તોયે
અંધારે અદકું હસે!

**— વ્રજલાલ દવે**

*

નવા વર્ષે સ્પર્શે,
પૂરવ મહીંથી અમૃત ઉષા
પછીથી અશ્વો આ
શુભપથ પરે છે સૂરજના.

**— કનૈયાલાલ મ. પંડ્યા**

આપણે અવકાશોના દ્યુતિધામ ભણી જવું;
ધરા છાયા મનુદીપો ઝંઝાકૂંકોથી રક્ષવા
ધરાને વસવા જેવી મનુજે રાખવી રહી.

— ઈશ્વરભાઈ પટેલ

"પામશું જો પારકા બે-પાંચ જે દી પાવલી,
જાણશું કે ઘોર ભાવિમાય છે દીપાવલી!"

— નિમિંશ ઠાકર

*

એક દીપક એકધારો ઝળહળે,
–ને મનોરથ યતિરૂપે સૌ ફળે,
ઊજવીએ દીપાવલી એવી 'સુધીર',
તન ને મનના તાલે હૈયું પણ ભળે!

— સુધીર પટેલ

લ્યો નવા (૩૬૫) સૂરજ મોકલું છુ.
યાદની તરન્નુમ તરંજ મોકલું છુ.
ફળતા રહે દિવસ માસ વરસ
શુભેચ્છાઓની રજ રજ મોકલું છુ.

— મીરા આસિફ

## 'ધૂમકેતુ'નું એક કાવ્ય

[પ્રસિદ્ધ સાહિત્યકાર 'ધૂમકેતુ'એ પોતાની લેખનકારકિર્દીના આરંભમાં કાવ્યો પણ લખેલાં. ૧૯૧૦મા 'ઉદ્ગાર' માસિકમા 'મણિરાય જોશી'ના નામથી પ્રગટ થયેલ કૃતિ પવિત્ર પ્રભુનુ દર્શન' મહાસૌરાષ્ટ્ર' (તંત્રી રમણલાલ મ. જોશી)ના તા. ૨૬-૧૦-૯૨ના અંકમાથી સાભાર નીચે ઉતારી છે. — તંત્રી]

### 'પવિત્ર પ્રભુ'નું દર્શન

નહિ તુજ નામ મુખે છાજે, પૂરો પાપી પ્રભુ હું છુ?
નહિ તુજ ગાન, મુખે છાજે, પૂરો પાપી પ્રભુ હુ છુ?
અધમનો ઓદ્ધારક તાત? પૂરો પાપી વિભુ હું છુ?
નયન નહિ યોગ્ય, દર્શન માટે, પૂરો પાપી કૃપાળુ છુ?
મનડું પાપી, નયન પાપી, મ્હારું તન બધું પાપી?
પૂરો પાપી, પૂરો પાપી, પ્રભુજી, પાપીમાં પાપી?
ઊછર્યો પાપે, જનમ પાપે, પછી સંસ્કાર પણ પાપી?
અરે? ઓ દેવ? દુનિયામાં કુરીતે હુ થયો પાપી?
ક્ષમા માગું કુદરતકર્તા? ક્ષમા અર્થે દુઃખો કાપી?
ક્ષમા અર્પી પ્રભુજી ધન્ય?? શી ઉદારતા હુ પરે સ્થાપી?
કૃપા તુજ હુ પરે થાતા પવિત્ર મુજ બુદ્ધિ થઈ વિભુ?
હવે હુ પૂર્વનો પાપી, દર્શન પામીશ શુ તારાં?
અરે? હા વત્સ? ઓ! મારા હજી નિર્મળ મન તારું?
કરીશ જો શુદ્ધ બુદ્ધિથી દર્શન પામીશ તું મ્હારાં?
અરે? ઓ વત્સ? મ્હારા રે
નિર્મળ નયને સમતા રાખી??
(તો) પછી ઓ! વત્સ મ્હારા રે
દર્શન પામીશ તું મ્હારા!???

# વિસ્તરતી સીમાઓ

## [સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ]

ચન્દ્રકાન્ત ટોપીવાળા

સૌન્દર્યશાસ્ત્રે જેટલાં ધોરણ ઊભાં કર્યાં છે એટલી જ શિરજોરી પણ કરી છે. વિવેચન કે મૂલ્યાંકન માટે જેટલી સૂઝ ઊભી કરી છે એટલો જ અંધાપો પણ ઊભો કર્યો છે. 'અનુકરણ' 'પ્રતીકપરક પ્રતિનિધાન' 'ભાવાભિવ્યક્તિ' 'સહજબોધની અભિવ્યક્તિ' 'વૈવિધ્યમાં એકતા' 'તટસ્થતા' 'સંલગ્ન અવયવોથી સધાતી અખિલાઈ' 'સૂચક સ્વરૂપ' 'આકૃતિમૂલક સંગતિ' – જેવી સંજ્ઞાઓ નિર્દોષ નથી, હાનિકારક છે. કારણ સૌન્દર્યશાસ્ત્ર કે કાવ્યશાસ્ત્રના સિદ્ધાન્તો પાછળ એક મતાગ્રહ હોય છે. જો કૃતિમાં अ કે ब અને क ઘટકો હાજર હોય તો કૃતિ સુંદર જ હોય અથવા સુંદર કૃતિમાં अ કે ब અને क ઘટકો હાજર હોય જ. આવા આવા અભિપ્રેતાર્થો કલાની વિવિધતા, સંકુલતા અને ગતિશીલતાને ઉવેખે છે તેમ જ આડકતરી રીતે કલાકારની સર્જક કલ્પનાની મુક્ત ક્રીડાને, વાચકની અન્તઃસ્ફૂર્ત અને સ્વાભાવિક પ્રતિક્રિયાઓને, અને વિવેચકના સંનિષ્ઠ વૈયક્તિક મૂલ્યાંકનને અવરોધે છે.

બીજી બાજુ વિવિધ કલાઓનો અને સાહિત્યોનો ઇતિહાસ બતાવે છે કે એવું કશુંક છે જે હંમેશ એક પ્રક્રિયામાં રહે છે અને એમાં ધીમા પરિવર્તનના લાંબા ગાળાઓની સાથે ક્રાન્તિમૂલક ફેરફારોના ટૂંકા ગાળા આવ્યા જ કરે છે. આ પરિવર્તનોનું કારણ સામાજિક અને રાજકીય સભાનતામાં આવતું પરિવર્તન હોઈ શકે, બૃહદ સાંસ્કૃતિક ભૂમિકાએ આવતું પરિવર્તન હોઈ શકે કે પછી વૈયક્તિક પ્રતિભાશાળી સર્જકોએ ધ્યેય અને તરીકાઓમાં આણેલું પરિવર્તન પણ હોઈ શકે. ટૂંકમાં કલાનું સારતત્ત્વ કલાની હયાતી પૂર્વે ન હોવાને કારણે એમાં પરિવર્તનની ગુંજાશ છે. એથી જ આપણે સાહિત્યમાં સ્વરૂપ અને સામગ્રીનું વૈવિધ્ય, ભાવકોના પ્રતિભાવોનું વૈવિધ્ય, સાહિત્યના ઉદ્‌ગમોનું વૈવિધ્ય જોઈએ છીએ. આ વિવિધતા, આ સંકુલતા અને અન્તર્નિહિત ગતિશીલતાની કલા-ઘટના કલાની વ્યાખ્યા કરવાના બધા જ પ્રયત્નોને હંફાવે છે.

તેથી, કાવ્યસિદ્ધાન્ત કે સૌન્દર્યસિદ્ધાન્ત એ તાર્કિક રીતે જોઈએ તો અવ્યાખ્યેયની વ્યાખ્યા કરવાનો વૃથા પ્રયત્ન છે. કોઈ પણ સર્જકે કલાસિદ્ધાન્તના પૂર્વગૃહીત સિદ્ધાન્તને ગંભીરતાથી લેવો ન જોઈએ કે પોતાની સર્જકતાને ટૂંપી દેતો કોઈ પોતાનો સિદ્ધાન્ત ઘડી કાઢવો ન જોઈએ. કવિએ કવિતા લખવાની છે અને 'સૌન્દર્ય' અંગેના મૂલ્યાંકનને સૌન્દર્યશાસ્ત્રીઓ પર છોડી દેવાનું છે. હકીકતમાં 'સૌન્દય' જેવો કોઈ ખ્યાલ જ નથી. કવિતા સારી હોઈ શકે અને કવિતા ખરાબ હોઈ શકે. કવિતા ગમી જાય કે પછી કવિતા ન ગમે. એનાં કારણો પણ જુદાં જુદાં હોઈ શકે. 'સુન્દર' શબ્દના ઉપયોગ વિના પણ કવિતા, નવલકથા કે ફિલ્મની ચર્ચા અર્થપૂર્ણ રીતે, સૂચક રીતે અને સંવેદનપૂર્ણ રીતે કરી શકાય તેમ છે. કદાચ રોજિંદા વ્યવહારમાં 'સુન્દર' શબ્દ ખૂબ સગવડિયો છે. ગમે તે અર્થચ્છાયા એમાંથી નીપજી શકે છે એટલે 'સુન્દર' શબ્દ વાપરવો હોય તો વાપરો પણ તમારા આદર્શ પ્રજાસત્તાકમાંથી સિદ્ધાન્તકારોને તગડી મૂકો...

યુનિવર્સિટી શિક્ષણમાં એવું વાતાવરણ ઊભું કરવામાં આવ્યું છે કે સૌન્દર્યમીમાંસાના નિષ્કર્ષો તરફ આંખમીંચામણાં કરી શકાતાં નથી. 'સુન્દર'ની જોહુકમી કે એના જુલમનો પ્રભાવ એના નિકૃષ્ટતમ

સ્વરૂપમા વિવેચકો અને સર્જકો પર પડેલો છે અને તેથી એમણે પૂર્વકાળની મુક્તતા અને આત્મવિશ્વાસ ગુમાવ્યા છે. કવિની આખ વિવેચક પર છે અને વિવેચકની આખ સૌન્દર્યશાસ્ત્ર પર છે આવા વાતાવરણ વચ્ચે મરાઠીના પ્રસિદ્ધ કવિ વિન્દા કરંદીકરે વર્ષો સુધી અધ્યાપન કર્યું, એના નિયમો પણ પાળ્યા, પણ હવે નિવૃત્ત થયા પછી ૭૧ વર્ષની વયે કહે છે કે 'આ વૃદ્ધે વાણીસ્વાતંત્ર્ય પાછુ મેળવ્યું છે.' કદાચ તેથી જ આવી આઘાતજનક ભાષામા અંદર સંઘાયેલા અભિપ્રાયને, સત્યજિત રાયની ફિલ્મો પર મહાનિબંધ તૈયાર કરનાર દરાયસ કૂપર પર લખેલા પત્ર ('ટિરની ઑવ બ્યૂટી')માં અભિવ્યક્ત કર્યો છે; અને એને હંસગીત (Swan song) તરીકે ઓળખાવ્યો છે. વિન્દાએ યુનિવર્સિટી ઑવ બૉમ્બેના અંગ્રેજી વિભાગના જર્નલ તરીકે પ્રસિદ્ધ થતા 'ધ બૉમ્બે લિટરરી રિવ્યૂ'ના ૧૯૮૯ના બીજા અંકમા તાર સ્વરે ઉચ્ચાર્યું છે કે અહીંનુ વિવેચન પશ્ચિમના આનકડોથી ગ્રસ્ત છે. અહીંના બૌદ્ધિકો સર્જન, આસ્વાદ કે મૂલ્યાકન સાથે તદ્દન અસંગત એવા સિદ્ધાન્તોના કેશવિશ્લેષણમાં રચ્યાપચ્યા રહ્યા છે. આ સંજોગોમા દરાયસ કૂપરે સત્યજિતની ફિલ્મોનુ રસ, જાતીયતા, વર્ગ અને જ્ઞાતિ સંદર્ભે જે સાહિત્યિક અર્થઘટન કર્યું છે તે નોધપાત્ર છે. અને એવુ અર્થઘટન અવશ્ય મૌલિક અને પશ્ચિમની સૌન્દર્યમીમાસાની પારિભાષિક જાળથી મુક્ત હોવાનું જ. અને વિન્દા ઉમેરે છે. 'આવો મહાનિબંધ-મુક્ત કંઠે – દરાયસ અહીંની યુનિવર્સિટીમા ન કરી શક્યા હોત'...

વિન્દા કરંદીકરે ઉઠાવેલો મુદ્દો આજની પરિસ્થિતિમા અત્યંત વાજબી છે. સ્વરૂપવાદની સામે સંરચનાવાદ, સંરચનાવાદની સામે અનુસંરચનાવાદ-વિનિર્મિતિવાદ, એની સામે વળી માનવતાવાદી ઇતિહાસવાદી અને સમાજવિજ્ઞાની સિદ્ધાન્તોની ખોજ અને એમ વિકસેલી સિદ્ધાન્તશાહી એટલું તો નક્કી પુરવાર કરે છે કે સિદ્ધાન્તો પર આપણો અમલ હોય ત્યાં સુધી બરાબર છે પણ સિદ્ધાન્તોનો અમલ આપણા પર શરૂ થાય ત્યારે બાજી વણસે છે. કલાક્ષેત્રમા એનાથી મોટું હાનિકારક તત્ત્વ બીજું કોઈ નથી

આથી જ વિન્દાએ રોમૅન્ટિક યુગથી ચાલી આવેલા ઘણાં ભૂતોમાથી એક ભૂત તરીકે 'સુન્દર'ને ઓળખાવી એની સામે એક સર્જકને જાણે એ રીતે સમયસરની લાલબત્તી ધરી છે. એમણે સ્પષ્ટ કર્યું છે કે સૌન્દર્યશાસ્ત્ર નીરસ નથી પણ છળકપટથી ભરેલુ છે. એની અદ્ભુત શક્તિ માયાવિની ડિલાઇલા જેવી છે પણ એના દુષ્ટભાવથી વિવેચકોએ અને સર્જકોએ ખાસ બચવાની જરૂર છે.



## ન શોધો / શ્યામ સાધુ

પાછલા જન્મોના પડછાયા ન શોધો,
એ અકળ માયા હશે માયા ન શોધો.

શાંત ચિત્તે જળ સરોવરને નિહાળો,
આપ એમાં આભની કાયા ન શોધો

મિત્ર, સુની ભીંતનો સૂનકાર ભૂંસો,
શૂન્ય, ઘરમાં કેમ છલકાયા ન શોધો.

માત્ર વ્હેતી મહેકનો આભાર માનો,
ત્યાં વસંતે કોણ વીંટળાયા ન શોધો

આંખ, પથ્થર ને પ્રણયની ગુફ્તગુ શું
જાવ ખુદ જાતે જુઓ — વાયા ન શોધો.

# તરુવર : સંસ્મરણ*

ભૂજ (કચ્છ)
તા. ૨૧-૯-૯૨

સુ. રમણભાઈ,

આવી રહેલી ૧૦મી નવેમ્બરે વિષ્ણુભાઈની પ્રથમ પુણ્યતિથિ હશે. એમને મળવાનું ભાગ્ય બે વાર જ પ્રાપ્ત થયું છે. નર્મદની સ્મૃતિમાં આકાશવાણીએ સુરત મુકામે કવિસંમેલનનું આયોજન કરેલું. એમાં ભાગ લેવા ગયો ત્યારે આપણા આ સાક્ષરવર્યના દર્શનની લાંબા સમયની ઇચ્છા પૂરી થવાની હોંશ પણ હતી. અત્યાર સુધી એ નહોતું બન્યું એથી જાણે કશુંક બાકી રહી ગયું હોય એમ લાગ્યા કરતું હતું.

રસ્તામાં શ્રી ભગવતીકુમાર શર્માએ મને કહ્યું : 'મૈત્રી' એ અમારે મન ઋષિનો વિસામો છે. જેમાં પ્રવેશ્યા એ નિવાસસ્થાન તો વીસમી સદીની ઢબનું હતું પરંતુ વિષ્ણુભાઈની મૂર્તિ પ્રત્યક્ષ થઈ કે જાણે પરિવેશ પલટાઈ ગયો. નજીક પહોંચું એ પહેલાં તો પોતે કશોક આધાર લઈને ઊભા થયા. નતમસ્તકે ઊભો રહ્યો. મારે માથે હાથ મૂકીને એ ક્યાંય સુધી ઊંડી પ્રસન્નતા વ્યક્ત કરતા રહ્યા.

બહાર નીકળી શકતા નથી, એમ મેં સાંભળ્યું હતું પરંતુ ચેતના કેટલી સાવધ, સ્વર કેટલો સ્વસ્થ, વાણી કેટલી ચોક્કસ હતી! યશવંતભાઈએ કહેલું તે યાદ આવ્યું, 'ચિત્તની ગતિના પ્રમાણમાં શરીરની અગતિકતા એ એમના જીવનનો વિરોધાભાસ' છે.

હું તો અગાઉથી જણાવ્યા વિના જ જઈ ચડ્યો હતો પરંતુ એ ઘડીએ મને એવો અનુભવ થયો કે જાણે એ મારી રાહ જ જોઈ રહ્યા હતા! હું તો એમના વિદ્યાર્થી (આચાર્ય યશવંત શુક્લ)નો વિદ્યાર્થી, એ રીતે કંઈક તંતુ સાંધવા જતો હતો પરંતુ મારા પરમ આશ્ચર્ય વચ્ચે એ તો મને લેખક તરીકે ઓળખતા હતા! અને મારી નવાઈનો પાર તો એ વખતે ન રહ્યો, જ્યારે મારી નવલકથા 'વલય' એમણે યાદ કરી. કહે, તમે એમાં મનુષ્યની એકલતાનું અસરકારક ચિત્ર આપ્યું છે, પછી મને બરોબર નોંધીને બોલ્યા, બટ યૂ આર નૉટ અલોન ઇન લોનલીનેસ. મારી જ કૃતિને નિમિત્ત કરીને એમણે મને જાણે એક સંદેશ આપી દીધો; અથવા કદાચ એમણે મને આ જ કહેવું હતું, (અને તો એ કહેવા માટે આથી વિશેષ ઉચિત રીત બીજી કઈ હોત?) 'વલય'ના લેખકને જીવનમાં જો કશા આલંબનની જરૂર હોય તો આ પ્રેરકવાણીમાં એ મળી શકે એમ હતું. એમની વાણી વહેતી રહી. શ્રદ્ધા સમવેત દર્શનનો એમના સ્વરમાં મને તત્ક્ષણ સંસ્પર્શ થયો : 'અસ્તિ' અને 'નાસ્તિ', બન્નેને સમજવાની જરૂર છે. આ સકલ સૃષ્ટિ દૃશ્યો અને અવાજોથી ભરેલી છે. આંખ માત્ર દૃશ્યો જુએ છે, એને અવાજોની ક્યાં ખબર છે? અને કાન અવાજોને સાંભળે છે, એને માટે દૃશ્યોની વાત વળી કેવી? પરંતુ સૃષ્ટિ આ સકલની બનેલી છે અને અરસપરસ રહસ્યમય છે. આ રહસ્ય રહસ્ય રહે તો જ વિસ્મય ટકે અને વિસ્મય અક્ષત રહે તો જ કવિતાનું સર્જન શક્ય બને.

વિષ્ણુભાઈનાં લખાણોમાં જે વાંચ્યું હતું તેમાં અને આ સાંભળી રહ્યો હતો તેમાં જરાય વિરોધાભાસ નહોતો, કેમ કે બધું પ્રતીતિજન્ય હતું. અત્યારે આ લખતાં 'દ્રુમપર્ણ'માંથી બે જુદાં જુદાં સ્થાનેથી આ વાક્યો સમર્થનરૂપે ટાંકું છું :

"આ બધાનો સમાસ હું ભગવાનની વિશ્વયોજનામાં કરું છું. એ યોજના અકળ છે

* શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીની પ્રથમ પુણ્યતિથિએ.

તેથી તેને લીલા ગણીએ. એ અકળ અને અદ્‌ભુત છે તેથી તેને માયા ગણીએ. તે નિયત છે તેથી તેને ઋત ગણીએ, કલેશ, ખેદ, વ્યગ્રતા, વિરૂપતાનો અહેતુક ઉલ્લાસ, હાસ, લાવણ્ય આદિમાં વિલય કરી શકું તો કેવું? નહિ કરી શકું એ વાત સાચી, પણ પ્રયાસ તો એનો જ હોવો જોઈએ મને જીવન લાવણ્ય નથી ખપતું? ખપે છે...તો પછી મારે જીવનકલેશ સ્વીકારવો જ રહ્યો''

*

''અંતિમ દૃષ્ટિએ સકલ જીવન અને વિશ્વ એક પરમ ગૂઢ રહસ્ય છે અને એનો ભેદ પામી શકાતો નથી, તેથી આ ગોષ્ઠિ છેવટે તો શ્રદ્ધાની બની રહે છે''

જીવન પરત્વેની દૃષ્ટિની આ સ્થિરધુતિને લઈને તો વિષ્ણુપ્રસાદ ત્રિવેદીની પ્રતિભા ચિંતકની કોટિની છે.

વિદાય લેતી વખતે પણ એમના આશીર્વાદ હું પામ્યો, અને એ રીતે આ અાખોય પ્રસંગ મારે માટે જીવનના અલ્પ ધન્ય અવસરોમાંનો એક બની રહ્યો

એ અવસરે એમણે મને સ્નેહપૂર્વક ભેટ આપેલ એમના બહુમૂલ્ય ગ્રંથ 'દ્રુમપર્ણ'ના આવરણ ચિત્રના તરુવરને જોઉં છું અને વિષ્ણુભાઈના વ્યક્તિત્વની રેખાઓ એમાં અનાયાસ અંકાઈ જતી ભાળું છું.

— ધીરેન્દ્ર મહેતાના વંદન

## ઘર / ફિલિપ ક્લાર્ક

ગરોળીએ
પકડેલા વંદાની પાંખોનો ફફડાટ
ઘરની શાંતિને ફફડાવ્યા કરે
અજવાળાં ઓઢવા મથતી રાત
નવોઢાની જેમ ઊતરી આવે ઓરડે
ક્યાંક ટી વી માં ચૅનલ ચાલે
તાલે તાલે ફળિયું હાલે
બારીમાથી આવતો તમરાનો અવાજ
ભીંતોના કાન કોર્યા કરે
ટપક્યા કરે નળ
ભીંજાયા કરે આખું ઘર
વીતેલી વાતોના બોલ પાકું પાકું હસ્યા કરે
ચણ્યા કરે ચકલીઓ
જૂની ગોદડીમાં દૂંટિયું વળી ગયેલી
.ની ના નસકોરાં બોલે
.ડખે પડખું ફરતા
.ાશ્ચર્યવિરામ જેવાં બાળકો
.ને ચિત્રમાં દોર્યું હોય એવું ઘર

## આર્થર ઓકામુરાનું તૈલચિત્ર

SCRAY CUR, EUCALYPTUS GORVE

[પૃથ્વી]

વિસર્પ પથ ડુંગરાળ, પથરાળ ભૂખંડનો
પ્રશસ્ત નજદીક, સંકુચિત દૂર દૂરે જતાં
કટાવ લય શો વળાંક ધરતો નીરંગી થતો
અને શિખર-ખીણમાં સરકતો બને ધૂંધળો,
વિસૂર્ય છદરૂપ છે વિયતખંડ ગોધૂમ શો
સમક્ષ ગિરિઢાળ પક્ષ વિકરાળ લાવારસી,
સમુચ્ચયિત અસ્તપસ્ત જટજૂટ ચટ્ટાનમાં
ફિરોજ ઝક વહ્નિભૂત કલધૂત સન્નાટગી,
ચિરાય અતિતીવ્ર ઝીંગુર રવે હવા વસ્ત્ર શી

અ દક્ષિણ કરે હરીતિમ ઉપત્યકા વિસ્તરે,
અસગ નભચુમ્બ નીલગિરિ ઝુંડ છાયા તળે
અ વામ લઘુગર્તવર્ત ઉટજો ઝમે શૂન્યતા

પથાગ્ર પટ જર્દ, ગર્દિશ ભરી જમી સૂંઘતો
કરી નજર ઈર્દગિર્દ રખડુ ખડો કૂતરો
શિલ્પિન થાનકી

## નારદ વિષ્ણુ સંવાદ / શુકદેવ

**નારદ ઉવાચ :**

નાગરાજની સુખશય્યા પર લેટી રહેલા
કૌસ્તુભધારી, કૃપાસિંધુ હે! દીનબંધુ હે!
વૈકુંઠનાથ!

કૃપાકટાક્ષ એકાદ કરો—
આ ગાયગરીબડી
પૃથ્વી બાપડી
(હતી ફાંકડી
હવે રાંકડી)
ખડી ખડી
(આ લક્ષ્મી પાય તળાંસતી વીનવી
પળ-બે પળ અવકાશ મેળવી)
નેત્રનીગળતાં રુધિર દ્રવે
પદ્માંકિત ચરણ પખાળી રહી છે.

**વિષ્ણુરુવાચ :**

સુણો ઋષિવર!
શતાબ્દીઓથી
રામકૃષ્ણના
સોદા-સટ્ટા-વેચવાલીથી
ભાવ વધી વધી
આજ વૈકુંઠે આંબ્યા.
‘હવે કદી અવતાર ન લેવો’
(લક્ષ્મીનો પણ આગ્રહ એવો)—
મૂકી દીધો શાશ્વત પ્રતિબંધ.

**નારદ ઉવાચ :**

પ્રભો! અવતાર-બજારો હવે સદાયે બંધ?

**વિષ્ણુરુવાચ :**

સુજ્ઞ ઋષિવર!
વિશ્વ-બજારીકરણ-યુગે
કાં અજ્ઞ સમો તમ પ્રશ્ન?

## રાત / શિલ્પિન થાનકી

બાજે પખવાજ રાત
ગાજે ખડતાલ રાત
રણુકે તે રણુકે તે રાત રાત રાત
જાત રણુકે તે રણુકે તે રાત

રાતી રન્તોળ હવા હેમખેમ ખમ્મા રે
હળ્વા તો હલકાતી હેલ
હેલ્લારે હુલ્લારે હીંજો ચોધાર જેમ
નદિયાતી દરિયાતી રેલ

રેલે રળિયાત રાત
ઢેલે ઢળિયાત રાત
સણુકે તે સણુકે તે રાત રાત રાત
જાત સણુકે તે સણુકે તે રાત

રાત ચરે ચોરાસી લાખ લાખ ફેરાણુ
ઊળપૂળ ઘેરાતું ઘાસ
ઘાસ હલે વાંસ હલે તિખેરી ફાંસ હલે
હાલ ડોલ હેલા હુલ્લાસ

લસરે લોબાન રાત
ચચરે ચોગાન રાત
ડણુકે તે ડણુકે તે રાત રાત રાત
જાત ડણુકે તે ડણુકે તે રાત

# માનવીય મૂલ્યોની શોધયાત્રા

મેઘનાદ હ ભટ્ટ

ઇશ્વર અને અલ્લાહ એક જ છે એની પ્રતીતિ કરાવવા એક બાજુ વહેલી સવારમા મસ્જિદમા આઝાન પોકારાતી હોય, બીજી બાજુ મંદિરમા મંગળાના દર્શનનો ઘંટનાદ થતો હોય અને ક્યાક દૂરથી પોતાના આકારને ઓગાળી માત્ર મૃદુ મધુર અવાજથી કોયલ દર્દભર્યો ટહુકો કરતી હોય ત્યારે એ સવારનું વાતાવરણ કેટલું તો ખુશનુમા લાગે ! પણ, આ ખુશનુમા તાજગીને માનભ્રષ્ટ કરવા રવિરાજ એના કરોડો કિરણોથી ગ્રીષ્મના ઉગ્ર સ્વરૂપે પધરામણી કરે ગુલમાસ કે કરેણ યા પારિજાત યા જૂઈ, ચમેલી, મોગરાની મનભાવન સુગધને વીંધી નાખતો પારધીના તીક્ષ્ણ બાણ જેવો ગુલમોર એની રાતી તાતી આખોથી દિનકરના પ્રભાવ અને પ્રતિષ્ઠાને મુજરો કરે ત્યારે નિયતિની તડકાછાયાની આ રમતથી આનદ કરતા અકળામણ વધુ થાય — એમાય ધોમધોમ તપતી ધરતીની આહ અને હાય સાભળી વર્ષારાણી અનુગ્રહ કરે — પણ, થોડાક અમીછાટણા કરવા પૂરતો જ એનો અનુગ્રહ હોય તો ત્યાર પછીનો ઉકળાટ તો દાવાનળને પ્રદીપ્ત કરતા અગ્નિકુડ જેવો જ અસહ્ય લાગે. અને છતા, પૃથ્વી અને માનવ પરિવારની પરિક્રમા તો સેકડો વર્ષોથી ચાલ્યા જ કરે. સમયના અવિરત પ્રવાહમા કેટકેટલી કૃતિ અને અને આકૃતિ, સસ્કૃતિ અને સસ્મૃતિ વિકૃત થઈ જાય અને અનરાધાર સાપ્રત અનેક સકુલ પ્રશ્નો સાથે આહ્‌વાન કરતો ભવિષ્ય ભણી આગળ ચી ધે ! આવતી કાલ આવશે ? કેવી હશે એ આવતી કાલ ? ગઈ કાલ જેવી ? આજ જેવી ? કે, પછી બધી રીતે અલગ ?

તન અને મનના મહાભારત સદીઓથી એ જ કુરુક્ષેત્રી અશાતિ ફેલાવ્યા કરશે ? માનવોત્ક્રાન્તિની એષણાથી સ્થપાયેલા અનગ અનગ ધર્મ, પ્રગતિને ગતિ આપતી વિવિધ ભાષાઓ, સ્વસરક્ષણના ભાવ અને ભાવનાથી વિકસેલી વિવિધ કોમો — બધા જ માનવવંશની પૃથ્વીયાત્રાને વિધ્વંસક ગતિ આપી રહ્યા છે દરેક ધર્મ ઈશ્વરરૂપી કે ઈ પરિબળના અવતારકૃત્યની અપેક્ષા અને શ્રદ્ધા સાથે આવતી કાલ સામે મીટ માડે છે માનવસર્જિત ઈશ્વર જ કદાચ આ અખૂટ શ્રદ્ધાનું કારણ અને કરણ છે બાઇબલમા 'નોઆઝ (Noah's arc) આર્ક'ની એક વાત આવે છે ચાલીસ દિવસ અને ચાલીસ રાતના મુશળધાર વરસાદ બાદ પ્રલયકારી રેલ આવે છે જેમા સર્વનાશ થાય છે પણ ત્યાર બાદ ઈશ્વર માનવજાતને અનોખા આશીર્વાદ આપે છે "પૃથ્વી પર તમે સૌ માનવીઓ જાઓ, માનવવંશની વૃદ્ધિ કરો" અને ઈશ્વરે દૈવી સુગધ ફેલાવી ફરી આશીર્વાદ આપ્યા "માણસને કારણે ફરી હુ ક્યારેય પૃથ્વીને અભિશાપ નહિ આપુ — કારણ યુવાન વયથી જ માણસની કલ્પના અને વિચાર દુરિત તરફ સ્વાભાવિક રીતે જ આકર્ષાય છે, તેથી ફરી હુ આવી રીતે સર્વનાશ ક્યારેય નહિ કરુ" વળી, ગીતામા કૃષ્ણ પણ એમ જ કહે છે કે, 'જ્યા સુધી સર્વનાશની કક્ષાએ માનવજાત નહિ પહોચે ત્યા સુધી હુ જન્મ નહિ લઉ.' આટલા વર્ષોથી કૃષ્ણને જન્મવા જેવુ લાગ્યું નથી એટલે જ્યા સુધી કૃષ્ણ ફરી જન્મ ન લે ત્યા સુધી આ જગત આમ જ ચાલશે એમ માનવુ ? અને જો એમ જ હોય તો એને સુધારવા, મઠારવાને બદલે એને એમ જ રહેવા દઈએ તો ઘણી ચિંતામાથી મુક્તિ મળી જાય ના, પણ સરલ સમીકરણોથી જીવનની સકુલતા

માંથી છુટકારો ન જ મળી શકે. તો, માનવીની માનવી તરીકે કયા ઈશ્વરની શોધ છે? કોઈ ફિલસૂફ કે વૈજ્ઞાનિક પાસે આનો જવાબ મળશે?

પૃથ્વીની આ વિચિત્ર યાત્રાની વિભીષિકાથી કંટાળી ફિલસૂફો ક્યારેક ખુદ ઈશ્વરનો મૃત્યુઘંટ વગાડે. ઈશ્વરના અવસાનના સમાચારે માનવીય દાયિત્વ સ્વાભાવિક રીતે વધાર્યું. વિજ્ઞાને ઈશ્વરનું નવું 'સ્વરૂપ' લઈ માનવયાત્રા વધુ ઊર્ધ્વગામી બનાવવાનું તાક્યું. વિજ્ઞાનનો ઝંઝાવાતી પ્રકાશપુંજ પૃથ્વીને નંદનવન બનાવવા માનવીને કેટલી તો પ્રેરણા આપે? પણ, વિજ્ઞાનનાં વિનાશક પરિબળો રચનાત્મક પરિબળોને માતબર કરી જાય અને ત્યારે માનવજીવનના ધ્રુવતારક જેવી કોઈ વ્યક્તિ પાસે બે ઘડી વિસામો લેવાનું મન થાય. આઇન્સ્ટાઈનનું 'ધ વર્લ્ડ એઝ આઈ સી ઇટ' પુસ્તકમાંની થોડીક વાતો વાગોળવાનું — માનવીને માનવી તરીકે જીવવાની ગુરુચાવી જેવી લાગી છે — મન થાય છે. એથી એનો આધાર.

"જે માનવી પોતાની યા પોતાના માનવબાંધવોની જિંદગી નિરર્થક માને છે તે માત્ર કમનસીબ નથી, જીવન જીવવાનો અધિકારી પણ નથી....

"માનવજીવનનું ઇષ્ટકર્મ શું? કશાય પિષ્ટપેષણ વિના એટલું તો કહી જ શકાય કે આપણે બધા આપણા માનવકુટુંબ માટે જીવીએ છીએ— જેમાં વસતી દરેક વ્યક્તિના સુખ અને સ્મિત ઉપર આપણું સમગ્ર અસ્તિત્વ નિર્ભર છે. આ ઉપરાંત જેની સાથે આપણે અકળ સહાનુભૂતિ સંબંધે કોઈ ઋણાનુબંધે સંકળાયેલા છીએ તેને માટે પણ આપણે જીવવાનું છે. દિવસમાં લગભગ સો વાર મારી જાતને યાદ કરાવું છું કે મારા આંતર-બાહ્ય સુખ માટે હું અનેક — વિદ્યમાન તેમ જ સ્વર્ગસ્થ — લોકોનો આશ્રિત છું. મને જે મળ્યું છે અને મળતું રહે છે તે ભરપાઈ કરવા માટે નિરંતર શ્રમ કરવો જોઈએ. મને સાદા જીવનનું અનહદ આકર્ષણ થતું જાય છે, અને અનેક લોકોના શ્રમનો હું ઉપભોગ કરું છું એ વાત હું ક્યારેય ભૂલી શકતો નથી. વર્ગવિગ્રહ એ અન્યાયી પરિસ્થિતિ છે અને મહદંશે શોષણની આધારશિલા પર એ નભે છે. માનસિક અને શારીરિક રીતે સાદું જીવન હરકોઈ માટે લાભદાયી છે એમ હું ભારપૂર્વક માનું છું. શોપનહાવરનું 'માણસ ધારે તે કરી શકે પણ ધારે તે ધારી શકે નહિ' એ વાક્ય મને નાનપણથી પ્રેરણા આપતું રહ્યું છે. આ વાક્યનો વેધક નર્મમર્મ જો યાદ કરીએ તો એમાં આપણા જીવનની નિરર્થકતા અને હતાશાનો ભાર પણ થોડો ઓછો થાય! આરામ, સુખ, પ્રમોદ એ મારે મન ક્યારેય જીવનના અંતિમ આદર્શો રહ્યા નથી — કદાચ, આકર્ષણો જ માનવીને હેવાન બનાવે છે. આવા આદર્શોમાં માનવીની પાશવી વૃત્તિ છતી થઈ જાય છે. સત્ય, શિવ અને સુંદર એ આદર્શ મને અત્યંત કમનીય, મનભાવન અને માર્ગપ્રેરક લાગ્યો છે. ભ્રાતૃભાવનાના આ અનુકંપાબળ વિના સર્જન અને વિજ્ઞાનક્ષેત્રની એકલવાયી યાત્રા મારે માટે અસહ્ય જ થઈ હોત. માનવમમતનાં સામાન્ય સાધનો — મિલકત, બાહ્ય સફળતા, મોજમજા મને ક્યારેય સ્પર્શ્યાં નથી — બલકે મને એની નફરત છે."

આઇન્સ્ટાઈન તો આ સદીનો એક સંસ્કારી મહામાનવ. માનવીય મૂલ્યોની ઉજમાળી આધારશિલા એણે આપી છે — શોધી છે. મરાઠી લેખક અનંત કાણેકરના એક પ્રવચનમાં એમણે કહ્યું હતું, "હિરોશીમા અને નાગાસાકી પર જ્યારે ઍટમ બૉમ્બની વર્ષા થઈ ત્યારે આઇન્સ્ટાઈન ગીતાના શ્લોકો બોલતો હતો." એક દૃષ્ટિએ અણુઊર્જાના વિનાશક પરિબળની શોધ કરનાર વૈજ્ઞાનિકનો માનવીય શોક ખરેખર ત્યારે શ્લોકત્વ પામ્યો હશે. અલબત્ત આઇન્સ્ટાઇન પોતે પણ આ પ્રકારના એના અભિગમની સાખ પૂરે જ છે. એ કહે છે ('ધ વર્લ્ડ એઝ આઈ સી ઇટ'): "જે વ્યક્તિ કલા અને વિજ્ઞાનના પરમ રહસ્યનું મહત્ત્વ ન સમજી શકે એ મરણોત્તર જીવન જીવે છે. ધર્મના પાયામાં પણ કોક અકળ રહસ્ય

— ક્યારેક ભયમુક્ત — છુપાયું હોય છે. ધર્મનો જે મૂળભૂત રીતે વિજ્ઞાનની પરિભાષા સાથે સંબંધ છે — જ્ઞાનપિપાસા અને વિજ્ઞાનવિશ્વના ભીતર સુધી પહોંચવાની તીવ્રતમ આકાંક્ષા — તે અર્થમાં હું ધાર્મિક છું. જે ઈશ્વર એના ભક્તોને આશીર્વાદ કે શાપ આપે એ ઈશ્વરની હું કલ્પના જ કરી શકતો નથી. મૃત્યુ પછીની શારીરિક હસ્તી યા જીવાત્માની મંદબુદ્ધ અને હીન અનુભૂતિની વાત હું સ્વીકારી શકતો નથી. મારે માટે તો જીવનનું અનંત અકળ રહસ્ય અને અસ્તિત્વનું અદ્‌ભુત વિશ્વ અને સમગ્રના સજીવ-નિર્જીવ અણુને પણ સમજી શકવાની શક્તિ જ પૂરતી છે."

સવારે સંભળાયેલો કોયલનો દર્દભર્યો અવાજ કેવા કેવા પડઘા પાડી શકે છે! આવો જ કોઈ પડઘો સાંભળી બર્તોલ્ત બ્રેખ્તે (યુદ્ધ સમયના નાઝી રાજ્યના જર્મની સંદર્ભે) 'ટૂ પોસ્ટેરિટી' (આવતી કાલના માનવીને)માં લખ્યું હશે:

"ઓહ! કેવો આવ્યો છે આ સમય જ્યારે વૃક્ષો યા વનરાજી વિશે વાત કરવીય એક અપરાધ છે કારણ, એ તો (માનવીય) અન્યાય સામેનો મૌનનો મુજરો છે."



## ઘાસને મેદાન! / વીરુ પુરોહિત

(ગીત)

હું તો ઘાસને મેદાન સાવ બેઠો છું સૂનમૂન
ગણતો આ ઝાકળનાં મોતી રે!
તું જો ખરી પડે પારિજાત થઈને, હું ઢંકાઉં;
હુંય ના શકું તો મને ગોતી રે!
તું તો કંટકને માને છે પોતાનું દુઃખ
કહે, ફૂલ જો ના હોત તો શું માનત?
અહીં જાત છે તો સઘળી પળોજણ પણ છે જ
જાત હોત નહિ, જાતને શું જાણત?
સુખ છૂટુંછવાયું કંઈ વાદળું નથી
કે નથી રાફડામાં આંખ રાહ જોતી રે!
હું તો ઘાસને મેદાન સાવ બેઠો છું સૂનમૂન
ગણતો આ ઝાકળનાં મોતી રે!
એક ટહુકાની ઇચ્છામાં જીવે છે ડાળ
એવું જોઉં છું તો લાગે છે હું છું!
તને સમજાતું હોય તે તું જલદી સમજાવ
હું જો ખરવું નથી તો બીજું શું છું?
નથી છૂટી જવો સહેલો કૈં અહીંનો મુકામ
અહીં આંગળી ઊઠે છે મૂળસોતી રે!
હું તો ઘાસને મેદાન સાવ બેઠો છું સૂનમૂન
ગણતો આ ઝાકળનાં મોતી રે!

# સત્યમિથ્યા

સુનીલ ગંગોપાધ્યાય; અનુ. ચન્દ્રકાન્ત મહેતા

અનાયાસે જ એક ગાડી ભાડે કરી શકાત. આજકાલ તો નાનાં શહેરોમાં પણ ભાડે ગાડી મળી જાય. આ જગ્યા કંઈ એવી નાની પણ નહોતી. વર્ષમાં કેટલીય વાર પ્રવાસીઓ અહીં આવતા. સરકારી પ્રવાસીઓ માટે વાસની પણ વ્યવસ્થા હતી, એ પ્રવાસગૃહવાળા પણ ગાડીની વ્યવસ્થા કરી દેતા. પણ સંદીપ સાઇકલ સવારી જ પસંદ કરતો.

એ ઘણા લાંબા સમય પછી સ્વદેશમાં પાછો આવ્યો હતો. બહુ લાંબો સમય તો નહિ, બે વર્ષ પૂર્વે પણ અહીં આવ્યો હતો. પિતાની માંદગીના સમાચાર મળતાં જ. પણ તે વખતે કલકત્તાની બહાર જઈ શક્યો નહોતો. ત્રણ અઠવાડિયાં કલકત્તામાં ગાળી એને પાછા જવું પડયું હતું.

આ વખતે સંદીપ થોડો વધારે સમય લઈને આવ્યો હતો. બે ત્રણ જિલ્લામાં ફરીને એને છબીઓ પાડવી હતી.

છબી પાડવા માટે ફક્ત એક કેમેરાથી ચાલે નહિ. ઘણો બધો સરંજામ લઈને રખડવું પડે. ખભે લટકાવવાની થેલીમાં બે ત્રણ કેમેરા, સાથે જાતજાતના લેન્સ અને બીજો ઘણો સરંજામ. સંદીપ તથા જયા જ્યારે રિક્ષામાં જતાં હતાં, ત્યારે રસ્તા પરના લોકો એમને તાકીને જોઈ રહેતા. સંદીપનો પોશાક ભભકાવાળો નહોતો, એનો ચહેરો પણ સામાન્ય બંગાળી જેવો. તોપણ એને જોતાં જ સમજાઈ જાય કે એ વિદેશમાં રહે છે.

બન્ને એકબીજા જોડે ભીંસાતાં હતાં. સંદીપે પૂછ્યું, "આ તરફની રિક્ષાઓ આટલી નાની શા માટે? જરા પહોળી નહિ બનાવી શકે?"

જયાએ કહ્યું, "રસ્તામાં લોકોને તો તમે જુઓ છો. કોઈનું શરીર તમારા જેવું ભારે નથી. અહીંના બે જણ તો આમાં આસાનીથી બેસી શકે."

સંદીપ જાડો થતો જતો હતો, તેથી, એણે બિયર પીવાનું છોડી દીધું હતું. ફક્ત એક સૅન્ડવિચ જ ખાતો, પણ મીઠાઈ ખાવાનો ચસકો છોડી શકતો નહોતો. દેશમાં આવતાંવેંત ગોળનો સંદેશ જોતાં જ એકસામટા ચારપાંચ ખાઈ જતો.

સંદીપે કહ્યું, "મને જાડો કહીને ટોણો મારે છે? પણ તું પણ કંઈ પહેલાંના જેવી પાતળી રહી નથી."

જયાએ કહ્યું, "ના. ના. તમને જાડા શા માટે કહું? મારા કહેવાનો અર્થ હતો, તમારું સ્વાસ્થ્ય બહુ સારું છે. આ તરફ તમારા જેવી સારી તબિયતવાળા લોકો દેખાતા જ નથી."

સંદીપે એક સિગારેટ કાઢીને પાકીટ જયાની સામે ધર્યું અને કહ્યું, "એક લેશ?"

જયાએ થોડા ગભરાટથી કહ્યું, "ના, ના. નહિ લઉં." જયા ક્યારેક એક બે સિગારેટ પીતી. ખુલ્લંખુલ્લા પીતી, કોઈનો વિરોધ એને સિગારેટ પીતાં અટકાવી શકતો નહિ. પણ આ વિસ્તારમાં ચાલતી રિક્ષામાં એ સિગારેટ પીએ, તો એ વધારે લોકોનું ધ્યાન ખેંચે એટલે એ પીવા માગતી નહોતી. એ તો ઠીક પણ એ વાત સહજ રીતે ન કહેતાં એ આટલી ઉશ્કેરાઈને ના ના શા માટે કહેતી હતી? સંદીપે જરા કુતૂહલથી એની તરફ જોયું.

રસ્તો વળાંક આગળ આવતાં બે ભાગમાં વહેંચાઈ જતો હતો. રિક્ષા ડાબી તરફ વળતી હતી. જયાએ એકદમ કહ્યું, "ના. ના. જમણી તરફ રિક્ષા વાળો."

રિક્ષાવાળાએ પાછળ જોઈને કહ્યું, "તમારે મંદિર તરફ જવું છે ને? આ તરફ જ મંદિર છે."

તોપણ જયાએ હઠ કરીને કહ્યું, "જમણી બાજુથી પણ ત્યા જઈ શકાય."

"એ તરફનો રસ્તો બહુ લાબો છે, દીદી."

"ભલે લાબો હોય, પણ એ તરફ જ લઈ જાઓ "

આખા દિવસની રિક્ષા ભાડે રાખેલી, દેશી રસ્તો લાબો હોય કે ટૂંકો તેમા કશો ફેર પડવાનો નહોતો સદીપ આ જગ્યાથી તદ્દન અજાણ હતો એને ડાબી બાજુ જમણી બાજુની પણ ખબર નહોતી.

જમણી બાજુનો રસ્તો ખાડાટેકરાવાળો હતો, ને તેમા પાછી ઠેલાગાડીઓની પણ ભીડ, એથી મંદિરે રહેવાનો વધુ સમય વીતી ગયો સંદીપને એમા વાધો નહોતો એણે રિક્ષામાં બેઠા બેઠા ઘણી ભેંસ અને પાડાની છબી લઈ લીધી આવી ૨ ૧ ૬ પણ ગોરા લોકો માટે નવનવાઈની હતી.

જોડાજોડ ત્રણ મંદિરો હતા, તેમા ફક્ત એક જ મંદિરમા મૂર્તિ હતી. બીજાં બેનું આકર્ષણ એની ઐતિહાસિકતામા હતું દીવાલો પર સુદર ચિત્રો હતા. સંદીપ કે જયા ત્યા ભક્તિભાવના પ્રેર્યાં આવ્યા નહોતા, એ તો આવ્યા હતા છબી લેવા.

સદીપે જુદા જુદા કેમેરાઓથી, ખચખચ કરતા છબીઓ લેવા માડી એક એક સ્થાનની પંદરવીસ છબીઓ એણે પાડી. જેઓ વિદેશથી આવતા હતા, તેમને ફિલ્મના ખર્ચની કશી ચિંતા નહોતી.

એ કઈ બહુ મોટી જગ્યા નહોતી તોપણ, બેત્રણ છોકરા 'ગાઇડ' થવા તૈયાર થયા. સદીપે તો ચોખ્ખી ના પાડી દીધી પણ જયાએ કહ્યું, "એકાદ જણને લઈ લઈએ "

સદીપે કહ્યું, "ના. એ ગપ્પા તથા લોકવાયકા લગાવશે એ સાભળીને આપણને હસવુ આવે "

જયા પોતે જ સંદીપને બધે ફેરવવા લાગી. થોડે દૂર એક ખડિયેર સ્તૂપની પાસે જઈને, કાપેલા વેલાને સરકાવીને એણે કહ્યુ "જુઓ આ ભીંત પર રાધાકૃષ્ણની કોતરણી કરી. બહુ જ ઝીણવટભર્યું કામ છે બીજે ક્યાંય આવુ જોવામાં નહિ આવે."

કેમેરામા આખ ઠેરવતા સંદીપે કહ્યુ, "તને આ જગ્યાની આવી બધી માહિતી ક્યાથી ? લાગે છે, કે પહેલા ઘણી વાર અહીં આવી છે "

જયાએ જવાબ ન આપ્યો. એ વિચિત્ર રીતે હસી

ચારેક વર્ષ પહેલા એણે પ્રતિજ્ઞા કરી હતી, કે ફરી ક્યારેય વિષ્ણુપુર આવવુ નહિ વિષ્ણુપુર સાથે એને કેવો સબધ હતો તે સદીપ જાણતો નહોતો

એ તરફ ખૂબ નિર્જનતા હતી, એટલે જયાએ એક સિગારેટ સળગાવી. આમ તો એ સિગારેટ છોડવાનો પ્રયત્ન કરતી હતી. પણ અહીં એને સિગારેટ પીવાની ઇચ્છા થઈ આવી.

શિકાગોમા વિશ્વવિદ્યાલયના વિસ્તારમા જયા અને સંદીપ એક જ ઘરમા રહેતા હતા સંદીપ પહેલે માળે, જયા બીજે માળે. ઘણા વખતથી એમની વચ્ચે પારિવારિક મિત્રતા હતી. સદીપ જયાના પતિ કિશોરનો પણ મિત્ર હતો. અને જયાનો પણ મિત્ર હતો એમની મિત્રતા ગાઢ હતી.

આ વખતે જ્યારે સંદીપે કહ્યુ, કે એ મુર્શિદાબાદ, વિષ્ણુપુર જઈ છબી પાડવા ઇચ્છે છે, પણ એણે એ જગ્યાઓ જોઈ નથી, તેથી જો સાથે જયા આવે તો ખૂબ સારુ રહે, ત્યારે શુ જયાએ આનાકાની કરી નહોતી ? એણે વિચાર્યું હતું કે કહી દે કે મારે જરૂરી કામ છે, કહીને ટાળે. પણ પછી વિચાર કરતા એણે કહ્યુ, "હા આવીશ, મઝા પડશે "

સદીપની સાથે એકલા ફરવામા પણ જયાને કશો વાધો નહોતો સંદીપ ક્યારેય લક્ષ્મણરેખા ઓળંગે એવો નહોતો, એની એને ખબર હતી તે સિવાય સંદીપની જોડે મૈત્રી સિવાય બીજો કશો સંબંધ ન હોઈ શકે સંદીપની સાથે એની પત્ની રોઝમેરી તથા એની છોકરી રીના પણ આવ્યા હતા રોઝમેરીથી અહીંની ગરમી સહન થતી

નહોતી તથા રિક્ષામાં બેસવાનું પણ એને ફાવતું નહોતું. જયાએ ઘણી વાર કહ્યું હતું કે કલકત્તામાં માણસ રિક્ષા ખેંચે છે અને તેથી એમાં બેસતાં અમને પણ શરમ આવે છે. પણ આ જગ્યામાં તો ફક્ત સાઇકલરિક્ષા જ છે. તોપણ રોઝમેરી રાજી થઈ નહિ. પતિની છબી પાડવાની પ્રવૃત્તિમાં એનો સાથ આપવા એ તૈયાર નહોતી. એ બપોરના પ્રવાસગૃહમાં બેસી રહેતી.

મૅડમ વહુ હોવા છતાં સંદીપ એની આગળ લળી પડતો નહોતો. સમાનભૂમિ પર જ રહીને વર્તતો. રોઝમેરીએ બંગાળી શીખી લીધું હતું. સંદીપ એને તું કહીને બોલાવતો. પણ રોઝમેરી તો એને તમે કહીને જ એની જોડે વાતો કરતી.

સંદીપે વહુને કહ્યું હતું: "તું પ્રવાસગૃહમાં 'એરકન્ડિશન્ડ' ઓરડામાં બેસી રહે, હું જયાની સાથે રિક્ષામાં ઘૂમીશ, ને પ્રેમ કરીશ."

એ લોકો એક વાર પણ કિશોર વિશે કશો જ ઉલ્લેખ કરતાં નહિ. કિશોર લૉસ ઍન્જેલીઝમાં રહેતો હતો, અને એણે ફરી લગ્ન કર્યાં હતાં. જયા હજી આશા રાખીને બેઠી હતી. એ લોકો પાસેથી એને કિશોર વિશે ત્રુટક ત્રુટક સમાચાર મળતા હતા. કિશોર વિશે કાંઈ સાંભળતાં જ જયાની છાતીમાં આગ ઊઠતી, તોયે ખબર સાંભળવાની ઇચ્છા તો રહેતી જ. સંદીપ અને રોઝમેરીની જોડે મેળાપ થતાં, જયાને શિકાગોમાં પ્રથમ યૌવનના માધુર્ય-ઝરતા દિવસો યાદ આવતા. ચારે જણાં કેટલીય વાર ફરવા જતાં. અમેરિકાના હાઈવે પર કિશોર બુલંદ અવાજે બંગાળી ગીતો ગાતો. મિત્રો એને કિશોરકુમાર કહેતા.

મંદિરની છબી લઈને સંદીપે કહ્યું, "જયા, તું એક આંબલીના ઝાડ નીચે ઊભી રહે. તારી એક છબી પાડું."

જયાએ એકદમ કર્કશ સ્વરે કહ્યું, "ના."

સંદીપે આશ્ચર્ય વ્યક્ત કરતાં કહ્યું: "કેમ? અહીં તો સરસ છાયા છે. સરસ છબી પડશે."

તોપણ જયાએ મોઢું ફેરવીને કહ્યું. "ના, વિષ્ણુપુરમાં હું છબી નહિ પડાવું."

સંદીપે કહ્યું, "વિષ્ણુપુરે તારું શું બગાડ્યું છે?"

એનો જયાએ કશો જવાબ ન આપ્યો. એનું મોઢું લાલ થઈ ગયું હતું.

પાછાં ફરતાં રિક્ષામાં સંદીપે પૂછ્યું, "વચમાં વચમાં તું બહુ ગંભીર થઈ જાય છે તે તને શું થાય છે, કહે તો."

જયાએ દાંત પીસીને કહ્યું, "ના કશું નથી."

સંદીપે કહ્યું, "વિષ્ણુપુર જગ્યા ખૂબ સુંદર છે. અહીં બેચાર દિવસ રહ્યાં હોઈએ તો કશું ખોટું નહિ."

જયા જાણે એનો અવાજ ફાટી પડતો હોય એવા અવાજે બોલી: "મને આ જગ્યા ઘણી ગંદી લાગે છે. તમે છબી પાડવા આવ્યા, ને મને આગ્રહ કર્યો તેથી હું આવી. ચાલો, કાલે જ મુર્શિદાબાદ ચાલ્યાં જઈએ, એ જગ્યા ખૂબ જ સુંદર છે."

જયાનો ખભો થાબડીને સાંત્વન આપતો હોય એમ સંદીપે કહ્યું: "અરે! મેં ક્યાંક તારા હૃદયના મર્મસ્થાનને વીંધ્યું છે. વિષ્ણુપુરે એવો તે શો ગુનો કર્યો છે?"

જરા સ્વસ્થ થતાં જયાએ કહ્યું, "ના કશો ગુનો કર્યો નથી. જગ્યાનો વળી શો ગુનો હોય? તમે તો અહીં બધી છબીઓ ઝડપી લીધી છે. કાલે સવારે મુર્શિદાબાદ જઈએ એ જ સારું છે."

સંદીપે કહ્યું: "તું કહેતી હતી, કે અહીં સોના-મુખી નામની એક જગ્યા છે. ત્યાં પણ મંદિર હશે."

સોનામુખી જવા માટે ગાડી ભાડે કરવી પડશે. સંદીપ માટે પૈસાનો કંઈ સવાલ નહોતો. પ્રવાસ-ગૃહેથી ગાડીની વ્યવસ્થા થઈ ગઈ.

વહેલી સવારે જવાનું નક્કી થયું હતું. પણ એ કાંઈ બન્યું નહિ. રોઝમેરીએ છોકરીને તૈયાર કરવામાં મોડું કર્યું. રસ્તામાં ખાવાનું કેવું મળશે, તેની કંઈ ખબર નહોતી. તેથી ત્યાં જ નાસ્તો કરવાનું ઠરાવ્યું; કે જેથી ભેળસેળવાળું ખાવું ન પડે.

બહાર નીકળતાં નવ વાગ્યા. મેં

વાતાવરણ હતું. લાગતું હતું કે આજે બહુ ગરમી નહિ હોય. રોઝમેરી ખૂબ ખુશ હતી. એણે કહ્યુ, "આજે હું મંદિર જોઈશ"

ગાડી થોડી આગળ ચાલી, એટલે એકાએક જયાએ ડ્રાઇવરને કહ્યુ, "જુઓ, ગાડી ફેરવો તો, આ તરફ જવાનું નથી."

ડ્રાઇવરે કહ્યું, "સોનામુખી તરફ તો જઈએ છીએ."

જયાએ કહ્યુ, "આ બાજુથી નથી જવાનું"

"તો સોનામુખી કઈ બાજુથી જશો? બીજો કોઈ રસ્તો નથી."

"શહેર છોડીને પછી એ રસ્તે જશુ હમણા ડાબી તરફ ગાડી લો."

"એ બાજુથી નહિ જવાય, રસ્તો બહુ ખરાબ છે"

"ભલે રસ્તો ખરાબ હોય હું એ રસ્તે નહિ જાઉં ને નહિ જ જાઉ."

ડ્રાઇવર જેટલી આનાકાની કરે તેટલી જયાની હઠ વધે સદીપ અને રોઝમેરીને કશુ સમજાતું નહોતું. તેથી એ લોકોએ જયાને કશુ કહ્યુ નહિ એમા જ ભદ્રતા હતી

ડ્રાઇવરે ખૂબ જ કંટાળીને ગાડી ફેરવી અને જાણી જોઈને ગાડીને ખાટાટેકરા પરથી ચલાવવા લાગ્યો

સદીપે ધીરેથી અગ્રેજીમા પૂછ્યુ, "એ તરફના રસ્તે જવામા શો વાધો હતો તે જાણી શકુ?"

જયાએ ગંભીરતાથી કહ્યુ, "ના, એવુ કશુ નથી. એ બાજુથી પણ જઈ શકત ઠીક છે, તમને ત્રાસ પડે છે ડ્રાઇવર, તમે એ બાજુએ જ લઈ જાઓ પાછા ગાડી ફેરવો"

ડ્રાઇવર આ વખતે મૂંઝાયો. જયાએ એના ખભા પર ચપટ મારીને કહ્યું, "હું દિલગીર છુ. મારું મન ઠેકાણે નહોતું."

પાછી ગાડી ફેરવીને મોટા રસ્તા પર લીધી.

શહેરની વચ્ચોવચ જતા બજાર આવ્યું ત્યારે સદીપે કહ્યુ, "અહીં થોડી ફિલ્મ મળે ખરી?"

જયાએ કહ્યુ, "શા માટે ન મળે? અહીં બધુ જ મળે."

ગાડી એક જગ્યાએ થોભાવી સામી બાજુએ ફિલ્મની દુકાન હતી. સંદીપ ઊતર્યો.

જયાએ કહ્યુ, "હું જરા પાન ખાઈ આવુ મોઢું ખરાબ થઈ ગયું છે રોઝમેરી, તમે પાન ખાશો?"

રોઝમેરીએ કહ્યુ, "પાન? ના ના."

જયા પણ સામી બાજુએ પાનની દુકાને ગઈ, ને પાન બનાવવા કહ્યુ. ફિલ્મ ખરીદીને સદીપ એની પાસે આવીને ઊભો રહ્યો

એકાએક એક સાઇકલરિક્ષા તેમની પાસે આવીને ઊભી રહી. રિક્ષાવાળો રિક્ષામાથી ઊતર્યો, અને એણે જયાનો પાદસ્પર્શ કરીને પૂછ્યું, "ભાભી ક્યારે આવ્યા?"

જયાએ કહ્યુ, "કોણ, વિશુ?"

નાની ઉંમરનો છોકરો હતો. બાવીસ ત્રેવીસનો હશે સુંદર ચહેરો હતો. એણે પૂછ્યું, "કાલે રાત્રે આવ્યા? તમને જોયા નહિ?"

જયાએ કહ્યુ, "વિશુ, તુ કેમ છે? ઘણો સુકાયલો લાગે છે."

એણે કહ્યુ, "ના ભાભી. મારું શરીર તો સારું છે," તે પછી આડી નજરે સદીપ તરફ જોઈને કહ્યુ, "દાદાબાબુ ક્યા છે? ઘેર છે?"

જયાએ જરા દ્વિધાથી કહ્યુ, "ના રે, આ વખતે એ આવ્યા નથી."

"ચાલો અહીંથી ઘેર જ જશોને? હુ ઊભો છુ અહીં"

"વિશુ, અમે તો બીજી કોઈ જગ્યાએ જઈએ છીએ. બાકુડા શહેરથી આ વ્યા છીએ, આ તરફ સોનામુખી જઈએ છીએ અહીં રહેવાના નથી જો પેલી અમારી ગાડી. એ ગાડીમા જઈએ છીએ"

"બાપુ અને માને નહિ મળો?"

"મળી છુ. હવે નહિ જાઉં. તું મળી ગયો તેથી ઘણી રાજી થઈ વિશુ, લગ્ન ક્યારે કરે છે?'

"વાત ચાલે છે તમે અને દાદાબાબુ જ્યારે

આવશે ત્યારે જ પરણીશ. તે પહેલાં નહિ."

"ત્યારે જાઉં, વિશુ. મોડું થાય છે."

જયાએ બૅગમાંથી એક દસ રૂપિયાની અને એક વીસ રૂપિયાની નોટ વિશુના હાથમાં સેરવી દીધી, ને કહ્યું, "આ રૂપિયાની મીઠાઈ ખાજે."

પછી એણે દોડીને રસ્તો ઓળંગ્યો.

ગાડીમાં ચડીને વ્યસ્તતાથી કહ્યું, "ચાલો ચાલો."

ખૂબ સ્વાભાવિક હોવાનો દેખાવ કરતાં, એણે સ્મિત કરીને કહ્યું, "આ વિશુને મેં દશબાર વર્ષ પૂર્વે જોયો હતો. એ ત્યારે ઘરકામ કરતો, એણે માયા લગાડી હતી. ચહેરો સુંદર છે ને? એ શું આખો વખત ઘરકામ જ કર્યાં કરે? ભણવાગણવાનો મોકો ન મળ્યો. ત્યારે જ મેં એને એક સાઇકલરિક્ષા ખરીદી આપવા કહ્યું હતું. જુઓ હવે એ રિક્ષા ચલાવે છે. સ્વતંત્ર રીતે કમાણી કરે છે. જોયું હજી પણ એ વિશુ કેટલી બધી લાગણી રાખે છે?"

સંદીપે પૂછ્યું, "જયા, અહીં કોનું ઘર છે? તારા કોઈ સગાંવહાલાં અહીં રહે છે?"

રોઝમેરીએ કહ્યું, "તમે કંઈ સમજતા નથી, સંદીપ. સહેજમાં સમજાય છે કે અહીં કિશોરના બાપનું ઘર છે. તેથી તો જયા આ રસ્તે જવા માગતી નહોતી."

સંદીપે કહ્યું, "ઓ ભગવાન! બરાબર છે. કિશોર પહેલાં દેશમાં એના માબાપને મળવા આવતો. એનું ઘર વિષ્ણુપુરમાં છે? એનો અર્થ એ થયો કે તું પણ અહીં ઘણી વાર આવી છે."

રોઝમેરીએ કહ્યું, "કિશોરની જોડે તેં છૂટાછેડા લીધા છે, પણ એનાં માબાપને તું એક વાર મળવા પણ શા માટે ન ગઈ? એમનો તો કશો વાંક નથી."

જયા ચિડાઈને બોલી: "શા માટે જાઉં? કિશોરની મા પહેલાં મને ખૂબ વહાલ કરતી હતી. કહેતી હતી તું મારી વહુ નહિ, મારી દીકરી જ છે. મારે છોકરી નથી, એટલે તેં આવીને મારી એ ખોટ પૂરી. મને ખૂબ લાડ લડાવતી. ત્યાર પછી એના છોકરાની જોડે છૂટાછેડા લીધા. એટલે બધો સંપર્ક તૂટી ગયો. હવે તો હું દેશમાં જ રહું છું. તોપણ એક વાર પણ ખબર કાઢી નથી."

સંદીપે કહ્યું, "તેં પેલા છોકરાને તો કહ્યું કે મળી આવી છું?"

એકદમ જયા જોરથી રડી પડી. એ હવે રુદન રોકી શકતી નહોતી. બન્ને હાથથી મોઢું ઢાંક્યું.

થોડીવાર પછી આંખો લૂછતાં કહ્યું, "બધાને સાચી વાત કહી શકાય નહિ. એણે ભાભી કહીને બોલાવી તેનો હું અસ્વીકાર શી રીતે કરી શકું?"



## સાભાર સ્વીકાર

પ્રૂફરીડિંગ કેવી રીતે થાય છે?: જિતેન્દ્ર દેસાઈ, પ્ર. પરિચય ટ્રસ્ટ, મહાત્મા ગાંધી મેમોરિયલ બિલ્ડિંગ, નેતાજી સુભાષ રોડ, મુંબઈ–૨, કિ. રૂ. ૪. મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં પ્રહેલિકા: ડૉ. જયા ગોકળગાંધી, પ્ર. ચિરાયુ જ. ભાટિયા, ૨૭૬–૨૭૮, સૅમ્યુઅલ સ્ટ્રીટ, મુંબઈ–૪૦૦ ૦૦૩, કિ. રૂ. ૭૫. સૂર્યસ્વર (કાવ્યસંગ્રહ): નલિન પંડ્યા, પ્ર. રૂપાલી પ્રકાશન, રીલીફરોડ, અમદાવાદ–૧, કિ. રૂ. ૨૦.

# વિસ્મરણયોગ

બહાદુરભાઈ જ. વાંક

બચપણમાં મેં વધારેમાં વધારે 'ટેન્શન' અનુભવ્યું હોય તો તે યાદ રાખવાનું જ! એટલે જ હું કહું છું — કદાચ એવો એક પણ વિદ્યાર્થી જોવા નહિ મળે કે જેણે પોતાના વિદ્યાર્થી જીવન દરમ્યાન યાદ રાખવાનું ટેન્શન ન અનુભવ્યું હોય! અરે, બહુ નાના બાળકો પણ આવા ટેન્શનમાંથી મુક્ત રહી શકતાં નથી.

બચપણમાં સાહેબે સોંપેલું લેસન પૂરું કરી, દફતર તૈયાર કરીને શાળાએ જવા હું બહાર નીકળતો ત્યારે બા-બાપુજી પાસે ભાગ લેવા માટે પૈસાની અચૂક માગણી કરતો. શાળાના દરવાજા પાસે ઊભેલા શિંગ દાળિયાવાળા પાસેથી કે અન્ય દુકાનમાંથી મારો ભાગ ખરીદું ને મારું બધું જ ટેન્શન છૂ મંતર થઈ જાય! બાંકડા ઉપર બેઠા બેઠા ચણિયાબોર ખાઈને, સાહેબની નજર ચુકાવીને તેના ઠળિયા અન્ય વિદ્યાર્થીઓ તરફ ફેંકવાનાં મજાકભર્યાં તોફાનોની પાછળ પણ અભ્યાસની કહેવાતી શુષ્કતાને ખંખેરી નાખવાનું જ મુખ્ય વલણ રહ્યું હશે એમ મને લાગે છે.

મનોવૈજ્ઞાનિકો કહે છે: હરેક યાદનું – સ્મૃતિનું આપણી ચેતના ઉપર વજન પડતું હોય છે. નાની નાની સ્મૃતિઓનું વજન પણ એક હાથીના વજનની જેમ આપણા મનની સ્થિતિસ્થાપકતાને – મનની સંવેદનશીલતાને ચગદી નાખતું હોય છે! બીજી રીતે કહીએ તો આપણા કહેવાતા જ્ઞાનની સભાનતા જ આપણને થકવી નાખતી હોય છે!

આજે રશિયા અને જાપાનમાં કેટલીક એવી શાળાઓ છે, જે બાળકો પાસે શું યાદ રખાવવું ત્યાંથી નહિ, પણ તેમની પાસેથી શું ભુલાવવું – ત્યાંથી જ શિક્ષણનો એકડો ઘૂંટાવવાનું શરૂ કરાવે છે! ને વિદ્યાર્થીઓ જ્યારે સાંજના ઘરે આવે છે, ત્યારે માબાપ તેમને પૂછે છે: What did you unlearn to day? (આજે તું શું ન શીખીને – ભૂલીને આવ્યો છે?) દેખીતી રીતે આ બાબત કદાચ કોઈને તર્કસંગત ન પણ લાગે...પણ હકીકત એ છે કે આપણા લોહીમાં ભળી ગયેલા જ્ઞાનની હમેશાં આપણી સ્મૃતિમાંથી બાદબાકી જ થઈ જતી હોય છે!

અધ્યાત્મગુરુ બજુવા એક દિવસ પોતાના શિષ્યોને અધ્યાત્મવિષયક એક વ્યાખ્યાન આપી રહ્યા હતા. અચાનક વચ્ચે અટકીને એક શિષ્યની કસોટી કરવા માટે જ તેમણે શિષ્યને પૂછ્યું: "હમણાં અહીં હું શું બોલેલો એ તું કહી શકશે?"

"હા, હા, કેમ નહિ?" કહેતાકને શિષ્ય ગુરુ જે કાંઈ બોલ્યા હતા, તે અક્ષરશઃ બોલી ગયો.

આથી ગુરુ બોલી ઊઠ્યા: "ખરેખર તેં મારું વક્તવ્ય જ સાંભળ્યું નથી!"

શિષ્યે પૃચ્છા કરી "આમ આપને શાથી લાગ્યું? મેં તો આપે જે કાંઈ કહ્યું હતું, એ જ તો બરાબર કહી સંભળાવ્યું છે."

"હા, એટલે જ તો કહું છું તેં મારું વક્તવ્ય સાંભળ્યું નથી." ને ગુરુ વિશેષ સ્પષ્ટતા કરતા બોલ્યા: "સાચું સાંભળવું એ કાંઈ પણ યાદ રાખવું એ નથી; પણ આપણને જે કાંઈ યાદ હોય એ પણ આપણા મનમાં નિઃશેષ થઈ જાય એમાં જ રહેલું છે!"

કબીર-નાનકના શબ્દ સુરતિ, અને સાધકચિંતક ગુર્જિયેફના શબ્દ 'self remembering'ના સામેના છેડાનો શબ્દ છે વિસ્મરણ હકીકતમાં આ બંને શબ્દો વચ્ચે એક પાતળી ભેદરેખા જ

છે. સાચા જ્ઞાનના પ્રદેશમાં પ્રવેશવા માટેના આ બે દરવાજા છે. દેખીતા વિરોધાભાસમાં જ જીવનનું પાયાનું સત્ય રહેલું હોય છે. આપણને સમજાય-ન-સમજાય તોપણ 'સુરતિ' અને 'વિસ્મરણ' એ બે શબ્દો એક સિક્કાની બે બાજુ જેવા જ છે.

આચાર્ય રજનીશે પોતાની પૂના ખાતેની જીવન-જાગૃતિ કેન્દ્રની લાઇબ્રેરીમાં લાખોની સંખ્યામાં પુસ્તકો વસાવ્યાં છે. આટલાં બધાં પુસ્તકો જોઈને કોઈએ તેમને પૂછ્યું: "શું તમે આ બધાં જ પુસ્તકો વાંચી નાખ્યાં છે?"

જવાબ દેતાં આચાર્યશ્રીએ કહ્યું: "ના, આમાંથી તો મેં માત્ર પાંચ ટકા જ પુસ્તકો વાંચ્યાં છે."

એટલે પેલાએ ફરી પૂછ્યું: "તો બાકીનાં પંચાણું ટકા પુસ્તકો ક્યારે વાંચી શકશો?"

આચાર્યશ્રી બોલ્યા: "હાં, એ પંચાણું ટકા પુસ્તકો પણ વાંચું છું – પાનાં ઉઘાડ્યા વગર જ!"

પેલાએ જિજ્ઞાસા વ્યક્ત કરી: "એ કેવી રીતે?"

આચાર્યશ્રીએ સ્પષ્ટતા કરતાં જવાબ આપ્યો: "મેં જે પાંચ ટકા પુસ્તકો વાંચ્યાં છે ને તેને જ ભૂલી જઈને!"

પેલા ભાઈને આચાર્યશ્રીની આ વાત સમજાઈ હશે કે કેમ તેની ખબર નથી. પણ મૂળ વાત વિસ્મરણ ઉપર જ આવીને ઊભી રહે છે. આપણા કવિવર ઉમાશંકર જોશીએ કહેલું: "બધાં મકાનો જમીનદોસ્ત થાય પછી જે બચે તે યુનિવર્સિટી." તેમનું આ વિધાન પણ વિસ્મરણના સંદર્ભમાં ઘણું સૂચક બની રહે છે. મનનું ખાલીપણું એ વિસ્મરણનું જ પ્રથમ ચરણ છે. ને એટલે જ તો હું 'વિસ્મરણ-યોગ' શબ્દ પ્રયોજું છું. બીજી રીતે કહીએ તો મનનું વિશિષ્ટ રીતે મરણશરણ થઈ જવું એટલે જ વિસ્મરણ. એટલે જ તો 'Forgetting is bliss'' — ભૂલવું એ આશીર્વાદ સમાન છે, એમ કહેવાયું હશે.

બચપણમાં સાહેબે ગોખાવેલાં મરાઠાઓની ચડતીપડતીનાં કારણો આજે પણ મને એટલાં જ યાદ છે, જેટલાં એ વખતે હતા. હવે જો મારા એ વખતના વર્ગશિક્ષક આજે મને રસ્તામા મળી જાય તો હું તેમને હસતા હસતાં અચૂક કહું: "સાહેબ, તમે ગોખાવેલાં મરાઠાઓની ચડતીપડતીના કારણો તો મારી જ ચડતીપડતીના કારણો બની ગયા છે!" ને મજાકભર્યા સ્વરે પાછું ઉમેરું: "માટે હવે મને મારો ભાગ લઈ આપો!!"

મારું ચાલે તો પ્રત્યેક શાળાની દીવાલો ઉપર હું માત્ર આટલા જ શબ્દો પેઇન્ટ કરાવીને લખાવું: "સાચા શિક્ષણનો પ્રારંભ આપણી સ્મૃતિમાથી નહિ, પણ આપણી વિસ્મૃતિમાથી જ થતો હોય છે!!"



## સાભાર સ્વીકાર

સ્મૃતિબંધ: સંપા. – પ્ર. પ્રજ્ઞા પટેલ, ૧૩૫/૬ કેટેગરી–૨ સેકટર–૨૮, ગાંધીનગર, કિં. નથી. સપ્તતિ: પ્ર. સંપાદક સમિતિ C/o અભિજિત ભટ્ટ, 'સ્મૃતિ', લક્ષ્મીનારાયણ મહોલ્લો વલસાડ–૩૯૬ ૦૦૧, કિં. રૂ. ૩૦. પ્રત્રાહદીપ: ૮ સંપા. પ્ર. જયન્ત પ્રે. ઠાકર, કલ્પના મોહન બારોટ, પ્રાપ્તિસ્થાન: ૨૮, જવાહર સોસાયટી, વડોદરા–૩૯૦ ૦૦૧, કિં. રૂ. ૨૦. આશા ભૂમિની ખોજમાં: ડૉ. આરતી પંડ્યા, પ્ર. સમાન્તર સાપ્તાહિક જે. ૧/૫, અખબાર નગર પાસે, નવાવાડજ, અમદાવાદ–૧૩, કિં. રૂ. ૧૦૦. આવશે દિવસો કવિતાના: વિષ્ણુ પંડ્યા, પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. ૪૦. વેલ્કમ હોમ: લે. ડૉ. આરતી પંડ્યા, પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. ૪૦. સમયના હસ્તાક્ષર: વિષ્ણુ પંડ્યા, સંપા ડૉ. આરતી પંડ્યા, પ્ર. ઉપર મુજબ કિં રૂ. ૧૭૦.

# ગુજરાતીમાં નાટચાવલોકન

ઉત્પલ ભાયાણી

શનિવાર તારીખ ૨૯મી ઑક્ટોબર ૧૮૫૩ની રાત્રે, પારસી નાટક મંડળી દ્વારા મુંબઈના ગ્રાન્ટ રોડ થિયેટરમા શાહનામાની લોકપ્રિય તથા નાટચાત્મક કથા પર આધારિત 'રુસ્તમ, જાબુલી અને સોહરાબ' નાટક ભજવાયું, જે ગુજરાતી રંગભૂમિનુ પ્રથમ નાટક હતુ

સોમવાર તારીખ ૩૧મી ઑક્ટોબર ૧૮૫૩ના 'બૉમ્બે ગેઝેટ' નામના અખબારમા એનો અહેવાલ પ્રગટ થયો. ગુજરાતી ભાષાનું કદાચ આ પ્રથમ નાટચાવલોકન હતું. બીજા શબ્દોમા કહીએ તો ગુજરાતીમા નાટચાવલોકનની પરંપરા, ગુજરાતી રંગભૂમિ જેટલી જ જૂની છે.

ગુજરાતીમા નાટચાવલોકન વિશે વાત કરતા, નાટચાવલોકનનું સ્વરૂપ ઘડનાં ત્રણ પરિબળો અંગે નિર્દેશ કરી શકાય.

પહેલું પરિબળ સ્વાભાવિક છે કે સ્વયં નાટચ-પ્રવૃત્તિ જ હોય.

ગુજરાતી રંગભૂમિનો ઇતિહાસ લખનારા સંશોધકોએ ૧૮૫૦–૬૦ના સમયની રંગભૂમિના લક્ષણોની વાત કરતા એ પણ નોંધ્યું છે કે,

> "વર્તમાનપત્રોમા નાટકના હેવાલો નિયમિત રીતે રજૂ થતા રહેતા પરંતુ કોઈ વિશિષ્ટ અને ગંભીર સાહિત્યપ્રવૃત્તિ તરીકે નાટકોની સમાલોચના કરવામા આવતી નહોતી; અને તેથી 'નાટચવિવેચક' જેવી કોઈ વ્યક્તિ કે વર્ગ પણ અસ્તિત્વમા નહોતા... એકંદરે નાટચહેવાલ કેવળ માહિતી સ્વરૂપનો બનતો" *

આજે, ૧૪૦ વરસ પછી પણ ભજવાતા નાટકો અને એના અવલોકનો બંનેમા વ્યવસાયી રંગભૂમિને લાગેવળગે છે ત્યા સુધી કોઈ તાત્વિક ફેરફાર થયો નથી. અને જોઈ શકાય એવી વૈકલ્પિક કે સમાંતર રંગભૂમિ તો જૂજ અપવાદો વીસરી જઈએ તો ગુજરાતીમા ક્યા છે?

આજે પણ નાટચાવલોકન બહુધા અહેવાલ—reportingની વધુ નજીક અને વિવેચન—criticismથી વધુ દૂર હોય છે.

પૈના વિદ્વાનોએ નોંધ્યુ છે એવુ આજે ગુજરાતી રંગભૂમિના જાણીતા–માનીતા કલાકારોએ તો અનેક વખત કહ્યુ જ છે કે ગુજરાતીમા કોઈ નાટચવિવેચક જ નથી. અલબત્ત સાથોસાથ એમણે એવુ વિચારવાની તસ્દી નથી લીધી કે ગુજરાતી રંગભૂમિ પર વિવેચન ખમી શકે એવા કેટલા નાટકો ભજવાયા છે અને જે રડ્યાખડ્યા ભજવાયા ત્યારે એનુ યોગ્ય વિવરણ, વિવેચન કહી શકાય એવુ વિવરણ થયું જ છે કૂવામા હોય તો હવાડામા આવેનો સિદ્ધાંત રંગભૂમિ અને એની સમીક્ષાને લાગુ પડે છે

અપવાદોની વાત જવા દઈએ તો ગુજરાતીમા સામાન્ય વલણ એવુ રહ્યુ છે કે નાટચાવલોકન રંગભૂમિને અનુસરે છે. રંગભૂમિને એ દિશા બતાવતું નથી. અને આજે નાટકોની જાહેરખબરો જોતા તો ત્યા સુધી કહેવાનુ મન થાય કે કોઈ દિશા બતાવે તો એનો ગુજરાતી રંગભૂમિને ખપ પણ નથી.

નાટચાવલોકનને અસર કરતુ બીજું પરિબળ, સ્વયં રંગભૂમિની કક્ષા પછીનું પરિબળ, રંગભૂમિના સામાજિક મૂલ્યનું છે અગાઉ પણ કહ્યું છે અને ફરી ફરીને કહેવાનુ થાય છે કે જે વર્ગના પ્રેક્ષકો પર ગુજરાતી રંગભૂમિ નભે છે એમની રંગભૂમિ પાસેની અપેક્ષા મર્યાદિત છે રવિવારની

* 'ગુજરાતી રંગભૂમિનુ ઇતિહાસ દર્શન' (ખંડ પહેલો), પૃષ્ઠ ૪૦.

સાંજે મિત્રમંડળ સાથે અથવા તો જ્ઞાતિમંડળ કે જ્ઞાતિમંડળના પર્યાય જેવી ક્લબોના ઉપક્રમે મોજથી માણી શકાય એવું મનોરંજન રંગભૂમિ 'પીરસે' એટલી જ આ વર્ગની માગણી છે. ખાવાપહેરવામાં ઉત્તરોત્તર વધતા સોફિસ્ટિકેશન જેટલી જ રંગભૂમિની 'પ્રગતિ' થાય તો પ્રેક્ષકોને સંતોષ છે. માધ્યમ તરીકે રંગભૂમિની સામાજિક ભૂમિકા આપણે ટૂંકી અને એકવિધ બનાવી દીધી છે. આ સંજોગોમાં નાટ્યાવલોકનનું પણ મૂલ્ય કેટલું હોય? વાચકોની નાટ્યાવલોકન પાસેની અપેક્ષા પણ કેટલી મર્યાદિત હોય! અમદાવાદમાં તો બહુ મોટા પાયે અને મહદંશે મુંબઈમાં પણ હવે કોન્ટ્રાક્ટ શોની પ્રથા સ્થાપિત થઈ ગઈ છે. બીજા શબ્દોમાં કહીએ તો પ્રેક્ષકો હવે નાટક જોવાની પસંદગીનો અધિકાર પણ જ્ઞાતિમંડળો કે ક્લબોના સંચાલકોને સોંપી દેવા રાજીખુશીથી તૈયાર છે. આ સંજોગોમાં બાપડું નાટ્યાવલોકન શું કરી શકવાનું? પ્રેક્ષકોને માત્ર 'માહિતી' જ જોઈએ છે, 'જ્ઞાન'માં એમને રસ નથી.

ત્રીજું પરિબળ વર્તમાનપત્રોની નીતિ છે. ચારેક વરસ પહેલાં મુંબઈમાં ગુજરાતી રંગભૂમિ અંગે યોજાયેલી એક શિબિરમાં, મુંબઈના એક પ્રતિષ્ઠિત વર્તમાનપત્રમાં નાટ્યાવલોકન કરતા ભાઈએ પ્રામાણિકતાથી કબૂલ કરેલું કે એમના વર્તમાનપત્રની નાટ્યાવલોકન અંગે એ નીતિ જ રહી છે કે કોઈની ટીકા ન કરવી. નાટકનો નિર્માતા નારાજ થઈને જાહેરાત આપતો બંધ થાય એ સ્થિતિ ન આવે એવી સલામત નીતિ એમને અપનાવવી પડી છે.

અમદાવાદની સ્થિતિ તો આથી વધુ કરુણ છે. એનાં મુખ્ય ગુજરાતી અખબારો નાટક જ નહિ, કલામાત્ર તરફ ઉદાસીનતા સેવે છે. મોટે ભાગે તો એ નાટ્યાવલોકનમાં માનતાં જ નથી. જેમ ટીકા નહિ કરવાની નીતિ નાટ્યાવલોકનને નિરર્થક ઠેરવે છે એમ નોંધ સુધ્ધાં નહિ લેવાની કે નિયમિત રીતે સમીક્ષા પ્રગટ થાય એવી વ્યવસ્થા નહિ કરવાની ઉદાસીનતા તો સ્વયં નાટ્યાવલોકન માટે જ જોખમ ઊભું કરે છે.

અખબારની નીતિનો વધુ એક મુદ્દો નાટ્યાવલોકન કોણ કરે છે એમાં પણ પ્રતિબિંબિત થાય છે. કેનેથ ટિનાને સમીક્ષક માટે કહ્યું છે કે, 'A man who knows the way but can't drive the car. 'સમીક્ષક હોવા માટે પણ કલાકાર જેટલી ભલે ન હોય પણ કલાકાર જેવી સજ્જતા અને સહૃદયતા તો હોવી જ જોઈએ. સમીક્ષામાં ન્યૂઝ કરતાં વ્યૂઝની મહત્તા વિશેષ છે. જેમ બાકીની કોલમો ભરાય એ જ રીતે, એ જ કલમથી સમીક્ષાની પણ કોલમ ભરાય તો માત્ર માહિતી જ મળે, અહેવાલ જ અપાય. માત્ર રંગભૂમિ માટેની નિસ્બત અને રંગભૂમિ માટેની નિષ્ઠા હોય, અને હું તો એક કદમ આગળ જઈને કહું કે જે તે રંગભૂમિ માટેની જ નિસ્બત અને નિષ્ઠા હોય એના જ હાથે એ રંગભૂમિની સમીક્ષા થાય તો જ કોઈ અર્થ સરે. વિશિષ્ટીકરણનો અહીં પણ અન્ય ક્ષેત્ર જેટલો જ મહિમા છે. ગુજરાતીમાં આવા અધિકારીઓ દ્વારા નાયચાવલોકન બહુ ઓછું થાય છે.

નાટ્યાવલોકનના સ્વરૂપ પછી નાટ્યાવલોકનની અસર, નાટ્યાવલોકનના પ્રભાવ વિશે પણ થોડું વિચારવું પડે. નાટ્યાવલોકનની અસરો બે રીતે જોવા મળે — પ્રેક્ષકો પર અને કલાકારો પર.

એક જ સમીક્ષાથી નાટક તરી જાય કે ડૂબી જાય એવી પ્રબળ અસરની તો ગુજરાતીમાં શક્યતા જ નથી. એવી અંતિમ સ્થિતિએ ન જઈએ પણ નાટક જોવા કે ન જોવાના નિર્ણાયક પરિબળ તરીકે પણ ગુજરાતીમાં નાટ્યાવલોકનની ભૂમિકા હોય એવું માની શકાય એમ નથી. બહુ બહુ તો પોતાના પ્રતિભાવનો તાળો મેળવવા નાટ્યાવલોકનનો ઉપયોગ થાય છે.

જેમણે નાટક નથી જોયું એમને માટે તો એ માહિતી મેળવવાનું સાધનમાત્ર છે અને માટે જ અવલોકનમાં સિંહભાગ નાટકની 'વાર્તા'
એનાં cast અને credit નો હોય છે.
અંગો વિશે ઝાઝું ન કહેવામાં લખના

કે ભજવાતા નાટકોમા એવા કોઈ કસબનો અભાવ પણ કારણભૂત હોય છે. પરંતુ મુખ્ય કે વાચકોની મર્યાદિત અપેક્ષા જ જવાબદાર હોય છે જેમ નાટક પાસેની એમની અપેક્ષા મર્યાદિત છે એમ નાટયાવલોકન પાસેની પણ મર્યાદિત છે.

પ્રેક્ષકોની અપેક્ષાએ કલાકારો અને કસબીઓ પર નાટયાવલોકનનો થોડોક વિશેષ પ્રભાવ છે. જોકે પ્રેક્ષકોની જેમ એનુ પ્રત્યક્ષ પ્રમાણ મળી શકતું નથી પણ વિશેષતા કે મર્યાદાની યોગ્ય છણાવટ થઈ હોય તો એની નોધ લેવાતી જ હોય છે પરંતુ અહીં પણ નિર્ણાયક ભૂમિકા તો નથી જ. નાટક કે કલાકારની ચડતીપડતીના અનેક કારણો હોઈ શકે, જેમાના કેટલાક તો ક્ષુલ્લક લાગે. નાટકની ગુણવત્તા કે કલાકારના કૌશલ્ય સાથે કશો સંબધ ધરાવતા ન હોય એવાં પણ જોવા–જાણવા મળે છે

ગુજરાતી રંગભૂમિ અને ગુજરાતી નાટયાવલોકન બંનેની સ્થિતિ માટે પ્રવીણ જોશીએ એક સરસ વિચાર કરેલો જે દુર્ભાગ્યે એના અચાનક ચાલી જવાથી અમલમા ન મૂકી શકાયો. પ્રવીણના મતે સૌથી મોટી જરૂર સારા નાટકના પ્રેક્ષકો તૈયાર કરવાની છે, એમની નાટક જોવાની દૃષ્ટિ કેળવવાની છે અને આ માટે અવલોકન સક્રિય ભૂમિકા ભજવી શકે. પ્રવીણનો વિચાર ગુજરાતી રગભૂમિનું એક એવુ મુખપત્ર કાઢવાનો હતો જેમા દર અંકે ત્રણ ચાર નાટકોનો એ રીતે આસ્વાદ કરાવવાનો હતો. જેથી નાટકની માત્ર ખૂબીઓ પર (મર્યાદાઓ પર નહિ) પ્રકાશ પાડી શકાય અને આવુ મુખપત્ર નાટક જ્યારે જ્યારે ભજવાય ત્યારે પ્રેક્ષકોને મળી શકે.

અલબત્ત આ વિકલ્પમાં કેવળ ગુણાનુરાગી બનવાથી સમીક્ષા માટે જરૂરી તાટસ્થ્ય જોખમાતું જણાય છે પણ નાટયાવલોકનને આથી સક્રિય ભૂમિકા મળી શકે છે અને આશય અહીં પ્રેક્ષકોને તૈયાર કરવા જેવો ઉદાત્ત છે.

નાટયાવલોકન અંગે મારા અંગત અભિગમના નિર્દેશ સાથે મારી વાત પૂરી કરું. તુલનાત્મક સંદર્ભ પર હું ઘણો, કદાચ વધુ પડતો ભાર ઇરાદાપૂર્વક મૂકું છુ. અને માટે જ માત્ર ગુજરાતી નાટકોની સમીક્ષા કરવાને બદલે મરાઠી, હિન્દી, અંગ્રેજી અને કયારેક અન્ય રંગભૂમિ પર કંઈ પણ સારું, ગુજરાતીથી જુદું જોવા મળે તો એના વિશે વિસ્તારથી લખું છુ. ગુજરાતી રંગભૂમિ મોટા ભાગે રૂપાતરો પર નભતી હોવાથી બને ત્યા સુધી મૂળ કૃતિ અને મૂળ કૃતિની ભજવણીનો પણ સંદર્ભ આપવાનો મારો પ્રયાસ હોય છે. કલાકારો અને કસબીઓના કામ વિશે વાત કરતા એમના અગાઉના કામને પણ ધ્યાનમા રાખું છુ અને જરૂર લાગે તો એનો ઉલ્લેખ પણ કરુ છુ. માત્ર ભજવાતી કૃતિને બદલે આવા વિવિધ તુલનાત્મક સંદર્ભ સાથે વાત કરવાની શૈલી મને વધુ વિશ્વસનીય લાગે છે. નિરપેક્ષને બદલે સાપેક્ષ અભિગમથી પ્રતિબદ્ધતા અને પૂર્વગ્રહનો ભય ઓછો રહે છે એવુ સ્વાનુભવે મને લાગ્યું છે *

* નૅશનલ સેન્ટર ઑફ પરફૉર્મિંગ આર્ટ્સના ઉપક્રમે એના થિયેટર ડેવલપમેન્ટ સેન્ટર તરફથી 'નાટયાવલોકન' પર યોજાયેલા પરિસંવાદમા ગુજરાતીમા નાટયાવલોકન પર આપેલુ વક્તવ્ય

# સ્વાધ્યાય અને સમીક્ષા

રાધેશ્યામ શર્મા, સતીશ વ્યાસ, ભરત મહેતા

## ૧. તમસ્‌માં શુભ બિંદુઓ...

એચ. એલ. મેન્કેને એક માર્મિક વિધાન કર્યું છે કે કયારેય કંટાળાજનક સુસ્ત વિષયો નથી હોતા માત્ર લખનારા જ સુસ્ત કંટાળાજનક હોય છે. જેઓ વિષય પર, વિષયના વૈવિધ્ય પર ભાર મદાર રાખીને ચાલે છે એમના માટે જવાબ કીમતી છે. વિષયથી લેખક ઓળખાય એ લેખક વિષયી ગણાવો ના ઘટે?। વિષય લેખકને નથી ઘડતો, લેખક જ વિષયને આકૃત કરે છે. વિષય માટીનો લોંદો છે પણ દષ્ટિવંત સર્જક એનું પાત્ર નિર્મી આપે. લેખક નિષ્ફળ જાય ત્યારે, કે ઊણો ઊતરે ત્યારે વિષયનો વાંક તે પોતે અને એના એવા મુગ્ધ વાચકો કાઢે. અહીં મૂલ્ય માવજતનું છે. ચેખોવ કહેતા કે સાવરણી જેવા તુચ્છ વિષય પર વાર્તા રચી આપી શકું. વિષયને ગૌણ બનાવી પોતાની કલ્પનાશીલતાથી મંદ સુસ્ત વસ્તુને આસ્વાદ્ય અને ઉજ્જ્વળ બનાવી બતાવવાનો કીમિયો કળાકાર કરી શકે.

પ્રથમ વાર્તાસંગ્રહ 'અંતરાલ' પછી 'અંધારી ગલીમાં સફેદ ટપકાં' નામના બીજા સંગ્રહમાં હિમાંશી શેલતે એક પ્રકારનું ધ્યાનાર્હ ગજું બતાવ્યું છે. એમની વાર્તાના વિષયો પ્રચલિત અર્થમાં સામાન્ય, પાત્રો પણ અદનાં, ભાષા પણ બોલચાલની. મધ્યમવર્ગીય માહોલ વચ્ચે સ્ત્રીના સ્ત્રી સાથેના સંબંધો અને કૌટુંબિક પરિવેશ એમની વાર્તાઓમાં મુખ્યત્વે લહેરાયો છે પણ લેખિકાની વિશિષ્ટ પ્રતિભા સાધારણ વિષયની જે સહજતાથી શુશ્રૂષા કરે છે એમાં કળાનો કસબ છે.

એક સ્ત્રી, લેખિકા લેખે ઊપસી આવે અને સામાન્યતયા સ્ત્રીઓ વિશેની કૃતિઓ લઈને આવે એટલે વિવેચનની નજર લેખકના સ્ત્રીત્વ ઉપર વધુ સ્થિર થઈ પડે। વસ્તુતઃ એચ માત્ર લેખક છે એ બાબત પર ધ્યાન ઓછું અપાય. લેખક પુરુષ હોય તો તે કેવળ મર્દો કે મર્દોના વિશે લખે ત્યારે એ વસ્તુ એટલી ધ્યાનાર્હ નથી બનતી. કેટલાક, આ સ્ત્રી નહિ, લેખિકા છે એવો ભાર દેતાં સ્ત્રી જાણે લેખક બની ના શકે અને 'બને તો કૌતુક' લેખે જાહેર કરી દે છે, અજાણ્યે. બાકી સ્ત્રી હોય કે પુરુષ, જે લેખક છે તે તમામ જાતિ, ધર્મ, વર્ણ વિશે લખી શકે અને આ સર્વમાંથી કોઈ એક વિષય પર વિશેષ રીતિએ વિલસે કે વિકસે તો તે એની વૈયક્તિક લાક્ષણિકતા ગણવી ઘટે.

'અંધારી ગલીમાં...' 'છત્રીસમે વર્ષે...' 'બળતરાનાં બીજ' 'કાલ સુધી તો' 'જવનિકા' 'સુવર્ણફળ' વગેરે વાર્તાઓમાં મોટે ભાગે વૃદ્ધાઓ, પ્રૌઢાઓની ઝલક ઝડપાઈ છે. 'જવનિકા' 'સુવર્ણફળ'માં ઊતરેલી સ્ત્રીઓ એટલી બુઝુર્ગ નથી, બહેનના બહેન વચ્ચેના સંબંધની ભૂમિકા ત્યાં છે. 'બળતરાનાં બીજ', 'કાલ સુધી તો'માં બાનું વ્યક્તિત્વ પ્રબળતાથી મહોર્યું છે. 'છત્રીસમે વર્ષે'માં નાની મા, ફોઈ અને પાંત્રીસની પાંગથે આવી બેઠેલી નારીનું આંતરવિશ્વ ઉદ્‌ઘાટિત થયું છે. સંગ્રહની લગભગ આવી વાર્તાઓ નોંધપાત્ર છે જેમાં લેખિકાનો કસ્બ વિશેષ ગ્રહી શકાય.

એકલતા, ભવિષ્યની ચિંતા, ભૂતકાળની મનોયાતના, અગણ્યતાનો સણકો, સ્પર્ધામાં પરાજય પામવાની દહેશત, સ્વજનના સુખનું દુઃખ ઉપર્યુક્ત કૃતિઓમાં ક્રમે ક્રમે વ્યક્તિ પામ્યું છે.

મનુભાઈ, અશ્વિન, સુંદર, મનસુખ, એ. સુકુમાર –અમર જેવાં નામોની આગળ પાછળ આલેખાયેલી

વાર્તાઓમા વિવિધ ભાવરંગે પુરુષ વિશ્વ ઝળક્યું છે. આત્મસ્થાપના માટે મરીમથતા મનુભાઈ, જાતમા જ નિમગ્ન સન્મિત્ર અશ્વિન, અમૃતા-વૃક્ષ વિશે બેકદર જગત વિશે વિમાસતો સુદર, પુત્ર દ્વારા જ સ્વપ્નભંગ પામતો મનસુખ, પોતાના લગ્નેતર સંબંધ અંગે પકડાઈ ગયાનો ભાવ અનુભવતો અમર આદિ. (તો 'અજાણ્યો'મા અસ્થિરચિત્ત પતિના જલ્પનોમા નાયિકા લગ્નબાહ્ય પાત્રને પકડવા મથે છે!) ઝેર જેવો લાગતો માણસ સાચે જ અમૃત લાલ વરતાય 'વર્ષો પછી'મા, તો ફરવા જવાના ક્રમમાથી દગો દઈ સરકી જનાર સુબંધુથી 'પછડાટ' પામનાર રમણીકલાલની વેદના પણ નોખી છે ઉપરાંત હાથ ગુમાવી, બોટકાવી બેઠેલો પુરુષ અતીતની પ્રિય વિદ્યાને હાથથી ખોઈ અન્યના હાથોની ચેષ્ટાઓને વિવિધ કોણોથી જોતો માખ ઉડાડવાની શક્તિ પણ ગુમાવી બેઠો એનુ નૈરાશ્યઘન દૃશ્યનિરૂપણ 'હાથ'મા પ્રભાવકતાથી થયું છે. ('પ્રેમ પદારથ' વાર્તા તો સત્યજિત રાયની ચારુલતા અને ટાગોરની 'નષ્ટનીડ'ની સ્મૃતિ સંકોરી આપે છે.) આમ કેટલીક પુરુષપ્રધાન કૃતિઓ પણ અભ્યાસ-વિષય બની શકે.

'અંધારી ગલીમા સફેદ ટપકાં' એ સંગ્રહ તેમ જ વાર્તાના શીર્ષક તરીકે યોગ્ય છે એટલું જ લેખિકાના – ગુર્જર વાર્તાના અલ્પકાલીન અંધકાર પ્રદેશમા શુભ બિંદુ પ્રવેશ લેખે ઉપયુક્ત છે. વ્રજ વૃંદાવનની ગલીઓમા ગાયની લાચારીથી જીવતી વિધવાઓનું ઇતિવૃત્ત જીવન કળાની કક્ષાએ અહીં સાક્ષાત્ કરાયું છે એમા લોકાલ અને વાતાવરણના ઝીણા વર્ણન વિગતોનો ફાળો સ્પષ્ટ છે કોઈ પાશ્ચાત્ય લેખકની ઓબ્જેક્ટિવ કેમેરાદૃષ્ટિ જેટલી સિદ્ધિ લેખિકાને અહીં વરી છે ધાર્મિક ક્રિયાકાંડમા જીવનનિર્ગમન કરતી શુભ્ર વસ્ત્રાવૃત વૃદ્ધાઓ જ કુંજગલીના સફેદ ટપકાં સ્વરૂપે પ્રત્યક્ષ થઈ છે નાયિકા પરિચિત સંબંધીને શોધવા આવે છે ત્યા શેતરંજી પર પણ 'સફેદ ટપકાં' જુએ છે. અહીં ગલીઓની ભુલભુલામણી, અંધારાના વિરોધમા 'સફેદ'નો મહિમા સૂક્ષ્મતાથી વારે વારે આળેખ્યો છે:

'મોટા મોટા ચૂલા પાસે ધુમાડીમા સફેદ સફેદ આકારો કડછા તવેથા ફેરવતા હતા... પછી ફ્રસ પરથી એક મોટુ સફેદ વાદળ ઉપર ઊડયું, પછી ધોળો ફફડાટ... જાજમ પર પચાસેક સ્ત્રીઓ ગોઠવાઈ ગઈ હતી ધૂળ ખાતી પ્લાસ્ટર ઓફ પેરિસની મૂર્તિઓ જ દેખાય.' (પૃ ૧૨૪)

ગલીઓમાથી નદી તરફ ઝુંડના ઝુંડ જઈ રહ્યા હોય છે. એમાયે સફેદ રંગના વધારે ..દર્શાયા છે આ 'સફેદ' રંગ, ઔદાસીન્ય અને શૂન્યના વિસ્મયરૂપ પ્રતીક તરીકે ઉપસાવ્યો છે. કારણ? કલ્યાણધામના આરસનો ઓટલો પણ સફેદ અને ઠંડોગાર છે! સર્વ કાંઈ ફ્રીઝ થઈ પડ્યું છે. ક્યાયે અરીસો નથી, વાર્તા તે અરીસો આવે છે નાયિકાના ઉતારે, જ્યા 'ક્લોઝ અપ'મા દર્શાવ્યું છે: એનો લાલ ચાદલો ફિક્કા ચંદનના મોટા થપ્પા પાછળ સાવ જ ઢંકાઈ ગયો હતો. આ એક જ વિધાનમા સૌભાગ્યપ્રતીક લાલ ચાદલો અને વૈધવ્ય પ્રતીક ચંદનનો થપ્પો સંકલિત કરી આપવામા મનુજ જીવન પરનું ધર્મ વર્ચસ ઉત્તમ રીતે દૃશ્યાંકિત થયું. આખી રચના કરુણ અને કારુણ્યને વ્યંજિત કરી રહી છે

'છત્રીસમે વર્ષે ઘટનાની પ્રતીક્ષા'મા અંધારી ઓઢાડી હોય એવી એક ઓરડી મૃત્યુના પાત્ર સમી કૃતિમા પ્રસ્તરી છે. એ ઓરડીમા જે ઉત્તરાવસ્થાએ વાસ કરે તે મોતના પર્યંકમા જ પોઢી જાય ત્યા પહેલા નાની મા, પછી રતનફોઈ, પછી બા કાળક્રમે ઓરાવા જાણે ધસી રહ્યા છે. નિરીક્ષક નાયિકા સુમિના ભાસ્યમાન વાસ્તવમા ઓરડી કેવી છે!

'રતન ફોઈવાળી ઓરડી જાણે એની નજીક આવી ગઈ હોય એવુ લાગ્યું અંધારામા કોઈ ઓળા ધગમાં ભટકયા કરતા હોવાનો ભાસ થયો' (પૃ. ૧૨૧)

ઓરડી હવે વિસ્મયભયનું પ્રતીક બને છે

'એણે ત્યા જ, ઓરડીના અંધકારમા જ કોક ઓથું જોયું. એ વળી કોણ? ઓરડી અરીસો હોય તેમ એકીટશે એ ખાટલાની નજીક સરકતા પેલા ઓથા

આકારને જોતી, ઓળખવા મથી રહી.' (પૃ.૧૨૨)

અહીં ગલી નહિ અંધારી અરીસા-ઓરડી છે પણ તે ચોથો આકાર આ બધું જોનારી સુમિનો ખુદનો જ છે, જે તો હજુ માત્ર છત્રીસની હતી! નાયિકાને વાર્ધક્ય અને મર્ત્યદશાના મુખમાં આગોતરી આંખે જોતી બતાવવા માટે લેખિકાએ જે 'ટૅકનિકલ બ્રિલિયન્સ' યોજેલ છે એ અભિનંદનીય છે.

'બળતરાનાં બીજ' – પુત્રીના બા સાથેના નૉસ્ટૅલ્જિયાને મોગરાના ફૂલના ઉલ્લેખથી શણગારે છે. પાછલા દિવસોનું બા સાથેનું સખ્યસુખ, વર્ષા-છંટકારનું સુખ – હથેળીમાં મઘમઘતા મોગરાના ફૂલમાં કર્તાએ પ્રતીકબદ્ધ કરી આપ્યું છે. સાથે સાથે બાપુજીને તો બા સાથે નહિ, કોઈ પુષ્પાને જ પરણવું હતું અને પોતે સૌ તો વિષવેલ કે બળતરાનાં બીજ સમાં જ આવી પડયાં હતાં – એવી ગ્રંથિસ્મૃતિ સાથે બાના મરણ પછીની ઘટનાઓને નાયિકા વિલોકે છે, બાપુજીનો વ્યવસ્થાદક્ષ 'ઘોઘરો અવાજ' પણ સાંભળે છે, પરિવાર સમક્ષ મૃત માતા પડી છે, અત્યારે મધુર વર્ષાને સ્થાને તકલીફકારક વરસાદ છે ત્યારે કૃતિના અંતે જે રીતિએ નાની છોકરી થઈ અનાથ નિરાધારતા અનુભવી બાને વળગી પડે છે ત્યાં લેખિકાએ મેલોડ્રામૅટિક બન્યા વગર જરૂરી કલાત્મક સંયમ જાળવ્યો છે.

'જવનિકા'માં પોતાની જ બહેન પતિને છીની જશે એ ભ્રમના ઓથાર હેઠળ બારીના પરદા ઝાટકાથી ખોલી નાખે છે ત્યારનું વર્ણન જોયસશૈલીની યાદ આપે. 'એના સળમાં ભરાઈ પડેલી ધૂળ ઝાટકાને કારણે ઊડીને હવામાં ભળી ગઈ'... 'દર્શનાએ નજરને બારીની બહાર જવાનો હુકમ આપ્યો'...

'સુવર્ણફળ' બે બહેનો વચ્ચે અવતરેલા તિક્તકટુ ફળનું માર્મિક નિદર્શન છે. આ ફળ અસૂયાનું, અદેખાપણામાંથી ઊગ્યું છે. વાર્તાના અંત કરતાં તો વત્સલાનાં વિવિધ ચિત્રો ચિત્તમાં સુમિત્રા ઝડપી જુએ છે તે વસ્તુપોષક છે : વાળ કાળા કરવા માટે કોઈ પ્રયોગ કરતી વત્સલા, રાત્રે સૂતી વખતે આંખ નીચેની કાળાશ દૂર કરવા ક્રીમને કાળજીપૂર્વક ઘસ્યા કરતી વત્સલા, ચશ્માંની ફ્રેમ પસંદ કરવામાં ખૂબ વખત બગાડતી વત્સલા વગેરે વગેરે.

સુંદર નામનું પાત્ર અમૃતાને (અને વૃક્ષનેય) સંબંધી પરિચિતો આગળ ઉભયને સગર્વ સહર્ષ રજૂ કરવાની આતુરતા દાખવે છે પણ 'કોઈ જોવા માટે કેમ નથી આવતું!' એવી મધુર વિમાસણ આગળ વિરમે છે. લેખિકાએ અહીં રૂપાળા વૃક્ષના 'રેશમી ધુમ્મસ'ની પડછે કે સામે સળેકડા શી સુસ્ત નિષ્પ્રાણ અમૃતાને મૂકવાનો અખતરો રસોત્તેજક રીતે કર્યો છે.

'હાથ' મારી ગમતી કૃતિ છે. ગુજરાતી ભાષાની હાથને સાંકળતી કહેવતોનો અહીં લેખિકાએ કલ્પનાપૂર્ણ રીતે વિનિયોગ કર્યો છે. હાથ અને હૈયાના સંબંધોની ઘટમાળ છેવટે ખૂલી પડે છે. પત્ની શાંતાના કઠણ હાથની પડખે અપ્રાપ્ત પ્રેમિકા વિદ્યાના સુંવાળા હાથ ખોઈ બેઠેલા નાયકની સ્મૃતિ ચેતનામા કેવી ચિનગારીઓ જલાવે છે એ માણવા કાવ્યસદૃશ તાદાત્મ્યની જરૂર છે. પત્નીને સ્પર્શ કરવા જતા નાયકને હાથ સખણો રાખી માળા કરવાનો બોધ આપી જતી પત્નીને સંભારી નાયક નિરુપાયપણે ચિંતવે છે કે માખ જાતે જ જતી રહે તો સુખ 'કારણ કે હાથ તો – ' (સંવેદનશીલ વાચક બોલી ઊઠે...) માખ ઉડાડવાનેય લાયક નથી રહ્યા! પરવશતાનું પોત અહીં સ્પર્શક્ષમ ગૂંથાયું છે.

'મનસુખ'નો અંત ચોટદાર બનાવવા માટેનો શ્રમ સાર્થક નીવડયો છે. 'ઠેકાણું'માં વસ તલાલનું મગજ ઠેકાણે છે એવું છેવટે કર્તા કથે છે પણ પતાકડાની કચ્ચરોને જે લહેરથી ફૂંક મારી ઉડાડે છે અને અગાઉ જે જમાતની કંપનીમાંથી તે જડી આવે છે એ જોતાં જે ચારુ અનિશ્ચિતતા ઊભી કરી છે એમાં ચરિત્રાલેખનની ખૂબી છે. 'ધ્યાન'માં સત્યજિતની 'કા પુરુષ મહા પુરુષ'નો વેધક વ્યંગ ફરીથી અનુભવાયો. 'મનુભાઈના જીવનનો એક મહત્ત્વનો દિવસ' ફોટોગ્રાફરે બાજુમાં બેસીને ખલાસ કરીને, એક કામઢાના જીવને ઉદાસ બનાવ્યો! ઠીક છે, આવી વાર્તાઓ પણ લખાયે જાય.

ભણી'નો આરંભ, વાર્તા કરતા કોઈ ગદ્યકાવ્યનો હોય એમ અભિનવ ઉપમાવિભૂષિત સ્ફુર્યો છે

'તડકો પારદર્શક કાચની પેટી જેવો જમીનને ચોંટી બેઠેલો અંદર માણસો ખદબદે. આખી ટ્રેન એ ધગધગતી પેટીમા જ ચાલ્યા કરતી હતી .' (પૃ ૨૩)

પેટીરૂપ તડકામા ટ્રેનને ચાલના આપવાનો ઉપક્રમ જેટલો નવો છે એટલો જ વાર્તાના અંતે આવતા 'અંધારામા ઢીંગલો કચડાઈ જવાની' ઘટનાની સાથે મેળમા છે.

છતા 'એક માણસનું મૃત્યુ' વાર્તા, કર્ફ્યુના એકાન્તિક પરિવેશમા લેખિકાની બહિર્મુખ જાગૃતિ અને આતરિક નિસ્બત ચીંધે છે બારીબારણા બંધ કરીને બેસી રહેવામા 'દીવાલો પાતળી પડી ગયા'નો પરોક્ષ સંકેત પરિસ્થિતિ પર પ્રકાશ નાખી શકે. પ્રતિબંધ ઊઠતા ઘરના સૌ નાયકને બહાર જઈ આવવા કહે છે ત્યારે એનો પ્રતિભાવ આવો હતો હવે આજે જઈને શુ કરવાનું, કાલે જવાયું હોત તો કંઈ વાત હતી. ગઈ કાલે અહીં એક માણસ મૃત્યુ પામ્યો હતો ને આજે તો માણસ પડ્યાની નિશાની જેવુ 'લોહીનું આછુ એવુ ધાબુ સરખુ યે નહિ'।

જુદી જુદી વાર્તાઓમા પાત્રો ખુરશી કે ખુરશીના હાથાને 'સજ્જડ પકડી' બેસી રહે છે ('સુવર્ણફળ', પૃ. ૧) 'એક માણસનું મૃત્યુ'માયે પ્રત્રકતા ખુરશીના હાથાને 'સજ્જડ પકડી' રાખે છે, અથવા તો ખુરશી પર ફસડાય છે. (પૃ. ૪૨, ૪૪) 'હાથ'મા ત્ર્યબક ખુરશી હવામા અધ્ધર થઈ જવાની બીકે ચપસીને 'ખુરશીના હાથા જકડી રાખે' છે (પૃ ૬૪) અશ્વિન વાળી વાર્તામા એક જણ બારી નજીકની ખુરશીમા ફસડાઈ પડે છે! નક્કર વાસ્તવને પકડમા રાખવાની અભિનાષા અને તે ન ફળતા હતાશાથી પાત્રો ફસડાઈ પડે છે

મગજની સમસ્યાઓ પણ ડોકાય છે 'અજાણ્યો'નો કાર્તિક ઝનૂની ના બને માટે સિડેટીવ્ઝ અપાય છે ('અજાણ્યો', પૃ ૩૫) મીનાનુ મગજ બરાબર નથી, સૂનમૂન બેસી રહે છે. ('અશ્વિન !', પૃ ૬૯) અમૃતનાથ નામના માણસ માટેનો તીવ્ર અણગમો વાચી કુલકર્ણી, નાયકને મગજના સાઇકોલોજિસ્ટને બતાવવાનું સૂચવે છે ('વર્ષો પછી, પૃ ૮૫)

સુલોચના અથવા સુલુનો બે જુદી જુદી કૃતિમા ઉલ્લેખ છે. 'અજાણ્યો'મા કાર્તિકની પત્ની 'આ સુલુ કોણ?' એમ પૂછવા ઉત્સુક છે (પૃ ૩૮) તો સન્મિત્ર અશ્વિનને નાયક જણાવવા અધીર છે કે સુલોચનાએ ના પાડી એથી તેની સાથેનુ 'તૂટી ગયું'। (પૃ ૭૨)

આવું બધુ શા માટે મૂકી આપુ છુ? હતાશા, અસ્થૈર્ય, વિચ્છિન્નતા યા એકલતાને અભિવ્યક્તિ અર્પવા લેખિકા બાહ્ય ઘટનાઓની – વિભિન્ન પાત્રોની 'ઇનર લાઇફ'મા ઊંડી રુચિ હોવાથી સફળ સંરચના કરી શકે છે સંકુલતાનુંયે સૌંદર્ય છે એટલે જીવનમંગલનો શિવનાદ પ્રથમ દૃષ્ટિએ ન સંભળાય તોયે પ્રામાણિક આલેખનની આકર્ષકતા ઓછી નથી. હરિ ૐ આશ્રમપ્રેરિત નર્મદ ગ્રંથમાળા સાથે સંકળાયેલા સજ્જનોએ શુભ્ર બિંદુ સમી વાર્તાઓ પ્રગટ કરવાની હિંમત બતાડી એ માટે હિમાશી સાથે એમનેય અભિનંદનો.

['અંધારી ગલીમા સફેદ ટપકા' લે હિમાશી શેલત, પ્ર કુંજવિહારી મહેતા, ચૂનીલાલ ગાધી વિદ્યાભવન અઠવા લાઇન્સ, સુરત-૧, પૃ ૧૩૪, કિં ૩૫]

રાધેશ્યામ શર્મા

*

## ૨. ચૌરાહે ઊભેલું નાટક

શ્રી વિનાયક પુરોહિતનું 'ચૌરાહા નાટક વાચતા પૂર્વે એની પ્રસ્તાવનામાથી પસાર થવાનુ બન્યું કેટલાક તીખા વિચારોથી એક ચોક્કસ પ્રકારની અપેક્ષા ઊભી થઈ લેખકે 'આપણા તખ્તાના અધઃપતનની શરૂઆત' શેક્સપિયરના આપણે ત્યા થયેલા અનુવાદ રૂપાન્તરોમા જોઈ છે એ કહે છે કે,

"મારા અત્યન્ત નમ્ર મત મુજબ શેક્સપિયર એક વ્યક્તિનું નહિ પણ એક શાહીવાદી મંડ

ઉદ્યોગનું નામ છે... આજે કેવળ અંગ્રેજો અને અંગ્રેજપ્રેમીઓ જ શેકસપિયરના બાલીશ 'ફિલસૂફી' ભર્યાં વિધાનોને ડોકું ધુણાવીને સાંભળી શકે." (૧૨)

માની લઈએ કે અંગ્રેજ પ્રજાના અભિગ્રહે આમ થયું હશે પણ લેખક પણ લગભગ ઝાડુઝડપે જ વિશ્વના આ એક મહાન નાટકકારનો કાંકરો કાઢવા જાય છે એમાં પણ એક પ્રકારનો 'પૂર્વ'ગ્રહ નજરે પડે છે. અલબત્ત આપણાં કહેવાતાં સુધારાન્મુખ નાટકો અંગેના એમના વિચારોમાં તથ્ય છે. એમણે આપણા પ્રગતિશીલ લેખકો-દિગ્દર્શકો(હબીબ તન્વીર, ઉત્પલ દત્ત, શંભુ મિત્ર, બિજોન ભટ્ટાચાર્ય અને વિજય તેણ્ડુલકર)ને પણ એક ઘસરકે અપ્રસ્તુત ગણાવ્યા છે. આમ કરવા જતાં એમણે કોઈ આધારો આપ્યા નથી. એમાં માત્ર અભિનિવેશ વિશેષ હોવાની છાપ પડે છે.

'ચૌરાહા'ની ચોખટ પર ચરણ મૂકતા પહેલાં આ ભડકદાર રંગોળીએ ઘણી બધી અપેક્ષાઓ ઊભી કરી દીધી. નિશા, અચ્યુત, પ્રભાકર અને ચંપા–એમ ચાર મુખ્ય પાત્રોની આસપાસ આ નાટક બંધાયેલું છે. પ્રભાકરના ચરિત્રની સંકુલતા પ્રમાણમાં સારી રીતે નાટકકાર ઉપસાવી શકયા છે પરંતુ અન્ય પાત્રોના સંદર્ભમાં એવું થયું નથી. રીબેરો, શીલા, રાહુલ અને રામ જેવાં ગૌણ પાત્રો નાટકના વસ્તુને પૂરક નીવડે છે. નિશા અને અચ્યુત એક-બીજાંને ચાહે છે પરંતુ લગ્ન થવાં શકય ન લાગતાં સંયુક્ત આત્મઘાતની યોજના બનાવે છે, પણ એમાં મરે છે માત્ર નિશા. રહસ્યના કલેવરને અનુસરીને લેખકે અચ્યુતના થયેલા પાખણ્ડી ઉછેરને એને મારે નિમિત્ત ઠેરવ્યો છે. જો કે હીરાના હારની ચોરી સાથે એને સાંકળીને એક અત્યંત સસ્તી પ્રયુક્તિ સાથે લવાયેલો નાટકનો અંત નાટકને પણ એવું જ સસ્તું સિદ્ધ કરે છે. આ સ્થૂળ રહસ્ય ઉપરાંત પહેલા અંકમાં આવતા આવા જ કેટલાક સ્થૂળ સંવાદો પણ એને સ્થૂળ જ રાખે છે. લેખક પાસે મંચનભૂગોળનું અને પ્રકાશઆયોજનનું જ્ઞાન છે, કુતૂહલને નિભાવવાની પણ એમને આવડત છે, વિશ્વના નાટકકારોના અભ્યાસની ભૂમિકા પણ છે પરંતુ એમાંનું કશું અહીં નાટયાત્મક સૂક્ષ્મતા રચી શકતું નથી. નાટક સાદ્યન્ત જાડું છે, 'ચૌરાહે' દિશાહીન બનીને ઊભું છે.

મોટા ગજાના સર્જકોની ઠેકડી ઉડાડવી એ એક વાત છે અને એમની કૃતિઓની સમકક્ષ ઊભી રહી શકે એવી નમૂનેદાર કૃતિ આપવી એ બીજી વાત છે એ આ નાટક વાચતાં અનુભવાય છે.

['ચૌરાહા' (દ્વિઅંકી નાટક): લે. વિનાયક પુરોહિત, પ્ર. શરયુ મહાત્રે, વિ. વિ. શ. પ્રકાશન, ૫, બીજે માળ, રવિ ધુરુ વાડી, દાદર. મુંબઈ–૨૮, પૃ. ડિમાઇ, ૯૬, કિં. રૂ. ૬૦–૦૦]

**સતીશ વ્યાસ**

*

## ૩. 'મલક'ની માયા માયાલોકમાં...

'ફિકશન' કહેતાં માયાલોકમાં, ભ્રમણાના જગતમાં પણ વાસ્તવિકતા એટલી જ પાયાની ગણાય છે. સ્વાતંત્ર્યોત્તર ગુજરાતી કથાસાહિત્યના છેલ્લા દોઢેક દાયકા પર દૃષ્ટિપાત કરતા એક વલણ ઊડીને આંખે વળગે છે; એ છે સામાજિક વાસ્તવ સાથે આપણો સર્જક પનારો પાડવા ઇચ્છે છે. 'આંગળિયાત', 'આંસુભીનો ઉજાસ', 'બદલાતી ક્ષિતિજ', 'ઇચ્છાવર', 'અંધતગર', 'અંધારું', 'મશારી', 'મનોરથ', 'કાતરની ધાર પર' એના જ ઉદાહરણો છે. આ કૃતિઓએ રચેલી ભોય પર દલપત ચૌહાણની 'મલક'નું ઉમેરણ થાય છે. ઉલ્લેખિત અન્ય કૃતિઓની માફક 'મલક'નું કથાવસ્તુ પણ દલિત સમાજનું છે. સમાજના અન્ય વર્ગો સાથેના એમનાં સામાજિક, આર્થિક સંબંધોનું નિરૂપણ કેન્દ્રમાં છે.

વણકર યુવક ભગાનો હઠા ચૌધરીની પરણેતર સંતોક સાથેનો લગ્નેતર સંબંધ ગામચોતરે ચઢીને હરિજનોની હિજરત સુધી પહોંચે એ ઘટના કેન્દ્રમાં છે. સવર્ણ સ્ત્રીનો દલિત યુવક સાથેનો સંબંધ કંઈ આશ્ચર્યજનક ઘટના નથી છતાં પ્રસ્તાવનામાં રઘુવીર ચૌધરી લખે છે: 'આવું ભાગ્યે જ બને' એવું આશ્ચર્ય જરૂર થાય! વણકરવાસ

હિજરત કરી જાય એટલો જ ભૌતિક સમય લઈને લેખકે કુશળતાની પ્રતીતિ કરાવી છે. સમયસંકોચનની દષ્ટિએ કૃતિએ સારી સાવધાની વર્તી છે. હિજરતીઓના માનસિક સમયમા કૃતિ વિશેષ ચાલે છે. એક પછી એક પાત્રની વ્યથાના વીતક લેખક આલેખે છે. સમય સંકલનની ખૂબીને લઈને કથાવિસ્તારને સર્જક સંયમિત રાખી શકયા છે. કાતિલ રાતની આ કથા નાનકડા સોળ પ્રકરણોમા વહે ચાઈ છે. વર્ષો પૂર્વેની હિન્દી સાહિત્યની 'મૈલા આંચલ' કે મેઘાણીની 'સોરઠ, તારા વહેતા પાણી' નાયક-નાયિકા-કેન્દ્રિત નહિ પરતુ પરિવેશપરક રચનાઓ હતી. 'મલક' પણ સમૂહમાનસને આલેખવાની નેમ લઈને ચાલે છે.

નવલકથાના પ્રકરણો એક પછી એક કરીને સવર્ણોના અત્યાચારોને નિરૂપે છે. છગન નારસગભાનો સાથી, છગનની પત્ની રામી પર નારસગભાની ભૂરી નજર, ગોકળની હેમી પર માનસ ગભાની, ભગતની શીના પર તો મુખી બળાત્કાર કરીને જ જંપે, મનાના બહેન સૂરજને માસ ગજી બળાત્કાર કરીને મારી નાખે, મનાના બાપની હત્યા ત્રણ રૂપિયા માટે વજસગ કરી નાખે. આવા અત્યાચારો સાંપ્રત સમયમા પણ એટલા જ બને છે. કૃતિમા સમયગાળો આઝાદી પૂર્વેનો છે. દબાઈ ગયેલા ચીસને લેખક વાચા આપવા માગે છે. સલામતીના છત્ર વિનાના એ સમાજે ગોકળ કે જીવાની માફક ગરીલાપ્રતિવાદ આપ્યો છે. એ ઘટના દલિત સમાજની ખુમારીનો પરિચય આપે છે.

લેખકે 'એક દિવસ આવી જ રીતે...'(૨૦), 'પેલું ઊંટવાળુ ચેતુ થયુ'તુ...' (૩૩) 'આ બધામા એક ભગત નકરો જીવ...'(૪૫), 'એક સાંજ આવી જ હતી...'(૫૦), 'આવી જ રીતે એક બપારે...' (૭૨), 'આવી જ એક સવાર હતી'...(૯૧) એમ સર્વજ્ઞના કથનકેન્દ્રથી કથાતતુઓને સાકળ્યા છે આથી કયારેક દસ્તાવેજી માહિતી રોકટોક વગર પ્રવેશે છે. (૧૮,૧૯). આ રીતે વાર્તા સાથે વાર્તા ાવતા જતા લેખક વાતોડિયા લાગે છે. આથી કયારેક કૃતિના કેન્દ્રસ્થ સવેદન સાથે નાહવા-નિચોવવાનો સબધ ન હોય તોય થોડુ પ્રવેશે છે, જેમ કે, લવજી રાવળની છોડીના લગ્નનો વિવાદ કે હેમરાજની ભેંસ ચોરવાની ઘટના ગણી શકાય.

સત ભીંસાતા સમાજની ચરમસીમા આવે છે સતોક સાથેના ભગાના સંબધના કારણે, વાસ પર પથ્થરમારો તો અનારજીની મદદથી રોકાય છે પણ સંતોકને પુત્ર જન્મે ત્યારે દાવણુ એમા ભગાનું મો ભાળે ત્યારે તો ગામમા હોનાગ્ત સર્જાય છે. ગોકળ અનુભવી છે. એમની સલાહથી હરિજનવાસ હિજરત કરે છે સતત સમાધાનો સ્વીકારતા, ભત્રીજાની જાન ટાણે ઠાકોરના હારોહાર ઊભેલા, દારૂ ચડતા ને લાગ મળતા જ ઓઘલીમાં આગ પેટાવતા, છેલ્લે મનાની હાળથી બદલો વાળતા બહાદુરસંગ્રા ગોકળ ભાનુ ચરિત્રચિત્રણ હૃદયસ્પર્શી છે. કથાન્તે હિજરતીઓને લઈને નીકળેલા આ નાયકની હિંમત તૂટતી જાય છે. એ કહે છે: 'સાલ્લું આ ધરતીનએ છોડીનએ હેંડી નેંકળ્યા, પણ આરો ક્યા ?' દીવા થઈએ તો નહિ પાનવે એમ સ્વીકારીને ગોકળ સહુને ઉઠાવતો નીકળ્યો છે. નવલકથાને અહીં જ કાચા નખની જેમ કાપી નાખીને હિજરતીઓ પર તોળાતું આકાશ ભાવકો પર ફંગોળ્યું છે. વાર્તાન્તે લાચિયા કૂતરાની યાદે ઉદાસીન ગોકળ કૂતરાને મેલીને સ્વર્ગ નહિ સ્વીકારવાની હઠ લેતા યુધિષ્ઠિર જેવો ભાસે છે! આમ, ગોકુળનુ ચરિત્ર આ નવલકથાનુ આકર્ષક અગ છે.

અભાવો કોઠે પડી ગયા છે તેવો સમાજ વ્યથાની વચ્ચે પણ હળવાફૂલ રહી શકે છે મહાદેવના દર્શન કરવા જતા ચદુ ઠાકોરના હાથે પિટાઈ ગયેલા ભગતની ખબર કઢવા આવેલા વાસજનોને ભગત માટે ભારોભાર સહાનુભૂતિ છે, રમણ જેવા તો એમના માટે ધીંગાણુ ખેલવા પણ તૈયાર છે. એ સમાજ 'ભગત જાતરા કરી આયા તે વેંચ્યો પરસાદ!' 'અલ્યા, પરસાદ તો ભગત ખર્ઝનએ આયા' કહી ટીખળ કરે છે. આ ઘટના લખત ચૌડાવે સમાજને નજીકથી જોયો છે એની પ્રતીતિ કરાવે છે.

નજીકથી જોયેલા સમાજની કેટલીક બાબતો પરત્વે લેખકે આંખ આડા કાન કર્યા છે. ભારતીય સમાજ વર્ગમાં નહિ પણ વર્ગોમાં વહેંચાયેલો સમાજ છે. શિયા–સુન્ની કે ક્રિશ્ચિયન – નૉનક્રિશ્ચિયન જેવા બે સ્પષ્ટ ભાગોમાં વહેંચાયેલો સમાજ નથી. ભારતીય સમાજનું માળખું અનેક સ્તરીય છે, ખાંચા-ખૂંચીવાળું એનું રૂપ છે. એ રૂપને પામવા રેણુજી જેવી સંપ્રજ્ઞતા અનિવાર્ય છે; તો જ મેલા મલકને પમાય. વળી પ્રત્યેક વર્ગને પણ પોતાનું આંતરદ્વંદ્વ હોય છે. એ દ્વંદ્વને લેખક પારખી શક્યા નથી એમ કહેવું પડે. સવર્ણો સતત શોષણ કરે છે, રાવળિયાઓ અંદરોઅંદર ઝઘડે છે, જેહો વાઘરી દારૂ પીએ છે, માસંગજી દારૂ પીએ છે, અનારજી દારૂ પીએ છે, જેહાની વહુ અને મુખીની ફોઈ ફૂવડ છે, હઠાની વહુ સંતોક ભગાને પટાવે છે! એક વણકરવ.સ જ સાબૂત છે. 'છગન–મગન મારા સોનાના, પડોશીનાં પિત્તળનાં અને ગામનાં છોરાં ગારાનાં.' એ કહેવતમાં છે તેની મર્યાદામાં વર્ગસંઘર્ષને તાકતી કૃતિઓ નિરાંતે ફસાઈ જતી હોય છે. 'મલક'માં ગોકળભા કે રમણ સુધી તો ઠીક પણ પછી જે રીતે વણઝાર ચાલે છે એ પાત્રો સંકુલતા પામતાં નથી.

હિજરતવેળાએ ઠેબાં ખાતો સમાજ ભગાને એક વેણ સુધ્ધાં ન કહે તે અતિરંજિત લાગે છે. હિજરત જેવી ઘટનાને જે પરિમાણવૈવિધ્ય (gross dimension) સાંપડવું જોઈએ તે મળતું નથી. 'રુદ્રભદ્ર' કે 'મિથ્યાભિમાન'ના લેખકો જે વર્ગમાંથી આવતા હતા એ વર્ગની તિરાડોને જે પ્રમાણે આલેખી શક્યા છે તેવું અહીં બનતું નથી. આનો અર્થ એ નથી જ કે દોલતશંકર કે જીવરામ ભટ્ટ સંકુલ પાત્રો હતા જ. સંદર્ભ વર્ગના પોતીકા આંતરદ્વંદ્વનો છે.

માર્જરી બાલ્ટને નવલકથાનાં ચરિત્રોના સંદર્ભે સંકુલતા પર ખાસ્સો ભાર મૂક્યો છે જે શ્રી દલપત ચૌહાણને આવશ્યક નથી લાગતો. ભેમા સેનમા નિમિત્તે લેખકે નાનકડો પ્રયાસ કર્યો છે પરંતુ ઊંડા ઊતરવાની જરૂર છે. બાકી ત્રણ રૂપિયા માટે વજેસંગ રાજીને રંડાપો આપે અને એનો પુરાવો ત્રણ-ચાર વર્ષ પછી તળાવમાં પથરા સમેતની સાંકળ દ્વારા રાજીને મળે એ બધું તાલમેલિયું લાગે છે. ગામના લોક તરફથી પથરા ફેંકાયા પછી પણ ગોકળ ભગાને કશું જ ન કહે, ગામ ગોકળને કંઈ ન કહે ત્યારે ઠેસ વાગે છે.

નિવેદનમાં લેખક કહે છે — 'બે સમાજ વચ્ચેની વિશાળ ખાઈની ઊંડાઈને મારે માપવી છે.' આશા રાખીએ કે લેખક આગામી દિવસોમાં અપેક્ષાનુસાર માત્ર ઊંડાઈ જ નહિ, પહોળાઈ, લંબાઈ સઘળું માપે. બાકી, કવિતામાંથી લેખકનું નવલકથાના મલકમાં આવવું જોખમભરેલું હશે.

[મલક (નવલકથા) : શ્રી દલપત ચૌહાણ, રંગદ્વાર-ઉત્તમ સાહિત્ય પ્રકાશન, પૃ. ૧૭૩ + ૧૨, મૂ. રૂ. ૩૬]

**ભરત મહેતા**



## સાભાર સ્વીકાર

**આદર્શ પ્રકાશન,** (ગાંધીરોડ, જુમ્મા મસ્જિદ સામે, અમદાવાદ–૧)**નાં**

નર્મદનાં કાવ્યો : સંપા. જયન્ત પાઠક, કિં. રૂ. ૨૨–૫૦. અતીતના આયનાની આરપાર : લે. રમણલાલ પાઠક, કિં. રૂ. ૪૪. વર્ષા અડાલજાની શ્રેષ્ઠ વાર્તાઓ : સંપા : ઇલા આરબ મહેતા, કિં. રૂ. ૩૭–૫૦. શ્રદ્ધાદીપ ગ્રંથાવલિ : પુ. ૩. લે. સરોજ પાઠક, કિં. રૂ. ૭૫. કલ્પન અને પ્રતીકનો વિનિયોગ : ડૉ. હસમુખ પટેલ–શૂન્યમ્, કિં. રૂ. ૫૫. ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ : લે. ડૉ. રમેશ એમ. ત્રિવેદી, કિં. રૂ. ૫૦.

વર્તમાનના આયનાના, ગુજરાતના સાહિત્યિક પત્રકારત્વનો ચહેરો કેવોક નિર્મળ અને તન્દુરસ્ત દેખાય છે?

જવાબ બહુ ઉત્સાહપ્રેરક નથી. કહેવા ખાતર તો આપણે મેઢકગાન કરતા રહ્યા છીએ કે જુઓ, જુઓ, શિક્ષણ વધ્યું છે. કેટલા બધા ગામડા સંપૂર્ણ સાક્ષર બની ગયા! તાલુકે તાલુકે કૉલેજો ઊઘડે છે અખબારોનો ફેલાવો વિસ્તરતો જાય છે. અને, સામયિકો તો કેવા રૂડારૂપાળા, રંગબેરંગી અને ઢગલાબંધ! વાચનભૂખનો તો આ પ્રભાવ છે

વાત સાચી લાગે એવી છે આપણે બધા મિથ્યાભાસના મુસાફરો છીએને, 'એટલે' સચિત્રતા અને આધુનિક છપાઈથી રાચતી સામયિકલીલા થોડીક સૂક્ષ્મતાથી તપાસીએ તો તેમા ઉપભોક્તાવાદની અવળચંડાઈ સિવાય બધુ ખાલીખમ! ત્યા શેરબજારના આટાપાટા છે કૌભાંડો છે ફિલ્મી રસાયણ છે. રમતગમતની સામગ્રી છે ટીવીની ગપસપ છે રૂપાળા ચહેરાઓ છે. ડૉન-માફિયાની અપરાધકથાઓ છે. ચબરાકિયા છે. હળવા મનોરંજનની કૉલમો છે — લખનારા કેટલા બધા, અને કેવા કેવા! સુખી ઘર, કૉલેજ અને ટ્રેનના મુસાફરો હોશેહોશે આ સચિત્ર સામયિકો ખરીદે છે, વાચે છે ને તમા આવેલા વિષય પર ચર્ચા કરીને બૌદ્ધિક હોવાનો આત્મસંતોષ માણે છે!

ખરી વાત એ છે કે સાંસ્કૃતિક વાતાવરણ કોને કહેવાય એ જ આપણે ભૂલી ગયા છીએ ને માહિતીના મનોરંજનને મધુ સાગ્સર્વસ્વ માનીને બેઠા છીએ. આપણા માટે રેઢિયાળમા રેઢિયાળ સિરિયલો ઊંચા ગજાની કળાત્મક કૃતિઓ બની રહે છે અને નકલચી પુસ્તકોને માથે ચડાવીને ફરીએ છીએ

સંસ્કારક્ષેત્રના અનેક અલગ આયામ છે. શિક્ષણનો અર્થ સારામા સારી ગણાતી શાળામા (ડોનેશન આપીને) સંતાનોને ભણાવવા એ નથી તેની બુદ્ધિપ્રતિભાનો અનેક રીતે વિકાસ થાય એનું મહત્ત્વ છે. ઇતિહાસ, ભૂગોળ, તત્ત્વજ્ઞાન, સમાજવિદ્યા, ગણિત કે ભાષા અને સાહિત્યના શિખરો કોચિંગ ક્લાસમા ક્યારેય આરોહિત નથી થતા, ત્યા તો વ્યાપાર ચાલે છે તેને માટે આવશ્યક છે ઉત્તમ અને સમૃદ્ધ ગ્રંથાલયો, પુસ્તકો સામયિકો! દરેક વિષયના એવા અભ્યાસ સામયિકો હજુ યુરોપે જાળવી રાખ્યા છે, નાના દેશોમા પણ સંખ્યાબંધ વિષયવાર સામયિકો પ્રકાશિત થાય છે. હમણા નોર્વે જેવા નાનકડા દેશના કેટલાક શિક્ષકો અને વિદ્યાર્થીઓ આવ્યા હતા: ઊંડાણપૂર્વક તેમણે અધ્યાત્મ અને વિજ્ઞાનની ચર્ચા કરી! એ વિષયના સામયિકોની યાદી તેઓએ આપી તો નવાઈ લાગી: આટલા, સમૃદ્ધ સામયિકો! 'પણ તે વંચાય છે ખરા?' મે પૂછ્યુ તો કહે 'દરેક વિષયના સામયિકોનો એક ચોક્કસ વાચકવર્ગ છે અને તેમા ઉમેરો થતો જાય છે...'

ગુજરાતી ભાષા અને સાહિત્યના સામયિકો પૂરતી મર્યાદિત ચર્ચા કરીએ તોયે ચિત્ર બહુ ઉત્સાહજનક નથી અહીં જ 'માનસી' 'ગુજરાતી' 'વીસમી સદી' 'સાહિત્ય' 'પ્રસ્થાન' 'વસન્ત' 'પ્રિયવદા' 'શારદા' જેવા સામયિકો અને તેમના વિદ્વાન તંત્રીઓનું અસ્તિત્વ હતું. શિક્ષિત વર્ગમા આ સામયિકો ભલે થોડા પ્રમાણમા પણ, વંચાતા તેના વિશે ચર્ચા થતી તેના પુસ્તકાવલોકનો સરજાતા સાહિત્યનો ધમકાર ઝીલતા. સાહિત્યિક પ્રશ્નોની લડાઈ પણ કેટલી તંદુરસ્ત રહેતી! આ પ્રકારના સામયિકોએ સાહિત્યની આબોહવા સરજી હતી. આજે શિક્ષણનો વ્યાપ તો વધ્યો છે પણ ભાષા

અને સાહિત્યનું અધ્યયન અને અધ્યાપન — બંને દિશાભ્રમિત થઈ ગયાં છે; પછી ઉત્તમ સામયિકોની તો આશા ક્યાંથી રાખવી ?

થોડાક પ્રયોગો અને પ્રયોગવીરો તો આજે પણ મળ્યા કરે છે. સુરેશ જોષીએ એવાં પ્રકાશનો કરેલાં: જીવનનાં છેલ્લાં વર્ષોમાં 'એતદ્'ને વધુ નિયમિત અને સમૃદ્ધ બનાવવાની તેમની કેવી તીવ્ર મહેચ્છા હતી ! 'સંસ્કૃતિ', 'ખેવના', 'એતદ્', 'સાયુજ્ય', 'ગ્રંથ', 'સાહિત્ય', 'સન્ધાન', 'કંકાવટી' વગેરે થોડાંક નામો સ્મરણમાં આવે. પરંતુ સમગ્ર ગુજરાતી સાહિત્યને નિયમિત પ્રકાશનરૂપે મળતાં સાંસ્કૃતિક સામયિકો પરત્વે આપણે દરિદ્ર છીએ.

આ સંજોગોમાં 'ઉદ્દેશ' તેનાં બે વર્ષ પૂરાં કરીને ત્રીજા વર્ષમાં પ્રવેશે એ આનંદની વાત ગણાય. ડૉ. રમણલાલ જોશીનું આ વ્યક્તિગત સાહસ છે. 'સંસ્કૃતિ'ને પગલે ચાલવાની મહત્ત્વાકાંક્ષાનો તેમાં રણકો છે. 'सर्वभाषा सरस्वती'નો મુદ્રાલેખ સામયિકનું સામગ્રીફલક વ્યાપક હોવાની સાક્ષી પૂરે છે. તેમણે પોતાનો ઉદ્દેશ પણ સ્પષ્ટ કરી દીધો છે — આ 'સાહિત્ય અને જીવનવિચાર'નું માસિક છે. નિખાલસતાથી કહું તો તેનો પ્રારંભ થયો ત્યારે 'આ એક વધુ વ્યક્તિગત સાહસ...' એવો ભાવ પેદા થયેલો. આપણે ત્યાં વ્યક્તિકેન્દ્રી કે સંસ્થાકેન્દ્રી સાહિત્યનાં સામયિકોમાં પણ અરાજકતા વધારે ચાલે છે. અહમહમિકાનો ચોતરફ પ્રસ્તાર. 'મામકા'પણું આવે જ આવે ! ઘણી વાર તદ્દન નિર્માલ્ય રચનાઓ પાનાં રોકતી હોય. 'આવું તો ચાલ્યા જ કરે' એવા નિર્વેદ ભાવ માટે આવાં સામયિકોને શ્રેય જાય છે.

સારું થયું કે 'ઉદ્દેશ'માં એવું પ્રદૂષણ પ્રવેશ્યું નથી. બલકે વિભિન્ન વિષયો પરના એકદમ મૌલિક લેખો સંતર્પક બનાવે તેવા રહે છે. વિનાયક પુરોહિતનો એક લેખ 'ઉદ્દેશ'માં પ્રકાશિત થયેલો. શીર્ષક હતું : 'નાટકના ત્રણ પ્રવાહો : તખતાનું અધઃપતન શાને આભારી છે ?' શેક્સપિયરથી આજ લગીની નાટ્યવિડંબનાનો એટલો સ્ફોટક વિચાર ભાગ્યે જ આપણે ત્યાં નાટ્યવિવેચકોમાં જોવા મળે છે. જે કહેવું હતું તે લેખકે બેધડક અને સપ્રમાણ કહ્યું હતું.

હમણાં 'ઉદ્દેશ'ના એક જ વર્ષના પ્રકાશિત લેખોની સૂચિ જોવા મળી. બે વર્ષ પૂરાં થતાં જુલાઈ, ૧૯૯૨ના અંકમાં છપાઈ છે. 'ઉદ્દેશ'નાં પાનાંઓ પર નવા-જૂના કવિઓ, લેખકો, વિવેચકોનો મેળો ભરાયો હોય એવું અનુભવાયું ! રાજેન્દ્ર શાહ, જયન્ત પાઠક, હસમુખ પાઠક, ચન્દ્રકાન્ત ટોપીવાળા, ઉશનસ્, સુમન શાહ જેવાં ચિરપરિચિત નામો તો હોય, પણ મરિયમ ગઝાલા, દક્ષ પ્રજાપતિ, યોગિની શુક્લ જેવાં નવતર નામોની રચનાઓ પણ સ્થાન પામી છે.

'ઉદ્દેશ'માં હજુ નવી વાર્તાનો ફાલ જોવા મળ્યો નથી. આપણે ત્યાં ઉત્તમ વાર્તાલેખનના અભાવનું એ પરિચાયક હશે ? આની સરખામણીમાં સાહિત્યિક લેખોનું પ્રમાણ અને સ્તર ઉત્સાહ પમાડે તેવું છે. ભાયાણી સાહેબ જે બાબતોની ચર્ચા કરે છે તેનો પોતાનામાં વિશેષ છે. વિશ્વસાહિત્યમાં ચાલતા રહેતાં વલણો વ્યક્ત કરવાની તેમની લાક્ષણિકતા રહી છે. એટલે તો એ નિર્મલ વર્માના લેખનો પણ ઉપયોગ કરે છે ! એમ.એન. શ્રીનિવાસના વિચારોત્તેજક લેખ 'આપણા બૌદ્ધિકો અને ગ્રામીણો'-ની પ્રસ્તુતિ તેમણે કર્યાનું સ્મરણ છે. 'ઉદ્દેશ'નાં પાનાંઓ પર બીજા નોંધપાત્ર લેખોમાં ચન્દ્રકાન્ત ટોપીવાળા, શાલિની વકીલ, મધુસૂદન બક્ષી, દુષ્યન્ત પંડ્યા, મૃણાલિની સારાભાઈ, ઉપેન્દ્રરાય સાંડેસરા, નિરંજન ભગત, હીરાબહેન વગેરેને ગણાવી શકાય. 'સ્વાધ્યાય અને સમીક્ષા'એ પુસ્તકાવલોકન અને પુસ્તકપરિચયના દરવાજા ઉઘાડી આપ્યા તે પણ સારું જ થયું. આજે તો પુસ્તક પ્રકાશનનો વિસ્તાર થયા પછી પણ તેની પરિચયાત્મક, પસંદગીપાત્ર નોંધનો અવકાશ અખબારોમાંથી અલોપ થતો જાય છે તેવા સંજોગોમાં સાહિત્યનાં સામયિકોએ આપણાં પૂર્વસૂરિ સામયિકોની પરંપરા ફરી શરૂ કરવા જેવી છે. તેનાં છેલ્લાં પાનાંઓ પર અચૂક સરજાતા

સાહિત્યનો પરિચય થતો જ રહે।

ખરેખર તો 'ઉદ્દેશ' જેવા સામયિકો જ આપણા સાસ્કૃતિક અધ્યાપનની ગરજ સારે છે યુનિવર્સિટીઓના ભાષાના વિદ્યાર્થીઓએ તેનું માત્ર વાચન નહિ, સમૂહચર્ચા પણ કરવી જોઈએ ગુજરાતી અને અન્ય ભાષાના સાહિત્યમા કોઈ ને કોઈ રીતે સર્જકત્વની તાજગીની જે નાનીસરખી લહેરખી આવે છે તેને આવા સામયિકો ઝીલે છે — કોઈ વાર પ્રત્યક્ષ રીતે તો કયારેક વિવેચન દ્વારા આમ જ સાહિત્યના વાતાવરણનો પિંડ બધાય છે તેની ગઈ કાલ અને આજનુ સધાન છે તે સાહિત્યના વિદ્યાર્થી સુધી પહોચે જ નહિ તો સામાન્ય વાચકની પાસે શી અપેક્ષા રાખી શકાય? આજે સાસ્કૃતિક દરિદ્રતાનો દરિયો ઊછળે છે સ્તર વિનાનો કોલાહલ સ્વાભાવિક બની ગયો છે વિદ્વત્તા તેના આડબરમા ખોવાઈ ગઈ છે અને સસ્તી મનોરજકતાને લોકો સાહિત્ય ગણવા માડયા છે આ સ્થિતિજડતાને તોડવા માટેનો પુરુષાર્થ હજુ બાકી છે આવી પરિસ્થિતિમા ઉદ્દેશ' જેવા સામયિકને બે વર્ષ સકુશળ પૂરા થાય અને ત્રીજા વર્ષમા તે પ્રવેશે તેને તત્રીની અને વાચકોની મોટી ઉપલબ્ધિ ગણવી પડે તત્રી ગુજરાતી સાહિત્ય અને વિવેચનના અભ્યાસી છે, ભૂતપૂર્વ અધ્યાપક છે સુહૃદ વિદ્વાન છે, સપાદનની સૂઝ ધરાવે છે એમની નજર વિભિન્ન ભારતીય ભાષાના સર્જનો સુધી પહોંચે છે અને નીરક્ષીરભાવે તેમનો અનુભવ પણ કરાવે છે આધિકારીક વ્યક્તિના હાથમા આવુ સામયિક હોય એટલે બીજી ચિતા નહિ ગુજરાતી વાચકોએ 'ઉદ્દેશ'ને પોતાનુ તો બનાવી લીધુ, હવે તેનો વિકાસ થતો રહે એવી આપણી શુભેચ્છાઓ !

વિષ્ણુ પડ્યા

'જનસત્તા લોકમત્ત'ના તા ૩૦ ૭ ૭૨ ના અકમા પ્રગટ થયેલ લેખ 'ઉદ્દેશ સાહિત્યિક પત્રકારત્વનો પાગરતો પ્રગોત્ર દીપ



## સાભાર સ્વીકાર

**કુસુમ પ્રકાશન** (૬૧ એ, નારાયણનગરસોસાયટી, જયભિખ્ખુ માર્ગ, પાલડી, અમદાવાદ–૭)ના

સફળ જીવન જીવવાની કળા મુકુન્દ પી શાહ, કિ રૂ ૫૦. વાસવનમા વરસાદ રાજેશ અતાણી, કિ રૂ ૧૫ વિનાયક વિષાદયોગ બહાદુરભાઈ જ વાક, કિ રૂ ૧૬ વિદ્યાર્થી જોડણી કોશ સપા કનૈયાલાલ જોશી, કિ રૂ ૧૫ ડાયાબિટીસ સાથે જીવતા શીખો ડા હસમુખ સી મહેતા, કિ રૂ ૧૦ અજબ યાત્રા શીલા બર્નફોર્ડ, ભાવાનુવાદક નાનુભાઈ સુરતી કિ રૂ ૨૭ ઘરદીવડા ધનંજયકુમાર ત્રિવેદી, કિ રૂ ૧૨ સફળતનો રાજમાર્ગ ધૈર્યચદ્ર ર બુદ્ધ કિ રૂ ૧૫ અપગો–વિકલાગોને માર્ગદર્શન અમૃતલાલ યાજ્ઞિક, કિ રૂ ૧૦ તુલસી: ડૉ ઉપેદ્રરાય જ સાડેસરા, કિં રૂ ૧૩, પાણી કનર હર્ષદ ત્રિવેદી કિ રૂ ૫

# સાભાર સ્વીકાર

## ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, (ગાંધીરોડ, અમદાવાદ)નાં

મૃગજળની માયાજાળ: સ્મિતા ભાગવત, કિં. રૂ. ૫૫. કાચમાં ઘૂઘવાતો સાગર: લે. ઉપર મુજબ, કિં. રૂ. ૭૪. ઉજાસ: મોહમ્મદ માંકડ, કિં. રૂ. ૧૫૦, સફળ વાલી શી રીતે થઈશું?: દોલતભાઈ દેસાઈ, કિં. રૂ. ૬૦. વિજ્ઞાનવિવિધા: યશવંત મહેતા, કિં. રૂ. ૩૬. અરધી ઇમારત: હસુ યાજ્ઞિક કિં. રૂ. ૪૮. સ્મોક શરાબ સિગારેટ મસાલા: બેન્જામિન સુવાર્તિક, કિં. રૂ. ૨૭. પ્રતિરોધ: વજુભાઈ મહેતા, કિં. રૂ. ૫૬. ઉછીનો વૈભવ: જયા ઠાકોર, કિં. રૂ. ૩૪. નાસૂર: માલતી દેસાઈ, કિં. રૂ. ૫૨. સોનાનો ચાંદ બાલવાર્તાવલિ, પુ. ૫: રમણલાલ સોની, કિં. રૂ. ૬૫. આવેગો અને લાગણીઓ: સ્વામી સચ્ચિદાનંદ, કિં. રૂ. ૨૧. સિદ્ધાર્થ: હેરમન હેસ્સ, અનુ. રવીન્દ્ર ઠાકોર, કિં. રૂ. ૨૮. ઇતિહાસનું ઊજળું પાનું ભા. ૧થી ૪: નાનાભાઈ જેબલિયા, કિં. રૂ. ૧૮૫. પાંપણે પરોવાયાં આંસુ: નગીન મોદી, કિં. રૂ. ૩૩. મૃગજળ ઢૂંઢે હરણાં: લે. ઉપર મુજબ, કિં. રૂ. ૩૩. જિંદગી ઝરણાનું સંગીત: પરાજિત પટેલ, કિં. રૂ. ૩૨. સડકની આ પાર, પેલે પાર: લે. ઉપર મુજબ, કિં. રૂ. ૨૭. ગુલમહોર: સરલા જગમોહન, કિં. રૂ. ૪૫. જીવનપરિવર્તનનું રહસ્ય: રોહિત મહેતા, કિં. રૂ. ૫૬. સાહિત્યભેખનાં સ્મરણો: લે. જેઠાલાલ ત્રિવેદી, કિં. રૂ. ૨૭. ધૂમકેતુની વાર્તાઓ (પુ. ૧થી ૧૧): ધૂમકેતુ જન્મશતાબ્દી ગ્રંથાવલી, સેટની કિં. રૂ. ૯૦૯; શતાબ્દી વર્ષમાં રૂ. ૭૨૦. ચિંતન-રેખાઓ: ડૉ. નગીન મોદી, કિં. રૂ. ૩૦. વાચોલિનવાદન ડૉ. હસુ યાજ્ઞિક, કિં. રૂ. ૫૦. વગેરે વગેરે વગેરે: વિનોદ ભટ્ટ, કિં. રૂ. ૩૨.

## આર. આર. શેઠની કંપની (મુંબઈ, અમદાવાદ)નાં

પૂર્વાલાપ: મણિશંકર રત્નજી ભટ્ટ, કિં. રૂ. ૬૦. પોતપોતાનો વરસાદ: રાજેશ અંતાણી, કિં. રૂ. ૪૨. બત્રીસ પૂતળીની વેદના: ઈલા આરબ મહેતા, કિં. રૂ. ૩૬. પવનનું ઘર: ગુણવંત શાહ, કિં. રૂ. ૪૯. બોલે ઝીણા મોર: ભોળાભાઈ પટેલ, કિં. રૂ. ૪૮. કુંતીપુત્ર કર્ણ: પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ, રૂ. ૪૬–૫૦. ઝબકાર (કિરણ–૫): રજનીકુમાર પંડ્યા, કિં. રૂ. ૪૪. આ ભવની ઓળખ: વિઠ્ઠલ પંડ્યા, કિં. રૂ. ૭૪. મન મોતી ને કાચ: લે. ઉપર મુજબ, કિં. રૂ. ૮૦. સંભવામિ: વિભૂત શાહ, કિં. ૬૨. અભાવનો દરિયો: લે. રાજેશ અંતાણી, કિં. રૂ. ૪૬. સાવધાન એકવીસમી સદી આવી રહી છે: લે. ગુણવંત શાહ, કિં. રૂ. ૧૧. લોહીની સગાઈ: લે. ઈશ્વર પેટલીકર, કિં. રૂ. ૫૦. વિદિશા: લે. ભોળાભાઈ પટેલ, કિં. રૂ. ૪૫. ચિહ્ન: લે. ધીરેન્દ્ર મહેતા, કિં. રૂ. ૬૮–૫૦. આરસીની ભીતરમાં: લે. સ્વાતિ મેઢ, કિં. રૂ. ૩૦. મુદિતા: લે. સુન્દરમ્, કિં. રૂ. ૪૦. લખ્યાલેખ: લે. ઈશ્વર પેટલીકર, કિં. રૂ. ૫૦. સંત તુકારામ લે. કાન્તિલાલ કાલાણી, કિં. રૂ. ૪૬–૫૦. દિલમાં દીવો કરો: લે. ઉપર મુજબ, કિં. રૂ. ૫૦. દીવાદાંડી: લે. હસમુખ શેઠ, કિં. રૂ. ૪૫. કૌતુક: લે. નગીન મોદી, કિં. રૂ. ૧૮. જીવન પાથેય: ડૉ. હરીશ ત્રિવેદી, (વિક્રેતા) રૂ. ૪૫. નવી નજરે શ્રેણી ૧–૪: લે. બકુલ બક્ષી, કિં. અનુક્રમે રૂ. ૪૫, ૫૦, ૫૫, ૫૦. સુખનવર શ્રેણી પુ. ૧–૨૦; સંપા. ચિનુ મોદી, કૈલાસ

પડિન, સેટના ૨૫૦, પ્રત્યેક પુસ્તકના રૂ ૧૨-૫૦ વડાનના વનખા : લે જોસેફ મેકવાન, કિં રૂ. ૫૭. સાધનાની આરાધના : જોસેફ મેકવાન, કિં રૂ ૫૭ મનખાની મિરાત : લે. ઉપર મુજબ, કિં રૂ ૬૯. અતર ભયો ઉજાસ : કાન્તિનાત્ર કાનાણી, કિં રૂ ૪૫. બાનો ભીખુ : ચદ્રકાન્ત પંડ્યા, કિં. રૂ. ૪૨. દિલ દેકર દર્દ લિયા જગમોહન સૂરસાગર, અનુવાદ. શ્રીકાન્ત ત્રિવેદી, કિં રૂ. ૭૫ તરણા ઓથે ડુંગર. ઈશ્વર પેટલીકર, કિં. રૂ ૫૨-૫૦

**એસ.એન.ડી.ટી. વિમેન્સ યુનિવર્સિટી** (નાથીબાઈ ઠાકરસી રોડ, મુંબઈ-૪૦૦ ૦૨૦)ના

બુઢ્ઢો માછીમાર અને દરિયો અનુ. જયા મહેતા, કિં રૂ. ૫૫. કુન્તલ : લે બાલમુકુન્દ દવે, કિં. રૂ ૩૦. મનોહર છે તો પણ... અનુ સુરેશ દલાલ, કિં રૂ. ૧૨૫. મારે એકાન્તને વન (કવિ પરિચય-૩). લે સુરેશ દલાલ, કિં. રૂ ૧૦૦. અને થોડા સપના : લે ચન્દ્રકાન્ત શાહ, કિં રૂ ૪૦ સુરેશ વિશેષ સુરેશ દલાલ, કિં. રૂ. ૨૫૦.

**શ્રી ગાંધી સ્મારક સંગ્રહાલય** (હરિજન આશ્રમ, અમદાવાદ)નાં

મહાદેવભાઈની ડાયરી-૨૦. સંપા. મહેન્દ્ર વાનજીભાઈ દેસાઈ, કિં રૂ. ૨૦. બારડોલી સત્યાગ્રહનો ઇતિહાસ. લે. મહાદેવ હરિભાઈ દેસાઈ, કિં રૂ ૨૫. પ્રાચીન સાહિત્ય અનુ. મહાદેવ હરિભાઈ દેસાઈ, કિં. રૂ ૧૦. ચિત્રાંગદા અને વિદાય-અભિશાપ. અનુ મહાદેવ હરિભાઈ દેસાઈ, કિં. રૂ ૫

**આયુ પ્રકાશન** (૨૧૨ સર્વોદય, સલાપસ રોડ, અમદાવાદ-૧, લેખક : શ્રી શોભન)ના

રોજિંદો આયુર્વેદ. રૂ. કિં. ૨૫. ઉતમ ઇચ્છિત સંતાન. કિં. રૂ ૨૫. ચામડીના રોગો : કિં. રૂ. ૨૫ આયુર્વેદીય વાર્તાલાપ રૂ કિં. ૨૦ આયુર્વેદ આપણા સૌનો : રૂ કિં. ૩૦. આરોગ્ય અને ઔષધ ભાગ ૭-૮, દરેકના રૂ કિં. ૧૫ દિવ્ય ઔષધિ. કિં. રૂ. ૧૬. કાકડા કિં. રૂ. ૫/-. નિત્ય નીરોગી. કિં રૂ ૧૭. શિવામ્બુ સેવન. ૨, ૩, ૪ કિં. અનુક્રમે રૂ કિં. ૧૫, ૧૦, ૧૦.

**અન્ય**

ચંદનના વૃક્ષ લે પ્રવીણ દરજી, પ્ર નવભારત સાહિત્ય મંદિર, ગાંધી રોડ, અમદાવાદ-૧, ૧૩૪, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૨, કિં. રૂ ૨૬. છાનક. લે. બાબુભાઈ પટેલ, પ્ર. નવભારત પ્રકાશન મંદિર, બાલાહનુમાન પાસે, ગાંધીરોડ, અમદાવાદ-૧, કિં. રૂ ૫૦ છનોછવ • (કાવ્યસંગ્રહ) દિવ્યા રાવળ, પ્ર. ડૉન પ્રોડક્શન્સ, સોનારૂપા એપાર્ટમેન્ટ, લાલ બંગલા સામે, સી જી રોડ, અમદાવાદ-૯ કિં. રૂ. ૫૭ અકબંધ • લે મફત ઓઝા, પ્ર બાલજગત પ્રકાશન, ૫૦૫ સમૃદ્ધિ બિલ્ડિંગ, સત્તર તાલુકા સોસાયટી પાસે, હાઈ કૉર્ટ સામે, અમદાવાદ-૧૪, કિં. રૂ ૩૦. આસો સુદ આઠમ લે મફત ઓઝા, પ્ર. પૂર્વી પુસ્તક ભંડાર, એમ-૨૯/૨૫૨ વિદ્યાનગર, આંબાવાડી, અમદાવાદ-૩૮૦ ૦૧૫, કિં. રૂ. ૪૦. ક્ષણ કમન : લે. રમણીક અગ્રાવત, પ્ર. ભાવના અગ્રાવત, સી-૨૦, શેરી-૧૫, નર્મદા નગર, જિ. ભરૂચ-૩૯૨ ૦૧૫, કિં. રૂ ૨૧. નેતિ અથેતિ : લે લાભશંકર રાવળ-શાન્ત, પ્ર. જયશ્રી બહેન લાભશંકર રાવળ, બી-૬/૧૮૮, રણજિતનગર, જામનગર-૩૬૧ ૦૦૫, કિં રૂ. ૨૧ દષ્ટિ અને સમષ્ટિ. લે. દિનેશ શાહ, પ્ર. નર્મદા પ્રકાશન ૨૦૧, વિહાર ફ્લેટ્સ નવરોજી હોલ પાસે, ડફનાળા, શાહીબાગ, અમદાવાદ-૩૮૦ ૦૦૪ કિં. રૂ ૧૫ ગમવિવાહ આખ્યાન સંપા-પ્ર બળવંત જાની, તીર્થ, ૨, નીલદીપનગર, યુનિવર્સિટીરોડ, રાજકોટ-૩૬૦ ૦૦૫, કિં રૂ. ૨૦ વિશ્વ આગાર ડૉ

પ્રફુલ્લભાઈ વૈદ્ય, પ્ર. ગુજરાત પુસ્તકાલય સ. સા. મં. લિ, વડોદરા, કિં. રૂ. ૩૬. મધ્યે મહાભારતમ્ : લે. મનુભાઈ પંચોળી, 'દર્શક', પ્ર. જમનાબાઈ નરસી આધ્યાત્મિક ટ્રસ્ટ, મુંબઈ–૪૦૦ ૦૪૯, કિં. નથી. કચ્છની તવારીખ : સંપા. પ્રા. જિતેન્દ્ર એન. અંતાણી, પ્ર. સ્વ. સુરેન્દ્રરાય અંતાણી સ્મૃતિ સમિતિ, નાગરચકલા, ભૂજ–૩૭૦ ૦૦૧, કિં. નથી. સજની (ગોપી ગઝલો) : લે. પ્ર. કિસ્મત કુરેશી, કિસ્મત કોટેજ, મ્યુ. સોસાયટી, રાણીકા, ભાવનગર–૧, કિં. રૂ. ૫. ૧૯૮૪ની સાલનું ગ્રંથસ્થ વાઙ્મય : સમીક્ષક મધુસૂદન પારેખ, પ્ર. ગુજરાત સાહિત્ય સભા C/o. ગુજરાત સંશોધન મંડળ, પાલડી, અમદાવાદ–૩૮૦ ૦૦૭, કિં. રૂ. ૩૦. જન્મદિનનાં કાવ્યો : પૂજાલાલ, પ્ર. સરલા શર્મા, સાવિત્રી પ્રકાશન, શ્રી અરવિન્દ આશ્રમ પોંડિચેરી–૬૦૫ ૦૦૨, કિં. નથી. માપદણ્ડ (હિન્દી નવલકથા) : લે. ઇન્દિરા, પ્ર. શાન્તિ પ્રકાશન, આસન–૧૨૪ ૪૨૧ (રોહતક, હરિયાણા), કિં. રૂ. ૭૫. ભક્ત-કવિ રાજેકૃત કાવ્યસંગ્રહ : સંપા. ડૉ. રમેશ જાની, પ્ર. ફાર્બસ ગુજરાતી સભા, ૩૬૫, વિઠ્ઠલભાઈ પટેલ માર્ગ, મુંબઈ–૪૦૦ ૦૦૪, કિં. રૂ. ૭૫. લોકસાહિત્યમાં કન્યા કેળવણી : લે. ખોડીદાસ પરમાર, પ્ર. મંત્રી શ્રી રૂક્ષ્મણીબહેન દીપચંદભાઈ ગાર્ડી, ભાવનગર સ્ત્રી કેળવણી મંડળ, ૮૮૩, ડાયમંડ ચોક, ભાવનગર–૩૬૪ ૦૦૧, કિં. રૂ. ૧૨. છોટાભાઈની જીવનઝરમર : પ્ર. સેવામંડળ–સેવાસમિતિ, મહેતા-શેરી, ભાવનગર, કિં. રૂ. ૪૦. ચિત્રા : લે. સ્વ. કુસુમાકર, સંપા. ભરતકુમાર જોશીપુરા, પ્ર. ભરતકુમાર જોશીપુરા, ૫૪/૩૨૨, વિજયનગર, અમદાવાદ–૩૮૦ ૦૧૩, કિં. રૂ. ૨૦. આરામ ખુરશી પર ઝૂલતાં ઝૂલતાં : લે.–સંપા. ઉપર મુજબ, કિં. રૂ. ૨૦. ઓરસંગ : લે. અરુણા ચોકસી, પ્ર. વિશ્વસનીય મુદ્રણ, ૨૦૮–અ, ઉષાકિરણ, રાવપુરા રોડ, વડોદરા–૧, કિં. રૂ. ૨૦. હાસ્ય હિંડોળો : લે. કૃષ્ણ પંડિત, પ્ર. શ્રી લક્ષ્મી પુસ્તક ભંડાર, ગાંધીમાર્ગ, અમદાવાદ–૧, કિં. રૂ. ૫૦. હું અને તું : લે. લાભુભાઈ ત્રિવેદી, પ્ર. મહાત્મા ગાંધી ચેરિટેબલ ટ્રસ્ટ, શાસ્ત્રી વિદ્યાલય, શાસ્ત્રી મેદાન સામે, રાજકોટ–૧, કિં. રૂ. ૨૫. ભાષા શિક્ષણ કળા : લે. ઈશ્વર પરમાર, પ્ર. પ્રવીણ પ્રકાશન, મ્યુ. કોર્પો. સામે, ઢેબર-રોડ, રાજકોટ, કિં. રૂ. ૨૨. સૂકાં ફૂલ ખોરસલીનાં : લે. પ્ર. રુસ્વા મઝલૂમી, જાહવત મંઝિલ, અમરા ફળિયા, કઠોર–૩૯૪૧૫૦, જિ. સુરત, કિં. રૂ. ૩૦. સંપ્રાપ્ત કથા : સંપા. પ્ર. પંકજ ત્રિવેદી, 'શશી', માધવનગર, સુરેન્દ્રનગર–૩૬૩ ૦૦૧, કિં. રૂ. ૧૫. અર્વાચીન સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ : પ્ર. મ. સ. યુનિવર્સિટી, વડોદરા–૩૯૦ ૦૦૨, કિં. રૂ. ૧૮૭–૫૦. શ્રી શ્રેયસ્સાધક અધિકારી વર્ગ : લે. ડૉ. લવકુમાર મ. દેસાઈ, પ્ર. મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી, વડોદરા–૩૯૦ ૦૦૨, કિં. રૂ. ૧૨૩. વિરલ વિદ્વત્પ્રતિભા અને મનુષ્યપ્રતિભા સંપાદકો : જયંત કોઠારી, કાન્તિભાઈ બી. શાહ, પ્ર. શ્રી મહાવીર જૈન વિદ્યાલય, ઑગસ્ટ ક્રાન્તિમાર્ગ, મુંબઈ–૪૦૦ ૦૩૬, કિં. રૂ. ૬૦. જનસંપર્ક અને જાહેરખબર : ડૉ. યાસીન દલાલ, પ્ર. યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડ, ગુજરાત રાજ્ય, અમદાવાદ–૬, કિં. રૂ. ૨૫. કટારલેખનનો કસબ : લે. પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. ૧૬. નિસર્ગ (કાવ્યસંગ્રહ) : વૈદ્ય અમૃતલાલ તુલાશંકર દવે, પ્ર. શ્રી સરસ્વતીબહેન તુ. દવે, 'ગુરુનિવાસ', મુ. પો. વણાદરા, જિ. વડોદરા, કિં. રૂ. ૨–૫૦. જાતિસ્મર (કાવ્યસંગ્રહ) : યજ્ઞેશ દવે, પ્ર. પાર્શ્વ પ્રકાશન, નિશાપોળ, ઝવેરીવાડ, રિલીફ રોડ, અમદાવાદ–૧, કિં. રૂ. ૧૫. માગ્યું ન જ્યોતિ : રજનીકાન્ત ભટ્ટ પ્ર. રૂપાલી પબ્લિકેશન, અમદાદાવાદ, કિં. રૂ. ૧૮. નીલધારા લે. ઉપર પ્રમાણે, પ્ર. ભારતી સાહિત્યસંઘ, અમદાવાદ, કિં. ૧–૫૦. સ્વાતિબિંદુ : ઊર્મિલા ભટ્ટ, પ્ર. નિલય પ્રકાશન, અમદાવાદ–૫૨, કિં. રૂ. ૧૨. અગ્નિકુંડમાં ઊગેલું ગુલાબ : નારાયણ દેસાઈ, પ્ર. શ્રી મહાદેવભાઈ દેસાઈ જન્મ શતાબ્દી સમિતિ, ગાંધી સ્મારક સંગ્રહાલય, હરિજન આશ્રમ, અમદાવાદ–૩૮૦ ૦૨૭, કિં. રૂ. ૫૦. અચરજ :

રામપ્રસાદ દવે, પ્ર. જનપ્રકાશ રામપ્રસાદ દવે, રાજહંસ, ૧, છોટુનગર, રૈયારોડ, રાજકોટ–કિ. રૂ ૧૧ સરવૈયું. લે. ચંદુલાલ સેલારકા, પ્ર સુમન પ્રકાશન, ૯૮, પ્રિન્સેસ સ્ટ્રીટ, મનસુર બિલ્ડિંગ, મુંબઈ–૪૦૦ ૦૦૨, કિં. રૂ. ૧૨૫. કલ્પલતા : લે રઘુવીર ચૌધરી, પ્ર સુનીના ચૌધરી, રંગદ્વાર પ્રકાશન, એ/૬ પૂર્ણેશ્વર, ગુલબાઈ ટેકરા, અમદાવાદ–૩૮૦ ૦૧૫, કિં રૂ. ૫૭. જયંત ગાડીતનું કથા સાહિત્ય : લે પ્ર. ભરત મહેતા, ૨૦૬/૧ પટેલ વાસ, માદલપુર, અમદાવાદ–૬, કિ. રૂ. ૩૦. ફૂકરે ફૂક લે પ્ર. રક્ષા દવે, જીવન કૉટેજ, ૪૩૯/એ, 'અજવાસ', પ્રભુદાસ તળાવ ચોક, ભાવનગર–૧, કિ રૂ ૧૫. પાડવલા. સ. હરિવલ્લભ ભાયાણી, સહાયક : નિરંજના વોરા, પ્ર ગુજરાત સાહિત્ય અકાદમી, દફ્તર ભંડાર ભવન, સેક્ટર ૧૭, ગાંધીનગર, કિ. રૂ ૩૫ શિક્ષણમીમાંસા : હર્ષદ વ્યાસ, પ્ર દુષ્યન્ત વ્યાસ, 'પરિતોષ', ટેકનિકલ હાઈસ્કૂલ પાસે, સુરેન્દ્રનગર–૩૬૩ ૦૦૧, કિં. રૂ ૨૫. યશોધર મહેતા સ્મૃતિગ્રંથ. સં. યશવંત શુક્લ, યશવંત મહેતા, પ્ર આગમનિગમ મંડળ, ઘી કાંટા, અમદાવાદ, કિ નથી સમયને સથવારે ગુજરાત કુન્દનલાલ ધોળકિયા પ્ર : કે વી. ઠક્કર, ૩૬, ઓનલુકર બિલ્ડિંગ, ફિરોઝશાહ મહેતા રોડ, ફોર્ટ, મુંબઈ–૪૦૦ ૦૦૧, કિ. રૂ. ૬૫. દષ્ટિ અને સમષ્ટિ દિનેશશાહ, પ્ર નર્મદા પ્રકાશન, ૨૦૧, વિહાર ફ્લૅટ, નવરોજી હોલ પાસે, ડફનાળા, શાહીબાગ, અમદાવાદ–૪, કિ રૂ. ૨૫ આતમના ઓજસ : લે. જે. આર જોષી. પ્ર. નવભારત પ્રકાશન મંદિર, બાલાહનુમાન, ગાંધીરોડ અમદાવાદ–૧, કિ. રૂ. ૨૫. પ્રતીતિ. લે. પ્ર પ્રમોદકુમાર પટેલ એચ–૮–યુનિવર્સિટી સ્ટાફ કૉલોની, વલ્લભ વિદ્યાનગર–૩૮૮ ૧૨૦, કિ. રૂ. ૮૮. અંધારનો ઉજાસ લે દિવ્યેશ ત્રિવેદી પ્ર. કુસુમ પ્રકાશન, ૬૧ એ, નારાયણનગર સોસાયટી, જયભિખ્ખુ માર્ગ, પાલડી, અમદાવાદ–૩૮૦ ૦૦૭, કિ. રૂ. ૭. કાર્તિક અને બીજા બધા — ભાગ ૧–૨ લે ધીરુબહેન પટેલ પ્ર સમન્વય પ્રકાશન, હિંગલાજ માતા, નવરંગપુરા, અમદાવાદ–૩૮૦ ૦૦૯, કિ. રૂ. ૫૪. કારાવાસની કથની : લે ભોગીલાલ ગાંધી પ્ર. ક્રેસ્ટ ઍસોશિયેટ્સ, સુરેશ પરીખ, આસિ પ્રોફેસર્સ ક્વાર્ટર્સ–૨, વલ્લભ વિદ્યાનગર, કિ. રૂ. ૨૫ આનંદધારા. લે નાથાલાલ દવે, પ્ર. કુ. કવિતા દવે, સાહિત્ય ભારતી, ૧૦૧૬, કૃષ્ણનગર ભાવનગર–૩૬૪ ૦૦૧, કિ રૂ ૧૬. રવીન્દ્રવૈભવ લે પ્ર. નાથાલાલ દવે, સાહિત્ય ભારતી, ૧૦૧૬, કૃષ્ણનગર, ભાવનગર–૩૬૪ ૦૦૧, કિં રૂ. ૬. રસિકહૃદયમ્ (કાવ્યસંગ્રહ) : લે રસિક શાહ, પ્ર નિકુંજ શાહ, મેવાડા ફળિયું, અંકલેશ્વર–૩૯૩ ૦૦૧, કિ. રૂ ૧૮ આઈને કે આર પાર : (હિન્દી) લે ગિરિન જોશી, અનુવાદક ડૉ કમલ પુંજાણી, પ્ર મિથિલેશ પ્રકાશન, આર. (બિહાર), શાખા : સોહસરાઈ–૮૦૩ ૧૧૮, (નાલંદા), કિં રૂ. ૮ અંતરની વાત લે વિઠ્ઠલભાઈ પટેલ, પ્ર શ્રી નટુભાઈ ઠક્કર ફાઉન્ડેશન, શ્રદ્ધા, કલ્યાણબાગ, કાંકરિયા, અમદાવાદ–૨૮, કિં. રૂ ૩૦ પહાડ ઓગળતા રહ્યા : લે. ભાગ્યેશ જહા, પ્ર પ્રાર્થના પ્રકાશન, ૬૮૩/૨, સેક્ટર–૮, ગાંધીનગર, કિ. રૂ ૪૧. સ્વરાજક્રાંતિની સુવર્ણગાથા. લે ચંદ્રશંકર મ. ભટ્ટ, પ્ર નર્મદા પ્રકાશન, ૨૦૧, વિહાર ફ્લૅટ્સ, ડફનાળા, શાહીબાગ, અમદાવાદ–૪, કિં. રૂ ૭૫ કદંબ કેરી છાયા. સંપા હેમન્ત દેસાઈ, ભાનુપ્રસાદ પંડ્યા, પ્ર : નંદિગ્રામ ટ્રસ્ટ ધરમપુર રોડ, પો વાંકલ, જિ વલસાડ ૩૯૬ ૦૦૭, કિ. રૂ ૭૫. રમૂજી વ્યક્તિઓ. લે. પ્ર. નટવરલાલ શંકરલાલ જોષી, ૧૬ અંબિકાકુંજ સોસાયટી મણિનગર, અમદાવાદ–૮, કિ. રૂ. ૩૦. પ્રેમાક્ષર : લે. કિશોરસિંહ સોલંકી, પ્ર. પાર્શ્વ પ્રકાશન, નિશાપોળ, ઝવેરીવાડ, રિલીફરોડ, અમદાવાદ–૧, કિં. રૂ. ૨૫ એક સૂની નાવ : અનુ સુશીલા દલાલ, પ્ર મિહિકા પબ્લિકેશન, ૧૩૩, હસામહાલ, દલામલ પાર્ક, પ્રેસિડેન્ટ હોટલની પાસે, કફ પરેડ, મુંબઈ–૪૦૦ ૦૦૫, કિ રૂ ૪૦. મીરા યાજ્ઞિકની ડાયરી : લે. બિન્દુ ભટ્ટ, પ્ર : પાર્શ્વ પ્રકાશન, નિશા

પોળ, નાકા, ઝવેરીવાડ, રિલીફરોડ, અમદાવાદ–૧, કિં. રૂ. ૩૫. ભાવન–વિભાવન–૨ : સાહિત્યનાં ઘટક-તત્ત્વો : લે. હરિવલ્લભ ભાયાણી, પ્ર. પાર્શ્વ પ્રકાશન, ઝવેરીવાડના નાકે, રિલીફ રોડ, અમદાવાદ–૩૮૦૦૧, કિં. રૂ. ૧૦૦. તિરાડ : લે. હરીશ મંગલમ્ પ્ર. રંગદ્વાર પ્રકાશન, એ/૬, પૂર્ણેશ્વર, ગુલાબભાઈ ટેકરા, અમદાવાદ–૧૫, કિં. રૂ. ૨૫. ચિત્ત–વિચાર સંવાદ : લે.–પ્ર. કીર્તિદા જોશી, ૧૦/અ, રાયપુર સોસાયટી, દીવાન બલ્લુભાઈ સ્કૂલ સામે, કાંકરિયા, અમદાવાદ–૨૨, કિં. રૂ. ૮૦. અણસાર : લે. ગુલામ અબ્બાસ 'નાશાદ' પ્ર. રશીદા જિ. એડનવાલા લાડવાડા વહોરા મસ્જિદ પાસે, વડોદરા–૧૭, કિં. રૂ. ૨૫. વાતચીત : લે. એસ.એસ. રાહી, પ્ર. સેન્ટ્રલ ગ્રાફિકસ ૩૨, એકતાનગર, ઍરપૉર્ટ રાજકોટ–૬, કિં. રૂ. ૧૨. ગઝલ : સંજ્ઞા અને સંપ્રત્યય : લે. ડૉ. એસ.એસ. રાહી, પ્ર. ન્હાનાલાલ સાહિત્ય સભા, 'કવિતા', ૧૦ અંકુર સોસાયટી, નવા જંકશન રોડ, સરેન્દ્રનગર ૧. કિં. રૂ. ૨૦. મૌનઘર : લે. ગોપાલ શાસ્ત્રી, પ્ર : સાધના શાસ્ત્રી, નરસિંહજીની પોળ, વડોદરા–૧, કિં. રૂ. ૨૫.



**ભૂલ સુધાર**

પૃ. ૧૩૦ ઉપર શિલ્પિન થાનકીના કાવ્યના શીર્ષકમાં GROVE વાંચવું.

# અખંડ ભારતની એકતાના શિલ્પીને વંદન



સરદાર વલ્લભભાઈ પટેલે દેશી રજવાડાંનું વિલીનીકરણ કરીને સમગ્ર ભારત દેશને અખંડિત રાષ્ટ્ર બનાવવાનું ભગીરથ કાર્ય કર્યું. આજે કોમવાદ અને આતંકવાદને બહેકાવનારાં પરિબળો ભારતની એકતા તોડવા મથી રહ્યાં છે ત્યારે અખંડ ભારતના શિલ્પી સરદાર સાહેબનો આ પુરુષાર્થ એળે જાય નહી તે માટે સરદાર પટેલના વારસદાર તરીકે ગુજરાત પોતાનો કર્તવ્ય ધર્મ નિભાવે અને મજબૂત રાષ્ટ્રના નિર્માણ કાજે આત્મ-વિશ્વાસપૂર્વક પોતાનું યોગદાન આપે.

ચીમનભાઈ પટેલ
મુખ્યમંત્રી ગુજરાત રાજ્ય

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

સર્વભાષા સરસ્વતી

વર્ષ ત્રીજું : અંક પાંચમો

ડિસેમ્બર : ૧૯૯૨

તંત્રી
રમણલાલ જોશી

૨૯



# ઉદ્દેશ

વર્ષ ત્રીજું　　અંક પાંચમો　　સળંગ અંક : ૨૯

અનુક્રમ : ડિસેમ્બર ૧૯૯૨



પ્રકાશક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ–૩૮૦ ૦૦૯

'ઉદ્દેશ' કાર્યાલય વતી મુદ્રક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ–૩૮૦ ૦૦૯

મુદ્રણસ્થાન : ભગવતી મુદ્રણાલય, ૧૯, અજય ઇન્ડસ્ટ્રિયલ એસ્ટેટ, ? રોડ, અમદાવાદ–૩૮૦ ૦૦૪.

## સૂચનાઓ

* 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે
* 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે.
* આ માસિકમા પ્રસિદ્ધ થતા લેખોમાના અભિપ્રાય માટેના જવાબદારી તે તે લેખકના છે
* વાર્ષિક લવાજમ (દેશમા) રૂ ૮૦, વિદેશમા (એરમેલ) રૂ. ૫૦૦, (સીમેલ) રૂ. ૩૫૦
* આજીવન પ્રોત્સાહક સભ્ય રૂ. ૧૦૦૦.
* 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. સ્વીકૃત કૃતિનો જવાબ ૫ દરેક દિવસમા અપાય છે.
* છૂટક નકલ રૂ ૧૦ પોસ્ટેજસાથે
* લવાજમ મોકલવા અને પત્ર વ્યવહારનુ સરનામુ : 'ઉદ્દેશ' કાર્યાલય, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ–૯ ફોન ન ૪૫૨૦૨૭
* લવાજમો મનીઑર્ડર અથવા ડ્રાફ્ટથી મોકલવા.
* 'ઉદ્દેશ'નાં લવાજમો નીચેના સ્થળે પણ ભરી શકાય છે

(૧) સૌરભ પુસ્તક ભંડાર. કલિકો ડોમ સામે, મેડા ઉપર, રિલીફ રોડ, અમદાવાદ-૧ ફોન ૩૮૧૨૩૦, ૪૭૫૦૯૭

(૨) વિજય મૅગેઝીન વર્લ્ડ : ૬૨, કલ્યાણ ભુવન, બીજે માળે, રિલીફ રોડ, અમદાવાદ-૧ ફોન ૩૫૧૪૭૯ :

# ઉદ્દેશ



ડિસેમ્બર
૧૯૯૨


## सर्वभाषा सरस्वती

## કેળવણી — ચેતનની ખેતી, પણ અત્યારે બરકત વગરની

સ્વ. રાજાજીએ કેળવણીને ચેતનની ખેતી કહી છે. આ 'ઇમેજ'થી ઘણું સૂચવાઈ જાય છે. એના વિવરણની ભાગ્યે જ જરૂર હોય. પણ આ 'ખેતી'થી મબલક પાક ઊતરે છે ખરો? નિરાંતપૂર્વક એ કરવા દેવાય છે ખરી? આજે શિક્ષણની જે અવદશા દેખાય છે તે દેશના ભાવિ વિશે ચિંતા ઉપજાવે એવી છે. જેને ભણવું છે એને શિક્ષકો મળતા નથી અને જેને ખરેખર ભણવાની તમન્ના છે એને વિદ્યાર્થીઓ મળતા નથી! અધ્યાપકો અને શિક્ષકોનાં મંડળોએ જેટલી ચિંતા અધ્યાપકોની ભૌતિક સુખસગવડની કરી છે એટલી એમના કર્તવ્યની કરી નથી. ઊલટપક્ષે અધ્યાપકોના સામાજિક મોભાનો સ્તર પણ કાંઈક નીચે ગયો છે. આ પરિસ્થિતિ માટે સ્થાપિત હિતો, સરકારી રીતરસમ અને સ્વકર્મનિષ્ઠાના અભાવમાંથી જન્મતી લઘુતાગ્રંથિ જવાબદાર છે. સમાજનાં બીજાં ક્ષેત્રોમાં વ્યાપક બનેલો ભ્રષ્ટાચાર શિક્ષણમાં પણ પ્રવેશ્યો છે. શિક્ષક કે અધ્યાપક થવા માટે સંચાલકોને પૈસા આપવા પડે, શિક્ષણખાતાની અમુક મંજૂરી માટે દક્ષિણા આપવી પડે, ભણવા માટે ટ્યૂશન બાંધવું પડે એવી પરિસ્થિતિનું નિર્માણ થાય છે. વાત એટલેથી પતી જતી નથી. પછી પાસ થવા માટે ભારે દોડધામ અને ખર્ચ કરવો પડે! સરકાર ભલે જાહેર કરતી હોય કે પોતે શિક્ષણમાં દખલગીરી નહિ કરે, પણ દખલગીરી કરવાનો એનો સ્વભાવ થઈ ગયો છે. દરેકેદરેક ક્ષેત્રમાં આખરી સત્તા પોતાની પાસે રાખવાનું એનું વલણ હોય છે. એને આવી ટેવ પાડવામાં શિક્ષકોનો પણ ફાળો છે. અત્યારે શિક્ષણનું સરકારીકરણ થઈ ગયું છે, અને જીવનનું પણ!

આજે સર્વત્ર મૂલ્યોની વાત થાય છે, પણ સ્વાર્થલોલુપ તકવાદી 'મૂલ્ય'ધારીઓએ જે તે સરકારો આગળ પ્રણિપાત કરી ખુદ મૂલ્યોનું જ અવમૂલ્યન કર્યું છે! ગુજરાતની યુનિવર્સિટીઓમાં પહેલાં સેનેટ વાઇસચાન્સેલરની ચૂંટણી કરતી પણ શ્રી બાબુભાઈ જશભાઈ પટેલ મુખ્ય પ્રધાન હતા ત્યારે આ પદ્ધતિમાં સરકારે સુધારો કરી સત્તા સ્વહસ્તક કરી નાખી. આ સમયે સ્વ. ઉમાશંકર જોશીએ જાહેરમાં કહેલું કે હવે યુનિવર્સિટીઓ સરકારી કેળવણીખાતાં બની ગઈ છે. આ પદ્ધતિએ નિમાયેલા કુલપતિઓ જે તે યુનિવર્સિટીમાં સ્વતંત્ર શી રીતે

વર્તી શકે? આ દુશ્ચક્ર ચાલ્યાં કરે છે. 'વાઇસ ચાન્સેલર' માટે આપણે 'કુલપતિ' પર્યાય રૂઢ કર્યો છે. પણ 'કુલપતિ'નું ગૌરવ આપણે જાળવ્યું નથી!

આ દેશમાં અત્યારે જે થોડા વિચારશીલ માણસો બચ્યા છે તેઓ પણ મૂક સાક્ષીભાવે પરિસ્થિતિ નિહાળે છે, તો બીજાઓ વંધ્ય વિરોધમાં રાચે છે. આપણી પ્રજાની તાસીર પોતાની નીચે પાણીનો રેલો ન આવે ત્યાં સુધી ન બોલવાની છે. પરિણામે બધું જેમનું તેમ ચાલ્યા કરે છે. તાજેતરમાં એમ. એસ. યુનિવર્સિટી વડોદરા અને શ્રી પ્રજાપિતા બ્રહ્માકુમારીઝ ઈશ્વરીય વિશ્વવિદ્યાલય, માઉન્ટ આબુના સંયુક્ત ઉપક્રમે યોજાયેલ 'Towards the Betterment of Education'ના સેમિનાર – વર્કશોપની તા. ૨૯–૧૧–૯૨ની બેઠકમાં આ વિચારો વ્યક્ત કરવાની તક લીધી હતી. એ પછી ગુજરાત યુનિવર્સિટી વિસ્તાર અધ્યાપક મંડળના ૧૭મા અધિવેશનમાં તા. ૫–૧૨–૯૨ના રોજ તલોદ ખાતે યોજાયેલા શૈક્ષણિક સેમિનારમાં પણ ઉપરનાં કેટલાંક દૃષ્ટિબિંદુઓ પ્રસ્તુત કર્યાં હતાં.

છેવટે કેળવણી એ આપ કેળવણી છે. અખાએ કહ્યું છે તેમ 'ગુરુ થા તારો તું જ' એ ધ્યાનમંત્ર બનવો જોઈએ. દરેક વ્યક્તિ જ્યાં સુધી પોતાનું ઘડતર ન કરે ત્યાં સુધી પ્રજાકીય કેળવણી પાંગળી જ રહેવાની. તમે ઘણી રૂપાળી લાગતી યોજનાઓ કરો પણ એનો અમલ તો માણસો દ્વારા થવાનો. એટલે જ્યાં સુધી માણસ પલટાય નહિ ત્યાં સુધી કશામાં બરકત આવે નહિ. આ સંદર્ભમાં ઉમાશંકર જોશીના 'શિક્ષક' કાવ્યમાંથી થોડી પંક્તિઓ ટાંકું:

> હું છું શિક્ષક
> ચાલે મારી અહો અહોનિશ શાળા!
> કોણ હશે ત્યાં બાળકબાળા?
> શાળા મારી સુની છેક જ,
> મળ્યો શિષ્ય છે મુજને એક જ.
> કોણ હશે એ?
> દર્પણ માંહી જેહ દીસે, એ.
> ચાલે એનું નિશદિન ભણતર.

આ સિવાય આપણો કોઈ આરો – ઓવારો નથી. કેળવણી દ્વારા ક્રાન્તિની દિશામાં આપણે સક્રિય થઈશું?

રમણલાલ જોશી

# સાંપ્રત પ્રવાહો

તંત્રી

## કવિ રમેશ પારેખના ૫૩મા જન્મદિને અમરેલીમાં મનપાંચમનો મેળો

૨૭ નવેમ્બર, ૧૯૯૨ના રોજ કવિ રમેશ પારેખના ૫૩મા જન્મદિને અમરેલીમાં મનપાંચમના મેળાનો એક સરસ સમારંભ યોજાઈ ગયો. રમેશની સમગ્ર કવિતાના ગ્રંથ 'છ અક્ષરનું નામ'ની બીજી આવૃત્તિના અને ત્રિઅંકી નાટક 'સગપણ એક ઉખાણું'ના વિમોચનનો કાર્યક્રમ હતો. સૌરાષ્ટ્રનાં જુદાં જુદાં ગામોથી અને ઠેઠ મુંબઈથી રમેશ પારેખની કવિતાના ચાહકો ઉપસ્થિત રહ્યા હતા. અમરેલીએ ઉમળકાભેર પોતાના કવિને અભિનંદન અને શુભેચ્છાઓ પાઠવ્યાં. અમરેલીમાં દરિયો નથી અને નદી પણ નથી, પણ છેલ્લાં વર્ષોમાં ત્યાં જે કવિતાનું ઝરણું ફૂટી નીકળ્યું છે એનાથી અમરેલી આવનાર સૌ પ્રભાવિત થાય છે. અમરેલી આપણું એક સારું સાહિત્ય-થાણું બન્યું છે. તેઓ 'મુદ્રા' નામે સાહિત્ય સંસ્થા ચલાવે છે અને એનું મુખપત્ર 'મુદ્રાંકન' પણ પ્રગટ થાય છે. સાહિત્ય-સ્પર્ધાઓ અને પ્રકાશનો પણ કરે છે. કાર્યક્રમ રાત્રે મોડો શરૂ થાય અને લગભગ સવાર લગી ચાલે. એ એમનો રિવાજ થઈ ગયો છે. સાહિત્યરસિક સ્ત્રીપુરુષો અને કિશોરો મોડી રાત સુધી કવિતાની રસલહાણ લેતાં બેઠાં હોય એ દૃશ્ય આનંદદાયક નીવડે. સમારંભ લગભગ નવેક વાગ્યે શરૂ થયેલો. પ્રા. વસંત પરીખે સ્વાગત પ્રવચન કર્યું અને અન્ય પ્રાસંગિક પ્રવચનો થયાં. 'છ અક્ષરનું નામ'ની પહેલી આવૃત્તિની બધી નકલો એક વર્ષમાં વેચાઈ ગઈ એ કવિની લોકપ્રિયતા સૂચવે છે. આ કાવ્યગ્રંથની બીજી આવૃત્તિનું વિમોચન કર્યા બાદ આ લખનારે સમારંભના અધ્યક્ષ તરીકે રમેશ પારેખની કવિતા વિશે વ્યાખ્યાન આપ્યું હતું. રમેશને છેલ્લી પચીસીની ગુજરાતી કવિતાની એક વિરલ ઊર્મિ-કવિપ્રતિભા તરીકે ઓળખાવી કવિ તરીકેની તેમની વિશેષતા ભાવાનુરૂપ લયસંયોજનામાં છે એમ કહી વિશિષ્ટ લાવણ્યથી મંડિત ગીતોના સૌન્દર્યને સ્ફુટ કર્યું હતું. એક સર્જક તરીકે રમેશ પારેખ સવ્યસાચી છે. અન્ય પ્રકારોમાં પણ તેમની સર્જકતાનો ઉન્મેષ ધ્યાન ખેંચે છે. ભાષા સાથે કામ પાડવામાં આધુનિક સમયમાં એક રાવજી પટેલ સાથે તેમની તુલના થઈ શકે. મૂળ વાત સર્જકતાની છે. રમેશ પારેખ જે જે વિષયોને સ્પર્શ્યા છે તે તેમાં કશુંક નવું નિપજાવ્યું છે. તેમના ત્રિઅંકી નાટક 'સગપણ એક ઉખાણું'નું શ્રી નિમેશ દેસાઈએ વિમોચન કરી એમની નાટ્યપ્રતિભાને બિરદાવી હતી. શ્રી સોનાલી મહેતાએ 'સગપણ એક ઉખાણું'માંથી ગોમતીનો સંવાદ ભાવવાહી રીતે રજૂ કર્યો હતો. કાર્યક્રમના ઉદ્‌ઘોષક તરીકે કવિ ગઝલકાર શ્રી શોભિત દેસાઈએ સેવાઓ આપી હતી. 'સ્વર-સંધ્યા'ના કાર્યક્રમમાં શ્રી ઉપેન્દ્ર ત્રિવેદી અને અન્ય કળાકારોએ સંગીતની રસલહાણ કરાવી હતી. સ્કૂટર અકસ્માતને કારણે થોડા અસ્વસ્થ હોવા છતાં રમેશ પારેખ સમારંભમાં ઉપસ્થિત રહ્યા હતા અને કૃતજ્ઞતા-ભાવ પ્રગટ કર્યો હતો. પોતાના મિત્રોના સદ્‌ભાવનો પ્રતિસાદ આપતું નીચેનું કાવ્ય તેમણે રજૂ કર્યું હતું :

> રમેશજીનું મોઢું વીલું
> શરીર આખું ઢીલું ઢીલું
> જીવન મેશનું ટીલું ટીલું
> છતાંય —
> બાવન વરસે તેણે
> અમરેલીને સટાક્ મોઢામોઢ સુણાવી દીધું :
> કીધું : ઇલુ, ઇલુ! હેયહેય, ઇલુ ઇલુ!

હર્ષદ દાઢી-ચશ્માવાળો
હદમા હદ બેહદ હુફાળો
'ફીણુ-મોજ'ના સ્વરમા બોલ્યો '
લીલુ લીલુ ! સઘળે લીલુ લીલુ !

પાચ હાથનો
છ દોખદ્ધ ઉમળકા શો પડછ દ
ફુલફુ મ્હેલદાર આનંદ, હરખની હેલ સરીખો
ઉલ પુકારે જીલુ જીલુ ! રસબસ જીલુ જીલુ

પાચ આગળી ને બે આખો સોતો
રગોના સ્વર્ગેથી મનસુખ મકવાણા
વરસ્યો એવુ કે જડ ને ચેતન બોલ્યા—
ખાલ્યા ખીલુખીલુ ! નખશિખ ખીલુખીલુ !

તરસે તરફડતી એક દુનિયાએ
ખોબો ધરતા કીધુ. પાને,
ફરીફરી પિવરાવ, હુ ગટગટ પી લુ પી લુ !
ગગટ પી લુ પી લુ !

કાર્યક્રમ સુરુચિપૂર્ણ થયો. એની પાછળ કવિ હર્ષદ ચંદારાણાની જહેમત જોઈ શકાતી હતી કવિ રમેશ પારેખને તેમના ૫૩મા જન્મદિને ખૂબ ખૂબ શુભેચ્છાઓ

**સ્વ. સાંકળચંદ પટેલ સ્મારક વ્યાખ્યાન**

ઉત્તર ગુજરાતના કર્મઠ સમાજસેવક અને સહકારી પ્રવૃત્તિઓના પ્રણેતા સ્વ સાકળચદ પટેલની છઠ્ઠી પુણ્યતિથિ પ્રસંગે વીસનગર (ઉ. ગુ.)મા તા. ૨૮-૧૧-૯૨ના રોજ સ્મારક વ્યાખ્યાનનો કાર્યક્રમ યોજાયો હતો આ વર્ષે દેશની સાપ્રત પરિસ્થિતિ અને નાગરિકનુ કર્તવ્ય એ વિશે આ લખનારે વ્યાખ્યાન આપ્યું હતું આ પ્રસગે કૃષિમત્રી શ્રી શકરજી ઠાકોર, પચાયતમંત્રી શ્રી લીલાધર વાઘેલા અને ગુજકોમાસોલના ચેરમેન શ્રી નટુભાઈ પટેલ ઉપસ્થિત રહ્યા હતા. સ્વ. સાકળચદ પટેલની કર્મભૂમિ વીસનગરની જનતાએ મોટી સખ્યામા હાજર રહી સ્વર્ગસ્થને શ્રદ્ધાંજલિ અર્પી. કાર્યક્રમના આયોજક ધારાસભ્ય શ્રી ભોળાભાઈ પટેલે પ્રસગોચિત વક્તવ્ય આપ્યુ હતુ. સમાજજીવનમા અમીસિંચન કરનાર આવા સમાજસેવકોની સ્મૃતિ તાજી રાખવાનો આ ઉપક્રમ પ્રશસ્ય ગણાય નવી પેઢીને આવા પ્રસંગો પ્રેરક પણ નીવડે. સ્વ સાકળચંદભાઈએ અન્ય સામાજિક સેવાકાર્યો ઉપરાત ગુજરાતી ભાષામા વિશ્વકોશ તૈયાર કરવામા જે સક્રિય રસ લીધો તે સૌ વિદ્યાપ્રેમીઓ વર્ષો સુધી યાદ કરશે તેઓ સામાજિક-રાજકીય પ્રવૃત્તિઓ ઉપરાત સાસ્કૃતિક પ્રવૃત્તિઓમા પણ જીવંત રસ લેતા હતા એનું આ એક નિદર્શન છે.

**કવિ શ્રી મકરન્દ દવેનો ઇકોતેરમા વર્ષમા પ્રવેશ**

ગઈ ૧૩મી નવેમ્બરે આપણા સંમાન્ય કવિ શ્રી મકરન્દ દવેએ આયુષ્યના સિત્તેર વર્ષ પૂરા કર્યાં એ પ્રસગે મુમ્બઈમા એક સમારભ યોજી તેમનું અભિનંદન કરવામા આવ્યું. શ્રી મકરન્દભાઈ નિટકના સન્મિત્ર છે. 'ઉદ્દેશ'ને પહેલા અંકમા જ તેમણે કાવ્ય-શુભેચ્છા પાઠવી હતી. તેમના જેવા સાત્ત્વિક સારસ્વતનું હોવુ એ જ સાહિત્યક્ષેત્ર માટે પ્રેરક વસ્તુ છે. આ પ્રસંગે તેમને ખૂબ ખૂબ શુભેચ્છાઓ અને અભિનદન.

**કલાગુર્જરી-આયોજિત ગુજરાત લોકકલામહોત્સવ**

મુબઈની સાસ્કૃતિક સસ્થા 'કલાગુર્જરી'ના ઉપક્રમે મુબઈમા વિલે પારલેના ભાઈનાથ પટેલ મેદાનમા તા ૨૫ ડિસે '૯૨થી તા. ૩૧ ડિસે. '૯૨ સુધી એક લોકકલામહોત્સવનું આયોજન થયું છે. એમા ગુજરાતની હસ્તકલા કારીગરીના નમૂના, સંગીત-નૃત્ય-લોકકલાના કાર્યક્રમો, ગુજરાતના વિવિધ પ્રદેશોની વિશિષ્ટ વાનગીઓ, બાળકો માટે એમ્યૂઝમેન્ટ પાર્ક, કલાકૃતિઓના પ્રદર્શનો વગેરે રજૂ થશે. સંપર્ક સૂત્ર: ડૉ. પ્રવીણ કેનિયા, પ્રમુખ, કલાગુર્જરી, ૪, નટરાજ, રોડ ન.૨, જૂહુ સ્કિમ, વિલે પારલે (પશ્ચિમ), મુમ્બઈ-૪૦૦ ૦૫૬ અને શ્રી મગળ તબાઈ શેઠ, અધ્યક્ષ, લોકકલામહોત્સવ, શેઠ નિકેતન, રોડ નં. ૭, ૫૭-ડાટકેશ સોસાયટી, જૂહુ સ્કિમ, વિલે પારલે (પશ્ચિમ), મુમ્બઈ-૪૦૦ ૦૪૯.

**અભિનદન શ્રી કિશોર જાદવને**

આપણા સુપ્રસિદ્ધ આધુનિક નવલકથાકાર-વાર્તાકાર શ્રી કિશોર જાદવને ધી ઇન્ટરનેશનલ બાયોગ્રાફિકલ સેન્ટર, કેમ્બ્રિજ, ઇંગ્લેન્ડ તરફથી ૧૯૯૧-૯૨ના International Man of the Year

તરીકેની નવાજેશ થઈ. શ્રી કિશોરભાઈને હાર્દિક અભિનંદન.

**ભૂલસુધાર**

નવે. '૯૨ના અંકમાં સાંપ્રત પ્રવાહોમાં સ્વ. બદલે અવસાન નોંધરૂપે છપાયો છે. આ ભૂલ પ્રત્યે ધ્યાન દોરવા માટે શ્રી બકુલ રાવળનો આભાર. કવિ ત્રાપજકર વિશે લખતાં જૂની રંગભૂમિના પ્રભુલાલ દ્વિવેદીનો ઉલ્લેખ જન્મશતાબ્દી ઉજવણીને



## પાછી મળો એ મર્યાદાની સ્મૃતિ / રઘુવીર ચૌધરી

લીલા દુકાળની દુનિયામાં
ગઈ કાલનો શાણો સમાજ
ઉંબરે ખોડંગાઈ ઊભો છે આજે,
વીસમી સદીનો દસમો દાયકો
વિદૂષકવેશે દાખલ થયેલો
છદ્મવેશે માનવતાનું અપહરણ કરશે
કે ડરશે મારા-તમારાથી?

પેટ્રોલપુરુષ બુશ અને સદ્દામ
પેટ્રોલ વડે પેટ્રોલ માટે લડ્યા હતા,
આપણે પથ્થર બની પથ્થર થકી
પથ્થર માટે લડીશું.
આપણે ગીતા કે કુરાનસાર નહિ વાંચીએ,
ધર્મને સત્તાને શરણે મોકલી
વિવેકના હાથ બાંધી
હૃદયને ખાલી કરાવ્યું છે, સહજીવનની સ્મૃતિઓથી.

કામૂના 'ક્રોસ પર્પઝ'નું મૂળ ક્યાં નથી?
દીકરાની, ભાઈની રાહ જુએ છે માદીકરી.
ત્યાં કમાઈને આવ્યો છે એક યુવક.
રાત્રે હત્યા કરી, સવારે ખબર પડી:
આ જ પુત્ર હતો, ભાઈ હતો, જેની રાહ જોઈ.
એનું નામ ધર્મ હોય કે વિવેક
ફરક પડતો નથી માણસને તોડનારાઓ માટે.
આપણે મકાન તોડવા જતાં

આપણામાંથી જ કોઈકની શ્રદ્ધાનું આસન તોડીએ છીએ.
ખંડિત ઇમારતોને બદલે અખંડ ઇતિહાસમાં લટાર મારી શકાય
બાબરને બદલે અકબરને યાદ કરી શકાય.
રહીમ–રસખાનની કવિતા ઘૂંટી શકાય.
ઝીણા–અલી ઉધારપાસે ભલે ઊભા,
વસંત–રજબની શહાદતનો સંકેત
ટૉયન્બીના સૂત્રમાં છે :
'સત્ય જીતતું નથી,
સંગઠિત સત્ય જીતે છે.'
સત્ય જીવે છે પ્રજાની પ્રતીતિમાં, સ્મૃતિમાં.
બંદીવાન નથી એ એકબે શાસ્ત્ર કે શસ્ત્રનું,
વિશ્વાસ છે એ બે વ્યક્તિનો.
જો સિંહાસનના હાથારૂપે
ધર્મો ધન્યતા અનુભવે
તો ન્યાયદેવતા નમ્રતાથી
નતમસ્તક ઊભા રહે સત્તાજી સામે
ત્યારે કોઈક સૂકી આંખ આગ ઝરે...
માણસ વિશે વધુ પડતું માની લીધેલું આપણે
એ એની ગરજે પણ નથી સુધરતો.
મુરત જોઈ સમજી–વિચારીને સિધાવ્યા
પણ ભીડ જોઈ ભૂલા પડ્યા નેતાઓ, ભૂતકાળમાં
ભૂલી ગયા ભવિષ્યને.

કલિંગ વિજયથી નિરાનંદ અશોકે
આત્મખોજ પછી રચના કરી નરકની.
દોષિતોને દંડવા નીમ્યો ઘોરને, આપી સત્તા અબાધ.
'મને પણ દંડજે તારી આણ તોડું તો.'
એક દિવસ જઈ ચઢ્યો અશોક
એ નરકમાં, સ્વસ્થ સાધુને જોવા.
કેમ અસર નથી એને યાતનાઓની ?
પણ પોતે લપેટાયો અગ્નિકુંડની જ્વાળાઓમાં
ત્યારે જાણ્યું કે નરક બહાર નથી.

આપણે એક એક આગવું નરક ધરાવીએ છીએ.
બહારના નરકને ભીતર જોયા વિના મુક્તિ નથી કોઈની
ઈશ્વર મુક્ત નથી કરતો, કસોટી કરે છે —
મારી, તમારી, તેમની.
એમાં પાર ઊતરે પ્રહ્‌લાદ એ ધ્રુવ સત્ય.
શબરીએ એ આતમરામની
રાહ જોઈ હતી
જેણે હકનું કશું લીધું નહિ.
દઈ દીધું દૃઢતાથી, પુરુષોત્તમરૂપે;
શીલ, શક્તિ ને સૌંદર્ય
સંવર્ધિત કર્યાં મર્યાદાથી.
પાછી મળો એ મર્યાદાની સ્મૃતિ—
સંસ્કૃતિ. *

૯-૧૨-૯૨

* કૃતિની અહીં આપેલી વાચના અધિકૃત ગણવી.—ર. ચૌ.

## એક દિનચર્યા / લાલજી કાનપરિયા

(શિખરિણી)

સદા ભોળી એવી લખમીરૂપ જેવી ધરતીના
કપાળે તાણેલી પિયળ સરખી ડાંગર લણે!
રહ્યો ડોલી લીલા ગવન સરખો આમ રજકો.
પણે તાકી ઊભો ગગનપટમાં વાઢ રસનો!
અહીં જોડી ધીંગા બળદ દિવસે કોસ હરખે
ચલાવું. ધોરિયે ખળખળ વહેતાં સલિલને
પણે પાણોતિયો હજુક દઈ વાળે પિયતમાં.
બપોરી વેળાએ મરક હસતી ભાત લઈને
પધારે છે બૈરી. તરત દઉં છોડી બળદને.
પછી સાથે બેસી તરુવર તળે ભાત જમતાં.
મહુડાછાંયે ખાટલી ઘડીક ઢાળી લઈ અને
ફરી પાછી રેંઢે સફર શરૂ થાતી સમયની!
જતાં સાંજે બેસી ખખડધજ ગાડે ઘર ભણી;
અને વાળુટાણે ઘર હસતું દીવો સળગતાં!

# સુન્દરમ્‌ની સ્મૃતિમાં....*

રમણલાલ જોશી

'સુન્દરમ્ સ્મૃતિગ્રંથ' . કલ્પના જ કરી શકાતી નથી ! તમે, સુન્દરમ, પ્રતિક્ષણ સ્મૃતિ-સભર હો ત્યારે તમોને સ્મૃતિશેષ શી રીતે માની શકું ? ત્રીજી નવેમ્બર, ૧૯૯૦ની એ મધરાત. 'માતૃભવન'-માં તમે મને વિદાય આપતા હતા. બારણા આગળ તમે ઊભેલા. અડધીપડધી શાલ ઓઢેલી, મોઢા પર ભાવસભર સ્મિત, તમે હાથ ઊંચો કર્યો .. તમારું આ છેલ્લું દર્શન. ઘરે પહોંચ્યો. ખુશ ખુશ હતો. બાર વાગ્યા સુધી તમે તમારાં બાળપણનાં સ્મરણો લખાવેલાં. આગળનાં પછી લખાવવાના હતા... તેરમી માર્ચ, ૧૯૯૧ના સવારમાં પોંડિચેરીથી ભાઈ કનુએ તમારા દેહાવસાનના સમાચાર આપ્યા ! તમે ક્યાં ગયા છો, સુન્દરમ્ ? એ ક્ષણથી શોધી રહ્યો છુ. નવેમ્બર અને મેમાં તમે શિબિર માટે ગુજરાતમા આવો ત્યારે હૃદયભરીને મળતા અને વચલો ગાળો પ્રેમનીતરતા પત્રોથી... અને હવે અહીંથી માતૃભવન તરફ મીટ માંડું છુ, પોંડિચેરીના તમારા નિવાસ-સ્થાન તરફ કે પ્લેગ્રાઉન્ડ કે આશ્રમ તરફ મીટ માડું છુ. જીવનની હતાશાની કે આનંદોત્સવની ક્ષણોએ તમારો પ્રતિભાવ જાણવા ઉત્કંઠ બનું છુ પણ આંખને ખૂણેથી બે અશ્રુબિંદુઓ સરી પડે છે !

પણ ના. તમે સતત સ્મૃતિમાં મોજૂદ છો. કલાપી – સ્નેહી કે કવિ ?-એ પ્રશ્ન ગુજરાતી સાહિત્યમાં ઠીક ઠીક ચર્ચાયેલો એ તમે જાણો છો. પણ તમે તો સુન્દરમ, એક જ છો — 'સ્નેહમૂર્તિ' અર્થાત્ 'કાવ્યમૂર્તિ'. એટલે જ મેં તમોને 'કવિતાનો પર્યાય' કહેલા. તમારા અમૃતમહોત્સવના દશ્યો આ ક્ષણે ચક્ષુ સમીપ તરવરે છે. મેં એ પ્રસંગે 'પંચોતેરમા વર્ષપ્રવેશે સુન્દરમ્ સાથે શેકહેન્ડ' લેખ લખ્યો તો તમે 'અમૃત' શબ્દ ઉપર ત્રણેક લેખ લખ્યા, 'અ-મૃત' તત્ત્વને સમજાવ્યું. સાચે જ પ્રેમ અ-મૃત તત્ત્વ છે એમ આજે સમજાય છે માતરમા અને અન્યત્ર સમારંભો થયેલા પણ અંબાજીમાં શ્રી રામજીભાઈ કડિયાએ સંપાદિત કરેલ 'યોગચક્ર'નો સમારંભ અનોખો હતો. ઉમાશંકરભાઈ પણ આવેલા. તમે કેવા નિષ્કામ હતા ! કામના એકમાત્ર સ્નેહની ! 'યોગચક્ર' નામ કેટલું અન્વર્થક છે ! તમે 'દક્ષિણા'-મા 'યોગના ચક્રમાં' લેખ લખેલો એમા ". મેં મારા અંતરતમ તત્ત્વને પહેલી વાર કોઈ બીજા તત્ત્વ સાથે મેળમાં મુકાતું જોયું. મારા મગજનું–સંવેદનોનું નાનું ચક્ર – એના અત્યાર લગી અનેક ઠેકાણે બીજાં ચક્રો સાથે કર્કશ રીતે કચડાતા ભીંસાતા રહેલા દાંતા અહીં આ એક ચક્ર સાથે એકેએક દાંતામાં બંધ બેસતા બની રહ્યા. હું જાણે કે કોઈ મશીનમાં બરાબર 'ફિટ' થઈ ગયો !" એ જ સ્નેહ ભક્તિભાવપૂર્વક શ્રી રામજીભાઈ કડિયા આ 'સ્મૃતિગ્રંથ' લઈ આવ્યા છે. એનું પ્રવર્તક બળ પણ પ્રેમ જ છે. એમાં તમારા સર્જનકાર્ય અંગે-પદ્ય અને ગદ્ય — અભ્યાસીઓએ લખ્યું છે, તમારા વિરલ વ્યક્તિત્વ વિશે લખાણો છે, તમારાં સ્નેહભીનાં સંસ્મરણો છે. પણ સૌથી વિશેષ નોંધપાત્ર તો તમારા સાધક-સ્વરૂપને પ્રગટ કરતાં લખાણો છે. અનેક જાણીતા–અજાણ્યા સ્નેહીજનોએ તમારા આ સ્વરૂપને સ્ફુટ કર્યું છે. ૐ પુરીની તમારી પરિકલ્પના વિશે પણ અહીં વ્યવસ્થિત માહિતી સાંપડે છે. આ બધાને કારણે ગ્રંથ અનોખો થયો છે. 'સુન્દરમ્ એટલે સુન્દરમ્' એમ અનન્વય અલંકારનો ઉપયોગ કર્યા સિવાય તમારે વિશે કઈ વાત થઈ શકે છે ? એ રીતે આ 'સ્મૃતિગ્રંથ' એટલે આ સ્મૃતિગ્રંથ એમ જ કહેવું પડે. શ્રી રામજીભાઈ કડિયાને અભિનંદન આપું ? મને શ્રદ્ધા છે કે તમોને ગમશે. અને આપણી સુધા તો ઠેઠ લગી ગ્રંથની સાથે રહેલી છે. 'સ્નેહ–અ-મૃત'ની વાત હોય ત્યાં 'સુધા' તો હોય જ ને !

સદૈવ સ્મૃતિમાં રમમાણ સુન્દરમ્‌નો આ 'સ્મૃતિ-ગ્રંથ' સૌ અભીપ્સુઓની સ્મૃતિને સંકોરતો રહેશે!

અમદાવાદ-૩૮૦ ૦૦૯ રમણલાલ જોશી
૨૪ નવેમ્બર, ૧૯૯૨ : સિદ્ધિદિન

* પ્રગટ થનાર 'સુન્દરમ્ સ્મૃતિગ્રંથ'ની પ્રસ્તાવના.

# નવરોજ સમા નવરોજી ગોદરેજ

દુષ્યન્ત પંડ્યા

સમજણો થયો ત્યારથી પ્રાણિજ ચરબી વગરના સાબુ અને મજબૂત તિજોરીઓના ઉત્પાદક તરીકે 'ગોદરેજ' નામ સાંભળતો આવેલો. બાળપણના અને યુવાનીના એ દિવસો મહાત્મા ગાંધીજીની વિભૂતિની પ્રબળ અસરના હતા. દેશમાં સ્વતંત્રતાની તમન્ના ગુંજતી, દેશવાસીઓના હૃદયમાં સ્વદેશીની પ્રબળ ભાવના ઊઠતી. અને ચરબી વગરનો, મુલાયમ, સુગંધી આ ગોદરેજનો સાબુ પરદેશી સાબુને ટક્કર મારે તેવો હતો. એ સાબુ બનાવનાર કોઈ ગોદરેજ નામની દેશી કંપની હતી. આમ 'ગોદરેજ' નામ સાથે સ્વદેશીની ભાવનાના વાણા વણાઈ ગયા હતા.

ઘણાં બધાં વર્ષો પછી સાંભળવા મળ્યું કે ગોદરેજ કંપનીના સ્થાપક અરદેશર ગોદરેજ ઉત્સાહી, સાહસિક અને સ્વદેશીને રંગે રંગાયેલા એક પારસી ગૃહસ્થ હતા અને કેટલાંયે વર્ષો અગાઉ તેઓ મહાત્મા ગાંધીજીને મળ્યા હતા. બન્ને વચ્ચે સ્વદેશી ઉત્પાદનની વાત થાય એ સ્વાભાવિક છે. ગાંધીજી સાથેની વાતથી અરદેશરજી પ્રોત્સાહિત થયા અને પોતાના ઉત્પાદનનો વ્યાપ તેમણે વધાર્યો.

એમના ઔદ્યોગિક સાહસમાં એમના નાના ભાઈ શ્રી પીરોજશા ગોદરેજ એમના સાથી હતા. શ્રી પીરોજશાના ત્રણ પુત્રોમાંના સૌથી નાના તે શ્રી નવરોજી ગોદરેજ.

૨

યુવાનીમાં સામ્યવાદી સાહિત્યનું થોડું વાચન કર્યું હતું અને બેએક અતિ શ્રીમંત વ્યક્તિઓના કડવા અનુભવો થયેલા એટલે, ૧૯૬૬ના જુલાઈના અંતમાં શ્રી નવલભાઈને પહેલી વાર મળવાનું થયું ત્યારે દેશના એક અગ્રગણ્ય ઉદ્યોગપતિને મળતાં મનમાં સંકોચ થાય એ કુદરતી છે.

ગોદરેજ કંપનીમાં કામ કરતા કર્મચારીઓના બાળકોના લાભાર્થે એ કંપનીએ સ્થાપેલી ઉદયાચલ શાળા માટે આચાર્યની જરૂર હતી. એ શાળા ૧૯૫૩માં સ્થપાઈ ત્યારથી એ શાળા માટે નિકટતાથી સંકળાયેલાં, શ્રી માર્કંડભાઈ મહેતાનાં પુત્રી શ્રીમતી જ્યોત્સ્નાબહેને મારી એ મુલાકાત ગોઠવેલી. ફુલબ્રાઇટ ગ્રાન્ટ મળતાં ટીચર એક્સ્ચેન્જ યોજના હેઠળ એક વરસ અમેરિકાની એક શાળામાં અંગ્રેજીના શિક્ષકની કામગીરી બજાવી હું પાછો આવ્યો તેને બીજે જ દહાડે, શ્રી નવલભાઈને મળવા હું વિક્રોલી ગયો.

એ સમયે કંપનીની સેન્ટ્રલ ઑફિસ આગ્રા રોડ પર આવેલા માળ વગરના મકાનમાં બેસતી. કંપનીને દરવાજે ઊભેલા દરવાનને મારા પ્રયોજનની જાણ કરતાં એણે મને એ ઑફિસમાં શ્રી મોડાવાળાને મળવા કહ્યું. અકાળે બહિસ્તનશીન થઈ ગયેલા એ ગૃહસ્થે — પછીથી એમનો પરિચય થતાં એમની સજ્જનતા, કાર્યદક્ષતા, કાર્યનિષ્ઠા તથા બીજાઓને સહાયરૂપ થવાની એમની વૃત્તિ નિકટતાથી જોવા જાણવા અનુભવવા મળી હતી. તરત જ શ્રી નવલભાઈને જાણ કરી અને કંઈક ક્ષોભ સાથે શ્રી નવલભાઈની કેબિન તરફ જવા હું રવાના થયો.

પણ એમના એ નાના ઓરડાનો દરવાજો ઊઘડતાંવેંત ડાબી બાજુએ એક મેજની પાછળની ખુરશીમાં ઝૂલતા નવરોજની ખુશનુમા સવાર જેવું હાસ્ય વેરતા શ્રી નવરોજી ગોદરેજને જોઈ મારો ક્ષોભ ઓગળી ગયો. એમની સાદગી દિલમાં વસી જાય તેવી. ઓરડો વાતાનુકૂલિત નહિ, નીચે કોઈ

બાજમને ઠઠારો નહિ, બત્તી પણ સાદી અને એ સૌથી વિશેષ તો શ્રી-સાદગીભર્યો નવલભાઈનો પોશાક. સફેદ ખાદીનાં પાટલૂન અને બુશ શર્ટ ને તે પણ ખૂંચે એવી આરની ધાર વગરના.

એમણે મને એમની ઉદયાચલ શાળાની વાત કરી: મરાઠી, ગુજરાતી, હિંદી અને અંગ્રેજી ચાર માધ્યમોમાં વર્ગો ચાલે છે; ટેકનિકલ અને કૉમર્સ બે પ્રવાહો છે, પૂર્વપ્રાથમિકથી એસ.એસ.સી. સુધીની શિક્ષણવ્યવસ્થા છે. બાળકો દેશના લગભગ બધા ભાગોમાંથી આવે છે, મોટા ભાગનાં બાળકો અભણ કારીગરોનાં છે. એ સૌ બાળકોમાં ભારતીયતાની ભાવના ઊપસે એ રીતે એમને શિક્ષણ આપવાનું છે અને ગોદરેજ કંપનીના માલની ગુણવત્તા જાણીતી છે તેવી જ ગુણવત્તા શાળામાં અપાતા શિક્ષણની જાળવવાની છે. એસ.એસ.સી.નો વર્ગ હજી ૬૬માં જ ખૂલ્યો હતો અને એ વર્ગના ૭ વિદ્યાર્થીઓ અને એક વિદ્યાર્થિની ૬૭ના માર્ચ/એપ્રિલમાં પરીક્ષા દેવાનાં હતાં.

શિક્ષણ લેતી પહેલી જ પેઢીને શિક્ષણ લેવામાં સહાયરૂપ થવું, શ્રમજીવીઓનાં બાળકો સાથે અન્ય કર્મચારીઓનાં અને મૅનેજરોનાયે બાળકો ભણે, શાળા ભારતની એક નાની આવૃત્તિ જેવી, ચાર માધ્યમો અને બે પ્રવાહો અને બાળકોમાં વાડાબંધીની નહિ, ભારતીયતાની ભાવના જગાવવાની — આ કાર્ય મને પડકાર જેવું લાગ્યું. એ પડકાર ઝીલવો જ રહ્યો.

એ માટે મારી લાયકાત? પાંચ છ કૉલેજોમાં આથડી ભણ્યો છું, થોડું મરાઠી આવડે છે, વલ્લભભાઈ છાપની હિંદી જાણું છું, જેમની માતૃભાષા અંગ્રેજી તેવાં બાળકોને અંગ્રેજી ભણાવીને ચાલ્યો આવું છું, શાળાના વહીવટનો બે દાયકાનો અનુભવ છે, કેટલીક પ્રાંતીય, થોડીક રાષ્ટ્રીય અને એક આંતરરાષ્ટ્રીય શૈક્ષણિક પરિષદોમાં હાજરી આપી છે વગેરે વાતો મેં કરી.

આ બધી વાતચીત કૉફી પીતાં, સહજ રીતે અને પ્રસન્ન વાતાવરણમાં ચાલતી હતી. અચાનક શ્રી નવલભાઈએ — નવરોજી એ નામે જ ઓળખાતા — થોડા ગંભીર બની સવાલ કર્યો: "ડૉ. પંડ્યા, તમારું ફૅમિલી (કુટુંબ) કેવડું છે?"

"મોટું જોઈએ તો મોટું અને નાનું જોઈએ તો નાનું," ડાહ્યા જેવો લાગતો, પણ સાચો ઉત્તર મેં આપ્યો. મારા એ ઉત્તરથી નવલભાઈ મૂંઝાયેલા લાગ્યા. એમણે પૂછ્યું: "એ કઈ રીતે બને?"

જવાબમાં મેં કહ્યું: "મારાં બા, મારા ભાઈઓ, હું સૌ સંયુક્ત કુટુંબમાં રહીએ છીએ એટલે અમારું કુટુંબ પંદર માથાંનું છે. એ મોટું કુટુંબ અને, અમે બે (પતિપત્ની) અને અમારાં બે (બાળકો) મળી અમે ચાર છીએ, એ નાનું કુટુંબ" નવલભાઈ ખડખડાટ હસી પડ્યા. ચહેરા પર હાસ્ય વગરના એમને મેં ભાગ્યે જ જોયા છે. કુટુંબનિયોજન પર કંપની કેટલો ભાર મૂકતી હતી તેનો અનુભવ ત્યાર પછીના વરસની શરૂઆતમાં મને થવાનો હતો.

પછી નવલભાઈએ મને શાળા દેખાડી. એમના વડીલ ભાઈ શ્રી સોરાબજી સાથે મારી મુલાકાત કરાવી. પછી મને કહે: "તમારે ક્યાં જવું છે?"

"વિલે પારલે," મેં કહ્યું.

"દાદર શિવાજી પાર્ક પરથી જવું તમને ફાવશે?" મેં હા પાડી. પોતાની ગાડીમાં બેસાડી મને લઈ ગયા. ગાડી પોતે જ હંકારતા હતા. ભારતના એક ખ્યાતનામ ઉદ્યોગપતિ આપણા સારથિ બને એ સદ્ભાગ્ય કંઈ જેવું તેવું કહેવાય! અને આખે રસ્તે એમની પ્રસન્નતાના ફુવારા ઊડતા રહ્યા.

નવરોજી ગોદરેજ એટલે ઘાસ જેવી નિરભિમાનતાની, આરસી જેવી નિખાલસતાની અને જમશેદી નવરોઝ જેવી પ્રસન્નતાની સાક્ષાત્ મૂર્તિ —એ છાપ લઈ શિવાજી પાર્ક પાસે હું એમનાથી છૂટો પડ્યો, પણ તે એમની શાળામાં જોડાવા.

૩

સપ્ટેમ્બર ૬૬માં ઉદયાચલ શાળામાં આવ્યો

ત્યારે દંગ થઈ જવાય તેવું ઘણું બધું હતું. પાંચ મજલાનું નાનામોટા પચાસેક ખંડોવાળું શાળાનું બીજચંદ્રાકાર મકાન, શાળાના મકાન આગળનો સુંદર બગીચો, સામે આવેલું રમતગમતનું વિશાળ મેદાન, ભોંયતળિયે આવેલ વર્કશોપની મોંઘી, અદ્યતન યંત્રસામગ્રી, વિદ્યાર્થી-શિક્ષકનું આદર્શ જેવું પ્રમાણ, બાળકોને અપાતું મધ્યાહ્‌ન-ભોજન, માત્ર એક રૂપિયાની માસિક ફી, અને જમ્મુથી કેરળ સુધીના પ્રદેશોનું શિક્ષકવૃંદ.

કર્મચારીઓ માટે વિવિધ આવાસો, કર્મચારી સહકારી ભંડાર અને તેમાંથી ખરીદેલા માલના પૈસા સીધા પગારમાંથી કપાય તેની સગવડ, કર્મચારીઓને ચા, નાસ્તો અને ભોજન તદ્દન નામને દરે મળી શકે, તેમને અપાતા આવાસોનું ઘરભાડું તેમના પગારના ૧૦ ટકા જેટલું જ, આવાસોની આસપાસ પુષ્કળ ખુલ્લી જગ્યા, રસ્તાઓ પર વૃક્ષો લૂમેઝૂમે, વિકરોલીની બહારથી આવતા કર્મચારીઓને લાવવા લઈ જવા માટે નામને દરે બસની સેવાનો લાભ મળે.

કારખાનામાં કેટલાય મોટા મોટા, સ્વતંત્ર કારખાના જેવડા પ્લાન્ટ, એ દરેક પ્લાન્ટમાં હવા-ઉજાસની સારી સગવડ, ખૂબ મોકળાશ, દરેક પ્લાન્ટ ફરતી લૉન, વચ્ચે વચ્ચે ફૂલછોડો, કિનારીએ મેંદીની વાડ, રસ્તાઓની બંને બાજુએ નાળિયેરીનાં વૃક્ષોની કતારો, ગુલમોરનાં અને બીજાં વૃક્ષો, અને અંદર-બહાર બધે સ્વચ્છતા, સુંદરતા, કારખાનાનું ધ્યેય કેવળ ઉત્પાદકતાનું નહિ, પણ સુંદર વાતાવરણ વચ્ચે ઉચ્ચ ગુણવત્તાવાળી સુઘડ અને સુંદર વસ્તુઓના ઉત્પાદનનું. ગોદરેજની પેદાશને ખરીદતા પહેલાં ટકોરો મારવાની જરૂર નહિ. આ બધાં પાછળ પારસીશાઈ ચીવટ, ઊંચામાં ઊંચી પ્રામાણિકતા, આ ગુણોને કારીગરો અને કર્મચારીઓના હૃદયમાં ઉતારવાની કુનેહ, કારીગરો પ્રત્યેનું વર્તન તેમની સાથેના સંબંધો અને હૈયે તેમનું હિત. કાકા અરદેશરજી અને પિતા પીરોજશાજીનો આ વારસો શ્રી નવલભાઈએ અને એમનાં સૌ કુટુંબીજનોએ જાળવી રાખ્યો છે એટલું જ નહિ, તેમાં સુપેરે વૃદ્ધિ કરી છે. વિકરોલીના ગોદરેજ પરિસરના સમસ્ત પર્યાવરણમાં તેનો ધબકાર સંભળાય છે.

નવલભાઈ દરેક પ્લાન્ટની ગલીએ ગલીમાં રોજ ફરીને કેટલાય કિલોમીટર ચાલે. એમની કાઠી નીચી ને તંદુરસ્ત. સફેદ કપડાંમાં શોભતા નવલભાઈ ઘોડાની ઝડપે ચાલે. પ્લાન્ટમાં ફરતાં ચોમેર નજર કરે. માણસને, મશીનને અને મશીન પર માણસે તૈયાર કરેલા માલને પોતાની તીક્ષ્ણ નજરે માપી લે. ક્યાંક એક નાનો સરખો સ્ક્રૂ પણ આઘોપાછો થયો હોય, બનતા કબાટમાં, રેફ્રિજરેટરમાં, ટાઇપરાઇટરમાં કે ફોર્ક લિફ્ટમાં વાળ જેટલું પણ અંતર એમની આંખે ચડે, એ કામ કરતો કારીગર જાણી લે ને તે તરત તેની દુરસ્તીમાં લાગી જાય.

શાળાની સંચાલન સમિતિની બેઠકોમાં નવલભાઈની અનેકમુખી પ્રતિભા જોવા મળતી. કંપનીની સુવાંગ માલિકીની શાળા અને સંચાલન સમિતિમાં ગોદરેજ કુટુંબના સભ્યોની બહુમતી જેવું. કંપનીના અધ્યક્ષ શ્રી સોરાબજી ગોદરેજ અધ્યક્ષ, શ્રી નવલભાઈ અને એમનાં પત્ની શ્રીમતી સુનુબહેન, વચેટ ભાઈ ડૉ. બરજોરજી ગોદરેજનાં પત્ની શ્રીમતી જાઈબહેન ગોદરેજ એમ ચાર સભ્યો ઘરનાં જ. પર્સોનેલ વિભાગના વડા અને ગોદરેજોના એક નિકટના કુટુંબી, શ્રી કેરસી નવરોજી અને મુંબઈની પ્યૂપિલ્સ ઓન સ્કૂલનાં સ્થાપિકા આન્ટી નામે ઓળખાતાં શ્રીમતી કુંવરબાઈ વકીલ: આ સૌ સમર્થ વ્યક્તિઓ. સરકારી અનુદાન નહિ લેતી અને અમારાં બાળકો મફત નથી ભણતાં એવું મન મનાવવા ખાતર માસિક એક રૂપિયાની નામની લેવાતી ફી. આમ શાળાની સુવાંગ માલિકી ગોદરેજ કંપનીની. આમ છતાં પૂર્વપ્રાથમિક, પ્રાથમિક અને માધ્યમિક ત્રણે શાળાઓના વડાઓ ઉપરાંત એ ત્રણેય શાળાઓના અકેક શિક્ષક પ્રતિનિધિને પણ શાળાની સંચાલન સમિતિમાં સ્થાન. સંચાલન સમિતિની સભાઓ સવારે દસ વાગ્યે અને કોઈક વાર બપોરના બે સુધી ચા

એક તો સામાન્ય રીતે વાગે જ દરેક મુદ્દાની છણાવટ મુક્ત મને અને લાંબી ચર્ચા સાથે થાય શિક્ષક પ્રતિનિધિઓ પણ ખુલ્લે મને ભાગ લે એક જ કુટુંબના સભ્યો એટલે બધાય હામાં હા ભણે તેવું નહિ અને એ દરેક સભ્ય પોતપોતાની રીતે વિશિષ્ટ.

શ્રી સોરાબજી વિશ્વપ્રવાસી અને અંગ્રેજી ઉપરાંત ફ્રેન્ચ તથા જર્મન ભાષાઓ ઉપર પણ અસાધારણ પ્રભુત્વ ધરાવે શ્રી સુન્નુબહેન ઘણી ઊંચી કલાદૃષ્ટિ ધરાવે અને સમાજકલ્યાણ ક્ષેત્રમાં એમનું પ્રદાન ઉચ્ચ કક્ષાનું. મુંબઈના સંગ્રહસ્થાનની સમિતિના એઓ સભ્ય, શ્રી જાઈબહેને અમેરિકામાં ઉચ્ચ શિક્ષણ લીધેલું અને મુંબઈની સરકારી સેકંડરી ટીચર્સ કૉલેજમાં અધ્યાપન કરેલું ઉદયાચલ શાળામાં અઠવાડિયામાં ત્રણ દિવસ આવે અને કોઈ પણ શિક્ષકને શરમાવે તે રીતે શિક્ષણ કાર્ય કરે. આન્ટીએ અને એમના પતિ સ્વ જહાંગીરજી વકીલ, કાકાએ શાંતિનિકેતનમાં ગુરુદેવ રવીન્દ્રનાથના સાન્નિધ્યમાં કેટલાંક વર્ષો શિક્ષણકાર્ય કરી, ૧૯૨૯માં પુણેમાં પ્યૂપિલ્સ ઓન સ્કૂલ શરૂ કરી હતી, જે પછીથી મુંબઈમાં, વિલે પારલેમાં લાવવામાં આવી હતી શાળામાં નાનું છાત્રાલય પણ બંને ચલાવતા શ્રીમતી ઇન્દિરા ગાંધીએ ત્યાં છાત્રાવાસ કર્યો હતો. ત્રીસીના દાયકામાં નવી કેળવણીના પ્રસારમાં એ શાળાનો, અર્થાત્, કાકાનો અને આન્ટીનો ફાળો અસાધારણ હતો એટલે, સંચાલન સભામાં પ્રશ્નોત્તરી લાંબી ચાલે, જુદા જુદા મત પ્રગટ થાય, પણ અંતે બધું એક-મતીથી પસાર થઈ જાય

આ ઉદયાચલ શાળા સંચાલક મંડળની એક સભામાં ઉદયાચલ હાઈસ્કૂલના આચાર્ય તરીકે અને સંચાલક મંડળના મંત્રી તરીકેનો એક અનુભવ કદી ભુલાય તેવો નથી ૧૯૭૫ના અંતમાં એ સભા મળેલી બીજી ચીલાચાલુ કાર્યવાહી સાથે, એ સભામાં, દસ વત્તા બે ધોરણના નવા અભ્યાસક્રમ અનુસાર ધોરણ અગિયારમું ઉદયાચલ હાઈસ્કૂલમાં શરૂ કરવા અંગેની બાબત હતી મને હતું કે વાત એટલી સીધી ને સરળ છે કે એ પર કંઈ ચર્ચા થશે નહિ અને પાંચેક મિનિટમાં તે પતી જશે. શ્રી નવલભાઈ પણ એમ જ ઇચ્છતા હતા પણ પત્યુ નહિ. શ્રીમતી સુન્નુબહેનને કંઈ એવો ખ્યાલ કે અભ્યાસક્રમોનું વિશાળ ફલક આવરી લેવું જોઈએ તે આવરી લેવાતું નથી. ઉચ્ચતર માધ્યમિક — હવે મહારાષ્ટ્રમાં તે તબક્કો જુનિયર કૉલેજ નામે ઓળખાય છે — શિક્ષણના અભ્યાસક્રમની વિગતો અને એના વહીવટ અંગે ખ્યાતનામ શિક્ષણશાસ્ત્રી, વિદુષી સ્વ સુનભાતાઈ પાણંદીકરની અધ્યક્ષતા હેઠળ જે સમિતિ સરકારે નીમી હતી તેણે ટેકનિકલ અભ્યાસક્રમમાં અનેક વિષયો સૂચવ્યા હતા તેને આધારે એ આગ્રહ હતો લાંબી ચર્ચાને અંતે કોઈએ એ પાણંદીકર સમિતિના અહેવાલની નકલ ત્યાં રજૂ કરી ને શ્રી સુન્નુબહેનનું સમર્થન કર્યું ત્યારે, એ અહેવાલમાંથી ચયન કરી જે અભ્યાસક્રમ રાજ્ય સરકારે સ્વીકાર્યો હતો તે સરકારી પરિપત્ર મેં દર્શાવ્યો ઉચ્ચતર માધ્યમિક અભ્યાસક્રમ ઉદયાચલમાં શરૂ થાય એમ ઇચ્છતા નવલભાઈ રાજી થઈ ગયા અને સુન્નુબહેને પણ એ વાતને તરત જ ટેકો આપ્યો એ પ્રસંગે પતિપત્નીની સંબંધો, પુરુષ તરફથી સ્ત્રી પર કશા જ દબાણનો અભાવ, મુક્ત ચર્ચા અને અંતે સૌએ સાથે કામ કરવાની વૃત્તિનું મને જે દર્શન થયું તે મારે માટે ખૂબ બોધપ્રદ રહ્યું છે

૪

કંપનીના કાર્યનો વ્યાપ ઘણો વધી જતા કામદારોની સંખ્યા ઘણી મોટી થઈ ગઈ હતી તે છતાં નવલભાઈના કામદારો સાથેના સંબંધો મીઠપથી મહેકતા અને આત્મીયતાભર્યા હતા. કર્મચારીઓના દીકરાઓને ત્યાં સરળતાથી નોકરી મળી જતી કોઈ ગંભીર માંદગી અંગે કંપનીની એમ્બ્યુલન્સમાં હૉસ્પિટલ ગયેલા કર્મચારીને તેઓ જોવા જાય અને એમની પ્રસન્નતાનો લેપ એ કર્મચારીને લાગતાં તમની અર્ધી માંદગી દૂર થઈ જાય. અમજીરી

કલ્યાણનાં સરકારે નક્કી કરેલાં પગલાં કરતાં ક્યાંય વધારે પગલાં સરકારે નક્કી કર્યા પહેલાંથી જે કંપનીના સંચાલકોએ ભર્યાં હોય અને જે આવો મીઠો સંબંધ કામદારો સાથે જાળવતા હોય તેમની કંપનીમાં હડતાલ પડવી જોઈએ નહિ, અને સિત્તેરેક વરસ સુધી એમ જ હતું. પણ ૧૯૭૧માં યુનિયનમાં ફાટફૂટ પડી અને ડૉ. દત્તા સામંતના નેતૃત્વ હેઠળના યુનિયને લાંબી હડતાલ પડાવી. યુનિયન તરફથી મને કહેવામાં આવ્યું કે શાળાઓ બંધ કરી અમારે પણ હડતાલમાં જોડાવું. મેં કહ્યું કે, "મને ઘેર બેઠે પગાર મળવાનો છે એટલે મને વાંધો નથી, પણ હડતાલ ચાલશે તેટલો સમય બાળકોને શિક્ષણ નહિ મળે તેનું શું?" યુનિયનના કેટલાક નેતાઓની ઇચ્છા વિરુદ્ધ શાળાઓ ચાલુ રહી. એ દરમ્યાન, એક દિવસે, બાળકો અને શિક્ષકોના ટોળા સાથે શાળાએ જતાં કોઈ ઉશ્કેરાયેલા હડતાલિયાએ ચારસોએક ગ્રામ વજનનો પથ્થર મને માર્યો, જે મારા માથાના પાછળના ભાગમાં વાગ્યો અને લોહીથી મારો ઝભ્ભો ખરડાયો.

કંપનીના સલામતી અધિકારીએ એ જોયું અને તેઓ મને તુરત કંપનીને દવાખાને લઈ ગયા. ત્યાં સુધી પહોંચતાં ખાસ્સું લોહી વહ્યું હતું. દાક્તરે તરત સારવાર આપી, દસેક ટાંકા લીધા અને બીજી કંઈ દવા આપી.

આ ખબર શ્રી નવલભાઈને પડતાં તુરત જ એમનો ફોન આવ્યો અને શ્રીમતી સુનુબહેન ઘેર આવી મને જોઈ ગયાં તથા શું બન્યું હતું તે હકીકત જાણી ગયાં. દોઢ બે મહિને હડતાલ બંધ પડી અને નવલભાઈ પહેલી વાર ફરી કંપનીમાં આવ્યા. ત્યારે, લગભગ સવારે ૧૦–૪૦ વાગ્યે, હું મારા ટેબલ પર કંઈ કામમાં વ્યસ્ત હતો ત્યારે, શ્રી નવલભાઈ ક્યારે આવ્યા તે મને ખબર પડે તે પહેલાં, "કેમ છો ડૉ. પંડ્યા?" થી શરૂ કરી બધું પૂછ્યું અને મને ક્યાં વાગ્યું હતું તે પણ પૂછ્યું. જે ઈજા થઈ હતી તે બદલ પોતે ખેદ વ્યક્ત કર્યો અને મને ધન્યવાદ આપી, જે સરળતાથી આવ્યા હતા તે જ સરળતાથી તેઓ દાદરા ઊતરી ગયા. કર્મચારી માટેની કાળજીનો આ મને પ્રત્યક્ષ અનુભવ થયો. ગીતાના તેરમા અધ્યાયમાં જ્ઞાનીનાં જે લક્ષણો વર્ણવ્યાં છે તેમાં સૌથી મુખ્ય છે અમાનિતા. આ પ્રસંગે મને એમની અમાનિતા ઉપરાંત, એ જ પંક્તિમાં ગણાવાયેલાં અહિંસા, ક્ષાન્તિ અને આર્જવનો અનુભવ નવલભાઈએ કરાવ્યો હતો.

વયમર્યાદાએ પહોંચી જતાં ૧૯૭૬ના માર્ચમાં મારે નિવૃત્તિ લેવાની હતી. ઉદયાચલના દાયકાના અનુભવે મને દેખાડ્યું હતું કે પૈસાને અભાવે હોશિયાર બાળકોને પણ કામદારો ઉચ્ચ શિક્ષણ આપી શકતા નથી. આ માટે એક ભંડોળ ઊભું કરવાના એક ભાગરૂપે અમે શાળામાં એક આનંદ બજારનું આયોજન કર્યું હતું, તે સાથે, ભંડોળ વધારવાના આશયથી, કંપનીના ઑફિસરો પાસેથી ફાળો ઉઘરાવ્યો, કંપનીનો માલ વેચનારાઓની મદદ પણ થોડી લીધી અને લૉટરી પણ કાઢી. પહેલું ઇનામ ગોદરેજ રેફ્રિજરેટર રાખવા વિચાર્યું. આ માટે વાત કરવા હું નવલભાઈ પાસે ગયો. બે જ મિનિટમાં એમણે રેફ્રિજરેટર આપી દીધું. "થૅન્ક યૂ", કહી હું ઊઠ્યો ત્યાં મને બેસાડી કહે, "ડૉ. પંડ્યા, રિટાયર થયા પછી તમે શું કરવાના?"

થોડો શ્લેષ કરી મેં અંગ્રેજીમાં ઉત્તર આપતાં કહ્યું, 'ફ્રૉમ ગોદરેજ આઇ'લ ગો નિયરર ટુ ગૉડ" (ગોદરેજ છોડી હવે હું ભગવાનની સમીપ જઈશ).

એઓ ખડખડાટ હસી પડ્યા. બોલ્યા, "તે તમે નામ લેઓનો. કોન ના પાડે છે? હું એ નહિ પૂછતો. કંઈ નોકરી ચાકરીનું પૂછું છું."

મેં જણાવ્યું કે મારો વિચાર હવે નિવૃત્તિ લેવાનો છે. હું ક્યાંય નોકરી નહિ કરું, કામ કરીશ.

"અમારી એક રિક્વેસ્ટ (વિનંતી) છે. તમે અહીં જ ચાલુ રહો ને? અમોને બીજો કોઈ સારો પ્રિન્સિપાલ નથી મળ્યો."

આશ્ચર્ય અને આનંદ સાથે એમનો એ પ્રસ્તાવ સ્વીકારી મેં એમનો આભાર માન્યો.

"નહિ રે. આભાર તમારે શાનો માનવાનો? તમે અમારી પ્રપોઝલ સ્વીકારી તે માટે અમારે તમારો આભાર માનવાનો." આ શબ્દો એમના અંતઃકરણમાંથી આવતા હતા. દંભ એમનાથી મોઢું જ ફેરવી લેતો. ગીતાના એ શ્લોકમા જ્ઞાનીનુ બીજું લક્ષણ અદંભિત્વ છે. શ્રી નવલભાઈએ ગીતાનો એ અધ્યાય વાંચ્યો હતો કે નહિ તે તો હું નથી જાણતો પણ, એમનું આચરણ ગીતા અનુસાર હતુ એ નિર્વિવાદ છે.

આ ગીતાની વાત કરું છુ ત્યારે, મારા પ્રત્યક્ષ અનુભવની નહિ પણ, જેમને પ્રત્યક્ષ અનુભવ હતો તેમની પાસેથી સાભળવા મળેલી એક ઘટના અહીં નોધુ છુ. મારા એ સ્નેહીજન ફોર્ક લિફ્ટ બનાવતા પ્લાન્ટમા ઉચ્ચ હોદ્દે હતા. ફોર્ક લિફ્ટ માટેનાં ભાવપત્રકો કંપનીએ ભર્યાં પછી બે વાર તેમને તે સંબંધી તપાસ માટે કંપનીએ બહારગામ મોકલ્યા હતા. અને બંને સ્થળોએથી પાછા આવી એમણે વાત કરતાં કહેલું કે, "એકદોઢ ટકા લેખે પેલા જાહેર સાહસોના અધિકારીઓ ત્રણથી સાડાસાત લાખ રૂપિયા માગતા હતા. એ રકમ અપાઈ હોત તો ત્રણ કરોડ અને પાંચ કરોડના કંપનીના ભાવ-પત્રકો મંજૂર થઈ જાત. આ બાબત મેં ત્યાથી 'નવલ શેઠ'ને ફોન કર્યો તો એમણે બંને વખત કહ્યું હતું: "પાછા આવી જાઓ. એ રીતે ભાવ-પત્રકો પાસ નથી કરાવવાં. ધંધાની આ પ્રામાણિક્તા વિરલ જ છે. આમ પ્રામાણિક રહી કરોડોનો ધંધો જતો કરવાની વાત આજે અશક્ય લાગે તેવી છે પણ એ હકીકત છે.

નવલભાઈ અને એ સૌ કુટુંબીજનો એટલા બધા સાદગીને વરેલા કે મલબાર હિલ પરના એમના મકાન પર નોકરચાકરોની ફોજ નહિ કે ચોકીદારો નહિ. એટલે તો, એક સાંજે કોઈએ ઘંટડીનું બટન દબાવતાં નવલભાઈ પોતે જ દરવાજો ઉઘાડવા ગયા. પણ એ અતિથિ ન હતો, કાળદૂત હતો. એણે શ્રી નવલભાઈને પેટમાં ઘા માર્યો એટલું જ નહિ, નવલભાઈનાં યુવાન, સગર્ભા પુત્રવધૂને પણ ઈજા પહોંચાડી.

૧૯૭૧ની હડતાલે નવલભાઈને અકાળે વૃદ્ધ બનાવી દીધા હતા કારણ, એ હડતાલે એમના સ્વપ્નોનો ચૂરો કરી નાખ્યો હતો. જે કામદારોને એ પોતાના ગણતા હતા તેમને, ક્ષણ વારમાં પારકા બની ગયેલા જોઈ, એમનું હૃદય પારાવાર વેદના અનુભવતું હતું અને પોતે જે મૂલ્યો જીવનભર સેવ્યાં હતાં તેની પાછળની શ્રદ્ધાને જબ્બર આંચકો લાગ્યો હતો. એમના અંતઃકરણને લાગેલા આ આઘાતની કળ ધીમે ધીમે વળતી હતી ત્યાં, એમની પોતાની જાત પર અને એમની સુકુમાર, સગર્ભા પુત્રવધૂ પર જે હિચકારો હુમલો થયો તેની અસર એમના ચિત્ત પર કેવી થઈ હશે? સદ્ભાગ્યે, એમને તત્કાલ મળેલી સારી સારવારથી અને અનેક લોકોની અંતરની સાચી બંદગીથી, શ્રી નવલભાઈ ઊગરી તો ગયા પણ એમના દિલને મોટી ચોટ લાગી હશે એ નિઃશંક. શરીરને તો લાગી જ હતી. ત્યાર પછી હાથમા લાકડી રાખતા અને પ્લાન્ટમાં ફરવા માટે ખાસ નાની ગાડી વાપરતા.

નવલભાઈએ સંતનો કે દરવેશનો વેશ પહેર્યો ન હતો પણ એમનું શીલ સંતપુરુષનું હતું. કામદારો પ્રત્યે કે બીજા કોઈ પ્રત્યે એમના મનમાં રાગદ્વેષ પ્રવેશી શકે તેમ હતું જ નહિ. ભલે હાથમાં લાકડી લઈને ચાલવું પડે, પણ એમને હોઠે તો એ જ પ્રસન્ન હાસ્ય હતું. પહેલાંની જેમ કંપનીના જુદા જુદા પ્લાન્ટોમાં ફરવાનું ઓછું થઈ ગયું હશે, એમની શ્રમનિષ્ઠામાં અને શ્રમજીવી પ્રત્યેની ભલી લાગણીમાં જરીય ઓટ આવી ન હતી.

નિવૃત્ત થયા પછી, અને એમની પરના આ ઘાતક હુમલા પછી હું કેટલીયે વાર એમને મળ્યો છુ ને શેર લોહી ચડાવીને એમની પાસેથી છૂટો પડયો છું, હસતે મુખે એમણે મારી પ્રવૃત્તિને વધાવી છે ને તેને ઉદારતાથી સહાય કરી છે. દરેક વખતે કોફી પીતાં મારી પ્રવૃત્તિની વાતો એ પૂછે ને હું કહુ. મારાં પત્નીના તથા પુત્રીના ખબરઅંતર પૂછે ને ઊઠું ત્યારે, એમની ટેવ મુજબ, હસતા હસતા

દરવાજા સુધી વળાવવા માટે આવે. મળવા જનારને નાનો નહિ પણ મોટો બનાવવાની કલા એમની પાસે હતી.

૧૯૯૦ના ઑગસ્ટની પાંચમીની રાતે ટેલિવિઝનના સમાચારમાં શ્રી નવલભાઈના અવસાનના સમાચાર સાંભળી હૃદય ધબકારો ચૂકી ગયું. એમની સાથેનો સંપર્ક તો માત્ર અગિયાર વરસનો હતો પણ એ વર્ષો દરમ્યાન નવલભાઈની સાદગી, નિરભિમાનતા, ઋજુતા, મુશ્કેલમાં મુશ્કેલ વાતને તરત સમજવાની શક્તિ, એટલી જ ઝડપથી એનો ઉકેલ શોધવાની આવડત, માણસને ઓળખવાની અને એનું હીર પારખવાની શક્તિ, દષ્ટિની વિશાળતા, બધાં પ્રત્યે સમભાવ, જાતે કામ કરવાની અને બીજાને મદદરૂપ થવાની તત્પરતા, મોટાઈના ખ્યાલનો સદંતર અભાવ, ઉચ્ચ સૌન્દર્યદૃષ્ટિ, કામદારો, કર્મચારીઓ અને દેશ પ્રત્યેનું ઉત્તરદાયિત્વ, સાચી સ્વદેશપ્રીતિ, દેશનું દારિદ્ર્ય દૂર કરવાની તમન્ના અને તે માટે સતત પ્રયત્નશીલતા, કુટુંબનિયોજન પર ભાર : આ અને આવા અનેક ગુણોનું એમનામાં દર્શન થયું હતું. એ ક્યાંથી આવ્યા? એમની સાગરપ્રીત અગાધ હતી. એ પ્રીતે જ એમને ગુણોના મહાસાગર બનાવ્યા હતા.

એ જલધિ પાસેથી જે પામ્યો છું તેના જલની જ આ અંજલિ છે.



## મહેલે તો મંથરા—

મશાલ સાથે નીકળ્યો માણસ
પથ્થર લઈને આવ્યો,
અજવાળાની ઓળખ એને
ઓળો ક્યાંથી લાવ્યો?

શંકર થઈને શિખર બિરાજે
કૈલાસે નભ-અડી
ગિરજા પૂજા કરે વહે જ્યાં
યમુના – ગંગા નદી.
સરયૂનાં આંસુએ એને
ખારો સ્વાદ ચખાવ્યો.

'શ્રદ્ધા તારી સ્વયં પ્રભુ છે' –
રામ કહે નાવિકને
'તું તરવૈયો બની તારતો
સહુની સાથે મને.'
મહેલે તો મંથરા, સીતાને
વનનો મારગ ફાવ્યો.

૧૦-૧૨-૯૨ રઘુવીર ચૌધરી

# મને બચાવો !

(ગીત)

આસપાસ વીંટાળી જૂઈ જેવી વેલ
મને છબી જેમ કોઈક તો મઢાવો !
લઈ જાઓ અહીંથી આ શાપિત સ્થળેથી
મને ઘરની દીવાલ પર સજાવો !

મને વળગ્યો છે કૂવાનો ઢાળ અને ઢાળ
મારી ચીતરાતી હલચલ જલ માથે,
હું તો સુગરીનો ખાલીખમ માળો છું;
કોઈ કરે આવ-જા પવનની સંગાથે,
મારી બાથમાંથી છૂટીને ઊડી ગયુ આભ
મને સમડીની આંખથી બચાવો !
લઈ જાઓ અહીંથી આ શાપિત સ્થળેથી
મને ઘરની દીવાલ પર સજાવો !

નથી જીરવાતો ઘૂઘવાતો રોજનો અંધાર
હું તો દશ્યોનાં રૂપ ગયો વીસરી,
મારી તરડાતી ચામડીને સાંધું હું કેમ ?
બધું ખરખર વેરાઈ ગયું નીસરી.
મેં તો ખોયું છે હરિયાળું સપનું કઈ મેર ?
તમે એ અંગે કંઈક તો બતાવો !
આસપાસ વીંટાળી જૂઈ જેવી વેલ
મને છબી જેમ કોઈક તો મઢાવો !

વીરુ પુરોહિત

# સુન્દરમ્ વિશે*

## [રમણલાલ જોશી સાથે પ્રશ્નોતરી]

**કવિશ્રી સુન્દરમ્ પોંડિચેરી કાયમી નિવાસ માટે ગયા ત્યારે ગુજરાતમાંથી પત્ર લખી તેમને આવકારનાર માત્ર આપ એક જ હતા — એ વિશે ફરી કંઈ કહેશો ?**

કવિ સુન્દરમ્ પોંડિચેરી કાયમી નિવાસ માટે ગયા ત્યારે તેમને સાનંદ અભિનંદન આપતો પત્ર લખવાનો પ્રસંગ આ રીતે બનેલો: મુંબઈ યુનિવર્સિટીની મૅટ્રિકયુલેશનની પરીક્ષા પસાર કરીને આગળના અભ્યાસ માટે હું વડોદરા કૉલેજમાં જોડાયેલો. આ ૧૯૪૫ની સાલ. આ અરસામાં સુન્દરમ્ પોંડિચેરી ગયેલા. સાહિત્યરસિક મિત્રો અને અધ્યાપકો તેમના પોંડિચેરીનિવાસ અંગે આકરી ટીકા કરતા કે સુન્દરમ્ જીવનના મોરચા પરથી પલાયન કરી ગયા, હવે તેમના હાથે સાહિત્યની સેવા નહિ થાય, ગુજરાતી સાહિત્યને મોટી ખોટ પડી વગેરે વગેરે. તેમના આ ખેદ પાછળ તેમની સાહિત્ય પ્રત્યેની મુગ્ધ પ્રીતિ હતી. પણ મને એમ લાગેલું કે માણસ સત્ય શોધવા માટે કોઈ પણ વસ્તુને છોડી દે એ તો ઊલટું સત્કારવા યોગ્ય લેખાય. જીવન એ એક મોટી વિભૂતિ છે. એની સાર્થકતા – ચરિતાર્થતા શોધવા માટે માણસ નીકળી પડે એથી વધુ રૂડું બીજું શું હોઈ શકે ? જીવનની સાધના ગમે ત્યાં થઈ શકે છે, પ્રવૃત્તિઓની વચ્ચે પણ થઈ શકે છે, બલકે પ્રવૃત્તિની વચ્ચે થાય એ જ અધ્યાત્મસાધના એમ દલીલ ખાતર કહેવાય પણ એમાં ખરડાવાનું મોટું જોખમ છે અને પેલાની તુલનામાં ધ્યેયસિદ્ધિની એકાગ્રતા પણ કાંઈક ઓછી સંભવે એ એક ગેરલાભ મોટો છે — આવી આવી દલીલો હું કરતો. કાવ્યસંગ્રહ 'વસુધા' તો મારી પાસે હતો જ. એનાં કાવ્યો મેં ફરી વાંચ્યાં. સુન્દરમ્ ગમે ત્યારે આ પગલું ભરી બેસે એવા છે એવી આગાહી તેમણે પોતે 'વસુધા'નાં આરંભનાં ભક્તિવિષયક કાવ્યોમાં કરેલી જ છે! બસ મનમાં બધું બરાબર બેસી ગયું અને મેં તેમને પોંડિચેરી પત્ર લખી તેમના આ પગલાને આવકાર્યું. તેમણે એ વખતે 'દક્ષિણા'માં મારું નામ આપ્યા વગર નિર્દેશ કર્યો કે પોતે ગુજરાત છોડી યોગસાધના અર્થે પોંડિચેરી વસવા ગયા ત્યારે તેમને અભિનંદન આપતો એક જ પત્ર ગુજરાતમાંથી મળ્યો હતો! પાછળથી મેં તેમના વિશે લખેલું કે વિવેચક વિજયરાય વૈદ્ય કવિ 'કાન્ત' માટે "કવિ અને સત્યશોધક" શબ્દો વાપરે છે આ શબ્દો 'કાન્ત' પછી સુન્દરમ્ માટે વધુ અર્થપૂર્ણ છે.

**આપ સુન્દરમ્ પ્રતિ કેવી રીતે આકર્ષાયેલા ? — તેમની કૃતિઓથી કે તેમના શ્રી અરવિંદ યોગમાર્ગથી ?**

સૌ પ્રથમ તો તેમની કવિતા પ્રત્યે આકર્ષાયેલો. પછી પ્રત્યક્ષ પરિચય થયો અને દિનપ્રતિદિન એ પરિચય ગાઢ સંબંધમાં પરિણમ્યો. તેમની નિખાલસતા, સ્નેહાર્દ્રતા અને પારદર્શક વ્યક્તિત્વથી પ્રભાવિત થયેલો. એક વાર તેમણે મને લખેલું કે અંક વિદ્યા અનુસાર એમની જન્મતારીખ ૨૨મી છે અને મારી જન્મતારીખ પણ ૨૨મી છે એ કારણે અમારે આટલું બધું બને છે!

**આપનો અને એમનો પ્રગાઢ નાતો ક્યાં, કેવી રીતે, ક્યારથી બંધાયેલો ?**

એમની સાથેનો પ્રગાઢ નાતો ૧૯૪૪–૪૮થી વડોદરામાં પ્રથમ મળ્યા ત્યારથી બંધાયો. પછી તો

* સુન્દરમ્ સ્મૃતિગ્રંથ માટે શ્રી રામજીભાઈ કડિયાએ લીધેલી મુલાકાત.

અમદાવાદ અને પોંડિચેરીમા નિરાતે મળવાનું થયેલું. સુરત અને અમદાવાદના શ્રી અરવિંદ શિબિરોમા સાથે હતા. ઉત્તર ગુજરાતનો પ્રવાસ પણ સાથે કરેલો અને પત્રવ્યવહાર તો સતત ચાલુ રહેતો. અમદાવાદ આવતા ત્યારે ઘણો સમય સાથે ગાળવાનું બનતું સંબધોમા પણ ઋણાનુબંધ જેવું કાઈક હોય છે. એક વાર તેમણે મને લખેલું કે "ચાહીને ઓળખાણ કરેલા હોય છે તે પણ નરદમ ભુલાઈ જાય છે એટલે પરિચયો પણ યથાકાળે આપમેળે થાય, વધે કે ઘટે, જેમ થાય તેમ થવા દેવું ઇષ્ટ છે." એટલે સુન્દરમ્‌નો સાહિત્ય દ્વારા થયેલો પરિચય સહજ રીતે ગાઢ બની ગયો. કરુણતાથી ભરેલા જીવનમા જે થોડી આનદની ક્ષણો માણી છે તે સુન્દરમ્ અને ઉમાશંકર જેવા મહાનુભાવોના સાન્નિધ્યમા. એને હું પ્રભુની કૃપા માનું છુ.

**આપ સુન્દરમ્‌ને 'મૈત્રીનું' કાવ્ય' કહો છો. એ કયા સંદર્ભમાં ?**

સુન્દરમ્‌ને 'મૈત્રીનું કાવ્ય' મેં ક્યારે કહ્યા તે યાદ કરું. ૧૯૬૯મા મારો વિવેચનસગ્રહ 'પરિમાણ' સુન્દરમ્‌ને અર્પણ કરતા એક પંક્તિ સૂઝેલી : 'અતરે વિલસે કાવ્ય જેના સૌહાર્દ સ્નેહનું.' સ્નેહ અને સૌહાર્દ એમના વ્યક્તિત્વના સહજ તત્ત્વો હતા તે કોઈ સભામા પ્રવેશ કરે ત્યારે આજુબાજુ સ્નેહ અને મૈત્રીનુ વલય રચાઈ જતું સર્વત્ર પ્રેમ વહેંચતા તે ઘૂમતા હતા. સ્નેહ આપવાની તેમની કલા પણ અનોખી હતી આપણા ઘરમા તે જાણે યજમાન હોય અને આપણે મહેમાન હોઈએ એ રીતે સ્વાભાવિક સ્નેહભાવથી વર્તે ! તેમની સાથેના પ્રવાસમા તેમની સાથે પ્રવાસ કરનારાઓની નાનીમોટી જરૂરિયાતોની તે સંભાળ રાખે સુન્દરમ્‌મા બહારનું અને અંદરનુ એવા ભેદો ન હતા. જે અંદર હતું તે જ બહાર પ્રગટ થતું સુન્દરમ્ એટલે નરી પારદર્શક ઋજુતા. એમની સરળતાનો જોટો જડવો મુશ્કેલ છે. સુન્દરમ્ બાળક જેવા સરળ હતા દભનો છાટો પણ જોવા ન મળે તમે તેમને મળો એટલે સ્વાભાવિક હૃદયમૈત્રી રચાઈ જાય અને ગઈ કાલે અધૂરી રહેલી વાત જાણે આગળ ચાલતી હોય એવો અનુભવ થાય. સુન્દરમ્‌ને પંચોતેર વર્ષ થયા ત્યારે મેં 'જનસત્તા'ની મારી કોલમમા જે લેખ લખેલો એનુ શીર્ષક હતું 'પંચોતેરમા વર્ષપ્રવેશે સુન્દરમ્ સાથે શેક હેન્ડ'. આમ તો તે પ્રણામના અધિકારી છે પણ આપણે શેક-હેન્ડ કરવા પ્રેરાઈએ એવુ એમનું વ્યક્તિત્વ છે આ લેખ પ્રગટ થયા બાદ તેમણે મને લખ્યું : "શેક હેન્ડ જ શા માટે, સુન્દરમ્ સાથે બૉક્સિંગ પણ થઈ શકે !" અહમ્‌ની કેટકેટલી ગ્રન્થિઓ ભેદાઈ હોય ત્યારે એ શક્ય બને સામી વ્યક્તિ સાથે આત્મૌપમ્ય સધાયું હોય એનો એ સંકેત છે સુન્દરમ્ નાનામોટા, સાહિત્યકાર બિનસાહિત્યકાર, ધનિક-ગરીબ સૌને સમાનભાવે મળે છે અને એ સૌમા ભગવાનની નિરવધિ લીલાનું દર્શન કરે છે સૌને એ પોતાના મિત્ર ભાસે છે આ રીતે તે 'મૈત્રીનું કાવ્ય' હતા – મૂર્તિમંત કાવ્ય.

**સુન્દરમ્ સાથે આપનો પત્રવ્યવહાર સતત રહેતો. એ પત્રોમાં ખાસ કયા વિષયની આપ-લે થતી ?**

સુન્દરમ્ સાથેનો પત્રવ્યવહાર મુખ્યત્વે અંગત રહેતો પણ સાહિત્ય સમાન વિષય હોવાથી સાહિત્યકારો, પરિષદ જેવી સાહિત્ય સસ્થાઓ, સાહિત્ય સૃષ્ટિના પ્રવાહો, કળાના પ્રશ્નો વગેરે વિશે પ્રસંગોપાત્ત તે પોતાના વિચારો દર્શાવતા સુન્દરમ્‌ની કેટલીક કવિતા જેમ તેમની આત્મકથા જેવી છે તેમ તેમના કેટલાક પત્રો તેમની ડાયરી જેવા છે. તેમના પત્રો માથી પ્રસ્તુત અંશો મારા તંત્રીપદે પ્રગટ થતા 'ઉદ્દેશ' માસિકમા આપવાનો ખ્યાલ છે. સુન્દરમ્‌ના અવસાન બાદ મેં આ જાહેરાત કરેલી પણ ખરી. સમય મળ્યે એમના સંસ્મરણો પણ લખવા છે.

**સુન્દરમ્ ગુજરાતમાં જ રહ્યા હોત તો ? આ બાબતે આપ શું માનો છો ?**

સુન્દરમ્ ગુજરાતમા જ રહ્યા હોત તો ! એમની

દૃષ્ટિએ કાંઈ ફરક ન પડત. પણ દુન્યવી દૃષ્ટિએ વ્યક્તિઓ, સંસ્થાઓ અને પ્રવૃત્તિઓ ઉપર એમનો સવિશેષ પ્રભાવ પડ્યો હોત અને એ ઉપકારક બન્યો હોત. બાકી સામાન્ય સાહિત્યરસિક વર્ગનો તેમના પ્રત્યેનો પ્રેમાદર તો એવો ને એવો અકબંધ રહ્યો હતો. જ્યારે જ્યારે ગુજરાતમાં તે આવતા અને જે રીતે તેમના ભરચક કાર્યક્રમો સહજ રીતે ગોઠવાતા એ ઉપરથી આપણને પ્રતીતિ થાય છે.

**સુન્દરમ્‌માં આધ્યાત્મિકતાનું જાગરણ એ વિશે આપ શું કહેશો ?**

સુન્દરમ્‌માં કવિ અને ઊર્ધ્વસ્થિત અધ્યાત્મયાત્રી એકબીજામાં ભળી ગયા હતા. દિવ્યતાના અવતરણની અભીપ્સા અને માનવતાપ્રેમી અભિગમ – આ બંને ચીજો પૃથક્ ન રહેતાં એકત્વનો ગુમ્ફ રચે છે. અને એથી જ શું કવિઓ, શું વાર્તાકારો–નવલકથાકારો, શિક્ષકો કે વેપારીઓ, નોકરિયાતો કે સ્વતંત્ર વ્યવસાયવાળા અનેક વર્ગના અને સ્તરના, વિવિધ બાહ્કિ ભૂમિકાના માણસોને તેમણે એક સૂત્રે સાંકળી લીધા હતા. સૌના ઉપર તેમનો એકસરખો પ્રેમભાવ અને સૌનો એમના પ્રત્યે મૈત્રીજન્ય આદરભાવ. આપણા જમાનામાં ગાંધીજી અને શ્રી અરવિંદે કેટલા બધા પત્રો લખ્યા છે એનો અંદાજ કાઢવો મુશ્કેલ બને. નાના પાયા પર સુન્દરમ્ પણ અનેક વ્યક્તિઓને રોજેરોજ સંખ્યાબંધ પત્રો લખતા અને એ સૌને પ્રેરણા, પ્રકાશ, બળ અને આશ્વાસન આપતા. એ રીતે તે જાણે કે જંગમ વિદ્યાપીઠ બની ગયેલા.

સુન્દરમ્‌માં એક યોદ્ધાની શક્તિ હતી. ઠેઠ સુધી તે યોગસાધના કરતા રહ્યા. તેમને એક વાર મળવા ગયો ત્યારે એક મિત્રને સાથે લઈ ગયેલો. તેમણે મને કહેલું કે આપણને સૌને જાતજાતના વિચારો તો આવે પણ સુન્દરમ્‌ને એ વિચારો 'મે આઈ કમ ઇન સર ?' કહીને આવતા હોય એવું લાગે છે! તેમની સ્વસ્થતા અને શાંતિ અંગે એક વાર મેં પૂછેલું ત્યારે તેમણે ઉત્તરમાં મને લખેલું કે આ શાંતિ એમનમ આવતી નથી, એને માટે કાળી મજૂરી કરવી પડે છે. અધ્યાત્મયાત્રી સુન્દરમ્‌ને સમજવા માટે તેમનો 'યાત્રા' કાવ્યસંગ્રહ કદાચ મદદરૂપ નીવડે. દિવ્ય જીવન માટે કવિનું હૈયું કેવું તો તલસી રહ્યું છે એ સંગ્રહનાં ઘણાં પૃષ્ઠોમાં દેખાય છે. વર્તમાન જીવન સાથેનો તીવ્ર અસંતોષ કવિની જાગૃતિ અને વિકાસવાંછનાનો દ્યોતક છે. 'ઘણુંક ઘણું ભાંગવું ઘણ ઉઠાવ મારી ભુજા' એમ એમ કહેનાર કવિએ કેટકેટલાં પ્રલોભનો અને આકર્ષણોમાંથી પોતાની જાતનો મોક્ષ કર્યો હશે એ જોવા જેવું છે. અને છતાં સમગ્ર વિશ્વ સાથે કવિ-હૃદય કેવો તો મંગલ સંવાદ રચે છે! આ જ સામાન્ય જીવન અને અધ્યાત્મજીવનના પારસ્પરિક સંબંધની ખૂબી છે. ત્યા રહ્યાં રહ્યાં જે વ્યવહાર થાય છે તે જાણે કે આખા વિશ્વ હૃદયને સ્પર્શે છે. 'ધરાનાં પાર્થિવ્યો' પરહરનાર 'મુદાની ગંગા'નો વારસ બને છે. પણ એ બે વચ્ચેનો ગાળો સુદ્ધનો છે. પોતાની શક્તિ ઉપર જ બધો મદાર રાખનાર તપસ્વી કરતાં સમગ્ર જીવનનું સંપૂર્ણ સમર્પણ કરનાર ભક્તિનું માનસ કવિને વિશેષ અનુકૂળ છે. આ શરણાગતિ – પ્રપત્તિ કવિના વ્યક્તિત્વને એક નવો ઘાટ આપે છે. 'ગગનચારી'ને આહ્‌વાન કરતાં કવિ ક્યાંક 'નાચીજની કહાણી' કહે છે તો ક્યાંક પ્રભુને શોધતાં શોધતાં 'થક ગઈ મતિયાં' એવું પણ બને છે, પણ છેવટે 'કલ્લની રાત' આવે છે અને 'તવ ચરણે'નું મધુર ગાન કરનાર કવિને 'શ્રી અરવિંદ' 'પ્રભુત્વ તણી શીખ' સ્વમુખે દે છે અને 'અજાયબ હથિયાર' આપે છે ત્યારે 'અથંભ રાસે' ચગતી કવિની મનગોપિકા 'ભવ્ય સતાર'નો આનંદ લેતી 'વિજય દદામાં' વગાડે છે.

**સુન્દરમ્‌ની કઈ કૃતિઓ ચિરંજીવ રહેવા સર્જાઈ છે ? શાથી ?**

સુન્દરમે ઘણાં પુસ્તકો લખ્યાં છે. એમની સર્જનાત્મક કૃતિઓ ચિરંજીવ રહેવા સર્જાઈ છે. ગદ્ય – લખાણોમાં પણ પ્રવાસ વર્ણનનું પુસ્તક

'દક્ષિણાયન' સુંદર છે. વિવેચનમાં પણ 'અર્વાચીન કવિતા' શકવર્તી ગ્રંથ છે. તેમના કેટલાક સુદીર્ઘ વિવેચન, નિબંધો પણ ચિરકાળ ટકે એવા છે. સુન્દરમ્‌નું ગદ્ય પણ અભ્યાસ કરવા યોગ્ય છે. સુન્દરમ્ એક મોટા ગજાના ગદ્યકાર હતા એ બાબત તરફ પૂરતું ધ્યાન દોરાયું નથી. તેઓ વાક્યો રચતા ન હતા પણ પરિચ્છેદો રચતા હતા. પ્રવાહિતા અને વિશદતા આપણું તરત ધ્યાન ખેંચે છે. ક્યારેક એમના ગદ્યમા સંમાર્જનનો અભાવ વરતાય, પણ એનું સાટું ઓધવતી શૈલી વાળી દે છે પ્રશિષ્ટ, ચિત્રાત્મક અને પ્રવાહી ગદ્યના સર્જક તરીકે સુન્દરમ્ સ્મરણીય રહેશે. વિવેચનાત્મક નિબંધો પણ અંગત નિબંધના ઢાળામા ઢળતા જણાય છે અને વિવેચક તરીકે સુન્દરમ્‌ના વ્યક્તિત્વનો સ્પંદ ચાલુ અનુભવાયા કરે છે – આ વ્યક્તિત્વ અનાક્રમક, સૌમ્ય અને છતા પ્રભાવક છે. 'સા વિદ્યા'માં તત્ત્વજ્ઞાન, ધર્મ, શ્રી અરવિંદ-જીવનદર્શન વગેરે વિશેના લેખો છે, એમાં પણ મહીડા પારિતોષિક પ્રદાન વેળાનુ 'પરાવરની યાત્રા' વ્યાખ્યાન અને પરિષદના વિવેચન વિભાગના પ્રમુખ તરીકે આપેલું 'તપોગિરિની આનંદયાત્રા' વ્યાખ્યાન સાહિત્યની દૃષ્ટિએ મહત્ત્વના છે. 'યોગના ચક્રમાં' પોતે કેમ ફિટ થઈ ગયા એની કથા પણ કવિની આંતરિક પ્રતીતિજનક શ્રદ્ધાનો આલેખ આપે છે.

**આપને સુન્દરમે પોતાની સાહિત્યપ્રવૃત્તિના 'રખેવાળ' કહેલા એ કઈ રીતે?**

આ વિશે તો હું શી રીતે કહી શકું? પણ સુન્દરમ્‌નો મારા પ્રત્યે ખૂબ સ્નેહ હતો. તેમનાં લખાણોને પુસ્તકાકારે પ્રગટ કરવાનું હુ કહ્યાં કરતો. તે રહે પોંડિચેરી અને કેટલાંક લખાણોની નકલ તેમની પાસે હોય નહિ. હુ અહીંથી એની નકલો કરી – કરાવીને મોકલી આપતો. એમાંનુ એક પુસ્તક 'અવલોકના' પ્રગટ થયું ત્યારે તેમના આગ્રહથી મેં એ પુસ્તકનો ફ્લેપ લખેલો. એમનાં પુસ્તકો વિશે હું લખું એ એમને ગમતું. એમના વિશે શ્રી સુરેશ દલાલે 'તપોવન' ગ્રંથ સંપાદિત કર્યો ત્યારે એમના વિશેનો લેખ મારી પાસે લખાવવાનું તેમણે શ્રી સુરેશ દલાલને જણાવેલુ. મેં એ ગ્રંથમાં 'સાત્ત્વિક સારસ્વત પ્રતિભા' લેખ લખેલો (આ પ્રશ્નોત્તરીમાં એના કેટલાક અંશોનો ઉપયોગ કર્યો છે.)

**આપશ્રી સુન્દરમ્‌ને છેલ્લા ક્યારે મળેલા? એ મિલન વિશે કંઈક કહો.**

સુન્દરમ્‌ને છેલ્લે ત્રીજી નવેમ્બર, ૧૯૯૦ના રોજ રાત્રે મળેલો. ચોથીએ તે શ્રી અરવિંદ શિબિર માટે માલર જવાના હતા, ત્યાંથી બારમીએ વડોદરા થઈ મુબઈ અને ત્યાંથી પોંડિચેરી. કારણ કે ૧૭મી એ શ્રી માતાજીના નિર્વાણદિન પહેલાં પહોંચી જવું હતું. એ પહેલાં બીજી નવેમ્બરે એક સારી બેઠક થઈ ગયેલી. એમના વિશે 'ગુજરાતી ગ્રંથકાર શ્રેણી'મા મારે પુસ્તક લખવાનું હતું. એ સંદર્ભે તેમણે પોતાના બાળપણનાં સ્મરણો મને લખાવ્યાં. રાતના બાર થયા. ગંધર્વને માતૃભવનમાથી ફોન કરી મને ઘેર લઈ જવા બોલાવેલો. આગળનાં સ્મરણો મે મહિનામાં તે શિબિર માટે અમદાવાદ આવે ત્યારે લખાવશે અથવા હું પોંડિચેરી જઈશ ત્યારે લખાવશે એમ કહેલું. ત્રીજી નવેમ્બરે રાત્રે એમને મળ્યો તે મારું છેલ્લુ મિલન. મારી પૌત્રી સુચિરા માટે તેમણે ચોકલેટો અને સૂકો મેવો આપ્યો (સુચિરાનું નામ પણ તેમણે પાડી આપેલું) અને પછી વળાવવા બારણા સુધી આવ્યા. અડધીપડધી શાલ ઓઢેલી. મોઢા પર ભાવસભર સ્મિત. હાથ ઊંચો કર્યો ..બસ આ છેલ્લું દર્શન. હવે એ ચહેરો ક્યાં જોવા મળવાનો?

**સુન્દરમ્‌ને શ્રદ્ધાંજલિ આપતાં આપે કહેલું – 'Alas! We have no second Sundaram!' એ મંતવ્ય બાબતે ફરી કંઈક કહેશો? સુન્દરમ્ સ્મારક માટે ગુજરાત શું કરી શકે?**

સુન્દરમ્‌ના અવસાનની ઘટનાએ ગુજરાતને ક્ષુબ્ધ કરી નાખેલું. અનેક દૈનિકોએ એમના વિશે અંજલિ-લેખોની માગણી કરેલી. તા. ૧૭ જાન્યુ

૧૯૯૧ના રોજ 'ધ ટાઇમ્સ ઑફ ઇન્ડિયા'માં મારો જે લેખ પ્રગટ થયો એમાં સુન્દરમ્‌ના સાહિત્યિક પ્રદાનની અને એમને મળેલા પુરસ્કારો – ચન્દ્રકો – 'પદ્મભૂષણ' અને ગુજરાત સરકારના ગૌરવ પુરસ્કારની વાત કર્યા બાદ મેં લખેલું કે "Even without these titles Sundaram was not merely a great poet but a man of great stature. We would hardly find from all over India Literary world a man with Suadaram's great attributes. Alas! We have no second Sundaram."

ગુજરાત સાહિત્ય અકાદમીએ સુન્દરમ્‌નું શ્રેષ્ઠ સાહિત્યકાર તરીકે સન્માન કર્યું એ સમારંભમાં ઉમાશંકર ચાહીને હાજર રહેલા અને પોતાના વક્તવ્યમાં સુન્દરમ્‌ને ગુજરાતી સાહિત્યની એક ઘટના તરીકે ઓળખાવી 'સુન્દરમ્ થતાં થાય એવા કવિ છે' એમ કહેલું.

સુન્દરમ્ સ્મારક માટે ગુજરાત કવિતા અને યોગ વિશેની પ્રવૃત્તિ માટે કાંઈક સ્થાયી યોજના કરી શકે. 'સુન્દરમ્ કવિતા ભવન' પણ થઈ શકે. એમનું સમગ્ર મુદ્રિત સાહિત્ય અને હસ્તપ્રતોનું એક મ્યુઝિયમ પણ કરી શકાય. એમના જીવન અને સાહિત્યના સઘન અધ્યયન માટે પ્રબંધ થવો જોઈએ. સંસ્થાગત અને વૈયક્તિક પ્રવૃત્તિ પણ થઈ શકે.

અમદાવાદ-૩૮૦ ૦૦૯
૯ ઑક્ટોબર, ૧૯૯૨

## ગઝલ

તેની ઉપર સરસ્વતીના ચાર ચાર હાથ,
શાયરને બે નકામા મળ્યા બે-જબાન હાથ!

હાથો વડે જ કોઈએ નક્કી ઘડ્યા છે હાથ,
હાથો વડે જ કોઈએ ખીલે જડ્યા છે હાથ!

એક્કા વડે ય મારી શકો ના તુરપ ફૂરી!
હેઠા પડે જો હોય તહીં ખુદ ખુદાના હાથ!

મિત્રો ય હવે તો મને 'મારા' ન લાગતા,
વાડોમાં થોરનો બધે ઊગી ગયા છે હાથ!

ડાબો કરી જ ના શકે, જમણાથી જે કરો,
નામે નહીં હકીકતે જુદા છે બેય હાથ!

સારું, ખરાબ, પુષ્ટ, પાંગળું, બળ્યું જળ્યું,
નિજના નસીબને બધે ઘડી રહ્યા છે હાથ!

નિજની જ ઘોર ખોદવા આપ્યા નથી 'કરીમ',
તો યે કબરને કોણ નિવારી શક્યા છે હાથ!

અબ્દુલકરીમ શેખ

(તા. ૬-૧૨ -૧૯૯૨ રવિવાર, ૧૨-૧૫ બપોરના)

# 'કર્ણ-કૃષ્ણ'—એક વધુ આસ્વાદ

દિનકર જોષી

'ઉદ્દેશ'(સપ્ટે. ૧૯૯૨)ના અંકમાં શ્રી મનુભાઈ પંચોળી 'દર્શકે' આ કાવ્યનો આસ્વાદ કરાવ્યો છે. આ લેખ ખરેખર આસ્વાદ્ય બન્યો છે. પણ ૧૯૫૮મા જે આસ્વાદ મેં માણ્યો હતો એમા શ્રી દર્શકના આસ્વાદ ઉપરાંત કશુંક હતું એમ લાગ્યા કરે છે. આ કશુંક સંભારવા માટે પ્રસ્તુત લેખમાં યથામણ કરું છું.

આરંભની પંક્તિઓમા જ કર્ણ કૃષ્ણને કહે છે :

ઝાઝી વેળા વ્યોમ માહે ન સોહે
સાથે સાથે સૂર્ય ને સોમ, કૃષ્ણ,
સોહે નહીં એક રથેય એવા
પ્રવીર બે કૌરવપાંડવોના.

પ્રશ્ન એ થાય છે કે કર્ણને અહીં શું અભિપ્રેત હશે? પોતે અને કૃષ્ણ બે ભિન્ન છાવણીઓના પ્રવીર છે એમ કહે ત્યાં સુધી તો ઠીક છે પણ કર્ણ પોતાને અને કૃષ્ણને વ્યોમમા વિહરતા સૂર્ય અને ચંદ્ર જોડે સરખાવીને ઔચિત્ય ઉત્ક્રમી જતો હોય એમ નથી લાગતું? ઔચિત્યનો આવો જ પ્રશ્ન કર્ણના મુખેથી કાવ્યના અંતે મુકાયેલી પંક્તિઓમા પણ નજરે પડે છે. આ પંક્તિ આમ છે :

જાઉં હવે.... કૃષ્ણ, જુઓ જુઓ તો
ધરી થકી ચક્ર પડી જુદાં, સરે
જુદે જુદે માર્ગ અને વિભિન્ન
અપંગ ઊભે રથ થંભી જેમ,
એવો સર્વે આપણુ ભિન્ન માર્ગે
થંભી ઊભો ભારતનો મહારથ
શો ખોટકાઈ અહીં કારમો!... અરે!

અહીં કર્ણ પોતાને ભારતરથના ચક્ર સાથે સરખાવે છે. કર્ણનું ઉદાત્ત પાત્ર જ સમગ્ર કાવ્યમાં કવિએ આલેખ્યું છે એના સાતત્યની દૃષ્ટિએ અહીં આત્મશ્લાઘાના આડમાર્ગે ફંટાઈ જતું હોય એમ લાગે છે.

કાવ્યનો આરંભ 'જુઓ હસે છે નભગોખ સૂર્ય'થી થાય છે. એનો અંત 'હસી રહ્યો અંબરગોખ સૂર્ય'થી થાય છે. કર્ણ સૂર્યપુત્ર છે એનું સ્મરણ કરતાં આ આરંભ અને અંત ખૂબ આસ્વાદ્ય અને પ્રસન્નતાપ્રેરક બની રહે છે.

કાવ્ય આગળ વધે છે ત્યારે કર્ણ કહે છે: મને અનુજ્ઞા આપો. હસ્તિનાપુર જઈને યુદ્ધ માટે વ્યાકુળ એવા કૌરવોને મળું. અને આટલું કહેતા દુર્યોધન માટે અભિપ્રેત એવો ઉલ્લેખ કરે છે—

રે સમગ્ર
આર્યાવર્તે આણ જેની યશસ્વી
એવા મહારાજ—

પણ કર્ણ આ મહારાજ શબ્દ સાથે જ દુર્યોધન કે એવું કશું સૂચન કરે એ પૂર્વે જ અતિ કુશળતાથી કૃષ્ણ આ પંક્તિ આમ વચ્ચેથી જ પૂરી કરે છે :

—ની ધર્મરાજને
આજે ભલી રીતથી ભેટ છો થતી
ધર્મધ્વજાળા શિબિરે પાંડવોના.

આર્યાવર્તે જેની યશસ્વી આણ પ્રવર્તે એવો જો કોઈ વીર પુરુષ હોય તો એ દુર્યોધન નથી, યુધિષ્ઠિર પણ નથી, એ તો છે કર્ણ! આમ કર્ણને પ્રારંભિક તબક્કે જ કૃષ્ણ માનસશાસ્ત્રીય પદ્ધતિથી સંબોધે છે! આમાં કર્ણના મનોરથને વાચા આપવા ઉપરાંત, અત્યારે કર્ણ હસ્તિનાપુર નહિ પણ ઉપપ્લવ્ય આવીને, જ્યા પાંડવો કૃષ્ણની રાહ જોઈ રહ્યા હશે ત્યાં મળે એનું સૂચન છે. આ સૂચન પણ બહુ જ મનોવૈજ્ઞાનિક રીતે થયું છે. અહીં વપરાયેલો

ધર્મધ્વજાળા શબ્દ ખૂબ જ અર્થસૂચક છે. પાંડવોનો શિબિર ધર્મધ્વજાળો છે એમ કહીને કૃષ્ણ એવું ઇંગિત કરે છે કે ધર્મ તો પાંડવપક્ષે જ છે. કર્ણ જો પાંડવપક્ષે ભળી જાય તો એમાં કશો અધર્મ નથી. કર્ણનું આ પગલું ધર્મરક્ષિત જ હશે કેમ કે પાંડવોના પક્ષે ધર્મ રહ્યો છે! આમ એક જ શબ્દના પ્રયોગથી કર્ણના 'પક્ષપલટા' માટેની ભૂમિકા જાણે તૈયાર થઈ જાય છે. કર્ણ પાછો ફરશે એટલે પાંડવોની પ્રતીક્ષા બે રીતે ફળશે:

–ભલે ફળે બેવડી: યુદ્ધશ્રદ્ધા
સંતોષાશે વિષ્ટિ હું હારતાં; ને
બંધુપ્રીતિ પાંડુ પુન: જીવ્યા સમી
સૌ પામશે આજ પધારતાં ઘરે,
કારાગારે કૌરવોને પરેલ,...
...કુંતીજાયો પાટવીપુત્ર કર્ણ!

કર્ણ કૌરવપક્ષે ભલે હોય પણ એ કૌરવોના કારાગારમાં છે, સ્વતંત્ર નથી. આવું સ્વાતંત્ર્ય તો એને પાંડવપક્ષે, પાટવીપુત્ર તરીકે જ મળી શકે એનો ઉલ્લેખ ખૂબ સુંદર રીતે થયો છે. કર્ણ માત્ર પાંડવ છે એટલું જ નહિ, જ્યેષ્ઠ પાંડવ છે અને કુંતીપુત્ર છે આ વાત કૃષ્ણ કર્ણના લાગણીતંત્ર પર મર્મ-ઘાત કરવા કરે છે.

પણ કર્ણય ક્યાં ઓછો ઊતરે એવો છે? પોતે કુંતીજાયો છે એવો કૃષ્ણનો ઉલ્લેખ સાંભળતાંવેંત એ જે જવાબ વાળે છે એમાં એની વાક્પટુતા પ્રગટ થાય છે. હસ્તિનાપુરમાં તેર તેર વરસ સાથે રહ્યાં છતાં કુંતીને એક ક્ષણ કર્ણ પોતાનો પુત્ર છે એ સાંભર્યું નહિ એ વાત કરતાં કર્ણ કહી દે છે:

મળી ઘડી, અર્ધઘડી ન માતને...

. . .

એ ભારતે અદ્ભુત માપ ધર્મનું!

કર્ણનો રોષ કુંતીના મૌન સામે છે. કૃષ્ણ આ સમજે છે. કુંતીના મૌનનું રહસ્ય એની શરમ-કથા છે અને કોઈ પણ પુત્ર જનેતાની શરમકથામાં ગૌરવ ન લે — કર્ણ જેવો વીર પુત્ર તો નહિ જ! કૃષ્ણ આ સત્યને સરસ રીતે કહે છે – કર્ણ! માતાની આ લજ્જાભરી કથા તું નથી જાણતો? એના મૌનનું રહસ્ય તારાથી અજાણ્યું છે? અને છતાં —

કુંતી કહેશે, તાત, તો, એય કહેશે
સહોદરોના સુખ કાજ હોંસે.

જો તારા મનનું સમાધાન થતું હોય અને પાંચ પાંડવો અને છઠ્ઠો તું એમ છયે ભાઈઓ વચ્ચે જો ઐક્ય સ્થપાતું હોય તો એ માટે કુંતી આ શરમ-કથા પણ કહેશે! કર્ણ આજીવન અપમાનિત રહ્યો છે. કુજન્મનો ડંખ એણે સતત સહ્યો છે. આના કારણમાં કુંતીનું મૌન છે. આ મૌન સામે એનો રોષ વ્યક્ત થાય છે ત્યારે ફરી વાર કૃષ્ણ કહે છે – કર્ણ! તને અપમાનિત થયેલો જોઈને તે દિવસે રંગમંડપમાં કુંતીને કેવી વ્યથા થઈ હતી એ હું જાણું છું.

સહ્યો ન જાતાં સ્નેહઓથાર, માતા
મૂર્છા પામી ને ઢળી પૃથ્વીખોળે.
સુભાગ્ય કે જીવી ગઈ નિહાળવા
અંગાધિરાજા તુજને થયેલો
અને થતો ભારતરાજ આજ.

કૃષ્ણની મુત્સદ્દીગીરી અહીં પૂરેપૂરી ખીલી ઊઠી છે. કુંતીની વ્યથાની વાત કહીને કર્ણને ભાવ-વિભોર તો કરે જ છે — એના રોષનું પણ શમન કરે છે અને એ સાથે જ અત્યાર સુધી અંગાધિ-રાજ રહેલો કર્ણ હવે પાંડવપક્ષે ભળીને, જ્યેષ્ઠ પાંડવ તરીકે સ્થાન પામીને, યુદ્ધને અંતે ભારતરાજ બનશે એ સંભાવનાનુંય રમણીય ચિત્ર રજૂ કરી દે છે! કુંતીના સૌભાગ્યના ઓઠા હેઠળ, કર્ણના સૌભાગ્યનું રંગીન ચિત્ર કૃષ્ણ દોરે છે! યુદ્ધમાં કૌરવપક્ષનો પરાજય નિશ્ચિત છે એનોય ગર્ભિત ઇશારો અહીં છે.

કર્ણ કૃષ્ણના આ ચાતુર્યને ન સમજે એવું નથી. એ તત્ક્ષણ તો આ ભાવમાં ખેંચાઈ જાય છે, પણ એ સાથે જ પોતાના જીવનની વાસ્તવિકતા પ્રત્યેય એ સભાન છે અને એટલે એ કરુણ વાસ્ત-વિકતાનો સ્વીકાર કરતાં કહે છે:

વાણી પ્રેરો, કૃષ્ણ, ના ભાવપૂર્ણ
સંસારની ઘોર કઠોર વાતે.
સહ્યા જવું જે વિધિદત્ત કાંઈ,...

અને કર્ણની આટલીક અમથી વાતમા પણ એમા રહેલા માતૃસ્નેહની સરવાણીને કૃષ્ણ તરત જ ઓળખી જાય છે. કર્ણના હૃદયમાં માતૃસ્નેહની આર્દ્રતા પેલા ઉપરછલ્લા રોષના કવચ હેઠળ એવી ને એવી જ છે એ જાણતાંવેંત કૃષ્ણ આ આર્દ્રતાને સ્પર્શે છે:

પૂછું, યશસ્વી, સ્મરતો તું ઘોર
અન્યાય જે કાંઈ તને થયેલ;
તો શી હશે કારમી આત્મવેદના
કુંતી તણી, છાતીથી બાળ ધાવતો
આડું કરી મોં હડસેલી દેતો ?
કલ્પી દશા એ કદી માતૃઉરની ?–

આરંભમા કર્ણના મુખેથી ઉચ્ચારાયેલા અનૌચિત્ય જેવો જ એક અનૌચિત્યનો પ્રસંગ અહીં કૃષ્ણના મુખે પણ મુકાયો છે. કૃષ્ણ કહે છે:

યુધિષ્ઠિરે
કહેલું કો દી વનવાસગોષ્ઠિમાં
કે કેમ જોઈ ચરણો અરે તવ
કુંતી તણા એ ચરણો સમાન
શમી જતી ચિત્ત વિષે સ્ફુરંતી .
પ્રકોપ-ઊર્મિ ઊઠતી જ એવી,

અહીં વહેવારિક સંભાવનાનો વ્યતિક્રમ સ્પષ્ટ નજરે પડે છે. કૃષ્ણ માત્ર આટલું કહીને જ નથી રોકાતા. કર્ણના ચિત્તમાં માતૃસ્નેહની આર્દ્રતા છે એને ઢંઢોળી નાખવાની સાથે જ એ આર્દ્રતા ક્યાંક પ્રભાવક ન થાય તો સામની સાથે જ દામનું પ્રલોભન પણ તુરત જ મૂકી દે છે. કર્ણના મનમા દ્રૌપદી પ્રત્યે રાગ અને રોષ બંને એકીસાથે છે. રાગનો દોરવાયો એ દ્રૌપદીસ્વયંવરમા ગયો હતો પણ દ્રૌપદીએ એને જે રીતે અસ્વીકૃત કર્યો એનાથી એના મનમા પ્રચંડ રોષ વ્યાપેલો છે. આ રાગ કે રોષ બેમાંથી એકેય ભાવ અત્યારે સપાટી પર ભલે ન દેખાતા હોય પણ કર્ણનું એ મર્મસ્થાન છે એ કૃષ્ણથી અજ્ઞાત શી રીતે હોય ? અને એટલે જ કુંતીના માતૃસ્નેહની સાથે સાથે જ કૃષ્ણ કર્ણને દ્રૌપદીની યાદ આપી દે છે. આ સ્મૃતિની સાથે જ કૃષ્ણ ધાર્યું નિશાન તાકે છે. કર્ણનો રોષ સત્વરે પ્રજ્વળી ઊઠે છે.

ઉખેળશો ના પડ ભૂતકાલનાં,
સંકોરશો અગ્નિ ન માનહાનિનો.
વેગે જઈ સન્મુખ તેડી લાવો
એ દ્રૌપદીજિત્ અભિજાત અર્જુન.

અહીં પ્રજ્વળેલા રોષનો એક એક શબ્દ એક પ્રસંગની યાદ તાજી કરે છે. સ્વયંવરવેળા દ્રૌપદીએ કહેલું: 'એ સૂતપુત્રને હું નહિ પરણું.' આ માનહાનિ કર્ણ ભૂલ્યો નથી ! આ અપમાન પછી અર્જુને દ્રૌપદી મેળવી – અને એ અર્જુન પણ કયો ? જેણે પોતાના જન્મજાત અભિમાનને કારણે રંગમંડપમા કર્ણના જન્મને ઉતારી પાડ્યો હતો ! આમ કર્ણ આ થોડાક શબ્દોમાં એના મનમાં દ્રૌપદી અને અર્જુન બેય પ્રત્યે જે પ્રચંડ વૈરાગ્નિ છે એ પ્રગટ કરે છે.

પણ કર્ણના આ રોષનું શમન કરવા તત્કાલ કૃષ્ણ જે પંક્તિ કહે છે એ કદાચ આ કાવ્યની ઉત્તમ પંક્તિઓ બની છે. જીવનનું ગહન દર્શન પણ આ પંક્તિઓમા પ્રગટ થયું છે. કૃષ્ણ કહે છે

એ ક્રોધ, એ ચિત્તનું કાલકૂટ,
સન્તોનું એ પેય પીયૂષ પુણ્ય,
પી જા, પી જા, કર્ણ, એ રોષ પી જા !
જણનારાંના, કર્ણ, બે દોષ પી જા !

આ પંક્તિઓની ઊંચાઈ એના દર્શન જેટલી જ ઉત્તમ બની છે. પી જા, પી જા, કર્ણ, એ રોષ પી જા !...સાવ સામાન્ય શબ્દો અહીં સાચા અર્થમાં બ્રહ્મરૂપ બન્યા છે. પણ કવિ તરત જ માત્ર આ રોષના શમન માટેનું ડહાપણ જ નથી કહેતા —કર્ણની માતૃસ્નેહની લાગણીને તીવ્રતાથી સ્પર્શી લે છે. કર્ણના રોષનું કારણ એનો કહેવાતો સૂતજન્મ હતો અને આ કુજન્મનું કારણ તો કુંતી હતી ! કુંતીના આ દોષની 'સજા કંઈ અર્જુન કે

દ્રૌપદીને ઓછી જ કરાય? કુંતી તો જનેતા હતી અને જનેતાના દોષ કોઈ સુપુત્ર કઈ રીતે જોઈ શકે?

અને આટલું કહ્યા પછી કર્ણના મનમાં દ્રૌપદી માટે જે રોષ છે એ રોષનું મૂળ કારણ તો એને પ્રાપ્ત કરવાની નિષ્ફળતા હતી એ કૃષ્ણના ધ્યાન બહાર નથી એટલે દ્રૌપદીની પ્રાપ્તિ એ જ જો કર્ણના રોષનું શમન હોય તો એ પ્રાપ્તિ પણ સંભાવ્ય છે એનો ઇશારો કરે છે. કર્ણ જો પાંડવ-પક્ષે ભળી જાય — પાંડવોના જ્યેષ્ઠ ભ્રાતાનું સ્થાન સ્વીકારે તો દ્રૌપદી તો પાંડવોની પત્ની છે — જે રીતે એ પંચ ભર્તાને સેવે છે એ જ રીતે પંચના અગ્રજ જ્યેષ્ઠ કર્ણને પણ એ સેવશે એની સ્પષ્ટ લાલચ આપે છે

પણ આ લાલચની ક્ષણે જ કર્ણનું સહુથી ઉદાત્ત પાસું પ્રગટ થાય છે. અહીં સ્વયં કૃષ્ણ કર્ણ પાસે ઝાંખા પડે છે. કર્ણ કહે છે:

ના, કૃષ્ણ, ના, હોય ન એવી વાર્તા
આજે હવે જીવન અસ્ત વેળા...

. . .

ને શક્ય એ હોય તથાપિ શોભે
ધર્મિષ્ઠને આપણને શું એવું?

દ્રૌપદીને પાંચને બદલે છ પતિઓથી સેવાતી પત્ની બનાવતો આ પ્રસ્તાવ ધર્મિષ્ઠ નથી એ કૃષ્ણ ન જાણતા હોય એવું તો શક્ય જ નથી! કૃષ્ણની ધર્મમીમાંસા સમજવા વધારે ઊંડા ઊતરવું પડે! અહીં એ ધર્મમીમાંસા અભિપ્રેત નથી પણ કર્ણ સુધ્ધાં આ એના જીવનની સહુથી પ્રલોભક ક્ષણે ધર્મનું જ આલંબન લે છે! આપણને — એટલે કે માત્ર તમને જ નહિ, મને પણ હવે જીવનના સંધ્યાકાળે આ વિચારવું પણ ન શોભે, કૃષ્ણ! આમ કહેતો કર્ણ મૂઠી ઊંચેરો દેખાય છે.

પણ ધર્મને પ્રસ્થાપિત કરવાની આ સ્વસ્થ પળે પણ કર્ણ અર્જુન પ્રત્યેનું વેર ભૂલવા તો લગીરે તૈયાર નથી. એ તરત જ કહે છે:

એકીસાથે દ્રૌપદીને ન શોભે
ભર્તા સ્થાને કર્ણ ને — ને કિરીટી.

. . .

હવે અમે જો ચડીએ ન યુદ્ધે
વીરત્વ તે અર્જુનનુંય લાજે,
લાજે વળી પૌરુષ અંગરાજનું

. . .

છો વિશ્વ ન્યાળે રણ કર્ણપાર્થનું.

આમ અહીં કૃષ્ણની મુત્સદ્દીગીરીના ત્રણેય પાસા — સામ, દામ અને દંડ નિષ્ફળ રહ્યા છે. કર્ણને યુદ્ધનો ભય દર્શાવવો અર્થહીન થાય છે. ઊલટો કર્ણ જ યુદ્ધ માટે વધુ વ્યાકુળ બની જાય છે. હવે કૃષ્ણના ભાથામાં જે છેલ્લું તીર છે એ ભેદ કૃષ્ણ વાપરે છે. કર્ણને કૌરવોથી જુદો કરવા માટે એના મનમાં કૌરવપક્ષે એની જે અવહેલના થઈ છે એના પ્રત્યે સંકેત કરતા કૃષ્ણ અચાનક ભીષ્મને સંભારે છે. જે રીતે સંવાદ આગળ વધી રહ્યો છે એમાં ભીષ્મની સ્મૃતિ સહજ નથી. કૃષ્ણ એને અચાનક જ યાદ કરે છે. ભીષ્મે કર્ણને 'સારથિ' કહીને ઉવેખ્યો છે. કર્ણને ભીષ્મે કદી મહારથી નથી કહ્યો. ભીષ્મને મન ક્ષાત્રધર્મનું મહત્ત્વ હતું! કર્ણ એમની આ માન્યતામાં ઊણો ઊતરતો હતો! કર્ણના વીરત્વ કરતાં એનો કુજન્મ ભીષ્મથી ભુલાતો નહોતો અને હવે સેનાપતિ ભીષ્મના આધિપત્ય હેઠળ આ કર્ણ જ યુદ્ધ લડવાનો છે એ વાત સંભારી આપવા કૃષ્ણ કહે છે:

શું ધારતો ભીષ્મ વિષે મહારથી?

આમાં મહારથી શબ્દ પણ ખૂબ સકારણ છે. કર્ણ મહારથી હોવા છતાં ભીષ્મ એને અતિરથી કે રથી તો શું અર્ધરથી પણ માનવા તૈયાર નથી. એને તો માત્ર સારથિ જ માને છે એ અવહેલનાની યાદ કૃષ્ણ આ શબ્દ વડે અપાવે છે. કર્ણ કૃષ્ણના આ હેતુને સિદ્ધ પણ કરે છે. એના મનમાં ભીષ્મે કરેલા અપમાનની આગ સળગી ઊઠે છે. એનો પ્રકોપ પ્રગટી ઊઠે છે. દ્રૌપદી કે અર્જુન તરફથી એનો રોષ ભીષ્મ તરફ વાળવામાં કૃષ્ણ સફળ થાય છે. કર્ણ ભીષ્મ પ્રત્યેના રોષથી પૂરેપૂરો સળગી

ઊઠયો છે એની પ્રતીતિ થતાવેંત જ કૃષ્ણ આગળ કહે છે.

ને
નીચું કરીને મુખ આ મહારથી
ગાંગેય નીચે રહી યુદ્ધ માણશે!

અને કૃષ્ણને માટે અકૃષ્ણીય કહી શકાય એવો આ કટાક્ષ કર્ણ જે રીતે ઝીલી લે છે એમા તો એ ફરી એક વાર મૂઠી ઊંચેરો જ સિદ્ધ થાય છે. કૃષ્ણ જે રીતે એને મહેણુ મારે છે એમા 'કૃષ્ણીય' ગૌરવ ઝાખું જ પડે છે પણ કર્ણ તો પોતાનુ ગૌરવ વધારી જ દે છે

ઘટે નહીં, હે યદુવીર બોલવા
મણ્યો રૂઝયા-અર્ધરૂઝયા બીજાના

અને આટલુ કહેતાવેંત પોતાના જીવનના કારુણ્યને વ્યક્ત કરતો એ પોતાના આજીવન સંઘર્ષને ખૂબ સમભાવપૂર્વક સ્વીકારે છે

એ તુચ્છકારો અપમાન કારમા,
કોઠે મને એ સહુ છે પડી ગયા.

આમાં માત્ર ભીષ્મે કરેલા અપમાનની જ વાત નથી. દ્રૌપદીએ કરેલું, રંગમંડપમા અર્જુને કરેલું, વિદ્યાભ્યાસવેળાએ પરશુરામે કરેલું આ બધા અપમાનોનો અહીં સરવાળો જ નહિ ગુણાકાર પણ થયો છે! આ ગુણાકારની પળે પણ એ સત્વરે વિવેકબુદ્ધિ મેળવી લે છે અને આગળ કહે છે:

ગાંગેય ખીજે કયમ આમ આકળા
મારી પરે, કૃષ્ણથી છે અજાણ્યું તે?
એ શૌર્યના ઘોધ સમાન ભીષ્મને
વીરત્વ તો મારુ ઘણું ગમે છે,
એ ક્ષાત્રના રક્ષકને પરંતુ
કુજન્મ મારો કપરો કઠે છે

આમ ભીષ્મના રોષનેય ક્ષમા કરતો ઉદાગ્રચિત્ત કર્ણ એ રોષના રહસ્યને પામીને કહે છે:

હુ કૌરવોમા રહી કૌરવોની,
ગાંગેયથીયે કરુ ઝાઝી રક્ષા,
છે એ જ પ્રત્યુત્તર ભીષ્મયોગ્ય,

નાની લીટીની બાજુમા મોટી લીટી દોરી દેવાથી પેલી લીટી આપોઆપ નાની બની જાય છે એને ભૂંસવાની જરૂર નથી પડતી એ સિદ્ધાંત જાણે કર્ણ અહીં પ્રતિપાદિત કરે છે. આથી વિપરીત જો કર્ણ પાંડવપક્ષે ભળી જાય તો ભીષ્મ પણ એને જ્યેષ્ઠ પાંડવ કરીને કહેશે—

'તપ્યા કરો પૌરુષ તારુ પાંડવ!'

પણ આમ કરવાથી તો એ પ્રીતિની અંજલિ કર્ણ નહિ પામે — પાંડુ જ પામશે! કર્ણને સ્નેહપૂર્વક અપાયેલા એ આશીર્વાદ કર્ણના પૌરુષને નહિ હોય — પાંડુના લોહીના સબંધને હશે અને કર્ણ કયા પાંડુપુત્ર હતો? કર્ણ અહીં આકાશને આંબતો હોય એમ કહી દે છે:

હું કર્ણ, હું કર્ણ, ન પાંડુપુત્ર,
સ્વીકારવુ પ્હેલુ ઘટે જ એહ.

અને અહીં સામ, દામ, દંડ, ભેદના તમામ શસ્ત્રો અફળ થયા એ કૃષ્ણ સ્વીકારી લે છે. હવે જેને તર્કબદ્ધ કહી શકાય એવુ કહેવા જેવુ જાણે કશુ રહ્યુ નથી એટલે કૃષ્ણ કર્ણના વ્યક્તિત્વ અને વિચારધારાને આક્ષેપોથી નવાજે છે.

—તું વ્યક્તિ આડે ન જુએ સમષ્ટિને.

થોડી વાર પહેલા જ કર્ણે કહ્યુ છે — સ્થાપીશ વ્યક્તિત્વની વીરતા હું — એને લક્ષમા રાખીને કૃષ્ણ એનું હાર્દ પકડવાને જાણે બીજે છેડેથી કર્ણને છંછેડે છે. કર્ણની યુદ્ધમીમાંસા વ્યક્તિત્વલક્ષી છે એમા સમષ્ટિનુ કોઈ કલ્યાણ નથી એવો પ્રહાર કળ ચડી જાય એવો છે પણ કર્ણ તો હવે એની સંવેદનામા જાણે બધિર થઈ ગયો છે. એ આ પ્રહાર પણ એક જુદા જ ભાવથી સ્વીકારી લે છે. ૨૪૬થી ૨૬૫ સુધીની લગભગ વીસેક પંક્તિઓમા કર્ણની સમગ્ર જીવનદૃષ્ટિ પ્રતિબિંબિત થાય છે. પોતે સમષ્ટિનુ હિત જોતો નથી એવા કૃષ્ણના આક્ષેપના જવાબમા એ કહે છે:

—કે હીન જન્મે નહિ હીન માનવ,
કે હીન કર્મે કરી હીન માનવ.
લડી રહ્યો હું ય સમષ્ટિ કાજ.
સમષ્ટિમા જે સહુ જન્મહીણા

જીવે, વળી ભાવિ વિષેય જીવશે,
એ સર્વના જન્મકલંક કેરો
અન્યાય ધોવા મથું છું સ્વરક્તથી.
મારેય હૈયે હિત છે સમષ્ટિનું.

. . .

મનુષ્ય જે જન્મથકી દુભાયાં
તેનું રચું ઉજ્જ્વલ ભાવિ આજ હું.

કર્ણનું યુદ્ધ વ્યક્તિલક્ષી નથી, સિદ્ધાંતલક્ષી છે. એને જે અન્યાયો થયા છે એ એના કહેવાતા હીન જન્મ માટે છે. હીનતા જન્મની ન હોય, કર્મની હોય. મહત્ત્વ જન્મનું નથી, પૌરુષનું છે. જન્મે હીન ગણાતા મનુષ્યોના ઉજ્જ્વલ ભાવિ માટે પોતે લડી રહ્યો છે એવો કર્ણનો આ ઉત્તર ભલે પૂર્ણ રૂપે ઉચિત કે વાસ્તવિક નથી પણ અહીં કાવ્યમાં તો એ સૌંદર્યના પ્રતીક જેવો બની રહે છે!

પણ આટલું કહ્યા પછીય કર્ણ ભાવિના ગર્ભમાં રહેલા યુદ્ધના પરિણામને બરાબર જાણે છે. ધર્મ પાંડવપક્ષે છે એટલે પોતે સિદ્ધાંતલક્ષી યુદ્ધ લડી રહ્યો હોય તોય કૌરવપક્ષે તો અધર્મ જ છે એટલે વિજયશ્રી તો પાંડવોને જ વરશે એ કર્ણ જાણે છે. પોતે જ્યેષ્ઠ પાંડવ છે એ સત્ય જો યુધિષ્ઠિર જાણે તો એ ધર્મરાજ આ રાજ્ય જ્યેષ્ઠ ભ્રાતા કર્ણને જ સુપરત કરી દે એ નિઃશંક છે. યુધિષ્ઠિરની ધર્મવિભાવના વિશે તો કર્ણના મનમાં પણ કોઈ અંદેશો નથી. પણ યુધિષ્ઠિર આમ જો રાજ્ય પોતાને સોંપી દે તો પોતે એ રાજ્ય દુર્યોધનને સોંપી દેશે એવી સ્પષ્ટતા કર્ણ કરી નાખે છે. દુર્યોધનના ઉપકારો તથા મૈત્રીના ભાર હેઠળ કર્ણ દબાયેલો છે. કર્ણ ભારોભાર કૃતજ્ઞી છે. કૃતઘ્નતા એનાથી સંભાવિત નથી. પોતે પરાજયના પક્ષે છે એ જાણ્યા પછીય એ કૃતજ્ઞતાનો ભાવ છોડતો નથી—

ભલે થતા રાજવી ધર્મરાજ,
છે કૃષ્ણ જેને સચિવ પ્રાણુક્ર
ને સવ્યસાચી સમ યુદ્ધવીર

આમ કર્ણ દાનો દુશ્મન છે, સવ્યસાચી અર્જુન જેવો યુદ્ધવીર જેને પક્ષે હોય એ જ રાજા થાય આમ કહીને અર્જુનના પૌરુષનોય એ સ્વીકાર કરી શકે છે!

અને આમ જે સંવાદ અહીં પૂરો થાય છે એની પૂર્ણાહુતિ ટાંકણે કૃષ્ણ એક અંતિમ પ્રયત્ન કરતા હોય એમ યુદ્ધની ભયાનકતા તરફ કર્ણનું ધ્યાન દોરી લે છે.

ત્યાં રણાંગણે
ન ચાલશે દ્યૂતસભાનું કૂડ,
પાસાની આડાઅવળી ભૂંડી કળા
પ્રત્યુત્તરો જ્યાં શરથી શરોના.

પણ કર્ણ તરત જ ઉત્તર વાળે છે:

એ ભીતિ ના દંડની હોય કર્ણને.
એ ભીતિ? કે જીવનલ્હાણ ભવ્ય?

. . .

કલંક વેઠયું અપજન્મનું ભલે,
કલંક ક્હેશે અપમૃત્યુનું ન કો.

ફરી એક વાર કર્ણની જીવનવ્યથા અહીં વ્યક્ત થઈ જાય છે. યુદ્ધનો ભય નથી, પણ પોતાનું મૃત્યુ નિશ્ચિત છે એની એને જાણ છે. આ મૃત્યુ ગૌરવભર્યું હશે. પોતે આજન્મ તો અપજન્મનું કલંક વેઠયું છે. હવે જો મૃત્યુને વીરતાથી મેળવે તો અપમૃત્યુના કલંકથી તો બચી જાય!

બસ! હવે કૃષ્ણ પાસે કહેવા જેવું કંઈ બચ્યું નથી અને એટલે રથની ગતિને રોકવાનો આદેશ આપતાં, રથમાંથી ઊતરી રહેલા કર્ણને કહે છે —

હસ્તિનાપુરે
છે કુંતીને એક જ પુત્ર, જેને
રહે ન એ વંચિત માતૃભક્તિથી.

હવે પછી જે નિર્માણ થવાનું છે એમાં કુંતીના છ પુત્રો પૈકી એક જ પુત્ર કર્ણ હસ્તિનાપુરમાં રહેવાનો છે. બાકીના પાંચ પુત્રો હસ્તિનાપુરની બહાર છે. કર્ણ માતૃભક્તિમાં કોઈ રીતે ઊતરતો નથી અને એટલે એની આ લાગણીને પુનઃ એક વાર સ્પર્શીને કૃષ્ણ એના યુદ્ધ-ઉન્માદને શિથિલ કરવાની

ઊઠ્યો છે એની પ્રતીતિ થતાવેંત જ કૃષ્ણ આગળ કહે છે.

ને

નીચું કરીને મુખ આ મહારથી
ગાંગેય નીચે રહી યુદ્ધ માણશે।

અને કૃષ્ણને માટે અકૃષ્ણીય કહી શકાય એવો આ કટાક્ષ કર્ણ જે રીતે ઝીલી લે છે એમા તો એ ફરી એક વાર મૂઠી ઊંચેરો જ સિદ્ધ થાય છે. કૃષ્ણ જે રીતે એને મહેણું મારે છે એમા 'કૃષ્ણીય' ગૌરવ ઝાખું જ પડે છે પણ કર્ણ તો પોતાનુ ગૌરવ વધારી જ દે છે.

ઘટે નહીં, હે યદુવીર યોદ્ધવા
મણો રૂઝયા-અર્ધરૂઝયા બીજાના

અને આટલું કહેતાવેંત પોતાના જીવનના કારુણ્યને વ્યક્ત કરતો એ પોતાના આજીવન સંઘર્ષને ખૂબ સમભાવપૂર્વક સ્વીકારે છે

એ તુચ્છકારો અપમાન કારમાં,
કોઠે મને એ સહુ છે પડી ગયાં.

આમાં માત્ર ભીષ્મે કરેલા અપમાનની જ વાત નથી. દ્રૌપદીએ કરેલું, રંગમંડપમા અર્જુને કરેલું, વિદ્યાભ્યાસવેળાએ પરશુરામે કરેલું આ બધા અપમાનોનો અહીં સરવાળો જ નહિ ગુણાકાર પણ થયો છે। આ ગુણાકારની પળે પણ એ સત્વરે વિવેકબુદ્ધિ મેળવી લે છે અને આગળ કહે છે:

ગાંગેય ખીજે ક્યમ આમ આકળા
મારી પરે, કૃષ્ણથી છે અજાણ્યું તે?
એ શૌર્યના ધોધ સમાન ભીષ્મને
વીરત્વ તો મારું ઘણું ગમે છે,
એ ક્ષાત્રના રક્ષકને પરંતુ
કુજન્મ મારો કપરો કડે છે

આમ ભીષ્મના રોષનેય ક્ષમા કરતો ઉદારચિત્ત કર્ણ એ રોષના રહસ્યને પામીને કહે છે:

હું કૌરવોમા રહી કૌરવોની,
ગાંગેયથીયે કરું ઝાઝી રક્ષા,
છે એ જ પ્રત્યુત્તર ભીષ્મયોગ્ય,

નાની લીટીની બાજુમા મોટી લીટી દોરી લેવાથી પેલી લીટી આપોઆપ નાની બની જાય છે એને ભૂંસવાની જરૂર નથી પડતી એ સિદ્ધાંત જાણે કર્ણ અહીં પ્રતિપાદિત કરે છે. આથી વિપરીત જો કર્ણ પાંડવપક્ષે ભળી જાય તો ભીષ્મ પણ એને જ્યેષ્ઠ પાંડવ કરીને કહેશે—

'તપ્યાં કરો પૌરુષ તારું પાંડવ!'

પણ આમ કરવાથી તો એ પ્રીતિની અંજલિ કર્ણ નહિ પામે — પાંડુ જ પામશે। કર્ણને સ્નેહપૂર્વક અપાયેલા એ આશીર્વાદ કર્ણના પૌરુષને નહિ હોય — પાંડુના લોહીના સંબંધને હશે અને કર્ણ ક્યા પાંડુપુત્ર હતો? કર્ણ અહીં આકાશને આંજતો હોય એમ કહી દે છે:

હું કર્ણ, હું કર્ણ, ન પાંડુપુત્ર,
સ્વીકારવું પ્હેલું ઘટે જ એહ.

અને અહીં સામ, દામ, દંડ, ભેદનાં તમામ શસ્ત્રો અફળ થયા એ કૃષ્ણ સ્વીકારી લે છે. હવે જેને તર્કબદ્ધ કહી શકાય એવુ કહેવા જેવુ જાણે કશુ રહ્યુ નથી એટલે કૃષ્ણ કર્ણના વ્યક્તિત્વ અને વિચારધારાને આક્ષેપોથી નવાજે છે.

—તું વ્યક્તિ આડે ન જુએ સમષ્ટિને.

થોડી વાર પહેલા જ કર્ણે કહ્યુ છે – સ્થાપીશ વ્યક્તિત્વની વીરતા હું – એને લક્ષમા રાખીને કૃષ્ણ એનું હાર્દ પકડવાને જાણે બીજે છેડેથી કર્ણને છંછેડે છે. કર્ણની યુદ્ધમીમાંસા વ્યક્તિલક્ષી છે એમા સમષ્ટિનું કોઈ કલ્યાણ નથી એવો પ્રહાર કળ ચડી જાય એવો છે પણ કર્ણ તો હવે એની સંવેદનામા જાણે બધિર થઈ ગયો છે. એ આ પ્રહાર પણ એક જુદા જ ભાવથી સ્વીકારી લે છે. ૨૪૬થી ૨૬૫ સુધીની લગભગ વીસેક પંક્તિઓમા કર્ણની સમગ્ર જીવનદૃષ્ટિ પ્રતિબિંબિત થાય છે. પોતે સમષ્ટિનું હિત જોતો નથી એવા કૃષ્ણના આક્ષેપના જવાબમા એ કહે છે:

—કે હીન જન્મે નહિ હીન માનવ,
કે હીન કર્મે કરી હીન માનવ.
લડી રહ્યો હું'ય સમષ્ટિ કાજ.
સમષ્ટિમા જે સહુ જન્મહીણા

જીવે, વળી ભાવિ વિષેય જીવશે,
એ સર્વના જન્મકલંક કેરાં
અન્યાય ધોવા મથું છું સ્વરક્તથી.
મારેય હૈયે હિત છે સમષ્ટિનું.

. . .

મનુષ્ય જે જન્મથકી દુભાયાં
તેનું રચું ઉજ્જવલ ભાવિ આજ હું.

કર્ણનું યુદ્ધ વ્યક્તિલક્ષી નથી, સિદ્ધાંતલક્ષી છે. એને જે અન્યાયો થયા છે એ એના કહેવાતા હીન જન્મ માટે છે. હીનતા જન્મની ન હોય, કર્મની હોય. મહત્ત્વ જન્મનું નથી, પૌરુષનું છે. જન્મે હીન ગણાતા મનુષ્યોના ઉજ્જવલ ભાવિ માટે પોતે લડી રહ્યો છે એવો કર્ણનો આ ઉત્તર ભલે પૂર્ણ રૂપે ઉચિત કે વાસ્તવિક નથી પણ અહીં કાવ્યમાં તો એ સૌંદર્યના પ્રતીક જેવો બની રહે છે!

પણ આટલું કહ્યા પછીય કર્ણ ભાવિના ગર્ભમાં રહેલા યુદ્ધના પરિણામને બરાબર જાણે છે. ધર્મ પાંડવપક્ષે છે એટલે પોતે સિદ્ધાંતલક્ષી યુદ્ધ લડી રહ્યો હોય તોય કૌરવપક્ષે તો અધર્મ જ છે એટલે વિજયશ્રી તો પાંડવોને જ વરશે એ કર્ણ જાણે છે. પોતે જ્યેષ્ઠ પાંડવ છે એ સત્ય જો યુધિષ્ઠિર જાણે તો એ ધર્મરાજ આ રાજ્ય જ્યેષ્ઠ ભ્રાતા કર્ણને જ સુપરત કરી દે એ નિઃશંક છે. યુધિષ્ઠિરની ધર્મવિભાવના વિશે તો કર્ણના મનમાં પણ કોઈ અંદેશો નથી. પણ યુધિષ્ઠિર આમ જો રાજ્ય પોતાને સોંપી દે તો પોતે એ રાજ્ય દુર્યોધનને સોંપી દેશે એવી સ્પષ્ટતા કર્ણ કરી નાખે છે. દુર્યોધનના ઉપકારો તથા મૈત્રીના ભાર હેઠળ કર્ણ દબાયેલો છે. કર્ણ ભારોભાર કૃતજ્ઞી છે. કૃતઘ્નતા એનાથી સંભાવિત નથી. પોતે પરાજયના પક્ષે છે એ જાણ્યા પછીય એ કૃતજ્ઞતાનો ભાવ છોડતો નથી—

ભલે થતા રાજવી ધર્મરાજ,
છે કૃષ્ણ જેને સચિવ પ્રબુદ્ધ
ને સવ્યસાચી સમ યુદ્ધવીર

આમ કર્ણ દ્દાનો દુશ્મન છે, સવ્યસાચી અર્જુન જેવો યુદ્ધવીર જેને પક્ષે હોય એ જ રાજા થાય આમ કહીને અર્જુનના પૌરુષનોય એ સ્વીકાર કરી શકે છે!

અને આમ જે સંવાદ અહીં પૂરો થાય છે એની પૂર્ણાહુતિ ટાંકણે કૃષ્ણ એક અંતિમ પ્રયત્ન કરતા હોય એમ યુદ્ધની ભયાનકતા તરફ કર્ણનું ધ્યાન દોરી લે છે.

ત્યાં રણાંગણે
ન ચાલશે દ્યૂતસભાનું કૂડ,
પાસાની આડાઅવળી ભૂંડી કળા
પ્રત્યુત્તરો જ્યાં શરથી શરોના.

પણ કર્ણ તરત જ ઉત્તર વાળે છે:

એ ભીતિ ના દંડની હોય કર્ણને.
એ ભીતિ? કે જીવનલ્હાણ ભવ્ય?

. . .

કલંક વેઠ્યું અપજન્મનું ભલે,
કલંક ફરશે અપમૃત્યુનું ન કો.

ફરી એક વાર કર્ણની જીવનવ્યથા અહીં વ્યક્ત થઈ જાય છે. યુદ્ધનો ભય નથી, પણ પોતાનું મૃત્યુ નિશ્ચિત છે એની એને જાણ છે. આ મૃત્યુ ગૌરવભર્યું હશે. પોતે આજન્મ તો અપજન્મનું કલંક વેઠ્યું છે. હવે જો મૃત્યુને વીરતાથી મેળવે તો અપમૃત્યુના કલંકથી તો બચી જાય!

બસ! હવે કૃષ્ણ પાસે કહેવા જેવું કંઈ બચ્યું નથી અને એટલે રથની ગતિને રોકવાનો આદેશ આપતાં, રથમાંથી ઊતરી રહેલા કર્ણને કહે છે —

હસ્તિનાપુરે
છે કુંતીને એક જ પુત્ર, જોજે
રહે ન એ વંચિત માતૃભક્તિથી.

હવે પછી જે નિર્માણ થવાનું છે એમાં કુંતીના છ પુત્રો પૈકી એક જ પુત્ર કર્ણ હસ્તિનાપુરમાં રહેવાનો છે. બાકીના પાંચ પુત્રો હસ્તિનાપુરની બહાર છે. કર્ણ માતૃભક્તિમાં કોઈ રીતે ઊતરતો નથી અને એટલે એની આ લાગણીને પુનઃ એક વાર સ્પર્શીને કૃષ્ણ એના યુદ્ધ-ઉન્માદને શિથિલ કરવાની

કોશિશ કરે છે. કર્ણ અહીં પણ એના વ્યક્તિત્વનુ ઉજ્જ્વળ પાસુ જ પ્રગટ કરે છે :

ચક્ષુથી ઊભરાતું
આ અશ્રુ તે અજલિ માતૃભક્તિની
હવે નહિ જન્મ, ન જોવુ જીવન,
હવે રહ્યુ જ્યા ધ્રુવ મૃત્યુ એક....

આમ આખમા ઝળઝળિયા સાથે રથમાથી નીચે ઊતરતા કર્ણની વેદના મૃત્યુની પ્રતીક્ષા સાથે પ્રગટ થાય છે. આ પ્રગટીકરણ સાથે જ કાવ્ય સમેટાઈ જાય છે। સમેટાઈ જતા કાવ્યનું આ છેલ્લુ ચિત્ર આખ સામેથી કદી ન ખસે એવુ ઘટ્ટ બનીને દોરાઈ જાય છે.

મહાભારત, ભાગવત તથા હરિવંશમા મુખ્યત્વે કૃષ્ણની કથા આલેખાઈ છે આ ગ્રંથત્રયીના સખ્યાબંધ પ્રસંગોમા એકેય પ્રસગ એવો નથી જ્યા કૃષ્ણની ઉપસ્થિતિ હોય અને બીજું એકેય પાત્ર કૃષ્ણથી ચડિયાતુ લાગતુ હોય। કૃષ્ણ જ પ્રત્યેક પ્રસંગે મહામાનવ તરીકે આલેખાયા છે. એકમાત્ર વિષ્ટિની નિષ્ફળતા પછીનો આ પ્રસંગ જ એવો છે કે જેમા પહેલી નજરે જોનારને દેખીતી રીતે કૃષ્ણ ઝાખા પડી જતા અને કર્ણ વધુ ઉદાત્ત બનતો લાગે છે। આ પ્રથમદર્શી વિભાવનામા સત્ય પણ છે જ પણ કૃષ્ણને સમજવા માટે તો પ્રથમદર્શી વિભાવના નહિ ચાલે। કર્ણને 'પક્ષપલટો' કરવા લલચાવતા કૃષ્ણ, દ્રૌપદીની લાલચ આપતા કૃષ્ણ અહીં ઝંખવાય છે પણ કૃષ્ણ મહામાનવ છે— કર્ણ ગમે એવો હોય તોય એ મહામાનવ નથી. કૃષ્ણ પોતાના આ કૃત્યથી પોતાનું વ્યક્તિત્વ ઝંખવાશે એ ન સમજતા હોય એ સંભવિત નથી પણ કૃષ્ણ નામની એક વ્યક્તિનું જીવન ભલે થોડુંક ઝખવાય પણ જો યુદ્ધ નિવારી શકાતું હોય, લાખો જીવોની હાનિ રોકી શકાતી હોય અને ધર્મપક્ષે વગર યુદ્ધે સમાધાન થતું હોય તો કૃષ્ણનું વ્યક્તિગત મહત્ત્વ ભલે ઝખવાતું। અને આ જ તો છે કૃષ્ણહૈયે વસેલું સમષ્ટિનું હિત। મહાભારતના સમગ્ર યુદ્ધમા એકમાત્ર કૃષ્ણ જ સમષ્ટિના હિતનુ યુદ્ધ, નિઃશસ્ત્ર રહીને લડયા છે બાકી તમામ પાત્રો ભીષ્મથી માંડીને યુધિષ્ઠિર સુધી સહુ વ્યક્તિગત અપેક્ષાઓ આકાક્ષાઓ-ગણતરીઓ અને ધારણાઓથી લડયા છે। અને આ જ તો છે કૃષ્ણનું કૃષ્ણત્વ।

ગુજરાતી કવિતા સાહિત્યનું જો એક જ કાવ્ય બચાવી લેવાનો પ્રસંગ મારા માટે ઉપસ્થિત થાય તો શ્રી ઉમાશંકર જોશીના આ 'કર્ણ કૃષ્ણ' કાવ્યને જ બચાવી લેવાનુ હુ પસંદ કરું।

❋

## વિજા હેસેલ *

પાછાં વળી જતા મોજાં
પાછું વળીને જુએ છે ખરા ?
સમુદ્રપ્રેમીઓ બોલાવી રહે છે છતાં ?
જોકે તરત પુરાઈ જાય છે
એમની ખોટ
તત્કાલ ચડી આવતાં નવાં મોજાંથી
મને યાદ આવે છે,
મેય પીઠ ફેરવી લીધી છે
કેટલીક વાર.
મક્કમ પગલે ચાલી ગઈ છું
ઊંધી દિશામાં—
હૃદય વળ ખઈને જોતું રહ્યું છે.
સાદ પાડયો નથી, જોકે, મને
કોઈએ
પુરાઈ ગઈ હશે તરત
મારી ખોટ પણ

—પ્રીતિ સેનગુપ્તા

* આર્જેન્ટિનાનુ એક ગામ

# વિવેચન વિશે*

[રમણલાલ જોશીની મુલાકાત]

**તમોએ સાહિત્યવિવેચન લખવાનો આરંભ ક્યારે કર્યો? પ્રથમ વિવેચન-લેખ ક્યાં અને ક્યારે પ્રગટ થયો?**

આમ તો સામયિકોમાં નાનાંમોટાં લખાણો પ્રગટ થતાં, પણ ૧૯૫૨માં કવિ સુન્દરમ્‌નો 'યાત્રા' સંગ્રહ પ્રગટ થયેલો. એ પછી શ્રી સુન્દરમ્ સાથે ઉત્તર ગુજરાતનો પ્રવાસ કરવાનું બન્યું. પ્રવાસમાં યાત્રાની કવિતા વિશે વાત થતી. એકાદ બે કાવ્યો તેમની પાસે ગવડાવેલાં પણ ખરાં! એ પછી મારા વતન વડનગર ગયો. સંગ્રહ ફરીવાર વાંચી ગયો. આંતરપ્રેરણાથી યાત્રાની કવિતા વિશે એક લેખ લખાઈ ગયો. પણ એ મોકલવો ક્યાં? 'સંસ્કૃતિ'નો હું આરંભકાળથી ગ્રાહક હતો. નિયમિત વાંચતો. ઘણું ગમતું. આ લેખ મેં ઉમાશંકર જોશીને 'સંસ્કૃતિ' માટે મોકલ્યો – ઘણા સંકોચ સાથે. એ વખતે હું એમ.એ. થયો ન હતો. 'રમણલાલ જોશી, બી.એ. ઑનર્સ, અમર થોળ, બ્રાહ્મણશેરી, વડનગર (ઉ.ગુ.)' એ સરનામેથી રવાના કર્યો. થોડા દિવસો પછી ઉમાશંકરનો પત્ર આવ્યો કે તેમને આ લેખ ગમ્યો છે અને ઑગસ્ટના અંકમાં પ્રગટ કરશે. એ સાથે તેમણે વિવેચનક્ષેત્રે કામ કરવાની પ્રેરણા આપી. 'સંસ્કૃતિ'ના ઑગસ્ટ ૧૯૫૩ના અંકમાં પ્રગટ થયેલો 'યાત્રાની કવિતા' વિશેનો લેખ એ મારો પ્રથમ ગણનાપાત્ર વિવેચનલેખ. એ પછી ૧૯૫૪માં હું ગુજરાત યુનિવર્સિટીના ભાષાસાહિત્ય ભવનમાં ઉમાશંકરના સહકાર્યકર તરીકે જોડાયો. તરત જ ઉમાશંકરના માર્ગદર્શન હેઠળ 'ગોવર્ધનરામ – એક અધ્યયન' પીએચ.ડી.નું રજિસ્ટ્રેશન કરાવ્યું. સતત એમનું પ્રેરક સાન્નિધ્ય મેળવવાનું સદ્‌ભાગ્ય સાંપડ્યું. જે કોઈ વિવેચનલેખો લખાતા તે હું એમને બતાવતો કોઈ વાર તે ન પણ સ્વીકારતા છતાં ઉમાશંકરની નજર તળેથી એ લખાણો પસાર થતાં એનો સંતોષ પણ રહેતો. 'યાત્રાની કવિતા'થી આરંભાયેલી મારી વિવેચનયાત્રા આગળ ચાલી. એ સમયમાં મારાં મોટા ભાગનાં વિવેચનાત્મક લખાણો 'સંસ્કૃતિ'માં પ્રગટ થયેલાં છે. અમુક સમયગાળામાં ઉમાશંકરના સૂચનથી પુસ્તકોનાં અવલોકનો 'સંસ્કૃતિ'માં નિયમિત લખતો. મારા વિવેચક તરીકેના વિકાસમાં ઉમાશંકર અને 'સંસ્કૃતિ'નો ફાળો અવિસ્મરણીય છે.

**તમારો પ્રથમ વિવેચનસંગ્રહ કયો? ક્યારે પ્રગટ થયો?**

મારો પીએચ.ડી.નો મહાનિબંધ 'ગોવર્ધનરામ —એક અધ્યયન' ૧૯૬૩માં પ્રગટ થયો એ મારું વિવેચનવિષયક પ્રથમ પુસ્તક. મને સાહિત્ય જેટલો જ રસ અધ્યાત્મમાં પણ ખરો. ૧૯૬૮માં મેં ધર્મ અને ધર્મસાહિત્ય અંગેના લેખોનો સંગ્રહ 'અભીપ્સા' પ્રગટ કરેલો. એના આગલા વર્ષે ૧૯૬૭માં ઉમાશંકરના સહયોગમાં 'અખેગીતા'ની સંશોધિત આવૃત્તિ પ્રગટ થયેલી. એ પછી મારાં વિવેચનાત્મક લખાણોના બે સંગ્રહો તૈયાર કરેલા. પહેલો સંગ્રહ 'પરિમાણ' ૧૯૬૯મા અને બીજો સંગ્રહ 'શબ્દસેતુ' ૧૯૭૦મા પ્રગટ થયો. એક રીતે 'પરિમાણ' અને 'શબ્દસેતુ'ને હું મારા પ્રથમ વિવેચનસંગ્રહો ગણું છું.

**વિવેચક થવાનું સ્વપ્ન ક્યારે સેવેલું?**

સભાનપણે વિવેચક થવાનું કોઈ સ્વપ્ન ન હતું. સરેરાશ સાહિત્યરસિક તરીકે મેં પ્રથમ કાવ્યો લખેલાં. આ કાવ્યો એ સમયના બે મોટા વિવેચકો રા.વિ. પાઠક

* શ્રી પ્રવીણ દરજી અને શ્રી ધીરુબહેન પટેલે 'શબ્દસૃષ્ટિ' માટે લીધેલી મુલાકાત.

કોશિશ કરે છે. કર્ણ અહીં પણ એના વ્યક્તિત્વનું ઉજ્જ્વળ પાસું જ પ્રગટ કરે છે:

ચક્ષુથી ઊભરાતું
આ અશ્રુ તે અજલિ માતૃભક્તિની
હવે નહિ જન્મ, ન જોવું જીવન,
હવે રહ્યું જ્યા ધ્રુવ મૃત્યુ એક....

આમ આખમા ઝળઝળિયા સાથે રથમાથી નીચે ઊતરતા કર્ણની વેદના મૃત્યુની પ્રતીક્ષા સાથે પ્રગટ થાય છે. આ પ્રગટીકરણ સાથે જ કાવ્ય સમેટાઈ જાય છે। સમેટાઈ જતા કાવ્યનું આ છેલ્લુ ચિત્ર આખ સામેથી કદી ન ખસે એવુ ઘટ્ટ બનીને દોરાઈ જાય છે.

મહાભારત, ભાગવત તથા હરિવંશમા મુખ્યત્વે કૃષ્ણની કથા આલેખાઈ છે આ ગ્રંથત્રયીના સખ્યાબંધ પ્રસગોમા એકેય પ્રસગ એવો નથી જ્યા કૃષ્ણની ઉપસ્થિતિ હોય અને બીજું એકેય પાત્ર કૃષ્ણથી ચડિયાતું લાગતું હોય। કૃષ્ણ જ પ્રત્યેક પ્રસગે મહામાનવ તરીકે આલેખાયા છે. એકમાત્ર વિષ્ટિની નિષ્ફળતા પછીનો આ પ્રસંગ જ એવો છે કે જેમા પહેલી નજરે જોનારને દેખીતી રીતે કૃષ્ણ ઝાખા પડી જતા અને કર્ણ વધુ ઉદાત્ત બનતો લાગે છે। આ પ્રથમદર્શી વિભાવનામા સત્ય પણ છે જ પણ કૃષ્ણને સમજવા માટે તો પ્રથમદર્શી વિભાવના નહિ ચાલે। કર્ણને 'પક્ષપલટો' કરવા લલચાવતા કૃષ્ણ, દ્રૌપદીની લાલચ આપતા કૃષ્ણ અહીં ઝંખવાન છે પણ કૃષ્ણ મહામાનવ છે – કર્ણ ગમે એવો હોય તોય એ મહામાનવ નથી. કૃષ્ણ પોતાના આ કૃત્યથી પોતાનું વ્યક્તિત્વ ઝંખવાશે એ ન સમજતા હોય એ સંભવિત નથી પણ કૃષ્ણ નામની એક વ્યક્તિનું જીવન ભલે થોડુંક ઝખવાય પણ જો યુદ્ધ નિવારી શકાતું હોય, લાખો જીવોની હાનિ રોકી શકાતી હોય અને ધર્મપક્ષે વગર યુદ્ધે સમાધાન થતું હોય તો કૃષ્ણનું વ્યક્તિગત મહત્ત્વ ભલે ઝખવાતું। અને આ જ તો છે કૃષ્ણહૈયે વસેલુ સમષ્ટિનું હિત। મહાભારતના સમગ્ર યુદ્ધમા એકમાત્ર કૃષ્ણ જ સમષ્ટિના હિતનુ યુદ્ધ, નિઃશસ્ત્ર રહીને લડયા છે બાકી તમામ પાત્રો ભીષ્મથી માંડીને યુધિષ્ઠિર સુધી સહુ વ્યક્તિગત અપેક્ષાઓ આકાક્ષાઓ-ગણતરીઓ અને ધારણાઓથી લડયા છે। અને આ જ તો છે કૃષ્ણનું કૃષ્ણત્વ।

ગુજરાતી કવિતા સાહિત્યનું જો એક જ કાવ્ય બચાવી લેવાનો પ્રસંગ મારા માટે ઉપસ્થિત થાય તો શ્રી ઉમાશંકર જોશીના આ 'કર્ણ કૃષ્ણ' કાવ્યને જ બચાવી લેવાનુ હું પસંદ કરું।

## વિજા હેસેલ *

પાછાં વળી જતા મોજાં
પાછું વળીને જુએ છે ખરા ?
સમુદ્રપ્રેમીઓ બોલાવી રહે છે છતાં ?
જોકે તરત પુરાઈ જાય છે
એમની ખોટ
તત્કાલ ચડી આવતાં નવાં મોજાંથી
મને યાદ આવે છે,
મેંય પીઠ ફેરવી લીધી છે
કેટલીક વાર.
મક્કમ પગલે ચાલી ગઈ છું
ઊંધી દિશામા—
હૃદય વળ ખઈને જોતું રહ્યુ છે.
સાદ પાડયો નથી, જોકે, મને
કોઈએ
પુરાઈ ગઈ હશે તરત
મારી ખોટ પણ

—પ્રીતિ સેનગુપ્તા

* આર્જેન્ટિનાનું એક ગામ

# વિવેચન વિશે*

## [રમણલાલ જોશીની મુલાકાત]

**તમોએ સાહિત્યવિવેચન લખવાનો આરંભ ક્યારે કર્યો? પ્રથમ વિવેચન-લેખ ક્યાં અને ક્યારે પ્રગટ થયો?**

આમ તો સામયિકોમાં નાનાંમોટાં લખાણો પ્રગટ થતાં, પણ ૧૯૫૧માં કવિ સુન્દરમ્‌નો 'યાત્રા' સંગ્રહ પ્રગટ થયેલો. એ પછી શ્રી સુન્દરમ્ સાથે ઉત્તર ગુજરાતનો પ્રવાસ કરવાનું બન્યું. પ્રવાસમાં યાત્રાની કવિતા વિશે વાત થતી. એકાદ બે કાવ્યો તેમની પાસે ગવડાવેલાં પણ ખરાં! એ પછી મારા વતન વડનગર ગયો. સંગ્રહ ફરીવાર વાંચી ગયો. આંતરપ્રેરણાથી યાત્રાની કવિતા વિશે એક લેખ લખાઈ ગયો. પણ એ મોકલવો ક્યાં? 'સંસ્કૃતિ'નો હું આરંભકાળથી ગ્રાહક હતો. નિયમિત વાંચતો. ઘણું ગમતું. આ લેખ મેં ઉમાશંકર જોશીને 'સંસ્કૃતિ' માટે મોકલ્યો – ઘણા સંકોચ સાથે. એ વખતે હું એમ.એ. થયો ન હતો. 'રમણલાલ જોશી, બી.એ. ઑનર્સ, અમર થોળ, બ્રાહ્મણશેરી, વડનગર (ઉ.ગુ.)' એ સરનામાથી રવાના કર્યો. થોડા દિવસો પછી ઉમાશંકરનો પત્ર આવ્યો કે તેમને આ લેખ ગમ્યો છે અને ઑગસ્ટના અંકમાં પ્રગટ કરશે. એ સાથે તેમણે વિવેચનક્ષેત્રે કામ કરવાની પ્રેરણા આપી. 'સંસ્કૃતિ'ના ઑગસ્ટ ૧૯૫૩ના અંકમાં પ્રગટ થયેલો 'યાત્રાની કવિતા' વિશેનો લેખ એ મારો પ્રથમ ગણનાપાત્ર વિવેચનલેખ. એ પછી ૧૯૫૪માં હું ગુજરાત યુનિવર્સિટીના ભાષાસાહિત્ય ભવનમાં ઉમાશંકરના સહકાર્યકર તરીકે જોડાયો. તરત જ ઉમાશંકરના માર્ગદર્શન હેઠળ 'ગોવર્ધનરામ – એક અધ્યયન' પીએચ.ડી.નું રજિસ્ટ્રેશન કરાવ્યું. સતત એમનું પ્રેરક સાન્નિધ્ય મેળવવાનું સદ્‌ભાગ્ય સાંપડ્યું. જે કોઈ વિવેચનલેખો લખાતા તે હું એમને બતાવતો કોઈ વાર તે ન પણ સ્વીકારતા છતાં ઉમાશંકરની નજર તળેથી એ લખાણો પસાર થતાં એનો સંતોષ પણ રહેતો. 'યાત્રાની કવિતા'થી આરંભાયેલી મારી વિવેચનયાત્રા આગળ ચાલી. એ સમયમાં મારાં મોટા ભાગનાં વિવેચનાત્મક લખાણો 'સંસ્કૃતિ'માં પ્રગટ થયેલાં છે. અમુક સમયગાળામાં ઉમાશંકરના સૂચનથી પુસ્તકોનાં અવલોકનો 'સંસ્કૃતિ'માં નિયમિત લખતો. મારા વિવેચક તરીકેના વિકાસમાં ઉમાશંકર અને 'સંસ્કૃતિ'નો ફાળો અવિસ્મરણીય છે.

**તમારો પ્રથમ વિવેચનસંગ્રહ કયો? ક્યારે પ્રગટ થયો?**

મારો પીએચ.ડી.નો મહાનિબંધ 'ગોવર્ધનરામ —એક અધ્યયન' ૧૯૬૩માં પ્રગટ થયો એ મારું વિવેચનવિષયક પ્રથમ પુસ્તક. મને સાહિત્ય જેટલો જ રસ અધ્યાત્મમાં પણ ખરો. ૧૯૬૮માં મેં ધર્મ અને ધર્મસાહિત્ય અંગેના લેખોનો સંગ્રહ 'અભીપ્સા' પ્રગટ કરેલો. એના આગલા વર્ષે ૧૯૬૭માં ઉમાશંકરના સહયોગમાં 'અખેગીતા'ની સંશોધિત આવૃત્તિ પ્રગટ થયેલી. એ પછી મારાં વિવેચનાત્મક લખાણોના બે સંગ્રહો તૈયાર કરેલા. પહેલો સંગ્રહ 'પરિમાણ' ૧૯૬૯મા અને બીજો સંગ્રહ 'શબ્દસેતુ' ૧૯૭૦મા પ્રગટ થયો. એક રીતે 'પરિમાણ' અને 'શબ્દસેતુ'ને હું મારા પ્રથમ વિવેચનસંગ્રહો ગણું છું.

**વિવેચક થવાનું સ્વપ્ન ક્યારે સેવેલું?**

સભાનપણે વિવેચક થવાનું કોઈ સ્વપ્ન ન હતું. સરેરાશ સાહિત્યરસિક તરીકે મેં પ્રથમ કાવ્યો લખેલાં. આ કાવ્યો એ સમયના બે મોટા વિવેચકો રા.વિ. પાઠક

---

* શ્રી પ્રવીણ દરજી અને શ્રી ધીરુબહેન પટેલે 'શબ્દસૃષ્ટિ' માટે લીધેલી મુલાકાત.

કોશિશ કરે છે. કર્ણ અહીં પણ એના વ્યક્તિત્વનું ઉજ્જવળ પાસું જ પ્રગટ કરે છે:

ચક્ષુથી ઊભરાતું
આ અશ્રુ તે અંજલિ માતૃભક્તિની.
હવે નહિ જન્મ, ન જોવું જીવન,
હવે રહ્યું જ્યાં ધ્રુવ મૃત્યુ એક....

આમ આંખમાં ઝળઝળિયા સાથે રથમાંથી નીચે ઊતરતા કર્ણની વેદના મૃત્યુની પ્રતીક્ષા સાથે પ્રગટ થાય છે. આ પ્રગટીકરણ સાથે જ કાવ્ય સમેટાઈ જાય છે! સમેટાઈ જતા કાવ્યનું આ છેલ્લું ચિત્ર આંખ સામેથી કદી ન ખસે એવું ઘટ્ટ બનીને દોરાઈ જાય છે.

મહાભારત, ભાગવત તથા હરિવંશમાં મુખ્યત્વે કૃષ્ણની કથા આલેખાઈ છે. આ ગ્રંથત્રયીના સંખ્યાબંધ પ્રસંગોમાં એકેય પ્રસંગ એવો નથી જ્યાં કૃષ્ણની ઉપસ્થિતિ હોય અને બીજું એકેય પાત્ર કૃષ્ણથી ચડિયાતું લાગતું હોય! કૃષ્ણ જ પ્રત્યેક પ્રસંગે મહામાનવ તરીકે આલેખાયા છે. એકમાત્ર વિષ્ટિની નિષ્ફળતા પછીનો આ પ્રસંગ જ એવો છે કે જેમાં પહેલી નજરે જોનારને દેખીતી રીતે કૃષ્ણ ઝાંખા પડી જતા અને કર્ણ વધુ ઉદાત્ત બનતો લાગે છે! આ પ્રથમદર્શી વિભાવનામાં સત્ય પણ છે જ પણ કૃષ્ણને સમજવા માટે તો પ્રથમદર્શી વિભાવના નહિ ચાલે! કર્ણને 'પક્ષપલટો' કરવા લલચાવતા કૃષ્ણ, દ્રૌપદીની લાલચ આપતા કૃષ્ણ અહીં ઝંખવાય છે પણ કૃષ્ણ મહામાનવ છે — કર્ણ ગમે એવો હોય તોય એ મહામાનવ નથી. કૃષ્ણ પોતાના આ કૃત્યથી પોતાનું વ્યક્તિત્વ ઝંખવાશે એ ન સમજતા હોય એ સંભવિત નથી પણ કૃષ્ણ નામની એક વ્યક્તિનું જીવન ભલે થોડુંક ઝંખવાય પણ જો યુદ્ધ નિવારી શકાતું હોય, લાખો જીવોની હાનિ રોકી શકાતી હોય અને ધર્મપક્ષે વગર યુદ્ધે સમાધાન થતું હોય તો કૃષ્ણનું વ્યક્તિગત મહત્ત્વ ભલે ઝંખવાતું! અને આ જ તો છે કૃષ્ણહૈયે વસેલું સમષ્ટિનું હિત! મહાભારતના સમગ્ર યુદ્ધમાં એકમાત્ર કૃષ્ણ જ સમષ્ટિના હિતનું યુદ્ધ, નિઃશસ્ત્ર રહીને લડ્યા છે. બાકી તમામ પાત્રો ભીષ્મથી માંડીને યુધિષ્ઠિર સુધી સહુ વ્યક્તિગત અપેક્ષાઓ-આકાંક્ષાઓ-ગણતરીઓ અને ધારણાઓથી લડ્યા છે! અને આ જ તો છે કૃષ્ણનું કૃષ્ણત્વ!

ગુજરાતી કવિતા સાહિત્યનું જો એક જ કાવ્ય બચાવી લેવાનો પ્રસંગ મારા માટે ઉપસ્થિત થાય તો શ્રી ઉમાશંકર જોશીના આ 'કર્ણ-કૃષ્ણ' કાવ્યને જ બચાવી લેવાનું હું પસંદ કરું!

## વિજા હેસેલ *

પાછાં વળી જતાં મોજાં
પાછું વળીને જુએ છે ખરાં?
સમુદ્રપ્રેમીઓ બોલાવી રહે છે છતાં?
જોકે તરત પુરાઈ જાય છે
એમની ખોટ
તત્કાલ ચડી આવતાં નવાં મોજાંથી.
મને યાદ આવે છે,
મેંય પીઠ ફેરવી લીધી છે
કેટલીક વાર.
મક્કમ પગલે ચાલી ગઈ છું
ઊંધી દિશામાં—
હૃદય વળ ખાઈને જોતું રહ્યું છે.
સાદ પાડ્યો નથી, જોકે, મને
કોઈએ
પુરાઈ ગઈ હશે તરત
મારી ખોટ પણ

—પ્રીતિ સેનગુપ્તા

* આર્જેન્ટિનાનું એક ગામ.

# વિવેચન વિશે*

## [રમણલાલ જોશીની મુલાકાત]

**તમોએ સાહિત્યવિવેચન લખવાનો આરંભ ક્યારે કર્યો? પ્રથમ વિવેચન-લેખ ક્યાં અને ક્યારે પ્રગટ થયો?**

આમ તો સામયિકોમાં નાનાંમોટાં લખાણો પ્રગટ થતાં, પણ ૧૯૫૧માં કવિ સુન્દરમ્‌નો 'યાત્રા' સંગ્રહ પ્રગટ થયેલો. એ પછી શ્રી સુન્દરમ્ સાથે ઉત્તર ગુજરાતનો પ્રવાસ કરવાનું બન્યું. પ્રવાસમાં યાત્રાની કવિતા વિશે વાત થતી. એકાદ બે કાવ્યો તેમની પાસે ગવડાવેલાં પણ ખરાં! એ પછી મારા વતન વડનગર ગયો. સંગ્રહ ફરીવાર વાંચી ગયો. આંતરપ્રેરણાથી યાત્રાની કવિતા વિશે એક લેખ લખાઈ ગયો. પણ એ મોકલવો ક્યાં? 'સંસ્કૃતિ'નો હું આરંભકાળથી ગ્રાહક હતો. નિયમિત વાંચતો. ઘણું ગમતું. આ લેખ મેં ઉમાશંકર જોશીને 'સંસ્કૃતિ' માટે મોકલ્યો – ઘણા સંકોચ સાથે. એ વખતે હું એમ.એ. થયો ન હતો. 'રમણલાલ જોશી, બી.એ. ઑનર્સ, અમર થોળ, બ્રાહ્મણશેરી, વડનગર (ઉ.ગુ.)' એ સરનામેથી રવાના કર્યો. થોડા દિવસો પછી ઉમાશંકરનો પત્ર આવ્યો કે તેમને આ લેખ ગમ્યો છે અને ઑગસ્ટના અંકમાં પ્રગટ કરશે. એ સાથે તેમણે વિવેચનક્ષેત્રે કામ કરવાની પ્રેરણા આપી. 'સંસ્કૃતિ'ના ઑગસ્ટ ૧૯૫૩ના અંકમાં પ્રગટ થયેલો 'યાત્રાની કવિતા' વિશેનો લેખ એ મારો પ્રથમ ગણનાપાત્ર વિવેચનલેખ. એ પછી ૧૯૫૪માં હું ગુજરાત યુનિવર્સિટીના ભાષાસાહિત્ય ભવનમાં ઉમાશંકરના સહકાર્યકર તરીકે જોડાયો. તરત જ ઉમાશંકરના માર્ગદર્શન હેઠળ 'ગોવર્ધનરામ – એક અધ્યયન' પીએચ.ડી.નું રજિસ્ટ્રેશન કરાવ્યું. સતત એમનું પ્રેરક સાન્નિધ્ય મેળવવાનું સદ્‌ભાગ્ય સાંપડ્યું. જે કોઈ વિવેચનલેખો લખાતા તે હું એમને બતાવતો કોઈ વાર તે ન પણ સ્વીકારતા છતાં ઉમાશંકરની નજર તળેથી એ લખાણો પસાર થતાં એનો સંતોષ પણ રહેતો. 'યાત્રાની કવિતા'થી આરંભાયેલી મારી વિવેચનયાત્રા આગળ ચાલી. એ સમયમાં મારાં મોટા ભાગનાં વિવેચનાત્મક લખાણો 'સંસ્કૃતિ'માં પ્રગટ થયેલાં છે. અમુક સમયગાળામાં ઉમાશંકરના સૂચનથી પુસ્તકોનાં અવલોકનો 'સંસ્કૃતિ'માં નિયમિત લખતો. મારા વિવેચક તરીકેના વિકાસમાં ઉમાશંકર અને 'સંસ્કૃતિ'નો ફાળો અવિસ્મરણીય છે.

**તમારો પ્રથમ વિવેચનસંગ્રહ કયો? ક્યારે પ્રગટ થયો?**

મારો પીએચ.ડી.નો મહાનિબંધ 'ગોવર્ધનરામ —એક અધ્યયન' ૧૯૬૩માં પ્રગટ થયો એ મારું વિવેચનવિષયક પ્રથમ પુસ્તક. મને સાહિત્ય જેટલો જ રસ અધ્યાત્મમાં પણ ખરો. ૧૯૬૮માં મેં ધર્મ અને ધર્મસાહિત્ય અંગેના લેખોનો સંગ્રહ 'અભીપ્સા' પ્રગટ કરેલો. એના આગલા વર્ષે ૧૯૬૭માં ઉમાશંકરના સહયોગમાં 'અખેગીતા'ની સંશોધિત આવૃત્તિ પ્રગટ થયેલી. એ પછી મારાં વિવેચનાત્મક લખાણોના બે સંગ્રહો તૈયાર કરેલા. પહેલો સંગ્રહ 'પરિમાણ' ૧૯૬૯મા અને બીજો સંગ્રહ 'શબ્દસેતુ' ૧૯૭૦મા પ્રગટ થયો. એક રીતે 'પરિમાણ' અને 'શબ્દસેતુ'ને હું મારા પ્રથમ વિવેચનસંગ્રહો ગણું છું.

**વિવેચક થવાનું સ્વપ્ન ક્યારે સેવેલું?**

સભાનપણે વિવેચક થવાનું કોઈ સ્વપ્ન ન હતું. સરેરાશ સાહિત્યરસિક તરીકે મેં પ્રથમ કાવ્યો લખેલાં. આ કાવ્યો એ સમયના બે મોટા વિવેચકો રા.વિ. પાઠક

* શ્રી પ્રવીણ દરજી અને શ્રી ધીરુબહેન પટેલે 'શબ્દસૃષ્ટિ' માટે લીધેલી મુલાકાત.

અને વિશ્વનાથ મ. ભટ્ટને મોકલેલા. કાવ્યોની સાથે મિતાક્ષરી રસદર્શી વિવેચન પણ ખરું! પ્રત્યુત્તર કાંઈક એવો આવેલો કે કવિતા કરતાં વિવેચન મને વધુ અનુકૂળ બનશે. કાવ્યો ઉપરાંત વાર્તા પણ લખેલી. ઝવેરચંદ મેઘાણી... શ્રી ગોકુળદાસ રાયચૂરાના 'શારદા'માં મારી એક વાર્તા 'ઓઢા' પ્રગટ પણ થયેલી. એ પછી રાણપુરથી પ્રગટ થતા 'જીવનપ્રકાશ' માસિકમાં તંત્રી મોહનલાલ ધ. દવેએ અવલોકનનો વિભાગ 'કિતાબ અને કસોટી' મને સોંપ્યો. એમાં મેં થોડાં વર્ષો નિયમિત ગ્રંથાવલોકન કર્યું હતું.

**સાહિત્ય પ્રત્યેનો રસ ઉત્પન્ન થવાનાં કારણો? કોઈ એકાદ બે પ્રસંગો કહેશો?**

મૅટ્રિક સુધીનો અભ્યાસ મેં પિલવાઈની શેઠ જી. સી. હાઈસ્કૂલમાં કરેલો. અમારા એ વખતના શિક્ષકો શ્રી કચરાભાઈ પટેલ, જીવણજી સવાણી અને 'અનામી' એ સાહિત્ય પ્રત્યે સારો રસ જગાડેલો. કોઈ અમુક તમુક પુસ્તક વાંચવાનું જ નહિ પણ ગામની આખી લાઇબ્રેરી વાંચી નાખવાની પ્રેરણા આપતા. મૅટ્રિકના વર્ગમાં ભણતો ત્યારે મેં એન. એમ. ત્રિપાઠીની કં. મુંબઈમાંથી 'નિશીથ', 'વસુધા' અને 'Gujarat and its Literature' વી. પી. થી મંગાવેલાં. સાહિત્ય પદાર્થ પ્રત્યે ત્યારે દિલચસ્પી હતી. મૅટ્રિકની પરીક્ષા માટે અમે આબુ કેન્દ્ર રાખેલું. પરીક્ષાના આગલા દિવસે અમે બધા ડી. એન. હાઈસ્કૂલ, આબુની બોર્ડિંગમાં પહોંચી ગયેલા. રાત્રે સમાચાર મળ્યા કે ઝવેરચંદ મેઘાણી આવ્યા છે અને એમનો કાર્યક્રમ છે. સૌ સહ પરીક્ષાર્થીઓ સાથે સભાના સ્થળે પહોંચી ગયો. મેઘાણી આવ્યા. એમનું એ પ્રથમ દર્શન. બીજે દિવસે અંગ્રેજીનું પેપર હતું. આગ સાથીદાર મિત્રો તો પરીક્ષાની તૈયારી કરવા થોડી વારમાં ઊઠીને ચાલવા માંડ્યા પણ હું ઠેઠ સુધી બેઠો. મેઘાણીને સાંભળીને ભાવવિભોર બની ગયો. બીજે દિવસે અંગ્રેજીનું પેપર સરસ લખાયું. આગલી રાત્રે મેઘાણીનો કાર્યક્રમ છોડીને તૈયારી કરવા ગયેલા મિત્રો તો ફાંફાં મારતા હતા! પરિણામ આવ્યું ત્યારે મને એ પેપરમાં સૌથી વધુ ગુણ મળેલા!

એ પછી હું આગળ અભ્યાસ માટે વડોદરા કૉલેજમાં દાખલ થયો. અમારે જૂના વડોદરા રાજ્યનાં પ્રજાજનોને માટે તો વડોદરા નજીક હતું, અમદાવાદ દૂર હતું!

**કૉલેજના અભ્યાસ દરમ્યાન સાહિત્ય-રસનું સંવર્ધન શી રીતે થયું? કયા કયા ખ્યાતનામ સાહિત્યકારોના પરિચયમાં આવવાનું બન્યું?**

અમારી એ વખતની વડોદરા કૉલેજમાં ગુજરાતી વિષયમાં પ્રો. ચતુરભાઈ શં. પટેલ અને ડૉ. મંજુલાલ મજમુદાર એ બે અધ્યાપકો હતા. ચતુરભાઈ ન્હાનાલાલના ભક્ત. ન્હાનાલાલની કવિતા રસપૂર્વક સમજાવતા. મંજુભાઈ સંશોધનના જીવ. ગુજરાતી સાહિત્યની ગલીકૂંચીઓમાં ફેરવતા. એ વખતે ગુજરાતી સાહિત્ય મંડળનો હું સેક્રેટરી હતો, કૉલેજ મૅગેઝીનનો ગુજરાતી વિભાગનો સંપાદક હતો. એક વાર ઉમાશંકરને વ્યાખ્યાન માટે બોલાવી લાવેલો. તેમના વ્યાખ્યાનનો સાર આપતો 'મધુર સ્મરણ' નામે લેખ કૉલેજ મૅગેઝીનમાં લખેલો. એક વાર બળવંતરાય ઠાકોરને પણ નિમંત્રેલા. તેમના વાર્તાલાપ પછી પ્રશ્નોત્તરી થયેલી. મેં એક પ્રશ્ન એવો પૂછેલો કે અર્વાચીન સાહિત્યનો શ્રેષ્ઠ ઊર્મિકવિ કોણ? બલ્લુકાકા ખૂબ ચિડાઈ ગયેલા. પ્રશ્નના ઉત્તરમાં ન્હાનાલાલનું નામ તેમને નહોતું દેવું. તેમણે ચિડાઈને જવાબ આપેલો: આટલી ખબર નથી? અર્વાચીનકાળનો શ્રેષ્ઠ કવિ ગોવર્ધનરામ! એક વાર વાર્ષિકોત્સવ નિમિત્તે અમે વિષ્ણુપ્રસાદ ત્રિવેદીને બોલાવેલા. સમારંભ સારો થયેલો. એ પ્રસંગની છબી પણ જળવાયેલી છે. એ સમયમાં લેખકોને જોવા-મળવાની, તેમનાં વ્યાખ્યાનો સાંભળવાની ભારે લગની હતી. શહેરમાં કોઈ સાહિત્યિક કાર્યક્રમ હોય તો અચૂક હાજરી આપતો. એક વખતે કકાસાહેબ કાલેલકરનું વ્યાખ્યાન સાંભળવા ગયેલો. વ્યાખ્યાન સાંભળવા-

માં એટલો તલ્લીન બની ગયેલો કે એ જ દિવસે પૂજ્ય પિતાશ્રીએ હોસ્ટેલના ખર્ચ માટે મોકલેલા પૈસા પાકીટમાં રાખેલા તે કોઈ કાઢી ગયું! ખૂબ દુ:ખ થયું શિક્ષક-પિતાએ મોકલેલી રકમ મારી બેદરકારીથી ગુમાવાઈ એટલે એ ભરપાઈ કરવા અભ્યાસ સાથે થોડો સમય ટ્યૂશન કરેલું. વ્યાખ્યાન સાંભળવાનો ચસકો હોસ્ટેલના મિત્રો જાણી ગયેલા. એક દિવસે માણેકશાના અખાડામાં સાહિત્યિક કાર્યક્રમ છે એવી ખોટી માહિતી મને આપી. હું તો બતાવેલા સમયે ત્યાં જઈ પહોંચ્યો! પણ ત્યાં કશું હતું નહિ. તરત હોસ્ટેલમાં ધોયા મોઢા જેવો પાછો ફરેલો. અવારનવાર સ્થાનિક લેખકો સ્વ. રમણલાલ વસંતલાલ દેસાઈના મદનઝાંપાના મકાને મળતા. બેત્રણ વાર ગયેલો. ર. વ. દેસાઈના સૌજન્યશીલ વ્યક્તિત્વનો પ્રભાવ અનુભવેલો.

**આપ આટલાં બધાં વર્ષોથી સાહિત્ય-વિવેચન ક્ષેત્રમાં કામ કરો છો તો આપની વિવેચનની વિભાવના વિશે કાંઈક કહેશો?**

સાહિત્યાચાર્યો કવિતાને અવ્યાખ્યેય ગણે છે. કોઈએ કહ્યું હતું તેમ બ્રહ્મની જેમ શબ્દબ્રહ્મની બનેલી કવિતાની વ્યાખ્યા આપી શકાતી નથી, પણ કવિતા એ જેમાં કવિની ને સર્જકની હાજરી વરતાય. એ જ રીતે હું કહેવાનું પસંદ કરું કે વિવેચન એ જેમાં વિવેચકની હાજરી વરતાય. મને એ સંદર્ભમાં એક પ્રસંગ યાદ આવે છે. ૧૯૬૫માં શ્રી સુન્દરમ્-ના વિવેચનલેખોનો સંગ્રહ 'અવલોકના' પ્રગટ થયો ત્યારે તેમની ઇચ્છાથી મેં એનો ફ્લૅપ લખેલો. એના શીર્ષકમાં મે 'સુચારુ વ્યક્તિત્વનો આસ્વાદ' એ શબ્દો પ્રયોજેલા. એ ઉપરથી એક મિત્રે મને પૂછ્યું: "સર્જનાત્મક સાહિત્યકૃતિ વિશે 'વ્યક્તિ-ત્વનો આસ્વાદ' એ શબ્દો યોગ્ય ગણાય, પણ વિવેચન વિશે આ યોગ્ય છે?' મેં એ વખતે કાંઈક આ મતલબનો સમય આપેલો: સર્જકૃતિમાં છેવટને પલ્લે આસ્વાદ્ય છે કળાકારનું વ્યક્તિત્વ. કળા તરીકે મૂલવતી વખતે એમાં પદે પદે કળાકારની હાજરી વરતાય છે કે નહિ એ જ મુખ્ય સવાલ છે. વિવેચનમાં જરા જુદી રીતે પણ વિવેચકના વ્યક્તિત્વનો આસ્વાદ મળે છે. જુદી જુદી કલાગત અવસ્થિતિઓના પ્રતિભાવો આપતી વિવેચક શક્તિ દ્વારા વિવેચકનો મિજાજ, એની પ્રસન્નતા, એનો ખોફ, એના છણકા, એની નારાજી-નાપસંદગી, વિરૂપતા, શબ્દોની ચીડ — એ એક મુખ્ય આસ્વાદ્ય વસ્તુ છે. વિવેચનમાં હું આ માગું છું.

**આપે કરેલાં વિવેચનોથી આપ પોતે સંતુષ્ટ છો?**

કોઈએ કહેલું [કદાચ ટી.એસ. એલિયટે] કે કવિ બીજું કાવ્ય રચે છે એનો અર્થ જ એ કે એના મનમાં જે મૂર્તિ છે એ પૂરેપૂરી સાકાર થઈ નથી. પ્રત્યેક રચના વખતે તે પેલી મૂળ અનુભૂતિની નજીક જવા પ્રયત્ન કરે છે. વિવેચનમાં પણ કાંઈક એવું છે. વિવેચન લખાય છે એનો અર્થ જ એ કે કળાકૃતિ-અંતર્ગત જે સૌન્દર્ય છે તેનો સમજ-પૂર્વકનો આનંદ વધુ ને વધુ પ્રગટ કરવો છે. બાકી શું સર્જક કે શું વિવેચક કોઈને સંપૂર્ણ સંતોષ તો ક્યાંથી થાય? અલબત્ત કેટલાંક લખાણો લખ્યા પછી હૃદયમાં અનહદ આનંદનો અનુભવ થાય છે, થતો હોય છે.

**વિવેચન અંગેના સિદ્ધાંતો બરાબર સમજ-વાથી કોઈ વિવેચક બની શકે? બધા સિદ્ધાંતોથી પર એક સાહિત્ય નામના પદાર્થની સમજ જરૂરી ખરી?**

સિદ્ધાન્તો સમજવાથી પંડિત થવાય પણ વિવેચક ન થવાય. મહત્ત્વની બાબત તો વિવેચકની સંવેદનશીલતાની છે. સિદ્ધાન્તો પશ્ચાદ્ભૂમિકા રૂપે રહે, પણ વિવેચક કળાકૃતિએ પોતાના ઉપર શું કર્યું એની વાત કરે તો જ વિવેચનમાં જીવ આવે. એટલે વર્ષોથી હું માનતો આવ્યો છું કે વિવેકચનું વાચન થોડું ઓછું હોય, એ થોડો ઓછો વિદ્વાન હોય તો નભી જાય પણ કલાકૃતિને પ્રતિભાવ આપતી સંવેદનાશક્તિ ધૂંધળી હોય તો એ ન ચાલે. બાકી સાહિત્ય પદાર્થની સમજ તો હોવી જ જોઈએ.

**આપણા વિવેચકો પર પાશ્ચાત્ય વિવેચકોનો પ્રભાવ કેવો ને કેટલો? એને ઇષ્ટ ગણો છો? કેટલે અંશે?**

આપણા સમગ્ર અર્વાચીન સાહિત્ય ઉપર પાશ્ચાત્ય સાહિત્યનો પ્રભાવ પડેલો છે એક રીતે એમ બનવુ અનિવાર્ય હતું. પરંતુ પાશ્ચાત્ય વિવેચકોનું અનુકરણ કરવાથી અથવા તો પ્રદર્શનવૃત્તિથી એમના લખાણો ઉદ્ધૃત કરવાથી આપણા વિવેચનને કોઈ ફાયદો નથી. પ્રભાવ બધાનો ઝીલીએ પણ આપણે વાત આપણી પોતાની કરવાની છે આપણા મૂળિયા આપણી ભૂમિમા દૃઢ રોપાયેલા હોવા જોઈએ.

**મૈત્રી વિવેચનોથી સાહિત્યની આબોહવા વધારે દૂષિત થાય છે કે દ્વેષપ્રેરિત વિવેચનોથી? આ બન્ને પ્રકારોથી પર રહેવા માટે વિવેચકે શું કરવું જોઈએ?**

બંનેથી એનાથી દૂર રહેવા માટે સાહિત્ય પદાર્થ પ્રત્યેની નિષ્ઠા સુદૃઢ કરવી જોઈએ.

**સાહિત્યનિર્માણમાં અને શિષ્ટ સાહિત્યની સ્વીકૃતિમાં વિવેચકનો ફાળો કેટલો?**

કોઈ પણ મોટો વિવેચક પણ સાહિત્યનિર્માણમા કાંઈ ફાળો આપી ન શકે. અલબત્ત શુદ્ધ, સાહિત્યિક આબોહવાનું નિર્માણ કરવામા ફાળો આપી શકે અને, આવી આબોહવામા સર્જકતા પાગરી શકે. બાકી આજે તો સર્વત્ર પ્રદૂષણ પ્રસરી ગયા જેવુ લાગે છે. બીજાં પ્રદૂષણો કરતા સાહિત્ય આદિ કળાઓના ક્ષેત્રનું પ્રદૂષણ ખતરનાક છે.

**સમકાલીન સર્જકો અને વિવેચકોનો પરસ્પર સંબંધ આજે કેવો લાગે છે?**

મોટે ભાગે શુદ્ધ વેપારી સંબંધ!

**આપને ૧૯૮૪માં 'વિવેચનની પ્રક્રિયા' માટે દિલ્હી સાહિત્ય અકાદમીનો એવોર્ડ મળ્યો એ પછી વિવેચનક્ષેત્રે આપની શી કામગીરી રહી છે?**

એ પછી 'વિવેચનની પ્રક્રિયા'નો અનુગામી સંગ્રહ 'વિવેચનની આબોહવા' ૧૯૮૯મા પ્રગટ થયો ગોવર્ધનરામ વિશેના લેખોનો સંગ્રહ 'પ્રજ્ઞામૂર્તિ ગોવર્ધનરામ' ૧૯૮૬મા પ્રગટ થયેલો. ૧૯૮૮મા 'નિષ્પત્તિ' અને 'પરિવેશ' સંગ્રહો પ્રગટ થયા. હજુ ગણનાપાત્ર ચાર-પાચ સંગ્રહો થાય એટલી સામગ્રી અગ્રન્થસ્થ છે. સમયના અભાવે હુ એની હસ્તપ્રત તૈયાર કરી શકતો નથી વિવેચનનું કામ તો ચાલતું જ હોય છે. જુદા જુદા દૈનિકોમા સાહિત્યની કોલમો લખવાનું બને છે. એમા પણ કોઈ કોઈ વાર સ્થાયી મૂલ્યવાળા લખાણો થાય છે

**આપ ગુજરાતી ઉપરાંત બીજી કઈ ભાષાઓમાં ગુજરાતી સાહિત્યવિવેચન વિશે લખો છો? ક્યાં પ્રગટ થાય છે?**

મુખ્યત્વે અંગ્રેજીમા 'ધ ઇન્ડિયન પી. ઈ એન', 'ઇન્ડિયન લિટરેચર', લિટરરી ક્રાઇટેરિયન', 'ઇન્ડિયન બુક ક્રોનિકલ' વગેરેમા મારા અંગ્રેજી લેખો પ્રગટ થયા છે. કોઈ વાર 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા'મા પ્રાસંગિક ઘટનાઓ કે સાહિત્યિક પ્રવાહો વિશે લખવાનું બને છે. છેલ્લે 'ઇન્ડિયન કાઉન્સિલ ફોર કલ્ચરલ રિલેશન્સ'ના મુખપત્ર 'Indian Horizons'મા મારો લેખ 'A Tentative Response' પ્રગટ થયો છે યુરોપની બીજી ભાષાઓમા પણ તે અનુવાદિત થશે દિલ્હી સાહિત્ય અકાદમીની 'મેકર્સ ઑફ ઇન્ડિયન લિટરેચર' સિરીઝમા મારુ 'ગોવર્ધનરામ' ઉપરનું પુસ્તક અંગ્રેજીમા પ્રગટ થયેલું. જુદી જુદી ભારતીય ભાષાઓમા એનો અનુવાદ થઈ રહ્યો છે મારા અંગ્રેજી વિવેચનલેખોનું પુસ્તક 'Views and Reviews' ટૂંક સમયમા પ્રગટ થશે

**આપે 'ગુજરાતી ગ્રંથકાર શ્રેણી' ૧૯૭૧માં શરૂ કરી અને જુદા જુદા સાહિત્યકારો વિશે અધિકારી વિદ્વાનો પાસે તૈયાર કરાવી લઘુ ગ્રંથો પ્રગટ કર્યો એ એક મહત્ત્વનું કામ થયું. હાલ એ કાર્ય કેમ મંદ પડ્યુ લાગે છે?**

અત્યાર સુધીમા આ શ્રેણીમા ૪૦ મોનોગ્રાફ પ્રગટ થયા છે આ શ્રેણી ચાલુ જ છે મંદતા

પ્રકાશન-સુવિધાના અભાવને કારણે છે.

**છેલ્લે આપે ઑગસ્ટ '૯૦માં 'ઉદ્દેશ' શરૂ કર્યું એની પાછળની આપની દૃષ્ટિ સમજાવશો ?**

૧૯૪૭માં 'સંસ્કૃતિ' માસિક શરૂ થયું ત્યારથી હું એનો ચાહક અને ગ્રાહક રહેલો. ૧૯૮૪માં ઉમાશંકર જોશીએ એ સંકેલી લીધું ત્યારથી આવું કોઈ પ્રશિષ્ટ ઉચ્ચ કોટિનું માસિક ગુજરાતી ભાષામાં હોવું જોઈએ એવું મને લાગેલું. ઉમાશંકરની હયાતીમાં પણ તેમની સામે મેં એની ચર્ચા કરેલી. ૧૯૮૯માં સુન્દરમે એનું નામ આપ્યું 'ઉદ્દેશ' અને ૧૫મી ઑગસ્ટ, ૧૯૯૦ના રોજ એનો પ્રથમ અંક પ્રગટ થયો. હમણાં એનાં બે વર્ષ પૂરાં થયાં. મારા અનુભવે મને જણાયું કે સાહિત્ય અને જીવન-વિચારના આવા માસિકની અત્યંત અનિવાર્યતા હતી. આપણા લેખકોનો અને સાહિત્યરસિક વર્ગનો સહકાર અભૂતપૂર્વ છે. એનાથી પ્રોત્સાહિત બની ગુજરાતી પ્રજાની અને સાહિત્યની કાંઈક સેવા થઈ શકે એ ભાવનાથી 'ઉદ્દેશ' એકલા હાથે ચલાવી રહ્યો છું. સમર્પિત ભાવે મેં આ કાર્ય આરંભ્યું છે અને પદે પદે પ્રભુનો પ્રેમાળ સ્પર્શ અનુભવી રહ્યો છું.

['શબ્દસૃષ્ટિ' ઑક્ટો. ૧૯૯૨માંથી સાભાર]



## ઝાડ ઝૂલ્યા કરે

ફળિયામાં ઊગ્યું છે વેદનાનું ઝાડ, ઝાડ ઝૂલ્યા કરે.
આપણી વચાળે છે થોરિયાની વાડ, ઝાડ ઝૂલ્યા કરે.

અમથું અમથું જ મંન જઈને બેઠું છે તરસની ટળવળતી ડાળે
અહીંનાં તે લોક સૌ ઝાંઝવાંને પાળતાં, ઝરણાંને કોઈ ના પાળે !

આસપાસ ઊભરાતા બરફીલા પ્હાડ, ઝાડ ઝૂલ્યા કરે.
ફળિયામાં ઊગ્યું છે વેદનાનું ઝાડ, ઝાડ ઝૂલ્યા કરે.

અહીંથી અચાનક ચાલ્યું ગયું કોઈ હોવાનો લઈને આભાસ
સ્મરણોની રેતીથી ઊભરાતો ઊભરાતો રણમાં પલટાયો આવાસ;

પરિચયના આયનામાં પડતી તિરાડ, ઝાડ ઝૂલ્યા કરે.
ફળિયામાં ઊગ્યું છે વેદનાનું ઝાડ ઝૂલ્યા કરે.

માળો નહીં કોઈ ડાળખી નહિ સાંજ એકલતાની એવી ઢળી
આંખોમાં ઊભરાતું આખું આકાશ ને પાંખો ના અમને મળી.

નેવાંમાં સળગે છે કોરો અસાડ, ઝાડ ઝૂલ્યા કરે,
ફળિયામાં ઊગ્યું છે વેદનાનું ઝાડ, ઝાડ ઝૂલ્યા કરે.

લાલજી કાનપરિયા

## ઘરથી દૂર

આગળ નીકળી ગઈ છે કશ્તી
—ઘણી આગળ.
છોડીને કિનારા
જાણીતા ઓવારા
દૂર થયાં સંપર્કનાં બંદર,
વિચારોની વસ્તી.
નજર ખેંચાતી રહે એ તરફ
બેહરફ—
ઉપાડી લઉં છેલ્લાં લંગર?
જાઉં આગળ ને આગળ?
બને મઝધાર જ ઘર,
હુવા એ જ ગતિ
હલેસાં લઈ જાય મનની દિશાઓ પ્રતિ.
હવે સમય એ જ સફર.
ભલે જતી આગળ — ઘણી આગળ કશ્તી.
આવશે બીજા પણ કિનારા
અજાણ્યા બનશે પરિચિત
સઢના ફંગોળાટને શું રોકયો?
કે વગોવયો?
જવું, જતાં રહેવું, શ્વસવું, જીવવું.
હશે બીજાં પણ જનારા, જીવનારા.
કયાંક, કશે.
હશે કોઈ તો હમરાઝ હસ્તી.
સાગર નથી સીમાઓથી દલિત,
ટુકડા ટુકડા, ભયભીત.
રહ્યા પાછળ ઉંબર;
હવે શું ઓટ, ને શું ભરતી.

—પ્રીતિ સેનગુપ્તા

## ચાંદીનો દરિયો*

એક એક કિરણ
અનેક સૂર્ય બનીને
આંખો પર હુમલો કરે છે
એમના ઘોડાની ખરીઓની ધૂળ
અસંખ્ય અણીઓ થઈ
ત્વચા પર ભોંકાતી રહે છે.
મનને
સૂર્યમુખી ફૂલોની ઈર્ષા થાય છે.
તપેલા તાંબાના રંગની સ્પૃહામાં
લાખો અંગ ઉપાંગો
દગ્ધાવસ્થા માણી રહ્યાં છે.
દીવાલને ઘસાઈને ફરતા ચોરની માફક
હું છાયાની પછેડી
શોધતી ફરું છું
ખ્યાલ આવે છે કે
હું 'કિનારાની વ્યક્તિ' નથી.
અલબત્ત, 'મઝધારની વ્યક્તિ' પણ નથી
પરન્તુ 'સમુદ્રની વ્યક્તિ' તો જરૂર છું
મુખ વગરની એની અનંતતા
કયાંય પણ અનુભવી શકું છું—
શહેરના ધૂમ્રતપ્ત કેન્દ્રમાં પણ

—પ્રીતિ સેનગુપ્તા

* આર્જેન્ટિનાનું એક દરિયા-કિનારા પરનું ગામ

# ત્યારે : અત્યારે

૧

પહેલાં
દિલીપકુમાર રાય શા કોઈ
લઈ સાથવો, બગલે થેલા
 તીર્થસલિલના પૂર્ણકલશની
  ખોજે ચાલી નીકળતા ઘેલા
   ઘૂમત વિશ્વવિદિશ.
તો વળી
 પુરાણપંડિત પણ ચેતવતા :
 'તીર્થસ્થાને પાપ કરેલું, વજ્રલેપ નિશ્ચિત.'
કિંતુ હવે
  શું તીરથ-અતીરથ ?
  જે તર કરતું તે બધું તીરથ.
 તીરથ એ તો પંડા, ઝંડાધારીનાં જે ખાજ.
 'પાપ', 'પુણ્ય' પણ કોશનિકાલ અમારે રાજ.
   રડ્યાખડ્યા
   હો, કોક બચાડા
 ભૂતકાળના ભૂત-ભરાયા
 'પાપ', 'તીરથ'ની લવરી પુરાણી કરતા રહેતા
   આજ !

૨

પહેલાં
  કો પ્રતિભા-ઝળહળતા રોમાં રોલાં
  રામકૃષ્ણ શા સંત-મુક્તના
  આત્મિક ચરિતામૃતનું પ્રાશન
   કરી કરાવી કૃતાર્થ થાતા.
અવ તો
  સંત, મહંત સાધુ ને બાવા
  અડવાળીને ખીરું કરેલા
  હસિયાના દસવીશ વેચાતા.

૩

પહેલાં
  કો વિજ્ઞાન-દિવાકર
  ગાંધી-ચેતના-વિશ્વાનરને
  અર્ઘ્ય ધરી ઉદ્ગારી ઊઠતા :
  'ભાવી પેઢી શું માની શકશે
  માનવ-ચમત્કાર કો આવો
  સાચ્ચે ધરતી પર સંચરતો ?'
આજ જુઓ તો !
 આંખે કૂવા ગતિમતિ વામણી
 કૂપમંડૂકિયા જમાત આપણી
  તારક ધારક વિશ્વપિતાને
  'રાષ્ટ્રપિતા' કહેતાં લજવાતી—
   કશી ધામણી !

—અનુ-આધુનિક

# સ્વાધ્યાય અને સમીક્ષા

રાધેશ્યામ શર્મા

## ભોગ્યાને માતૃરૂપ અર્પતી કથન-પ્રક્રિયા *

નાયક — યા લેખક સ્વયં — સમજે છે તે યથાર્થ છે કે કળિયુગ એટલે વાસ્તવિકતા અને સતયુગ એટલે કલ્પના હવે વાસ્તવિકતાના વિષમ કાળમા મૂલ્યો, આદર્શોના મહિમાપ્રતિષ્ઠા માટે જ મોટે ભાગે મથે છે એવા આદર્શનિષ્ઠ નવલકથાકારોમા દર્શકની દિશાના એક રઘુવીર, ખાસ છે મજ વૃન્દાને કહે છે ગૌતમ અકલ્પ વિશે, પણ તે રઘુવીર જેવા લેખકોની કારકિર્દી સૂચવી શકે, "હૃદયના ઊડાણો અને મસ્તકના શિખરોનું દર્શન કરાવે છે, વિધાયક દૃષ્ટિ જગવે છે." (પૃ ૨૨૧) હૃદયથી કવિ હોવા છતા બહારથી નિબંધકારની ગંભીરતા પ્રકટ કરી શકે છે. 'કલ્પલતા' નવલકથાનો નાયક ગૌતમ ગંભીર છે પણ અરસિક નથી અભિનંદન આપવા નિમિત્તે આલિંગન આપવામા તદ્દન નિ સંકોચ પ્રેયસી કલ્પનતા, ગૌતમને છાડી શ્રીમંત લલિતમોહન સાથે પરણી રીઢા રાજકારણી સામતજીની શય્યા ભાગિની બને છે એ દરમ્યાન ગોપાને વરેલો ગૌતમ દેવદાસ નથી બની જતો પણ ગોપની પીઠે અને ગાલ પરના સ્મિતે સ્પર્શરેખા દોરે એવો સ્વસ્થ અને ધીર રસિક છે

'પૂર્વરાગ'થી માડી 'કલ્પલતા' સુધી લેખક એમના ગૌતમ જેવા નાયકને એવા આદર્શના પાલખે બેસાડે છે જ્યા યૌવનમત્ત નાયિકા કલ્પા, સુશીલ ગૃહિણી ગોપા અને એમના સર્વ સતાન કથામા સાદ્યત નાયકને પૂજ્યા કરે, ભજ્યા કરે. નિતાન્ત અસ્ખલનશીલ નાયકની હાજરી પ્રસ્તુત કથાને સતયુગનો અને સતાસપત્તિની અતિપ્રાપ્તિ અર્થે સૌદર્યનો સ્વૈર ઉપભોગ થવા દેતી નાયિકાની પ્રવૃત્તિ કળિયુગનો અહેસાસ આપે. નાયક ગૌતમ કલ્પાના પ્રકર્ષક વાવાઝોડામા ઊખડી નથી પડતો. ('ફોલ' નથી અનુભવતો) એના મૂળમા નાયક કરતાયે મૂલ્યની પુષ્ટિમર્યાદામા ચડી જાય એવી એની પત્ની ગોપાનું ચરિત્ર છે. ગૌતમ માને છે કે કલ્પાને પામ્યો હોત તોયે ગોપાને પામવા માટે બીજો અવતાર ધરવો પડત !

કલ્પનાના સતયુગને અને એવો સતયુગ અત્યત વિરલ બિન્દુઓ પર ટકયો હોય ત્યા લેખક 'ફોકસ' પાડી ચરિત્રચિત્રણ કરે પણ તે પ્રક્રિયામા મહદ શે પાત્રાની નાસિકામા દોરી પરોવી લેખક જ્યા દોરે ત્યા પાત્રો ગાયની જેમ જાન ..અથવા જતા જણાય. અપ્સરા શી તન્વી કલ્પલતાનો ભાગ્યે જ બચાવ કરી શકાય — સિવાય કે ઉદાર નાયકનો આતરિક અભિગમ આત્મીયતાની જે એક બે ક્ષણ એના સાહચર્યમા સાપડી એનું ઋણ સ્વીકારવાને બદલે નગુણો થાઉ ? તિરસ્કાર કરું ? (પૃ ૩૦) કલ્પલતાને પૉઝિટિવ પરિપ્રેક્ષ્યમા પ્રસ્તુત કરવામા નાયક અને એની સાથે સંલગ્ન સર્વ ચરિત્રો અને પ્રસંગો પ્રતીતિકર રીતે પ્રસ્તુત થઈ શકયા છે. અહી ભાવકે માત્ર નાયકના વિશકુથ થિંકિંગ કે આદર્શમુખ્ય ભાવના આરોપણને વાસ્તવિક નિરૂપણ તરીકે સ્વીકરવુ પડે. દા ત ગૌતમે જોયું કે કલ્પનતાના સ્નેહમા આસક્તિ નથી, એના સહજ સ્પર્શમા અસર જગવવાની ગણતરી નથી. (પૃ ૬૧) બાકી હકીકત જુદી હોઈ શકે એ પૃ. ૫૫ પરના વર્ણનથી સમજી જવાય : 'એમા પણ કશી ઊણપ ન રહી જાય માટે ખાલી ખુરશીના હાથ પર એની પુષ્ટ ઘાટીલી સાથળ

---

* 'કલ્પલતા' લે રઘુવીર ચૌધરી, પ્ર સુનીતા ચૌધરી, રંગદ્વાર પ્રકાશન પૂર્ણેશ્વર ફ્લેટ્સ, અમદાવાદ ૩૮૦૦૧૫, પૃ ૨૭૦ કિં.૩ ૫૭

ટેકવીને ગૌતમની સામે અકળ ભાવથી તાકી રહી"... (છતાં) "ગૌતમ એને આદરથી તાકી રહ્યો." વનદેવીમાં આ જ કલ્પલતા શ્રીદેવી જેવી બની ઝરણાકાંઠે શિલા પર વસ્ત્ર ઉતારી નાયકની બારી સામે સ્નાનદશ્ય રજૂ કરી ચૂકી હતી...

'ટ્રેઝર હન્ટ' જેની પ્રિય શોધ કે સાધના છે તે કલ્પલતા મોના લીસા કે કિલયોપેટ્રાની સંકુલતા ધારી શકે એવું પરિમાણ કે ઘનતા કથામાંથી અનુભવાય એટલું નથી. અહીં પ્રકલ્પ કરતાં પ્રકલ્પકતા કે વિકલ્પકતાની અપેક્ષા અધિક રહે છે.

પ્રકરણ ૧૫ માં ઝબકી જતી 'કાયાકલ્પ' વાર્તાનાં પાત્રો, 'કલ્પલતા' નવલકથાનાં પાત્રો સાથે બહુવિધ સામ્ય ધરાવે છે. કનકલતા કલ્પલતા, અમિતાભ ગૌતમ, વિભા ગોપાની અવેજીમાં પૂર્વ-પ્રસ્તુત છે. (ક. મા. મુનશીની પુત્રી કલ્પલતાની કથનીનો આધાર પણ પ્રસ્તુત છે. ગૌતમને જતો કરી શ્રેષ્ઠી લલિતમોહન અને રાજકારણી સામંતથી નિર્ભ્રાંતિ પામી કલ્પલતા ગૌતમગોપાના પુત્ર અનંગને ચાહી નિર્વ્યાજ માતૃત્વ પામવા મથે છે. સગા પુત્ર વ્રજથી તે વિખૂટી રહી શકે છે. વ્રજને કલ્પાની પ્રવક્તા જેવી વૃન્દા સિંહા ભેટાવવામાં લેખક સફળ રહ્યા છે. કલ્પલતાની બહેનપણી કિરણ અને દેસાઈની પુત્રી માનસીનું પાત્ર ગૌતમપુત્ર અનંગના વ્યક્તિત્વને અનુરૂપ ઘડાયું છે. લલિતમોહનના શ્રીમંત પરિવારમાં લલિતના પિતા ચંદ્રમોહન અને માતા સરયૂદેવીનો ઉદ્યમ વ્રજને માતા કલ્પલતાથી અલગ કરી તેમજ વૃંદાથી વિરહિત કરી પોતાના પ્રભાવક્ષેત્રમાં જ ઉછેરવાનો દેખાય છે.

આમ કલ્પલતા-ગૌતમ-ગોપાના ત્રિકોણને નજર સામે રાખી એમની પછીની પેઢીના પુત્રોની પ્રેમિકાઓના જીવનના સમ-વિષમ સૂરોને પ્રસારવા માટે તેમ જ અભિમત મૂલ્યના રક્ષણ-સંવર્ધન અર્થે લેખકની કલમે કુશળતા દાખવી છે. ગૌતમ-ગોપા અને કલ્પલતા દ્વારા 'જનરેશન ગેપ'ને સ્થાને 'મસાલાખાઉ' જનરેશનને રિજુવેનેશનનો આછો સંસ્પર્શ આપવાનો કથાગત પુરુષાર્થ છે. પ્રસંગોના તાણાવાણા વેરવિખેર ના થતાં સુગ્રથિતતાની સુઘડ છાપ ઊઠે છે.

લેખકને એકસાથે ઘણું બધું કરવું છે. અનર્ગળ સત્તાલાલસા, ઇકોતેર પેઢી ચાલે એટલો ધનપરિગ્રહ, સુંદર પત્નીના શરીરને પણ નેતાજીની પથારીમાં રોળાવા દેવાની તત્પરતા, કલ્પલતા જેવી નાયિકાની એમાં સશરીરી અનુમોદના અને અમેરિકામાં વસતાં ભારતીય જનોની સપાટી પરની સાંસ્કૃતિક અભિરુચિ પર પ્રકાશ પાડવાનાં અનેક પ્રયોજનો સ્પષ્ટ છે. છતાં સંરચનાગત સહેતુકતા કૃતિને પ્રચાર, અતિનાટ્ય કે મનોરંજનથી ખરડતી નથી.

માત્ર લલિતમોહનને (તેમ જ સામંતને) પશુથી કનિષ્ઠ ખલ ચરિત્રો સળંગ દર્શાવવામાં લેખકની નિરુપાયતા પારખી શકાય. પૈસા ખાતર પહેલાં પત્ની અને પાછળથી માતાપિતા અને પુત્રનું શોષણભક્ષણ કરવામાં આ ચિત્ર અત્યંત ઘેરું ઘૂંટાયું છે. તો અમેરિકામાં થતા અકસ્માત પછી દારૂમાં બેભાન સામંત રજનીશના અવતરણને કવોટ કરવાની બહાદુરી બકે છે! આ સિવાય કૃતિમાં ઉમાશંકર, ધૂમકેતુ, ઘાયલ, રાજેન્દ્ર શાહ અને શુક્લ જેવાની પદ્ય-ગદ્ય પંક્તિઓનો સમુચિત આધાર લેવાયો છે.

"ધરાશાયી થયેલા છોડને એકાદ બારીક મૂળ લીલો રાખે છે" એ કથનને આગળ લઈ જઈ કલ્પલતાના સંદર્ભમાં સંપત્તિવાન પતિવાચે તે ખરેખર અસ્પૃષ્ટ રહી છે, પકડમાં આવી શકતી નથી દીપશિખાવત્ – એ વર્ણન પૃ. ૯૧ પર જોવું રહ્યું. કલ્પલતાની આંતરિક જટિલતામાં ડોકિયું કરાવવાના પુરુષાર્થ રૂપે નાયિકાના મનોભાવોનું આલેખન આસ્વાદ્ય છે: "મારે ગૌતમની સાત્ત્વિક હૂંફ જોઈએ, પણ સામંતજીના પ્રાણીઘરની વાસ એ પહેલાં છોડવી નહોતી." (પૃ. ૨૪૭) "ક્યારેક હું એને (અનંગને) પૂર્વેના ગૌતમરૂપે જોઉં છું તો ક્યારેક વ્રજરૂપે. કદાચ હું મને સમજવા એનો આધાર લઈ રહી છું." (પૃ. ૧૯૧) લેખકની પ્રાયોજના પ્રમાણે કલ્પલતા ગૌતમ-ગોપા-અનંગ માટે કલ્પવૃક્ષ

જેવી બની રહે છે પણ પ્રચ્છન્ન અને વ્યાપક કલ્પવૃક્ષ તો સર્વાન્તે ગોપાનું પ્રેમરૂપા વ્યક્તિત્વ જ છે, જેના મૂળ ગહન અને અદશ્ય છે

પૃ ૧૪૨ પર રઘુવીરે સામંતને સૂરસિંહનું અને કલ્પનતાને શિલ્પ માનવાકૃતિનુ ઉપમારૂપ આપી સભાન રચનાકારની ક્ષમતા દેખાડી છે પૃ ૧૭૨ પર ગૌતમ કૂનછોડને જળ સીંચતો દર્શાવ્યો છે તેનાથી બે દાયકા પહેલાના સમયમા જઈ આવતો જે ત્વરાથી દર્શાવ્યો છે તે સ્મરણીય છે "પોતે અણુ અહીં જ ઊભો છે તે ક્ષણથી કલ્પલતા અને કિરણ સડકની પગથી પરથી પસાર થઈ રહી છે! બાકી 'ઉન્મની' ભાવદશા કર્તાની પ્રસ્તાવનાથી પ્રગતિ કરી કૃતિમા શબ્દસ્થ થઈ નથી. આમેય આ વસ સુદુર્લભ છે નવલકથાની ભાષા સંસ્કૃત ધ્વનિ ધારી પ્રગટી છે, પાત્ર પ્રસંગાનુરૂપ પ્રવર્તી છે ગદ્યવહન, ખાસ કરીને પ્રકૃતિના વર્ણનોને પ્રતીકાત્મકતા અર્પવામા અસ્ખલિત છે. પૃ. ૨૩ પર સતી ગોપા પતિ ગૌતમના કપાળ પરની લટ સરખી કરી સુંવાળા વાળનો ટેરવાસ્પર્શ પામી જે રીતે 'તમાલવનમા ડોકિયું' કરી આવે છે એમ ભાવકો પણ રઘુવીરના ચિંતવનમા સદર્ભ ડોકિયું કરી આવી શકે.

રૂપાલ, ૨૮ જૂન '૯૨



# મે પાથરી છે
(ગઝલ)

ચાર ખૂણે ચાદની મે પાથરી છે
પત્રમાં દીવાનગી મે પાથરી છે

પ્રેમનુ અત્તર લગાવ્યું પત્રમા મે
શબ્દ સાથે શાયરી મે પાથરી છે!

તુજ સ્મરણની આગળી પકડી ઊભો છુ
સ્પર્શમા આવારગી મે પાથરી છે!

થોભી જાઓ સ્વપ્ન! તારા નામ પર તો
મોગરાની પાખડી મે પાથરી છે

રાત દિન, દિન રાત તારી ઝ ખનામા,
આસુભીની આખડી મે પાથરી છે

શું કહુ અજળ વિશે, સગપણ વિશે હું
આઝનામા નાવડી મે પાથરી છે!

યોગેશ પંડ્યા

# પ્રતિભાવ

'ઉદ્દેશ'ના લેખો વારંવાર વાંચવા ગમે, સાચવવાનું મન થાય તેવા છે. 'ભીતરી તરસ' (ફેબ્રુ., પૃ. ૨૬૬) કેવો નમૂનેદાર લેખ આપ્યો! રસાસ્વાદ, પરિચય અને સંક્ષેપ ત્રણે રીતે તે શ્રેષ્ઠ હતો. એ શીર્ષક જ કેટલું બધું સાર્થક હતું! 'પૂછ અંદર' (એપ્રિલ, પૃ. ૩૪૯) એ ગઝલનો ટુકડો પણ કેવો ચોટદૂક હતો!

એક ભલામણ કરવાનું મન થાય છે. 'ઉદ્દેશ'ના દરેક અંકમાં શ્રી મકરન્દ દવેની કોઈ ને કોઈ વાનગી પીરસતા રહેજો. કશો જ આગ્રહ નથી. ગદ્ય, પદ્ય, વિવેચન, રસાસ્વાદ, અનુભૂતિ, પ્રવાસકથા, પત્ર જે કાંઈ તેઓ ઉમળકાથી આપે તે – તેઓની ઉપજાઉ – ફળાઉ મનોભોમકામાંથી નીપજી આવે તે આપણે 'ઉદ્દેશ'ની છાબમાં ઝીલી લેવાનું – ફાંટમાં ભરી લેવાનું. કરશોને આટલું? તમારે તેમની સાથે ફલપર્યવસાયી મૈત્રી છે તેથી સ્તો તમને નિરાશ નહિ કરે! અને આમે આવા યોગીજન પ્રાર્થના-ભંગભીરુ હોય છે. 'મહિમ્નસ્તોત્ર' ઉપરની તેમની વિવેચના (સપ્ટે. ૯૧, પૃ. ૪૯) કેવી ગરવી હતી! જાણે પાતાળ ભેદીને આવતી 'પરા' વાણીના ચમકારા જ જોઈ લ્યો! એવું ગંભીર લખી શકે છે એટલી જ સહજતાથી હળવું પણ લખી શકે છે. એ. ઈ. હાઉસમેનની અંગ્રેજી છ લીટીને રસવતી કલમે, એક જ લસરકે ગુજરાતી પદ્યમાં કેવી રમતી કરી દીધી! 'ગમતું મળ્યું તો અલ્યા ગૂંજે ન ભરીએ' એ ગાનારા એ જ છે ને! અસ્તુ. ફરીથી 'ઉદ્દેશ'ને અભિનંદન અને ચિરાયુની પ્રાર્થના.

જામનગર
૧૬-૧૦-૯૨
**પં. પ્રદ્યુમ્નવિજયજી**

*

'ઉદ્દેશ' અહીંની લાઇબ્રેરીમાં નિયમિત વાંચવા મળે છે. સપ્ટે. અંકમાં શ્રી રસિક જાનીના કાવ્યસંગ્રહ પર શ્રી યોસેફ મૅકવાને આપેલ (સમીક્ષા?) અભિપ્રાયમાં પરિપક્વતાનો અભાવ જણાય છે... 'તવ રાહે રાત વિતાવી'ની વિરહવેદના, 'બીન બજાવું'માં પ્રીતમ સાથેની પ્રીત, 'મિલનપળ'માં મિલનનો આનંદ, 'બાજે બાંસુરિયા'માં 'તટ પર એક કદંબ કળી, ઉપર ઝૂમ રહી નભમંડળી'માં રહેલી અર્થપૂર્ણ સુંદર કલ્પના, 'જય જય કૃષ્ણ મુરારિ'માં 'જીવ ભયો મુજ તારી ગોપી, ગોપી ભયો તું મુજ બહુરૂપી'માં રહેલો ગૂઢાર્થ, 'અંતરદ્વારે' અને બીજાં ઘણાં બધાં ગીતોમાં વ્યક્ત થયેલ કવિનાં સંવેદનોનાં આંદોલનો શ્રી મૅકવાન ઝીલી શક્યા હોત તો આનંદ થાત. છંદોબદ્ધ કાવ્યોમાં ઉદાત્ત કલ્પના, ઉત્કૃષ્ટ વિચારઘનતા અને રૂપકોનું સુંદર સંકલન રહેલું છે... કવિના સ્વાનુભવથી ઊર્મિ દ્વારા ક્યારેક objective ભાવનું ઉત્થાન થાય છે. 'હૃદયગીતા'નું પ્રથમ કાવ્ય આમાં સંગ્રહનું હાર્દ છે...'હૃદયગીતા' કંઈ ધર્મની મીમાંસાનું પુસ્તક નથી...આપે લખેલી પ્રસ્તાવનામાં આલેખેલ કવિની વિવિધ ભાવ પરિસ્થિતિઓ જેવી કે વિસ્મય, નિરાશા, ઝંખના, વિરહાકુલતા, નિર્વેદ આદિ ભાવોથી શ્રી મૅકવાન અસ્પૃષ્ટ રહ્યા એ દુઃખની વાત છે.

ખેડબ્રહ્મા
૩૦-૯-૯૨
**અમૃતલાલ લ. જોષી**

*

સપ્ટે. અંકમાં મુ. શ્રી 'દર્શક' લખેલ ઉમાશંકરભાઈના 'કર્ણ-કૃષ્ણ — એક આસ્વાદ'માં મઝા આવી. કવિ અને કવિતાની ખૂબીઓ તો માણવા મળી જ એ સાથે 'કર્ણ' અંગેની એક નવી દૃષ્ટિ પણ પ્રાપ્ત થઈ. 'પંચકલ્યાણી' વાર્તા પણ હૃદયસ્પર્શી બની રહી. 'સાંપ્રત પ્રવાહો'માં જાણવાના અધિકારની

પુષ્ટિમાં લોકશાહીના એક અન્ય પાસાની ઝાંખી થઈ.

મુંબઈ પ્રવીણ દેસાઈ–સુષમા દેસાઈ
૨૨ ૯–૯૨

*

અત્રેની શ્રીમતી સી ડી ટી. શાહ વિનય મંદિર હાઈસ્કૂલમાં 'ઉદ્દેશ' સૌ રસપૂર્વક વાંચે છે શિક્ષકગણને ઘણું જ ઉપયોગી જણાય છે ઑક્ટો '૯૨ના અંકનો લેખ 'કૉમ્પ્યુટરાઇઝ્ડ રસાસ્વાદ' મને રસમય લાગ્યો અને વિશેષ ગમ્યો

દાણાવાડા ભૂપેન્દ્ર વ્યાસ
૨૦ ૧૦–૯૨

*

શ્રી દુષ્યન્ત પંડ્યાનો 'ડોલર(ભાઈ)નો મધમધાટ લેખ (ઑક્ટો.પૃ., ૮૩) ખૂબ ગમ્યો એમનું સંપૂર્ણ જીવનચરિત્ર, એમના જીવનના આરોહઅવરોહો, એમાં પ્રગટ થતી સ્વભાવશૈલી, અખંડ અઠંગ, સ્વાધ્યાયવૃત્તિ, પોતે સંસ્કૃતના હોવા છતાં અનેકવિધ જીવનસ્પર્શી વિષયોની સજ્જતા, પુસ્તકિયા પાંડિત્ય જ નહિ પણ છેક નીચે સુધી લોકોને—ગામડાંઓમાં તથા બાળકોમાં — શિક્ષણ પહોંચે તેની મથામણ, સરળ નિરાડંબરી વ્યક્તિત્વ — આ બધું તટસ્થ ચરિત્રલેખક તરીકેનું આલેખન નહિ પણ જાત અનુભવનું આલેખન – વ્યક્તિગત સ્પર્શથી મહેકતું ચરિત્રલેખન ખૂબ ગમ્યું આવા લેખો વધુ ને વધુ પ્રગટ કરો ગઈ પેઢીની વિભૂતિઓની આવી જીવનયાના પ્રગટ કરો – લખાવો.

અમદાવાદ ધનરાજ પંડિત
૧૮ ૧૦–૯૨

*

'સૂરદાસ' વિશેનો સંપાદકીય લેખ (જૂન, પૃ. ૪૦૧) રસપ્રદ, માહિતીપ્રદ અને દસ્તાવેજી મૂલ્ય ધરાવતો બન્યો છે તંત્રીની અભ્યાસનિષ્ઠાનો સુપેરે પરિચય કરાવે છે દુષ્યન્ત પંડ્યા લિખિત 'ભણકારા — ઉમાશંકરના' (જૂન, પૃ. ૪૨૯) સવિશેષ રૂચ્યો એ દ્વારા મું સદ્ગત ઉમાશંકરભાઈના સૌજન્યનો આલેખ જાણવા પ્રમાણવા મળ્યો. કાવ્યોનું સંપાદન પણ ઊંચા ધોરણો પ્રમાણેનું છે ધન્યવાદ!

પેટલાદ ડૉ નલિન દેસાઈ
૨૩–૧૧–૯૨

*

ઋષિતુલ્ય સાક્ષરવર્ય સદ્ગત વિષ્ણુભાઈ સાથેની મુલાકાત આલેખતો ધીરેન્દ્ર મહેતાનો 'તરુવરઃ સંસ્મરણ' લેખ (નવે, પૃ ૧૨૯) પ્રગટ કરવા માટે ધન્યવાદ એમાં મું વિષ્ણુભાઈનું આંતરવિશ્વ સુપેરે ઉદ્ઘાટિત થયેલું જણાયું. શ્રી વિષ્ણુ પંડ્યાએ 'પ્રતિભાવ' (નવે., પૃ. ૧૫૨) અંતર્ગત 'ઉદ્દેશ'ની સાહિત્યિક સાંસ્કૃતિક યાત્રાનું યથાર્થ દર્શન કરાવ્યું તે વાંચી આનંદ થયો.

ભૂજ (કચ્છ) બાબુલાલ એસ. ગોર
૨૪ ૧૧–૯૨

# સંસ્કૃતિ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

સર્વભાષા સરસ્વતી

વર્ષ ત્રીજું : અંક છઠ્ઠો જાન્યુઆરી : ૧૯૯૩

તંત્રી
રમણલાલ જોશી

૩૦



# ઉદ્દેશ

વર્ષ ત્રીજું      અંક છઠ્ઠો      સળંગ અંક : ૩૦

અનુક્રમ : જાન્યુઆરી ૧૯૯૩



પ્રકાશક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯
'ઉદ્દેશ' કાર્યાલય વતી મુદ્રક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯
મુદ્રણસ્થાન : ભગવતી મુદ્રણાલય, ૧૯, અજય ઇન્ડસ્ટ્રિયલ એસ્ટેટ, દૂધેશ્વર રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૪.

## સૂચનાઓ

* 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે
* 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે.
* આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે.
* વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ. ૮૦ વિદેશમાં (ઍરમેલ) રૂ. ૫૦૦, (સીમેલ) રૂ. ૩૫૦
* આજીવન પ્રોત્સાહક સભ્ય : રૂ. ૧૦૦૦.
* 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. સ્વીકૃત કૃતિનો જવાબ ૫ દરેક દિવસમાં અપાય છે.
* છૂટક નકલ રૂ ૧૦ પોસ્ટેજસાથે
* લવાજમ મોકલવા અને પત્ર વ્યવહારનું સરનામું :
'ઉદ્દેશ' કાર્યાલય,
૨, અચલાયતન સોસાયટી,
નવરંગપુરા, અમદાવાદ-૯.
ફોન નં. ૪૫૨૦૨૭
* લવાજમો મનીઑર્ડર અથવા ડ્રાફ્ટથી મોકલવાં.
* 'ઉદ્દેશ'નાં લવાજમો નીચેના સ્થળે પણ ભરી શકાય છે :

(૧) સૌરભ પુસ્તક ભંડાર : કૅલિકો ડોમ સામે, મેડા ઉપર, રિલીફ રોડ, અમદાવાદ-૧ ફોન. ૩૮૧૨૩૦, ૪૭૫૦૯૭

(૨) વિજય મૅગેઝીન જંક્શન : ૬૨, કલ્યાણ ભુવન, બીજે માળે, રિલીફ રોડ, અમદાવાદ-૧ ફોન ૩૫૬૪૭૮ :

ઉદ્દેશ



જાન્યુઆરી
૧૯૯૩

सर्वभाषा सरस्वती

## શં નો ભવન્તુ ।

'ઉદ્દેશ'ના ડિસેમ્બર '૯૨ના અંકનાં આગળનાં પાનાં છાપવા મોકલ્યા બાદ દેશભરમાં હિંસાની આગ ભભૂકી ઊઠી. એની જ્વાલાઓ ગુજરાતને પણ સ્પર્શી ગઈ. અને આ બધું 'ધર્મ'ને નામે થયું. ભારત તો ધર્મનું પિયર ગણાય છે. અનેક ધર્મોને અહીં આશ્રય મળ્યો છે. આ દેશ જેવી ધાર્મિક સહિષ્ણુતા દુનિયામાં અન્યત્ર ભાગ્યે જ જોવા મળે અને છતાં થોડા સમયથી 'ધર્મ' જ ઝનૂન અને હિંસાનું કારણ બન્યો છે. ભાષાવાર પ્રાંતરચના પછી અલગતાવાદી પરિબળો વકરતાં જ ચાલ્યાં. એની પાછળ સત્તા હાંસલ કરવાની અને ટકાવી રાખવાની મેલી મુરાદ રહેલી છે. 'ધર્મ'નો આવો ઉપયોગ હીન દરજ્જાનો ગણાય. 'ધર્મ'ને વટાવવો અને વટલાવવો એ વ્યાકરણ પ્રજાને હવે સમજાઈ ગયું છે.

આટલી બધી હિંસા આપણે ક્યાં સંતાડી રાખી હતી? જે ગુજરાતમાંથી ગાંધીજીએ અહિંસાનો મંત્ર સમગ્ર વિશ્વને આપ્યો એ જ ગુજરાતમાં ભારે હિંસાચાર થયો. શાન્તિ સ્થાપવાના પ્રયાસોમાંથી પાછી અશાંતિ જન્મતી હોય છે એ આપણો અનુભવ છે. આ અશાંતિ કોણ સર્જે છે અને એના શા હેતુઓ છે એ વિચારવાનું છે. અશાંતિ જન્માવનારાં પરિબળોને શી રીતે માત કરી શકાય? દરેક નાગરિકે શાન્તિ સ્થાપવામાં પોતે શો ફાળો આપી શકે એ નક્કી કરી એ પ્રમાણે આચરણ કરવું જોઈએ. શાંતિ એ જ સુખનું બીજું નામ છે. ગીતાએ અશાંતને સુખ ક્યાંથી હોય એમ જે કહ્યું છે તે વ્યક્તિ અને સમાજ બંને માટે સાચું છે. અલગતાવાદી પરિબળો શામાંથી ઉદ્ભવ્યાં છે એ શોધી કાઢી એમને જ અલગ પાડી દેવાં એ આજનું કર્તવ્ય છે. વિચારશીલ માનવતાવાદી સમજુ માણસો લઘુમતીમાં હોય તોપણ એમની શક્તિ પાશવી પરિબળોને પહોંચી વળી શકે છે એ ઇતિહાસનો અનુભવ છે. એ શક્તિમાં દિન-પ્રતિદિન વધારો થાય એ આપણી આજની જરૂરિયાત છે.

ઉપનિષદની પહેલાં શાન્તિપાઠ કરવામાં આવે છે. આજે તો આ એક જ પાઠ કરવાનો છે. આપણી પ્રાર્થના પણ શાન્તિ અર્થેની જ હોય. અથર્વવેદના એક મંત્રમાં કહ્યું છે: शं नो भवन्तु प्रदिशश्चतस्रः । — ચારે દિશાઓ શાન્તિદાયક થાઓ. शं नो भवन्तु — અમોને શાંતિ પ્રાપ્ત થાઓ — આ જ આપણી આજની પ્રાર્થના છે.

પ્રત્યેક સ્તુતિ મંત્ર પૂરો કર્યા પછી આપણે ત્રણ વાર 'શાન્તિ' શબ્દ બોલીએ છીએ — ॐ शांतिः शांतिः शांतिः । પ્રત્યેક સંસ્કૃતિચાહકના હૃદયમાં આ શબ્દ ગુંજી રહો!

— રમણલાલ જોશી

# સાંપ્રત પ્રવાહો

તંત્રી

### દુઃસહ સાંપ્રત

'સાંપ્રત પ્રવાહો'મા શુ લખવુ એ જ સૂઝતું નથી! સ પ્રત દારૂણ અને કરુણ છે. અયોધ્યા પ્રકરણ નિમિત્તે દેશમા ભારે હિંસા પ્રગટી ઊઠી. મસ્જિદ તૂટવા સાથે રાજકીય ઘટનાઓ ઝડપભેર બની ગઈ. અયોધ્યામા જે બન્યું તે આપણે રોકી શકયા નહિ, એને પગલે પગલે કોમવાદી સંસ્થાઓ ઉપર નિયંત્રણ, ભાજપની સરકારોની બરતરફી અને વિધાનસભાઓનું વિસર્જન, આવી સંસ્થાઓના કાર્યકરોની ધરપકડ, અસામાજિક તત્ત્વોની અટકાયત, દેશના વિવિધ ભાગોમા લેવાયેલી લશ્કરની મદદ, હિંસાનો ફેલાયેલો આતંક વગેરે ઘટનાઓના સાક્ષી બનવાનું આવ્યું. લોકશાહી રાજ્યવ્યવસ્થા આપણને સદી શકી નહિ એવો દેખાવ થયો. દુનિયાભરમાં એક શાંતિચાહક રાષ્ટ્ર તરીકેની આપણી પ્રતિષ્ઠાને ઝાંખપ લાગી. ગુજરાતમાં પણ હિંસાના બનાવોએ માઝા મૂકી. અનેક ધરપકડો થઈ એમાં વિશ્વ હિંદુ પરિષદ સાથે સંકળાયેલા ગુજરાતના વયોવૃદ્ધ સારસ્વત અને ગુજરાતી સાહિત્ય પરિષદના ભૂતપૂર્વ પ્રમુખ શ્રી કે. કા. શાસ્ત્રી પણ આવી ગયા! શ્રી શાસ્ત્રીજીને એમના વિદ્યા-કાર્ય માટે નવાજેશ કરેલ 'પદ્મશ્રી' ખિતાબની અદબ ન જળવાઈ શકી એ દુઃખદ છે.

### ડૉ. પ્રતિભા રેને મૂર્તિદેવી એવૉર્ડ

ઓડિયા ભાષાનાં નવલકથાકાર ડૉ. પ્રતિભા રેને એમની નવલકથા 'યાજ્ઞસેની' માટે ભારતીય જ્ઞાનપીઠ તરફથી મૂર્તિદેવી એવૉર્ડ તાજેતરમાં એનાયત થયો એ પ્રસંગે તેમને અભિનંદન. શ્રી પ્રતિભા રેના સાહિત્યિક પ્રદાન વિશે વીગતવાર લેખ હવે પછી.

### શ્રી ભોળાભાઈ પટેલ અને શ્રી જયાબહેન મહેતાને અકાદમી પારિતોષિકો

સુપ્રસિદ્ધ સાહિત્યકાર શ્રી ભોળાભાઈ પટેલને તેમના પ્રવાસવર્ણનના પુસ્તક 'દેવોની ઘાટી'ને આ વર્ષે દિલ્હી સાહિત્ય અકાદમી તરફથી પારિતોષિક મળ્યું અને શ્રી જયાબહેન મહેતાને જી.એ. કુલકર્ણીની આત્મકથનાત્મક નવલકથા 'સુવર્ણમુદ્રા અને...'ને અનુવાદ-પારિતોષિક મળ્યું છે. શ્રી ભોળાભાઈએ સર્જક નિબંધ, વિવેચન અને પ્રવાસ-સાહિત્યમાં અને શ્રી જયાબહેને કવિતા, વિવેચન અને અનુવાદમાં નોંધપાત્ર પ્રદાન કરેલું છે. બંનેને હાર્દિક અભિનંદન.

### શ્રી હરીન્દ્ર દવેનું સન્માન

સૌરાષ્ટ્ર ટ્રસ્ટ તરફથી 'જન્મભૂમિ' પત્રોના તંત્રી અને પ્રસિદ્ધ સર્જક-વિવેચક અને પત્રકાર શ્રી હરીન્દ્ર દવેનું ગઈ ૩૦મી ડિસેમ્બરે મુંબઈમાં જાહેર સન્માન થયું. રાજકોટના પ્રવીણ પ્રકાશન તરફથી તેમનાં પચાસ પુસ્તકોનો સેટ પણ પ્રગટ થયો છે. આ પ્રસંગે શ્રી હરીન્દ્રભાઈને હાર્દિક અભિનંદન.

## મુક્તક

અવનવા રંગનાં મારા જીવનપ્રસંગોનાં
ફૂલ ગૂંથી અને આણ લછડી સજાવી છે.
પ્રેમ આદરથી સમર્પું છું આપને ચરણે
આપની પ્રેરણા ખુશબૂભરી મહેકાવી છે.

રુસ્વા મઝલૂમી

# અયોધ્યા ઘટના : આપણી કુરૂપતાનું પ્રતિબિંબ

દિનેશ શુક્લ

છઠ્ઠી ડિસેમ્બર '૯૨ના રોજ અયોધ્યાની બાબરી મસ્જિદ નામે ઓળખાતી પાંચસો વર્ષ જૂની ઇમારતને મોટી સંખ્યામાં એકત્ર થયેલા 'કારસેવકો'એ જે રીતે ધરાશાયી કરી એનું કદાચ સાચું મૂલ્યાંકન તો ભાવિ ઇતિહાસકારો કરશે. હાલ પૂરતું તો આપણે એમ કહી શકીએ કે એક રાષ્ટ્ર તરીકે, એક પ્રજા તરીકે આપણી જે બાંધી મૂઠી હતી તે ખુલ્લી થઈ ગઈ છે. એક સેક્યુલર, ઉદારમતવાદી (લિબરલ) લોકશાહી રાષ્ટ્ર તરીકે આપણી જે એક 'ઇમેજ' હતી, તે ઠીક ઠીક પ્રમાણમાં ખંડિત થઈ ગઈ છે. ભૂખમરો, ભયંકર ગરીબી, રોગ, નિરક્ષરતા, જ્ઞાતિવાદ, કોમવાદ, પ્રદેશવાદ, વકરતો જતો ભ્રષ્ટાચાર, કથળતાં ધોરણો, જીવનમૂલ્યોનો હ્રાસ, ફેલાતી અરાજકતા, આતંકવાદ શું નથી આપણા દેશમાં? જેને સામાન્ય રીતે આપણે ઊણપો કહીએ, અનિષ્ટો કહીએ, ક્યાશો કહીએ, એ દરેકની વધતેઓછે અંશે હાજરી આપણે ત્યાં છે, છતાં એક બાબતે આપણું મસ્તક ગૌરવથી ઊંચું અને ટટ્ટાર રહેતું હતું કે આટઆટલી પ્રતિકૂળતાઓ વચ્ચે પણ આપણે એક સેક્યુલર, ઉદારમતવાદી લોકશાહી દેશ તરીકે ચાલુ રહ્યા છીએ, અને અખંડ રહ્યા છીએ. આજે પહેલી વાર એને વિશે ગંભીર પ્રશ્નાર્થચિહ્ન ઊભું થયું છે. આપણે ધીરે ધીરે કેવા કુરૂપ થઈ રહ્યા છીએ, એનું પ્રતિબિંબ અયોધ્યા અને તેના પ્રત્યાઘાતરૂપે ઘટેલી ઘટનાઓના દર્પણમાં ઝિલાયું છે. આપણી સેક્યુલર–ઉદારમતવાદી–લોકશાહીના પાયામાં કેવો લૂણો લાગવો શરૂ થયો છે, એની ચાડી અયોધ્યા-ઘટનાએ ખાધી છે. વક્રતા તો જુઓ, મર્યાદાપુરુષોત્તમનું બિરુદ જે નરશ્રેષ્ઠને ભારતીય પ્રજાએ આપ્યું, કરોડો લોકોના હૃદયમાં એક આદર્શ મનુષ્ય તરીકે જે સદીઓથી વિરાજમાન છે, તે શ્રી રામચંદ્રને નિમિત્તે આ બધું થયું છે! મનુષ્યની ખરી કસોટી કટોકટીકાળમાં, આપત્તિના સમયે થાય છે, તેમ રાષ્ટ્રોની કસોટી પણ એવા જ કટોકટીના સમયમાં થાય છે. એક રાષ્ટ્ર તરીકે, એક પ્રજા તરીકે આપણી પણ કસોટી 'અયોધ્યા-ઘટના'માં થઈ છે. એ કસોટીમાંથી આપણે પાર ઊતર્યા છીએ એમ કહી શકીશું?

કયા મોઢે દુનિયાને, પણ વિશેષ તો, આપણી જાતને આપણે કહી શકીશું કે આપણે એક લોકશાહી, કાયદાના શાસનને વરેલા દેશ છીએ? દેશની સર્વોચ્ચ અદાલતની કેવી હાંસી ઉડાવવામાં આવી છે, આ કિસ્સામાં? કાયદાના શાસન અને બંધારણની આમન્યાની ઘોર ઉપેક્ષા કરવાની કુત્સિત વૃત્તિનાં કેવાં વરવાં દર્શન થયાં છે, આ આખા બનાવમાં? ભારતીય રાજ્યની સંકલ્પશક્તિને કેવો લકવો લાગુ પડી ગયો હતો, આ પ્રસંગે? આપણાં સલામતી દળો અને અર્ધલશ્કરી દળો કેવાં મૂક સાક્ષી બનીને જોઈ રહ્યાં હતાં, ધરાશાયી થતી એ ઇમારતને?

ઘણા નિરીક્ષકોએ આ ઘટનાને 'રાષ્ટ્રની શરમ' તરીકે ઘટાવી છે. કેટલાક એ વર્ણન સાથે સહમત થતા નથી. અગાઉ શાસક પક્ષે 'રાષ્ટ્રની શરમ' કહેવડાવે એવાં કૃત્યો કર્યાં છે, પણ તેથી દેશના સૌથી મોટા વિપક્ષ અને કેન્દ્રમાં સત્તાની હોડ બકનાર પક્ષ અને તેના નેતૃત્વની જવાબદારીમાં એક મિલિગ્રામનોય ઘટાડો થતો નથી. અગાઉ શાસકપક્ષે કટોકટી લાદી છે, લાખોને 'મિસા'ના અટકાયતી કાયદાઓ હેઠળ જેલમાં ગોંધ્યા છે, સર્વોચ્ચ અદાલતના ચુકાદા(શાહબાનુ કેસમાં)ને આંતરતો કાયદો પસાર કરીને ચોક્કસ કોમનાં રૂઢિચુસ્ત અને પુરાણપંથી પરિબળો આગળ નમતું જોખ્યું છે, અમુક

પ્રકારના લઘુમતી કોમવાદનું બેશરમ આચરણ કરીને મુસ્લિમોને માત્ર 'મતબેંક'ની જ પહેચાન આપવાનો પ્રયાસ કર્યો છે. આ બધુ તેણે કર્યું છે. અને તેથી તે પણ આપણા સૌની ટીકાને પાત્ર છે, પણ તેથી સામેના વિપક્ષના બહુમતી કોમવાદનો આશરો લઈ, બહુમતી હિન્દુઓની ધાર્મિક લાગણીઓ સાથે રમત રમી, તેમનું રૂપાંતર પણ એક મોટી 'મતબેંક'મા કરવાના કૃત્યને વાજબીપણુ પ્રાપ્ત થતુ નથી. રાજકીય પક્ષો વચ્ચે સત્તા પ્રાપ્ત કરવાની અને સત્તાના માધ્યમ દ્વારા પોતાના વિચારો અને કાર્યક્રમોને અમલમા મૂકવાની તંદુરસ્ત અને પૌરુષ સરની સ્પર્ધા હોય, એ લોકશાહીમાં ઇચ્છનીય છે. પણ એનું અંતિમ ધ્યેય તો લોકસમસ્તનું કલ્યાણ હોય, લોકસમસ્તનું શ્રેષ્ઠ હિત હોય. 'તે' આમ કર્યું માટે હુ પણ તેમ જ કરીશ,' એ વલણમા માત્ર બાલિશતા નહિ, કુસંસ્કારિતા પણ છે. દેશના સૌથી મોટા વિપક્ષે તેના અનુયાયીઓને કાયદો હાથમા લઈને, લોકશાહીનુ ટોળાશાહીમા રૂપાતર કરવાનું જે પ્રોત્સાહન પૂરું પાડયું, તે અક્ષમ્ય છે. બે લાખ કારસેવકોને અયોધ્યામા 'કારસેવા' કરવા માટે ભેગા થવા દેવા અને તેના સંભવિત પરિણામોનો વિચાર સુધ્ધા ન કરવો એને ગંભીર બેજવાબદારીનો નમૂનો જ ગણવો પડે. મતપેટીઓના માધ્યમથી સત્તા પર આવેલ (ઉ. પ્રદેશમા) રાજકીય પક્ષ પોતાના ઉદ્દેશને ચરિતાર્થ કરવા મંત્રણા, સંવાદ, વાટાઘાટોના માર્ગને અધવચ્ચે તજી દે અને લોકોના બેકાબૂ ટોળાનો આશરો લે, તેને જવાબદાર રાજકીય પક્ષની સંજ્ઞા કેવી રીતે આપી શકાય?

તોડી પાડવામા આવેલું બાધકામ મસ્જિદ હતી કે મંદિર હતું એ મૂળભૂત પાયાનો મુદ્દો નથી. પાયાનો મુદ્દો તો આ છે: એક સંસ્કારી, સભ્ય, ઉદારમતવાદી, લોકશાહી સમાજ તરીકે આપણે જીવવુ છે કે પછી અંદરોઅંદર અનેક નાના, સંકુચિત વાડાઓમા વહેંચાઈને ખંડિત થઈ જવુ છે? આપણે શ્રીલંકા અને લેબેનોન યુગોસ્લાવિયા અને છૂટા પડેના કેટલાક સોવિયેત પ્રજાસત્તાકોના માર્ગે જવાની ઇચ્છા રાખીએ છીએ? એક બાજુ ૧લી જાન્યુઆરી ૧૯૯૩થી યુરોપીય રાષ્ટ્રો એક રાજકીય એકમ બનાવવાની દિશામા એક કદમ આગળ વધે છે, અને આપણે સીધા સોળમી સદીમા જવાની ઉતાવળ કરીએ છીએ? ઇતિહાસને ત્રિભેટે ઊભા છીએ, નિર્ણય કરવો આપણા હાથમા છે. આપણી નિયતિ આપણા હાથમા છે.

ॐ

## શબ્દ બે?

વૃક્ષથી તૂટી પડી શાખ બોલે શબ્દ બે?
પાંજરેથી...."આભ છું!" પાંખ બોલે શબ્દ બે?
મેઘ શું? મલ્હાર ક્યા? શું કિનારા? નાવ ક્યાં?
હું, તમે, કોરી નદી! આખ બોલે શબ્દ બે?
દીપ કાંપે ગોખલે શેષમાં વાર્ધક્ય શો!
આખને ઘેરી વળી ઝાંખ બોલે શબ્દ બે?
હું નહીં આ કૈં યુગો ધૂમ મય ખામોશ છે,
ધૂંધવાતી છે ચિતા, રાખ બોલે શબ્દ બે?

—નિર્મિશ ઠાકર

# વિસ્તરતી સીમાઓ

## [સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ]

ચન્દ્રકાન્ત ટોપીવાળા

છેલ્લાં વીસેક વર્ષો દરમ્યાન પશ્ચિમની સાહિત્ય-સંસ્થાઓમાં સિદ્ધાન્તોનો જે વિસ્ફોટ થયો છે, સિદ્ધાન્તોની જે ભરમાર ઊભી થઈ છે, એને સિદ્ધાન્તશાહીને નામે ભલે ઓળખીએ અને એમાંથી મુક્ત થવા ભલે પ્રયત્નો કરીએ, તોપણ સાહિત્ય-ક્ષેત્રે સિદ્ધાન્તની અવહેલના કરવી મુશ્કેલ છે. સાહિત્ય ભાષા સાથે અને ભાષા સંકેતો સાથે જો સંકળાયેલી હોય તો સંકેતો સાથે સિદ્ધાન્ત અનિવાર્યપણે ખેંચાઈ આવવાનો, એ વાત સમજી લેવી જરૂરી છે. સિદ્ધાન્ત અને સંકેતો વચ્ચેના આવા સંબંધને આ સંદર્ભમાં ટેરી ઈગલટને એના પુસ્તક 'ધ સિગ્નિફિકન્સ ઑવ થિયરી'(૧૯૯૦, બૅઝિલ બ્લૅકવેલ)માં મુદ્દાસર ઉપસાવ્યો છે.

ઈગલટને બતાવ્યું છે કે દેખીતી રીતે સિદ્ધાન્ત અને ખરેખર જીવન વચ્ચે ખાસ્સું અંતર જોઈ શકાય છે. પહેલાં આવે અધિસિદ્ધાન્ત (જે સિદ્ધાન્ત અંગે સિદ્ધાન્તકરણ કરે છે), પછી સાહિત્યસિદ્ધાન્ત (જે તપાસવસ્તુ નક્કી કરે છે), પછી સાહિત્યવિવેચન (જેના પર સાહિત્યસિદ્ધાન્તો વિચાર કરે છે), પછી સાહિત્ય (જે વિવેચનાત્મક સંશોધનનો વિષય બને છે), અને છેલ્લે આવે ખરેખર વાસ્તવિક જીવન — આમ, 'સિદ્ધાન્ત' અને 'જીવન' બે ધ્રુવો લાગે. પરંતુ એક રીતે જોઈએ તો સમસ્ત સામાજિક જીવન સિદ્ધાન્તનિર્ભર છે અને સમસ્ત સિદ્ધાન્ત ખરેખર તો સામાજિક વ્યવહાર છે.

જો મનુષ્યને તત્ત્વતઃ અન્ય પ્રાણીઓથી અલગ કરનારી કોઈ વાત હોય તો તે એ છે કે મનુષ્ય અર્થજગતમાં વિચરે છે. વધુ સરલ રીતે કહેવું હોય તો કહી શકાય કે મનુષ્ય 'જગત'માં નિવસે છે, નહિ કે માત્ર સ્થૂલ અવકાશમાં. મનુષ્યજીવન એ સંકેત રચનારું અસ્તિત્વ છે. અને આ સંકેત વચ્ચેનું જીવન સ્થૂળ અવકાશના સમસ્ત અર્થને બદલી નાખે છે. આપણે સંકેતો વાપરીએ છીએ તેથી આપણે આપણને અતિક્રમી જઈ શકીએ છીએ. યુદ્ધમેદાનમા આપણને નષ્ટ પણ કરી શકીએ છીએ. ખિસકોલીઓ આ ક્ષણે ખાનગીમા અણુહથિયારો બનાવવા લાગી નથી ગઈ એનું કારણ એ નથી કે મનુષ્ય કરતાં એ વધુ ડાહ્યું પ્રાણી છે, પણ એનું કારણ એ છે કે મનુષ્યની જેમ એ સંકેતોનો ઉપયોગ કરી શકતી નથી. ખિસકોલીઓનું એકધારું નીરસ જાતિ-નિર્ધારિત જૈવિક અસ્તિત્વ આપણા કરતાં વધુ સલામત અને સ્થિર છે.

આપણી પાસે સંકેતો છે, તો સંકેતોને સ્થિર કરવા માટે સિદ્ધાન્તો પણ છે. આ અર્થમા સિદ્ધાન્તો ગમે એટલા ક્રાંતિકારી હોય તોપણ સંરક્ષક છે. આમ, જો સમગ્ર માનવ અસ્તિત્વ કેટલેક અંશે સિદ્ધાન્તપરક હોય તો સિદ્ધાન્ત એ સર્વ કાલમાં ચાલનારી પ્રવૃત્તિ છે. સામાન્ય સંજોગોમાં આપણી બૌદ્ધિક કે અન્ય પ્રવૃત્તિઓ શાંતપણે ચાલ્યા કરતી હોય છે અને એવી પરિસ્થિતિમાં સૈદ્ધાન્તિક ઊર્જાનો વધુ પડતો વ્યય સાધારણ રીતે જરૂરી પણ નથી હોતો. જ્યારે આપણા રોજિંદા વ્યવહારને શાંતપણે ચલાવતો પારંપરિક તર્ક જોખમમાં આવી પડે છે, જ્યારે એને ન તો સુધારી શકાય કે ન તો નકારી શકાય એવી પરિસ્થિતિ જન્મે છે, ત્યારે સિદ્ધાન્ત નાટ્યાત્મક ગતિએ પ્રવેશ કરે છે. માનવવ્યવહારમાં આવું ક્યારે અને કેમ બને છે તે ખૂબ બદલાતી રહેલી બાબત છે. એટલું જ નહિ પણ એવું પણ બને છે કે વ્યવહાર પોતે જ પોતાની શોધનો વિષય બને છે. એટલે કે સિદ્ધાન્ત પોતા તરફ જ વળેલી

પ્રવૃત્તિ બને છે; એમા નવા પ્રકારનો આત્મવિમર્શ (self reflexivity) ભળે છે અને આ આત્મ-વિમર્શ ભળતાં, સાહિત્યવિવેચનની હયાતીને કારણે સાહિત્યસર્જન જેમ બદલાતું હોય છે તેમ પ્રવૃત્તિ પોતે પણ બદલાય છે.

આ રીતે એમાં એક વિચિત્ર વિરોધાભાસ છે, એમાં શંકા નથી. ઈગલટન જણાવે છે કે કોઈને કેવી રીતે ચૂમીશ એ અંગે જો ખૂબ વિચારવા માંડેલું હોય તો ચોક્કસપણે ક્રિયા વખતે મોટી ગરબડ ઊભી થવાની જ છે. એટલે સિદ્ધાન્ત તત્ત્વતઃ સામાજિક જીવનને અસ્થિર તો કરે છે પણ સાથે સાથે એ સંરક્ષક પરિબળ પણ છે. જ્યા સુધી સિદ્ધાન્ત આપણા અર્થોને વ્યવસ્થિત કરીને અને એને આકાર આપીને, આપણે શુ કરીએ છીએ એ અંગેના નવા તર્ક ધર્યા કરે છે ત્યા સુધી એ સરક્ષક છે, પણ આપણે શુ કરીએ છીએ એ અંગે આપણને નવી રીતે સભાન કર્યા વિના સિદ્ધાન્ત એ પ્રમાણે કરી શકતો નથી અને આને કારણે એક એવી શક્યતા ઊભી થાય છે કે આપણે પરિવર્તન માટે પણ કશુંક કરવા તૈયાર થઈએ છીએ.

આમ, સિદ્ધાન્તનું લક્ષ્ય બૃહદ્ અર્થમાં 'ઇતિહાસ' હોય છે પણ સાથે સાથે સિદ્ધાન્તકરણ પોતે પણ એક ઇતિહાસની ઘટના હોય છે. સિદ્ધાન્તનું કાર્ય ઇતિહાસને લક્ષ્ય બનાવે છે પણ પ્રક્રિયા દરમ્યાન ઇતિહાસને બદલીને સિદ્ધાન્ત પોતે ઇતિહાસમા ભળી જાય છે. વાતને સમજવા માટે આપણને વળી બીજા સિદ્ધાન્તકરણની જરૂર પડવાની છે. એટલે કે, 'સિદ્ધાન્ત' અને 'ઇતિહાસ' બંને એકબીજાનો અંત-હીન દ્વન્દ્વમા પીછો કરે છે.

ટૂંકમા, મનુષ્યજીવનને સંકેતો વગર કલ્પવુ અશક્ય છે, તો સંકેતોને સિદ્ધાન્ત વગર કલ્પવા અશક્ય છે મનુષ્યજીવનની વ્યવસ્થા કે એનો ભંગ સંકેત અને સિદ્ધાન્તોને આભારી છે.



## ગઝલ

સમયની સેજ પર જીવન સંવારતો રુસ્વા
કળી કળીના વદનને નિખારતો રુસ્વા

નવીન રંગમાં ઊર્મિ જગાડતો રુસ્વા
ગઝલમાં પ્રેમના ભાવો રમાડતો રુસ્વા

લાગણીથી સભર અશ્રુ વહાવતો રુસ્વા
ઝરણુ બનીને રણને ઠારતો રુસ્વા

કદીયે નામની પરવા નથી કરી જેણે
આપ મેળે જ તખલ્લુસ નિભાવતો રુસ્વા

છતાંય સર કર્યાં દિલનાં સિંહાસનો જેણે
પ્રેમ અપનાવીને—હૈયાંને ઠારતો રુસ્વા

રુસ્વા મઝલૂમી

# ભારતીય પ્રજાજનનો બારમાસો

શ્વાસ ટૂંકા ને દીર્ઘ નિસાસો :
ગાઓ એનો બારહ-માસો.

જાન્યુઆરી છવ્વીસ : ધ્વજ ફફડે,
પડ્યો પ્રજાનો ઊંધો પાસો.

ફેબ્રુઆરી : દિન થોડા કિન્તુ
દુ:ખનો દરિયો મોટો ખાસો.

માર્ચ અહીં ખાતાં અડવડિયાં
Quick March-નો મંત્ર ઉપાસો.

એપ્રિલ : એપ્રિલ-ફૂલ બનીને
નાચો-કૂદો ને લ્યો શ્વાસો.

મે : સૂરજ અંગારા વરસે :
લાક્ષાગૃહ ભડભડતું; નાસો.

જૂન : નભે અંધાર છવાયો
અહીં નર્યું અંધેર : વિમાસો.

જુલાઈ : મરવા વાંકે જીવો,
કોને આપે કોણ દિલાસો ?

અગસ્ત પંદરમી : મુક્તિદિન.
અમે હજુ દાસાનુદાસો.

પાંચ સિતમ્બર : શિક્ષકદિન, લ્યો
સરસ્વતીએ ખાધો ફાંસો !

ઑક્ટોબર બીજી : ગાંધીને
યાદ કર્યાનો કરો તમાશો.

ચૌદ નવેમ્બર : બાલદિને ચે
ફૂલના ભૂખથી બટકે શ્વાસો.

ડિસેમ્બરે નાતાલ મનાવો,
વાસ્તવને સમજી આભાસો.

ભ્રષ્ટાચાર ફૂલે ને ફાલે,
બધાય એને માફક માસો.

ભૂખ, ભીખ, હત્યા, ખૂનરેજી,
ભૂંડા ભાષણિયા બકવાસો.

શ્વાસ ટૂંકા ને દીર્ઘ નિસાસો
ગાઓ એનો બારહ માસો.
....તેરહ — માસો
....અગણિત—માસો

જિતેન્દ્ર કા. વ્યાસ



## વરસાદમાં—

હવે
દક્ષિણના તોતિંગ દરવાજા ખૂલી જશે
પછી આગિયાના ઝુંડ શી ઝળહળ ઝળહળ ચાલી આવશે એ —
બાઅદબ કુરનિશ, દર્પણી માર્ગ અને સૌ આઘાંપાછાં....
પણ તે તો આશ્લેષી રહેશે —
કાંઠાને, રેતને, મત્સ્યને, ખડકને, અર્ણવને
મંદિરને – મંદિરની ધજાને, આ તે પેલાં ઘરને...
વૃક્ષને...ટેકરીઓ ને ખીણોને —
મને–તને સૌને!
છાનુંછપનું અને પ્રકટ બધું એકાકાર!
મસ્તકથી ચરણ સુધી
તું ત્યારે
તને સાંભળી રહી હશે
સિતાર બનીને!

પ્રવીણ દરજી

# 'ગુમ'નામ ગુરુદયાલજી

દુષ્યન્ત પંડયા

૧

સને ૧૯૩૯ના માર્ચની અધવચમાં, રાષ્ટ્રીયતાના રંગે રંગાયેલી કરાચીની પ્રખ્યાત શાળા શારદામંદિરમાં શિક્ષક તરીકે હું જોડાયો. એ શાળાના મકાનનો શિલાન્યાસ મહાત્મા ગાંધીજીએ કર્યો હતો. સરકારી અનુદાન ન લેતી એ શાળામાં ગાંધીજયંતી અને ર૬મી જાન્યુઆરીના ઉત્સવો ભાવનાપૂર્વક ઊજવાતા. ખાદીનો ગણવેશ પ્રેમ અને ગૌરવથી પહેરાતો. રાષ્ટ્રના નેતાઓ કરાચી આવે તો એ શારદામંદિરમાં અચૂક આવે જ. અને આમ પણ વિવિધ ક્ષેત્રોમાંના અગ્રણીઓની, સંસ્કારસ્વામીઓની, સાહિત્યકારોની મુલાકાત શાળામાં સહજ રહેતી.

આથી, પાંચેક મહિના પછી, એક શનિવારની સમૂહપ્રાર્થનામાં, કોઈ દાઢીવાળા પુખ્ત વયના પુરુષને લઈને, નિયામક શ્રી મનસુખરામભાઈ આવ્યા ત્યારે મને આશ્ચર્ય ન થયું. કોઈ હશે, મને થયું. ઇસ્તરી વગરનાં પણ સ્વચ્છ લેંઘો, ઝભ્ભો ને જાકીટ પહેરી દાઢીની ધજા ફરકાવતા એ ગૃહસ્થને જોતાંવેંત જ વિદ્યાર્થીઓના સમુદાયમાં ચેતનાનો જુવાળ આવી ગયો. જોડેલે હાથે આવતા એ ગૃહસ્થે સૌ પ્રત્યે માથું નમાવ્યું. એમનું મોઢું હું બરાબર જોઈ શકું તે પહેલાં તેઓ મનસુખરામભાઈ સાથે આગલી હરોળમાં બેસી ગયા ને બેઠા ભેગી તેમણે આંખો મીંચી દીધી. એમનું શરીર અમારી સમીપ હતું. એમનું મન ?

સંસ્કૃત મંત્રો, ગીતાના શ્લોકો (મશરૂવાળાના અનુવાદ સાથે), ભજનો, કુરાનની આયત, રવીન્દ્રનાથના નૈવેદ્યની પ્રસાદી વગેરે મળી પ્રાર્થના ચાળીસેક મિનિટ ચાલી હશે. એ સમગ્ર સમય દરમિયાન એ દાઢીવાળા ગૃહસ્થનાં નેત્રો બંધ જ હતાં. શ્રદ્ધાના અભાવવાળા મારા જેવા કોઈને વહેમ પણ પડચો હોય કે એ ઝોલે ચડી ગયા છે!

પ્રાર્થનાનો નિયત કાર્યક્રમ પૂરો થયે, શ્રી મનસુખરામભાઈએ એ ગૃહસ્થનો પરિચય આપ્યો ત્યારે જાણવા મળ્યું કે તેઓ શ્રી ગુરુદયાલજી મલ્લિક છે. શ્રી મનસુખરામભાઈએ તેમને સંસ્થાના આત્મીયજન તરીકે ઓળખાવ્યા, તેમનું પ્રેમપૂર્વક સ્વાગત કર્યું અને જણાવ્યું કે, "સોમવારથી ગુરુદયાલજી મૅટ્રિકના વર્ગમાં અંગ્રેજી લેશે." આ સમાચારને વિદ્યાર્થીઓએ અને વિદ્યાર્થિનીઓએ — ખાસ કરીને મૅટ્રિકના ધોરણનાં એ — આનંદથી ને ઉત્સાહથી વધાવ્યા. પછી, શ્રી મનસુખરામભાઈના કહેવાથી મલ્લિકજીએ, બંધ આંખે, એક ભજન પણ ગાયું. તેમનો અવાજ બુલંદ, પૌરુષવાળો અને મીઠો હતો.

એ મારી જુવાનીનો કાળ હતો. શ્રી નરસિંહભાઈ પટેલના — જો નામ મને બરાબર યાદ હોય તો — ઈશ્વરના અસ્તિત્વને નકારતા પુસ્તક('ઈશ્વરનો ઇન્કાર')નો હું પ્રશંસક હતો. અને સાધુસંતો-મંદિરોથી, બધા જ પ્રકારના ધર્મવિધિથી જોજનો દૂર રહેતો. અમારી શાળાની પ્રાર્થનામાં ગવાતાં અને 'પ્રસાદ' માં સંગ્રહાયેલાં કબીર-નાનક-તુલસી-મીરાં-નરસિંહ આદિનાં ભજનો મને કાવ્યો તરીકે, જુસ્સાદાર કે માર્દવભરી વાણી તરીકે, ખૂબ ગમતાં. પણ એ ત્યાં જ અટકી જતાં, ખરેખર તો હું જ એમને ત્યાં અટકાવી દેવા પ્રયત્ન કરતો. મલ્લિકજીના ભજનને પણ એ રીતે ત્યાં જ અટકાવી દીધું. પણ મલ્લિકજી પોતે ?

પ્રાર્થના પૂરી થયા પછી જૂનાનવા મિત્રોને હાથ જોડી મલ્લિકજી મળવા લાગ્યા. મળતી વખતે દરેક વ્યક્તિના નામ સાથે કંઈ ને કંઈ શ્લેષ કરી તેઓ આનંદની છોળ ઉડાડવા લાગ્યા: "કેમ છો,

લીલાના ધરનાર લીલાધરભાઈ! તમને ને તમારી લીલાને નમસ્કાર." "આપ તો ભગવાનના દાસ, ભગવાનદાસભાઈ, આપને ખાસ નમસ્કાર." આમ જૂના મિત્રોને મળ્યા પછી મારા જેવા બેત્રણ નવા શિક્ષકો ભણી તેઓ વળ્યા. દરેકનો પરિચય તેઓ કરવા લાગ્યા. જોડેલે હાથે મારી તરફ આવ્યા ને મારુ નામ પૂછ્યુ 'દુષ્યન્ત" હુ બોલ્યો. "દુષ્યન્ત નહિ, રાજા દુષ્યન્ત કહો રાજાને તો ખાસ ખાસ પ્રણામ આ રૈયત પર કૃપા રાખજો, રાજા" મે સ્વાભાવિકપણે અકળામણ અનુભવી. પરંતુ મલ્લિકજી એમ શબ્દ વડે જ સ્પર્શ કરી અટક્યા નહિ મારે ખભે તેમણે હાથ મૂક્યો. પછી જરા વાસો થાબડ્યો અને બોલ્યા "જીતતે રહો, રાજા." એમના આ સ્પર્શનો સચાર ઠેઠ હૃદય સુધી થયો, બુદ્ધિની ઉપેક્ષા છતા.

તે ઘડીથી માડી એમના અંતકાળ પર્યંત તેઓના પત્રોમા સબોધન થતું. "પ્યારે રાજા દુષ્યન્ત"!

એ વેળાએ મને એમની હાસ્યવૃત્તિ ગમી હતી પણ, એમના વ્યક્તિત્વના વિશિષ્ટ અને મુખ્ય એવા આધ્યાત્મિક પાસાને મારી બુદ્ધિની નજીક આવવા દીધુ ન હતું એ પાસાનો પાર પામવાની તો ઠીક, એને જરાક અમથુયે સમજવાની દૃષ્ટિ મારી પાસે ન હતી મારા નેત્રો એ પૂરતા બધ હતા

બીજે દહાડેથી તેઓ નિયમિત રીતે શારદા મદિરમા આવવા લાગ્યા. તેઓ બેક તાસ વર્ગો લેતા. મે જોયુ કે એમનો તાસ પૂરો થયે વિદ્યાર્થીઓના ચહેરા પર અસાધારણ તૃપ્તિનો આનદ દેખાતો. તેમનો અવાજ રણકાદાર હતો અગ્રેજી ઉચ્ચારણ બેનમૂન હતું. તેમની વાગ્ધારા અસ્ખલિત હતી. ભાવ પ્રમાણે, લય સાથે તેઓ ગદ્યપદ્યપાઠ કરતા ત્યારથી જ વિદ્યાર્થીઓ તન્મય બની જતા. અને શબ્દોની પાર જઈ તેમનું રહસ્ય તેઓ વિદ્યાર્થીસુલભ ભાષામા છટાદાર બાનીમા રજૂ કરતા તેઓ ભણાવતા હોય ત્યારે વિદ્યાર્થીઓ રસતરબોળ બની જતા. એમના વર્ગો પાસે ઊભા રહી એમને સાભળવાનો લોભ, મારા બીજા કેટલાક સાથીઓની માફક, મેં પણ થોડોક ગતોષ્યો છે ખરો

શારદામદિરના પૂર્વ બાજુના મુખ્ય મકાનમા પહેલે મજલે આવેલા શિક્ષકખડમા, નિયામક ખડમા તથા પુસ્તકાલયમા જતા કે ત્યાથી નીચે ઊતરતા સીડી પાસેના ભોયતળિયાના ખડમાં છઠ્ઠી શ્રેણીના — હાલની દસમીના — વર્ગમા હું હોઉ ત્યારે મલ્લિકજી મને રોજ જુએ એમની તરફ નજર જાય તો તરત, રેલવેના સિગ્નલની માફક, એમનું ડોકુ નમવાનું. આમ કેટનાક દહાડા ગયા પછી એક દિવસ નાની રિસેસમા મળ્યા ત્યારે મને કહે "રાજા, એક બાબતનો મને બડો અફસોસ છે"

મે પૂછ્યું, "શાનો?'

"આપનો વિદ્યાર્થી થઈ શકુ એટલો છોરો હુ નથી તેનો."

"મશ્કરી નહિ કરો, ચાચાજી," મેં કહ્યું. "ક્યા આપ ને ક્યા હુ." એ ગાળા દરમિયાન એમને વિશે અલપઝલપ જાણકારી મે મેળવી લીધી હતી

'ઘઉના ધનેડા'ને નામે ઓળખાતા, અનાજના, ખાસ કરીને ઘઉંના, એક અગ્રગણ્ય, શ્રીમત વેપારીના તેઓ નાના ભાઈ. એ ભાઈ જેટલા સસારીવહેવારી તેટલા જ ગુરુદયાળજી સસારથી વિરક્ત, 'સસારસુ સરસો રહે, મન મારી પાસ,' અખાની એ પંક્તિની જેમ તેવીસ વર્ષની વયે તેમણે જલિયાવાલા બાગના હત્યાકાડની તપાસ માટે કોંગ્રેસે જે તપાસ સમિતિ નીમી હતી તેના મંત્રી તરીકે કામ કર્યું હતું. એ કામ અગે શ્રી દીનબધુ એન્ડ્રૂઝ સાથે તેઓ પજાબના ગામડાઓમા ફર્યા હતા અને હકીકતો એકઠી કરી હતી. ત્યારથી તેઓ ચાના બધાણી થઈ ગયા હતા, કારણ, એ હકીકતો એ ભૂખ ઉડાડી મેલી હતી એ ત્રાસદાયક, કરુણ વાતોથી એમનું હૃદય ખૂબ હલી ઊઠ્યું હતું. પછીથી એમણે શાતિનિકેતનમા ગુરુદેવ પાસે

રહી, શિક્ષકઅધ્યાપક તરીકે કામ કર્યું હતું.... મહાત્મા ગાંધીજી સાથે તેઓ સાબરમતી અને સેવાગ્રામના આશ્રમોમાં રહેતા... તેઓ આજીવન બ્રહ્મચારી હતા... સાધક હતા... સૂફી હતા... લેખક હતા, વગેરે વગેરે.

આ બધી હકીકતો એમની પાસેથી સાંભળી ન હતી. તેઓ તો પોતાને વિશે ભાગ્યે જ કંઈ બોલતા. હા, કોઈ એવો પ્રસંગ ઊભો થયો હોય તો ગુરુદેવની, ગાંધીજીની કે શાંતિનિકેતનની કે પોતાને થયેલી કોઈ દિવ્યાનુભૂતિની વાત તેઓ અવશ્ય કરતા. પરંતુ, તે સમયે એમને વિશે ઇધરઉધરથી સાંભળવા મળેલી આ બધી હકીકતો કેટલી સાચી છે એ હું જાણતો ન હતો તેમ જ જાણવાની શક્તિ ધરાવતો ન હતો. પણ પછીથી ખબર પડી કે એ બધી વાતો સાચી હતી. એક વાત ચોક્કસ કે શારદામંદિરમાં એ કાળનો એમનો બે માસનો સમાગમ મને સ્પર્શી ગયો. એમની ઓજસ્વિતા મને ધસરકો કરી ગઈ. વયમાં તેઓ મારાથી ઠીક ઠીક મોટા હોવા છતાં તેમની સાથે સ્નેહગાંઠે તેમણે મને બાંધી લીધો. એમની દૃષ્ટિમાંથી વાત્સલ્યના ફુવારા ફૂટતા. એમના સ્પર્શથી હૈયું હલકું બની જતું અને એમના શબ્દથી અંતર સ્નેહે વીંધાતું.

૨

મલ્લિકજીના સ્નેહપાશમાં હું ક્યારે ને કેવી રીતે બંધાયો તેની ખબર જ ન પડી. મને તેઓ વત્સલ વડીલ જેવા, નિકટના મિત્ર જેવા અને મૂંઝવણોમાં માર્ગદર્શક સમા લાગવા માંડ્યા હતા.

તેઓ ક્યારે ક્યાં હોય તે કોઈ કહી શકે નહિ. માદામ સોફિયા વાડિયાને 'આર્યન પાથ'ના સંપાદનમાં તેઓ સહાય કરતા. અંગ્રેજીમાં 'પેન'ની પત્રિકા નીકળતી તેના સંપાદનમાં તેમનો હાથ હોય. અને 'વિશ્વભારતી કવાર્ટરલી'ને પણ તેમની સહાયની જરૂર પડે જ. ક્યારે તેઓ શાંતિનિકેતનમાં હોય ને ક્યારે તેઓ સાબરમતી આશ્રમમાં કે સેવાગ્રામ હોય તે કહેવું કઠણ હતું. એ દૃષ્ટિએ તેઓ ચિરપ્રવાસી હતા. અને છતાં તેઓ સ્થિર હતા.

કરાંચી આવે ત્યારે ભાઈના વિશાળ બંગલામાં નહિ પણ પોતાનાં અપર માતાની સાથે તેઓ રહેતા. સગી જનેતાની જેમ તેમની સેવા તેમણે ઠેઠ સુધી કરી હતી. કરાચીના અગ્રણી નાગરિક, સાધુચરિત શ્રી જમશેદજી નસરવાનજી મહેતાના તેઓ મિત્ર હતા. શ્રી જમશેદજી કરાચીની થિયોસોફી સોસાયટીના અધ્યક્ષ હતા. એટલે મલ્લિકજીની હાજરી એ સોસાયટીની સભાઓમાં હોય જ. જમશેદજી અનેક સેવાકાર્યો સાથે જોડાયેલા હતા. અને મલ્લિકજી કરાચી હોય એટલો સમય તેઓ પણ જમશેદજીના એ સેવાયજ્ઞમાં જોડાયેલા હોય.

હાલ પાકિસ્તાનમાં આવેલા, વાયવ્ય સરહદ પ્રાંતના ડેરા ઇસ્માઈલ ખાનના તેઓ વતની. કૃત્રિમ રીતે ભવાં ચડાવી, પહોળી આંખે તેઓ કહેતા: "જાનતે હો મૈં કૌન હૂં? મૈં પઠાન હૂં. કંધેકી ઊપર ઉઠાકર લે જાઊંગા." અને વાયવ્ય ખૂણાના એ ડેરા ઇસ્માઈલખાનથી પૂર્વમાં કલકત્તા સુધી, ત્યાંથી દક્ષિણે મદ્રાસ, ત્રિવેન્દ્રમ, બેંગલોર સુધી, ત્યાંથી મુંબઈ–અમદાવાદ સુધી અને ત્યાંથી કરાચી સુધી પથરાયેલા વિશાળ પ્રદેશમાંથી અનેકનાં ચિત્ત તેઓ 'ઉઠાવી' ગયા હતા તેમાં શંકા નથી. ભારતની વાયવ્ય સરહદેથી ભારત પર આક્રમણ કરનાર અનેકની માફક તેમણે પણ ભારત પર 'ચડાઈ' કરી હતી અને વાત્સલ્યના અમોઘ શસ્ત્રે અનેકનાં હૃદય જીતી લીધાં હતાં.

ભાષાનો પ્રશ્ન એમને કદી નડતો મેં જોયો નથી. પુશ્તો, પંજાબી, સિંધી, હિંદી, ફારસી, ઉર્દૂ, બંગાળી, ગુજરાતી અને અંગ્રેજીમાં તેઓ આસાનીથી વ્યવહાર કરી શકતા. મોટા ભાગનું તેમનું સાહિત્યસર્જન તેમણે અંગ્રેજીમાં કર્યું છે. અંગ્રેજી ગ્રંથશ્રેણી મેન ઓફ લેટર્સ પર શ્લેષ કરી સ્વ. ઉમાશંકરભાઈ સ્વ. વિષ્ણુભાઈ ત્રિવેદીને મેન ઓફ પોસ્ટ કાર્ડ્ઝ કહેતા તેમ, મલ્લિકજીને પણ મેન ઓફ પોસ્ટ કાર્ડ્ઝ કહેવા પડે કારણ કે, તેમનો મોટા ભાગનો પત્રવ્યવહાર તેઓ પત્તાંથી જ કરતા. ખિલાડીનાં ઘરની જેમ અનેક

સ્થળોએ ફરેલા સામાનમાંથી આજે પણ એમનાં બેત્રણ પોસ્ટ કાર્ડ સચવાઈ રહ્યા છે

૧૯૩૯મા આરંભાયેલો એ પરિચય એવો ન હતો કે મને એમનો પત્રપ્રસાદ મળવા લાગે. પરંતુ ત્યાર બાદ વરસે એકાદ વાર તેઓ કરાચી આવે ત્યારે અચૂક શારદામંદિરમા આવે, મળે, ભેટે અને પ્રેમપૂર્વક કુશળ વર્તમાન પૂછે. આવી દરેક ભેટ મને એમની વધારે ને વધારે નજીક લઈ જનારી બની. મારા અંગત જીવન વિશે એમણે થોડી જાણકારી મેળવી હશે એટલે, મને એક વાર કહે, "રાજાજી, એક કૃપા કરો. આ સેવકને રાણીજીના હાથની રસોઈ ખવરાવો. મને ખીચડી બહુ ભાવે છે. ને બીજી વાત. જમવા આવુ ત્યારે, મારા બે દુશ્મનોને દૂર રાખજો. મરચા અને મિષ્ટાન્ન મારા બડા દુશ્મન છે"

"આપના એ દુશ્મનોનુ નિકંદન હુ કાઢીશ પણ, આપ એમને હાજર જ ન રહેવા દો તે કેમ ચાલે?" મેં કહ્યું. અને ઘેર આવી તેઓ પ્રેમથી જમી ગયા. મારા જીવનને તેઓ માપી પણ ગયા.

૧૯૪૨ના વર્ષે દેશમા અને વિશ્વ સમસ્તમા મોટા ફેરફારો કર્યા હતા. એ વર્ષના અંતમા, કે ૧૯૪૩ના આરંભમા, મારામા એક નાનું અમથું પરિવર્તન થવા પામ્યું હતું. પછીથી મોરબીની આર્ટ્સ કોલેજના આચાર્ય બનેના ને હાલ નિવૃત્ત રહી રાજકોટના પ્રણવાનંદ સંસ્કૃત ભવનનું સંચાલન કરતા, મારા મિત્ર શ્રી જયાનંદભાઈ દવે મારી ઇચ્છા વિરુદ્ધ, મને પરાણે 'કઠોપનિષદ' પરનું વ્યાખ્યાન સાભળવા લઈ ગયા.

*આઆના 'અટ દરસનના જૂજવા મતા'ની ગ્રંથ* અસર સાથે હું એમની સાથે ગયો. વક્તા વિશે તેમણે મને કહ્યું ન હતું, નહિ તો સંન્યાસીનુ નામ સાભળી હું ઓર ભડક્યો હોત પણ ત્યા ગયા પછી, કરાચીના રામકૃષ્ણ આશ્રમના નવા અને યુવાન અધ્યક્ષ સ્વામી રંગનાથાનંદની અદ્ભુત વાક્છટાએ, પ્રસન્નગંભીર શૈલીએ અને તાટસ્થ્યપૂર્ણ નિરૂપણે નાસ્તિકતાના મારા ગઢમાં ગાબડા પાડ્યા. પછીથી નિયમિતપણે રામકૃષ્ણ આશ્રમમા દર રવિવારે અપાતા ગીતાપ્રવચનો સાભળવા જવા લાગ્યો. સ્વામીજીના નિકટના પરિચયમા આવવાનું સદ્ભાગ્ય સાંપડ્યું. મલ્લિકજીએ ગાયેલા અને, શારદામંદિરની શનિવારી પ્રાર્થનાઓમા ગવાતાં ભજનોના ભાવાર્થ ભડકાની માફક સ્પષ્ટ થવા લાગ્યા. મલ્લિકજીની સાચી પિછાન તરફ વળ્યો.

૧૯૪૩-૪૪મા કોલ્હાપુરની મહા. તારાબાઈ ટીચર્સ કોલેજમા, વિખ્યાત શિક્ષણશાસ્ત્રી રામભાઉ પરુળેકર પાસે ભણી, શિક્ષણશાસ્ત્રનો સ્નાતક થઈ હું શાળામા આવ્યો. પછી મલ્લિકજી મળ્યા ત્યારે અભિનંદન આપતા કહે: "વધાઈ, રાજા, વધાઈ. હવે તો તમે બૅચલર ઑફ ચીટિંગ બની ગયા!" એમણે વર્ણવ્યત્યય કર્યો હતો.

"મલ્લિકજી, એમા તો હું પહેલેથી નિષ્ણાત હતો. આ તો નવુ, ટીચિંગનું પૂછડું વળગાડી લાવ્યો છુ," મેં ઉત્તરમા કહ્યું.

"રાજા, ટીચિંગમા ચીટિંગ જ કરવાનું છે પણ તે પોતાની જાતનું, બીજા કોઈનું નહિ. તમે એ બરાબર કરી શકશો." એમની આ કબીર જેવી, અવળવાણીનો અર્થ પામવાની મારી ક્ષમતા ન હતી, પણ સૂર્ય પોતાનું તેજ સર્વત્ર વરસાવે છે એમ, ક્ષમતા હોય કે ન હોય, ચાચાજીના વાત્સલ્યની વૃષ્ટિ મારી ઉપર, મારા પીડાગ્રસ્ત પત્ની પર અને અભાગી બાળક પુત્ર અશોક પર વરસતી જ રહી

૩

૧૯૪૫મા વિશ્વયુદ્ધ પૂરું થયું હતું. ભારતમા નજરકેદ રખાયેલા વિશ્વવિખ્યાત કેળવણીકાર માદામ મૉન્તેસોરીને ભારત સરકારે મુક્ત કર્યાં હતાં. ૧૯૪૬ના માર્ચની ૧૫મી તારીખથી જૂનના લગભગ અંત સુધી, એમના બાલ અધ્યાપનના વર્ગનું આયોજન કરાચીમા કરવામા આવ્યું હતું. એમના વ્યાખ્યાનોનો ગુજરાતીમા અનુવાદ કરવા માટે મારી વરણી થઈ હતી તેથી, એ ગાળા દરમિયાન હું શારદામંદિર-માંથી રજા ઉપર હતો. એ જૂનના આરંભમા, મલ્લિકજી કરાચી આવ્યા હશે ને, એમના ક્રમ પ્રમાણે,

તેઓ શારદામંદિરમાં ગયા હશે. હું રજા પર હોઈ મને તે વેળા તો મલ્લિકજી આવ્યાના ખબર પડયા નહિ. એ ખબર એમણે મુંબઈ જઈ તરત જ લખેલા પત્રથી પડયા. એમના એ પોસ્ટ કાર્ડને શબ્દે શબ્દે એમનો ભાવ નીતરતો હતો.

"પ્યારે રાજા દુષ્યન્ત,

શારદામંદિરમાં હું ખાસ તને મળવા ગયો હતો. તું મળ્યો નહિ તેથી આ પત્ર. મુંબઈની એક ખ્યાતનામ શાળા માટે અંગ્રેજીના ઉત્તમ શિક્ષકની જરૂર છે. તારો કોઈ મિત્ર હોય તો નામ જણાવજે. લેકિન બહારગામવાળો નહિ. અમે ઘરવાળી આપી શકશું, ઘર નહિ."

વળતી ટપાલે જ મેં ઉત્તર લખ્યો :

"ઘરવાળી શોધી આપતા હો તો મારા સાત મિત્રો છે. પણ ઘરવાળી એવી શોધી આપજો કે તે ઘર સાથે લેતી આવે. બાકી અંગ્રેજીનો ઉત્તમ શિક્ષક હું જ છું."

મુંબઈમાં હું ખાસ રહ્યો ન હતો એટલે ત્યાં મારા મિત્રો કોણ હોય ? ટીખળ હતું.

પણ મારા આ ટીખળનો જવાબ વળતી ટપાલે જ આવ્યો :

"કરાચીમાં તારી સાથે મારે આ જ વાત કરવી હતી. પણ તું મળ્યો નહિ. તું આવે તે ઘણું જ ગમશે. તારી ઇચ્છા હોય તો વળતી ટપાલે તું પ્યૂપિલ્સ ઓન સ્કૂલના આચાર્યને પત્ર લખી તારી બધી વિગતો આપજે. શાળા તને ૧૫૦ રૂપિયા પગાર આપશે ને તારે માટે ૧૦૦ રૂપિયાનું એક ટ્યૂશન ગોઠવ્યું છે. લેકિન મનસુખરામભાઈ મેરા કાન પકડેંગે."

એમનું એ પત્તું લઈ હું શારદામંદિરના નિયામક શ્રી મનસુખરામભાઈ પાસે ગયો. મલ્લિકજીનું પત્તું વાંચી તેઓ વિસ્મિત થયા. તેઓ જાણતા હતા કે શારદામંદિરમાં હું સુખી અને સંતુષ્ટ હતો. એમણે વાટુમલ ફાઉન્ડેશનની સ્કોલરશિપની મારી અરજી વાંચી મને કહ્યું હતું : "તમારે જવાની જરૂર જ શી છે ?" અને મેં તુરત અરજી ફાડી નાખી હતી તેને પાંચસાત મહિના જ થયા હશે. એટલે એમને ખાતરી હતી કે જવા માટે મેં કશો પ્રયત્ન કર્યો ન હતો. પછી થોડી ક્ષણ તેઓ આંખો બંધ કરી ગયા. આંખો ખોલી મને કહે : "આમાં ઈશ્વરી સંકેત છે. તમે જાઓ. ગુરુદયાલજીને મારાં વંદન કહેજો." બીજો ઈશ્વરી સંકેત તો જે હોય તે — અને એ પણ હતો જ — પણ ચૌદ મહિના પછી નિર્વાસિત થવામાંથી હું બચી ગયો.

મારો સરસામાન મૂકવા તેમ જ મારાં પત્ની-બાળકને મૂકવા — મુંબઈમા મને જ જગ્યાના વાખા હતા ત્યાં એ બધાં માટે ક્યાંથી તત્કાલ જગ્યા મળે ? — મારે જામનગર જવું જ પડે તેમ હતું. કરાચી-જામનગરનો જે પ્રવાસ ચુમ્માળીસેક કલાકમાં પૂરો થાય તે, જોધપુર રેલવેમા કર્મચારીઓની હડતાલને લઈને ૭ દિવસે પૂરો થયો. હૈદરાબાદથી મારવાડ આવવાને બદલે લાહોર-દિલ્હીની પરકમ્મા કરવી પડી અને બંને જગ્યાઓએ, જોડાણ ન મળતાં, અકેક રાત પ્લૅટફૉર્મ પર ગાળવી પડી હતી. પત્ની-પુત્રને તથા સામાનને જામનગર મૂકી, એક રાત રોકાઈ, ૧૯૪૬ના જુલાઈની દસમી તારીખે હું મુંબઈ, વિલેપારલે, પહોંચ્યો ને નાહીધોઈ પરવારી સીધો ખારમાં તે સમયે મધુ પાર્ક પાસે સિમેન્ટનાં પતરાંઓના મકાનમા બેસતી પ્યૂપિલ્સ ઓન સ્કૂલ અને શારદામંદિરમા જોડાઈ ગયો. અહીં પણ શારદામંદિર તો હતું જ !

ગયો ત્યારે ચાલુ હતો તે તાસ પૂરો થયે, આચાર્ય શ્રી નરેન્દ્રભાઈ દેસાઈ ઑફિસમા આવતાં તેમને મળ્યો. તેમણે મને સીધો વર્ગમાં જ મોકલ્યો. સાત દિવસના સતત પ્રવાસનો ગાડીનો ગડગડાટ મગજમાં ભર્યો હતો. વળી પાઠ્યપુસ્તક પણ વર્ગમાં જઈ વિદ્યાર્થી પાસેથી માગવું પડ્યું હતું. એમાં મને પરિચિત એવું કાવ્ય હાથ આવી ગયું. માત્ર સોળ વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓના એ વર્ગ સાથે એકાત્મતાનો સેતુ સરળતાથી બંધાઈ ગયો.

મારો એ તાસ પૂરો થયે નાની રિસેસ પડી.

એ વખતે એ જ ધોરણમાં અભ્યાસ કરતા, શ્રી મોતીલાલ સેતલવડ અને શ્રીમતી વિમળાબહેન સેતલવડના પુત્ર ભાઈ અતુલ મારી પાસે આવ્યા બીજી સવારથી એમને ત્યા મારે એમના ટ્યૂશન માટે જવાનુ હતું.

સેતલવડ કુટુંબ જૂહુમા, 'નિરાત'મા રહેતુ હતું. એ કાળે હજી જૂહુનું આજની માફક વેપારીકરણ થયું ન હતુ. રાતદી દરિયો ઘૂઘવતો પણ તેથી જૂહુની શાંતિ બેવડ બનતી. એ પ્રશાન્ત વાતાવરણમા ઝૂમતીઝૂમતી નાળિયરીઓના વનની વચ્ચે — 'નિરાત'ના મકાન આસપાસ ચારસો-પાચસો નાળિયરી તોફાની પવનમા માથા ધુણાવી પોતાનુ વિશિષ્ટ સંગીત રેલતી હતી — એ મંગલો આવેલો હતો. 'નિરાત' નામ પૂરેપૂરુ સાર્થક હતું. બીજી સવારથી ત્યા જઈ ભાઈ અતુલને એમના અભ્યાસમા સહાયરૂપ થવાનુ આરંભ્યું. દાદા સર ચીમનલાલ અને પિતા મોતીલાલને પગલે ચાલી આજે ભારતના અગ્રગણ્ય ધારાશાસ્ત્રી બનનાર ભાઈ અતુલ તેજસ્વી વિદ્યાર્થી હતા અટલે એમને ભણાવવા કરતા માર્ગદર્શન આપવાનુ જ કાર્ય હતુ.

પારલાથી સવારે સાન્તાક્રૂઝ આવી ત્યાથી જૂહુ જતો ને મારુ કાર્ય પૂરુ કરી પાછો પારલા જમવા જતો. ઈમાએ — વિમળાબહેન એ નામે ઓળખાતા — મારી આ તકલીફ જાણી લીધી અને તેમ દોડધામ કરવાને બદલે સવારનું ભોજન એમને ત્યા લેવુ એમ મને આગ્રહ કરી બાંધી લીધો. સેતલવડ કુટુંબની સાદગી, એનુ કાયદાપાલન અને પારકાને પોતાના બનાવવાની કળા મેં નજીકથી જોયા-અનુભવ્યા. બેઅઢી માસ પછી મલ્લિકજી મુંબઈ આવ્યા. એ અનિકેતનો નિવાસ મુંબઈમા 'નિરાત'મા થતો એ મને જાણવા મળ્યું. મુંબઈ હોય ત્યારે, મલ્લિકજી કોઈ વાર શ્રી વિમળાબહેન સાથે અમારી શાળાએ આવે — વિમળાબહેન શાળા સંચાલક મંડળના અધ્યક્ષ હતા.

તે વર્ષે ગણેશચોથ સોમવારે આવતી હતી. વિમળાબહેને અને મલ્લિકજીએ મને આગલા દહાડાથી, રવિવારથી, 'નિરાત'માં રહેવાનુ નિમંત્રણ આપ્યું. રવિવારની ઢળતી રાતે સાગરનુ સંગીત — ઓટ હોય ત્યારે એ જુદું હોય છે ને પહેલી રાતે ઓટ હતી — બજતું હતું. કંઈ વિષાદમય લાગે એવો એકવિધ સૂર સાગર રેલાવી રહ્યો હતો પવન પણ નરમ પડી ગયો હતો એટલે નાળિયેરીઓનો મર્મર ધ્વનિ પણ જરા ધીમો હતો. ચોથનો ચાંદો જરા મોડુ દેખાડીને, સાગર પર પ્રભાવ નહિ પડ્યો હોય તેમ લાગતા, એ સાગર પાછળ સરકી ગયો હતો. વાતાવરણમા ઉદાસી હતી. અને ઉદાસ છતાં સદા પ્રસન્ન મલ્લિકજીની સમીપ સૂવાનુ સદ્ભાગ્ય મને સાંપડ્યું હતું.

બીજે દહાડે, સોમવારે સવારે ઊઠી, પ્રાતર્વિધિ પતાવ્યા પછી મલ્લિકજી કહે: "ચાલો ચા પીવા." એમની સાથે, બલકે એમની પાછળ, ચાલતા દાદરા પાસે આવ્યો ત્યા, પગથિયા પર કચરો કાઢતા ચાકરને — અમને જોઈને, કામ થંભાવી એ ઊભો રહી ગયો હતો — પ્રણામ કરી, મલ્લિકજી ભેટી પડ્યા ભેટતા કહે: "ભાઈ ગણપત, તૂ હી મેરે ગણપતિ હો. મેરે પ્રણામ સ્વીકારો." એ ગણપત ડઘાઈ ગયો. હુ પણ ઓછો ડઘાયો ન હતો; ત્યાર પછી કેટલેક વર્ષે ગીતાના શબ્દો 'સમઃ સર્વેષુ ભૂતેષુ' વાચ્યા ત્યારે મલ્લિકજીના એ કાર્યનો અર્થ હુ સમજી શક્યો હતો.

એવો એક બીજો પ્રસંગ પણ યાદ છે. ૧૯૪૮ થી ૧૯૫૨ સુધી મનાડને છેડે અને કાદીવલીને અડીને આવેલી ગોરખવાડીમા રહેતો હતો અમારી શાળાની એક વિદ્યાર્થિની યશોધર વકીલે — એના બધા ભાઈબહેનો પારલાની પ્યૂપિલ્સ ઓન સ્કૂલમા ભણેલા; આજે યશોધરા અમદાવાદમા તપસી જીવન ગાળે છે — પોતાને ત્યા એક સાંજે પ્યૂપિલ્સ ઓન સ્કૂલના સ્થાપક આચાર્ય 'કાકા'ના નામે ઓળખાતા જહાંગીરજી વકીલને, મલ્લિકજીને અને મને નિમંત્ર્યા હતા. કલાક દોઢ કલાક બેસી, કંઈ ચાનાસ્તો કરી, સાંજના છએક વાગ્યાને સુમારે અમે ત્રણ મથુરાદાસ રોડને છેડેથી ચાલતા ચાલતા કાંદીવલીના — જૂના —

સ્ટેશન તરફ જતા હતા. આજના જેટલું ગીચ કાંદીવલી ત્યારે ન હતું પણ એ સ્થિતિ તરફ ગતિ આરંભાઈ ચૂકી હતી.

સાંજ ઢળતી હતી. બંગલાઓમાં આવેલાં વૃક્ષો પર પંખીઓનો કલરવ વધતો જતો હતો. મુંબઈમાં કામધંધો પતાવી પાછા વળતા માણસોને લોકલગાડી પ્લૅટફૉર્મ પર ઠાલવતી હતી અને ત્યાંથી એમનો મોટો પ્રવાહ પશ્ચિમ તરફ વળતો હતો. અને બજાર કરવા ગયેલી સ્ત્રીઓ, કોઈ એકલી, કોઈ સાહેલીસાથે તો કોઈ નાનામોટા બાળક સાથે પાછી વળી રહી હતી. એક યુવાન સ્ત્રી પોતાની કાખમાં બેએક વરસના તોફાન કરતા બાળકને તેડી, એક હાથે બાળકને વશમાં રાખતી અને બીજે હાથે શાકભાજીનો થેલો પકડી, શક્ય તેટલી ઝડપે સામેથી ચાલી આવતી હતી. એ બાળક ચાલવા માગતો હશે પણ, માને જલદી ઘેર પહોંચવાની ઉતાવળ હશે. જોરથી પગ હલાવતા બાળકને અંકુશમાં રાખવા વધારે જોરથી હાથ દબાવી, બીજા હાથમાંના વજનથી થોડી અકળાતી એ યુવતી અમારી નજીક આવી રહી હતી. વચ્ચે ચાલતા મલ્લિકજીની દાઢી જોઈ, બાળકને ડરાવવાના ઉદ્દેશથી એ સ્ત્રી બોલી: "ચલ, ડાહ્યો થઈ જા. નહિ તો જો, આ બાવો આવે છે તે તને ઉપાડી જશે."

તે સ્ત્રીના આ શબ્દોથી, સાધુવૃત્તિવાળા હોવા છતાં, કાકા જરા ગરમ થઈ ગયા. મને પણ તે બાઈના બોલ અશિષ્ટ અને અવિવેકી લાગ્યા. પરંતુ મલ્લિકજીને? થોડા આડા ફંટાઈ તેઓ એ બાળક પાસે ગયા ને દાઢી ફરફરાવતાં બોલ્યા: "બાવો, બાવો! પણ આ બાવો કંઈ ઉપાડી ના જાય હો, બેટા. આ તો રમાડે!" આટલું બોલી એમણે કંઈ એવું મોઢું કર્યું કે બાળક હસી પડયો — જોકે એની માતા ખિસિયાણી પડી ગઈ.

પછીથી, ગીતાંની ગુણાતીત અવસ્થાનું વર્ણન વાંચ્યું ત્યારે ચાચાજીનું વર્તન સમજાયું.

ગુણાતીતનાં કે સ્થિતપ્રજ્ઞનાં, જ્ઞાનીનાં, યોગીનાં કે ભક્તનાં ગીતામાં વર્ણવેલાં લક્ષણો વાંચી એ લક્ષણો વિશે વિચાર કર્યો છે ત્યારે ત્યારે મારી સમક્ષ ચાચાજીની પ્રસન્નગંભીર મૂર્તિ ખડી થઈ છે. ચાચાજી બ્રહ્મચારી હતા, અપરિગ્રહી હતા, નિઃસ્પૃહી હતા, કામક્રોધથી, રાગદ્વેષથી, મોહલોભથી પર હતા, નામ પ્રમાણે ગુણ ધરાવતા દયાળુ હતા, પ્રેમરસથી તરબર, મસ્ત હતા, દિવ્યતાનો ડંખ લાગ્યો હોય તેવા ઉચ્ચ કોટિના સાધક હતા, સૂફી હતા. એમની મસ્તી ચેપી હતી. શાંતિનિકેતનમાં કોઈ યુવકને જરા ઉદાસ જોઈ, તેની પાસે જઈ, તેને ખભે હાથ મૂકી, ખાનગી વાત કરતા હોય તેમ, તેના કાનમાં કહે, "કયોં ઉદાસ હો, ભાઈ? તુઝે તેરી લયલા નહીં મિલી?"

૪

મારા અંગત જીવનમાં તેમણે અમીસિંચન કર્યું હતું અને મને ઉગારી લીધો હતો. મારાં બેઉ બાળકો તેમના આશીર્વાદ પામવા ભાગ્યશાળી બન્યાં એટલું જ નહિ, મારા સમગ્ર કુટુંબ પર તેમની રહેમ તેમણે વરસાવી હતી. કોઈ સંઘની સાથે દ્વારકાની જાત્રાએ જતાં તેમણે આખા સંઘને જામનગર ઉતાર્યો હતો અને તેઓ અમારે ઘેર આવ્યા હતા. ઘરમાં સૌને પ્રેમથી મળ્યા અને, હું મલાડ હતો ત્યારે મારા ભત્રીજા નિખિલે — એ ત્યારે ત્રણેક વરસનો હશે — એમની દાઢીમાંથી એકબે વાળ ખેંચી કાઢયા હતા તેને યાદ કરી એ 'દાઢીબાલચોર'ને 'બોલાવી ધબ્બો માર્યો હતો. સવારે આવ્યા હતા અને સાંજની ગાડીમાં દ્વારકા જતા માગતા હતા. ડોલરભાઈ પાસે અલિયાબાડા જવાનું મેં સૂચન કર્યું. તુરત જ હા પાડી અને, સાંજને બદલે રાતની ગાડીમાં હેરાન થતાં જવાનું સ્વીકારી લીધું. ડોલરભાઈએ સંસ્થાની આર્થિક પરિસ્થિતિની વાત કરી. તો કહે: "ડોલરભાઈ, આપ ખુદ 'ડૉલર' — અમેરિકન ચલણ — હો, ફિર રુપયેકી કયા ચિંતા? ભગવાન તમને બધું આપશે." ડોલરભાઈના ગયા પછીયે લાંબા સમય સુધી અલિયાબાડાની સંસ્થા આર્થિક ઉપાધિથી મુક્ત નથી બની પણ, એનું કશું કાર્ય અટકી નથી રહ્યું. છેલ્લાં કેટલાંક વરસથી આર્થિક ચિંતા દૂર થઈ ગઈ છે.

મલ્લિકજી સાથેનો સંપર્ક જેમ વધતો ગયો તેમ, એમની હૃત્તંત્રીના તારની સૂક્ષ્મતમ સંવેદનશીલતા અનુભવતો થયો કોઈ ગરીબ વિદ્યાર્થીને મદદ જોઈતી હોય, હરિજનોની સેવા હોય, દર્દથી પીડાતાનો પ્રશ્ન હોય, નિર્વાસિતોને આશ્વાસન આપવાનું હોય, મલ્લિકજીનો એકરો ત્યા પહેલો હોય. એકદમ જરૂરતમંદને તેઓ આર્થિક સહાય પણ મેળવી આપતા દેશના વિભાજને વિખૂટા પાડેલા અનેકના સ્વજનોની ભાળ તેમણે મેળવી આપી હતી. બીમારની સેવાને તેઓ લહાવો ગણતા અને આખી રાત તેમણે માવજત કર્યાના દાખલા પણ છે જ. પોતાને ભેટ મળેલા પુસ્તકો પ્રેમપૂર્વક તેઓ બીજાને આપી દેતા. આનંદની મૂર્તિ એવા હતા કે પોતે કેવો ભોગાનંદ લે છે તેમ બીજાને દેખાય. 'નિરાત'માં થાકયાપાકયા પાછા વળે અને એમની પાસે ઘરનો કોઈ ચાકર આવે તો તેને કહે: "ભાઈ શંકર, મેરી તાડી લાવ." લીલા નાળિયેરનું પાણી તે એમની 'તાડી'!

દીનબંધુ, ગુરુદેવ રવીન્દ્રનાથ અને નંદબાબુ જેવા વિશ્વભારતીના અન્ય અધ્યાપકો, મહાત્મા ગાધીજી અને એમના આશ્રમના અન્ય મહાનુભાવો, માદામ વાડિયા અને ભારતની વિવિધ ભાષાઓના તથા અંગ્રેજીમા લખતા ભારતીય સાહિત્યકારો, સમાજસેવકો, સંસ્કારસ્વામીઓ, સાધકો, સૂફીઓ ઓલિયાઓ, અનેક મહાનુભાવોના સંપર્કમા તેઓ આવ્યા હતા. રવીન્દ્રનાથ અને ગાધીજી વિશે એમની પાસેથી કેટલાક કિસ્સાઓ સાભળ્યા છે જે બીજે ક્યાય નોધાયાનું જાણ્યું નથી.

એ ફરતારામ સાથે સતત સંપર્ક રાખવાનું સરળ ન હતું, છતા એમણે મને એમની નજર હેઠળ સતત રાખ્યો હતો. ૧૯૬૬થી ગોદરેજ કંપનીની શાળા ઉદયાચલમા હુ જોડાયો હતો અને વિક્રોલી રહેતો હતો તેની એમને ખબર હતી. એટલે તો ચેમ્બુરમાથી તેમનો સંદેશો મળતા અમે એમને મળવા દોડી ગયા હતા. સંદેશો પણ એવો હતો પાછો.

ચેમ્બુરમાં રહેતા ડૉ. ફૂલવર નામના એક સિંધી ગૃહસ્થને ત્યા તેઓ રહેતા હતા. મલ્લિકજીને હવે વાર્ધક્ય વરતાતું હતું. એમને પ્રોસ્ટેટ ગ્રંથિની તકલીફ વર્ષોથી હતી. તેઓ એલોપથીની સારવાર લેતા નહિ અને શસ્ત્રક્રિયા કરાવતા નહિ. અરે, ઇંજેક્શન સામે તેમનો વિરોધ હતો એટલે લાબા સમય સુધી તેઓ પરદેશ જઈ શકયા ન હતા; ઘણી બધી માથાકૂટ પછી તેઓ કવેકર સંમેલનમા ભાગ લેવા અમેરિકા જઈ શકયા હતા. વયને લઈને બીજી તકલીફો હવે વધી હતી કંઈ ગળાની બીમારી હતી. સંદેશો મળતા જ અમે બંને અમારી ત્રણ વરસની પુત્રી વરદાને લઈને ચેમ્બુર ગયાં.

ત્યાં તેઓ પથારીવશ હતા. ખૂબ કૃશ થઈ ગયા હતા પણ ચહેરા પરની દીપ્તિ વધી હતી. વરદાને શિરે હાથ ફેરવી તેને આશીર્વાદ આપ્યા. અમારી સાથે વાતો કરી. જોકે બોલતી વખતે તેમને શ્રમ પડતો હતો. એમના હવે થાકયાના ગાઉ હતા

મલ્લિકજીના ગળામાં અને કાનમા જે દર્દ હતું એને તેઓ પોતે તો સહન કરતા પણ, ડૉ. ફૂલવર કહે: "ચાચાજી, આ તમારું દર્દ બે મહિનાથી હટતું નથી આપણે કોઈ નિષ્ણાતને બતાવીએ."

"ભાઈ, મારા બધા અતિથિઓ મારા નિકટના મિત્રો છે તે તમે નથી જાણતા? શું કોઈ યજમાન અતિથિઓને જવાનું કહે? ઉપરવાળો દાક્તર બધુ જાણે છે," મલ્લિકજીએ ઉત્તર દીધો.

પણ ડૉ. ફૂલવરના, વિશીબહેનના અને બીજા મિત્રોના આગ્રહ આગળ મલ્લિકજીએ નમતું જોખ્યું. પણ શરત કરી: "નાની કે મોટી, કોઈ શસ્ત્રક્રિયા હુ નહિ કરાવુ ને મારા શરીરનો નાનો કે મોટો કોઈ ભાગ હું દૂર નહિ કરાવું"

નિદાન થયું, ગળાનું કેન્સર. નિષ્ણાત કહે: "તમારી વાચા હવે ચાલી જશે."

દિવ્ય હાસ્ય સાથે મલ્લિકજીએ કહ્યું: "અમારા મિત્રને (ભગવાનને) જે કરવુ હોય તે કરે." આમ બોલી એમણે ગુરુ નાનકનું એક ભજન લલકાર્યું.

૧૯૭૦ના ફેબ્રુઆરીમાં, ચાચાજીની માંદગીના વાવડ મળતાં, સાબરમતીના હરિજન આશ્રમનાં કેટલાંક બાળકો આશ્રમના કોઈ વડીલ સાથે ચાચાજીની તબિયત જોવા મુંબઈ આવ્યાં. પછી ચાચાજી ઝાલ્યા રહી શકે? પ્રોસ્ટેટની, કિડનીની અને ગળાના કેન્સરની બીમારીથી સાવ પથારીવશ જ હતા અને નામનો પ્રવાહી ખોરાક લઈ શકતા હતા છતાં, માર્ચમાં ચાચાજી અમદાવાદ ગયા. વિમાનમાંથી ઊતરી તેઓ સીધા પારસી સંત રતનશાને મળવા ગયા. ત્યાંથી હરિજન આશ્રમમાં ગયા. બીજે દહાડે પ્રાર્થના સંમેલનમાં હાજરી આપી, સંબોધન કરી તુરત પાછા મુંબઈ ગયા. અમદાવાદ છોડતા પહેલાં એક મિત્રના કાનમાં કહ્યું હતું: "ભાઈ, ૧૪મી એપ્રિલ કટોકટીનો દહાડો છે. એ પાર થયો તો આ બુઢ્ઢો બીજાં બે વરસ રહેશે. ભગવાન કલ્યાણ કરો. આ ખાનગી હો."

જેમને મલ્લિકજી પોતાના 'રાંઝા' કહેતા તે સંત બિબા હરબંસકુંવર એમને મળવાને માર્ચની ૨૫મીએ મુંબઈ આવ્યા. માદામ સોફિયા વાડિયા આવી ગયાં. દિલીપકુમાર રોય પણ આવી ગયા અને ચાચાજીની ફરમાઈશથી મીરાંબાઈનું ભજન ગાઈ ગયા. જતી વખતે દિલીપકુમારે પૂછ્યું: "આપણે ફરી ક્યાં મળીશું, દિલ્હીમાં કે પૂનામાં?" "જબ દિલ લિયા તો દિલ હી મેં," મલ્લિકજીએ એમની લાક્ષણિક ઢબે ઉત્તર વાળ્યો (તમે દિલ જીતી લીધું છે તો હવે દિલ—હૃદય—માં મળશું.)

આમ દૂરથી આટલું લોક આવતું હોય તો સ્થાનિક મુલાકાતીઓની લંગાર લાગતી. મલ્લિકજી સૌને મળતા, સૌ સાથે બે શબ્દો બોલતા, તદ્દન અશક્ત અને ક્ષીણશક્તિ બની ગયા હતા તે છતાં. ડૉ. ફૂલવરે આ વિશે પૂછતાં તેઓ કહે: "એ બધાં પ્રભુનાં સ્વરૂપો છે, ભાઈ, પોતાનો પ્રેમ દેવા એ સૌ આવે છે." કદાચ, વધારે સાચું તો એ હતું કે એ સૌ એમની પાસેથી લેવા જતું હતું.

આવી અસહ્ય શારીરિક યાતના, પોષણનો અભાવ અને તેથી નીપજતી નબળાઈ છતાં પ્રસન્નતાનો આટલો પુંજ અને આટલી તેજસ્વિતા જોઈ એક મિત્રે પૂછ્યું, "એવું કયું તત્ત્વ છે જે તમને આવી સ્થિતિમાંયે આટલા પ્રસન્ન, આનંદમગ્ન અને ચેતનવંતા રાખે છે?"

ચાચાજીએ ઘડીક આંખો મીંચી દીધી, જાણે ઉત્તર માટે કોઈની રજા માગતા હોય. પછી ભજનરૂપે જે કહ્યું તેનો સાર આ પ્રમાણે છે: "કિરણ કદી સૂર્યથી વિખૂટું રહી શકે? આ જ્યોત હવે દિવ્ય જ્યોતમાં ભળવાની તૈયારીમાં છે. હવે એનાથી વિયોગ પૂરો થાય છે. એ બધું છે ને બધામાં એ છે."

૨૩મી એપ્રિલની રાતથી પરિસ્થિતિ પલટાઈ રહી હતી. ડૉ. ફૂલવર, વિશીબહેન, દત્તાજી, મુકુલભાઈ વગેરે હતાં. ૨૪મીની સવારે તબિયત વધારે કથળી. ડૉક્ટર ભગવાનદાસે કંઈ હોમિયોપથીની દવા આપી તેથી જરા સારું લાગ્યું. પછી ડૉ. ફૂલવરે પૂછ્યું: "ચાચાજી, થોડી ચા લેશો?"

"ભાઈ, બધાંને ચાહ આપો," ક્ષીણ અવાજે ચાચાજી બોલ્યા. દાક્તર ફૂલવર એમના કહેવાનો મર્મ સમજી ગયા. પછી કહે: "ચાચાજી, આખી જિંદગી આપ સૌને ચાહ (પ્યાર) આપતા આવ્યા છો. એ આપનાર અમે કોણ? અમારી પર કૃપા કરી થોડી ચા લો."

હસીને ચાચાજી કહે: "ચાનો પ્રસાદ સૌને આપો."

આ એમના અંતિમ બોલ: સૌને ચાહ આપો. પછીથી એમની તબિયત બગડતી ચાલી. બાર વાગતાં શરીર ઠંડું પડવા લાગ્યું. નાડી ધીમી થઈ ગઈ. વિમળાબહેન સેતલવડ ત્યાં હતાં. તેમણે સૌને ભજન ગાવા કહ્યું.

દેહના ધર્મો પૂરા થવા આવ્યા હતા પણ તેમના મુખ પરની આભા વધારે તેજસ્વી બની હતી. આંખોમાંથી ઝરતાં અમીની વર્ષા વધારે જોરદાર બની હતી. નિર્મળ ઝરણા જેવી એ આંખોમાંથી એમના હૃદયની શુચિતા, વત્સલતા, પવિત્રતા, વિનમ્રતા, ઉદારતા ઊભરાતી હતી. બુદ્બુદો બનાવ્યા વિના, તરંગોનાં વર્તુળો રચ્યા વિના, નીરવ

આત્મનૌકા શાંતિના પારાવારમાં સરી ગઈ ત્યારે બપોરના ૩-૦૦ વાગ્યા હતા. 'શિકારી શ્વાન' * એમને શું લઈ જવાનો હતો? વાઘના મુખમાં પોતાનું માથું મૂકતા સરકસના કોઈ ખેલાડીની અદાથી મલ્લિકજી પોતે જ એ શ્વાનમુખે બેસી ગયા હતા. ફરક એટલો જ કે સરકસનો કલાકાર પોતાનું મસ્તક એકબે ક્ષણ રાખી પાછું વાઘના મોઢામાંથી કાઢી લે છે ત્યારે, મલ્લિકજી તો આખા આયખાથી આનંદથી ને નિશ્ચિંત રીતે ત્યાં બેઠા હતા.

એમની ઇચ્છા પ્રમાણે 'મને ચાકર રાખોજી' ભજન સાથે એમના દેહને અગ્નિદેવને ખોળે અર્પણ કરવામાં આવ્યો.

બીજે દહાડે સવારે એમની ભસ્મ પર પાણી છંટાયું ત્યારે, ચેમ્બુરનું એ સ્મશાન દિવ્ય સુગંધીથી મહેકી ઊઠયું હતું.

એ સૌરભ એમના પ્રેમની હતી.

પોતાના પત્રોમાં પોતાનાં નામ તથા અટકના આદ્યાક્ષરોમાં 'શુ મ' — સહી કરતા ચાચાજી એમના વિશાળ કુટુંબીઓનાં અંતરમાંથી કદી ગુમ થવાના નથી.

સદા ને સર્વત્ર હાજર ચાચાજીને પ્રણામ.

* અંગ્રેજ કવિ ફ્રાન્સિસ ટોમ્પસનના પ્રખ્યાત કાવ્ય The Hound of Heavenના અનુસરણમાં પોતાનાં ભજનોના અંગ્રેજી અનુવાદોના પુસ્તકનું શીર્ષક The Hound of Heart રાખ્યું હતું, તે પરથી.



## પ્રેમનું તત્ત્વજ્ઞાન / પી. બી. શેલી

અનુ. વ્રજલાલ દવે

જો, નિર્ઝરો સૌ સરિતા શું સંગમે,
ને સિંધુમાંહી સરિતા સમાય,
જો, માતરિશ્વા તહીં મિશ્ર થાય
આકાશ શું રાતદિને સુભાવે.
ભમી વળોને અવનીતલે તમે
શોધ્યું જડે ના કદી એકલું કો
છે 'હ્યાં બધે કાનૂન દિવ્ય એવો
કોઈક આત્મે ભળવું દ્વિતીયે.
શાને પ્રિયે, હું તુંમહીં ભળું ના?
ગગનને નગમાત્ર ચૂમે અહીં
પરિરંભજે જલ વીચિ મહીં મહીં,
સુમન ના નિજ બંધુ તણું સહે
જન કરે યદિ કો અપમાન તો.
ધરાને આલિંગે દિનમણિ તણો તેજ ઉદધિ:
રહ્યાં ચન્દ્રાંશુએ જલધિજલ ઓષ્ઠે રસ ગ્રહી,
એ ના દાનો પણ અધરનાં મૂલ્યવંતાં લગાર
પામું જો ના તવ અધરનું દાન હું એક વાર!

# જીવનને છેવાડે

નિકેન્તી વેરેસાયેવ; મૂળ રશિયનમાંથી અનુવાદક : ઉર્મી રાંદેરિયા

લશ્કરી અમલદાર ઇપોલિત સેરગેયેવિચે ઘણી જ બેચેનીમાં રાત પસાર કરી. તે રાતે, પહેલી જ વાર, તેને પોતાના અંતરના ઊંડાણમાં ખાતરી થઈ કે તે હવે લાંબું જીવવાનો નથી. તેનું મૃત્યુ નજીક આવી ગયું છે અને હવે પોતાને છેતરવું નિરર્થક છે. મૃત્યુના હાથમાંથી કોઈ પણ રીતે તેને બચાવી શકાય એમ નથી. પરોઢ થતાં એને કાંઈક ઠીક લાગ્યું, અને ઝોકું આવી ગયું. જાગ્યો ત્યારે તેણે થોડીઘણી તાજગી અનુભવી. પરંતુ ફરી વાર, પોતાના દેહની અંદર ઊંડે જે કોષોનો ક્ષય થતો હતો એ વિશે તે સભાન બન્યો, અને આમાંથી તેને કોઈ ઉગારી શકે તેમ ન હતું. આગલી રાતે તેની પાસે કોઈ આવ્યું હતું. એક તો પ્રસિદ્ધ ગ્રીક દાક્તર આવ્યા હતા. તેમની મૂછો ભરાવદાર હતી, અને આંગળી ઉપર તેમણે હીરાની વીંટી પહેરી હતી. પરંતુ, તે ઉપરાંત બીજું પણ કોઈ આવ્યું હતું. તે વ્યક્તિ ઝાંખી અને અસ્પષ્ટ હતી. કોઈ પણ જાતનો અવાજ કર્યા વિના તેણે પ્રવેશ કર્યો હતો, અને તેણે મૃત્યુની આગાહીના સમાચાર આપ્યા હતા. ક્યારે તેનો અંત આવશે તે કહ્યું ન હતું, પરંતુ સમાચાર તો સ્પષ્ટ હતા.

ગભરાટ અને ગ્લાનિથી તેનું હૈયું ભરાઈ આવ્યું. જ્યારે એક બાજુ તે જીવનને છેવાડે આવી ઊભો હતો, તેની આસપાસની દુનિયા પણ જાણે ડૂબતી જતી હતી, ત્યારે બીજી બાજુ, ખુલ્લી બારીમાંથી આવતી રણપ્રદેશની સવારની સૂકી હવાએ એક પ્રકારનું આહ્‌લાદજનક વાતાવરણ ઊભું કર્યું હતું. તે હવામાં દૂર સળગાવેલાં છાણાંના ધુમાડાની ગંધ પણ આવતી હતી. હમેશની જેમ ભૂરા આકાશમાં અગણિત બાજ પક્ષીઓ ચીં ચીં કરી રહ્યાં હતાં. બારી તળે, એકેશિયાનાં ફૂલના લાલ ગુચ્છા, તેમ જ તેની કળીઓ, વૃક્ષનાં ઝાંખાં પડી ગયેલાં પાંદડાંની વચ્ચેથી, નજરે પડતાં હતાં. હમેશની જેમ કારોલ નામનો વિનમ્ર નોકર કોફી લઈ આવ્યો. રાતના ઉજાગરા બાદ ઇપોલિતની પત્નીનો ચહેરો પણ થાકેલો લાગતો હતો — પરંતુ તે અનુકંપા અથવા ગભરાટને કારણે નહિ. તો શું તે સમજતી ન હતી કે થોડી વારમાં જ એના પતિનું મૃત્યુ થવાનું છે? તે આ વાત બરાબર સમજતી હતી, પરંતુ, આ વિચારથી જાણે તેણે પોતાની જાતને અલગ કરી લીધી હતી. જે પતિનું મૃત્યુ હવે નિકટ આવી ગયું છે, તેની તરફ ખૂબ જ ધીરજથી પત્ની તરીકેની પોતાની ફરજ તે બજાવી રહી હતી. આફ્રિકાના સૂર્યનાં પ્રખર કિરણોથી તેના શરીરનો રંગ તામ્ર બની દીપી રહ્યો હતો. નિદ્રાહીન રાત્રિ બાદ પણ તેનામાં એક પ્રકારની તાજગી દેખાતી હતી. અને કેવી તો સુંદર તેની દેહાકૃતિ હતી!

ઇપોલિત બારીની પાસે બેઠો હતો, અને ગ્લાસમાંથી ધીમે ધીમે કોફીના ઘૂંટડા લેતો હતો. ઘણી વાર શ્વાસ લેતાં, એની છાતીમાં ધીમેથી સસણી બોલતી હતી. રણપ્રદેશની સુગંધ ચોમેર ફેલાઈ ગઈ હતી, અને પ્રાતઃકાળનું વાતાવરણ ખુશનુમા હતું. શહેરનાં છાપરાંની ઉપર એક સાંકડો મિનારો દેખાતો હતો, અને દૂર રેતી વચ્ચે, એક તાડનું ઝાડ નજરે પડતું હતું. ત્યાં એક 'બેદુઇન આરબ ઊંટ ઉપર બેસી ડોલતો ડોલતો જતો હતો. ઇપોલિતને થયું કે જ્યાં આ આછા જાંબુડી રંગની રેતી છે, જેના ઉપરથી હજુ રાત્રિનો અંધકાર પૂરેપૂરો ઓસરી ગયો નથી, ત્યાં કેટલું સુંદર ને આહ્‌લાદજનક લાગતું હશે!

તેણે દાઢી ઉપર પોતાનો દૂબળો પડી ગયેલો હાથ ફેરવ્યો, અને જાણે દાઢી ઉપર ઊગેલા વાળ તેના હાથ વીંધી નાખતા હોય તેમ અકળાઈને બોલ્યો :

"આન્યા, મેં તને ખાસ કહ્યું હતું કે આજે સવારે હજામને બોલાવજે, તેં કેમ એને બોલાવ્યો નથી?"

જે પ્રકારના સ્વસ્થ અને ધૈર્યપૂર્ણ અવાજે સ્ત્રીઓ પોતાના મનસ્વી બાળકને અથવા તો રોગની પીડાથી ચીડિયા બની ગયેલા પતિને ઉત્તર આપવા ટેવાયેલી હોય તે રીતે જ આન્યા બોલી :

"મેં તેને કહ્યું હતું, અને તેણે નવ વાગ્યે આવવા કબૂલ કર્યું હતું."

"તો પછી તે આવ્યો કેમ નથી?"

"તે તો હું જાણતી નથી મેં તો એને સમયસર આવવા કહ્યું હતું હજુ તો પોણા દસ જ થયા છે. તે આવશે."

ઇપોલિત સેરગેયેવિચ બબડ્યો : "આ તે કેવો હજામ, કે તે આવે તે પહેલાં જ એની રાહ જોતા જોતા હું મરી જઈશ. ભલે, તો પછી આ જ હાલતમાં હજામત કરાવ્યા વગર જ મને દફનાવી દેજો. તે બેહૂદું તો લાગશે, પણ તેનો ઉપાય નથી!" તેણે ધાર્યું હતું કે આન્ના આવેકસેઈવના વાંધો ઉઠાવશે, અને પૂછશે, "કંઈ કબરમાં મૂકવાની વાત કરો છો?" તેણે ઇચ્છા પણ રાખી હતી કે આન્ના તેની સાથે દલીલ કરશે કે જેની તે પ્રતીક્ષા કરી રહ્યો હતો, તે વાત પાયા વગરની હતી. અને ત્યાર બાદ જવાબમાં તે પોતે પુરવાર કરી આપશે કે તેનું મૃત્યુ નજીક આવી ગયું છે, એ હકીકત માટે એની પાસે નક્કર પુરાવો હતો. પરંતુ આન્નાએ તો કાંઈ ઉત્તર આપ્યો જ નહિ તેથી ઇપોલિતે ધિક્કારપૂર્વક તેની સામે જોયું, અને પછી બારી તરફ પોતાનું મો ફેરવી લીધું.

ત્યાં તો હજામ આવી પહોંચ્યો. તે હતો નીચા કદનો તેની કાળી આંખો ખુશાલીથી ભરપૂર હતી અને તેની મૂછો વળાંકવાળી તેમ જ ભરાવદાર હતી. તેણે ઇપોલિતના ગાલ ઉપર સફેદ ફીણ ચોપડી દીધું અને અસ્ત્રો ફેરવવાનું શરૂ કર્યું.

કાંઈ વાત કરવાના આશયથી ઇપોલિતે ગ્લાનિભરેલા અવાજે પૂછ્યું :

"તમે ગ્રીક છો?"

હજામે રમૂજમાં ભવાં ચડાવ્યાં.

"અરે ના રે સાહેબ, હું તો ગરીબ માણસ છું. ગ્રીક તો કેવી રીતે હોઉં? હું તો ઇટાલિયન છું. ગ્રીક કદી પણ ગરીબ હોય જ નહિ!"

ઇપોલિત સેરગેયેવિચને હોઠને ખૂણે હાસ્યની રેખા દેખાઈ. તેણે પૂછ્યું : "ના હોય?"

"ના રે સાહેબ, ગ્રીક તો બેસીને લિબાસ્તર એકઠા કરે, શિલિંગ અને પાઉન્ડ પણ ગણી ગણી એકઠા કરતો જ જાય. સારી એવી મિલકત ભેગી કરી, મૂડીવાદી બની, પાછો ઍથેન્સ ચાલ્યો જાય. ત્યાં, પોતાનું મોટું પેટ આગળ કરી, સિગાર પીતો પીતો રસ્તા ઉપર લટાર મારે અને અમારા ઇટાલિયન ભાઈઓ — ગજવામાં દસેક શિલિંગ ભેગા થાય ત્યાં તો બે બાટલા 'વાઇન' લઈ, મેન્ડોલિન વગાડતો માશૂકની બારી નીચે ઊભો રહે અને ત્યાં જ બધું ખલાસ કરી નાખે. અને ફરી પાછું એનું ખીસું ખાલી ને ખાલી જ!

તે ખુશ થઈ હતી પડ્યો સન્માનને પાત્ર એવા એક પરદેશી સજ્જન સાથે તે વાત કરતો હતો તેમ છતાં, તે કોઈ સમોવડિયા સાથે બોલતો હોય એમ જ બોલ્યે જતો હતો. પોતે ઊતરતી કક્ષાનો છે એવી કોઈ ભાવના એના બોલવામાં ન હતી પણ તે સાથે, વાત કરતી વેળા, ન છાજે એવી નિકટતા પણ દર્શાવતો ન હતો. સામાને ગમી જાય એવા પ્રકારની ખાનદાની ભરેલી સરળતા તેનામાં હતી, જે કેવળ ઇટાલિયનોમાં જ જોવામાં આવે છે ચળકતો અસ્ત્રો ઇપોલિત સેરગેયેવિચના દૂબળા પડી ગયેલા ગાલ ઉપર ફરી વળ્યો અને તે સાથે ઘટ્ટ ચોપડેલું ફીણ અને તેની સાથે થોડાઘણા

ઊગી ગયેલા વાળ નીકળી ગયા. આખો વખત સ્થાનિક સમાચાર આપતાં આપતાં ઇટાલિયન હજામની વાગ્ધારા અસ્ખલિત ચાલુ રહી.

તે ગયો ત્યાર બાદ પણ તેની પાસેથી આવતી લસણની વાસ હવામાં રહી ગઈ. પણ તે સાથે આખુંય વાતાવરણ એક પ્રકારના આનંદ અને હાસ્યથી સુખદાયક તેમ જ માદક બની ગયું, અને વળી હળવું પણ બની ગયું. મોટે ભાગે તે હજામ તો ઝૂંપડપટ્ટીમાં રહેતો હશે. તેમ છતાં ચા પીવા એક શિલિંગ મળી જાય તોય રાજી. ખુશાલીમાં જિંદગી વિતાવતો હતો. અને કેવું તો સભર જીવન જીવી રહ્યો હતો, એમ ઇપોલિત સેરગેયેવિચને થયું. પોતાની આસપાસનાં સૌને ખુશમિજાજમાં લાવી દેતો હતો — અને તેમ તો સૌ કોઈ કરી શકે, એ પોતે પણ, એમ ઇપોલિત સેરગેયેવિચે વિચાર્યું પરંતુ, એની પાસે હવે સમય જ ક્યાં રહ્યો હતો? આ વિચારથી આ લશ્કરી અમલદારને વધુ ખેદ થયો.

આન્ના આલેકસેઈવનાએ એક વાળીને મૂકી શકાય એવી આરામખુરશી ઓરડાની બાજુના છજામાં મૂકી. મુશ્કેલીથી ઊભો થઈ તેનો પતિ ત્યાં જઈ બેઠો. આ ઝરૂખો પશ્ચિમ તરફ હતો, સુદૂર રણમાં નાઈલ નદીની આજુબાજુની, લીલોતરીવાળી, તાડનાં ઝાડથી ભરેલી ખીણ અંધકારમય હતી. તેની પાછળ, સૂર્યના પ્રખર તાપમાં નિદ્રાવશ બનેલા પિરામિડો દેખાતા હતા. સૂર્યનાં કિરણ હજુ આ ઝરૂખા સુધી પહોંચ્યાં ન હતાં.

નીચે, હોટેલના બગીચામાં રોજિંદું જીવન શરૂ થઈ ગયું હતું. લાલ (આંખનાં) પોપચાંવાળો આરબ માળી ફૂલોના ક્યારામાં ખોદકામ કરી રહ્યો હતો. નીચેનું પ્રાંગણ પથ્થરથી જડેલું હતું, તેની ચારે બાજુ કઠેરા હતા, ત્યાં છત્રીઓ તળે, વાળીને મૂકી શકાય એવી આરામખુરશીઓ ઉપર દરદીઓ આડા પડ્યા હતા. એવું લાગતું હતું કે જાણે તેઓ ઇજિપ્તના નીરોગી બનાવનાર સૂર્યનાં કિરણોને સાવધાનીથી પોતાના દેહ સોંપી દઈ, આરામ કરી રહ્યા હતા. તે ખુરશીઓની વચ્ચેથી, જીવનના ઉલ્લાસથી થનગનતા આરબ છોકરાઓ, જુદાં જુદાં દશ્યોવાળાં પોસ્ટ કાર્ડ, સંતરાં વગેરે વસ્તુઓ વેચવા દોડાદોડી કરી રહ્યા હતા. વળી ઘરડા આરબો પ્રાચીનકાળની કલાની નકલી વસ્તુઓ વેચી રહ્યા હતા. પથ્થરના દરવાજા આગળ સજાવેલા જીનવાળું ગધેડું ઊભું હતું. તે દારૂ પીધેલા મૂર્ખ માણસની કોઈ ગળચી દબાવી દે ત્યારે તે પાડે એવી ચીસો પાડી રહ્યું હતું. હોટેલની આગળની પરસાળમાંથી, સૂર્યનાં કિરણથી તામ્રવર્ણા દેહવાળા મુસાફરો, હાથનાં મોજાં પહેરી બહાર જઈ રહ્યા હતા. તેઓ ખુશમિજાજમાં હતા અને પોતાની તંદુરસ્તીનો તેઓને ખ્યાલ પણ ન હતો. તેઓ ઘોડાગાડીમાં ચડી બેસતા હતા અને ગાડીવાનની ચાબુકના ફટકા સાથે પર્યટન કરવા નીકળી પડતા હતા. રસ્તા ઉપરનું જીવન, એક આનંદના પ્રવાહની જેમ, વિવિધ પ્રકારના અવાજોથી સભર બની, વહી રહ્યું હતું. સુસજ્જ ફેરિયાઓ મોટે અવાજે, પિત્તળની રકાબીઓ ખખડાવી પાણી વેચી રહ્યા હતા. ગધેડાંની દોડધામ ચાલુ હતી. ઊંચી ડોક કરી, જાણે પોતે બહુ મહત્ત્વનું કામ કરતા હોય તેમ, લાલ સફરજનના થેલા ઉઠાવી ઊંટ ચાલતાં હતાં — આ સઘળું જ જાણે રણપ્રદેશની કોઈ જાદુઈ, અદ્‌ભુત પરીકથાનું સર્જન ન હોય!

ઇપોલિત સેરગેયેવિચ પોતાના ઝરૂખા ઉપર પડી રહ્યો હતો, અને આ બધો જીવનનો પ્રવાહ તેની નીચેથી વહી જતો હતો. આ બધા સાથે તો હવે તે કોઈ પ્રકારનો સંબંધ ધરાવતો ન હતો. રાતના જે વ્યક્તિનું આગમન થયું હતું તેની સ્મૃતિએ તેના અંતરમાં સુદૃઢ સ્થાન જમાવી દીધું હતું. બસ, હવે તો એક અઠવાડિયું પૂરું થતાં ન થતાં તો તેનું શરીર સ્થાનિક ગ્રીક કબ્રસ્તાનમાં સડતું હશે — જ્યારે બીજા સૌ માટે તો સૂર્ય પોતાનું પ્રખર તેજ વરસાવતો હશે, તેઓ તો સૌ હરતાંફરતાં હશે, સૌ પોતપોતાની ધાંધલધમાલમાં રોકાયેલાં હશે —

તેઓ તો સૌ જીવિત હશે!

ઝરૂખા નીચે એક ઢીલા સફેદ ઝભ્ભાવાળો, શીળીના ચાઠાવાળો આરબ આવ્યો. ઉપર જોઈ બોલ્યો :

'સાહેબ, ગધેડા ઉપર સવાર થવુ છે?" આ પ્રશ્ન પૂછતા તેણે દરવાજા આગળ સ્થિર થઈ ઊભેલા ગધેડા તરફ આંગળી ચીંધી. ઇપોલિત સેરગેયેવિચે નકારમા ડોકું ધુણાવ્યું.

આરબ ફરી વાર અંગ્રેજીમા, તેમ જ ભાગ્યાતૂટ્યા રશિયનમા બોલ્યો : "ઘણું જ સરસ ગધેડું છે!"

ઇપોલિત સેરગેયેવિચ અકળાઇ ગયો, અને ધમકી આપતા બોલ્યો : "અહીંથી ચાલ્યો જા!"

આ આમંત્રણને કારણ, જે જીવન તેનાથી દૂર ખસી જતું હતું, તેમા ભાગ લેવાની તેને વધુ ઇચ્છા થઈ, અને તેનાથી વિખૂટા પડવાની, તેમ જ એકલતાની લાગણી તેણે વધુ તીવ્રપણે અનુભવી.

ત્યા તો આન્ના આલેકસેઈવનાએ પ્રવેશ કર્યો. તે ચેતનાની મૂર્તિ જેવી દેખાતી હતી. સૂર્યના કિરણો તેના મો ઉપર પોતાની નિશાની મૂકી ગયા હોય એમ લાગતુ હતુ. પોતાના બ્લાઉઝના બટનના કાણામા તેણે ઇનાગીલાગના ફૂલ ખોસેલા હતા. ફરી એક વાર ઇપોલિતને ખ્યાલ આવ્યો કે તે કેટલી સુદર દેખાતી હતી. સાથે સાથે તેણે અતરમા એવુ અનુભવ્યુ કે આન્ના જાણે તેનાથી ઘણી જ દૂર ચાલી ગઈ હતી.

'આન્ના! આપણી ગૃહસ્વામિનીએ વિનંતી કરી હતી ને કે બાગમાથી ફૂલ તોડવા નહિ! તો પછી આવુ અવિચારી વર્તન શા માટે? હે ભગવાન! ફક્ત સૌંદર્યનો જ બધા નિયમોનો છડે-ચોક ભંગ કરી શકે છે.

આન્ના આલેકસેઈવનાએ ટૂંકમા જ સામો જવાબ આપ્યો. "આ તો મને ગૃહસ્વામિનીની બહેન પાની કાઝિમીરાએ પોતે જ તોડીને આપ્યા હતા."

ત્યા બારણા ઉપર ટકોરા પડ્યા. ગ્નોમામિખા-સેન્કો નામના 'જનરલ'ની પત્નીએ પ્રવેશ કર્યો. તેનું શરીર ભરાવદાર છતા નમણું હતુ અને તેની આંખોમાંથી પ્રેમના અમી ઝરતા હતા. તે ઇપોલિત સેરગેયેવિચની કાળજી રાખતી, અને તેનામા અગત રસ લેતી. ઇપોલિતને લાગતું કે તેનું પ્રેમાળ હૃદય પોતાની વેદનાથી દુઃખી થતું. અત્યારે પણ તેણે રાતના હુમલા વિશે ઝીણવટથી પૂછપરછ કરી. અને તેના નિસ્તેજ બની ગયેલા ચહેરા તરફ તે જોઈ રહી.

ઇપોલિત સેરગેયેવિચે, જાણે તે પોતે ખુશ-મિજાજમા હોય એવો દેખાવ કર્યો. કર્નલને છાજે એવા જુસ્સાદર અવાજે તે બોલ્યો, "તમે એમ જ સમજોને કે ખાસ ગંભીર નહિ એવો દમનો હુમલો હતો. દાક્તરનું કહેવુ છે કે મારા હૃદયને કારણે તેમ થયું. એમ કહે છે કે ક્ષય રોગમા આવા હળવા હુમલા તો આવે — મને તો ખાસ કાંઈ થયું નથી. પણ આન્ના ઘણી મૂંઝાઈ ગઈ છે. કેટલીયે રાતના એને ઉજાગરા છે. વધારામાં હું મનસ્વી અને છિદ્રાન્વેષી પણ બની ગયો છુ!"

જનરલની પત્ની આ બધુ સાભળી રહી અને તેણે ડોકું પણ હલાવ્યું. એવુ લાગતું હતું કે તેની આંખો ભાવવિભોર બની ગઈ અને જ્યારે તે ઇપોલિતના શબ્દો સાભળતી હતી ત્યારે પણ જાણે પશ્ચાદ્ભૂમિમા દૂર કોઈ ભવિષ્યવાણી તેને સભળાતી હોય એમ જણાતુ હતું. ઇપોલિતનું હૃદય ભયભીત બન્યું, તેને એવો આભાસ થયો કે જનરલની પત્ની તેની પાછળ રાતના જે વ્યક્તિ આવી હતી તેને જોઈ રહી હતી!

બપોરના બે વાગ્યે સૌએ ભોજન કર્યું.

વાસણોનો ખખડાટ સભળાતો હતો. રકાબી-ઓમાથી સ્વાદિષ્ટ ભોજનની સોડમ આવી રહી હતી. રશિયન તેમ જ પોલિશ ભાષામા વાતચીત ચાલી રહી હતી. ભોજન કરનારા બધા, આગલી સાંજે 'કસિનો'મા થયેલા સંગીતના જલસાની ચર્ચા કરતા હતાં વળી જેઓ કેરો શહેરના મ્યુઝિયમ તથા પિરામિડો જોવા ગયા હતાં, તેઓ જે જોયું તેનો પોતાના ઉપર પડેલી છાપનું વર્ણન કરતા

હતાં. સુંદર સ્ત્રીઓના ચહેરાઓ ઉપર હાસ્ય ફરકતું હતું. ફૂલદાનીઓમાં ગોઠવેલાં પુષ્પોની સુગંધ આવી રહી હતી. સ્ત્રીઓના આભૂષણના હીરાનો ઝળકાટ, તેમ જ ગ્લાસમાં ભરેલા વાઇનનો ચળકાટ, વાતાવરણને ઓપ આપતો હતો. આ સર્વમાં, તેમ જ ઇટાલિયન હજામની અસ્ખલિત વાગ્ધારામાં ઇપોલિત સેરગેયેવિચને જીવનના સર્વવ્યાપી આનંદમય તત્ત્વનો આભાસ થતો હતો. પરંતુ આ સઘળું જ જાણે હવે પોતાનાથી દૂર ખસી જતું હોય એમ એને લાગ્યું.

તે પોતે તો ઊંડી એવી આરામખુરશી ઉપર, એક જુદા ટેબલ પાસે પત્ની સહિત બેઠો હતો. ગ્લાસમાંથી દૂધના ઘૂંટડા ભર્યે જતો હતો. તેનો ચહેરો મ્લાન તેમ જ કાળો પડી ગયો હતો. ગ્લાનિભરેલી નજરે તે પોતાની આસપાસ જોઈ રહ્યો હતો. તેને જોઈ જાણે ત્યાં બેઠેલાં સૌ ચિંતાતુર બની ગયાં, અને તેઓના અંતરમાં એક પ્રકારનો અણગમો પેદા થયો. તેઓને એમ લાગ્યું કે એક મૃતદેહ કબરની કોર પકડીને પોતાની બુઝાઈ ગયેલી દૃષ્ટિથી, કબરમાંથી જીવિત મનુષ્યોને જોઈ રહ્યો છે!

ભોજન કર્યા બાદ ઇપોલિત સેરગેયેવિચ ફરી એક વાર પોતાના ઝરૂખા ઉપર આવી આરામખુરશી ઉપર આડો પડ્યો.

બાગમાંથી ગણવેશનો કોટ ને ફેઝ ટોપી પહેરેલો આરબ ટપાલી આવ્યો. ઉપર આવી તેણે બારણે ટકોરા માર્યા અને આન્ના આલેકસેઈવનાના હાથમાં એક રજિસ્ટર્ડ કાગળ આપ્યો. પત્ર રશિયાથી આવેલો હતો, અને દાદીમાનો હતો. લગભગ આખો પત્ર તેઓના દીકરાના સમાચારથી ભરેલો હતો. તે મજામાં હતો, મોટો થતો જતો હતો, અને અસાધારણ બુદ્ધિશાળી બનતો જતો હતો. તેણે કેટલાક વિશેષ શબ્દો પણ રચ્યા હતા. તે હોશિયાર બાળક શબવાહિનીને 'પોમિરોન'[1] કહેતો હતો અને 'સોડા વૉટર'ને શેળા જેવું પાણી કહેતો.

"કેવી તો એની વિનોદવૃત્તિ છે! સોડા વૉટર સાચે જ મોંમાં શેળાની જેમ ભોંકાય છે" — હસીને આન્ના આલેકસેઈવના જોરથી બોલી ઊઠી.

માંદગીને લીધે ફીકા પડી ગયેલા ઇપોલિત સેરગેયેવિચના હોઠને ખૂણે પણ સ્મિતની રેખા દેખાઈ.

"હા, સાચે જ વિનોદવૃત્તિ છે. તે તો 'ફ્યૂચરિસ્ટ' બનશે. આ શબ્દો ઉચ્ચારતાં જ તેને ખ્યાલ આવ્યો કે આ મોહક, રાત્રિના અંધકારમાં ચમકતી વીજળી જેવી ભૂરી આંખોવાળા બાળકને ફરી કોઈ વાર તે હવે જોઈ નહિ શકે. આ વિચારથી તેનું અંતર તીક્ષ્ણ વેદનાથી વીંધાઈ ગયું.

આન્ના આલેકસેઈવના ધીમેથી રડી પડી.

"તું શા માટે રડે છે?"

"કારણ હું નથી જાણતી," તે બોલી.

તેના ગુલાબી ગાલ ઉપરથી આંસુની ધાર વહેતી રહી. તેણે ફરી એક વાર પત્ર વાંચ્યો. તેમાં એમ પણ લખ્યું હતું:

"ગઈ કાલે બાળકે ફુદીનાવાળી ચૉકલેટ ખાધી અને તરત જ બોલ્યો: 'મોંમાંથી કેવી ઠંડી હવા વાય છે!' ખરેખર જ તે કેવો મોહક છે! અને કેવા તો ધ્યાનપૂર્વક તે બધું જુએ છે! કેવી તે છણાવટ કરે છે!"

ટેબલ ઉપર મૂકેલા પત્ર ઉપર કપાળ અડાડી તે ડૂસકાં ભરવા લાગી.

ઇપોલિત સેરગેયેવિચના ચહેરા ઉપર ઘેરા વિષાદની છાયા પથરાઈ ગઈ. ગ્લાનિભરી દૃષ્ટિથી તેણે પત્નીના માથાના ઉપલા ભાગ ઉપર તેમ જ તેના સોનેરી વાંકડિયા વાળ તરફ નજર નાખી. આન્ના આલેકસેઈવનાએ જલદી પોતાનાં આંસુ લૂછી નાખ્યાં, અને પોતે દોષિત હોય તેમ બોલી:

"કોણ જાણે કેમ આજે હું મારા મનનું સમતોલપણું ખોઈ બેઠી છું. આ તે કેવી મૂર્ખાઈ! આમાં રડવાનું શું છે? મારું માથું પણ સહેજ દુખે છે, હું થોડી વાર ફરી આવું."

---

[1] પોમિરાય = મરવું – તે શબ્દ ઉપરથી બાળકે રચેલો શબ્દ.

તે બગીચામાં જવા નીકળી પડી. તેના ગાલ ઉપર એક પ્રકારનો ચળકાટ હતો. તે જલદી જલદી બાગમા આંટા મારવા લાગી ઇપોલિત સેરગેયેવિચે પોતાનું ધ્રૂજતું ડોકું નીચે ઢાળી દીધું. એક પ્રકારના ધિક્કારની લાગણી સાથે તે મનમાં બોલી ઊઠ્યો :

"આ સહેજ તો થોભી જા, હું તો મૃત્યુને આરે આવી ઊભો છુ. અને તું તો વસંતઋતુના તાજગીભર્યા પુષ્પ જેવી છે."

જનરલની પત્નીએ બાગમાં પ્રવેશ કર્યો. આન્ના આલેકસેઈવના તેની પાસે ગઈ, અને તેઓ જૂઈની વેલ તળેના બાંકડા ઉપર જઈ બેઠાં. આન્ના, જનરલની પત્નીને પત્ર વાંચી સંભળાવવા લાગી, અને તેમ કરતાં ફરી વાર રડી પડી. જનરલની પત્નીનો ચહેરો ગંભીર તેમ જ કડક બની ગયો અને તે લાગણીપૂર્વક કાંઈ કહેવા લાગી. ઇપોલિતે મનમાં વિચાર્યું કે તે આન્નાને કહેતી હશે કે તમારે રડવાનું શું કારણ છે? બહુ બહુ તો ત્રણ કે ચાર અઠવાડિયાં બાદ તો તમે તમારા પુત્રને ફરી જોઈ શકશો – પણ તમારો પતિ ! તે તો એને કદી પણ જોઈ શકશે નહિ, તેમ જ આપણા પ્રિય રશિયાની ભૂમિને પણ જોઈ શકશે નહિ. સંધ્યાકાળે વાગતા ગોરસ્કોના ઘંટાનો નાદ પણ તે હવે કદી સાંભળી શકશે નહિ. આરાબાતમાંથી ડોલતી ડોલતી જતી ટ્રામ પાસેથી તે હવે કદી પણ જલદી પસાર થઈ શકશે નહિ... તમે તમારી જાતની નહિ, પણ તમારા પતિની દયા ખાઓ. તમારા હાથ તેના માથાની આસપાસ વીંટાળી તેને આલિંગન કરી, તેનાં આસુ લૂછીને એને આશ્વાસન આપો.

ત્યાં તો હાથમા લાકડી હલાવતો, ધોળી પનામા ટોપી પહેરેલો, જનરલ આંગણમા આવી પહોચ્યો. તેની પત્ની ઊભી થઈ તેને મળવા ગઈ. આન્ના આલેકસેઈવના બાંકડા ઉપર જ બેસી રહી અને ફરી વાર આતુરતાથી પત્ર વાચવા લાગી. જનરલ અને તેની પત્ની દરવાજા તરફ ચાલી નીકળ્યાં. જ્યારે તેઓ ઇપોલિતના ઝરૂખા તળેથી પસાર થયાં ત્યારે તેણે સાંભળ્યું કે જનરલની પત્નીએ પોતાના પતિને "આન્ના સામે મારાથી જોવાતું પણ નથી, તેમ કરતાં મારું હૈયું ભરાઈ આવે છે, બિચારી આન્ના.. !" એમ કહ્યું.

પછી તો તેઓ દરવાજાની બહાર નીકળી ગયાં.

લાલ રંગનો, મોટો દેખાતો સૂર્ય પિરામિડોની પાછળ ડૂબી ગયો. બજારના મિનારા ઉપર મુલ્લાઓ આવી પહોચ્યા, લાંબા સમય સુધી બાંગ પોકારી તેઓએ લોકોને નમાજ પઢવા આવાહન કર્યું. ઇપોલિત સેરગેયેવિચ બિલકુલ હાલ્યાચાલ્યા વિના સ્થિર બેસી રહ્યો હતો, આંખો ફાડી સામે જોઈ રહ્યો હતો, અને બોલી ઊઠ્યો : "બિચારી આન્ના આલેકસેઈવના, બિચારી તે, બિચારી."

પોતાની આસપાસના વાતાવરણ વિશે તે તદ્દન અભાન હતો, એવું લાગતું હતું કે તે કશાનો વિચાર પણ કરતો ન હતો. જ્યારે તે પાછો બધું લક્ષમાં લેવા લાગ્યો ત્યારે સૂર્યાસ્ત થઈ ગયો હતો. ગોધૂલિ સમયે રણના સૂકા વાતાવરણના લાલ પ્રકાશની પાર્શ્વભૂમિમાં પિરામિડનું કાળા રંગનો છાયાચિત્ર તરી આવતું હતું. જ્યાં તાડનાં ઝાડ હતાં, તે વિસ્તારમાંથી ગામડાંમાંથી ભૂરા રંગનો ધુમાડો ચારે કોર ફેલાઈ રહ્યો હતો. અને પાસે તેમ જ સુદૂર ફેલાયેલો રણપ્રદેશનો વિસ્તાર દેખાતો હતો – શાંત, અનંત – અને તેની રેતી ઉપર સંધ્યાનો ઉજ્જવળ પ્રકાશ જાણે વિદાયવેળાએ તે રેતીને વહાલ કરતો હોય તેમ આછા જાંબુડી અને ગુલાબી રંગના તરંગ પ્રસારતો હતો.

"બિચારી આન્ના આલેકસેઈવના" આ શબ્દો જનરલની પત્નીના પ્રેમાળ હૃદયમાથી નીકળેલા હતા. ઇપોલિત સેરગેયેવિચને સમજાયું કે તેને જીવનથી વિખૂરો પાડતા જે છેવાડા ઉપર તે આવી પહોચ્યો છે, ત્યાથી હવે પાછા વળી શકાય તેમ નથી. બીજાં સૌ, આ છેવાડાની એક બાજુ હતાં, તેઓ એકબીજાંને દુઃખમાં મદદ કરી શકે એમ હતાં, જ્યારે તેને પોતાને માટે તો હવે તેઓની

દયાના પાત્ર બનવું પણ શક્ય ન હતું. એક અતિ સૂક્ષ્મ રેખા તેઓની અને એની વચ્ચે વિભાજન કરતી ઊભી હતી. પરંતુ વાસ્તવમાં તો જાણે વચ્ચે એક મોટો સમુદ્ર આવી ઊભો હોય એમ લાગતું હતું. તે સમુદ્રનાં ઊછળતાં મોજાંઓથી તેને ગભરામણ થતી હતી, તેનું પાણી પી જવાથી જાણે તેનો કંઠ રૂંધાઈ જતો હતો; પરંતુ તે તો હવે નિષ્ક્રિય બની ગયો હતો. અને કિનારે ઊભેલું કોઈ એની મૂંઝવણ સમજી શકે એમ હતું જ નહિ. સાચે જ હવે તે બીજાં સૌ કોઈથી ઘણો દૂર નીકળી ગયો હતો, તેઓની દૃષ્ટિથી અગોચર બની ગયો હતો. તો પછી શું તેઓને દોષિત માનવાં એ યોગ્ય હતું? શાને માટે તેઓને દોષિત લેખવાં? મૃત્યુકાળ આવીને ઊભો રહે ત્યાં તો મનુષ્ય એકલો જ હોય છે. એ તો સ્પષ્ટ જ છે.

ગુલાબી-જાંબુડી રેતીના પડછાયા વધુ ઘેરા બનતા ગયા, અને રણપ્રદેશ ઉપર અંધકાર છવાઈ ગયો. ત્યાં રેતી ઉપર અપાર શાંતિ પથરાઈ ગઈ. કોઈ એક પ્રકારનું મોજું ત્યાંથી આવ્યું, અને હળવેથી તેના આત્માને ઊંચકી લઈ આ કોમળ તેમ જ હૂંફવાળા અને સાથે સાથે અંધકારમય વિસ્તારમાં ઉપાડી ગયું. એક અનન્ય શાંતિમય ધન્યતા જાણે તેને ઘેરી વળી. અને તેને પોતાને પણ આશ્ચર્ય થયું કે પૂર્વે શાથી તેનામાં ક્ષુદ્રતા અને દ્વેષની લાગણી પેદા થઈ હતી? દુઃખી આન્નાના હૃદયની માતૃત્વની લાગણી તે કેમ પારખી શક્યો ન હતો?

રણમાંથી ધીરી પવનની લહેરો આવી રહી હતી. ઇપોલિતને લાગ્યું કે જાણે કોઈ એક દેવદૂતે ઘોર અંધકારમાંથી ઊતરી આવી, પ્રેમપૂર્વક તેના વાળ ઉપર અને મોં ઉપર હળવેથી હાથ ફેરવ્યો, અને કહ્યું: "ચાલો ભાઈ, તમારો સમય આવી ગયો છે." તેનું મૃત્યુ હવે તો અનિવાર્ય હતું. અને તેના આત્માએ એ દેવદૂત તરફ લાગણીભર્યું આકર્ષણ અનુભવ્યું. જિંદગીના ઉલ્લાસમય સ્વરૂપે તો તેની અવગણના કરી હતી, તે તો એને માટે દુઃખદ બની ગયું હતું. તો શું આજે તેને જીવનના આ સર્વવ્યાપી તત્ત્વ સાથે કોઈ પ્રકારનો સંબંધ રહ્યો હતો ખરો? હવે તો એક નવીન, ધીર, ગૂઢ, પરમ સત્તા તેની સમક્ષ આવી તેને બોલાવી રહી હતી. આ બળ તેને સુખદ પણ તે સાથે રહસ્યપૂર્ણ ભાસતું હતું.

આન્ના આલેક્સેઈવના ઉતાવળે પગલે ત્યાં આવી. તેના ચહેરા ઉપર ગભરાટ તેમ જ મૂંઝવણ દેખાતાં હતાં. પોતાની કોણી બાંકડા ઉપર ટેકવી તે બેઠી હતી ત્યાં તેને એકાએક ઝોકું આવી ગયું. આ રીતે તે બે કલાક ઊંઘી ગઈ. અંધકારમાં, પોતાના પતિના ચહેરા ઉપર થયેલું પરિવર્તન તે જોઈ શકી નહિ, તેમ જ તેના ભીના થયેલા ગાલ પણ તેને દેખાયા નહિ.

તેણે સહેજ શરમાઈ કહ્યું: "બાપા, મારા વહાલા, ખરેખર મેં ગુનો કર્યો છે; મને અચાનક ઝોકું આવી ગયું!"

ઇપોલિત સેરગેયેવિચે બંને હાથ વડે તેનો હાથ ઝાલ્યો. પોતાના હોઠ આન્નાના હાથ પાસે લઈ જઈ ડૂસકાં ખાતાં બોલ્યો: "તું તો મારી ગરીબડી!"

## સાભાર સ્વીકાર

### આર.આર. શેઠની કંપની (મુંબઈ, અમદાવાદ)નાં

સાફલ્યટાણું (પુનર્મુદ્રણ): ઝીણાભાઈ દેસાઈ 'સ્નેહરશ્મિ', કિં. રૂ. ૭૫. ગીતા અમૃત સરિતા: લે. ડૉ. સર્વેશ પ્રા. વોરા, કિં. રૂ. ૧૨. સંસ્કૃતિ-પુરુષ શ્રીરામ: લે. ઉપર મુજબ, કિં. રૂ. ૧૨. નેળિયું: લે. મોહન પરમાર, કિં. રૂ. ૭૫. વ્યતીતની વાટે: જોસેફ મેકવાન, કિં. રૂ. ૫૫. પ્રાર્થનાની પળોમાં: સંપા. ડૉ. કાન્તિ રામી, કિં. રૂ. ૧૭. પાછાં પગલાં આંગણ સુધી: લે. ગુણવંત ભટ્ટ, કિં. રૂ. ૪૩–૫૦. પગલે પગલે પરમેશ્વર: લે. કાન્તિલાલ કાલાણી, કિં. રૂ. ૪૫.

# અભિનવગુપ્તનો કાવ્યવિચાર

જયંત કોઠારી

એસ્થેટિક્સ એટલે કે સૌન્દર્યશાસ્ત્ર તત્ત્વજ્ઞાનનો એક મહત્ત્વનો વિભાગ છે. એમાં સૌન્દર્યનો અનુભવ શી ચીજ છે, એ વસ્તુગત છે કે આત્મગત, સૌન્દર્યના ઘટકતત્ત્વો ક્યાં, સૌન્દર્યનો અનુભવ કરનાર ચિત્તવૃત્તિ કયા પ્રકારની વગેરેની વિચારણા કરવામાં આવે છે. કલાકૃતિ કે કાવ્યકૃતિના અનુભવની વિચારણા પણ સૌન્દર્યશાસ્ત્રના ક્ષેત્રમાં આવે. ભારતીય રસશાસ્ત્ર કાવ્યકૃતિના અનુભવની વિચારણા કરે છે. છેક સાતમી સદીથી માંડી ચૌદમી સદી સુધીનો રસશાસ્ત્રનો ઉજ્જવળ ઇતિહાસ છે અને તત્કાલીન યુરોપીય વિચારણાથી એ ઘણું આગળ છે. કલાનો અનુભવ એ વ્યાવહારિક અપેક્ષાઓથી મુક્ત એક સ્વતંત્ર ચૈતસિક અનુભવ છે એ વિચાર યુરોપમાં છેક અઢારમી સદીમાં કેન્ટે આપ્યો, ત્યારે ભારતમાં એ દશમી સદીમાં ઘૂંટાતો-ચર્ચાતો થયો હતો. ભારતીય રસશાસ્ત્રના નિષ્કર્ષો આજેયે ટકી શકે તેવા છે અને પાશ્ચાત્ય વિચારજગતને પ્રમાણમાં નવા લાગે એવા છે. અભિનવગુપ્ત જેવામાં ભારતીય રસશાસ્ત્રની જે ટોચ જોવા મળે છે એ તો જગતભરની સૌન્દર્યશાસ્ત્રીય વિચારણામાં ગૌરવભર્યું સ્થાન મેળવે એવી છે. અભિનવગુપ્તની તીક્ષ્ણ-સૂક્ષ્મ પ્રજ્ઞાના એમાં પદેપદે દર્શન થાય છે.

કાવ્યવિચારણાનો અભિનવગુપ્તનો કોઈ સ્વતંત્ર, મૌલિક ગ્રંથ નથી. એમના ગ્રંથો તે અન્ય મૂલગ્રંથો પરની ટીકારૂપ – ટિપ્પણરૂપ – ભાષ્યરૂપ ગ્રંથો છે. ભારતીય વિદ્યોપાસનામા એક વિશિષ્ટ પ્રણાલી જોવા મળે છે. એમા ઘણી વાર નવું દર્શન મૌલિક ગ્રંથ રૂપે રજૂ ન થતાં કોઈ પ્રસિદ્ધ મૂલગ્રંથના ભાષ્ય રૂપે રજૂ થાય છે. બ્રહ્મસૂત્રનાં શંકરાચાર્ય આદિનાં ભાષ્યો આનાં જાણીતાં દૃષ્ટાંતો છે. એ ભાષ્યકારો નૂતન દાર્શનિક મતોના પ્રણેતાઓ છે. અભિનવગુપ્તે ભરતમુનિના 'નાટ્યશાસ્ત્ર' પર 'અભિનવભારતી' નામે તથા આનંદવર્ધનના 'ધ્વન્યાલોક' પર 'લોચન' નામે ટીકા લખેલી છે તેનું આવું જ મૂલ્ય છે. કહેવાયું છે કે આ ટીકાગ્રન્થો પાસે સેંકડો મૌલિક ગ્રંથ "તસ્મૈ વહેયમ્ ઉદકમ્ ઘટકર્પરવત્" – ઘડાના ઠીકરામાં પાણી ભરતા હોય એવું લાગે છે. આ ટીકાગ્રંથોએ ભારતીય વિદ્વત્પરંપરામાં જે અસાધારણ આદર અને માન્યતા પ્રાપ્ત કર્યાં છે તેનો સોમો ભાગ પણ આ વિષયો પરના મૌલિક કહેવાતા ગ્રંથોને પ્રાપ્ત થયો નથી. અભિનવગુપ્તે આ ટીકાગ્રંથોમાં જે લખ્યું છે તે એ વિષય પર અંતિમ પ્રમાણરૂપ બને છે અને પછીથી સર્વ સાહિત્યકારો અને આચાર્યો "તદ્દૂરીકૃત્ય કૃતિભિઃ વાચસ્પત્યં પ્રતાયતે" – તેનો આશ્રય લઈને પોતાની કૃતિ પ્રસારે છે.

અભિનવગુપ્તનો જીવનકાળ દશમી સદી ઉત્તરાર્ધથી અગિયારમી સદીની પહેલી પચીસી સુધીનો નિશ્ચિત થાય છે. એ કાશ્મીરી પંડિત હતા. જોકે એમના વડવાઓ મૂળ કનોજના રહેવાસી હતા. કાશ્મીરના લલિતાદિત્યે કનોજ જીત્યું ત્યારે એ અભિનવગુપ્તના એક પૂર્વજ અત્રિગુપ્તની વિદ્વત્તાની ખ્યાતિ સાંભળીને એમને ખૂબ આદરપૂર્વક કાશ્મીર લઈ ગયા હતા. ગંભીર – ગાઢી વિદ્યોપાસના, આ રીતે, અભિનવગુપ્તની કુળપરંપરા હતી. એમના દાદા વરાહગુપ્ત સરસ્વતીનો પ્રસાદ પામેલા હતા અને પિતા નરસિંહગુપ્તે (જે ચુલુખકને નામે ઓળખાતા હતા) સર્વ શાસ્ત્રોનું અવગાહન કરેલું હતું કાકા વામનગુપ્ત કવિ હતા.

અભિનવગુપ્તનો કુલધર્મ શૈવ હતો એટલું જ નહિ શિવભક્તિ એમના કુળમાં દૃઢ રીતે રોપાયેલી હતી. પોતાના પાંચ પિતરાઈ ભાઈઓ વિશે

અભિનવગુપ્ત કહે છે કે એ શિવભક્તિ પાસે સંપત્તિને તૃણવત્ ગણતા હતા. પત્નીના મૃત્યુથી જીવનરસ ગુમાવી બેઠેલા અભિનવગુપ્તના પિતાએ યુવાવસ્થામાં જ વિરક્ત જીવન સ્વીકારી ગૃહત્યાગ કર્યો હતો. નાની ઉંમરમાં જ માતાપિતાને ગુમાવનાર અભિનવગુપ્તનું જીવન પણ નીરસ થઈ ગયું, એમના એક શિષ્ય એમને પ્રવરપુર લઈ ગયા અને અત્યાર સુધી સાહિત્યના રસભોગમાં લીન અભિનવગુપ્તને મહેશભક્તિરૂપ નાયિકાએ વશમાં લીધા. આ નાયિકા સાથે વધુ ને વધુ ભોગવિલાસ અર્થે એમણે ગુરુઓનું દાસત્વ સ્વીકાર્યું, વિવિધ શાસ્ત્રોનું અધ્યયન કર્યું અને સાધક જીવન ગાળવા માંડ્યું. શ્રીનગર અને ગુલમર્ગ વચ્ચે આવેલી ભૈરવગુફામાં સમાધિસ્થ થઈ અભિનવગુપ્તે પોતાની જીવનલીલા સંકેલી હોવાનું કહેવાય છે.

સાધક જીવન સાથે વિદ્યોપાસનાનો આવો મેળ રચનાર અભિનવગુપ્તનો વિદ્યાવ્યાસંગ તો ભારે વિસ્મયજનક છે. જુદાં જુદાં શાસ્ત્રોના શ્રેષ્ઠ જ્ઞાતા ગુરુઓની પાસે જઈ એમણે અધ્યયન કર્યું હતું. એમણે પોતે જણાવ્યું છે તે પ્રમાણે એમના પિતા નરસિંહગુપ્ત વ્યાકરણશાસ્ત્રના ગુરુ હતા, વામનાથ દ્વૈતાદ્વૈત તંત્રના ગુરુ, ભૂતિરાજતનય દ્વૈતવાદી શૈવ સંપ્રદાયના ગુરુ, લક્ષ્મણગુપ્ત પ્રત્યભિજ્ઞા આદિ દર્શનના ગુરુ, ઇન્દુરાજ ધ્વનિસિદ્ધાંતના ગુરુ, ભૂતિરાજ બ્રહ્મવિદ્યાના ગુરુ અને ભટ્ટ તૌત નાટ્યશાસ્ત્રના ગુરુ. આ સિવાય પણ અન્ય તેર ગુરુઓનો ઉલ્લેખ એમણે કર્યો છે. અભિનવગુપ્તની ગુરુભક્તિ અને ગુરુસેવા કેવી હતી તેનો ખ્યાલ એ પરથી આવે છે કે એમનું 'અભિનવગુપ્ત' એ નામ પણ એમનું મૂળ નામ નથી, ગુરુએ આપેલું નામ છે.

અભિનવગુપ્તને એમનાં માતપિતાના 'યોગિનીભૂઃ' પુત્ર કહેવામાં આવ્યા છે. 'યોગિનીભૂઃ' પુત્રમાં રુદ્રભક્તિ, મંત્રસિદ્ધિ, સર્વતત્વશિવત્વ, પ્રારબ્ધકાર્યનિષ્પત્તિ અને મનોહર કવિત્વ એ પાંચ લક્ષણો હોય છે. એ સર્વશાસ્ત્રાર્થવેત્તા બને છે. જયરથ નામના વિદ્વાને અભિનવગુપ્તમાં આ બધા ગુણો હોવાનું કહ્યું છે.

અભિનવગુપ્તે નાનીમોટી ૪૧ રચનાઓ કરી હોવાની માહિતી મળે છે. મોટા ભાગની રચનાઓ તંત્રશાસ્ત્રસંબંધી છે જેમાં થોડાંક સ્તોત્રોનો સમાવેશ થાય છે. તંત્રશાસ્ત્રીય ગ્રંથોમાં સૌથી મોટો અને મહત્ત્વનો ગ્રંથ 'તંત્રાલોક' છે, જેમાં અભિનવગુપ્તે પોતાની જીવનકથની કહેલી છે. થોડીક રચનાઓ દાર્શનિક છે અને એમાં 'ઈશ્વરપ્રત્યભિજ્ઞાવિમર્શિણી', 'ઈશ્વરપ્રત્યભિજ્ઞાવિવૃત્તિવિમર્શિણી', તથા 'ભગવદ્ગીતાર્થસંગ્રહ'નો સમાવેશ થાય છે. બાકીની રચનાઓ સાહિત્યશાસ્ત્રીય છે. એમાં 'અભિનવભારતી' અને 'લોચન' એ જાણીતા ગ્રંથો છે. 'ઘટકર્પરકુલકવિવૃત્તિ' એ કાવ્યસમીક્ષાની કૃતિ છે. પોતાના ગુરુ ભટ્ટ તૌતના 'કાવ્યકૌતુક' પર એમણે વિવરણ લખ્યું હોવાની માહિતી મળે છે અને 'નાટ્યાલોચન' નામનો એક ગ્રંથ પણ એમને નામે નોંધાયેલો છે. અભિનવગુપ્તનું મોટા ભાગનું સાહિત્યકાર્ય ટીકાગ્રંથો રૂપે છે.

અભિનવગુપ્તનું મુખ્ય પ્રદાન રસમીમાંસાના ક્ષેત્ર છે. આનંદવર્ધન ધ્વનિવાદી આચાર્ય છે, વધુમાં વધુ એમને ધ્વનિવાદી + રસવાદી આચાર્ય કહી શકાય. એ ધ્વનિ એટલે કે વ્યંગ્યાર્થને કાવ્યનો આત્મા માને છે. પછીથી એ પોતાની વાત રસધ્વનિ સુધી લઈ જાય છે અને વસ્તુ તથા અલંકારધ્વનિનું રસધ્વનિમાં પર્યવસાન થાય છે એમ કહી રસધ્વનિનું એકાન્તિક મહત્ત્વ કરે છે, પણ ધ્વનિપ્રકારોનું એમનું વિસ્તૃત વર્ણન રસધ્વનિ ઉપરાંત વસ્તુ-અલંકારધ્વનિને પણ આવરી લે છે. એટલે એમની વિચારણાના કેન્દ્રમાં છેવટે ધ્વનિ જ રહે છે. અભિનવગુપ્તને આપણે રસવાદી આચાર્ય કહી શકીએ. એ ધ્વનિને કાવ્યનો પ્રાણરૂપ ધર્મ માને છે પણ એમને માટે કાવ્યનું લક્ષ્ય તો છે રસ જ. રસ જ કાવ્યનો ખરો આત્મા. એમની દૃષ્ટિએ રસધ્વનિ એ અંશી છે અને વસ્તુ તથા અલંકારધ્વનિ એના અંશ. 'લોચન'માં આનંદવર્ધનના ધ્વનિવિચારને

એ વારંવાર રસવિચાર તરફ વાળી ને છે — ક્યાંક અપ્રસ્તુત અને અસંગત રીતે પણ આનંદવર્ધન જ્યારે એમ કહે છે કે સહૃદયોની પ્રીતિ અર્થે, એમના આનંદ અર્થે ધ્વનિનું સ્વરૂપ અમે સમજાવીએ છીએ, ત્યારે અભિનવગુપ્ત 'આનંદ' શબ્દમા 'રસ'નો સંદર્ભ જુએ છે અને કહે છે કે ગ્રંથકાર "રસચર્વણારૂપ આનંદનુ પ્રાધાન્ય દર્શાવી રસધ્વનિ જ બધે મુખ્યપણે આત્મારૂપ છે એમ બતાવે છે' દેખીતી રીતે જ આનંદવર્ધનને ધ્વનિસ્વરૂપની સમજણનો આનંદ અભિપ્રેત છે, કાવ્યધ્વનિના આસ્વાદનો નહિ. એટલે અહીં રસધ્વનિની વાત ખેચી લાવવી એ અસંગત છે એ જ રીતે આનંદવર્ધન જ્યારે એમ કહે છે કે "લલિત અને ઉચિત સન્નિવેશથી ચારુ કાવ્યનો, શરીરનો જેમ આત્મા તેમ, સારરૂપે સ્થિત જે સહૃદયશ્લાઘ્ય અર્થ તેના વાચ્ય અને પ્રતીયમાન એ બે ભેદ છે' ત્યારે અભિનવગુપ્ત વિવરણ કરે છે કે "'ઉચિત' શબ્દથી રસવિષયક ઔચિત્ય હોય છે એમ દર્શાવી રસધ્વનિ જીવિતરૂપ છે એમ સૂચવ્યુ છે.' વસ્તુતઃ આનંદવર્ધનના કથનમા કાવ્ય શરીરને સ્થાને છે ને અર્થ આત્માને સ્થાને. સન્નિવેશ એ શરીરનો. એનુ લલિત અને ઉચિત હોવુ તે ગુણાલંકારયુક્ત હોવુ તે આનંદવર્ધન આ સ્થાને હજુ અર્થના વાચ્ય અને પ્રતીયમાન બે ભેદની વાત કરે છે, રસધ્વનિ સુધી પહોચવાને તો હજુ એમને ઘણી વાર છે. એ સંયોગોમા અહીં રસવિષયક ઔચિત્ય એમને અભિપ્રેત છે અને એ દ્વારા એ રસધ્વનિની આત્મરૂપતા સૂચવી રહ્યા છે, એમ કેમ કહેવાય? વિચારણાને વધારે પડતી આગળ ખેંચી જવામા આવી છે એમ લાગે છે

[રસવિચારના મૂળ ભરતના 'નાટ્યશાસ્ત્ર'મા છે એમાનુ એક સૂત્ર છે – "તત્ર વિભાવાનુભાવવ્યભિચારિસંયોગાત્ રસનિષ્પત્તિ" (ત્યા વિભાવ, અનુભાવ અને વ્યભિચારિભાવોના સંયોગથી રસનિષ્પત્તિ થાય છે.) આમા 'તત્ર' એટલે શુ? વિભાવ વગેરેનો સંયોગ પરસ્પર કે અન્ય કશા સાથે? સંયોગ કેવા પ્રકારનો? નિષ્પત્તિ એટલે શુ? છેવટે, રસ એ વસ્તુ કે આત્મગત અનુભવ? – વગેરે પ્રશ્નોને લઈને એ સૂત્રના અર્થઘટન રૂપે રસવિચારણા વિસ્તરતી રહી છે. પોતાની પૂર્વે થયેલી રસવિચારણાની માહિતી અભિનવગુપ્તે પોતે જ આપી છે. એમા ભ. લોલ્લટ, શ્રી શંકુક અને ભટ્ટ નાયકના મતો વ્યવસ્થિત રીતે મુકાયા છે ને એની ચીવટથી ચર્ચા થઈ છે. એ ત્રણે આચાર્યોના ગ્રંથો આજે પ્રાપ્ય નથી, તેથી એમના મતો સાચવી લેવાનો યશ અભિનવગુપ્તને ફાળે જ જાય છે અને સમસ્ત ભારતીય રસવિચારની ઝાંખી માટે આપણે 'અભિનવભારતી' અને 'લોચન'મા થયેલા રસવિષયક નિરૂપણો પાસે જ જવાનુ રહે છે]

[અભિનવગુપ્તનો રસવિચાર કેટલાક નવા પ્રસ્થાનો પ્રગટ કરે છે એમની એક મહત્ત્વની સ્થાપના એ છે કે રસ એ એક માનસિક અનુભવ છે, કોઈ પદાર્થ નહી ભરતનો સંદર્ભ તો રંગભૂમિનો – નાટકની ભજવણીનો હતો એથી એમને મતે રસ એ રંગભૂમિ પર નાટકની ભજવણીથી સિદ્ધ થતો પદાર્થ હોવાનું સમજાય છે ભટ્ટ લોલ્લટ અને શ્રી શંકુકમા રંગભૂમિનો સંદર્ભ જળવાઈ રહ્યો છે અને રસને પાત્રમા કે નટમા સિદ્ધ થતો પદાર્થ માનવામા આવ્યો છે, જેનો આસ્વાદ ભાવક કરે છે. ભટ્ટ નાયકમા પહેલી વાર રસની સાથે ભાવકનો ચિત્ત વ્યાપાર સંકળાય છે પણ એમા ભાવકના ચિત્તમા ભાવ્યમાન થતો રસ ભોગવ્યાપારથી ભોગવાતો હોવાનુ વર્ણવાયુ છે તેથી રસ એ ભાવકના ચિત્તમા નિષ્પન્ન થતો પણ ભોજ્ય પદાર્થ હોવાની સ્થિતિ ઊભી થાય છે. અભિનવગુપ્તને મતે રસ એ આસ્વાદ જ છે, આસ્વાદથી અલગ એની સ્થિતિ નથી. ચર્વણા એ જ રસનો પ્રાણ છે. એટલે ખરેખર રસની નહિ, રસનાની નિષ્પત્તિ થાય છે એમ કહેવુ જોઈએ એ રીતે રસ એ ક્રિયા છે, કેવળ ચિત્તવ્યાપાર છે આમ, અભિનવગુપ્ત રસની આત્મનિષ્ઠતા સ્થાપિત કરે છે]

[રસ કઈ પ્રક્રિયાથી સિદ્ધ થાય છે એ વિશે

આચાર્યોએ જુદા જુદા મત દર્શાવ્યા છે. કોઈએ એમાં ઉત્પત્તિની ઘટના માની છે, કોઈએ ઉપચયની તો કોઈએ અનુમાનની. ભટ્ટ નાયકે એમાં ભાવકત્વ-વ્યાપાર માન્યો છે. બધાએ રસના આસ્વાદ કે ભોગને આના પછીના અને આનાથી જુદા વ્યાપાર તરીકે જોયો છે. અભિનવગુપ્ત પણ રસસિદ્ધિમાં ધ્વનિવ્યાપાર – અભિવ્યક્તિવ્યાપાર પ્રવર્તતો જુએ છે. વિભાવાદિ સામગ્રીથી સ્થાયિભાવ વ્યંજિત થાય છે અને એ રસ રૂપે પ્રતીત થાય છે. અભિવ્યક્તિવ્યાપાર સ્વીકારવાથી કાવ્યના વિભાવાદિ એ લૌકિક કારણાદિથી, એમનું કાર્ય જુદું જ છે એ સ્થાપિત કરવાની અનુકૂળતા અભિનવગુપ્તને મળી જાય છે. પણ વધારે નોંધપાત્ર મુદ્દો એ છે કે એમની દૃષ્ટિએ અભિવ્યક્તિ એ જ આસ્વાદ છે, એ જ રસ છે. વિભાવાદિથી સ્થાયીની અભિવ્યક્તિ એ જ રસ. રસનિષ્પત્તિની પ્રક્રિયા પરત્વે અભિનવગુપ્ત આ રીતે સંપૂર્ણપણે અદ્વૈતવાદી છે. રસાનુભવની તાત્કાલિકતાને, એના સહજ સ્ફુરણને, એની સાક્ષાત્કારાત્મકતાને આથી ઉઠાવ મળે છે.]

[સાધારણીકરણનો સિદ્ધાંત એ ભારતીય રસ-મીમાંસાનું એક આગવું અર્પણ છે. એ સિદ્ધાંતથી કાવ્યાનુભવ એ વ્યવહારાનુભવથી જુદી જ કોટિનો અનુભવ છે એ હકીકત સમર્થ રીતે પ્રતિપાદિત થાય છે. સાધારણીકરણની વાત સૌ પહેલાં ભટ્ટ નાયકમાં મળે છે પણ અભિનવગુપ્તે એને વિશેષ સ્ફુટ કરી છે અને એ એને આગળ પણ લઈ ગયા છે. વ્યવહારજગત સાથેનો આપણો સંબંધ આ મારું છે, આ પારકાનું છે, આની સાથે મારે કંઈ લાગતું-વળગતું નથી એવા કોઈક પ્રકારનો હોય છે, જે આપણા સુખદુઃખના કારણરૂપ બને છે. અભિનવગુપ્ત સમજાવે છે કે કાવ્યસૃષ્ટિ સાથે આવો કોઈ લૌકિક સંબંધ આપણો હોતો નથી. છતાં સંબંધ તો છે જ. એ સંબંધ છે કેવળ આસ્વાદ-વિષય તરીકેનો, સૌન્દર્યબોધના વિષય તરીકેનો. કાવ્યમાંનાં સ્થળકાળને પણ આપણે વાસ્તવિક માનતા નથી, આપણા વ્યવહારજીવનના ભાગરૂપ માનતા નથી. છતાં એનો રસ તો આપણે અનુભવીએ છીએ. આજની પરિભાષામાં કહીએ તો કાવ્યસૃષ્ટિ સાથેનો આપણો સંબંધ તે કલ્પનાનો સંબંધ છે. આને કારણે આપણી ચેતના સુખ-દુઃખાદિ વિઘ્નોથી મુક્ત બને છે, અને રસાનુભવ શક્ય બને છે. આ રીતે વિઘ્નરહિત બનેલી સંવિત્ તે જ રસ. કાવ્યસૃષ્ટિની આ જુદી ભૂમિકાને જ 'સાધારણ્ય' તરીકે ઓળખાવવામાં આવી છે.]

[સાધારણીકરણના સિદ્ધાંતમાં અભિનવગુપ્ત એક ડગલું આગળ ભરે છે તે એ છે કે આ સાધારણ્ય એ પરિમિત નહિ પણ વિતત છે. એટલે કે સર્વ સામાજિકોનો એ અનુભવ છે, એટલું જ નહિ સર્વ સામાજિકોની ચેતના એકરૂપ બની જાય છે અને આ અનુભવ કરે છે. સંકુચિત વ્યક્તિગત અનુભવ તરીકે એ અનુભવ લેવાતો નથી.]

[એક બાજુથી અભિનવગુપ્ત રસપ્રતીતિને લૌકિક પ્રતીતિથી વિલક્ષણ માને છે – એમાં અનુકરણ, આરોપ, સ્મૃતિ, અનુમાન, પ્રમાણ, હેતુ વગેરે લૌકિક પ્રતીતિના વ્યાપારો પ્રવર્તતા નથી એમ દર્શાવે છે, તો બીજી બાજુ રસાનુભવ એ યુંજાન-યોગી અને યુક્તયોગીના અનુભવથી જુદી ચીજ છે એમ પણ સ્ફુટ કરે છે. આ રીતે રસના સ્વરૂપને એ માર્મિક રીતે ઉઘાડી આપે છે અને રસાનુભવની અનન્યતા દૃઢ રીતે પ્રસ્થાપિત કરી આપે છે. આ સઘળી ચર્ચા અભિનવગુપ્તની સર્વદેશીય સજ્જતાની ગવાહી પૂરે છે./

[અભિનવગુપ્ત રસને ભાવકચિત્તના આસ્વાદ તરીકે ઘટાવે છે, સાધારણ્ય સર્વ સહૃદયોના હૃદયમાં વ્યાપતી એક સ્થિતિ માને છે તે ઉપરાંત કાવ્ય-ભાવકના ચિત્તમાં અનાદિ વાસના હોય છે, જેને કારણે એનામાં ભાવપ્રવણતા આવે છે એમ પણ દર્શાવે છે. આ બધું અભિનવગુપ્તના કાવ્યવિચારમાં કાવ્યભાવકનું કેવું મહત્ત્વનું, ચાવીરૂપ સ્થાન છે એ બતાવે છે. ધ્વનિવ્યાપારને પણ એ વક્તા એટલે કવિ અને પ્રતિપત્તા એટલે કે કાવ્યભાવક એ બન્નેની પ્રતિભાથી અનુપ્રાણિત વ્યાપાર ગણાવે છે. (વક્તૃ-

प्रतिपत्प्रतिभाप्राणिन: ध्वनिव्यापार:) આનંદવર્ધને પણ ધ્વનિવ્યાપારમાં ભાવકનો હિસ્સો બતાવેલો અને સહૃદયનું ઘણું મૂલ્ય આંકેલું, પણ અભિનવગુપ્ત તો વળીવળીને સહૃદય તરફ જાય છે. એ ફરીફરીને કાવ્યના અધિકારી ભાવકની, સહૃદયની વ્યાખ્યા કરે છે: અધિકારી એટલે જેનું હૃદય નિર્મળ ગ્રહણશક્તિ ધરાવતું હોય તે (अधिकारी च विमलप्रतिभानशालिहृदय:); કાવ્યનું સતત અનુશીલન કરવાથી સ્વચ્છ બનેલા જેમના મનના અરીસામાં વર્ણનવિષય સાથે તન્મય થવાની યોગ્યતા આવી છે તે સહૃદયો છે અને તેઓ પોતાનાં હૃદયો વચ્ચે સંવાદ ધરાવે છે. (येषां काव्यानुशीलनाभ्यासवशात् विशदीभूते मनोमुकुरे वर्णनीयतन्मयीभवनयोग्यता ते स्वहृदयसंवादभाज: सहृदया:); સહૃદયત્વ એટલે હૃદયની કવિહૃદય સાથે તાદાત્મ્ય સાધવાની યોગ્યતા (सहृदयत्वं हृदयस्य हि कविहृदयतादात्म्यापत्तियोग्यता एव); હૃદયસંવાદનું બીજું નામ તે સહૃદયત્વ (हृदयसंवादापरपर्यायसहृदयत्व); મધુર ગીતના શ્રવણથી અથવા ચંદનાદિના સ્પર્શથી મધ્યસ્થતા ચાલી જાય છે અને હૃદય સ્પંદમાન બની જાય છે, એનું નામ જ આનંદશક્તિ, એને લીધે જ માણસ સહૃદય કહેવાય છે (तथा हि मधुरे गीते स्पर्शे वा चंदनादिके, माध्यस्थ्यविगमे यासौ हृदये स्पन्दमानता; आनंदशक्ति: सैवोक्ता यत. सहृदयो जन: —'तंत्रालोक').

રસમીમાંસામાં અભિનવગુપ્તની એક સ્વતંત્ર વિચારણા તે સ્થાયિભાવ અને સંચારિભાવના ભેદની છે. કાવ્યશાસ્ત્રીઓએ એમને મુખ્ય અને ગૌણ ભાવો તરીકે જોયેલા પણ એ મુખ્યતાગૌણતા કાવ્યમાંના એમનાં સ્થાનને અનુલક્ષીને હશે એમ સમજાય છે. એમની વચ્ચે તાત્ત્વિક ભેદ એમને અભિપ્રેત છે કે કેમ અને હોય તો કેવા પ્રકારનો છે એ સ્પષ્ટ થતું નથી. અભિનવગુપ્ત સ્થાયી-સંચારીના ભેદને મનોવૈજ્ઞાનિક ભૂમિકાએ મૂકે છે. એમની દૃષ્ટિએ સ્થાયિભાવો એવી ચિત્તવૃત્તિઓ છે જેનાથી પ્રાણી જન્મથી જ વીંટળાયેલું હોય છે. એ ભાવો પોતાનું કર્તવ્ય પૂરું થતાં લીન જેવા બની જાય છે, પરંતુ સંસ્કારરૂપે તો રહે જ છે અને અન્ય કર્તવ્ય ઊભું થતાં એ ફરી જાગ્રત થાય છે. સંચારિભાવો એવા ભાવો છે જે સમુચિત વિભાવો ન મળે તો આખા જન્મમાં યે ન ઉદ્ભવે. વિભાવબળે એ જાગે છે, હેતુ નાશ પામતાં ક્ષય પામે છે અને સંસ્કાર રૂપે રહે જ એવું કંઈ નથી. સ્થાયી સંચારીનો ભેદ કરવાની એક કસોટી પણ એ આપે છે—સંચારિભાવ માટે હેતુપ્રશ્ન પૂછી શકાય છે, ગ્લાનિ કેમ થઈ એમ પૂછીએ અને એના મૂળમાં પ્રેમની લાગણી હોય એમ બને; પણ સ્થાયિભાવ માટે હેતુપ્રશ્ન પૂછી શકાતો નથી, ઉત્સાહ કેમ થયો તો એના કારણરૂપ બીજો કોઈ ભાવ હોતો નથી અભિનવગુપ્ત મૂળભૂત ચિત્તવૃત્તિઓ અને અન્ય ચિત્તવૃત્તિઓ એવો ભેદ કરતા હોય એવું જણાય છે, જોકે એને આજના મનોવિજ્ઞાનનો કેટલો ટેકો મળી શકે એ પ્રશ્ન છે.

રસાભાસ વિશેનું અભિનવગુપ્તનું દૃષ્ટિબિંદુ પણ ખાસ ધ્યાનાર્હ છે. રસાભાસ માટે એ રાવણના સીતા માટેના પ્રેમનું ઉદાહરણ આપે છે. આ પ્રેમ એકપક્ષી છે. રાવણના રતિના ભાવ માટેના ખરેખર વિભાવો ગેરહાજર છે. તેથી એ રત્યાભાસ છે અને જે રસ નિષ્પન્ન થાય છે એ શૃંગારાભાસ છે. શૃંગારના અનુકરણમાંથી હાસ્ય નિષ્પન્ન થાય છે એ ભરતમુનિનું વચન અભિનવગુપ્ત આ સંદર્ભમાં ટાંકે છે અને અનુકરણ એટલે આભાસ એવો અર્થ કરે છે. પણ એ સ્પષ્ટતા કરે છે કે હાસ્યના અનુભવની સ્થિતિ તો પાછળથી આવે છે. રાવણવિષયક આ કાવ્ય સાંભળવા વખતની તન્મયી દશામાં તો રતિ જ આસ્વાદ્ય બને છે અને શૃંગારરસ પ્રતીત થાય છે, માત્ર વિભાવાભાસને કારણે શૃંગારાભાસ કહેવાય છે. રસાભાસને રસાદિધ્વનિકાવ્યમાં એક પ્રકાર તરીકે ઉલ્લેખવામાં આવું જ કંઈક તાત્પર્ય હોઈ શકે.

અભિનવગુપ્તની સૂક્ષ્મ પર્યેષક બુદ્ધિએ એમની રસમીમાંસાને તત્ત્વવિચારની ગહનતા અર્પી છે. પણ બધું તત્ત્વવિચારની ભૂમિકાએ ચાલતું નથી. વ્યવહાર-

પક્ષ એમણે ઉવેખ્યો નથી. ભાવકમાં સહૃદયતા જેવા વિશિષ્ટ ગુણની એ અપેક્ષા રાખે છે પણ લોકવ્યવહારમાં માણસના ચેષ્ટાદિકથી એના ભાવનું અનુમાન કરવાનો એને અભ્યાસ હોવો જોઈએ એ કહેવાનું એ ચૂકતા નથી. રસનાં વિઘ્નોનું એમણે કરેલું નિરૂપણ કાવ્યસર્જકોને માર્ગદર્શક બને એવું છે. વળી, પોતાની વિચારણાને દૃષ્ટાંતોની મદદથી નક્કરતા અર્પવાનો પ્રયાસ પણ એમણે કર્યો છે.

[અભિનવગુપ્તની રસમીમાંસાનો પ્રભાવ ભારતીય કાવ્યશાસ્ત્રની પરંપરા પર એટલો બધો પડ્યો છે કે પછીના કાવ્યશાસ્ત્રીઓએ એમનું માત્ર અનુસરણ કર્યું છે અને રસને કાવ્યનો પ્રાણ માનતો સિદ્ધાંત તો નિરપવાદ જેવો થઈ ગયો છે.

આ પ્રજ્ઞાવંત પુરુષની શૈલી દીર્ઘ સમાસો, દીર્ઘ વાક્યો અને વાક્યાવલિઓનો આશ્રય લેનારી છે. એમાં વિચારનિર્વહણ અવશ્ય ફૂટ બને છે, પણ ગદ્યનો રસ ધરાવનારને સુંદર ગદ્યછટા અને ગદ્યલયનો અનુભવ થયા વગર રહેતો નથી. અભિનવગુપ્તનો વિષયાવેશ પણ એમાં પરખાય છે ને આપણને સ્પર્શ્યા વિના રહેતો નથી. અભિનવગુપ્ત જેટલા વિચારસમૃદ્ધ છે એટલા જ ભાષાસમૃદ્ધ છે. આવા અભિનવગુપ્ત ભારતીય કાવ્યશાસ્ત્રની એક અમૂલ્ય ઉપલબ્ધિ છે.]



## સાભાર સ્વીકાર

વિકલ્પ : લે. ગોવિંદ ગઢવી 'સ્મિત', પ્ર. શ્રીમતી વંદના ગઢવી, ભવાનીચોક, વડિયા–૩૬૫ ૪૮૦, કિં. રૂ. ૧૭. સ્વરલોક : લે. હિંમત કપાસી, પ્ર. નવભારત સાહિત્ય મંદિર, દેરાસર પાસે, ગાંધીરોડ, અમદાવાદ–૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૫૫. લીલીછમ વેદના : લે. જગદીશ સાન્થલવાલા, પ્ર. મધુમતી જગદીશ ભટ્ટ, ૪૦, મોરલીધર સોસાયટી વિભાગ–૧, ઈસનપુર, વટવા–૩૮૨ ૪૪૦, કિં. રૂ. ૨૫. દ્યુતિ : વ્રજરજ મનમોહનશા, પ્ર. પ્રો. મનુભાઈ મૂ. શાહ, 'પ્રતીક્ષા' એ–૧, જલારામનગર સોસાયટી, જૈન છાત્રાલય મંદિર પાછળ, નાના બજાર, વલ્લભ વિદ્યાનગર–૩૮૮ ૧૨૦, કિં. નથી. ગુજરાતી વિશ્વકોશ – ખંડ–૪ : સં. પ્રમુખ સંપાદક ડૉ. ધીરુભાઈ ઠાકર, પ્ર. ગુજરાત વિશ્વકોશ ટ્રસ્ટ, એચ.એલ. કૉલેજ ઑફ કૉમર્સ હૉસ્ટેલ કમ્પાઉન્ડ, નવરંગપુરા, અમદાવાદ–૩૮૦ ૦૦૯, કિં. ભવભૂતિ : લે. ગો. કે. ભટ, અનુવાદિકા – જશવંતી દવે, પ્ર. સાહિત્ય અકાદમી, ૩૫ ફિરોજશાહ રોડ, ન્યૂ દિલ્હી–૧૧૦ ૦૦૧, કિં. રૂ. ૧૫. એકલવ્યની આરાધના : લે. પ્ર. રમણ ચાવડા, પ્રેરણા પ્રકાશન, અમદાવાદ–૧૩, કિં. રૂ. ૩૧–૨૫. સંસ્કૃત સાહિત્યમાં રાધા : લે. પ્ર. ઉમા દેવાશ્રયી, 'શિવાર્ક,' ૭, નેશનલ પાર્ક સોસાયટી, ગુલબાઈ-ટેકરો, પોલિટેકનિક પાછળ, અમદાવાદ–૧૫, કિં. રૂ. ૧૩૦. સંવેદનાની ક્ષણ : લે. નસીર ઇસ્માઈલી, પ્ર. ગૂર્જર ગ્રંથર ગ્રંથરત્ન કાર્યાલય, રતનપોળનાકા સામે, ગાંધી માર્ગ, અમદાવાદ–૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૪૦. સંવેદનાની ક્ષિતિજ : લે. પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. ૪૦. સંવેદનાની સફર : લે. પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. ૪૦.

# ઉદ્દેશ



ફેબ્રુઆરી
૧૯૯૩



## ઋણાનુબંધ

કંઈક લીધું હોય તે પાછું આપવાની જવાબદારી. અનુબંધ જોડાવું તે, સંબંધ, સંયોગ. આથી ઋણાનુબંધ એટલે ઋણ-

...બંધ ભારતીય સંસ્કૃતિની એક મૂળભૂત કલ્પના છે અને એ ...ય સંહિતા કહે છે: जायमानो ह वै ब्राह्मणः त्रिभिः ऋणवान् ... यज्ञेन देवेभ्यः, प्रजया पितृभ्यः । જન્મ પામતો બ્રાહ્મણ ત્રણ ઋણો સાથે જન્મે છે. એના ઉપર ઋષિઓ પ્રત્યે બ્રહ્મચર્ય અર્થાત્ વેદાભ્યાસનું ઋણ હોય છે, દેવો પ્રત્યે યજ્ઞનું ઋણ હોય છે, અને પિતૃઓ પ્રત્યે પ્રજા અર્થાત્ સંતાનોત્પત્તિનું ઋણ હોય છે. આ જ વિષયના પૂર્વમીમાંસાના એક સૂત્ર ઉપર ટીકા કરતાં વિદ્વાન ભાષ્યકાર શબરસ્વામી સ્પષ્ટતા કરે છે: ब्राह्मणग्रहणं तु प्रदर्शनार्थम् । जायमानो ब्राह्मणो, राजन्यो, वैश्यश्चेति । जायमानो जातश्चेति । 'બ્રાહ્મણ' શબ્દ માત્ર સૂચક છે. અર્થાત્ આ વિધાન બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યને પણ લાગુ પડે છે.

આ વાતને સહેજ વિશાળ અર્થમાં લઈએ તો એમ કહી શકાય કે દરેક સંસ્કારી માણસની પોતાના સંસ્કારવારસા પ્રત્યે, પોતાની આસપાસના વાતાવરણ પ્રત્યે, અને પોતાના કુટુંબ પ્રત્યે કશીક જવાબદારી હોય છે.

સૌથી પહેલું ઋણ છે ઋષિઓ પ્રત્યેનું. વેદાભ્યાસનું — ઋષિઓ એટલે આર્ષદ્રષ્ટાઓ, ઉત્તમ જ્ઞાનીઓ; વેદ એટલે જ્ઞાન. માણસ મૂળે તો પ્રાકૃત છે, પશુ છે, animal છે. પોતાની મૂળ પ્રકૃતિમાં પડેલા પાશવી આવેગોને માણસે બુદ્ધિથી, અભ્યાસ કરીને સંસ્કારવાના છે; એ સંસ્કારી બને ત્યારે સાચો માણસ બને છે. અને જે જ્ઞાન વડે એ સંસ્કારી બને છે તે જ્ઞાન તો એની પૂર્વેનાં સેંકડો-હજારો વર્ષોથી વિશ્વભરની મનુષ્યજાતિની અનેક નાની-મોટી વ્યક્તિઓએ ભારે પરિશ્રમ-પૂર્વક, ક્યારેક તો પ્રાણપૂર્વક મેળવેલું જ્ઞાન છે, અને પછી શિક્ષક–શિષ્યની હજારો વર્ષો સુધીની પરંપરાએ જતનપૂર્વક જાળવીને એના સુધી પહોંચાડેલું જ્ઞાન છે. આ જ્ઞાન પામીને એ પશુ તરીકે જન્મેલો તે પાછો માણસ થાય છે, નવો જન્મ પામે છે. પોતાના મનુષ્યત્વના આધારરૂપ

જ્ઞાનનો અભ્યાસ કરવાની, બને તો એમાં ઉમેરો કરવાની, નહિ તો ઓછામાં ઓછું એને આદરપૂર્વક-ગૌરવપૂર્વક જાળવી રાખવાની એની ફરજ છે; આજે જોકે જ્ઞાનના-સંસ્કારિતાના પ્રતિનિધિરૂપ શિક્ષકો કે શિક્ષણસંસ્થાઓ પ્રત્યે આદર દર્શાવવાની અનેક અવનવી આધુનિક રીતિઓ આજના નવતર વિદ્યાર્થીઓ-શિષ્યોએ શોધી કાઢી છે ખરી.

મનુષ્યના ઘડતરમાં, એના જીવનમાં, એના ચિત્તદર્શનમાં મનુષ્યની આસપાસનાં પ્રાકૃતિક-ભૌગોલિક પરિબળોનો પણ મોટો ફાળો છે. આથી જ આપણે ગ્રામ, નદી, પર્વત, સમુદ્ર, વન, ખેતરો, ભૂમિ, સૂર્ય, ચંદ્ર, પાણી, વાયુ, અન્ન વગેરે વિવિધ પ્રાકૃતિક પરિબળોની અધિષ્ઠાત્રી દેવતાઓ કલ્પી છે, અને એ બધાંના ઋણનો સ્વીકાર કર્યો છે. એ બધાંનું ઋણ પાછું તો શી રીતે વાળી શકાય? તેથી એમના પ્રત્યે આભારની લાગણી વ્યક્ત કરવા દરેક સંસ્કારી વ્યક્તિએ યજ્ઞો કરવા જોઈએ. યજ્ઞનો સૂક્ષ્મ અર્થ ભગવદ્‌ગીતામાં તો સમજાવ્યો છે પણ એ જવા દઈએ તોય, યજ્ઞ કર્યા વિના એ પ્રાકૃતિક પરિબળો પ્રત્યે આદર કેળવીએ, અતિશય સંપત્તિ કમાવાના લોભે તથા કહેવાતી પ્રગતિને નામે મોટા મોટા કારખાનાઓ નાખીને એના એઠવાડથી નદી-સમુદ્રના જગતને કે પ્રાદેશિક વાતાવરણને દૂષિત ન કરીએ, આપણા ઘડતરમાં જેનો ઉપકાર છે તેમના પ્રત્યે અપકાર ન કરીએ તોયે ઘણું.

ત્રીજું છે પિતૃઋણ. પિતૃઓ એટલે કૌટુમ્બિક પરંપરા. માતાપિતા વિના તો વ્યક્તિ દેહ જ ધારણ ન કરી શકે, એમના અર્થાત્ કુટુંબના આધાર વિના ઊછરી પણ ન શકે માતા-પિતાનું ઋણ એમને જન્મ-ઉછેર પાછા આપીને તો વાળી શકાતું નથી. તેથી જે કૌટુંબિક પરંપરાએ વ્યક્તિને દેહ-ઉછેર આપ્યા છે તે પરંપરાને એ જ રીતે અખંડ જાળવી રાખવાની અર્થાત્ પુત્ર ઉત્પન્ન કરવાની, કુટુંબ નિભાવવાની વ્યક્તિની ફરજ છે. કુટુંબમાં માત્ર સ્ત્રી પુત્ર જ નહિ, વૃદ્ધો પણ આવી જાય.

આ ત્રણમાં મહાભારત ચોથું ઋણ મનુષ્યમાત્ર પ્રત્યેના સદ્‌ભાવનું ઉમેરે છે. મનુષ્ય સામાજિક પ્રાણી છે, અને દરેક માણસ વિશાળ માનવ-સમાજનું અંગ છે. સમાજનો આધાર છે શ્રમવિભાજન. દરેક માણસને સમાજમાં રહેવામાં જે સાધન, સગવડ, નિશ્ચિતતા, સલામતી પ્રાપ્ત થાય છે તેમાં સમાજની પ્રત્યેક વ્યક્તિનો સીધો કે આડકતરો ફાળો છે જ. તેથી દરેક માનવવ્યક્તિનું એના ઉપર ઋણ છે, અને દરેક સમાજની વ્યક્તિ પ્રત્યે સદ્‌વર્તન રાખવાની એની ફરજ છે

આ ઋણો વિશે મનુસ્મૃતિ કહે છે:

ऋणानि त्रीण्यपाकृत्य मनो मोक्षे निवेशयेत् ।
अनपाकृत्य मोक्षं तु सेवमानो व्रजत्यधः ॥

મોક્ષને આપણે જીવનનું ચરમ લક્ષ્ય માન્યું છે, પણ આ ઋણો અદા કર્યા વિના જે મોક્ષને સેવે તે અધોગતિને પામે છે.

વાત પણ સાચી છે: ઋણમાંથી છુટકારો ન થાય ત્યાં સુધી સંસારમાંથીયે શી રીતે છુટાય?

—રાજેન્દ્ર નાણાવટી

# સાંપ્રત પ્રવાહો

તંત્રી

## સ્વાધ્યાયપરાયણ સાત્ત્વિક સારસ્વત સદ્‌ગત નગીનદાસ પારેખ

૧૯મી જાન્યુઆરી '૯૩ની મોડી રાત્રે નગીનદાસ પારેખનું ૯૦ વર્ષની વયે અવસાન થતાં ગુજરાતી સાહિત્યક્ષેત્રમાંથી ગાંધીજીવનદર્શનથી પ્રભાવિત સાહિત્યકારોની પેઢી જાણે અસ્ત પામે છે! નગીનભાઈએ અનુવાદ અને વિવેચનક્ષેત્રે જે પ્રદાન કર્યું છે એનો જોટો જડે તેમ નથી. તેમના અનુવાદો દ્વારા આપણે રવીન્દ્રનાથ અને શરદચન્દ્રને ઓળખતા થયા, તેમણે સંસ્કૃત સાહિત્યમીમાંસાના પાયાના ગ્રંથોને ગુજરાતીમાં સુલભ કરી આપ્યા અને સમજાવ્યા, ગુજરાતી સાહિત્યની કૃતિઓનું તટસ્થ માર્મિક અને મૂલગામી વીગત-આધારિત વિવેચન કર્યું. તેમના જેવી સજ્જતાવાળા વિદ્યાવ્યાસંગી વિદ્વાનો અન્ય ભારતીય ભાષાઓમાં પણ વિરલ છે. તેમના 'અભિનવનો રસવિચાર અને બીજા લેખો'ને દિલ્હી સાહિત્ય અકાદમીએ ૧૯૭૦નો એવૉર્ડ આપ્યો ત્યારે 'હેમરશ્મિ'માં મેં લખેલા લેખનું શીર્ષક હતું 'સત્યશોધક વિવેચક'. કોઈ પણ અનુવાદ ઉપર નગીનદાસ પારેખનું નામ જોતાં આપણે એકદમ નિશ્ચિન્ત થઈ જઈએ છીએ. એવી શ્રદ્ધેયતા તેમણે જન્માવી છે. એની પાછળ સત્યનિષ્ઠામાંથી જન્મતી તપોમયતા રહેલી છે.

નગીનદાસભાઈના નિકટ પરિચયમાં આવવાની તક મળી હતી. ૧૯૫૪માં ઉમાશંકર જોશી યુનિવર્સિટીના ગુજરાતી ભાષા સાહિત્યભવનના અધ્યક્ષ નિમાયા એ પછી થોડા સમયે મારી નિમણૂક થઈ. યુનિવર્સિટી નજીક પડે એ દૃષ્ટિએ સરદાર પટેલ નગરમાં ભાડાના મકાનમાં રહેતો હતો. એ પછી ઉમાશંકરે એ સોસાયટીમાં મકાન બંધાવ્યું. સરદાર પટેલ નગરમાં ગોવિંદરાવ ભાગવત રહેતા. તે નગીનદાસના મિત્ર. તેમના આગ્રહથી નગીનભાઈએ પણ ત્યાં મકાન કર્યું. તેમના સહ-વાસનો લાભ મળ્યો. નગીનદાસભાઈ જીવતાજાગતા વિશ્વકોશ સમા હતા. કાંઈ વાંચવા લખવાનું ચાલતું હોય અને પ્રશ્ન થાય તો સામે જ નગીનભાઈને ત્યાં પહોંચી જાઉં. તરત જોઈતી વીગતો મળી રહે. એમની અંગત લાયબ્રેરી પણ સુવ્યવસ્થિત. ઉમાશંકરભાઈને પણ પોતાને ત્યાંથી કોઈ પુસ્તક ન મળે તો તે નગીનદાસને ત્યાંથી મેળવી લે. નગીનભાઈને ત્યાં બધાં જ પુસ્તકો વ્યવસ્થિત ગોઠવીને પૂઠાં ચડાવીને રાખેલાં હોય. ઉમાશંકરનું, નગીનભાઈનું અને મારું ઘર પાસે પાસે. ઉમાશંકરને ત્યાં બેઠો હોઉં અને નગીનભાઈ આવે. નગીનભાઈ નવાં સામયિકો કે છાપાં જોઈ તરત નીકળી જાય. અમે શોધીએ કે હમણાં તો નગીનભાઈ હતા તે આટલી વારમાં ક્યાં ગયા? કામ થઈ ગયું પછી ઊભા ન રહે. એમને મળો ત્યારે પણ આડીઅવળી કશી વાત ન કરે. મુદ્દાની જ વાત. નગીનદાસ મુદ્દાના માણસ હતા.

'સંસ્કૃતિ'માં પ્રગટ થયેલા વિષ્ણુપ્રસાદ ત્રિવેદીના 'નવીન કવિતા (૧૯૪૭–૧૯૫૭)' લેખનો પ્રતિવાદ ઉમાશંકર જોશીએ 'સમકાલીન કવિતાનું વિવેચન' એ લેખરૂપે ડિસે. '૫૭ના અંકમાં કરેલો. આ લેખ તે લખતા હતા ત્યારે હું અને નગીનભાઈ એમના ત્યાં બેઠા હતા. એકેક પાનું લખી લખીને તે આપતા જાય. ઔચિત્યદૃષ્ટિએ એમાં કશું વાંધાજનક નથી એમ ખાતરી થઈ એટલે પછી એ પાનાં છાપવા માટે મને વડોદરા કિશનસિંહ ચાવડાને ત્યાં મોકલેલો. (એ સમયે 'સંસ્કૃતિ' કિશનસિંહના પ્રેસમાં વડોદરા છપાતું હતું.)

ઉમાશંકર સાથેનો બીજો પણ એક પ્રસંગ યાદ આવે છે. નગીનભાઈ યુનિવર્સિટીમાં ઉમાશંકરને મળવા આવેલા. ચે.માસાની ઋતુ વરસાદ કહે મારું કામ. ઉમાશંકરે એટલામાં કોઈ રિક્ષા મળે તો લઈ આવવા સૂચવ્યું. રિક્ષા તો મળી, પણ અમે બેસનારા ત્રણ! એ વખતના કાયદા પ્રમાણે બે જ માણસો રિક્ષામાં બેસી શકતા. ઉમાશંકરે નગીનભાઈ સામે જોયું કારણ કે નિયમનો ભંગ કરવાનો પ્રશ્ન હતો. નગીનભાઈ થોડો વિચાર કરી હસ્યા! અને અમે ત્રણે રિક્ષા-આરૂઢ થઈ સરદાર પટેલ નગર પરત થયા.

છેલ્લે તેમને ૨૯ ડિસેમ્બર '૯૨ના રોજ મળવાનું બનેલું. 'ઉદ્દેશ'નો અંક આપવા ગયેલો. 'ઉદ્દેશ' તરફ એમને મમતા. ટપાલમાં અંક મોડો થયો હોય તો તરત ફોન કરે આ અંક ટપાલમાં મોડો પડ્યો એટલે રૂબરૂ આપવા ગયેલો. તેમણે 'ઉદ્દેશ'ના પ્રથમ અંકમાં 'દ્વૈપાયન'ના તખલ્લુસથી 'ઈશાવાસ્ય' નામે કાવ્ય લખેલું. ઓરડામા સ્વસ્થતાથી સૂઈ રહ્યા હતા. દાઢી વધારેલી. પહોચતા જ મે' કહ્યુ: 'તમે દ્વૈપાયનને ઓળખો છો?' કહે: 'હુ પોતે જ.'... આ છેલ્લી મુલાકાત. વધારે બેસવાનું બન્યું હોત તો સારું એવી લાગણી થઈ. અગાઉ એમના ઘરમાં ખુરશી ઉપર ટટ્ટાર બેસીને કાર્ય કરતા તેમને અનેક વાર જોયા છે એ ચિત્ર નજર સમક્ષ તરવરે છે!

નગીનભાઈની પ્રકૃતિ ગંભીર પણ ઉષ્મા પણ એટલી જ. જઈએ ત્યારે 'ઘેર બધા મઝામા ને' એ વાક્ય એ અમુક બોલે અને સૌની ખબરઅતર પૂછે.

નગીનભાઈ મૂર્તિપૂજા કે ધાર્મિક-સામાજિક રૂઢિઓમાં માનતા ન હતા. તેમની ઇચ્છા મુજબ તેમનો દેહ વા.સા. હોસ્પિટલને દાન તરીકે અપાયો છે અને કશી મૃત્યુક્રિયા કરવામાં આવી નથી. પણ એથી ભોળાભાઈએ લખ્યું છે કે "કોઈ સાકાર નિરાકાર ઈશ્વરને એ માનતા નહોતા" ('પરમ'-ફેબ્રુ.'૯૩) એ કદાચ બરોબર લાગતું નથી. રવીન્દ્રનાથ અને ગાધીજીનો પ્રગાઢ પ્રભાવ ઝીલનાર નગીનભાઈ ઈશ્વરમાં ન માને એ કેમ બને? તે હરગિઝ અજ્ઞેયવાદી ન હતા.

૧૯૮૦માં 'શબ્દલોકના યાત્રીઓ'માં એમનુ રેખાચિત્ર આપતાં અંતે મે' લખેલું: "નગીનદાસ પારેખ જેવા શિક્ષણ અને સાહિત્યને વરેલા સાત્ત્વિક વિદ્યોપાસકો વડે ગુજરાતી સાહિત્ય ગૌરવવંતુ છે. આવા મનીષીનું આપણી વચ્ચે હોવું એ જ આજના કલુષિત અને પ્રદૂષિત જમાનામાં એક મોટો સધિયારો છે. પ્રભુ, અમારા નગીનભાઈને પૂરાં સો વર્ષનુ નિરામય આયુષ્ય અર્પજે"...પણ એક દસકો ઓછો પડયો! પ્રભુ આ ગરવા સારસ્વતના આત્માને ચિર શાતિ અર્પે એ પ્રાર્થના.

**કવિ અને એકાંકીકાર નંદકુમાર પાઠકનું અવસાન**

કવિ, નાટચકાર અને નાટ્યવિવેચક નદકુમાર પાઠકનું ૩ જાન્યુ. '૯૩ના રોજ ૭૮ વર્ષની વયે અમદાવાદમા અવસાન થતા ગુજરાતી સાહિત્યને એક શક્તિશાળી સાહિત્યસર્જકની ખોટ પડી છે. ૧૯૪૨મા તેમનો પ્રથમ કાવ્યસંગ્રહ 'સંવેદના' રામપ્રસાદ બક્ષીની પ્રસ્તાવના સાથે પ્રગટ થયેલો. એ પછી 'લહેરાતા રૂપ' પ્રગટ થયો. તેમનાં 'ઘૂઘરા મોરા ઘમકોરે, ઘમકોરે' અથવા તો 'તારો છેડલો તે માથે રાખને જરા, આ તો ચૈતર વૈશાખના વાયરા' જેવા ગીતો આકાશવાણી પર લોકપ્રિય થયેલા. નારીના લગ્નજીવનનાં વિવિધ પાસાંને સ્પર્શતું ત્રિઅંકી નાટક 'પારકી જણી' (૧૯૫૦), ભાડાના મકાનની શોધમાં નીકળેલી ત્રણ વ્યક્તિઓના અનુભવો હળવાશથી નિરૂપતુ પ્રહસન 'ભાડે આપવાનું છે' (૧૯૫૬), એકાકી સંગ્રહ 'વૈશાખી વાદળ' (૧૯૫૯) વગેરે તેમણે આપ્યા છે 'યયાતિ અને સંગીતિકાઓ' એ પદ્યનાટકની દિશામા નોંધપાત્ર પ્રયત્ન છે. તેમના ગ્રંથો 'એકાંકી: સ્વરૂપ અને સાહિત્ય' અને 'પાશ્ચાત્ય નાટ્યસાહિત્યના સ્વરૂપો' તેમની અધ્યયનશીલતાનાં સુફળ છે. અમદાવાદમા તે નિવૃત્ત જીવન ગાળતા હતા. અવારનવાર તે કાવ્યો લખતા. કેટલાંક 'ઉદ્દેશ'મા પ્રગટ થયા છે. પ્રભુ આ સારસ્વત સન્મિત્રના આત્માને ચિર શાતિ અર્પે

એ પ્રાર્થના.

### ભાષાવિજ્ઞાની અને પુરાતત્ત્વવિદ્ ડૉ. ભાયાણીનું સન્માન

સુપ્રસિદ્ધ ભાષાવિજ્ઞાની, પુરાતત્ત્વવિદ્ અને વિદ્વાન ડૉ. હરિવલ્લભ ભાયાણીને તાજેતરમાં લંડનની વિશ્વવિખ્યાત સ્કૂલ ઑફ ઑરિયેન્ટલ ઍન્ડ આફ્રિકન સ્ટડીઝે ઑનરરી ફેલોશિપ આપી આપણા આ વિરલ સંશોધક-વિવેચકનું બહુમાન કર્યું એ સમાચાર સૌ વિદ્યારસિકોને આનંદપ્રેરક છે. ગુજરાતના વિદ્યા-સમાજને તેમણે ગૌરવ અપાવ્યું છે. ડૉ. ભાયાણી સાહેબનું વિદ્યા-સાહિત્યક્ષેત્રે બહુમૂલ્ય પ્રદાન છે અને આજે છોતેર વર્ષની વયે પણ તે વિદ્યાકાર્યમાં લગાતાર સક્રિય છે. તેમને સન્માનવાનો એક કાર્યક્રમ જુદી જુદી સાહિત્ય સંસ્થાઓ દ્વારા તા. ૪ ફેબ્રુ. '૯૩ના રોજ અમદાવાદમાં લા.દ. ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિરમાં પં. દલસુખભાઈ માલવણિયાના પ્રમુખપદે યોજાયો હતો. આ મંગલ પ્રસંગે શ્રી ભાયાણી સાહેબને હાર્દિક અભિનંદન-અભિવંદન.

### કવિ વ્રજલાલ દવેનું ઇકોતેરમા વર્ષ-પ્રવેશ પ્રસંગે સન્માન

કવિ વ્રજલાલ દવેના ઇકોતેરમા વર્ષ—પ્રવેશ પ્રસંગે તેમનું સન્માન કરવાનો એક કાર્યક્રમ અમદાવાદમાં 'કાવ્યસુરભિ' સંસ્થા તરફથી ૨૬ જાન્યુ. ૯૩ના રોજ યોજાયો હતો. શ્રી વ્રજલાલ દવેના કાવ્યસંગ્રહ 'એકાંતોની સોડમાં' પ્રગટ થયા બાદ તેમણે ઘણાં કાવ્યો અને વિવેચન-આસ્વાદ-લેખો આપ્યા છે પણ ગ્રંથસ્થ કરવાની ખેવના રાખી નથી. તેમની રચનાઓ પ્રસંગોપાત્ત 'ઉદ્દેશ' અને અન્ય સામયિકોમાં પ્રગટ થાય છે. તે વેળાસર બૃહદ્ સંગ્રહ આપે એમ ઇચ્છીએ. સાચા ભાવનાશીલ અને શાંતપણે સાહિત્ય પદાર્થની ઉપાસના કરનાર શ્રી વ્રજલાલભાઈને આ પ્રસંગે હાર્દિક શુભેચ્છાઓ.

### સાર્થક બાળગીત સ્પર્ધા

સંસ્કૃતિ એજ્યુકેશન ટ્રસ્ટ સંચાલિત સાર્થક વિદ્યામંદિરે ચાલુ વર્ષે એક 'બાળગીત સ્પર્ધા'નું આયોજન કર્યું છે. વિજેતા પ્રથમ ત્રણ કૃતિઓને અનુક્રમે રૂ. ૫૦૦, રૂ. ૩૦૦ અને રૂ. ૨૦૦નાં પારિતોષિકો આપવામાં આવશે. કવિઓએ પોતાની અપ્રસિદ્ધ એક કૃતિ ૨૮મી માર્ચ, ૧૯૯૩ સુધીમાં મળે એ રીતે નીચેના સરનામે મોકલી આપવાનું : જણાવાયું છે સાર્થક બાળગીત સ્પર્ધા, સાર્થક વિદ્યામંદિર, સોલા રોડ, મૃદુલપાર્ક સામે, અમદાવાદ—૩૮૦ ૦૬૧.



## ચહેરા પર... / દક્ષા વ્યાસ

ચહેરા પર પડતી કરચલીઓ
શ્વેત આછા થતા જતા કેશ
ઝાંખ વળતી કીકીઓ
કહે છે : ઘડપણ આ આવ્યું.

પણ....
કીકીઓની પેલે પાર તો
ઊજળો ઊજળો સ્મિતનો સૂર્ય
જોઉં છું ઝગમગતો.

કેશરાશિમાં અંગુલિઓ રમાડું છું
ને સુગંધના સુંવાળા સર્પ વીંટળાઈ વળે છે.
ઊંડા ઊંડા શ્વાસ લેતાંકને
માદક ખુશબૂની ભીંતમાં ભાળું છું મને.

ચહેરાની કરચલીઓ ખોદવા કરું છું
ને ખૂંપી જાઉં છું
હેલારા લેતા હેતના દરિયાની વિચિઓમાં.
આંખોનાં અજવાળાં પથરાઈ રહે છે પળે
ઊછળી ઊછળી પછડાતાં જલમોજ પર.

# ચિરવિદ્યાર્થી અને શિક્ષક નગીનદાસ પારેખ

પાંડુરંગ ગ. દેશપાંડે

નગીનદાસનું જે દિવસે રાત્રે પોણા બાર વાગ્યના અરસામાં અવસાન થયું તે જ દિવસે સાંજે આશરે સાડાપાંચ વાગ્યે હું તેમને મળવા ગયો હતો. ઇસ્પિતાલમાં ત્રણ દિવસ રહીને ઘેર પાછા આવેલા. એક ડૉ. મિત્રે તેમને તપાસીને જણાવ્યું કે ઇસ્પિતાલમાં ઑક્સિજન વધારે પડતો અપાયાને લીધે તેમની જીભ પર તેની અસર થઈ હતી અને તેથી સ્પષ્ટ બોલી શકતા ન હતા. તે દિવસની હાલત જોઈને હવે એ એમાંથી છૂટે તો સારું એમ જ મને લાગેલું અને એ જ રાતે તેમનું અવસાન થયું. તેઓ પણ મરણ માટે ઝંખતા હતા

લગભગ એક વરસ કે તેથી વધુ વખત તેઓ પથારીવશ થઈને પડ્યા હતા. લેખનપ્રવૃત્તિ સદંતર બંધ થઈ હતી વાંચી જરૂર શકતા. ગીતા તેમજ ઈશ ઉપનિષદના બે અનુવાદ તથા ભાષ્ય વાચવાનું તેમણે પૂરું કરેલું

અને તેમની મૃત્યુની ઝંખના પૂરી થઈ અને તે જ દિવસે રાતે પોણાબારની આસપાસ તેમણે દેહ છોડ્યો. જેમને તેઓ છોડી ગયા તે બધાને દુઃખ જરૂર થયું. એ તો અનિવાર્ય જ હતું. મારે કબૂલ કરવું જોઈએ કે વહેલી સવારે તેમના મૃત્યુના સમાચાર બાલુભાઈ પાસેથી જાણી હું પણ આંસુ રોકી ન શક્યો.

તેમના દીર્ઘ જીવનના કેટલાક તબક્કા સાથે હું તેમની સાથે જ હતો. તે મૂળ વલસાડના રહેવાસી. વલસાડમાં નારણભાઈ નામના એક બ્રાહ્મણ સંસ્કૃત પાઠશાળા ચલાવતા. તેના તથા બાઈ આવાબાઈ હાઈસ્કૂલના એ વિદ્યાર્થી હતા. એ બંને સંસ્થા વિદ્યાર્થીઓ પ્રત્યે આત્મીયતાનો ભાવ રાખતી. સને ૧૯૨૦માં મહાત્મા ગાંધીની અસહકારની અપીલ સ્વીકારીને તેમણે હાઈસ્કૂલ છોડી દીધી અને રાષ્ટ્રીય સંસ્થાની પરીક્ષા આપી અને ગૂજરાત વિદ્યાપીઠમાં જોડાયા. વિદ્યાપીઠમાં શરૂઆતથી જ મરાઠી અને બંગાળી એ બે પ્રાન્તીય ભાષાઓ ભણવાની સગવડ હતી. શરૂઆતમાં બંગાળીના અધ્યાપક આવ્યા ન હતા ત્યારે કાકાસાહેબ કાલેલકરે બંગાળી શીખવવાનો આરંભ કરેલો. થોડા વખતમાં અભય આશ્રમના અરુણોદય પ્રામાણિક નામના અધ્યાપક બંગાળી શીખવવા અધ્યાપક તરીકે આવ્યા, પણ થોડા વખતમાં તેઓ પાછા ગયા એટલે તેમની જગ્યાએ શ્રી ઇન્દુભૂષણ મજુમદાર અધ્યાપક તરીકે આવ્યા. વિદ્યાપીઠમાં સ્નાતક પરીક્ષા માટે બે ભાષાઓ લઈ શકાતી. નગીનદાસે બંગાળી અને ગુજરાતીનો વિશેષ અભ્યાસ કર્યો અને એ બે ભાષા સાથે સ્નાતક થયા.

સ્નાતક થયા પછી બંગાળી ભાષામાંની તેમની પ્રગતિ જોઈને વિદ્યાપીઠે બંગાળીના વિશેષ અભ્યાસ માટે શાંતિનિકેતન મોકલ્યા. ત્યાં ક્ષિતિમોહન સેન પાસે બંગાળીનો વિશેષ અભ્યાસ કર્યો અને રવીન્દ્રનાથના સંપર્કમાં પણ આવ્યા. શાંતિનિકેતનમાં એક વરસ બંગાળીનો વિશેષ અભ્યાસ કરીને તેઓ વિદ્યાપીઠ પાછા આવ્યા અને અધ્યાપક તરીકે વિદ્યાપીઠમાં કામ કર્યું. વિનયમંદિરના આચાર્ય તરીકે પણ તેમણે સેવા આપી

નગીનદાસનું પહેલું લગ્ન નાની વયમાં જ વલસાડમાં થયું હતું. પ્રથમ પત્ની ગુલાબબહેન કુટુંબ સાથે ભળી ગઈ હતી અને કશા સંકોચ વિના રહેતી થઈ હતી. શાંતિનિકેતનથી પાછા આવ્યા પછી એ તેમની સાથે જ વિદ્યાપીઠમાં રહેતી હતી, એણે સાચા અર્થમાં ગૃહિણીપદ શોભાવેલું. પણ તે લાંબું જીવી નહિ અને ૧૯૩૧માં જ ગુજરી ગઈ, અને નગીનદાસ એકલા પડ્યા.

૧૯૩૨ની શરૂઆતમાં ગાંધીજી બીજી ગોળમેજી પરિષદમાં હાજરી આપીને પાછા આવ્યા કે તરત જ તેમને પકડી લેવામાં આવ્યા અને દેશમાં રાષ્ટ્રીય પ્રવૃત્તિ સાથે સંબંધ ધરાવનારી બધી સંસ્થાઓને ગેરકાયદે જાહેર કરી અને તેમનો કબજો લીધો તેમાં વિદ્યાપીઠનો પણ કબજો લીધો અને ત્રણ વરસ સુધી તે પોતાના કબજામાં રાખી અને ઠેઠ ૧૯૩૫માં તે પાછી સોંપી. એ ત્રણ સાડા ત્રણ વરસ દરમ્યાન તેના કાર્યકર્તાઓ ભૂમિગત રહીને પ્રવૃત્તિ ચલાવતા રહ્યા અથવા ઘણાખરા જેલમાં પહોંચી ગયેલા. નગીનદાસે ગાયકવાડી હદમાં રહીને એક પત્રિકા ચલાવેલી. સરકારી અમલદારોની ઠેકડી ઉડાવતા અને કડક ટીકા કરતા. તે પકડાયા ત્યારે તેમને બે વરસની સખત કેદની સજા ફરમાવવામાં આવેલી અને તેમને સાબરમતી જેલમાં, ત્યાંથી યરવડામાં અને ત્યાંથી વિસાપુર જેલમાં મોકલવામાં આવેલા.

તેમનાં પ્રથમ પત્નીના મરણ પછી થોડા જ સમયમાં તેમનું બીજું લગ્ન થયું વલસાડનાં રહીશ વાસંતીબહેન સાથે. ૧૯૩૫માં વિદ્યાપીઠ સરકારના કબજામાંથી મુક્ત થયું અને તેની પ્રવૃત્તિ પાછી શરૂ થઈ તે જ વખતે નગીનદાસ વાસંતીબહેન સાથે વિદ્યાપીઠમાં રહેવા આવ્યા. વાસંતીબહેન સાથે હજી સુમેળ જામ્યો ન હતો. ઘણી વાર ચિડાઈ જતા અને મિજાજ ખોઈ બેસતા. ત્યારે પાણિયારા ઉપરનાં ભરેલાં માટલાં નીચે પટકીને ફોડી નાખતા. પત્ની પ્રત્યે ભારે કડકાઈ રાખતા. મારાં પત્ની સુશીલાબહેન તથા હું આ બધું અસહાયપણે જોયા કરતાં. આમેય પતિપત્નીની તકરારમાં વચ્ચે પડવું જોખમકારક તો ખરું જ.

તે વખતે નગીનદાસની તબિયત બહુ નબળી પડી ગઈ હતી. રોજ વહેલી સવારે તેમના શરીરનું ઉષ્ણતામાન ૯૬° સુધી નીચે જતું અને તેઓ પ્રેતની જેમ નિશ્ચેષ્ટ કે સુન્ન થઈને પડયા રહેતા. ત્યારે સુશીલાબહેન તેમના પગે ને માથા પર સૂંઠનો ભૂકો ચોળીને શરીરમાં ગરમી આણતાં અને તેઓ ચેતનવંતા થઈ જતા. એક વાર તો રાત્રે ૧૨ વાગ્યે જ ડૉ. કાનૂગાને બોલવવા પડેલા. ધીમે ધીમે આ સ્થિતિ તેઓ પાર કરી ગયા ને તબિયત સુધરી.

સ્વાભિમાની પણ એટલા જ હતા. મગનભાઈ દેસાઈ તે વખતે મહામાત્ર બન્યા હતા. તેમની સાથે ઝઘડો થતાં તેમણે તરત રાજીનામું આપી દીધું ને વિદ્યાપીઠમાંથી છૂટા થયા. તેમને વિષે સાર્વત્રિક માન અને પ્રેમની લાગણી વિદ્યાપીઠના શિક્ષકો તથા વિદ્યાર્થીઓમાં હતી. નગીનદાસને વિદાય આપવામાં આવી ત્યારે ઘણા વિદ્યાર્થીઓ તથા શિક્ષકોની આંખમાં આંસુ આવેલાં મેં જોયાં છે

કેટલોક સમય સ્વતંત્રપણે કામ કર્યા પછી તેઓ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં જોડાયા.

વાસંતીબહેને પ્રથમ પુત્રીને ને પછી પુત્રને જન્મ આપ્યો. પુત્રનું નામ નિરંજન અને પુત્રીનું નયનતારા.

નગીનદાસ પોતાના કામમાં અને ટાઇમટેબલમાં એટલા મશગૂલ રહ્યા કે પોતાનાં સંતાનો તરફ, વિશેષ કરીને પુત્ર તરફ તેમણે ભાગ્યે જ ધ્યાન આપ્યું હોય. તેની સાથે વાત સરખી કરતા નહિ. એનું પરિણામ એ આવ્યું કે બોલવામાં તે તોતડાતો થયો. ગ્રેજ્યુએટ થયો પણ નોકરી માટે ઇંટરવ્યૂ પણ આપી ન શક્યો. છેવટે નગીનદાસ જ્યાં ભણાવતા હતા તે કૉલેજની ઑફિસમાં કારકુનની નોકરી તેને લેવી પડી.

પુત્રી પ્રત્યે વિશેષ કોમળ લાગણી ખરી એટલે તેના લગ્ન વખતે તે પતિ સાથે જવાની થઈ ત્યારે તેઓ ડૂસકે ડૂસકે રડેલા એ મેં જાતે જોયું છે.

વ્યક્તિગત જીવનની આ મુસ્કેલીઓ છતાં નગીનદાસે વિદ્યાની જે ઉપાસના અને સેવા કરી છે તે જોઈને કોઈનું પણ માથું નીચે નમ્યા વિના રહે નહિ.

બંગાળી ભાષાનો પ્રચાર કે પ્રસાર તેમણે પોતાનો ધર્મ જ માન્યો હતો. જેલમાં તો તેઓ બંગાળી ભાષા શીખવવાની એક મહાશાળા જ ચલાવતા. ગુજરાતમાં તેમની પાસેથી બંગાળી શીખેલાઓએ તેમની જેમ બંગાળીમાંથી ગુજરાતી ભાષાંતરો કર્યાં છે. તેમાં સૌથી વધુ કામ રમણલાલ

સોનીએ કર્યું છે. તે ઉપરાંત ભોગીલાલ ગાંધી, રજનીકાન્ત રાવળ, ભોળાભાઈ પટેલ ઇ. નામ જાણીતાં છે. નગીનદાસ જેલમાં હતા ત્યારે ત્યા મહારાષ્ટ્રના એક વિદ્વાન આચાર્ય ભાગવત પણ તેમની પાસે બંગાળી શીખેલા. તેમણે પણ કેટલાક બંગાળીના મરાઠીમા અનુવાદ કરેલા.

રેલિક ઍાર ધ ફ્યૂચર ઍાફ સિવિલિઝેશન નામના રાધાકૃષ્ણનના એક સુંદર પુસ્તકનો તેમણે જેલમા અનુવાદ કર્યો. તેમના એક મિત્રે એ ભાષાંતર મઠાર્યું અને પુસ્તક પ્રસિદ્ધ થયું. એવી જ રીતે આચાર્ય કૃપાલાનીના લેખોનો પણ તેમણે ગુજરાતીમાં અનુવાદ કર્યો છે, અને આગળ જતા તેમની આત્મકથા પણ તેમણે ગુજરાતીમા ઉતારી છે તે હવે થોડા જ વખતમાં પ્રસિદ્ધ થશે. ૧૨૦૦ ડેમી કદના પાનાંનો આ ગ્રંથ છાપીને પ્રસિદ્ધ કરવાની ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલયે આજની કાગળ ઇ.ની મોંઘવારીનો વિચાર કરતાં ભારે હિંમત કરી કહેવાય.

સંસ્કૃતમાથી પણ કેટલાક મહત્ત્વના શાસ્ત્રીય ગ્રંથો તેમણે ગુજરાતીમાં ઉતાર્યા છે.

અનુવાદ કરતા કરતાં તેમણે અંગ્રેજી તથા સંસ્કૃતમાં ગજબનું પ્રાવીણ્ય હાંસલ કર્યું હતું.

આ ઉપરાંત પવિત્ર બાઇબલનો સમગ્ર અનુવાદ કરવા પાછળ તેમણે લગભગ સોળ વરસ ગાળ્યાં છે અને તે ગ્રીક અને હિબ્રૂના જાણકાર ઈસુદાસ કવેલીના સહકારથી પૂરો કર્યો. એ એમનું વિશેષ પ્રદાન કહેવાય. બાઇબલની વાર્તાઓના પરચૂરણ અનુવાદો અત્યાર સુધી ઘણા થયા છે – પાદરીઓએ કરેલા છે તેનું ગુજરાતી બાલિશ લાગે છે. તેમાથી બાઇબલને ઉગારી તેની પ્રૌઢ ભાષામાં રજૂઆત કરવામાં આવી છે.

❋

## અથડાતા દિવસો / સંસ્કૃતિરાણી દેસાઈ

એક દિવસ ધીમો ચાલતો હતો,
ને તેની પાછળ આવતો દિવસ મધ્યમ ગતિમાં
એટલે થોડી વારમાં એ લોકો અથડાઈને પડયા.
પછી તો પાછળ આવનારા બધા દિવસો અથડાવા માંડયા
ને પડવા માંડયા આ બંને ઉપર.
તેમાંનો એક ઊઠવાનો પ્રયત્ન કરે
ત્યારે બીજો પણ પ્રયત્ન કરે
અને બંને વળી પાછા પડે
બધાના પગ એકબીજામાં ગૂંચવાઈ જતા હતા.
ત્યારથી પેલા ધીમાને છેલ્લે રાખી દીધો છે અઠવાડિયામાં.
છેક છેલ્લે આવે એટલે કોઈની ગતિને હાનિ ન થાય.
પણ સાથે એક શિખામણ આપીને મોકલ્યો છે,
એ એટલો ધીમો ન હોવો જોઈએ કે
પાછળ આવતા નવા અઠવાડિયા સાથે અથડાઈ પડે.
ત્યારથી પોતાની મસ્તીમાં ચાલતો આવે છે
અઠવાડિયાને છેક છેવાડે
'મિઍન્ડર' કરતો.

ઉદ્દેશ : ફેબ્રુઆરી ૧૯૯૩ : ૨૪૮

# 'દ્વિરેફની વાતો'માં પરિસ્થિતિની ભૂમિકા : રચનાત્મક પ્રક્રિયા

ધીરેન્દ્ર મહેતા

ટૂંકી વાર્તામાં ઘટનાને બદલે પરિસ્થિતિને કેન્દ્રીભૂત કરવાનું વલણ એ માનવજીવન વિશેની દૃષ્ટિની સૂક્ષ્મતા અને સમજના વિકાસનું પરિણામ છે. એથી નિરૂપણમાં ઘટના કે પાત્રનું નિર્ણાયક મહત્ત્વ રહેતું નથી એટલે કથાતત્ત્વમાં ઘટનાનો ભાર વરતાતો નથી કે નથી વરતાતું પાત્રનું વર્ચસ્. એ બન્ને તત્ત્વો પરિસ્થિતિનાં અંગભૂત બને છે.

કશું એમ ને એમ ઘટતું નથી, જે કંઈ ઘટે છે તે અમુક પરિસ્થિતિના સંદર્ભમાં ઘટે છે; એવી જ રીતે મનુષ્ય પર કર્તૃત્વનો ભાર નાખવાને બદલે તેના કૃત્યને વિશિષ્ટ પરિસ્થિતિજન્ય હોવાનું સૂચવતું નિરૂપણ નૂતન પરિમાણો સિદ્ધ કરે છે. એ કૌતુક-રસને પોષતું નથી કે નથી વ્યક્તિ પ્રત્યે અહોભાવ કા હીનભાવ જગવતું, એ માનવજીવન-રહસ્યનો તાગ લેવા ઉદ્યત કરે છે.

દ્વિરેફની વાર્તાકલામાં આ લક્ષણ જોવા મળે છે. અહીં એમની લગભગ બધી કૃતિઓને લક્ષમાં રાખીને એમાં રચાયેલી પરિસ્થિતિની ભૂમિકા એ કૃતિઓની રચનાપ્રક્રિયામાં તે કેવી રીતે સક્રિય છે તે તપાસવાનો ઉપક્રમ છે. એમનું મૂલ્યાંકન ઉદ્દિષ્ટ નથી.

માનવમનની અવળ વૃત્તિ અને વિચિત્ર ગતિનો ચિતાર આપતી 'એક પ્રશ્ન' અને 'રજનું ગજ' જેવી વાર્તાઓમાં કોઈ સાદા બનાવનો ઉપયોગ કરીને એક પરિસ્થિતિનું નિર્માણ થયેલું છે; જેમ કે 'એક પ્રશ્ન'માં ચાલુ સ્ટવે સ્પિરિટ નાખતાં આગનું છમકલું થયાનો બનાવ જાણવામાં આવતાં પરિવારમાં એવી પરિસ્થિતિ ઊભી થાય છે જે દરેક સભ્યના અહમ્‌ને પ્રગટ કરે છે; તો 'રજનું ગજ'માં રમણલાલની ભળતી ઉમ્મર નોંધાયાના બનાવને પરિણામે જે પરિસ્થિતિ ઊભી થાય છે તે ઈર્ષ્યા, પરપીડન જેવી વૃત્તિને ઉત્તેજે છે. આમાં પરિસ્થિતિ ઊભી કરી આપે છે બનાવ, પરંતુ એ પણ જોઈ શકાશે કે બનાવનું મહત્ત્વ આ પરિસ્થિતિ ઊભી કરી આપવાથી વિશેષ નથી, સામે પરિસ્થિતિ જાણે માનવમનનો આયનો બને છે. પાત્રોનું આલેખન વિગતપૂર્ણ ન હોવા છતાં આ પરિસ્થિતિ એમને એવાં ઓળખાવી રહે છે કે એમ લાગે છે, જાણે આ પરિસ્થિતિમાં એમને મળવાનું ન થયું હોત તો એમનો આવો સાચો પરિચય ન થાત. આને માટે લેખકે એમની વચ્ચેના વાર્તાલાપની રીતિનો જ ઉપયોગ કર્યો છે એ કેટલું ઉચિત છે!

'જમનાનું પૂર' પણ મનુષ્યના અહમ્‌ને લક્ષે છે પરંતુ અહીં અહમ્‌ને પ્રગટ કરવાનું લક્ષ્ય નથી, એની તુચ્છતા સૂચવવાનું ઉદ્દિષ્ટ છે; આથી એની સામે પરિસ્થિતિની બલવત્તરતા રજૂ થઈ છે. અગાઉની વાર્તાઓની જેમ અહીં કોઈ બનાવ દ્વારા પરિસ્થિતિનું નિર્માણ થયું નથી પરંતુ પરિસ્થિતિ સ્વયં સતત સક્રિય રહીને ઉત્તરોત્તર બલવત્તર થતી જાય છે, એથી સામે મનુષ્યનો અહમ્ પણ ઉત્તેજાતો રહે છે. આ તુમુલ સંઘર્ષ દૃશ્યાત્મક શૈલીથી પ્રત્યક્ષ થાય છે. પાત્રને કોઈ સંજ્ઞા અપાઈ નથી – એ એક સંકેત છે, જેમ જમનાનું (જગતનું) પૂર એ સંકેત છે. એ બેઉ પરિસ્થિતિને રહસ્યાન્વિત બનાવે છે. અહીં પરિસ્થિતિની આ રીતે એક જુદી જ — અનોખી ભૂમિકા છે.

આ વાર્તાઓમાં જે પરિસ્થિતિ રચાય છે તે મનોવૃત્તિનું, કંઈક તાત્ત્વિક રૂપ છતું કરે છે તો 'કપિલરાય', 'કેશવરામ', 'બે ભાઈઓ', 'બુદ્ધિ-વિજય' અને 'ઉત્તર માર્ગનો લોપ'માં પાત્રવિશેષના સંદર્ભમાં માનવમનની સંકુલતાને પ્રગટ કરવામાં

આવી છે આ સંકુલતા — આ ગૂંચ પરિસ્થિતિ જન્ય હોય છે અને પરિસ્થિતિ આ પાત્રના વિલક્ષણ વર્તનને આભારી હોય છે અને તે પરિસ્થિતિ એ પાત્રનો ભોગ લે છે. પરિસ્થિતિ અને પાત્રના આવા સંયોજનથી આ વાર્તાઓનું વસ્તુ-પોત રચાયું છે

આમની પહેલી વાર્તામા કપિલરામના પાત્રાલેખનમા જાત પ્રત્યે વધુ પડતી સભાનતા, ગુરુતા-ગ્રંથિ પ્રદર્શનવૃત્તિ જેવા લક્ષણો પ્રગટ થતા રહે છે. એ માટે થયેલો એમની જ ઉક્તિઓનો ઉપયોગ એને હસનીય રૂપ આપી એની ધાર કાઢે છે. આને લઈને તેઓ એવી પરિસ્થિતિમા મુકાય છે કે મગજની સમતુલા ગુમાવી બેસે છે.

બીજી વાર્તામા એક પાત્ર (રાઘવ ભટ્ટ)ની ઈર્ષ્યા અને બીજાં બે પાત્રો (કેશવરામ અને ફીના ભટ્ટ)નો દ્વેષ જે પરિસ્થિતિનું નિર્માણ કરે છે તે વિનાશક નીવડે છે આવો અંજામ આણનારા પ્રસગોનું નિરૂપણ અહીં થયું છે ખરું પરંતુ એ પ્રસંગોને પ્રેરી રહી છે આ પરિસ્થિતિ. એક ભયાનક બળ તરીકે ભાવક એનું પ્રચ્છન્ન રૂપ દેખી શકે છે. આ પાત્રો સામસામા આવતા નથી — આ પરિસ્થિતિ જ એમને એકબીજા સામે ઝનૂનપૂર્વક પ્રવૃત્ત રાખે છે

'બે ભાઈઓ' પણ દુરિતના પ્રવર્તનની વાર્તા છે. બે ભાઈઓ(જીવરામ અને રાજારામ)નો સ્વભાવભેદ, આ એક કુદરતી પરિસ્થિતિ છે વાર્તાના આરંભે એ આ શબ્દોમા વર્ણવાઈ છે

'જીવરામ ટૂંકા મનનો, સ્વાર્થી, ઊંડો, ઈર્ષ્યાળુ અને કપટી હતો રાજારામ ખુલ્લા દિલનો, હસમુખો, સાહસિક, મળતાવડો અને નિખાલસ હતો '

પિતાના મૃત્યુની ઘટના આ પરિસ્થિતિને ચાલના આપે છે. રાજારામને મળેલી ઊંચા પગારની નોકરી, શહેરમા નિવાસ, પુત્રની સગાઈ માટેના ભાઈના પ્રસ્તાવનો એણે કરેલો અસ્વીકાર, આવા આવા પ્રસંગોમા અને એ પ્રસંગોએ જીવરામના મનમા જન્મતી વિપરીત પ્રતિક્રિયામા આ પરિસ્થિતિ સ્ફુટ થતી રહે છે.

મોહનના કળણમા ગરક થઈ જવાની ઘટના પછીનું જીવરામનું વર્તન આ પરિસ્થિતિનુ વિસ્મય કારી રૂપ છે: જીવરામ આ દુર્ઘટનાથી વાકેફ નથી પરંતુ રાજારામના અનિષ્ટનો સંકેત માત્ર એનો ઉત્સાહ વધારે છે. એ પછીના બે ભાઈઓના અરસપરસ વિરોધી વ્યવહારમા આ પરિસ્થિતિને મૂર્ત થતી જોઈ શકાય છે

'બુદ્ધિવિજય'મા જિનદાસ (બુદ્ધિવિજય)નુ જે ભવિષ્ય ભાખવામા આવે છે તેમા બે માર્ગ સૂચવાયેલા છે. તે જિનશાસનનો પ્રતાપી ધારક થાય અથવા મનસ્વી હોય અને સ્ત્રીઓને પ્રિય હોય. આ પ્રમાણે તેના જીવનમા જે પરિસ્થિતિ રચાઈ તે લેખકના આ શબ્દોમા વર્ણવાઈ છે

'માણસનું મન એવુ વિચિત્ર છે કે બે તદ્દન વિરોધી સંકલ્પો એકસાથે પેખાવા માડે, પ્રબળ થવ માડે ! એક બાજુથી તેનામા સ્ત્રીઓને પણ આકર્ષી શકે એવા પોતાના તપ્ત કાચન વર્ણનું અભિમાન થયું, અને બીજી બાજુથી સંન્યાસ લેવાની અને જૈન શાસનના ધારક થવાની મહેચ્છા જાગી. અનેક વૃત્તિઓના વંટોળથી તેનું મન મોટી ઊંચાઈએ ચડ્યું, અને વધારે દુર્લભ અને વધારે દુષ્કર માટે જ, સંન્યાસજીવન લેવાનો તેણે નિર્ણય કર્યો '

આ પરિસ્થિતિ એના મનમા પડેલા બે વિરોધી સંકલ્પોને સક્રિય કરે છે, અને એ જ આ વાર્તાનુ વસ્તુ છે. એક વાર ગોચરીવેળાએ એ સંયમ ચૂકી જાય છે ત્યારે ગુરુનો પ્રકોપ જીરવી ન શકાતા એનાથી કહેવાઈ જવાય છે.

'મહારાજ, મારો દોષ નથી. મારા જન્મ સંસ્કારો ખરાબ છે. આપે તે દિવસે વ્યાખ્યાનમા કહેલુ તેમ, મારા માબાપે જે સંયમ પાળેલો, તેની વકરેલી વાસનાના સંસ્કારો મારામા ઊતર્યા છે '

આ કથનથી ભાવક વિચારમા પડી જાય છે

એ એક આંતરિક પરિસ્થિતિનું સૂચન કરે છે અને એના સંદર્ભમાં પણ બુદ્ધિવિજયના વર્તનને જોઈ શકાય એમ છે.

જોવા મળે છે કે એ ગુરુ, તપોવિજયજીનો નિષેધ હોવા છતાં એ પહેલાં જ્યોતિષજ્ઞાનથી અને પછી દેહવર્ણ પરિવર્તનના બાહ્યોપચારથી જિન-શાસનનો પ્રચાર કરવા અને એ રીતે અનેક રાજ્યો પર સત્તા સ્થાપવા લલચાય છે. વાર્તાકથક કહે છે:

'બુદ્ધિવિજયની બધી સ્વાર્થી મહેચ્છા-ઓએ જિનશાસનના પ્રચારનું રૂપ લીધું.'

જોઈ શકાય છે કે અનેક પ્રયત્નો છતાં એ જાતને રોકી શકતો નથી અને એના વિશેની મૂળ પરિસ્થિતિ એના વિચારો, વલણો અને કાર્યોમાં મૂર્ત થતી જાય છે. પ્રયુક્તિઓથી એ પોતાનો માર્ગ કાઢતો રહે છે એમાં એની મુદ્રા ઝબકે છે; જેમ કે જ્યોતિષ અને વૈદક ચમત્કારનાં પુસ્તકોનો એના ગુરુએ 'વહોરાઈ ગયેલા અગ્રાહ્ય પદાર્થની પેઠે' નાશ કરાવ્યો ત્યારે એની આંખમાં એ ઝબકે છે.

આખી પરિસ્થિતિને જોતાં એવી છાપ પડે છે, જાણે બુદ્ધિવિજય દોરાઈ રહ્યો છે. એનું બળ કેટલું છે તે તપોવિજયજીની નિરાશામાં જોઈ શકાય છે, તો બુદ્ધિવિજયના અંતમાં ભાવકને પરિસ્થિતિના એ બળનો સાક્ષાત્કાર થાય છે. અને આને લીધે જ વાર્તા બોધપ્રધાનતામાંથી બચી જાય છે.

સ્ત્રીપુરુષ-સંબંધનું નિરૂપણ કરતી દ્વિરેફની વાર્તાઓમાં પરિસ્થિતિને મહત્ત્વનો ભાગ ભજવતી જોઈ શકાય છે.

'ઉત્તર માર્ગનો લોપ' ઘટનાનિર્દેશથી આરંભાય છે. ઘટના છે દેવીગ્રામનાં સાધક-સાધિકા હરકાન્ત-ચંદ્રલેખાની સાત વર્ષની સાધના પૂર્ણ થયાની. પછી એ ઘટના જેનું પરિણામ છે એ પરિસ્થિતિની દુષ્કરતા વર્ણવાય છે. છેલ્લા દિવસની તપશ્ચર્યામાં પરિસ્થિતિની એ દુષ્કરતાની ચરમસીમા છે. એના વર્ણનમાં પણ એ સૂચવાય છે અને એ પ્રસંગે હરકાન્તના સૂક્ષ્મ સંચલનમાં પણ:

'તેણે ઓશીકે બેસી સિંદૂરનું તિલક કરી પોતાનું કપાળ ત્યાં અડાડ્યું. ત્યાંથી ઊઠીને ચંદ્રલેખાના શરીરના મધ્યભાગ આગળ બેસવા જતાં તેણે તેના મોં સામે જોયું. સાત સાત વરસ સુધી અનેક સવારો તેણે આ ક્રિયા કરેલી તે બધી જાણે એક કતાર થઈ તેની સામે ઊભી રહેલી દેખાઈ. એક અજ્ઞાત ભવિષ્ય તેની આંખ સામે ખડું થયું. આજે છેલ્લી જ વાર ચંદ્ર-લેખાનો સુંદર દેહ, તેનું સુંદર મુખ, તેની સુંદર દેહરેખા તે જુએ છે તે વાત તેના મનમાં એકદમ પાણીનો નાનો પરપોટો ઉપર આવે તેમ આવી.'

પરિસ્થિતિ અને પ્રસંગ અહીં એકમેકને ઉપ-સાવવામાં કેવાં ઉપકારક નીવડે છે! પૌરાણિક દ્વારા થતા કથાવાચનમાં આવતા પ્રસંગો સૂચક બન્યા છે તે આ પરિસ્થિતિના સંદર્ભમાં જ.

પરંતુ હરકાન્ત–ચંદ્રલેખાના સંવાદમાં એ બે જણની જે સ્થિતિ વ્યક્ત થાય છે તે આ આખી પરિસ્થિતિમાં એમણે કરેલી તપશ્ચર્યાની વ્યર્થતા સૂચવે છે. એ વ્યર્થતાનો બોધ આ બે પાત્રોને કરાવનારી એક જુદી પરિસ્થિતિનું નિર્માણ થાય છે જ્વાલામુખી દેવીની યાત્રાના પ્રસંગે. અને જીવનનું સત્ય પણ એમને આ પરિસ્થિતિમાં જ સમજાય છે: જીવનનો નાશ નજીક જોઈને આ બન્ને પાત્રો જાણે જીવનને વ્યર્થ જતું બચાવી લેવાનો પ્રયત્ન કરતાં હોય એમ એકમેકને ચુંબન–આલિંગન આપે છે. એ પ્રસંગના વર્ણનમાં એમને માટે 'જાણે કે કેટલાય ભવનાં દંપતી', એવા શબ્દો વપરાયા છે.

આ જુદી પરિસ્થિતિમાં ચંદ્રલેખાનો જે અનુભવ એના જ શબ્દોમાં વ્યક્ત થયેલો છે, એ પણ પૂર્વ-પરિસ્થિતિની વ્યર્થતા સૂચવનારો છે:

'એ અર્થ વિનાનું જીવન હવે ન જીવી શકાય. ગયાં સાત વરસના જીવન કરતાં તારી સાથેની વહાણુની એક ઘડી મારે મન વધારે સાર્થક હતી, આ અત્યારનું નહિ જીવન નહિ મરણ જેવું જીવન પણ વધારે સાર્થક છે. હવે તો એમ નહિં જ રહી શકાય, હરકાન્ત.'

ગામવાસીઓ એમની તરફેણ કરતા હોવા છતાં તેઓ એ પરિસ્થિતિમાં મુકાવા કરતાં મરવાનું પસંદ કરે છે.

આમ, આ વાર્તામાં બે પરિસ્થિતિને એકમેકની વિરોધે મૂકીને બે ભિન્ન પરિસ્થિતિના ભિન્ન અનુભવોની મદદથી રહસ્યસ્ફોટ કરવામાં આવ્યો છે.

'સુરદાસ' અને 'જગજીવનનું ધ્યેય' સ્ત્રીપુરુષ-સંબંધમાં પુરુષના વલણ પર પ્રકાશ પાડે છે. પહેલી વાર્તામાં સુરદાસ અને બીજીમાં જગજીવન વિશિષ્ટ પરિસ્થિતિમાં તેમનાં વિલક્ષણ વર્તનથી આ કાર્ય સિદ્ધ કરે છે. સુરદાસની રામપ્યારી પ્રત્યેની લાગણી માલિકીભાવનું રૂપ લે છે. સુરદાસને નડતો અકસ્માત, સુરદાસ વિનાનું પરદેશી અને રામપ્યારીની થતી નગરયાત્રા, આસપાસના લોકો દ્વારા થતાં ટીકાટિપ્પણ, આ બધું મળીને જે પરિસ્થિતિનું નિર્માણ કરે છે એ પરિસ્થિતિમાં સુરદાસનો આ ભાવ પ્રબલતાથી વ્યક્ત થાય છે અને વાર્તાને સીધી ગતિએ એના લક્ષ્ય ભણી લઈ જાય છે. એને માટે તંગ થતી જતી પરિસ્થિતિ અને ઉગ્ર થતો જતો સુરદાસનો આ મનોભાવ, આ બેનું સંતુલન જળવાતું રહ્યું છે.

'જગજીવનનું ધ્યેય'માં જગજીવનનું પાત્ર કેન્દ્રમાં છે. તેની સામે સરસ્વતીનું પાત્ર છે. એ બન્ને ત્રણ પરિસ્થિતિમાં મુકાયાં છે. રતિલાલનું પાત્ર તો પરિસ્થિતિનિર્માણના એક સાધનરૂપે જ યોજાયું છે.

અહીં ત્રણ પરિસ્થિતિ છે. સરસ્વતી જગજીવનને ત્યાં રહેવા માટે જાય છે. ધ્યેયનિષ્ઠ સંયમી જગજીવન કસોટીની પળોમાં બરાબર સાવધ રહે છે. સરસ્વતી અને રતિલાલનો સંસર્ગ બીજી પરિસ્થિતિ રચે છે. રતિલાલની પત્ની ઊજમની પ્રસૂતિપ્રસંગે સરસ્વતીને તેને ત્યાં રહેવાનું થાય છે. આ પરિસ્થિતિમાં રતિલાલ સાથે થયેલા તેના સમાગમનો પ્રસંગ અહીં વર્ણવાયો કે સૂચવાયો નથી પરંતુ માતાની ગેરહાજરીને કારણે સોરાતા હેમુની સંભાળ લેવી, મોડી રાતે જાગી જતા હેમુને રતિલાલની સાથે રહીને મનાવવો, પોતાનાં વસ્ત્રોના અભાવે ઊજમના વસ્ત્રો પહેરવાં, પરિસ્થિતિના આ બધા તંતુઓ એવા છે જે વસ્તુમાં પછીથી આ ઘટનાનો ઘટસ્ફોટ થાય છે ત્યારે ઉપર્યુક્ત પરિસ્થિતિનો ભાગ બનીને એ ઘટના માટેનું સહેજે નિમિત્ત બની રહે છે.

અહીં જગજીવનનું પોતે નિર્દોષ હોવા વિશેનું અભિમાન, પોતાની નિર્દોષતા સાબિત કરવા માટેનો તેનો આગ્રહ વગેરે પહેલી પરિસ્થિતિમાં એનું જે પ્રકારનું ચરિત્રાલેખન થયું છે તેની સાથે સંકળાય છે.

ત્રીજી પરિસ્થિતિ અનૌરસ શિશુના મૃત્યુ પછી સરસ્વતી–જગજીવનના સહવાસથી રચાય છે. એમ લાગે છે, જાણે પહેલી પરિસ્થિતિ અહીં વિકાસ પામે છે. જગજીવનમાં આવેલું પરિવર્તન અહીં જોઈ શકાય છે. સાથે સાથે પહેલી પરિસ્થિતિના અને આ ત્રીજી પરિસ્થિતિના એનાં વર્તનવલણની તુલનાથી પ્રથમની કૃતકતા અને ત્રીજાની સ્વાભાવિકતા સમજાઈ રહે છે. બન્ને જણ પરસ્પર મનોવિકારની કબૂલાત કરે છે, એથી બન્નેનું અંતર ઓછું થાય છે અને બન્ને જણ લગ્નના નિર્ણય પર આવે છે.

આ રીતે વાર્તાનું વસ્તુ આ ત્રણ પરિસ્થિતિમાં વિકસે છે પરંતુ એનો અંત એની મહાર છે. જેમ ત્રીજી પરિસ્થિતિનો જગજીવન પહેલી પરિસ્થિતિના જગજીવનના કૃત્રિમ આચારને ખુલ્લો પાડે છે. તેમ વાર્તાના અંતે મહાત્માજીનું આ કથન ત્રીજી પરિસ્થિતિના જગજીવનની સરસ્વતીને પરણવાની ઇચ્છામાં પ્રેમ નહિ પરંતુ સ્વાર્થ રહેલો હોવાનું ખુલ્લું પાડે છે:

પ્રેમ હોય તો તે વખતે ન પરણે?' આ કથનમાં થતું સત્યોદ્ઘાટન જાણે ઉપર્યુક્ત બન્ને પરિસ્થિતિમાં પ્રગટ થયેલા જગજીવનના ચરિત્રના અપ્રગટ રહી ગયેલા પાસા પર એકાએક વેધક પ્રકાશ પાડે છે.

'જગજીવનનું ધ્યેય'નું વસ્તુ જે ઘટના પર આધારિત છે એ ઘટના એક વિશિષ્ટ પરિસ્થિતિનું પરિણામ છે એ ખરું પરંતુ એ વાર્તાનું ધ્યેય પાત્રના વલણને નિમિત્તે સાચા પ્રેમનો મર્મ સૂચવવાનું છે. પ્રેમનું જે રૂપ એ વાર્તામાં જોવા ન

મળ્યું તે 'ઇન્દુ'માં જોવા મળે છે. નરેન્દ્રના વલણમાં એ વલણ જમનાના સ્ખલનની નરેન્દ્રને જાણ થયાની ઘટનામાં વ્યક્ત થાય છે. વસ્તુની દૃષ્ટિએ જોઈએ તો એ વાર્તારસપોષક વળાંક છે પરંતુ વાર્તાનું બીજ એ સ્ખલન જે પરિસ્થિતિમાં થાય છે એ પરિસ્થિતિમાં રહેલું છે. જમના અને વીરેન્દ્રની યાતનારૂપે એનો વિકાસ થાય છે, જે વસ્તુના આસ્વાદ્ય અંશો છે.

જોઈ શકાય છે કે આકસ્મિક પરિસ્થિતિ એ દ્વિરેફની વાર્તાઓમાં વસ્તુવિકાસને એક ધરાતલ પૂરું પાડે છે. એ ધરાતલ પર ચરિત્રનાં મનોસંચલનોનું જે આલેખન થયું હોય છે તે આસ્વાદનો વિષય બને છે. 'અંતરાય' એનું એક વધુ દષ્ટાન્ત છે. નવજાત શિશુની દાઢીએ પરંપરાગત વંશનિશાની ટપકી નથી એ પરિસ્થિતિ માતા પીલુને પતિનો પ્રેમ ઓછો થવાની આશંકામાં નાખે છે. એમાંથી જન્મતી પતિપત્નીની યાતના વાર્તાનું વસ્તુ બને છે.

'ખેમી' વાર્તામાં સમયનું ફલક મોટું છે. એ અનેક પરિસ્થિતિ રચે છે. વાર્તાનો આરંભ એક પરિસ્થિતિમાં થાય છે: નવપરિણીત ધનિયો અને ખેમી પ્રેમાલાપમાં મગ્ન છે. આ પરિસ્થિતિ પરિણમે છે બીજી પરિસ્થિતિમાં, જેમાં ધનિયાને શેઠનું અપમાન વેઠવું પડે છે. આ પરિસ્થિતિ ખેમી પાસે ભિન્ન વર્તન કરાવડાવે છે: લગ્ન પૂર્વે ધનિયા આગળ દારૂ ન પીવાની શરત મૂકનાર ખેમી સામે ચાલીને તેને દારૂ પીવાના પૈસા આપે છે. ખેમીનું આ વિસ્મયકારી પરિવર્તન સમજવા માટે આ પરિસ્થિતિનો સંદર્ભ કેટલો મહત્ત્વનો છે!

હવે એક જુદી પરિસ્થિતિનું નિર્માણ થાય છે: ધનિયો દારૂની લતે ચડી જાય છે. ધનિયા અને ખેમીના જુદાં પડવાની વાર્તાની મહત્ત્વની ઘટના આ પરિસ્થિતિને કારણે બને છે. ઉપરાંત, ખેમીના ચરિત્રવિકાસમાં — એનું હીર પ્રગટાવવામાં, એનું સ્વમાન જાગ્રત કરવામાં પણ આ પરિસ્થિતિ નિમિત્તભૂત બને છે.

અહીં સુધીની ઘટનાઓ પરિસ્થિતિજન્ય હતી તો હવે પરિસ્થિતિ ઘટનાઓને આભારી છે: સાસુનું મૃત્યુ, કસુવાવડ, ધનિયાને વળગેલી દારૂની લત જેવી ઘટનાઓ ખેમીને માટે આર્થિક ભીંસ ઊભી કરે છે. આ પરિસ્થિતિમાં ખેમીના ચરિત્રમાં કેવું પરિવર્તન આવે છે તે એના વર્તનના આ સૂચક વર્ણનમાં જાણી શકાય છે:

> 'હવે ખેમીનું હૃદય માત્ર દ્રવતું હતું. તેને શિખામણ દેવા જેટલી કડકાઈ તેનામાં રહી નહોતી.'

ધનિયાના મૃત્યુની ઘટના ખેમીને એકાકી સ્થિતિમાં મૂકી દે છે. એ પરિસ્થિતિમાં મૃત પતિની સદ્ગતિ માટે એ જે સંઘર્ષ કરે છે અને નાતરું કરવા તૈયાર થતી નથી એ તેનો ધનિયા પ્રત્યેનો એકનિષ્ઠ પ્રેમ સૂચવે છે.

આખી વાર્તા જ ખેમીના પતિપ્રેમને લગતી છે, જે જુદી જુદી પરિસ્થિતિઓની ભૂમિકા સ્વીકારીને જુદાં જુદાં સ્વરૂપે અસરકારક રીતે વ્યક્ત થતો રહ્યો છે.

'અરુણા અને ત્રિવિક્રમ', 'બે મુલાકાતો', 'પોતાનો દાખલો' અને 'સૌભાગ્યવતી!!' પણ સ્ત્રી-પુરુષ સંબંધની સંકુલતાનું નિરૂપણ કરતી વાર્તાઓ છે. પહેલી વાર્તામા લગ્ન પૂર્વેના છ માહિના એકબીજાને ન મળવાના અરુણા અને ત્રિવિક્રમના નિર્ણય દ્વારા એક પરિસ્થિતિનું નિર્માણ થયું છે. આ પરિસ્થિતિમાં થયેલા પત્રાચારમા અરુણાની લાગણીપ્રધાન અને ત્રિવિક્રમની બુદ્ધિપ્રધાન પ્રકૃતિનો સંઘર્ષ થાય છે, જે એક સંકુલ પરિસ્થિતિ ઊભી કરે છે. અંતે લાગણી વિજયી નીવડે છે.

'બે મુલાકાતો' પણ બે પાત્રો વચ્ચેની ભિન્ન પ્રકૃતિએ ઊભા કરેલા અંતરની પરિસ્થિતિ પર મંડાયેલી વાર્તા છે. માતાની પસંદગીની કન્યા દિવાળી સાથે પરણેલો વિનુ તેનાથી વિમુખ રહે છે એ વાર્તાની કેન્દ્રસ્થ પરિસ્થિતિ છે. સવિનય કાનૂનભંગની લડતમાં ઝુકાવીને જેલમાં ગયેલો વિનુ અસહકારની લડતમાં પત્નીની સક્રિયતા વિશે જાણીને એને અભિમુખ બને છે. આ રીતે આ પરિસ્થિતિના પરિવર્તનની વાર્તા છે અને આ પરિવર્તનને દિવાળીની

મુલાકાત વખતે વિનુના વર્તનમાં — પત્ની પ્રત્યે ઉમળકાના ઉછાળામા સ્પષ્ટ જોઈ શકાય છે પરંતુ આ પરિવર્તન માટે દિવાળી 'ઝંડાવાળી દિવાળી' બને એ જરૂરી છે એટલે પરિસ્થિતિ અને પરિવર્તન વચ્ચેની ભૂમિકા રચવા માટે એને લગતા પ્રસંગો વર્ણવાયા છે.

'પોતાનો દાખલો', 'સરકારી નોકરીની સફળતાનો ભેદ', 'જક્ષણી' સ્ત્રીપુરુષ–સંબંધને લગતી પરંતુ દામ્પત્યજીવનને લક્ષતી વાર્તાઓ છે

ત્રણેમા રૂઢિનગ્નની પરિસ્થિતિ છે. એ પૈકી પહેલી વાર્તામા આ પરિસ્થિતિના વિરોધે સ્વ-પસંદગીના લગ્નની ઘેલછાનું દૃષ્ટાન્ત રજૂ થયું છે, જ્યારે બીજીમા આ જ પરિસ્થિતિમા અણુઘડ સ્ત્રીને કારણે લગ્નજીવનમા સરજાતી કરુણતાનો ચિતાર અપાયો છે અને ત્રીજીમા પત્નીના વર્ચસશાળી સ્વભાવની અસર વર્ણવવામા આવી છે. ત્રણેમા અતિશયોક્તિહાસ્ય – વ્યંગકટાક્ષ પરિસ્થિતિની એ રીતે સમીક્ષા કરી આપે છે કે પરિસ્થિતિ જ વાર્તાનો વિષય હોય એમ પણ જણાય.

'સૌભાગ્યવતી!!' અને 'છેલ્લો દાડકયભોજ' પણ સ્ત્રીપુરુષ સંબંધનો પ્રશ્ન રજૂ કરે છે પહેલીમાં પતિની અમર્યાદ કામેચ્છા અને પત્નીની એ અંગે અરુચિ, એ વિરોધી સ્થિતિએ રચેલી પરિસ્થિતિ છે. એના પ્રચ્છદપટ પર મલ્લિકા અને જીવીની વેદનાનો ચિતાર અપાયો છે. બે ભિન્ન વર્ગના પાત્રોની સમાન સ્થિતિ સૂચવીને પરિસ્થિતિના મૂળભૂત રૂપનું સૂચન કરવામા આવ્યુ છે, તો સમાન પરિસ્થિતિમા મલ્લિકાની વિવશ યંત્રણાની સામે જીવીનો આત્મનિર્ણય ભદ્રવર્ગીય સ્ત્રીના પરાધીન કરુણ ભાવિ અને શ્રમજીવી વર્ગની સ્ત્રીના સ્વાધીન ભાવિનો સંકેત પણ આપે છે.

અમર્યાદ કામવૃત્તિનું પરિણામ 'છેલ્લો દાડકય ભોજ'મા પણ જોવા મળે છે. આ પરિણામ એ જ પરિસ્થિતિ છે. અજ્ઞાત ભયને કારણે નિઃસંતાન રહેવા માટેના છેલ્લા દાડકય ભોજના પ્રપંચો પણ આ પરિસ્થિતિનો એક ભાગ છે, જે વાર્તાના વસ્તુનું રૂપ લે છે. ઝીણવટથી જોતા એમાં માત્ર ઘટનાઓ નહિ, પાત્રોની પ્રતિક્રિયાઓથી સૂચવાતું માનવ સંબંધનું સ્વરૂપ પણ જોવા મળશે.

'મુકુન્દરાય', 'કોદર' અને 'નવો જન્મ'મા નિરૂપાયેલી કુટુંબકથાઓ પણ માનવસંબંધનું સ્વરૂપ છતું કરે છે — ત્રણ પાત્રોને લઈને. ત્રણે પાત્રોની પરિસ્થિતિનું વર્ણન અહીં મળે છે તેમ પરિસ્થિતિનો પાત્રની સ્થિતિ પર પ્રભાવ પણ સૂચવાયો છે. રઘનાથના સંદર્ભમા આવુ એક સૂચક વર્ણન જુઓ :

> 'ભગ્ન હૃદયમાથી જાણે તેમનું જીવન વેગથી સરવા માડયું — માત્ર પુત્રને પ્રતિષ્ઠિત જોવાની તેમના જૂની ઇચ્છામા નિઃશબ્દ નિષ્ક્રિય તીવ્રતા આવી.'

ભિન્ન વાતાવરણને કારણે મુકુન્દરાયની પરિસ્થિતિ રઘનાથ અને ગંગાની પરિસ્થિતિથી સાવ જુદી છે એનું વર્તન એથી પ્રભાવિત છે એમ સમજી શકાય છે એ કારણે અમુક હદ સુધી એ ભાવકની સહાનુભૂતિ ટકાવી રાખી શકે શકે છે ઘેર આવીને એ જે રીતે વર્તે છે એને માટે પણ એક વિશિષ્ટ પરિસ્થિતિ કારણભૂત છે તેની 'કૃતેહોથી અંજાઈ'ને તેને ઘેર આવેલા 'પૈસાદાર' મિત્રોની વચ્ચે તે છે આ પાત્ર તરફ લેખકનો તિરસ્કાર અછતો રહેતો નથી એ અલબત્ત સાચું છે પરંતુ ભાવક તેવું વર્તન સમજી શકે એ માટે અમુક ખાસ પરિસ્થિતિનો આવો સંદર્ભ રચવાની દરકાર રખાઈ છે એ ભુલાવુ ન જોઈએ. રઘનાથ કરતા ગંગાનું વલણ જુદું છે તેનું કારણ તે આ પરિસ્થિતિ સમજી શકે છે એ છે એમ પણ લાગે છે.

એવી જ રીતે આ કુટુંબમા ઊભી થયેલી છેવટની પરિસ્થિતિ માટે એના સભ્યો વચ્ચે પસાર થયેલા કેટલાક કલાકો દરમિયાન ઘટેલી નાની નાની ઘટનાઓ નિમિત્તરૂપે યોજાઈ છે આ રીતે ઘટના, પરિસ્થિતિ અને પાત્રવર્તનથી, વર્તાતત્ત્વને ખીલવતી, આ કૃતિનું વસ્તુસયોજન થયેલુ છે.

'કોદર' પણ કુટુંબકથા છે. એમા પરિસ્થિતિનો

જુદી જુદી રીતે ઉપયોગ થયેલો છે. એક પરિસ્થિતિ પરમાણંદદાસનાં પત્ની ચંદનગૌરીના અવસાન પછીની છે. એ પરિસ્થિતિ વાર્તાના પ્રથમ વસ્તુ-ખંડનો વિષય બની છે અને વૃત્તાન્તશૈલીએ વર્ણવાઈ છે. આ કુટુંબમાં કોદરનું સ્થાન સૂચવવાનું મહત્ત્વનું કાર્ય એ સિદ્ધ કરે છે.

બીજી પરિસ્થિતિ પરમાણંદદાસના અવસાન પછીની છે. પહેલી પરિસ્થિતિ કરતાં એ તદ્દન ભિન્ન છે, એમ વસ્તુનો એ બીજો ખંડ બને છે. લેખકે કહ્યું છે તેમ એ 'વાતનો મુખ્ય વિષય છે.' પહેલો ખંડ એની ભૂમિકારૂપ છે. પરમાણંદદાસના પુત્ર શાન્તિની પત્ની માલતી આ પરિસ્થિતિની નિર્માત્રી છે. કોદર અને માલતી, એ ખરેખર તો આ બે પરિસ્થિતિનાં મૂર્ત રૂપ છે. પાત્રોનાં વર્તન અને વલણથી એ પરિસ્થિતિ જીવંત બને છે. પાત્રોના સંદર્ભમાં એ વર્તન-વલણ સ્વાભાવિક હોવા છતાં એમની વચ્ચે એ તંગદિલી ઊભી કરે છે અને પરિસ્થિતિને સંકુલ બનાવે છે. જીવનનો એ વિસ્મય-જનક અનુભવ કરાવે છે.

શાન્તિ આ પરિસ્થિતિનો પ્રામાણિક દ્રષ્ટા છે. એની પ્રતિક્રિયા બેઉ પક્ષે અસરકારક છે — નિર્ણાયક પણ નીવડે છે; પરંતુ 'મુકુન્દરાય'ની જેમ ભિન્ન પરિસ્થિતિમાં મુકાયેલાં પાત્રો કોદર અને માલતી-માંથી પણ કોઈ પોતાના વિરોધી વર્તનથી સહાનુ-ભૂતિ ગુમાવતું નથી.

કોદારના મૃત્યુ પહેલાંથી પરિસ્થિતિની આ સંકુલતા ઊકલતી આવે છે અને કોદરના મૃત્યુની ઘટના કરુણની સાથે સાથે શાન્તનો અનુભવ પણ કરાવે છે તે પરિસ્થિતિની આ તંગદિલી હળવી થઈ હોવાને કારણે.

આમ જોવા જઈએ તો 'નવો જન્મ'માં ત્રણ પેઢીની કથા છે પરંતુ વાત ઝમકુને લગતી છે. એ સિવાયનાં મોટા ભાગનાં પાત્રો ઝમકુના જીવનની પૂર્વ પરિસ્થિતિનો ખ્યાલ આપી એક ભૂમિકા રચી આપે છે. એના વિરોધે એની વર્તમાન પરિસ્થિતિ આલેખાઈ છે. એમાં અનેક ઘટનાનિર્દેશોથી એક વૃત્તાન્તનું વર્ણન થયું છે. એમાં મુખ્ય બે ઘટના-નિર્દેશો — ઝમકુના પતિ મૂળચંદનું મૃત્યુ અને પૌત્ર રૂપચંદનું મૃત્યુ એની વર્તમાન પરિસ્થિતિને આકાર આપવામાં મહત્ત્વ ધરાવે છે.

આ પરિસ્થિતિ ઝમકુમાં જે પરિવર્તન આણે છે તે તાદૃશ રીતે આલેખાયું છે. બીજી રીતે કહેવું હોય તો પાત્રવર્તનમાં પરિસ્થિતિનું પ્રતિબિમ્બ જોઈ શકાય છે. એક પાત્રમુખે એ આમ સ્પષ્ટ થયું છે:

> 'કમલા ડોશીમાં આ ફેરફાર શાથી થયો તે તું જાણતી નથી. જ્યાં સુધી કુટુંબમાં કોઈ પણ હતું ત્યાં સુધી તેને જીવનથી પર, જીવનનું એક ધ્યેય હતું. કુટુંબ નાશ પામતાં તેમનામાંથી ધ્યેય અને આદર્શ બંને ઊડી ગયાં. હવે તે કેવળ પશુ થતી જાય છે. આટલી ઉંમરે બીજો કોઈ આદર્શ તેનામાં આવી શકે નહિ. અને પશુતાની કાંઈ સીમા નથી. એ આપણી સાથે પોસાય જ નહિ; તેનાથી આપણું સુખ પણ નહિ ખમાય.'

વાર્તાના ઉત્તરાર્ધનું વસ્તુ ઝમકુને બીજી પરિસ્થિતિમાં મૂકી આપે છે. પહેલી પરિસ્થિતિમાં જે ખૂટતું હતું તે આ પરિસ્થિતિમાં ઉમેરાય છે: હૂંફ અને જીવનનો હેતુ. પહેલું તત્ત્વ એમને કમલા પાસેથી મળે છે અને બીજું બિંદુ પાસેથી. આ પરિસ્થિતિમાં તેઓ જાણે નવો જન્મ પામે છે. એમના દેખાવ અને વર્તનમાં આ પરિસ્થિતિનું પ્રતિબિમ્બ પણ ઝિલાયું છે. એ પણ જોવા જેવું છે કે ઉત્તરાર્ધની આ પરિસ્થિતિ પૂર્વાર્ધની પરિસ્થિતિ સાથે વિરોધ સાધવાની સાથે સાથે સંબંધ પણ સિદ્ધ કરે છે.

દ્વિરેફના સમગ્ર વાર્તાસાહિત્યની આ તપાસ એ દર્શાવી આપે છે કે પરિસ્થિતિનું તત્ત્વ અને બળ એમના વાર્તાસર્જનની પ્રક્રિયામાં કેટલું અંતર્ગત રીતે ક્રિયાશીલ છે અને કેટલી જુદી જુદી રીતે પ્રયોજાયું છે. વસ્તુ માટેની ભૂમિકા પૂરી પાડવાથી માંડીને એને રહસ્યાન્વિત રૂપ આપવા સુધી એનું પ્રવર્તન છે. વળી, એ ઘટનાશ્રિત બનીને આકસ્મિક બની ન રહેતાં ચરિત્ર સાથે સંકળાઈને સજીવ બની રહે છે.

# મૃત્યુ-મુખથી અમરત્વ

રાજેન્દ્ર શાહ

(સળંગ વસન્તતિલકા)

નચિકેતા – (મનોમન)
...સ્વસ્તિ મન્ત્રે
શેષોક્તિ વિશ્વજિત યજ્ઞની,
ધન્ય તાત !
આનન્દની ઝલક શી કમનીય નેત્રે !
કેવું ઋચા-ધ્વનિ વિકમ્પિત વ્યોમ,
આજ્ય-ધૂમ્રે છવાયલું, વળી !
શુચિ ગન્ધ-યુક્ત !
હાવાં
પ્રદાન સહુ સમ્પદનું પિતાથી.
અધ્વર્યુ, ઋત્વિક વ યાજ્ઞિક તેમ હોતા
સૌને ય તે ઉચિત જે કંઈ દક્ષિણામાં
ઓરાય જેમ ધરણીમહીં બીજ તેમ.
રે, દાન આ ?
કશુ નિરિન્દ્રિય ધેનુઓનું ?
જેનાથી થાય, – સુલભ્યું,
પ્રાપ્ત અનન્દ-લોક !
જે હો અભીપ્સિત ઘટે પરિત્યાગ એનો:
લેશે પરિગ્રહ ન, તે શું ન યજ્ઞસિદ્ધિ ?
ને હું ય એમનું જ તો ધન...
(પ્રગટ) તાત !
મ્હારું કોને પ્રદાન કરશો અવ ?
તાત, આ સૌ લેતા વિદાય...
અવશિષ્ટ હુ, આપ કોને ?...
ગૌતમ ઉદ્દાલક – જા તું યમે...મર...
નચિકેતા – વૃથા નહિ બોલ, આદ્ય.
સત્યે પ્રતિષ્ઠિત હજો સમું આર્ષ-વેણ.
હૂ જાઉં...
અગ્નિ-પથ પે મુજ હો પ્રયાણ.

*

નચિકેતા – આ ગંગતીર્થ, યમધામ, શુચિ,
સ્મશાન.
છે શાન્ત પ્રાંગણ, અહીં જ કરું પ્રતીક્ષા.
આરાધના, સરલ માનસયજ્ઞ, –
હોમુ વૈશ્વાનરાગ્નિમહીં પ્રાણ,
ન અન્ન પાણી,
થાઉં સમર્પિત હું પૂર્ણ ત્યહીં લગી કે
ઊંડે ઉપાંશુ રટું સન્તત ધ્યાન મન્ત્ર.
(એ ઉષ્ણ ઊર્ધ્વ નભનો રવિ...
...અદ્રિશીર્ષે શીળા...
તિરોહિત...
છવાય તમિસ્ર...
વ્યોમે મન્દાકિની,
અગણ તારલ-સ્વપ્ન સૃષ્ટિ.
નિદ્રા નહીં...
અવર વાસર ને તૃતીય.
કાયા અભાન,-ચિતિ બોધ-વિમર્શ રૂપ.)

*

(યમધામ—યમનું આગમન)
યમ – છે કોણ બાલક તું ?
કેમ અહીં ? કહીંથી ?
નચિકેતા – ઔદ્દાલિકી હું, અહીં તાત કહ્યે, મખેથી.
છું આપને દીધ સમર્પિત.
યમ – ક્યારથી તું આંહીં ?
નચિકેતા – ત્રિવાસર થયા કંઈ...
યમ – વિપ્ર ભૂખ્યો ?
મ્હારે નિકેતન ! સમાદૃત પુષ્ટ હો તું.
– ના મર્ત્ય ભૂમિતણું અન્ન –
નિજ સુધાથી.
નચિકેતા – કર્તવ્ય મ્હારું અહીં શું ? પ્રભુ, તે કહેશો.

યમ – હે વત્સ, ત્હારું હજી કાર્ય શરૂ થવાનું
એ લોકમાં, તું ઘર સત્વર જા સુખેથી
છું હું પ્રસન્ન તવ શુદ્ધ ઉરે, વિવેકે.
તું માગ, આપું ત્રણ હું વરદાન,
જે હો ઇચ્છા, કહે,
અચિર થાય તું પ્રાપ્તકામ.
નચિકેતા – મ્હારે ફરી ઉચિત હો જવું ભૂ-પ્રદેશે,
આદેશ એ તવ હું ઝીલું, પરન્તુ...
યમ – શાને સંકોચ ?
શે વદન પાણ્ડુર, શી વ્યથામાં ?
નચિકેતા – હું છું સમર્પિત, ન તાત ગ્રહે ફરીથી.
યમ – સ્વીકાર્ય તું મુજથી, દાન ન પાછું વાળું.
મ્હારા પ્રસાદ સમ ત્હારું હવે જવાનું.
નચિકેતા – ને એ પ્રસન્ન વદને...
યમ – નિજ વક્ષ ધારે ?
નચિકેતા – હા. એ હજો તવ કૃપા, વરદાન મ્હારે.
યમ – મા શોચ. એમ જ થશે.
વર અન્ય માગ.
નચિ. – જ્યાં લેશ ભીતિ નહિ, ના ભય જ્યાં જરાનો,
ના ભૂખ, પ્યાસ નહિ, મૃત્યુ નહીં, ન શોક,
તે સ્વર્ગલોક-સુખદાયક અગ્નિ-વિદ્યા
ભાખો, હું શિષ્ય ઉરમાંહિ ધરન્ત શ્રદ્ધા.
યમ – એ અગ્નિ છે ત્રણ, તું —
આહવનીય એક, ને ગાર્હપત્ય, ત્યમ દક્ષિણ,
— એમ જાણ.
ને એની સર્વ વિધિ...(વિધિ પ્રદત્ત)
જાણી લીધી ? ભણી જા.
(નચિકેતા તેમ કરે છે).
સંતુષ્ટ ! નામ દઉં એહનું નાચિકેત.
સંકા તું આ પરમ લે, દઉં થૈ પ્રસન્ન.
નચિકેતા – કર્તવ્યની ઇતિ અહીં ?
યમ – ન,... અનન્ત લોકનો
આધાર તો નિહિત ગહ્વરમાં સ્વકીય.
નચિકેતા – જાણું દ્વિધાતણું પ્રવર્તન લોકમાંહી
એના વિશે...
નિધન-નન્તર નાસ્તિ અસ્તિ
એવું, ચહું વિશદ બોધ, ચહું છું સત્ય.
યાચું હું.
યમ – સૌમ્ય, અતિ સૂક્ષ્મ ન પૂછ ધર્મ.
તું ઇચ્છ કૈં અવર.
નચિકેતા – જો હું ન બોધ પામું. આંહીં
ત્વદીય ચરણે
નહિ કોઈ આશા તો તો પછી...
યમ – સરલ વત્સ,
ન કોઈ વાતે લાગે ત્હને ઊણપ
એવું દઉં ત્હને, જો...
*
(ને વ્યોમના વિશાળ પટ પર એ નિહાળે છે.)
આરૂઢ છે કનક-આસનપે સ્વયં તે,
સ્વારાજ્ય, ભોગ સહુ, દિવ્યગણોની સેવા.
સંગીત નૃત્ય લલનાતણું રમ્ય, ભવ્ય,
ભૂલોકમાંહિ નહિ લભ્ય કદીય તે સૌ.
*
નચિકેતા – હું જોઉં છું રતિ-પ્રમોદ સુદીર્ઘ, કિન્તુ,
હે દેવ,
જોઉં ગત આગત કોઈ, કોઈ –
શોચું, ભલે ચિર, અનશ્વર ના, ન કામ્ય,
હું તે દ્વિધા પર થવા ચહું, ભ્રાન્તિ ભાંગો.
યમ – છે સૂક્ષ્મથી ય અતિ સૂક્ષ્મ,
અતર્ક્ય એને
જાણે ન કોઈ નહિ જે કુશલાનુશિષ્ટ.
તું પાત્ર છો વિરલ સત્ય-ધૃતિ-પ્રતિષ્ઠ.
એ છે ગુહાન્તર પ્રવિષ્ટ,
નિગૂઢ એનું આનન્દધામ યદિ પ્રાપ્ત.
મુદા સદૈવ.
નચિકેતા – ના ધર્મ કે નહિ અધર્મ; ક્રિયા, નહીં વા;
ના ભાવિ કે ન ભવિતવ્ય; કહો શું છે તે.
યમ – છે ૐ, મહાપરમ અક્ષર બ્રહ્મ એ જ,
એ હન્યમાન યહ કાયમહીં – ન હન્ય.
એ એકમાત્ર અવલમ્બન શ્રેષ્ઠ, જાણ્યું.
એનો નિવાસ નિત સમ્મુદ બ્રહ્મલોકે :
એ લભ્ય ના પ્રવચને, નહિ બુદ્ધિથી વા,

એનું જ કેવલ ધરે ઉરમાંહિ લક્ષ્ય
—એના અનુગ્રહ વડે બસ યોગ એનો

તું છે સમુત્સુક, વદે તવ નેત્ર દીપ્તિ
ને જાણું ના શ્રવણથી થતી સિદ્ધિ એની,
તેથી ત્હને ક્રમ તૃતીય હવે કહેવો

*

યમ — છે પંચભૂતથી પરો, પર તત્ત્વથીયે,
જેને ન આદિ, નહિ અન્ત પ્રમાણ નિત્ય
વિજ્ઞાનવાન, શુચિ, સંયમશીલ જેહ,
તે પામતો પરમ વિષ્ણુનું ધામ એહ
તું ઊઠ જાગ, ગુરૂ ઇષ્ટથી બોધ પામ,
છે માર્ગ દુર્ગમ અતિ ક્ષુર ધાર જેવો
જેનાથકી સકળ ઇન્દ્રિય પ્રાપ્ત ભોગ,
તેનાથી જ્ઞાત સહુ, જાણ તું,
આત્મ આ તે
જે આહિં તે જ ત્યહીં, જે ત્યહીં તે જ આહીં,
છે ભેદ દૃષ્ટિ જ્યહીં મૃત્યુ પરંપરા ત્યાં
જે ઈશ સર્વ હૃદયે સ્થિત, રૂપ રૂપે
જે એકમાત્ર સહુ આંતર બાહ્ય
એને જે નીરખે સુધીર —
શાશ્વત શાન્તિ પામે

નચિકેતા — તે આ મુદા પર, અનિર્વચનીય એવી,
એને શી રીત થકી જાણું?
સ્વયં પ્રકાશે?
કે એનું ભાસિત થવું વળી અન્ય કોથી?
યમ — ના સૂર્ય, કે ન વિધુ, વિદ્યુત અગ્નિથી વા.
એ એક ભાન્ત
—થકી આ સહુનો પ્રકાશ
એ એક શુદ્ધ શુચિ શાશ્વત બ્રહ્મ,
સર્વ એને જ પ્રશ્રય,
ન પામત પાર કોઈ
એ છે અગોચર, ઉરે અનુભૂતિ એની
જેને થઈ, પરમ એ ગતિ પ્રાપ્ત નિત્ય
નચિકેતા — પામ્યો કૃપા હું તવ,
યોગ ક્રિયા ચ વિદ્યા
સંપૂર્ણ શાન્ત મન વન્દું પદે હું ભૂય
યમ — હે વત્સ, જા તું પૃથિવી પર કર્મક્ષેત્રે,
હો ત્હારું મંગલ નિરન્તર ॐ
નચિકેતા — નમું ॐ

*

(પૃથ્વી પથે મનમાં)
પામ્યો હું મૃત્યુ મુખથી અમરત્વ દીક્ષા

ॐ

## સાભાર સ્વીકાર

ફકીર એક સાજની લે અવન્તિ દવે, પ્ર. નવભારત સાહિત્ય મંદિર મુંબઈ ૨, અમદાવાદ-૧, કિં રૂ ૪૫ કામણગારી લે લાલજીભાઈ બી ઠાકોર, પ્ર લક્ષ્મી પુસ્તક ભંડાર, ગાંધીમાર્ગ, અમદાવાદ-૧ કિં રૂ ૫૭ ઇતિહાસમધુ લે. પ્ર ડૉ. મુગટલાલ બાવીસી, ૪/૪ શ્રીસાઈ એપાર્ટમેન્ટ્સ, હવાડિયા ચકના પાછળ, સુરત-૩, કિં રૂ ૩૦ આખેને સમર્પણ આંસુના લે જયંતી એમ દલાલ, પ્ર ગુજરાત પુસ્તકાલય સ સ મંડળ નિ, સંસ્થાવસાહત, રાવપુરા, વડોદરા, કિં. રૂ. ૫૫

# ઉમાશંકર–પન્નાલાલના શિક્ષક ખીમજીભાઈની મુલાકાત

મુલાકાત : ડૉ. દીપક રાવલ

[એમનું નામ ખીમજીભાઈ રૂપાજી પરમાર. ભિલોડા આસપાસના વિસ્તારમાં ખીમજીભાઈ મોડિયા તરીકે પણ ઓળખાય. ભિલોડાથી લગભગ સાત-આઠ કિલોમીટરને અંતરે આવેલા મલાસા ગામમાં જીવનનાં અંતિમ વર્ષોમાં પોતાના સૌથી નાના દીકરા પ્રેમજીભાઈ પાસે રહ્યા. એમને તા. ૧૨-૧૦-૯૦ના રોજ પંચાણુંમું વરસ બેઠું અને તા. ૨૨-૧૨-૯૦ના રોજ એમનું મૃત્યુ થયું. ખૂબ જ શાંતિપૂર્વક. છેલ્લે આંખે ઓછું દેખાતું પણ સંભળાતું બરોબર, બે લાકડીના ટેકે હરીફરી શકતા. જોકે વાર્ધક્યે એનું કામ કરેલું. અંતિમ દિવસોમાં સ્મરણશક્તિ ક્ષીણ થતી જતી હતી. એમની સાથેની વાતચીત દરમ્યાન એમની માતાનું નામ પૂછેલું તો ખૂબ પ્રયત્ન કરવા છતાં યાદ નહિ કરી શકેલા!

ખીમજીકાકાનું વ્યક્તિત્વ સાવ સાદું. એમનું ઘર પણ સાદું, એમની રહેણીકરણી પણ સાવ સામાન્ય માણસ જેવી જ. એમના એ ઘરમાં એમને જોઈને આજ તો કોઈ વ્યક્તિ માની ન શકે કે તેઓ દસ વર્ષ સુધી ભિલોડા વિસ્તારના ધારાસભ્ય રહ્યા હશે અને એમની પાસે ભણી ગયેલા વિદ્યાર્થીઓની યાદીમાં ઉમાશંકર અને પન્નાલાલ જેવા સાક્ષરોનાં નામ છે! મુ.શ્રી ઉમાશંકરભાઈ જ્યારે ભિલોડા આવ્યા ત્યારે એમણે ખીમજીકાકાને ભાવપૂર્વક નમન કરેલું એ દૃશ્ય આ લખનારની આંખોમાં એવું ને એવું તાજું છે. એમની મુલાકાત લેવાનું મન ઘણા વખતથી હતું કેમ કે અત્યંત પછાત એવા આદિવાસી સમાજમાં હજી આજે પણ ભણતરનું એટલું બધું મહત્ત્વ નથી ત્યારે એ જ સમાજના ખીમજીકાકા આજથી સાત-આઠ દાયકા પહેલાં ભણે અને છેક લાહોર જઈને મૅટ્રિક થાય એ તો બહુ મોટી વાત કહેવાય. પન્નાલાલ પટેલને જ્ઞાનપીઠ પારિતોષિક મળ્યા પછી ઈડરમાં સન્માનવાનો જે કાર્યક્રમ થયેલો તેમાં આ ગુરુશ્રી ખીમજીકાકા અને એમના શિષ્યો ઉમાશંકર અને પન્નાલાલને એકસાથે જોવાનું પ્રાપ્ત થયેલું.

આ મુલાકાત તા. ૧૯-૧૧-૯૦ના રોજ મલાસા મુકામે લીધેલી. તે પછી થોડા દિવસમાં જ એમનો સ્વર્ગવાસ થયો.]

દી.રા. : દાદા, તમે મૅટ્રિક થયા તે સમયમાં આદિવાસી સમાજમાં અને અહીંના સવર્ણોમાં અભ્યાસનું વાતાવરણ કેવું હતું?

ખી.પ. : ભણવાનું તો નામ જેવું નહોતું એમ કહું તો ચાલે. તે વખતે સમાજમાં તો કોઈક જ ભણતું. આદિવાસી સમાજમાં તો ભણવાનું નંઈ જેવું હતું. બ્રાહ્મણ-વાણિયાઓ ભણતા, પણ તેય ઓછું. બ્રાહ્મણો તો મોટે ભાગે ભિક્ષાવૃત્તિ પર હતા. વાણિયાનો છોકરો નામુ લખતાં શીખે એટલે થયું. વાણિયો ગામમાં આગેવાન ગણાય.

દી.રા. : તમને ભણવાનું મન કેવી રીતે થયું?

ખી.પ. : અમારા સમાજમાં અમારું ઘર આગળ પડતું ગણાતું. મારા દાદા સળુભાઈ કરમાજીએ પહેલું પથ્થરનું ઘર બનાવવાનું શરૂ કરેલું પણ એ ગુજરી ગયા એટલે મારા બાપાએ પૂરું કર્યું. મારા બાપા રૂપાજી ધૂડી નિશાળનું ત્રીજું ધોરણ ભણેલા. એ મુંડેટીના બ્રાહ્મણોના સંપર્કમાં આવેલા. મુંડેટી અમારા વખતમાં બ્રાહ્મણોનું કાશી ગણાતું. એટલે ત્યાંના બ્રાહ્મણોના સંપર્કે મારા બાપુજીમાં સંસ્કારિતા આવેલી. સવાર-સાંજ પૂજાપાઠ કરતા. રોજ સાંજે દીવો કરી ગીતાપાઠ કરતા. એમને અમને ભણાવવાની ધગશ. એટલે અમને બધા ભાઈઓને એમણે ભણાવ્યા.

દી.રા. : તમે કેટલા ભાઈ?

ખી.પ. : ૭ ભાઈ. મારા બાપાએ ત્રણ લગ્ન કરેલાં,

કાયદેસરનુ એક જ. પણ પહેલા પત્નીને કશુ નહોતું પછીની બ ને પત્નીથી એમને ૭ દીકરા અને બે દીકરીઓ થયેલી મારા મ ગળસ ગભાઈને મુબઈ ભણવા મોકલેલા એ નોનમેટ્રિક થયેલા આખની તકલીફને લીધે મેટ્રિકની પરીક્ષા નહિ આપેલી. મનુ-ભાઈ ઈડરમા અગ્રેજી ત્રીજુ ધોરણ ભણેલા. શ કરભાઈ પણ ફાઇનલ સુધી પહોચેલા માવજીભાઈ ઈડરમા અગ્રેજી પાચમુ ભણેલા ભૂરજીભાઈએ ગુજરાતી સાતમુ પાસ કરેલું અને ગ્રામસેવકનો ડિપ્લોમાનો કોર્સ કરેલો અને હુ મેટ્રિક થયો એક ભાઈ સિવાય બધા માસ્તર થયા એટલે અમારી જ્ઞાતિમા માસ્તર કુટુબ તરીકે ઓળખાઈએ.

દી રા. તમારા અભ્યાસ વિશે વિગતે કહો.

ખી પ પ્રાથમિક શિક્ષણ મુ ડેટીમા લીધેલું. ઈડર સ્ટેટની નિશાળ હતી. છ ચોપડી મુ ડેટીમા ભણ્યો પછી ઈડર ભણવા ગયો ત્યા ફર્સ્ટમા દાખલ થયો અને ફિફ્થ સુધી ભણ્યો

દી રા • ઈડર કઈ સ્કૂલમા ભણ્યા ?

ખી.પ સર પ્રતાપમા જ

દી રા • એ વખતે ક ાચ એ સ્કૂલનુ નામ જુદુ હતું

ખી પ (ખૂબ યાદ કરીને) હા એ'ગ્લો-વર્નાક્યુલર સ્કૂલ

દી.રા પછી આગળ ભણવાનું કેવી રીતે બન્યું ?

ખી પ. એ વખતે હરભગવાનજી કરીને એજ્યુકેશન ઓફિસર હતા એ આર્યસમાજી ને હુ પણ આર્યસમાજી. અને ભણવામા હું હોશિયાર એટલે મારા પ્રત્યે એમને લાગણી એ વખતે ઈડરના મહારાજ સર પ્રતાપે હિંમતસિંહજીને અજમેર કોલેજમા ભણવા મૂક્યા અને એમના ટ્યૂટર તરીકે હર ભગવાનજીને મૂક્યા એટલે એ મને અજમેર સાથે લઈ ગયા. ત્યા ચારેક મહિના ભણવાની સગવડ થઈ નહિ. એટલે મને તાર ઓફિસમા લગાડવાની વાત કરી પણ મે ના પાડી. મે કહ્યુ કે મારે મેટ્રિક કરવુ છે એ વખતે સર પ્રતાપ દરમહિને પદર રૂપિયાની સ્કોલરશિપ આપતા. એ સ્કોલરશિપ એમણે મને અપાવી અને મને લાહોર ભણવા મોકલ્યો અજમેરથી લાહોર ટ્રેનમા લગભગ એક દિવસે પહોચી જવાતું. પણ મને ટિકિટ સરખી માગતા ન ફાવ્યું કે કનાર્કે ખોટી ટિકિટ આપી શી ખબર, તે હુ ત્રણ દિવસે લાહોર પહોચ્યો

દી રા. . એકલા જ ગયેલા ?

ખી પ હા એકલો જ. પાસે એક ટ્રક હતી નાનકડુ' તાળુ કોઈ લઈ ન જાય એટલે એક દોરી બેગ સાથે બાધી, બીજો છેડો હાથ સાથે બાધીને ઊઘતો.

દી રા. ત્યા કઈ સ્કૂલમા ભણ્યા ?

ખી પ : ત્યા દયાન દ એ'ગ્લો-હાઈસ્કૂલમા ભણ્યો અઢી ત્રણ વર્ષ રહ્યો હોઈશ મેટ્રિક ત્યા જ થયો

દી રા પછી આગળ કેમ ન ભણ્યા ?

ખી પ . ત્યા કોલેજમા દાખલ થયો પણ પરીક્ષા ડિસેમ્બરમા લેવાતી રજા ઉનાળામા પડતી ઉનાળાની રજાઓ ગાળવા ઘરે આવ્યો સર પ્રતાપમા મારા એક ટીચર હતા દેવશ કરકાકા એમને મળવા હિંમતનગર ઊતર્યો. એમને મળ્યો ત્યારે એ કહે કે સર પ્રતાપમા શિક્ષકની જરૂર છે. આવી જાઓ બીજે દિવસે એજ્યુકેશન ડિપાર્ટમેન્ટમા લઈ ગયા અને ઓર્ડર અપાવી દીધો દસમી જુલાઈ, ૧૯૧૮નો એ દિવસ હતો

દી રા. ઈડરમા ક્યા સુધી રહ્યા ?

ખી પ ૧૯૨૬મા ત્યાથી છૂટો થયો એ વખતે મુખ્યશિક્ષક હતા ખુશાલદાસ માસ્તર.

નડિયાદના. પણ ખૂબ સજ્જન અને ખરા શિક્ષક. એ વખતે એજ્યુકેશન ઇન્સ્પેક્ટરની જગ્યા ખાલી હતી. પણ ગામડાંઓમાં ફરવું પડે એટલે કોઈ જવા તૈયાર નહિ. એટલે ખુશાલદાસે મને કહ્યું કે ખીમજીભાઈ, તમે જાઓ. એમણે કહ્યું એટલે સ્વીકાર્યું. ૧૯૩૨ સુધી એજ્યુકેશન ઇન્સ્પેક્ટર રહ્યો. ત્યાંથી સરકારે મને ગ્રામસુધારણામાં મૂક્યો અને ગુરગાંવ ટ્રેનિંગ માટે મોકલ્યો. ત્યાં ખેતીવાડી, પશુપાલન, આરોગ્ય, ગ્રામસફાઈ વગેરેની ટ્રેનિંગ લીધી. ત્યાંથી આવ્યા પછી ઈડર રાજ્યે હિંમતનગરમાં ડિપ્લોમા સ્કૂલ સ્થાપી ત્યાં ઇન્સ્ટ્રક્ટર તરીકે જોડાયો. રૂરલ રિકન્સ્ટ્રક્શન ક્લાસિઝ એ ત્રણ વર્ષનો ત્યાં કોર્સ હતો. ત્યાં ભૂતિયા બંગલામાં રહેતો. અત્યારે તો ત્યાં ઘોડાસાર છે. ત્યાં હોસ્ટેલમાં સુપરિન્ટેન્ડેન્ટ પણ રહ્યો.

દી.રા. : ક્યાં સુધી રહ્યા ?

ખી.પ. : ૧૯૪૮ સુધી ત્યાં હતો. પછી નવી સરકારે પગારના ધોરણે હોદ્દો નીચે ઉતાર્યો અને ભિલોડા ઍગ્રિકલ્ચર આસિસ્ટન્ટ તરીકે એક–બે વર્ષ રહ્યો. પછી રાજીનામું આપી દીધું.

દી.રા. : ધારાસભામાં ક્યારે ચૂંટાયા ?

ખી.પ. : ૧૯૫૨માં. એ વખતે ભિલોડા સીટ પરથી સૌથી વધુ મતે ચૂંટાયેલો. આ વિસ્તારમાં ખેડબ્રહ્મા, ઈડર, વિજયનગર, ભિલોડા, મેઘરજ અને મોડાસાનો થોડો ભાગ હતા. અને એ મુંબઈ રાજ્યમાં ભિલોડાની સીટ પર રિઝર્વ અને કોમન એમ બે ધારાસભ્યો ચૂંટાતા. રિઝર્વ સીટ પરથી હું ચૂંટાયેલો અને ગંગારામ શુકલ સામાન્ય સીટ પરથી ચૂંટાયેલા. એ વખતે મુંબઈ ધારાસભામાં ૩૫૦ સીટ હતી.

દી.રા. : ધારાસભ્ય ક્યાં સુધી રહ્યા ?

ખી.પ. : ૧૯૬૨ સુધી. એ વખતે મુંબઈ અને પૂના એમ બે જગ્યાએ ધારાસભા મળતી. એક સત્ર પૂનામા અને એક મુંબઈમાં. ૧૯૬૨ પછી ગુજરાતમાં કાર્યકર તરીકે આવ્યો. ૧૯૬૭માં તાલુકા પ્રમુખ થયો. એ પહેલાં મૂળશંકરભાઈ પ્રમુખ હતા ત્યારે ઉપપ્રમુખ પણ હતો. એ સિવાય ઑનરરી મૅજિસ્ટ્રેટ તરીકે મુંબઈ રાજ્યે માનદ સેવાઓ માટે નિયુક્તિ કરી હતી. ૧૯૭૫માં એ જગ્યાઓ નાબૂદ થઈ ત્યા સુધી ઑનરરી મૅજિસ્ટ્રેટ રહ્યો. પછી ધીમે ધીમે બધું છોડયું. ૧૯૮૨ સુધી કોંગ્રેસનો કાર્યકર રહ્યો. ૧૯૮૫–૮૬ પછીથી શારીરિક તકલીફોને કારણે બધામાંથી નિવૃત્ત થયો.

દી.રા. : હવે તમારા પરિવાર વિશે કહો.

ખી.પ. : મારાં પત્ની તો ૧૯૬૮ની સાલમાં ગુજરી ગયાં. અમારે સંતાનમાં ચાર દીકરા અને ત્રણ દીકરીઓ. મોટાં ધૂળીબહેન. કુ વારાં જ ગુજરી ગયાં. એમનાથી નાના હરજીભાઈ સાતમા સુધી ભણેલા. ૧૯૪૫મા ગુજરી ગયા. એમનાથી નાના સવજીભાઈ પણ સાતમું ભણીને રેવન્યુ ખાતામાં કલેક્ટર ઑફિસમાં જોડાયેલા. બે વર્ષ રહ્યા હશે. એ પણ ગુજરી ગયા. એમનાથી નાનાં બચુબહેન ગ્રામસેવિકા થયેલાં. ખૂબ હોશિયાર. એ પણ ગુજરી ગયાં. એમનાથી નાના દેવીદાસ પણ સાતમા સુધી ભણ્યા પણ નોકરી ન કરી. એ સાબરકાંઠા બૅંકમાં ડિરેક્ટર તરીકે દસેક વર્ષ રહ્યા. હવે એ ઘેર જ છે. એથી નાનાં લીલાબહેન છે એ ભણ્યાં નથી. એમના ઘેર સુખી છે. સૌથી નાના પ્રેમજીભાઈ નૉનમૅટ્રિક છે. ઘેર ખેતી કરે છે અને મારી સેવા કરે છે.

દી.રા. : દાદા, તમે આઝાદીની લડતમાં ભાગ

લીધેલો ?

ખી.પ. : મથુરદાસ (મોડાસાના) સાથે પ્રજામંડળમા કામ કરતો. જેલમા જવાનું નહિ બનેલું.

દી.રા. : ગાંધીજીને મળેલા ?

ખી.પ. : એમને જોયેલા ખરા, પણ વાતચીતનો પ્રસંગ નહિ આવેલો. હરિપુરા કોંગ્રેસનુ અધિવેશન ભરાયું ત્યારે ઈડર સ્ટેટ તરફથી ત્યા ગ્રામસુધારણાનો સ્ટૉલ નાખેલો. લગભગ દોઢ મહિનો ત્યા રહેલો. તે વખતે ગાંધીજી, નેતાજી, બધાને ત્યા ખૂબ નજીકથી જોયેલા. ૧૯૨૧મા ગાંધીજી સાથે વર્ધા રહેલો. ત્યા પણ દૂરથી જ જોયેલા.

દી.રા. : તમે આદિવાસી સમાજમા પહેલા આટલું ભણ્યા, આગળ આવ્યા. તો એનો લાભ સમાજને કેટલો આપ્યો ?

ખી.પ. : લાભ તો શુ ? આદિવાસી સમાજ વેરવિખેર હતો. એટલે જ્ઞાતિનું બંધારણ બનાવ્યું. ભંડારી સાહેબ દીવાન હતા એમની પાસે મંજૂર કરાવ્યું એના કારણે સમાજ થોડો વ્યવસ્થિત થયો. આર્યસમાજી રિવાજ દાખલ કરાવ્યા. વ્યસનો છોડવા લોકોને સમજાવ્યા. લગ્ન વગેરેમા નકામા ખર્ચાઓ ન કરવા લોકોને સમજાવ્યા.

દી.રા. : તમને લાગે છે કે આદિવાસી સમાજ વિકસ્યો છે ? તમને આજની પરિસ્થિતિથી સંતોષ છે ખરો ?

ખી.પ. : ના, સંતોષ જરાય નથી. વ્યસનો વધ્યા છે. દેખાદેખીથી લગ્નના ખર્ચાઓ વધ્યા છે. સમાજના જે છોકરાઓ આગળ આવે છે તે પછી સમાજ તરફ જોતા પણ નથી.

દી.રા. : અચ્છા હવે તમારા બે વિખ્યાત વિદ્યાર્થી – ઉમાશંકર અને પન્નાલાલ વિશે કહો.

ખી.પ. : એ બંને વિદ્યાર્થીઓએ મારા નામને ઊજળું કર્યું. જાતમહેનતે આગળ આવ્યા.

દી.રા. : ઉમાશંકર અને પન્નાલાલ તમારી પાસે ઈડરમા ક્યારે ભણવા આવ્યા એ યાદ છે ?

ખી.પ. : પન્નાલાલ પહેલા આવ્યા. લગભગ ૧૯૧૮મા અને ઉમાશંકર પછીથી. (ખૂબ યાદ કરીને) કદાચ ૧૯૨૦મા. પણ ચોક્કસ હવે ન કહી શકું. બધું હવે એટલું યાદ રહેતું નથી

દી.રા. : એ વખતે એવુ લાગતું હતુ કે આ વિદ્યાર્થીઓ આગળ આવશે ?

ખી.પ. : ના, એ વખતે એવુ કશુ નહોતું લાગતું. બીજા છોકરાવની જેમ એ પણ અમારે મન છોકરા જ હતા બીજા વિદ્યાર્થીઓને ભણાવતા એવુ એમને પણ ભણાવતા. પણ એમનામા પાત્રતા વધારે હશે એટલે વધુ શીખ્યા.

દી.રા. : ભણવામા કોણ હોશિયાર હતું ? પન્નાલાલ કે ઉમાશંકર ?

ખી.પ. : ઉમાશંકર. પન્નાલાલ ગાતા સારુ. એ વખતે અમે વિદ્યાર્થીઓને ઈડરના ડુંગરાઓમા ફરવા લઈ જતા. પન્નાલાલ કાઠા. પણ ઉમાશંકરનુ શરીર જરા નબળું. એમનું મોટુ માથું અને દૂબળું શરીર મને હજી યાદ છે.

દી.રા. : એ વખતે એ કશુ લખતા ?

ખી.પ. ના એવુ ખાસ જાણમા નથી. પણ ઉમાશંકરે એક અંગ્રેજીમા નિબંધ લખેલો. એ વાંચીને કેળવણી નિરીક્ષક સાહેબ ખુબ ખુશ થયેલા.

દી.રા. : મોટા થયા પછી એ બંને તમને યાદ કરતા ખરા ?

ખી.પ. : હા ખૂબ માન આપતા ઉમાશંકર તો ખાસ જ્ઞાનપીઠનુ પારિતોષિક મળ્યું ત્યારે તરત જ મને કાગળ લખેલો ભિલોડા કે ઈડર આવ્યા હોય તો મળવાનું અચૂક ગોઠવે.

દી.રા. : તને યાદ છે દાદા, કે ઉમાશંકરભાઈએ એક વાર ભિલોડામા કહેલું કે “હું તો આવા શિક્ષક ભવોભવ માગુ છુ.”

ખી.પ.: એવા વિદ્યાર્થીઓ પણ ભાગ્યશાળી શિક્ષક-ને મળે. હું તો સાત-આઠ વર્ષ જ શિક્ષક રહ્યો. એમાં આવા તેજસ્વી વિદ્યાર્થી મળ્યા. મેં બીજું જે કંઈ કર્યું એ ભૂંસાઈ જાય કદાચ, પણ હું ઉમાશંકરનો શિક્ષક હતો એ ભુલાશે?

દી.રા.: ચાલો દાદા રજા લઉં. તમારો ઘણો સમય લીધો.

ખી.પ.: મારે તો હવે સમય જ સમય છે; તમે મળવા આવ્યા એ તો સારું લાગ્યું.

❋

## શ્યામ વિણ

ગોરસના સાદ સૌ વાટમાં ઢોળાઈ ગયા,
ધૂળિયા ઘોંઘાટ મહીં ન્હાવું;
કેટલાં કદંબ ઝૂરી ઝૂરી સુકાય, તારી
લીલુડી છાંય ક્યાંથી લાવું?
હોઠોની ભીડ મચે, આંગળીઓ તડપે પણ
શ્યામ વિણ પીવું શું પાવું?

કૂંજડી કળાય કાંઈ કહેવાનું સૂઝે ન્હૈં,
શ્વાસોથી ફૂલને સતાવું;
જમનાયે મીંઢી ક્યાં વાવડ દીયે છે તારા?
નીરમહીં આંસુ હું વાવું!

કાજળના ડારાએ આંખો આ દામણી,
આરસીને લેશ નહિ ભાવું;
ચંદનીની કાયાએ નાચી'તી રાસમહીં
વાંસળીએ મહેક્યા'તા રાગ,
એનો એ ચોક – તહીં ઘોરે વેરાનભરી
કાળા ઉનાળાની આગ!
વાયરાની ફૂંક મહીં ઊડી ગઈ એ તારાં
પગલાંની ભાત ક્યાંથી લાવું?

વ્રજલાલ દવે

# અતુલિત આનંદ

હીરા રામનારાયણ પાઠક

'એહ રે સુખ સખી જાય નવ મુખ કથી,
સિંધુમા ચરકલે ચાંચ બોળી
નરસૈંયાચા સ્વામી શુ માડી સગત ઘણી,
પ્રેમલીલા નહિ જાય તોળી'

—નરસિંહ મહેતા

'નરસિંહ મહેતાની કાવ્યકૃતિઓ, સપા૦ સશે૦ શિવલાલ જેસલપુરા, પદ ૩૪૪માથી, પૃ ૨૯૮]

પ્રેમભક્તિના અકથ આનંદની આ પંક્તિઓ છે કવિના પ્રેમલક્ષણા ભક્તિના એક પદની આ છેલ્લી પંક્તિઓ છે, તે કવિનામથી પણ જણાઈ જશે આખું પદ આમ તો શૃંગારનું છે, તેમા કશુ નવુ નથી પણ તેની ફલશ્રુતિ આ અંતિમ પંક્તિઓ છે, જે છે ભક્તિભાવની તદ્રૂપલીનતા અને એનો આનંદોચ્છ્વ. આ સમાધિભાવનો ઉત્કર્ષ અને તે કથવાની અશક્તિ, તે પદનો ભાવાર્થ છે

આ ચાર પંક્તિઓમાથી પાછલી બે પંક્તિઓ તો સાધારણીકૃત ભાવનું કથન છે, જે સર્વગમ્ય છે પણ જે અતીવ સુંદર છે, તે તો આગલી બે પંક્તિઓ તેમા જ ભક્તિભાવનો પ્રણયસદૃશ અતિશય છે તેની રજૂઆતમા જ કવિતાની ચમત્કૃતિ છે. નરસિંહે તેની નાજુકતાને નરી ખૂબીથી નિરૂપી છે

'એહ રે સુખ સખી, જાય નવ મુખ/કહ્યુ કથી,
સિંધુમા ચરકને ચાચ બોળી

આ પહેલા અગાઉ મેં 'કહ્યુ કથી' પાઠ જાણ્યો છે. તેથા તય અહીં ધર્યો છે તે પાઠાન્તર મારી દૃષ્ટિએ વધુ સુદર, વધુ ભાવસૂક્ષ્મ છે, તેની વાત પછી. પ્રથમ તો તેની ભાવખૂબી જાણીએ

નરસિંહ, ભગવાનની તાદાત્મ્ય ભક્તિનુ સુખ કેવુ છે, તેનો સોલ્લાસ ખ્યાલ આપે છે તે અર્થે એક હળવુ નાજુક રૂપક યોજે છે. જે વિરોધમૂલક મર્મનું છે. એ વિરોધ કયો? કેટલો? ભગવાનના અસ્તિત્વનો એ અગાધ સિંધુ અને એની અસીમતા ક્યાં? સભરતા કેટલી? તો તેમાથી આચમન કરનાર, એક જરાક અમથું ચકલું ક્યા? સિંધુમા ઊડતું જઈ ચાચ બોળીને જેટલું જલ પી શકે તેટલું જ ને? હા. સિંધુના બિન્દુમા સિંધુ છે, પણ તેની અગાધ અસીમતાનો મનભર સાક્ષાત્કાર કંઈ ઓછો થાય? સહેજ કયાસ નીકળે, એટલું જ ને? એ ભૂમાનો અજબ વિસ્તાર, તેને બથ ભરવા માટે તો એ અશક્ત જ ને? એ દૃષ્ટાંત અલંકાર વડે પ્રભુ સાક્ષાત્કાર અંગેની માનવસહજ મર્યાદા કવિએ આંકી છે, જેમા રહેલી છે સાચા ભક્તની વિવેકયુક્ત નમ્રતા.

છતા ભક્ત ભગવાનને પોતાની રીતે પામી શકે છે, એ કંઈ ઓછા આનદની વાત છે? તેનો ઉલ્લાસ તેના રૂપકમા પ્રમાણાય છે, તેવો જ તેની બાની છટામા અનુભવાય છે. 'ચકલું' નાન્યતરજાતિના પ્રયોગથી તેની લઘુતા રૂઢ થયેલી છે કવિએ 'ચરકલું' કરીને તેની અલ્પાલ્પતા વધુ તાદૃશ ને પ્રત્યક્ષ કરી છે. તો વળી 'ચરકલું' અને 'ચાચ'નો વ્યંજન-સંવાદ તથા 'સુખ' અને 'સખી' વ્યંજનોના અનુપ્રાસ, પંક્તિઓને સવિશેષ પ્રાસાદિક પ્રવાહિતા પ્રેરે છે આ ઉપરાત ત્રીજી પંક્તિના પદો 'સંગત માડી'ની અગતતા રુચિર બની રહે છે. તો 'બોળી'–'તોળી'ની પ્રાસરચનાયે નોંધપાત્ર છે

હવે પ્રથમ પંક્તિના એકશબ્દી પાઠાન્તર વિશે : આમ તો બન્ને, ભાષાના રૂઢિપ્રયોગના પાઠ છે. તેથી બન્ને આધ્યાત્મિકતાના ભાવની અનન્યતાને સુપેરે કથે છે. સાથે સાથે તેમ કથવામાં, બન્નેમાં ભક્તની અશક્તિ અને તુલનાત્મક માનુષી મર્યાદા સૂચિત છે, જેથી ભગવાન અને ભક્તના બળનો પરસ્પરવિરોધ નીખરી આવે છે.

તેમ છતાં બન્ને રૂઢિપ્રયોગોની સૂક્ષ્મ તરતમ કક્ષા છે 'કહ્યું કથી'માં ભાવની સૂક્ષ્મતા અને વિશેષતાનો વધુ અહેસાસ થાય છે. જે ક્રિયામાં ભક્તિનું બેચેન બનાવનારું ઔત્સુક્ય નજાકત ભર્યું પ્રગટે છે. આમ તો 'કહ્યું' અને 'કથી' એક જ ક્રિયાના બન્ને શબ્દો છે; છતાં વ્યાકરણદૃષ્ટિએ અત્રે બન્ને અલગ રૂપના અર્થોનો વૈભવ ધારણ કરે છે. તેની તુલનાએ 'મુખ કથી' સુંદર છતાં, તેની ભાવ-વ્યંજકતા એટલી વેધક નથી.

આ સુંદર પંક્તિઓના ભાવમાં, ભક્તિનો અતિશય તેમ જ તેના નિવેદનમાં આસાન એવી કવિતાકલાના બળનો ઉત્કર્ષ અનુભવાય છે. સ્વયં માધવને તોલવા કરતી એ ભક્તિ અતુલિત જ હોય ને?

૨૩-૭-'૯૨



# હું, ભૂખરાશનો વ્યસની

(પૃથ્વી : સૉનેટ)

સુદૂર જઈ વ્યોમ ભેગી ભળી ગૈ હશે ભોમની
પહાડતણી, જંગલોની ભૂખરાશ કૈં કેટલી!
હજીય ભળતી હશે, અબઘડી, ક્ષણે આ વળી,
અને હું શકું પામી ના; – ગઈ જ રે જહાં ભોમની;
અકાન્ત હજી શૈલનાં સકલ તુંગ શૃંગો પરે
ચડીઊતરવા; અને ગહન જંગલો ખૂંદવા
અદમ્ય શી ઉમેદ'તી! ભૂખરી ભેદવી'તી હવા;
સુદૂર ભૂખરાશથી વીંટઈ, તો ગમી ભૂ, ખરે;
કશી પ્રિય હતી મને અહીંની ભૂખરાશો અરે!
પરંતુ રહ્યું ના કશું, વયથી એક છૂટી ગયું;
પહાડ, વન, ભૂખરા સમદરો : બધુંયે રહ્યું
અહીં જ વણભોગવ્યું – ગઈ જુવાની; કો શું કરે?
હવે સ્થગિત, વૃદ્ધ છું; ઘરથી એક દી નીકળી
ચિતાથી બચી – આખરી – જઈશ ભૂખરાશે ભળી.

ઉશનસ્

# સત્ય? ક્યાં છે સત્ય?

ગુલાબદાસ બ્રોકર

પરશુરામ અમદાવાદ ગયો ત્યારે તેણે પહેલ વહેલું કામ તેના પુત્રના મિત્રની પત્ની સ્મિતાને મળવાનું કર્યું તેના પુત્રે તેને જણાવ્યું હતું કે તાજેતરમા જ સ્મિતાના બાપુજી ગુજરી ગયા હતા અને તેથી સ્મિતા ઘણી દુ ખમા હતી તેના બાપુજીને બીજાં પુત્રપુત્રીઓ હતા જ, પણ સ્મિતા તેમની સહુથી માનીતી હતી. કેમ કે તે સહુથી નાની હતી વળી તે ઘણો વખત પરદેશમા રહી હતી એટલે તેને મળવાનું જેટલું ઓછુ બનતું તેટલી બાપુજીની તેના પ્રત્યેના પ્રેમની માત્રા વધતી જતી હતી માદગીના સમાચાર સાભળ્યા કે તરત જ સ્મિતા અમદાવાદથી બાપુજી પાસે તેમના નિવાસના નડિયાદ પાસેના નાના ગામમા પહોચી ગઈ હતી, પણ બાપુજી તેને માત્ર જોઈ જ શકયા હતા, પણ બોલી નહોતા શકયા કશુય. ને પછી તેમણે આખો મીંચી દીધી હતી — સ્મિતાની ઉઘાડી અને ટપકી રહેલી આખોની સામે જ.

એથી સ્મિતા વલોવાઈ ગઈ હતી એ એને ખબર હતી એટલે અમદાવાદ જતાવેંત જ પરશુરામ સ્મિતા પાસે પહોચી ગયો તેને જોતા જ સ્મિતા 'બાપુજી' કરતી પરશુરામને વળગી પડી અને પછી ડૂસકે ચડી ગઈ. તેને થાબડી થાબડીને માડ શાત કર્યા પછી તે પોતાના બાપુજી, તેમનું વહાલ, તેમની ઉદારતા, પરદુ ખભંજકતા વગેરે અનેક ગુણોને યાદ કરી કરી હોશે હોશે તેમના વિશે વાત કરવા લાગી અને તેમના એ નાના ગામમા તેમના પ્રત્યે આદર કેટલો મોટો હતો તે યાદ કરતા ફરી તેની આખમા પાણી ભરાઈ આવ્યા

એટલે વાત બીજે વાળવા પરશુરામે પૂછ્યું .

"સ્મિતા, નડિયાદ પાસેના એ તારા બાપુજીના ગામનું નામ શુ? હુ જરા દૂરનો છુ ને એટલે એ બધા નામો મને યાદ નથી રહેતા"

"જાણીતું ગામ છે મારું, બાપુજી, શેરડી નામનું. ઉત્તરસંડાની બાજુમા જ આવ્યું." સ્મિતાએ કહ્યું.

"એ હ, શેરડીના છો તમે?" પરશુરામ બોલ્યો. "એ તો મારા મિત્ર ગોવિંદ પટેલનુ ગામ."

"એ જ, એ જ, બાપુજી ગોવિંદભાઈનું જ ગામ એની ઘણી વાર્તા નવલકથાઓ એ અને આજુબાજુના વિસ્તારોના માણસોની જિંદગીને આધારે જ લખાયેલી છે."

"સાચુ, સાચુ, ગોવિંદ જિવાતા જીવનમાથી જ વાતો ઉપાડીને એવી ચગાવે છે કે માત્ર ગુજરાતનો નહિ, હવે તો ભારતભરનો એ માનીતો લેખક થઈ પડયો છે." પરશુરામે કહ્યું.

"તમે ઘણા બધા લેખકોના નિકટના પરિચયમા છો, નહિ બાપુજી?" સ્મિતાએ પૂછ્યું. પછી કહ્યુ . "તમારા ગૌરાગે તમારા સાહિત્યના શોખ વિશેની ઘણી બધી વાતો અમને કરી છે, હો."

પરશુરામ પોતાના એ અનેક મિત્રોની યાદ આવતા રાજી થયો કહ્યુ • "સાચી વાત છે, સ્મિતા ગુજરાતના લગભગ બધા જ જાણીતા લેખકો મારા અગત મિત્રો છે" પછી હસીને ઉમેર્યું : "હુ સાવ નવરો નાથો રહ્યો ને એટલે બેઠો બેઠો વાચ્યા કરું અને એ બધાને મળ્યા કરુ"

"ને એ બધાય તમને પણ મળવા આવે હો! અહીંના રવીન્દ્રભાઈ અમારા મિત્ર છે, એ કહેતા હતા."

"અકસ્માત જ છે, બહેન. એક દિવસ એક મોટા લેખકના વ્યાખ્યાનમા ગયો હતો. ત્યા જ તેમનો પરિચય થયો પછી દોસ્તી થઈ. એકમા બીજા ઉમેરાયા. તે પછી તો...બધાય મારા મિત્રો બની ગયા. આ તારો ગોવિંદ પટેલ તો ખાસ એ

ક્યારેય મુંબઈ આવ્યો નથી કે તરત મને મળ્યો નથી." પછી આતુરતાથી પૂછ્યું : "તમે લોકો એના પરિચયમાં ખરાં કે નહિ ? એક ગામનાં છો એટલે તારાં બા-બાપુજી તો એને ઓળખતાં જ હશે."

"ઓળખે જ ને ? ખૂબ ઓળખે. પણ એ રહે નડિયાદમાં ને બા-બાપુજી શેરડીમાં એટલે મળવાનું એટલું બધું ન થાય. થાય એ પણ વ્યવહાર પૂરતું. પણ એક વાર..." બોલતાં એ હસવા લાગી. પછી બોલી : "પણ એક વાર..." ને પાછી હસી પડી, ન બોલી શકાય એટલું. એટલે પરશુરામે જ પૂછ્યું :

"પણ એક વાર શું, સ્મિતા ? આટલું હસે છે કેમ ?"

"પણ એક વાર તમારા એ ગોવિંદભાઈ, મારા બાપુજી બહાર ગયા હશે એટલે મારી બા સાથે વાતોએ ચડી ગયા. ને બાપુજી, મારી બા વાતોમાં એટલી હોશિયાર કે જે એને મળે તે એને સાંભળ્યા જ કરે. ને આ ગોવિંદભાઈ પણ એમ સાંભળી જ રહ્યા. બાના નાનપણની, એના સંસારની ને એનાં અમ બધાં સંતાનોની. એ તો ખુશ ખુશ થઈ ગયા. 'તમે તો ગજબ વાતો કરો છો હોં, ભારતીબહેન, ને અહીંના જીવનનો અભ્યાસ પણ તમારો ઘણો છે. હવે તો હું તમને જ મળવા આવીશ, પોપટલાલ-ભાઈને બદલે.'

" 'તે આવજો ને ભાઈ, હું તો માણસભૂખી છું. ને તમારા ભાઈ તો મૂંગામંતર. કોકનું કામ કરવું હોય તો તૈયાર, પૈસા ખરચવા હોય તો તૈયાર, દાણાદૂણી અપાવવા હોય તો તૈયાર. પણ બોલવામાં ? મૂંગામંતર. એમને જાણે બોલશે પોતે તો કોકને આપવા ધારેલા પૈસા પડી જશે એવું લાગતું હશે.'

"એ ઉપર બંને હસ્યાં અને 'ફરી જરૂર આવીશ તમારી વાતો સાંભળવા' એમ કહી ગોવિંદભાઈ ચાલવા લાગ્યા.

" 'તમારા જેવા લેખકને મારી આવી ઢંગધડા વિનાની વાતો સાંભળવી ગમે એ તો મારાં જ ધનભાગ્યને, ભાઈ ?' કહી બાએ એને વળાવ્યા.

"ને પછી તો ગોવિંદભાઈ ખરેખર વારંવાર આવવા લાગ્યા. બાપુજીને 'કેમ પોપટભાઈ, કેમ છો ?' પૂછી પાંચ દસ મિનિટ તેમની સાથે ગાળી એ તો બા સાથે વાતે વળગે 'આ ભારતીબહેન તો વાતોનો ને અનુભવોનો ખજાનો છે, હોં' કરતા કરતા ને બા પણ એમની સાથે હોંશે હોંશે વાતો કરવા લાગે. પોતાની, સંસારની, પોતે જોયેલી દુનિયાની, આજુબાજુના માણસોની — જેનો અંત ન આવે એટલી બધી વાતો.

"બેઉને બહુ જ મજા આવે એકબીજાની વાતોમાં. બાપુજી પણ રાજી થાય. કહે : 'ગોવિંદભાઈ, આ ભારતી આગળ તો વાતોનો ખજાનો છે. એણે વાંચેલું એટલું છે ને જોયેલું એટલું છે કે એ સાંભળતાં તમારી ધીરજ ખૂટશે, પણ એની વાતો નહિ ખૂટે.'

"ગોવિંદભાઈ તો એ સાંભળી હસે. પણ બા બાપુજીને લાગમાં લીધા વિના રહે નહિ. કહે : 'જેમ તમારી ધીરજ ખૂટી ગઈ છે મારી વાતો સાંભળી સાંભળીને તેમ, કેમ ?'

"ને ગોવિંદભાઈ બોલી ઊઠે : 'પણ મારી ધીરજ નહિ ખૂટે, હોં, પોપટભાઈ. આ તો મારે માટે અણમોલ સામગ્રી છે.'

"બાપુજી હસે. 'હું ક્યાં લેખક છું કે મારે એ સામગ્રીની જરૂર હોય ?'

" 'ના, તમે તો સંત-મહાત્મા, એટલે તમારે તો બીજાનાં દુઃખદરદોની જ જરૂર હોય, કેમ ?' કહી બા ટોણો મારે.

" 'સંત-મહાત્મા થાઉં તો તો...' બાપુજી વિષાદ-થી બોલે ત્યાં બા જ ટહુકે :

" 'મેં મહાત્મા ગાંધીને જોયા નથી; એક જ મહાત્માને જોયા છે ને તે તમે જ છો, હોં.' ને એમની સામે એવું જુએ કે ગોવિંદભાઈ તો પહેલાં એકને અને પછી બીજાને ટીકયા જ કરે !

"ને એમણે તો એમાંથી જ એક વાર્તા કરી, આ બે જણનાં મહેણાંટોણાંમાંથી નીતરી આવતા તેમના સ્નેહની, ને એ ખૂબ વખણાઈ. બા-બાપુજીને પણ તેમણે એ વંચાવી. બા તો એટલી રાજી ! પણ પછી કહે :

"'ગોવિંદભાઈ, તમારી સાથે વાત કરવી એ તો કોક ડિટેક્ટિવના હાથમાં પોતાના ગુનાની ફાઈલ મૂકી દેવા જેવું થાય હો!'

"ગોવિંદભાઈએ સામું કહ્યું : 'ગુનાની જ નહિ, ગુણોની પણ હો, બહેન.'

"ને એમ મારી બાની વાતો સાભળી સાભળીને ગોવિંદભાઈએ તો ગુનાની, ને જીવનની અટપટી રીત-રસમોની, ને સમ્બંધોની ને એવી એવી ઘણી બધી વાર્તાઓ લખી નાખી. પછી એક વાર એ હોંશે હોંશે અમારે ઘેર આવ્યા, એક નવું નક્કોર પુસ્તક લઈને. સરસ રીતે છાપેલું, ને સરસ રીતે બાંધેલું. જોઈએ તોય ગમી જાય તેવું. નામ હતું 'જીવનના વહેણ'. નીચે લખ્યું હતું — 'સત્ય કથાઓ'.

"આવીને હોંશે હોંશે તે તેમણે મારી બાને આપ્યું. કહ્યું : 'લો ભારતીબહેન, આ તમારી વાર્તાઓ.'

"'મારી?' કહેતા બા પુસ્તક સામે અને ગોવિંદભાઈ સામે જોઈ રહી. થોડી વાર બોલી :

"'સરસ થયું છે હો.'

"'તમે બરોબર જુઓ તો ખરા, તમને એ વધારે ગમશે.'

'હું આખુંય વાંચી જઈશ નિરાતે, ગોવિંદભાઈ.' બાએ પુસ્તકનાં પાના ફેરવતા ફેરવતા કહ્યું. ને પાછી આનંદથી બોલી, 'છપાઈ, કાગળ, ગોઠવણી, બધુંય સરસ છે, હો.'

"'શું સરસ છે?' ગોવિંદભાઈ અકળાઈને બોલ્યા 'સરખું જોતા જ નથી ત્યા?'

"બા મૂંઝાઈ. ફરી પુસ્તક ઉથલાવ્યું. એટલે ગોવિંદભાઈ, ઠપકો આપતા હોય તેમ બોલ્યા. 'બસ? જોઈ લીધુ પુસ્તક?' પછી 'તમને જોતા ન આવડે તો હુ તમને દેખાડું.' કહી તેમણે એ પુસ્તકના અર્પણનુ પાનું બાની સામે ધર્યું. તેમાં લખ્યું હતું :

મારી સામે
જીવનના આ વહેણો સતત વહેવડાવનાર
**શ્રીમતી ભારતીબહેન પોપટલાલ દેસાઈને**
આ સત્યકથાઓ
**સાદર અર્પણ**

"પળ એક બા મૂંગી બની ગઈ. બીજી પળે એણે પોતાની આખો ઉપર આંગળીઓ ફેરવી. પછી ગોવિંદભાઈ સામે મલકી 'તમે ગોવિંદભાઈ...' કરતી તો ગોવિંદભાઈએ જ કહ્યું : 'એમા તમે ગોવિંદભાઈ શુ બહેન? તમારુ જ તમને અર્પણ કરું છુ હું.'

"બાએ બૂમ પાડી બાપુજીને બોલાવ્યા એ પણ આવડે મોટે અવાજે અપાયેલા સાદથી તરત ઓરડામાં દોડી આવ્યા. હસતા હસતા બાએ એમને કહ્યુ : 'જુઓ, આ તમારા મિત્રે મને કેવી ફુલે કે ચડાવી છે એ.'

"બાપુજીએ પુસ્તક હાથમા લીધુ. અને તેમનુ મો હસું હસું થઈ રહ્યુ. ત્યા બા ઓચિંતું જ તેને યાદ આવી ગયું હોય તેમ બોલી :

"'તમે આને સત્ય કથાઓ કહો છો, ગોવિંદ-ભાઈ?'

"'બીજું શુ કહું? તમે જ આ બધી તમારા અનુભવો અને દર્શનોની ખાણ મારી પાસે ખુલ્લી કરી છે ને?'

"'એ ખરું...પણ સત્ય? સત્ય કથાઓ?' બા વિચારમા પડી ગઈ હોય તેમ મૂગી થઈ ગઈ. બાપુજી અને ગોવિંદભાઈ બ ને તેની સામે જોઈ રહ્યા અંતે તે જ ખસિયાણા જેવું હસતા હસતા બોલી :

"'તમે ગોવિંદભાઈ, સત્યનો આટલો મહિમા કરો છો ને, તો હુ તમને સાચેસાચું કહી દઉં?'

"'કહો ને.' ગોવિંદભાઈએ આશ્ચર્યથી તેની સામે જોયુ. બાપુજી પણ તેને જોઈ રહ્યા.

"'આમાની ઘણીખરી વાતો તો મેં જ બનાવી બનાવીને તમને કહી છે, ગોવિંદભાઈ. મારો વાતોનો શોખ પોષવા અને તમને એ વાતોથી જે આનંદ થતો હતો એ માણવા.' બા પળ મૂગી રહ્યા પછી બોલી.

"'તો આ બધી વાતો સાચી બનેલી કથાઓ નથી?' ગોવિંદભાઈએ પૂછ્યું

"'કોઈ કોઈ હશે, પણ મને ખબર નથી.'

બા બોલી.

"'એટલે ?'

"હવે જે બોલી તે મારી ભણેલીગણેલી, થોડી-ઘણી વિદ્વાનમાં પણ ખપી શકે તેવી બા બોલતી હતી :

"'તમે ગોવિંદભાઈ, તમે તો મોટા લેખક છો, અને જગતને અને જીવનને જાણો છો. એમાંનું કોઈયે સત્ય આપણા હાથમાં પૂરેપૂરું આવે છે ખરું ? કદીયે ?'

"ગોવિંદભાઈએ કહ્યું : 'એ તો તત્ત્વજ્ઞાનનો વિષય થયો, પણ આ તો બધી...'

"'એ એમ બની નહોતી, એમાંથી થોડીક સિવાય, પણ બાકીની બધી તો મારા ભેજામાં જ બની હતી...' કહી બા હસી પડી. પછી ગંભીર થઈને બોલી :

"'ને સાચેસાચ એ એમ બની પણ હોય તોય તેથી એ કંઈ સાચેસાચી सत्यकथा થોડી જ થઈ જાય છે ?'

"'એટલે ?' આ વખતે બાપુજીએ પૂછ્યું.

"'તમને યાદ છે ?' એણે બાપુજીને જ કહ્યું : 'આપણી પાડોશમાં એક શ્રીમંત વ્યાપારી કુટુંબ રહેતું હતું તે ?'

"'યાદ ન હોય ? માધવપ્રસાદ એનું નામ હતું, એ ને ?'

"'હા એ જ.' બાએ કહ્યું. પછી ઉમેર્યું :

"'એનો એક જુવાનજોધ દીકરો ગુજરી ગયો હતો.'

"'હા, ગણેશ બિચારો !' બાપુજી બોલ્યા.

"'પછી એ માધવપ્રસાદે એની જુવાન વિધવા વહુને પોતાના બીજા દીકરા જોડે પરણાવી દીધી.'

"'હા, નરેશ જોડે. એ પણ મને ખબર છે.'

"'બરોબર ! આ વાત સાંભળીને આપણા એક જાણીતા લેખક મહાશય એટલા ખુશ ખુશ થઈ ગયા કે એમણે તો એમાંથી એક સરસ વાર્તા ગૂંથી કાઢી — મરનારનાં માતાપિતાના જુવાન ગુણિયલ પુત્રવધૂ પ્રત્યેના પ્રેમની. આવી જુવાન સ્ત્રીને વિધવા કેમ રખાય ? એ કરતાં તો એમનો બીજો પુત્ર એને પરણી જાય તો બિચારીનું જીવન કેટલું સુખમાં વીતે !' "

"બાપુજી હસ્યા. 'ખરેખર એવી વાર્તા લખી હતી ? તું તો બધું વાંચે એટલે તને બધુંય યાદ રહે.'

"'તમે ત્યારે બહારગામ હતા લાંબા સમય માટે, એટલે એ વાર્તા વિશે તમને વાત કરતાં હું ભૂલી ગઈ હઈશ, પણ તમને તો ખબર છે ને એ લોકોએ એ વહુને પોતાના બીજા દીકરાની વહુ શા માટે બનાવી હતી એ ?'

"'ન હોય ખબર ? આખા આપણી આજુ-બાજુના સમાજને ખબર હોય. એની મને જ ખબર ન હોય ?' બાપુજી બોલ્યા.

"'તો,' કશું ન સમજતા હોય તેમ વિસ્મયથી સાંભળી રહેલા ગોવિંદભાઈ તરફ આંગળી ચીંધી બાએ કહ્યું : 'તો એ ખબર આ તમારા મિત્રને પણ આપો.'

"બાપુજી ગોવિંદભાઈ તરફ ફર્યા. સ્મિત કરીને બોલ્યા :

"'એવું હતું ગોવિંદભાઈ, કે એ મરનાર ગણેશની જિંદગીનો મોટી રકમનો, રૂપિયા દસ લાખનો વીમો એ લોકોએ ઉતરાવ્યો હતો.' "

"'શ્રીમંત હતાં એ આટલાં બધાં, એટલે...' ગોવિંદભાઈ બોલવા જતા હતા, ત્યાં તેમને અટ-કાવીને બાપુજી જ બોલ્યા :

"'ને એ વીમો ગણેશે પોતાની પત્ની એની વારસદાર બને એ રીતે એન્ડોર્સ કરાવ્યો હતો, એનાં માતાપિતાની સંમતિથી. એમને બધાંને ક્યાં ખબર હતી કે એ બિચારો આટલી નાની ઉંમરમાં મૃત્યુ પામશે અને એનાથી પણ નાની આ પુત્રો વિનાની પુત્રવધૂ રૂપિયા દસ લાખની સ્વતંત્ર માલિકણ બની જશે ?'

"'તે ?' ગોવિંદભાઈએ મૂંઝાયેલા અવાજે પૂછ્યું.

"'તે શું ?' બા હસી, હવે બાપુજીને બદલે એ

જ બોલી :

"'આ તો પૈસાના શોખીન મોટા વેપારી માણસો. આવડીએક છોકરીને દસ લાખ રૂપિયા લઈ ઘરમાંથી બહાર જવા દે?'

"'એટલે,' હવે બાપુજી હસ્યા : 'એને પોતાના નાના દીકરા જોડે પરણાવી દીધી એમણે.'

"'પૈસા ઘરમાં ને ઘરમાં રહ્યા ને તમારા લેખક મહાશયને પૂરા સત્ય વિનાની, મનુષ્યોની અનુકંપા અને ઉદારતાની સત્યકથા મળી ગઈ."

"'ખરેખર? ગજબ કહેવાય!' હવે લેખક પણ મોટે મોટે હસી પડયા.

"'તો!' બા બોલી. 'આ થઈ તમારી સત્યકથા.' ને પછી ઉમેર્યું, 'ને મેં કહેલી સત્યકથાઓ પણ એવી જ. મેં માનેલું સત્ય જેમાં હોય તેવી. ખરેખર સત્ય તો...'

"'આખું જાણીએ ત્યારે જ ખબર પડે, નહિ, એના બધાય પાસાઓ સહિત?' લેખક બોલ્યા.

"ને બા હસી. ને બાપુજી પણ. બાપુજીએ કહ્યું :

"'તમે તો બંને સાહિત્યના માણસો છો. પણ હું તો સમાજનો માણસ છું ને? ગાંધી ને વિનોબાની જમાતનો? તો હું તો એટલું જ જાણું છું કે આખેઆખું સત્ય — તદ્દન નિર્ભેળ સો ટચના સોના જેવું સત્ય તો કોઈના પણ હાથમાં આવતું જ નથી, કદીયે નહિ.'

"'તે વ્યાસ કે વાલ્મીકિ હોય તો પણ.' બાએ ઉમેર્યું.

"'એમ જ હશે?' લેખક વિચારમાં પડી ગયા. થોડી વાર આંખ મીંચી ગયા. પછી બોલ્યા : 'જો તદ્દન નિર્ભેળ સો ટચના સોના જેવું સત્ય કોઈના હાથમાં આવતું નહિ જ હોય, તો એ સત્ય શું હશે?'

"બા હસી. 'તમે ઈસુ ખ્રિસ્તના ક્રૂસના આરોહણની વાત વાંચી છે ને, ગોવિંદભાઈ? તેના ન્યાયાધીશે પણ આ જ પ્રશ્ન પૂછ્યો હતો, નહિ, આ તમે પૂછો છો એ જ?'

"'સત્ય? સત્ય શું છે? એમ પોન્ટિયસ પાઇલટ બોલ્યો હતો.' ગોવિંદભાઈ કહ્યું.

"'એનો જવાબ એને તો નહોતો મળ્યો, પણ આજ સુધી કોઈનેયે મળ્યો છે ખરો કે તમને કે મને મળે?'

"'એટલે આપણે તો,' હવે નિર્મુક્ત રીતે હસી રહેલા ગોવિંદભાઈ બોલ્યા : 'આપણને સૂઝે એવા સત્યની સત્ય કથાઓ લખ્યે રાખીએ.'

"'ને એ પાછું સત્ય નયે હોય.' બા બોલી.

"'કોઈક વાર અસત્ય પણ હોય.' બાપુજી બોલ્યા.

"'ને તોય આ તમારી સત્ય કથાઓ હું પ્રેમપૂર્વક સ્વીકારું છું.' કહી બાએ આભારભરી આંખો ગોવિંદભાઈ તરફ ઢાળી."

વાત કરતા અટકી સ્મિતાએ પરશુરામ સામે જોયું. કહ્યું : "આવી હતી મારી બા, પરશુરામભાઈ. ને બાપુજી તો સંતપુરુષ હતા."

ને પછી પાછી રોઈ પડી — બંનેને યાદ કરીને.

પરશુરામ આવડે તેવું આશ્વાસન આપીને, સત્યની સમસ્યા વિશે વિચારતો વિચારતો ત્યાંથી ધીમે પગલે ચાલતો થયો.

પૂના, ૨૬-૮-'૯૧



## સાભાર સ્વીકાર

ગુજરાતી, બંગાળી, મરાઠી તથા હિન્દી નવલકથાઓમાં સ્વાતંત્ર્યસંગ્રામ : વ્યાખ્યાતા : પ્રા. ચન્દ્રકાન્ત મહેતા, પ્ર. કુલસચિવ, સૌરાષ્ટ્ર યુનિવર્સિટી, રાજકોટ-૩૬૦ ૦૦૫, કિં. રૂ. ૧૨. ભાસ : લે. વી. વેંકટાચલમ, અનુ. ગૌતમ પટેલ, પ્ર. સાહિત્ય અકાદમી, રવીન્દ્રભવન, ૩૫, ફિરોજશાહ રોડ, ન્યૂ દિલ્હી-૧૧૦ ૦૦૧, કિં. રૂ. ૭૦. તૃણપર્ણ : લે. વૉલ્ટ વ્હિટમન, અનુ. રાજેન્દ્ર કે. શાહ, પ્ર. ઉપર મુજબ, કિં. રૂ. ૬૫.

# રાજા અશોકનો બારમો શિલાલેખ

## [ધાર્મિક સમભાવ અને સંપનું સૂત્ર]

મધુકર અ. મેહેન્દળે

કલિંગ દેશ સાથે થયેલા યુદ્ધ પછી રાજા અશોકે બૌદ્ધ ધર્મનો સ્વીકાર કર્યો. ત્યાર પછી તેણે પોતાના રાજ્યમાં ઠેકઠેકાણે શિલાલેખો અને સ્તંભલેખો લખાવી લેવાની આજ્ઞા કરી. શિલાલેખોના માધ્યમથી તેણે પોતાના અધિકારીઓનું તેમ જ પ્રજાનું માર્ગ-દર્શન કર્યું. આ બધા લેખોને અશોકે 'ધમ્મલિપિ' (ધર્મલિપિ) એવું નામ આપ્યું છે. છતાંય લેખોમાં કોઈ પણ ઠેકાણે અશોકે સ્વીકારેલા બૌદ્ધ ધર્મના પ્રસારનો પ્રયત્ન જણાતો નથી. ધર્મ બદલ્યા પછી પણ અશોકે ધર્મના વિષયમાં ધર્માંધતા સ્વીકારી ન હતી. એ એનો એક મોટો વિશેષ ગણાય. એના રાજ્યમાં બધા ધર્મપંથોને પોતપોતાના મત અનુસાર આચરણ કરવાની છૂટ હતી. અશોકનું રાજ્ય એ ખરી રીતે ધર્મનિરપેક્ષ રાજ્ય કહી શકાય. ધર્મમૂલક ભેદભાવ પ્રજાની સાથે એણે કર્યો નહિ. બધી જ પ્રજાને સરખી રીતે પોતાનાં બાલબચ્ચાં ગણી એણે તેમના ઇહલોક અને પરલોકની ચિંતા રાખી. રાજ્યમાં ધાર્મિક પ્રવૃત્તિ વધે તેટલા માટે એણે 'ધર્મમહામાત્ર' નામના નવા અધિકારીઓ નીમ્યા. ધર્મપ્રવૃત્તિ એટલે અશોકના મંતવ્ય પ્રમાણે દયા, દાન, સત્ય, શુચિતા, માર્દવ અને સાધુભાવ એ સત્પ્રવૃત્તિઓનું આચરણ.

અશોકના લેખો વાંચતાં એક વાત સ્પષ્ટ થઈ જાય છે કે ધર્મની બાબતમાં એ અત્યંત સહિષ્ણુ હતો. એક મુદ્દા પર માત્ર એણે કોઈ પણ જાતનું સમાધાન સ્વીકાર્યું નહિ. પોતાના રાજ્યમાં પ્રાણી-ઓની હિંસા ન થાય તે માટે એ ઘણો જાગ્રત હતો. તેથી ધર્મને નામે પશુઓની હત્યા કરી તેમની યજ્ઞમાં આહુતિ આપવા ઉપર એણે સંપૂર્ણ પ્રતિબંધ મૂકી દીધો. પોતાના પહેલા જ શિલાલેખમાં એણે પ્રજાને ચેતવણી આપી કે 'અહીંયાં (રાજ્યમાં) કોઈ પણ જીવની હત્યા કરી આહુતિ આપવી નહિ.' (—ગિરનાર શિલાલેખનો પાઠ).

રાજ્યમાં ધાર્મિક કલહ ન થાય, બધા પંથોમાં સદ્ભાવ ટકી રહે તે માટે અશોકે જે સૂત્ર સૂચવ્યું છે તે ધ્યાનમાં રાખવું જરૂરી છે. તે સૂત્ર પ્રમાણે દરેક વ્યક્તિએ પોતાની વાણી પર સંયમ રાખવો જોઈએ. સૂત્રનો ખુલાસો કરતાં એણે લખાવ્યું છે કે કોઈ પણ ધર્મપંથે પોતાના પંથની અવારનવાર સ્તુતિ અને બીજા પંથોની નિંદા કરવી નહિ. તેમ કરતાં એવું વર્તન કરનાર પોતાના પંથને ઘણું નુકસાન પહોંચાડે છે. રાજ્યમાં બધા પંથોનો એક સામટો ઉત્કર્ષ થાય એવી અશોકની ઇચ્છા હતી. એક પંથનો ઉત્કર્ષ એટલે બીજા પંથનો હ્રાસ એવું ગણિત અશોકને માન્ય ન હતું. સર્વ પંથના અનુયાયીઓએ એકત્ર મળી વિચારોની આપલે કરવી એને અશોક ઘણું અગત્યનું માનતો હતો. એની સહિષ્ણુતા બધા પંથોએ જાળવવી જોઈએ. બધા પંથોના માણસો ભેગા થાય તેને અશોકે 'સમવાય' એવું નામ આપ્યું છે. આવા સમવાયો વડે બધા પંથોનો જે સાર છે તેની વૃદ્ધિ થઈ શકે એવી એની ધારણા હતી.

અશોકના બારમા શિલાલેખનો મુખ્યાંશ નીચે મુજબ છે :

૧. દેવાનાંપ્રિય પ્રિયદર્શી રાજા (અશોક) સર્વ ધર્મપંથોનો— પ્રવ્રાજકોનો તેમ જ ગૃહસ્થોનો —દાનો આપી અને જુદી જુદી જાતનાં સંમાન કરી સત્કાર કરે છે.

૨. પરંતુ આ દાનો અને સંમાનોને દેવાનાંપ્રિય

(અશોક) તેટલું માનતો નથી જેટલું તે બધા ધર્મપંથોનો જે સાર છે તેની અભિવૃદ્ધિને માને છે.

૩ ધર્મપંથોના સારની અભિવૃદ્ધિ ઘણી રીતે થઈ શકે.

૪. પણ તેનું મૂળ વાણી પર સંયમ રાખવામાં છે. વાણી પર સંયમ રાખવો એટલે કારણ વગર પોતાના જ ધર્મને સંમાનવો અને બીજા પંથોને અવમાનવા નહિ. કોઈ કારણસર તેમ કરવું હોય તો તે ઘણા ઓછા પ્રમાણમાં કરવું.

૫. ખરું જોતાં, એક પંથે બીજા ધર્મપંથોનું હમેશાં સંમાન કરવું.

૬. એમ કરનાર, પોતાના પંથનો ઉત્કર્ષ સાધે છે, અને બીજા પંથો પર અનુગ્રહ કરે છે.

૭. એમ ન કરનાર, પોતાના પંથને ક્ષીણ કરે છે, અને બીજા પંથોને નુકસાન પહોચાડે છે.

૮. પોતાના પંથ પરની ભક્તિથી ઉશ્કેરાઈ જઈ, જે કોઈ પોતાના પંથનું તેજ વધારવા માટે પોતાના પંથનું સંમાન અને બીજા પંથોનુ અપમાન કરે છે, તે પોતાના પંથને ઘણી હાનિ પહોંચાડે છે.

૯. તેથી સમવાય અગત્યનો છે. સમવાય એટલે બધા પંથો એકમ થઈ એકબીજાના પંથની માહિની મેળવે, તે મેળવવાની ઇચ્છા રાખે.

૧૦. દેવાનાંપ્રિય (અશોકની) ઇચ્છા એવી છે કે બધા ધર્મપંથો બહુશ્રુત (જ્ઞાનસંપન્ન) થાય, અને લોકોનું કલ્યાણ કરનારા બને.

૧૧. તેથી જે (અધિકારીઓને) આ કામ માટે નિયુક્ત કર્યા છે તેમણે લોકોને જણાવવું કે—

૧૨. દેવાનાં પ્રિય (અશોક) બીજાં દાનો અથવા સંમાનોને એટલું મહત્ત્વ આપતો નથી જેટલું તે બધા ધર્મપંથોની સારવૃદ્ધિને આપે છે...

અશોકના શિલાલેખ ઉપર વધુ ભાષ્ય કરવાની જરૂર નથી. તેનો આશય સ્પષ્ટ છે. હાલ દેશમાં ધર્મને લીધે કટુતા ફેલાઈ છે. તે દૂર કરવાના પ્રયાસો થઈ રહ્યા છે. તેમાં ઉપરના શિલાલેખમાં અશોકે વ્યક્ત કરેલા વિચાર — ખાસ કરીને વાણી પર કાબૂ રાખવાની ભલામણ — મોટો ફાળો આપી શકશે. અશોકના વિચાર વધુમાં વધુ લોકો સુધી પહોંચાડવા અત્યંત જરૂરી છે.



## સાભાર સ્વીકાર

दर्द : ले. इन्दिरा, प्र. शान्ति प्रकाशन, आसन–१२४२४१, रोहतक हरियाणा किं. ७५. વિગ્રથન અનુ-આધુનિકવાદ દિશાહીનતા : લે. હરિવલ્લભ ભાયાણી, પ્ર. ફાર્બસ ગુજરાતી સભા, ૩૬૫, વિઠ્ઠલભાઈ પટેલ રોડ, મુંબઈ–૪, કિં. રૂ. ૮. સગપણ એક ઉખાણું : લે. રમેશ પારેખ, પ્ર. હર્ષદ ચંદારાણા, સંયોજક કવિ શ્રી રમેશ પારેખ અભિવાદન સમિતિ, પો બો નં. ૪૬, મહાત્મા ગાંધી રોડ, અમરેલી–૩૬૫૬૦૧, કિં. રૂ. ૪૦.

# વિસ્તરતી સીમાઓ

## [સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ]

ચન્દ્રકાન્ત ટોપીવાળા

સંરચનાવાદ અને અનુસંરચનાવાદ સુધી ચાલેલી સાહિત્ય અંગેની સ્વાયત્તતાની આધુનિકતાવાદી વિભાવના આત્યંતિક છેડે વિનિર્મિતિવાદ દ્વારા જ્યારે શબ્દના અર્થની નિશ્ચિતતા કે નિર્ણીતતા ગુમાવી બેઠી, એ સાથે જ બંધ કે અંધગલીને ફરી ઉઘાડનાર બળ તરીકે અનુઆધુનિકતાવાદી કેટલાંક વલણો ઊભાં થયાં, એમાં માનવવાદી વલણ મુખ્ય છે.

આધુનિકતાવાદનું વિરોધી અનુઆધુનિકતાવાદનું આ વલણ પહેલવહેલું સ્થાપત્યકલાક્ષેત્રે દેખાયું છે. આમેય અનુઆધુનિકતાવાદ જેવી સંજ્ઞાનો પહેલો બહોળો પ્રચાર પણ સ્થાપત્યક્ષેત્રે થયો છે. એ પછી જ આ સંજ્ઞા સૌન્દર્યનિષ્ઠ શૈલી માટે, સાંસ્કૃતિક સ્થિતિ માટે, વિવેચનવ્યવહાર માટે, આર્થિક પરિસ્થિતિ માટે અને રાજકીય વલણ માટે સ્થિર થતી રહી છે.

૧૯૨૨માં એ વર્ષનાં ચમત્કાર જેવાં 'યૂલિસીઝ' અને 'ધ વેસ્ટ લેન્ડ' પ્રકાશિત થયાં, એ પછી બે વર્ષ બાદ વર્જિનિયા વુલ્ફે સૂચવેલું કે ૧૯૧૦ના ડિસેમ્બરથી જ માનવપ્રકૃતિને પરિવર્તિત કરતા 'આધુનિકતાવાદ'નો કે 'આધુનિક જગત'નો પ્રારંભ થઈ ચૂક્યો છે. એ જ પ્રમાણે ૧૯૭૭માં અનુઆધુનિકતાવાદની લાક્ષણિક એવી વિડંબિત ગંભીરતા સાથે ચાર્લ્સ જેન્કસે જાહેર કરેલું કે ૧૯૭૨ના જુલાઈની ૧૫મીએ બપોરે ૩–૩૨ કલાકે આધુનિકતાવાદનો અંત આવ્યો છે! અમેરિકામાં મધ્ય મિશિગનમાં સેન્ટ લૂઈ શહેરના આયોજકોએ આધુનિકતાવાદી મિનુરુ યામાસાકીના પ્રૂઈટ-ઈગો હાઉસિંગ પ્રોજેક્ટને કાળગ્રસ્ત ગણીને તોડાવી પાડેલો, એને ચાર્લ્સ જેન્કસ સ્થાપત્યક્ષેત્રની વિશિષ્ટ પ્રતીકાત્મક ઘટના ગણાવે છે. આ ઘટનાથી સ્થાપત્યક્ષેત્રે માનવવાદની પુનઃપ્રતિષ્ઠા થઈ. આધુનિકતાવાદી સ્થાપત્યોએ નૃરૂપકેન્દ્રિતા (anthropomorphism), નૃકેન્દ્રિતા (anthropocentrism) અને નૃમિતિકેન્દ્રિતા(anthropometrism)ને ત્યજી દીધેલાં એનો અનુઆધુનિકતાવાદી સ્થાપત્યોએ ફરી સ્વીકાર કર્યો છે. અનુઆધુનિકતાવાદી માનવકેન્દ્રિતાને સમજવા માટે સ્થાપત્યક્ષેત્રની આ સ્વીકૃતિઓને વિસ્તારથી સમજાવવાનો 'થિયરીઝ ઑવ મોડર્નિટી ઍન્ડ પોસ્ટમૉડર્નિટી' (સંપાદક, બ્રાયન એસ. ટર્નર, ૧૯૯૦) પુસ્તકમાં સ્કૉટ લેશે વ્યવસ્થિત પ્રયત્ન કર્યો છે. સ્કૉટ લેશ યુનાઇટેડ કિંગ્ડમની લાન્કસ્ટર યુનિવર્સિટીના સમાજવિજ્ઞાન વિભાગ સાથે સંયુક્ત છે. એમણે 'સોસિઑલજિ ઑવ પોસ્ટમૉડર્નિઝમ' જેવું મહત્ત્વનું પુસ્તક આપ્યું છે.

સ્કૉટ લેશે દર્શાવ્યું છે કે ઘણાખરા ઇતિહાસના યુગોમાં કલા અને સ્થાપત્ય નૃરૂપકેન્દ્રિતા સંદર્ભે માનવવાદી રહ્યાં છે. પેનોવ્સ્કીનો હવાલો બતાવે છે કે ઇજિપ્તની કલા ભૂમિતિના સિદ્ધાન્ત પર અને મધ્યકાળની ઘણીબધી કલા બીજગણિતના આધારે તૈયાર થઈ છે. પ્રશિષ્ટ ગ્રીસમાં, પુનરુત્થાનકાળમાં અને ૧૮મી સદીના પ્રશિષ્ટતાવાદમાં સૌન્દર્યવિચાર માનવકેન્દ્રી રહ્યો છે. કલાની આકૃતિઓ કે સ્થાપત્યનાં સ્વરૂપો મનુષ્યનું સાદૃશ્ય ધરાવે છે. કોર્બુઝીની સ્થાપત્ય અંગેની આધુનિકતાવાદી વ્યાખ્યા ઇજિપ્તની અને મધ્યકાળની માનવવાદી નૃરૂપકેન્દ્રિતાની વિરોધી છે. કોર્બુઝીના સ્વરૂપવાદમાં સ્થાપત્ય 'ભવ્ય, પરિજ્ઞાત, અને પ્રકાશ હેઠળ સમ્યક્ વિસ્તારલીલા બને છે. એની સમાન્તરતા ઘનશૈલીમાં

મળી આવે પરંતુ અનુઆધુનિકતાવાદી સ્થાપત્યો કોર્બુઝીની વ્યાખ્યા છોડીને ફરી માનવવાદી નૃરૂપ-કેન્દ્રિતા તરફ પાછા વળ્યા છે; જેમા આધાર, મિનાર અને સ્તંભો ચરણ-શરીર શીર્ષને પુનઃ સર્જે છે, જેમા મકાનોની પ્રમાણબદ્ધતા અને સંતુલિતતા મનુષ્યશરીરની સંતુલિતતા પરથી ઘડાઈ હોય છે. આનો અર્થ એ થયો કે આધુનિકતાવાદી પ્રયોગશીલ સૌન્દર્યવિચાર છોડીને અનુઆધુનિકતાવાદે સૌન્દર્યનો માનવવાદી વિચાર ફરી દાખલ કર્યો છે. આ વાત બૉરહોલ બેકન, બેસલિટ્ઝ જેવા અનુઆધુનિકતાવાદી ચિત્રકારોના માનવાકૃતિઓ સમાવતાં ચિત્રો માટે પણ એટલી સાચી જ છે.

નૃકેન્દ્રિતા, સાંસ્કૃતિક વસ્તુ કોને ઉદ્દેશાઈને રચાયેલી છે એના પ્રશ્ન સાથે સંકળાયેલી છે. મધ્યકાળ અને ઇજિપ્તની સાંસ્કૃતિક વસ્તુઓ દેવતાઓ સંદર્ભે છે આધુનિકતાવાદી સ્થાપત્યો પણ એ જ રીત મનુષ્યોને લક્ષમાં લેતાં નથી. એને બદલે એમનુ મૂલ્ય એમના સ્વરૂપગત ધોરણો પર, વિસ્તારશીલતા પર અવલંબેલુ છે. આધુનિકતાવાદી ચિત્રો અને ચલચિત્રો મુગ્ધ પ્રયોગો દ્વારા પ્રેક્ષકને વિકેન્દ્રિત કરવા ચાહે છે દૃશ્યો ઉપજાવી મનુષ્યઆંખ સાથે એનુ અનુસંધાન કરાવી આપતા નથી આધુનિકતાવાદી સ્થાપત્યો કોઈને માટે નથી. કોઈ કરતા કોઈની સાથે એમને નાતો નથી. આધુનિકતાવાદી સ્થાપત્યો વિન્યાસગત છે. આની સામે અનુઆધુનિકતાવાદી જેન્ક્સ જેવા સ્થપતિઓ વિન્યાસ પર આધારિત નહિ પણ અર્થ (semantics) પર આધારિત સ્થાપત્યને પુરસ્કારે છે. જેન્ક્સ, રોસી, ચાર્લ્સ મૂર, લિઓન ક્રીર જેવા સ્થપતિઓ માને છે કે વિન્યાસગત સ્થાપત્યનુ મનુષ્યો માટે કોઈ પ્રકાર્ય હોવુ જોઈએ.

નૃમિતિકેન્દ્રિતાને, નિર્મિત ભવન-પરિસરોના પરિમાપ સાથે સંબંધ છે અનુઆધુનિકતાવાદીઓ માને છે કે અવકાશને મનુષ્ય કદમાં પરિમાપિત કરવો જોઈએ. આવી નૃમિતિકેન્દ્રિતા, એક બાજુ અત્યંત અલંકૃત (બરોક) સ્થાપત્ય કે થર્ડ રાઇકના ભવ્ય પ્રશિષ્ટતાવાદની અતિવિશાળતાની વિરોધી છે, તો બીજી બાજુએ માનવીય પરિમાપને નકારતા આધુનિક શહેરી અવકાશની પણ વિરોધી છે. લંડનનું સાઉથ બૅન્કનુ સંકુલ, શિકાગોનું સિવિક સેન્ટર કે પૂર્વ બર્લિનનુ એલેકઝેન્ડરપ્લાત્ઝ ખરેખર તો જાહેર જગ્યાઓને નષ્ટ કરે છે. આથી જ આધુનિકતાવાદના કટ્ટર ટીકાકારો આની સામે સ્ટ્રીટ કાફે, બાસ્કેટ બૉલ કોર્ટ્સ, સ્ટ્રીટ મ્યુઝિશિયનો દ્વારા આવી જગ્યાઓના થતા નૃમિતિકેન્દ્રી પરિમાપને પુરસ્કારે છે. વિલિયમ એચ. વ્હાઇટ 'ધ સોસિઓલજિ ઑવ સ્મૉલ પબ્લિક સ્પેસિસ' (૧૯૮૦)મા આવી જગ્યાઓને 'ગપસપની જગાઓ' તરીકે ઓળખાવે છે, જ્યાં જતાં આવતા લોકો આવા ખૂણાખાંચામાં ગપસપ કરી શકે.

આધુનિકતાવાદે સ્વાયત્તતા, સ્વનિર્દેશ અને વસ્તુનક્ષિતાના મોહમાં ગુમાવેલું માનવપરિમાણ ફરીને હાંસલ કરવા અનુઆધુનિકતાવાદ તત્પર થયો છે.



લેખકોએ તંત્રી અને ગરીબ બિચારા બીબા ગોઠવનાર ઉપર દયાભાવ રાખવો જોઈએ. તેથી લેખકોએ કાગળની એક બાજુએ લખવુ આવશ્યક છે. લેખકો જે લેખ મોકલે તે અમે ફરી પાછા નથી લખી શકતા, એટલે પોતાથી બની શકે એવા સારામા સારા અક્ષરો લખવા એ પણ બહુ જરૂરનુ છે કેટલાક એમ માને છે કે, ગુજરાતી ભાષામા તો ગમે તેવા અક્ષર લખીએ તો પણ ચાલે એ માતૃભક્તિની ન્યૂનતા સૂચવે છે. પોતાની ભાષાના અક્ષરો ચોખ્ખા અને સુંદર લખવામા આપણે અભિમાન માનવુ જોઈએ. ગમે તેવા અક્ષર લખતાં શરમાવુ જોઈએ. પણ જ્યારે છાપવાને સારુ લખીએ ત્યારે તો બેવડી કાળજી રાખવી એ પોતાનો ધર્મ છે એમ દરેક લેખકે માનવુ જોઈએ.

—ગાંધીજી

# સ્વાધ્યાય અને સમીક્ષા

નીતિન મહેતા

## સ્વપ્નના વાસ્તવની યાત્રા

પોતે કવિતા પ્રાપ્ત કરવાની મથામણ કરે છે એમ કહેનાર કવિ જ કહી શકે

અંધકારનો અણસાર મને
અક્ષરોમાં મળ્યો (પ્રક્રિયા : ૪૩)

કવિતા પામવી અશક્ય છે. એ પામવી એટલે અંધકારમાં અથડાતા રહેવું; વાસ્તવ અને કલ્પનાના દુર્ગમ માર્ગે ભાષાની મથામણો દ્વારા યાત્રા કરતા રહેવું અને એ દ્વારા ભાષાની શક્તિને તથા સીમાને તેમ જ અસ્તિત્વની અશક્યતાને ભાષાની શક્યતાઓ દ્વારા પામવાની મથામણ કરતા રહેવું. આ ભાષા દ્વૈત રચે એટલે જ કવિ નાટ્યાત્મકતાથી કહે છે :

દ્વૈત રચતી ભાષામાં જળને પમી શકાય નહિ
(સ્વગતોક્તિ–૨, ૬૧)

અસ્તિત્વ અને કાવ્યની મથામણની પ્રક્રિયાનો આલેખ એટલે 'ચાંદનીના હંસ'.

કાવ્યસંગ્રહનું શીર્ષક રોમેન્ટિક છે, દૂરના પ્રદેશની, કવિતાના પ્રદેશની ઝંખના છે. તે પ્રદેશ તરફની ગતિ છે પણ નજર તો આ જિવાતા જીવનના પ્રશ્નો તરફ જ રહી છે. ચાંદનીયે શ્વેત ને હંસ પણ શ્વેત. આ દ્વારા ધવલ–શુભ્રતાનો નિર્દેશ તો કવિ કરે જ છે પણ હંસ ન ઊડી શકે તો આ અગ્રાહ્ય, ન સમજાતી, મૂંઝવી દેતી વાસ્તવની કેદમાં જકડાઈ રહે. કવિએ એ ચિત્ર આ રીતે મઢી લીધું છે :

બારી ખૂણે
મારી જેમ બેસી રહેલા આંસુ તળે
એક હંસ
મરડાયેલી ડોક લઈ
જકડાયેલી પાંખો બીડી
પડી રહે (૬૫)

કવિએ ભાષાને મોટે ભાગે ચિત્રકારની જેમ ખપમાં લીધી છે અને અવાજનાં ચિત્રો પણ આ સંગ્રહમાં કંઈ ઓછાં નથી. વાસ્તવ અને અતિ-વાસ્તવનાં રમણીય અને અકળાવનારાં ચિત્રો કલ્પન, લય અને અલંકારની સૌન્દર્યમય યોજનાથી, સક્ષમતાથી કેટલીય જગ્યાએ સંગ્રહમાં દોરાયાં છે. આ દ્વારા અસ્તિત્વના વિવિધ સમયો ને સંવેદનો રૂપ પામતાં જાય છે. આ કલ્પન, પ્રતીક ને અલંકાર બે પદાર્થો, અનુભૂતિઓ કે બે વિશ્વો વચ્ચે અંતર રચે, આ અંતર જેટલું વધારે એટલો ભાવકની કલ્પનાનો વિકાર પણ વધારે અને અર્થઘટનોની શક્યતાઓનો વિસ્તાર પણ વિશેષ, વાસ્તવ આથી અતિવાસ્તવ બને. આ પ્રક્રિયાના સંદર્ભે અંધકારનાં વિવિધ પ્રકારોનાં, સમયનાં ઇન્દ્રિયસંવેદ્ય અને પ્રતીકા-ત્મક તથા અલંકારમંડિત પરિમાણ પ્રગટાવતાં કેટલાંક રૂપો જોઈએ :

રેશમી વાદળોમાં લચી પડેલાં અંધારાં (૭)

*

ને ઘાસમાં આળોટતું
અંધારને છંછેડતું
વળી તંગ તીણાં તૃણ તૃણને
બાથમાં લઈ ભીંસતું
આકાશ માંસલ તારકે
લીલોતરીમાં લસ લસે. (૯)

*

મધરાતના ઝાકળભર્યા ઠંડા પ્રહર.
ચુપકીદી.
કંસારી તમરાં થઈ ગુંજતી ક્ષણો પણ ચૂપ;
(૧૦)

*

કાળી ડિબાણુ તૂરી ઊછળે પછડાટ એના તૂટે
છે પહાડ કે પેકોષમા
સુનક ત્યજીને હ સ ચાદનીના ઊડી જતા
તિમિરના બાજ રહ્યા કાળવા. (૧ )

*

હિમલ અધાર તો છે રોજિંદી વાત, (૧૫)

*

દેહની રાત્રિ ખીલી વનરાઈ થઈ, (૨૧)

*

કાળા વાદળોમા ખળખળતા ધૂમ્રગોટે
ટપકુ થઈ દેખાતી બધ થઈ હતી તે ટ્રેન (૨૩)

*

ધુમાય આખુ વ મસ્તક રાત્રિને કાળો પવન લઈને (૨૮)

*

વગડે વ ટોળાતો અધાર
ક્ષિતિજની અજાણુ ખીણુમા આવી
શાન્ત ઊભો છે શ્યામ ભૂરો તોખાર (૩૧)

*

પહાડના પોનાણુનો નકશીભર્યો અધકાર (૩૬)

*

છ ટાતી વાછ ટોમા અફળાતા મારી બારણે
અધકારના ઓરડાઓ ઊઘડતા જાય (૭૧)

આ ઉપરાત પાષાણી અધકાર ને વહેતો ઉજાસ કે રાતની અધારી ગુફામા પ્રિયતમાએ ગાયેલા ગીતોની અપ્સરાઓના શિલ્પ પણુ નાયકના વિષાદી અ ધકારને આલિગે છે અ ધકારની આ અનેક મુદ્રાઓ ચિત્તની અનેક વાસ્તવિકતાઓના દરવાજા ખોલી નાખે છે. કવિએ કલ્પનો પાસેથી વિશેષ કામ લીધુ છે (કવિ જયદેવ શુકનના 'પ્ર થમ્ય'ની કવિતાના કલ્પનોની યોજના સ યોગ ને વિયોગના ઉત્કર્ષના સ દર્ભમા જોવાની રહે જ્યારે મૂકેશ વૈદ્યન કાવ્યાની કલ્પનયોજનાને વિરતિ તથા નિર્વેદના સ દર્ભમા તપાસવાની રહે વરસાદનુ વર્ણન કલ્પન ને ઉપમાના સાયુજ્યથી ગામની છબી તાદશ કરે છે

અધાર ની ગળતા બાવળ
પાછળ ઝાડઝાખરે ખેતર વચ્ચે
ખોરમા સ તાયેલા ઠળિયા જેવુ
રડીખડી છાપરીએ ઢાકયુ ગામ (૪)

નર્યા પ્રકૃતિકાવ્ય લેખે પણુ આ રચનાને જોઈ શકાય, ક્રમશ ઊઘડતા વરસાદી ગામની છબી મનો હર બની રહે છે તો 'તીથલ દરિયે ઓટ'મા ઘરનુ ચિત્ર જોવા જેવુ છે:

નાળિયેરીના તીણુા રૂ છા પ પાળતી
ચ દ્રરેખની ફરતે
પીળુ ઝ ખાલી જળફૂ ડાળુ ખની
મારુ ઘર
મને ઘેરી વળે (૫)

'ગુફા' જેવી રચનામા અજવાળાના ગાગડા ખેરવતો ચાલી જતો સૂર્ય આદિમતાનો સ કેત કરે છે 'Nostalgic 4th July'મા દશ્ય-અવાજના કલ્પનો અસ્તિત્વ સાથે એકરૂપ બને છે, વિસ્તરે છે 'વગડાની આખો ઊઘડતા ' રચનામા પ્રકૃતિના બદલાતા રૂપોની પડછે કાવ્યનાયકની ઝ ખના તડકો બની જઈ કોઈ વેરાનમા, રાનમા ઢળી જવાની છે 'સન્ધિકાળ'મા પ્રકૃતિ જાણે કે શરીર મનમા ઊઠતા લયતર ગમય આવેગને સાહજિકતાથી ચી ધી બતાવે છે કવિની મથામણુ તો છે 'જળમા થરકતી પળ કે પળમા સરકતા જળ'ને ઉકેલવાની સર્જકતાનો ઉછાળ માત્ર અ ગો ઉપર ઊછળે જ નહિ પણુ તેને ફાડીને રક્તમા પ્રવેશે અને રક્તેના પોલાણુગાયે નીલસમુદ્રો ઝરપે આ સમુદ્રઉછાળ અસ્તિત્વને કણુકણુ રેલાવી દે, ફેલાવી દે અને સર્જક સમગ્ર મથામણુને અ તે આ રીતે બહાર આવે

જયા બદનના તન જેવડો
ઝીણુા બચેલો હુ
નાવ લઈ નીકળી પડે પેટાગમા (૪૨)

આ જ સર્જનપ્રક્રિયાની વાત 'સમ દર'મા જુદી રીત કહેવાઈ છે

મૂકેશ વૈદ્યની કેટલીક રચનાઓ વાસ્તવ અને તેની ગૂંચને, તેના વિરોધોને ચિત્તના વાસ્તવની સામે મૂકે છે. આ સતત ચાલતા સંનિકર્ષથી એક જુદું જ ભાવવિશ્વ જન્મે છે જેમાં એકલતા, ખોવાયાપણાનો અહેસાસ, જે જિવાય છે તેની વિફળતા, ભૂતકાળનો ભાર અને નગરજીવનનો વેર-વિખેર થઈ જવાનો અનુભવ મુખ્ય છે. કવિ વારંવાર નિર્વેદના સમ પર આવે છે. પરિસ્થિતિના વિષચક્રમાં ફસાતો માનવી કેવો લાચાર, અસહાય ને ગરીબડી દશા અનુભવે છે તેની વાત 'આંગળીને ટેરવે એકાદ તારો ચીંધી શકાય' જેવી અપેક્ષાયુક્ત પંક્તિથી આરંભાય છે પણ અભાવમુક્ત અપેક્ષા તરત જ વિરોધમાં સામે છેડે આવે છે: 'આખું આકાશ થોડું ચીંધી શકાય?' પરપોટાવત્ સ્વપ્નો, મેલ ટ્રેનનાં પૈડાં નીચે કચડાતો સૂરજ, આ જ સૂરજ મધરાતે કૂદતા છોકરાઓમાં રૂપાંતર પામે છે. પરિસ્થિતિથી વહેરાતા માનવીની વ્યથા તીવ્રતાથી અહીં આલેખાઈ છે કારણ કે અંતે તો તારો ચીંધવા પણ આંગળી ઊંચી થતી નથી. 'મેદની'માં શહેર ચળકતા ઊના ભાલા જેવું છે. ટોળામાં એકાકી એવો માણસ ટોળાની બહાર જઈ પોતાની આગવી વ્યક્તિતાના અભાવમાં જ ટોળાનો ભાગ બની રહે છે તેનું ચિત્ર એક સાર્થ ઉપમાથી કવિ આ રીતે આપે છે:

પાકેલા ગૂમડા જેવા
પરુ નીંગળતા ચંદ્રને ખંજવાળતો
સંતાઈ જાઉં છું — મેદનીમાં. (૫૨)

'એકાકી'માં કાવ્યનાયક પોતાને 'સ્વપ્નમાં ભૂલું પડેલું સ્વપ્ન હું' (૫૪) કહે છે; જોકે પછીની પંક્તિમાં આવતો 'નિર્ભ્રાંત' શબ્દ રચનાને બોલકી બનાવી દે છે જો કે આગળ વાસ્તવથી અતિવાસ્તવ તરફની યાત્રા રૂપાન્તરથી સહ્ય બને છે. આકાશમાં આકાશ થઈ ઊઘડતી નેતરની પારદર્શક સોનેરી ઝાળ જો કે આ ગતિશીલ ચિત્ર એકાએક અટકી જાય છે, સૃષ્ટિ અલોપ થાય છે આ તો નાયકનો ભ્રમ જ. નિયતિમાં તો

'પડઘાય પથ્થર પર પવન
ને નહીં દેખાય જળ.' (૫૪)

પણ આ નગરમાં સાચી શોધ તો 'ક્યાં હશે ઘર?'ની જ છે. આ નગર નફકરું છે, સાંજનો કોલાહલ, હોર્ન મારી ચીખતા, ઉર પીંખતા ને વાહનોની હાર જેવા વિચારો, પરચૂરણ કંકાસથી ખરાડાયેલો દિવસ અને આવી અકળાવનારી સ્થિતિમાં કાવ્યનાયક સ્વયં ટ્રાફિક આઇલેન્ડ થઈ ખોડાઈ જાય જાણે મૃત – અચેતન. આ પરિસ્થિતિમાં પણ અંદર હજી એક ગીતપંક્તિ અકબંધ છે, જે અંગાંગને સ્પર્શે છે, જીવતા હોવાનો દિલાસો આપે છે અને પવનની પીઠ પર સરતા આકાશનો, હળવાશનો આનંદસભર્યો અનુભવ નાયકને કરાવે છે! વંધ્યતા અને સર્જકતાના બે અનુભવોનું સાયુજ્ય વિરોધની ભાષાથી અહીં રચાયેલું સહૃદય જોઈ શકશે.

'ગતિ-સ્થિતિ'માં ગતિ તો છે ક્ષિતિજ સુધી લંબાયેલા હાથની અપેક્ષાની, પૃથ્વીનો ગર ચાખવાનું સપનું છે પણ રૂપાંતરનો પહેલો વળાંક ઇતિહાસનો છે, બાળપણમાં પણ આ પૃથ્વી પકડાઈ નથી, સપનું તો અધૂરું જ રહ્યું. વર્તમાનમાં હાથ ક્ષિતિજ સુધી લંબાય છે, તણાય છે, તૂટે છે આ ત્રણ ક્રિયાઓમાં નિરર્થક આયામ જ જોવા મળે છે પણ અંતે તો લંબાવેલા હાથ ખુરશીના હાથા જ બની રહે છે. સ્વપ્ન અને વાસ્તવની તાણ અહીં વિકલ્પવિહીન એકાકીપણાની સ્થિતિને પામે છે. સાચું અને ભ્રમના ભેદ ઓગળતા જવાની ક્રિયા વચ્ચે ખાસ ભિન્નતા જોવા મળતી નથી. 'સ્વગતોક્તિ-૧'માં કવિતા, કામ ને અસ્તિત્વ વચ્ચેની પસંદગીના સંબંધની વાત નાટ્યાત્મકતાથી નિરૂપાય છે. 'સ્વગતોક્તિ-૨'મા શરૂઆતનો ટોન મજાકિયો છે. કલા અને જીવન વચ્ચેનો વ્યુત્ક્રમ પણ જોનાર અહીં જોઈ શકે. પોતાની જાતને ટપારતાં ક્ષણની સાથે દોડવાની હામ છોડવાની નથી. 'આ રજસ્વલા ઝાળમાં' ઝંપલાવવાની વાત પણ અસ્તિત્વની અર્થહીનતા, વંધ્યતાની, કલા અને જીવનસન્મુખતા – વિમુખતાના પ્રશ્નોને કવિએ રોમેન્ટિકતા પર હળવો કટાક્ષ કરી નિરૂપ્યાં છે. આમ

કાળી ડિબાણુ તૂરી ઊછળે પછડાટ એના તૂટે
છે પહાડ કોષેકોષમા ...
મુનક ત્યજીને હંસ ચાદનીના ઊડી જતા
તિમિરના બાજ રહ્યાં કાળવાં. (૧૮)

*

હિમલ અધાર તો છે રોજિંદી વાત, (૧૫)

*

દેહની રાત્રિ ખીલી વનરાઈ થઈ, (૨૧)

*

કાળાં વાદળોમા ખળખળતા ધૂમ્રગોટે
ટપકુ થઈ દેખાતી બંધ થઈ હતી તે ટ્રેન
(૨૩)

*

ધુમાય આખુંય મસ્તક રાત્રિનો કાળા પવન
લઈને (૨૮)

*

વગડે વ ટોળાતો અધાર
ક્ષિતિજની અજાણુ ખીણુમા આવી
શાન્ત ઊભો છે : શ્યામ ભૂરો તોખાર (૩૧)

*

પહાડના પોનાણુનો નકશીભર્યો અધકાર (૩૬)

*

છંટાતી વાછંટોમા અફળાતા મારી બારણે
અધકારના ઓરડાઓ ઊઘડતા જાય (૭૧)

આ ઉપરાત પાષાણી અધકાર ને વહેતો ઉજાસ કે રાતની અંધારી ગુફામા પ્રિયતમાએ ગાયેલા ગીતોની અપ્સરાઓનાં શિલ્પ પણ નાયકના વિષાદી અંધકારને આલિગે છે અધકારની આ અનેક મુદ્રાઓ ચિત્તની અનેક વાસ્તવિકતાઓના દરવાજા ખોલી નાખે છે. કવિએ કલ્પનો પાસેથી વિશેષ કામ લીધુ છે. (કવિ જયદેવ શુકનના 'પ્રાથમ્ય'ની કવિતાના કલ્પનોની યોજના સંયોગ ને વિયોગના ઉત્કર્ષના સંદર્ભમા જોવાની રહે જ્યારે મૂકેશ વૈદ્યના કાવ્યોની કલ્પનયોજનાને વિરતિ તથા નિર્વેદના સંદર્ભમા તપાસવાની રહે. વરસાદનુ વર્ણન કલ્પન ને ઉપમાના સાયુજ્યથી ગામની છબી તાદશ કરે છે.

અધાર નીંગળતા બાવળ
પાછળ ઝાડઝાખરે ખેતર વચ્ચે
ભોરમા સંતાયેલા કળિયા જેવુ -
રડીખડી છાપરીએ ઢાંક્યુ ગામ (૪)

નર્યા પ્રકૃતિકાવ્ય લેખે પણ આ રચનાને જોઈ શકાય, ક્રમશઃ ઊઘડતા વરસાદી ગામની છબી મનોહર બની રહે છે તો 'તીથલ દરિયે ઓટ'મા ઘરનુ ચિત્ર જોવા જેવુ છે:

નાળિયેરીનાં તીણા રૂંછા પપાળતી
ચંદ્રરેખની ફરતે
પીળુ જાંબલી જળકૂંડાળુ બની
મારુ ઘર
મને ઘેરી વળે (૫)

'ગુફા' જેવી રચનામા અજવાળાના ગાંગડા ખેરવતો ચાલી જતો સૂર્ય આદિમતાનો સકેત કરે છે 'Nostalgic 4th July'મા દશ્ય-અવાજનાં કલ્પનો અસ્તિત્વ સાથે એકરૂપ બને છે, વિસ્તરે છે 'વગડાની આખો ઊઘડતા .'રચનામા પ્રકૃતિનાં બદલાતા રૂપોની પડછે કાવ્યનાયકની ઝંખના તડકો બની જઈ કોઈ વેરાનમા, રાનમાં ઢળી જવાની છે 'સન્ધિકાળ'મા પ્રકૃતિ જાણે કે શરીર-મનમાં ઊઠતા લયતરંગમય આવેગને સાહજિકતાથી ચીંધી બતાવે છે. કવિની મથામણ તો છે 'જળમા થરકની પળ કે પળમા સરકતા જળ'ને ઉકેલવાની સર્જકતાનો ઉછાળ માત્ર અંગો ઉપર ઊછળે જ નહિ પણ તેને ફાડીને રક્તમા પ્રવેશે અને રક્તના પોલાણમાયે નીલસમુદ્રો ઝરપે આ સમુદ્રઉછાળ અસ્તિત્વને કણકણ રેલાવી દે, ફેલાવી દે અને સર્જક સમગ્ર મથામણને અંતે આ રીતે બહાર આવે :

જયા બદનના તન જેવડો
ઝીણો બચેલો હું
નાવ લઈ નીકળી પડે પેટાળમાં. (૪૨)

આ જ સર્જનપ્રક્રિયાની વાત 'સમંદર'મા જુદી રીતે કહેવાઈ છે.

મૂકેશ વૈદ્યની કેટલીક રચનાઓ વાસ્તવ અને તેની ગૂંચને, તેના વિરોધોને ચિત્તના વાસ્તવની સામે મૂકે છે. આ સતત ચાલતા સંનિકર્ષથી એક જુદું જ ભાવવિશ્વ જન્મે છે જેમાં એકલતા, ખોવાયાપણાનો અહેસાસ, જે જિવાય છે તેની વિફળતા, ભૂતકાળનો ભાર અને નગરજીવનનો વેર-વિખેર થઈ જવાનો અનુભવ મુખ્ય છે. કવિ વારંવાર નિર્વેદના સમ પર આવે છે. પરિસ્થિતિના વિષચક્રમાં ફસાતો માનવી કેવો લાચાર, અસહાય ને ઝરીખડી દશા અનુભવે છે તેની વાત 'આંગળીને ટેરવે એકાદ તારો ચીંધી શકાય' જેવી અપેક્ષાયુક્ત પંક્તિથી આરંભાય છે પણ અભાવયુક્ત અપેક્ષા તરત જ વિરોધમાં સામે છેડે આવે છે: 'આખું આકાશ થોડું ચીંધી શકાય?' પરપોટાવત્ સ્વપ્નો, મેલ ટ્રેનનાં પૈડાં નીચે કચડાતો સૂરજ, આ જ સૂરજ મધરાતે કૂદતા છોકરાઓમાં રૂપાંતર પામે છે. પરિસ્થિતિથી વહેરાતા માનવીની વ્યથા તીવ્રતાથી અહીં આલેખાઈ છે કારણ કે અંતે તો તારો ચીંધવા પણ આંગળી ઊંચી થતી નથી. 'મેદની'માં શહેર ચળકતા ઊના ભાલા જેવું છે. ટોળામાં એકાકી એવો માણસ ટોળાની બહાર જઈ પોતાની આગવી વ્યક્તિતાના અભાવમાં જ ટોળાનો ભાગ બની રહે છે તેનું ચિત્ર એક સાર્થ ઉપમાથી કવિ આ રીતે આપે છે:

પાકેલા ગૂમડા જેવા
પરુ નીંગળતા ચંદ્રને ખંજવાળતો
સંતાઈ જાઉં છું — મેદનીમાં. (૫૨)

'એકાકી'માં કાવ્યનાયક પોતાને 'સ્વપ્નમાં ભૂલું પડેલું સ્વપ્ન હું' (૫૪) કહે છે; જોકે પછીની પંક્તિમાં આવતો 'નિર્ભ્રાંત' શબ્દ રચનાને બોલકી બનાવી દે છે જો કે આગળ વાસ્તવથી અતિવાસ્તવ તરફની યાત્રા રૂપાન્તરથી સહ્ય બને છે. આકાશમાં આકાશ થઈ ઊઘડતી નેતરની પારદર્શક સોનેરી ઝાળ જો કે આ ગતિશીલ ચિત્ર એકાએક અટકી જાય છે, સૃષ્ટિ અલોપ થાય છે આ તો નાયકનો ભ્રમ જ. નિયતિમાં તો

'પડઘાય પથ્થર પર પવન
ને નહીં દેખાય જળ.' (૫૪)

પણ આ નગરમાં સાચી શોધ તો 'ક્યાં હશે ઘર?'ની જ છે. આ નગર નફકરું છે, સાંજનો કોલાહલ, હોર્ન મારી ચીખતા, ઉર પીંખતા ને વાહનોની હાર જેવા વિચારો, પરચૂરણ કંકાસથી ખરાડાયેલો દિવસ અને આવી અકળાવનારી સ્થિતિમાં કાવ્યનાયક સ્વયં ટ્રાફિક આઇલૅન્ડ થઈ ખોડાઈ જાય જાણે મૃત – અચેતન. આ પરિસ્થિતિમાં પણ અંદર હજી એક ગીતપંક્તિ અકબંધ છે, જે અંગાંગને સ્પર્શે છે, જીવતા હોવાનો દિલાસો આપે છે અને પવનની પીઠ પર સરતા આકાશનો, હળવાશનો આનંદસભર્યો અનુભવ નાયકને કરાવે છે! વંધ્યતા અને સર્જકતાના બે અનુભવોનું સાયુજ્ય વિરોધની ભાષાથી અહીં રચાયેલું સહૃદય જોઈ શકશે.

'ગતિ-સ્થિતિ'માં ગતિ તો છે ક્ષિતિજ સુધી લંબાયેલા હાથની અપેક્ષાની, પૃથ્વીનો ગર ચાખવાનું સપનું છે પણ રૂપાંતરનો પહેલો વળાંક ઇતિહાસનો છે, બાળપણમાં પણ આ પૃથ્વી પકડાઈ નથી, સપનું તો અધૂરું જ રહ્યું. વર્તમાનમાં હાથ ક્ષિતિજ સુધી લંબાય છે, તણાય છે, તૂટે છે આ ત્રણ ક્રિયાઓમાં નિરર્થક આયામ જ જોવા મળે છે પણ અંતે તો લંબાવેલા હાથ ખુરશીના હાથા જ બની રહે છે. સ્વપ્ન અને વાસ્તવની તાણ અહીં વિકલ્પવિહીન એકાકીપણાની સ્થિતિને પામે છે. સાચું અને ભ્રમના ભેદ ઓગળતા જવાની ક્રિયા વચ્ચે ખાસ ભિન્નતા જોવા મળતી નથી. 'સ્વગતોક્તિ–૧'માં કવિતા, કામ ને અસ્તિત્વ વચ્ચેની પસંદગીના સંબંધની વાત નાટ્યાત્મકતાથી નિરૂપાય છે. 'સ્વગતોક્તિ–૨'માં શરૂઆતનો ટોન મજાકિયો છે. કલા અને જીવન વચ્ચેનો વ્યુત્ક્રમ પણ જોનાર અહીં જોઈ શકે. પોતાની જાતને ટપારતાં ક્ષણની સાથે દોડવાની હામ છોડવાની નથી. 'આ રજસ્વલા ઝાળમાં' ઝંપલાવવાની વાત પણ અસ્તિત્વની અર્થહીનતા, વંધ્યતાની, કલા અને જીવનસન્મુખતા – વિમુખતાના પ્રશ્નોને કવિએ રોમૅન્ટિકતા પર હળવો કટાક્ષ કરી નિરૂપ્યાં છે. આમ

તો સર્જકમાત્રને જિવાતા જીવન ને કળાની પસંદગીના પ્રશ્નો મૂંઝવે છે કારણ કે ભાષા દ્વૈત રચે છે તેથી જ પહેલ કરી સર્જકે પાતાળી જળમા ઝંપલાવવાનું છે તથા અંદરના અગ્નિને ઓલવવાનો નથી. છેક છેલ્લી ક્ષણ સુધીની આ મથામણ છે. જીવનમાં કાવ્ય ને કાવ્યમા જીવનને પામવાની.

આમ તો મરણ દ્વારા બધી શક્યતાઓનો અત આવે છે પણ કવિ 'ઝઝા', 'કાળું છિદ્ર' અને 'દાબડા'મા મરણની કેવી મુદ્રા ઉપસાવે છે તે પણ જોઈએ. 'ઝઝા' (૬૬)મા મરણની બિભીષિકા આલેખાઈ છે અહીં ચદ્રના બદલાતા રૂપોમા ગતિ છે. મરણની ગતિશીલતા મહિષ, જળ ને તિમિરના ગતિશીલ પ્રતીકો દ્વારા દર્શાવાઈ છે. અંતે એ જ બીજનો ચંદ્ર બધુ મેદાનમેદાન કરી, વિનાશ વેરી આભે સરતો દેખાડચો છે.

દગન્ત લગ છે પાણી પાણી
શી ગડીઓ ઉલ્લાળી આભે સરે બીજનો ચાંદો.
(૬૬)

ચંદ્ર એ મરણ તથા જીવનનુ જ અતે પ્રતીક બની રહે છે.

'કાળું છિદ્ર' 'બ્લેક હોલ'મા બધુ ગરકાવ થઈ જાય છે. કવિ મૃત્યુના સ્પર્શની વાત આત્મ-વિશ્વાસથી કહે છે. આ પ્રતીકાત્મક કવિતામા બહુમુખી મૃત્યુની અનેક છબી કવિ ઝીલે છે આ રૂપાતરની ગતિ અનુભવવા જેવી છે. આ કાળું છિદ્ર વિજ્ઞાનીઓ તો અવકાશમા દૂરબીનથી દેખાડે છે પણ કવિ તો આંખની કીકીમા, પોતાની જ અદર છુપાયેલા મરણને દેખાડે છે.

નરી આંખે ઝીલ્યું છે મારી કીકીમાં. (૬૪)

*

આઘેથી ટપકું માત્ર એ
લાગે સાધારણ કાગડો પછી ખુલ્લી પાંખે કાળું
બાજ ને પછી અણુબૉમ્બ લઈ
ધસતું વિમાન ને પછી...

માનવીએ મરણને આમંત્રવા માટેની, પસંદગીના મરણની કેટલી બધી શક્યતાઓ વિસ્તારી છે તે એક પછી એક આવતા, પલટાતા પદાર્થો દ્વારા, વિધાનોની છેકભૂંસ દ્વારા કવિએ દર્શાવ્યું છે. આ આ છે, અરે આ નથી પણ આ છે, એવી પસદગીની યોજના આ પ્રતીકોમા જોઈ શકાય છે જોકે આ મરણ આપણી અંદર જ નિવાસ કરે છે, આપણી ચામડીની જેમ તે સાથે જ છે – (અહીં સ્વાભાવિકપણે ગુલામ મોહમ્મદ શેખની કવિતા 'ત્યા દૂરથી...' નું સ્મરણ જાગે) પીડિત ને પીડનાર જુદા નથી, ભય પમાડનાર ને પામનાર અંતે એક થઈ જાય છે તેવુ એક અર્થઘટન પણ 'કાળું છિદ્ર'મા જોઈ શકાય કેમ કે કાળું છિદ્ર થઈ અવકાશમા being જ તરે છે. 'દાબડા' (૩૦–૩૧)મા ગતિશીલ કલ્પનોની શ્રેણી અને લયની ગતિ દ્વારા મૃત્યુના ડાબના સાંભળી શકાય છે. અંતે એક સ્થિર ચિત્ર સાથે મૃત્યુની છબી – શ્યામ અશ્વરૂપે જોઈ શકાય છે. આગળના ચિત્રોમા નાડીમા સંભળાતા મૃત્યુના ડાબલાની વાત કરતા 'દોડચે જાય છે સતત હેષારવ' (૩૦) એવુ કવિ કહે છે. 'હેષારવ' શબ્દ અયોગ્ય છે. 'હેષા'મા જ ધ્વનિ, અવાજ, રવના પર્યાયો આવી જાય છે વળી કાવ્યમા તે શબ્દ કોઈ નવુ પરિમાણ જન્માવ વાને બદલે કવિની શબ્દયોજનાની બેદરકારીનુ નિદર્શન કર છે. 'આકાશ એકાએક...' (૬૫)મા મરણની વાત હંસના પ્રતીક દ્વારા મૂર્ત થઈ છે. 'સૈકાઓની લીની ઊંઘમા ધકેલાય સૃષ્ટિ'મા પણ મરણનો જ નિર્દેશ છે. આખી સૃષ્ટિને મરણનુ ઘેન ચડચું છે. આસુ તળે કવિ બતાવે છે એક હંસ જે મરડાયેલી ડોક લઈ જકડાયેલી પાંખો બીડી પડી રહ્યો છે. અ. હંસ માત્ર રોમેન્ટિકતાનો પર્યાય નથી, મરણનો શુભ્રતાનોય તે પર્યાય બને છે.

'દેશવટાનું ગીત' (૬૮) કાવ્યમા ક્ષણે ક્ષણે જિંદગીથી હદપારી ભોગવતા નાયકની મનોવ્યથા નાટચાત્મક સ્વગતોક્તિથી, વાસ્તવ અતિવાસ્તવનાં ચિત્રોથી આકાર પામી છે. 'ગીત'ની સાથે સંવાદિતા, સાયુજ્ય, લયાત્મકતા ને સમતાના ભાવો હોય. અહીં તેનાથી કંઈક જુદું જ છે. જિંદગીના લય સાથેના મેળનો અભાવ પંક્તિએ પંક્તિએ સાભળી શકાય

છે. જિંદગીનાં બંધનમાંથી મુક્તિ નથી, તેના કોઈ સમ પર આવી શકાતું નથી. આ રઝળપાટભરી ઓડિસિયસની જ યાત્રાનું રૂપ છે. જીવન જોડેનો આ વિસંવાદ છે. 'દેશવટો...' ઇમેજ ઇમેજને તિર્યક્તાથી છેદે છે, બે સ્થિતિ વચ્ચેના અંતરને કવિ નજીક લાવી મૂકે એ રીતે કલ્પન ને અલંકાર પાસેથી કામ લેવામાં આવ્યું છે. કલ્પનની બાબતમાં કવિ સરરિયલ કવિઓની ઇમેજની રચનાની વાતને અનુસર્યા છે ને એમાં કલાત્મકતા સિદ્ધ થઈ શકી છે. પ્રિયતમા જિંદગી સાથેનો સંબંધ સ્વીકાર-અસ્વીકારનો છે. કેટલીક પંક્તિઓ જોઈએ :

કાનની અંધારી ગુફામાં તેં ગાયેલાં ગીતોની
અપ્સરાઓનાં શિલ્પ
મારા વિષાદી અંધકારને આલિંગે છે.
ખોપરીનાં ભૂરાં – કાળાં મેદાનોમાં ઊડયે જાય
છે સફેદ સમુદ્રપંખીઓ.

નદી (૭૦–૭૨) રચના માત્ર જિંદગીની વાત કરતી નથી. સર્જન, કામ અને જિંદગીના અનેક મુકામોમાં વહેતી જીવનધારાની વાત અહીં છે. અહીં મૂળમાં તો યાત્રા જ છે. 'દેશવટાનું ગીત' અને 'નદી' એ બન્ને બૃહદ સંદર્ભમાં તો યાત્રાનાં જ મેટાફર છે, બંનેની ગતિ નિરાળી છે. એકના કેન્દ્રમાં વેદનાનો સૂર છે જ્યારે 'નદી'માં આશ્ચર્ય, આનંદની વિવિધ રમણીય ઉન્માદી ગતિનો રણકાર છે, પ્રકૃતિ, સમય, સર્જકતાના વળાંકોની ગતિવિધિનો ઝાંખો-પાંખો નકશો છે. આ સૃષ્ટિનાં અનેક રૂપો સાથેની આત્મીયતા અને સંવાદ અહીં છે. જિવાતા અને જિવાઈ ગયેલા સમયનાં બદલાતાં રૂપોની એંધાણીઓ છે :

દ્વાપર, ત્રેતા અને સતયુગની ગાથા ગાતા પાષાણો
તમરાં – કંસારી થઈ ગુંજતાં ચકરાય
સ્થળમાં, તળમાં ને રક્તમાં. (૭૦)

અહીં જ કવિને મળે છે 'પૂર્વજોના પડછાયા અને અનાગત પેઢીઓના ઓળા'. અલબત્ત આ બધાની ઓળખ તો શબ્દથી જ કરવાની છે પણ મૂળ પ્રશ્ન છે શબ્દ ક્યાં છે? આ નદી આમ તો દેહની રાત્રિઓનાં ખડકાળ મેદાનો ચીરી વહ્યે જાય છે. અંતે એ પમાય છે તેના આરંભમાં જ.

પ્રચંડ જળરાશિની અન્તહીન અખિલાઈને
પામ્યો છું ક્યારેક
દેહના બદલાતા પ્રહરોમાં. (૭૨)

વ્યક્તિની તૂટતી, ભાંગતી, સંધાતી, ફરી ફરી બદલાતી ઇમેજને વાચા મળી છે 'છિદ્રો'માં (૩૮). વાત છે સંબંધની, દોષદર્શનની, ઓળખની વેદનાની, છતાં અંતે વ્યક્તિની ઇમેજને અકબંધ રાખવી કે તોડવી તે તો આપણે જ નક્કી કરવાનું છે કારણ કે એ સંબંધ આપણા જ રૂપનો પર્યાય છે, મૂર્તિ ઘડનાર ને તોડનાર ભિન્ન નથી. છિદ્રાન્વેષી દર્શન પણ જેને માટે સ્નેહ – આદર છે તેને આપણામાં અખંડ રાખે છે.

હું મૂર્તિની વધુ નજીક ગયો.
નજીકથી જોતાં અનેકાનેક છિદ્રો મને વિહ્વળ
કરવા લાગ્યાં. (૩૮)

આ મૂર્તિ કડડભૂસ થયા પછીયે કવિના ચિત્તમાં અખંડ જ રહે છે :

અને શિરાઓમાં વહેતા રક્તમાં
એ મૂર્તિ
હજીય અકબંધ ઊભી છે. (૩૮)

'ખાબોચિયું', 'છાપરું' અને 'ટ્રેન' આમ તો મૂડ પોએમ્સ છે, સંવેદનનાં પાસાં ને વિચારનાં પાસાંના ઝબકારાને તે રૂપ આપે છે. તેમાં કલ્પનની આછી ઝાંય ક્ષણના ઝબકારામાં, તરલ અસમાન ચમત્કૃતિના તત્ત્વ સાથે, બે વિચારોની સહોપસ્થિતિ રચે જેને બદલાતા મૂડના સંદર્ભમાં જોઈ શકાય. આમાંની કેટલીક રચનાઓમાં વસ્તુની વસ્તુતા સંવેદનાને ભેળવ્યા વિના આવે છે. ક્ષણ ક્ષણનાં સંવેદનોનો સહજોદ્ગાર ક્યાંક ક્યાંક ચિત્રરૂપ પામ્યો છે. પોતે કવિતા કરી રહ્યા છે એવા ભાર સાથે આ રચનાઓ લખાઈ નથી. આ રચનાઓમાં એક જાતની હળવાશ છે.

એક ખાબોચિયામાં
મધ્યાહ્નને

માતેલી ભેંસની જેમ જડ થઈ પડી રહેલા
સૂર્યને
સ જ સુધીમા તો માછલા ફોલી ફોલીને ખાઈ
ગયા (૪૪)

અહીં ભાર 'જડતા' પર છે પછી તે ભલેને, ગતિશીલ સૂર્ય કેમ ન હોય. 'ખાબોચિયું–૩'મા વાત તેના પુરાવવાની છે. જે સહજ બાળક્રિયાથી ચીધી બતાવી છે અંતમા આવતી ચમત્કૃતિમા લાઘવ છે હળવાશ છે. 'ખાબોચિયું–૪' જોઈએ

મેં એક ખાબોચિયામા
એક કાગળની હોડી મૂકી
અને —
એ તરી (૪૫)

આ રચનામા એક સ્વાભાવિક ક્રિયા છે, અહીં કોઈ ઊર્મિ કે સંવેદન ખાબોચિયા જોડે જોડિયા નથી, એક ક્રિયા અને તેની પૂર્તિનો આનંદ જ માત્ર છે. આ ખાબોચિયાની કેટલીક રચનાઓ Beingનો પર્યાય છે એ દ્વારા અસ્તિત્વના આતરદર્શની વાત કહેવાઈ છે. ૨ તથા ૫ એ રચના આ સંદર્ભમા જોઈ શકાય આમા ગ્રાફિક વર્ણન છે, ચિત્રોની ઊલટસૂલટ છે, કોલાજી ચિત્રોની યાદ અપાવે એવી વર્ણનયોજના છે. 'છાપરુ' તથા 'ટ્રેન'મા પણ વસ્તુની વસ્તુતા, કાવ્યની જડએસ્સાક વ્યાખ્યાઓથી આગળ જઈ માણી શકાય. તેના એક બે ઉદાહરણો જોઈએ :

પ્રવાસમા
નળિયાની છાપરીવાળા સ્ટેશનો આવે–જાય.
પ્લેટફોર્મમા ગાડી આવતા જ
નળિયાની બખોલમા અવાજ ઘૂંટતા
કબૂતરા
ડરના માર્યાં ઊડી જાય 'ટ્રેન–૩' (૪૦)

અથવા

કોઈ કોઈ વાર તો નળિયા ચળાવેના હોય
તો પણ —
છાપરા ગળે 'છાપરું–૩' (૪૮)

આ ઉપરાત 'પથ્થર' (૩૪), 'ભૂપેશની સ્મૃતિમા' (૨૫) 'કવિ શ્રી ઉમાશંકર જતા ..' (૨૭) 'સ્પર્શના જળમા' (૧), 'પથરાળ કાળા મેદાનો ..' (૨) ઇત્યાદિ રચનાઓ આસ્વાદયોગ્ય છે.

કવિની શક્તિનો પરિચય જેટલો અછાદસ કાવ્યપ્રકારોમા જોવા મળે છે એટલો જ તેની સીમાનો પરિચય તેના ગીત–ગઝલમા પામી શકાય છે. ગીતોમા કવિની જુદા થવાની હઠ છે પણ તે તતોતંત પાર ઊતરતી નથી, તેમા મંદતા છે, સ્વાયત્ત વિશિષ્ટતાનો અભાવ જ મુખરિત થતો દેખાય છે, ભાવાલેખ ક્યાક ઊણો ઊતરે છે, પરંપરાગત ગીતરચનાઓથી ઊફરા જવાનો કવિનો ઉત્સાહ સિદ્ધિમા ભાગ્યે જ પરિણમે છે જયંત પારેખે આવકાર વચનમા ઉદાહરણો આપીને વાત કરી હોત તો કવિ મૂકેશ વૈદ્યની વિશિષ્ટતાઓનો મૂર્ત સ્વરૂપમા ખ્યાલ આવી શકયો હોત

આ રીતે 'ચાદનીના હંસ'મા મૂકેશ વૈદ્યની કવિતા સ્વપ્નભૂમિનો પ્રવાસ કરનારી, કલ્પન, લય અને અલંકારની સર્જનાત્મક યોજનાથી, વિવિધ ભાવોના રમણીય વિવર્તોથી તેના કવિ અવાજને જરૂર કેટલીક રચનાઓમા જુદો પાડનાર, પરિતોષ આપનાર નીવડી શકી છે તેનો આનંદ જ હોય

[ચાદનીના હંસ મૂકેશ વૈદ્ય, સુમન પ્રકાશન, મુબઈ, ૧૯૯૧, પૃ ૭૨, રૂ ૩૦ ૦૦]



# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

સર્વભાષા સરસ્વતી

વર્ષ ત્રીજું : અંક આઠમો

માર્ચ : ૧૯૯૩

તંત્રી
રમણલાલ જોશી

૩૨



# ઉદ્દેશ

વર્ષ ત્રીજું     અંક આઠમો     સળંગ અંક : ૩૨

અનુક્રમ : માર્ચ ૧૯૯૩



પ્રકાશક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯
'ઉદ્દેશ' કાર્યાલય વતી મુદ્રક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯
મુદ્રણસ્થાન : ભગવતી મુદ્રણાલય, ૧૬, અજય ઇન્ડસ્ટ્રિયલ એસ્ટેટ, દૂધેશ્વર રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૪.

## સૂચનાઓ

* 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે.
* આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે.
* વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ. ૮૦. વિદેશમાં (એરમેલ) રૂ. ૫૦૦, (સીમેલ) રૂ. ૩૫૦
* આજીવન પ્રોત્સાહક સભ્ય : રૂ. ૧૦૦૦.
* 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. સ્વીકૃત કૃતિનો જવાબ પંદરેક દિવસમાં અપાય છે.
* છૂટક નકલ રૂ.૧૦ પોસ્ટેજ સાથે
* લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું : 'ઉદ્દેશ' કાર્યાલય, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ-૯. ફોન નં. ૪૫૨૦૨૭
* લવાજમો મનીઑર્ડર અથવા ડ્રાફ્ટથી મોકલવાં.
* 'ઉદ્દેશ'નાં લવાજમો નીચેના સ્થળે પણ ભરી શકાય છે :

(૧) સૌરભ પુસ્તક ભંડાર : ફૉલિકો ડોમ સામે, મેડા ઉપર, રિલીફ રોડ, અમદાવાદ-૧ ફોન : ૩૮૧૨૩૦, ૪૭૫૦૯૭

(૨) વિજય મૅગેઝીન વર્ડ : ૬૨, કલ્યાણ ભુવન, બીજે માળે, રિલીફ રોડ, અમદાવાદ-૧ ફોન ૩૫૬૪૭૯

# ઉદ્દેશ



માર્ચ
૧૯૯૩


सर्वभाषा सरस्वती

## મારો નાનપણનો એક સાથી

આચાર્ય આનન્દશંકર ધ્રુવના 'સાહિત્યવિચાર'નો છેલ્લો લેખ છે: 'મારા નાનપણના સાથી'. નાનપણના આ સાથીઓ એટલે પુસ્તકો. એમના એક પ્રોફેસરે સલાહ આપેલી કે અંગ્રેજી પહેલી ચોપડીથી બી.એ. સુધીના અભ્યાસક્રમમાં જે જે ચોપડીઓ ભણવાની આવી હોય તે ફરી વાંચી જવી. આ સલાહ તેમને જચી ગઈ. સ્કૂલ અને કોલેજમાં વાંચેલાં પુસ્તકો ફરી વાંચ્યાં અને આહ્લાદકારી અનુભવ થયો: "ખરેખર! જાણે એ જ સ્થાન અને એ જ કાળ! છતાં પણ કેટલો બધો ભેદ! પૂર્વે સરળ હૃદય જ્યાં માત્ર કાવ્યના સંસ્કાર જ ઝીલતું, ત્યાં અત્યારે વિચારપરાયણ બુદ્ધિ એ સંસ્કારને દુનિયાના અનુભવ અને પુસ્તકોના જ્ઞાન સાથે મેળવે છે, ભેળવે છે, એમાંથી સાર ખેંચે છે, કેટલીક વાર બગાડી નીરસ પણ કરી નાખે છે." એ પછી તેમણે ગોલ્ડસ્મિથના 'ડેઝર્ટેડ વિલેજ' અને 'વિકાર ઑફ વેકફીલ્ડ'ના પુનઃવાચન પછી આવેલા વિચારો રજૂ કરી એનું રસદર્શન આપ્યું છે. ગોલ્ડસ્મિથ વિશે લખે છે: 'એ કવિનાં પુસ્તકો અમારા છેક બાળપણનાં સાથી હતાં.... એ કવિમાં જે મોહક નિર્દોષતા અને સરળતા છે એ કારણે હો, ગમે તેમ હો, પણ એના સમાગમમાં ઘડીક બેસીએ છીએ ત્યાં એમ જ થાય છે કે જેમને મિલ્ટન, વર્ડ્ઝવર્થ અને બ્રાઉનિંગ જોઈતા હોય તે ભલે લો, અમને તો અમારો બાળકવિ ગોલ્ડસ્મિથ જ આપો!"

આ ઉપરથી અભ્યાસકાળ દરમ્યાન ભણવામાં ન આવેલાં પણ રસપૂર્વક વાંચેલાં, કેટલાંક પુસ્તકો યાદ આવ્યાં. એમાં સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલયનું એક પુસ્તક—'પ્રભુમય જીવન'—ખાસ યાદ આવ્યું. એ સમયે ખરીદેલું પણ ખરું. અત્યારે એ ક્યાંથી મળે? જઈ પહોંચ્યો સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલયમાં. સદ્ભાગ્યે એની એક જ નકલ જ હતી. ખરીદી લીધી. વધુ મળી હોત તો મિત્રોને ભેટ આપવાનો વિચાર હતો. ભિક્ષુ અખંડાનંદે આ મહાન સંસ્થાની જે ઉચ્ચ ભાવનાથી સ્થાપના કરેલી તેની અત્યારની અવસ્થા ઉદ્વેગ જન્માવે છે. (શ્રી એચ. એમ. પટેલથી આ શી રીતે જોયું જતું હશે?) એક કાળે આ સંસ્થા લોકશિક્ષણની વિદ્યાપીઠ સમી હતી.

'પ્રભુમય જીવન' એ રાલ્ફ વાલ્ડો ટ્રાઇનના In Tune with the Infiniteનો સ્વ. મણિલાલ નથુભાઈ દોશીએ કરેલો અનુવાદ છે. ૧૯૧૬માં એની પહેલી આવૃત્તિ પ્રગટ થયેલી.

અત્યાર સુધીમા એની સત્તર આવૃત્તિઓ પ્રગટ થઈ છે પચાસ હજાર ઉપરાંત નકલો વેચાઈ છે મૂળ લેખક રાલ્ફ વાલ્ડો ટ્રાઇન ,અમેરિકન હતા અને એમર્સનના અનુયાયી હતા. પુસ્તકનો આશય સાચુ સુખ — સાચી શાંતિ પ્રાપ્ત કરવાનો ઉપાય દર્શાવવાનો છે સ્વર્ગ અને નરક એ બેમાથી કોની પસદગી કરવી એ મનુષ્યના હાથની વાત છે. લેખકના શબ્દોમા "સ્વર્ગ એટલે સંપ – સગીત – સવાદ – વિશાળતા અને નરક એટલે ભેદભાવ – અસંગતિ – વિવાદ – સંકુચિત પણું." પરમાત્મા જ સર્વ સુખનુ નિધાન છે. જેટલા પ્રમાણમા મનુષ્ય આ દિવ્યતા પ્રત્યે ખુલ્લો થાય છે તેટલા પ્રમાણમા પરમાત્માની શક્તિઓ તેનામા પ્રગટ થાય છે. એટલે પરમાત્મતત્ત્વ સાથે જ્ઞાનપૂર્વક સંબંધમા આવવાનુ તે કહે છે. વિચારની શક્તિ, આરોગ્ય, પ્રેમનો પ્રભાવ, સાચી શાંતિ અને પૂર્ણ શક્તિ પ્રાપ્ત કરવાના માર્ગો પુસ્તકમા દર્શાવાયા છે જીવનની સાર્થકતા અને સમરતા શી રીતે અનુભવાય એ તેમણે દર્શાવ્યું છે. મુખ્યત્વે ઉદ્‌બોધનશૈલીનો ઉપયોગ થયો છે સ્વાનુભવના દષ્ટાન્તો પણ રોચક છે ભારતીય વાચકને જાણે ઉપનિષદની વાણી સાભળતા હોય એવો અનુભવ થશે. થોડા વિચાર-મૌક્તિકો —

જયા સુધી કુદરતના નિયમનો ભંગ છે, ત્યા સુધી તો રોગ અને દુ ખ રહેવાના જ.

*

આપણા મનની સ્થિતિ જેવી હોય, તેવી જ વસ્તુ અને સંયોગો આપણા તરફ આકર્ષાઈ આવે છે.

*

તમે દીર્ઘદૃષ્ટિથી ઊંડા ઊતરી જોશો, તો દરેક મનુષ્યમા પ્રભુને જોઈ શકશો. અલબત્ત, પ્રભુને જોવા માટે તમારે પણ પ્રભુ જેવા (નિર્દોષ અને સહૃદય) બનવુ પડશે

*

પ્રેમ આપો એટલે તમને પ્રેમ મળશે, બળ આપો એટલે તમને બળ મળશે, વિશ્વાસ રાખો એટલે તમે પણ વિશ્વાસ મેળવશો.

*

લેખક ગમે તેટલું લાબુચોડું લખે, તોપણ તે પોતામા હોય તેથી અધિક સત્ત્વ કોઈને આપી શકતો નથી, માટે જેણે વધારે સારું લખવુ હોય, તેણે પોતે જ પ્રથમ તો વધારે સારા થવુ જોઈએ.

'પ્રભુમય જીવન' એ અનતતા સાથે સુસંવાદી રીતે જીવવાનો કીમિયો દર્શાવતું એક સરસ પુસ્તક છે નાનપણના આ એક સાથીનું સ્મરણ સાપ્રતને આનદથી ભરી દે છે

રમણલાલ જોશી

# સાંપ્રત પ્રવાહો

તંત્રી

## દિલ્હી સાહિત્ય અકાદમીની સ્વાયત્તતાનો પ્રશ્ન

દિલ્હી સાહિત્ય અકાદમી દેશની એક અગ્રગણ્ય સાહિત્યસંસ્થા છે, એને પોતાનું બંધારણ છે અને દર વર્ષે બંધારણમાન્ય ભાષાઓના લેખકોને એવૉર્ડ્ઝ આપે છે, પ્રકાશનો કરે છે, પરિસંવાદો વગેરે યોજે છે. છેલ્લાં વર્ષોમાં એના પુરસ્કારોની બાબતમાં વિવાદો થયા કર્યા છે, તેમ છતાં એકંદરે આ એવૉર્ડ્ઝની પ્રતિષ્ઠા જળવાઈ રહે છે. જે અકાદમીના પ્રમુખ તરીકે જવાહરલાલ, રાધાકૃષ્ણન, સુનીતિકુમાર ચેટરજી વગેરે રહી ચૂકયા હોય એની સ્વાયત્તતા સામે ખતરો ઊભો થાય એ દુ:ખદ છે. તાજેતરમાં કેન્દ્ર સરકારના માનવ સંસાધન વિકાસ ખાતા તરફથી અકાદમીને જાણ કરવામાં આવી કે હકસર કમિટીની પાંચ ભલામણોનો સરકારે સ્વીકાર કર્યો હોઈ અકાદમીના પ્રમુખ ચૂંટણીથી નહિ પણ સર્ચ કમિટી દ્વારા રાષ્ટ્રપતિ-નિયુક્ત હશે, અને ઉપ-પ્રમુખની ચૂંટણી જનરલ કાઉન્સિલ કરશે. આની સામે સખત વિરોધ થયો અને ગયે મહિને જનરલ કાઉન્સિલે એના બંધારણ પ્રમાણે ચૂંટણી પણ કરી. પ્રમુખપદની હરીફાઈમાં મલયાલમના પ્રો. સુકુમાર એઝિકોડેએ પોતાની ઉમેદવારી પાછી ખેંચી લેતાં મરાઠીના પ્રો. ગંગાધર ગાડગીલ અને કન્નડના પ્રો. અનંતમૂર્તિ વચ્ચે સીધી સ્પર્ધા થઈ હતી. શ્રી ગંગાધર ગાડગીલને ૧૫ મત અને શ્રી અનંતમૂર્તિને ૫૨ મત મળ્યા હતા. પ્રો. અનંતમૂર્તિને અભિનંદન. દેશમાં વિવિધ સંસ્થાઓ, આયોગો, યુ.જી.સી. વગેરે સરકારી અનુદાનથી ચાલે છે. તેમ અકાદમીઓ પણ ચાલે છે. એથી એમાં હસ્તક્ષેપ કરવો કોઈ દષ્ટિએ ઉચિત નથી. આશા છે કે સરકાર હકસર કમિટીની આ ભલામણનો અમલ કરવાનો આગ્રહ નહિ સેવે.

## હિંદી ભાષાના સુપ્રસિદ્ધ કવિ નરેશ મહેતાને જ્ઞાનપીઠ એવૉર્ડ

હિંદી ભાષાના સુપ્રસિદ્ધ સાહિત્યસર્જક શ્રી નરેશ મહેતાને ભારતીય જ્ઞાનપીઠનો ૨૮મો એવૉર્ડ એનાયત થવાની જાહેરાત થઈ. આ પ્રતિષ્ઠિત એવૉર્ડ માટે દર વર્ષે જુદી જુદી ભાષાના સાહિત્યકારોમાંથી કોઈ એક સાહિત્યકારની પસંદગી થાય છે. હિંદી ભાષામાં જ્ઞાનપીઠ એવૉર્ડ મેળવનાર શ્રી નરેશ મહેતા પાચમા સાહિત્યકાર છે. સુમિત્રાનંદન પંતને ૧૯૬૮માં, રામધારી સિંહ દિનકરને ૧૯૭૨માં, 'અજ્ઞેય'ને ૧૯૭૮માં અને મહાદેવી વર્માને ૧૯૮૨માં આ એવૉર્ડ અપાયો હતો.

શ્રી નરેશ મહેતાનું નામ સાંભળી કોઈ ગુજરાતી લેખક હોવાનો આભાસ થાય. એક રીતે તે ગુજરાતી પણ છે. વર્ષો પહેલાં એમના વડવાઓ ગુજરાતમાંથી સ્થળાંતર કરી માળવા(મધ્યપ્રદેશ)માં જઈ વસ્યા હતા. એમનો જન્મ ગુજરાતી બ્રાહ્મણ કુટુંબમાં ૧૫ ફેબ્રુઆરી, ૧૯૨૨ના રોજ માળવાના શાજાપુર ગામમાં થયો હતો. એમનું મૂળ નામ પૂર્ણાશંકર શુક્લ હતું. તેમણે બનારસ હિંદુ યુનિવર્સિટીમ.થી હિંદી વિષય સાથે એમ.એ. કર્યું અને આકાશવાણીનાં જુદાં જુદાં કેન્દ્રોમાં કાર્યક્રમ અધિકારી તરીકે રહેલા. 'કૃતિ' અને 'સાહિત્યકાર' નામે સામયિકોનું સંપાદન કરેલું. ૧૯૪૨ની 'હિંદ છોડો' લડતમાં પણ તેમણે ભાગ લીધેલો અને કોંગ્રેસ સામ્યવાદી પાર્ટી સાથે પંદરેક વર્ષ જોડાયેલા હતા. ૧૯૫૯મા પ્રયાગમાં સ્થિર થયા અને સ્વતંત્ર લેખનકાર્ય આરંભ્યું. હાલ ઇન્દોરમાં ચૌથા સંસાર' દૈનિકના તંત્રી છે.

નરેશ મહેતા કવિ, નાટયકાર અને નવલકથાકાર તરીકે જાણીતા છે. તેમણે ૧૪ કાવ્યસંગ્રહો, ૭

નવલકથાઓ, ૩ વાર્તાસંગ્રહો, ૪ નાટકો પ્રસિદ્ધ કર્યાં છે. લલિત નિબંધ અને પ્રવાસવર્ણન પણ લખ્યાં છે. તેમના કાવ્યસંગ્રહોમા 'સંશયકી એક રાત', 'મહાપ્રસ્થાન', 'પ્રવાદપર્વ' 'ગાંધી ગાથા', 'ઉત્સવા', 'તુમ મેરા મૌન હો' વગેરે જાણીતા છે. 'અરણ્યા' કાવ્યસંગ્રહને ૧૯૮૯નો દિલ્હી સાહિત્ય અકાદમીનો એવૉર્ડ મળેલો. તેમની કવિતામાં વાસ્તવ અને આદર્શનો સુમેળ સધાયો છે. પ્રકૃતિએ તે રોમૅન્ટિક કવિ હોવા છતા સામાજિક વાસ્તવ પ્રત્યેની એમની નિસબત અસરકારક રીતે પ્રગટ થાય છે. 'સંશયકી એક રાત'મા રામના આતરિક મનોમંથનને વેધક અભિવ્યક્તિ સાંપડી છે તો 'મહાપ્રસ્થાન'માં કુરુક્ષેત્રના યુદ્ધ પછી પાડવોના મહાપ્રયાણનો વિષય લીધો છે. પૌરાણિક કથાવસ્તુનો ઉપયોગ કરતા તે સાપ્રત સ્થિતિને પણ એની સાથે જોડી દઈ સ્વકીય દર્શન ચિંતન પ્રસ્તુત કરે છે. એ રીતે આ કૃતિ માનવજાતિની મુક્તિનો સંદેશ આપે છે.

નવલકથાના સ્વરૂપમા પણ તેમણે ગણનાપાત્ર કામ કર્યું છે 'ડૂબતે મસ્તૂલ' એક સ્રી ઉપરના પાશવી અત્યાચારનું ઝીણવટભર્યું નિરૂપણ આપે છે. શૈલીની દૃષ્ટિએ પણ એ વિશિષ્ટ ગણાય છે. 'યહ પંથ બંધ થા' વ્યક્તિ અને વાતાવરણના સંઘર્ષનું માર્મિક નિરૂપણ કરે છે, માનવીય સંબધોની બદલાતી ભાત ઉપસાવે છે. તેમણે રાજકીય-સામાજિક સંસ્થાઓ અને અર્થતંત્ર ઉપર પ્રહારો કર્યા છે. તેમણે પાત્રોના માધ્યમ દ્વારા પોતાના વિચારો નિર્ભીક રીતે રજૂ કર્યા છે. 'ધૂમકેતુ : એક શ્રુતિ'મા ઉદયન નામે બાળકના વ્યક્તિત્વ વિકાસમા કયાં કયા પરિબળો ભાગ ભજવે છે એનું વિશ્લેષણ આપ્યું છે. 'ખંડિત યાત્રાએં'મા બધાં પાત્રો વ્યક્તિત્વહીનતા પામે છે અને એમની જીવનયાત્રાના ચૂરેચૂરા થઈ જાય છે એ બતાવ્યું છે. તેમણે અહીં મધ્યમ વર્ગના માનવીના જીવનની કરુણતા આલેખી છે. નરેશ મહેતાએ વાર્તાસંગ્રહ 'તુમ્બડકે ઘંટે', એકાંકીસંગ્રહ 'સનોવર કે ફૂલ', રેડિયો–એકાંકી 'પિછલી રાતકી બરફ' અને સંપાદન-વિવેચનના મળી ત્રીસ ઉપરાત પુસ્તકો પ્રગટ કર્યાં છે. 'કાવ્યકા વૈષ્ણવ વ્યક્તિત્વ' એમના સંનિષ્ઠ અભ્યાસનું ફળ છે.

આ બધું હોવા છતાં નરેશ મહેતાનો પ્રથમ પ્રેમ કવિતા છે તેમનું નામ 'નઈ કવિતા' આદોલન સાથે સંકળાયેલું છે. 'દૂસરા સપ્તક' કાવ્યસંગ્રહે તેમને દઢપ્રતિષ્ઠિત કર્યા. તેમનું 'મહાપ્રસ્થાન' પણ ભારતીય સાહિત્યમાં એક ગણનાપાત્ર કૃતિ ગણાય છે. ૧૯૮૨મા પ્રા. નિરંજના સદ્દાવાળાએ એનો ગુજરાતી અનુવાદ પ્રગટ કર્યો છે. અનુવાદ મૂળ કૃતિ તરફ પ્રેરે એવો છે ગુજરાતી અનુવાદ સાથે જોડવામા આવેલા નરેશ મહેતાના વક્તવ્યમાં કહેવાયું છે: "ગુજરાતીભાષી પરિવારમાં જન્મ્યો હોવા છતા માલવા (મધ્ય પ્રદેશ) ના ભાગના હિંદી વાતાવરણને કારણે દૈનિક વ્યવહારની ભાષા હિંદી ઉત્તરોતર સર્જનાત્મક ભાષા પણ બની ગઈ. ભાષાની આ સાંસ્કારિક યાત્રાએ મને હિંદી ભાષાની પરિધિ નર્મદા-ક્ષિપ્રાથી ઉપાડીને આગળ ગંગા-જમનાના હૃદયદેશ પ્રયાગમાં કાયમી કર્યો. હિંદીની એ વિશેષતા છે કે મૂળ અર્થમાં એ પ્રાદેશિક ભાષા નથી એટલે ભાષાની દૃષ્ટિએ હિંદી હોવા છતાં સંસ્કાર-પરંપરા વગેરેની દૃષ્ટિએ ગુજરાતી વૈષ્ણવી ભાવનાઓનો પ્રભાવ મારી કવિતાઓમા થયો છે, અને મારી નવલકથાઓમા ગુજરાતી પરંપરા એટલી જ મુખરિત રૂપે પાત્રો અને ચરિત્રો બનીને અભિવ્યક્ત થઈ છે. જેવી રીતે શરદબાબુની બધી નવલકથાઓના વણાટમા બંગાળી માટીની મહેક છે. પ્રત્યેક સર્જનમા મા અને માટીના દૂધની આધારભૂત આદિમ સુગંધ હોય છે, જે હોવી જોઈએ, ત્યારે જ તે ખરા અર્થમાં લેખન હોય છે." ગુજરાતીમા તેમનું 'મહાપ્રસ્થાન' ઊતર્યું એ માટે તેમણે પોતાનો આનંદ પ્રગટ કર્યો છે. ગુજરાતીમાં ઉમાશંકર જોશીએ પણ 'મહાપ્રસ્થાન' રચ્યું છે. આ બંને કૃતિઓનો તુલનાત્મક અભ્યાસ કરવા જેવો છે. ઉમાશંકર ચુસ્તપણે 'મહાપ્રસ્થાનિકપર્વ'ને અનુસરે છે જ્યારે નરેશ મહેતા સાંપ્રત દેશસ્થિતિ-

વિષયક વિચારણા આપવા કથાનકનો ઉપયોગ કરે છે. રાજ્યવ્યવસ્થાની સર્વોપરિતા માણસને ગ્રસી રહી છે. મનુષ્ય આ વરુઓનો આહાર બની રહ્યો છે એ વિશે ભારે આક્રોશ વ્યક્ત થયો છે. એકલો દુર્યોધન જ દુર્વિનીત નહોતો પણ વ્યવસ્થાનો મુકુટ ધારણ કરતા – સત્તાની મદિરા પીતા – હરકોઈ માણસનું મનુષ્યત્વ નાશ પામે છે.

નરેશ મહેતા એ આધુનિક ભારતીય સાહિત્યનો એક સશક્ત અવાજ છે. કોઈ પણ સાહિત્યસર્જક સાંપ્રતથી અસ્પૃષ્ટ રહી લખી શકે નહિ. નરેશ મહેતાની ભારતીય સમાજજીવન અને રાજ્યવ્યવસ્થા અંગેની નિસબત એમનાં સર્જનોમાં અસંદિગ્ધ રૂપે અભિવ્યક્તિ પામી છે. આજના ચોમેર પ્રદૂષિત વાતાવરણમાં આવા સર્જકોનો નિર્ભીક અવાજ આપણું એક આશાસ્થાન છે. ભારતીય જ્ઞાનપીઠ એવૉર્ડ પ્રાપ્ત કરતા આ કવિનું અભિવાદન.

## શ્રી સિતાંશુ યશશ્ચન્દ્રને રણજિતરામ ચંદ્રક

ગુજરાત સાહિત્ય સભા તરફથી ૧૯૮૭નો રણજિતરામ ચંદ્રક આપણા સંમાન્ય કવિ-વિવેચક ડૉ. સિતાંશુ યશશ્ચન્દ્રને અર્પણ કરવાનો સમારંભ અમદાવાદમાં તા. ૨૭ ફેબ્રુ. '૯૩ના રોજ યોજાયો હતો. તેમણે 'ઑડિસ્યૂસનું હલેસું' (૧૯૭૪) અને 'જટાયુ' (૧૯૮૬) કાવ્યસંગ્રહો દ્વારા આધુનિક ગુજરાતી કવિતામાં પરાવાસ્તવવાદી કવિતાનો પ્રવેશ કરાવ્યો એ ઐતિહાસિક મહત્ત્વનું કાર્ય છે. જીવનના અનુભવોને વસ્તુલક્ષી રૂપ આપી રમણીય કલા-આકારો રજૂ કરતી સિતાંશુની કવિતા છેલ્લી પચીસીના એક માતબર સર્જકશક્તિવાળા કવિ તરીકે તેમને સ્થાપે છે. ૧૯૮૭માં 'જટાયુ'ને દિલ્હી સાહિત્ય અકાદમીનો એવૉર્ડ મળેલો. નાટકમાં પણ એમને એટલો જ રસ છે. 'કેમ મકનજી ક્યાં ચાલ્યા?', 'આ માણસ મદ્રાસી લાગે છે' વગેરે એમનાં નાટકો સવેળા ગ્રંથસ્વરૂપે સુલભ બને એમ ઇચ્છીએ. 'સીમાંકન અને સીમોલ્લંઘન' અને 'રમણીયતાનો વાગ્વિકલ્પ' એમની વિવેચકપ્રતિભાનાં સુફળ છે. રણજિતરામ ચંદ્રક પ્રદાન પ્રસંગે તેમને ખૂબ ખૂબ અભિનંદન અને શુભેચ્છાઓ.

છાપાંના અહેવાલ પ્રમાણે આ સમારંભમાં હાજરી ઘણી ઓછી હતી એ ચિંતાપ્રેરક ગણાય. (સંજોગવશાત્ તે દિવસે બહારગામ હોઈ સમારંભમાં ઉપસ્થિત રહી શકાયું ન હતું.) વ્યવસ્થિત આયોજનપૂર્વક આપણા સત્ત્વશીલ સર્જકની સંપ્રાપ્તિ વિશાળ સાહિત્યરસિક વર્ગ સુધી પહોંચે એમ થવું ઘટે.

## પ્રાચીન હસ્તપ્રતોના સંરક્ષણની ગોળમેજી પરિષદ

સૌરાષ્ટ્ર યુનિવર્સિટીના ગુજરાતી ભાષા સાહિત્ય ભવનમાં પ્રાચીન હસ્તપ્રતોના સંરક્ષણ અંગેની ગોળમેજી પરિષદ રાજકોટ ખાતે તા. ૨૮ ફેબ્રુ. '૯૩ અને તા. ૧ માર્ચ '૯૩ના રોજ યોજાઈ ગઈ. તા. ૨૮–૨–૯૩ના રોજ કુલપતિ ડૉ. સિતાંશુ યશશ્ચન્દ્રે એનું ઉદ્ઘાટન કર્યું હતું. અતિથિવિશેષ તરીકે આ લખનારે અને શ્રી ગોપાળભાઈ પટેલે હાજરી આપી હતી. પરામર્શકો તરીકે ગુજરાત સાહિત્ય અકાદમીના મહામાત્ર ડૉ. હસુ યાજ્ઞિક અને શિક્ષણ વિભાગના અધિકારી શ્રી દિનેશ વ્યાસ હતા. ગુજરાતની જુદી જુદી વિદ્યાસંસ્થાઓના સંશોધકોએ એમાં ભાગ લીધો હતો. ગુજરાતી ભાષા-સાહિત્ય ભવનના અધ્યક્ષ ડૉ. બળવંત જાનીએ આ પ્રવૃત્તિનો વીગતવાર ખ્યાલ આપ્યો હતો અને ડૉ. સિતાંશુ યશશ્ચન્દ્રે આપણા આ સાંસ્કૃતિક વારસાની જાળવણીનું મહત્ત્વ દર્શાવ્યું હતું. આ લખનારે જુદા જુદા ભંડારોમાં પડેલી અને વ્યક્તિઓ પાસે રહેલી હસ્તપ્રતોને વૈજ્ઞાનિક રીતે સંપાદિત કરી એક 'સેલ' ઊભું કરવાનો ઉપક્રમ અત્યંત આવશ્યક છે એમ જણાવી લોકસાહિત્ય અને ચારણી સાહિત્યના સંશોધનને એથી વેગ મળશે એમ કહ્યું હતું. ડૉ. હિમાંશુ ભટ્ટે આભારદર્શન કર્યું હતું. આ ગોળમેજી પરિષદની ફલશ્રુતિ રૂપે બે વસ્તુઓ સારી થઈ. એક તો હસ્તપ્રતસંરક્ષણ અને હસ્તપ્રત સંપાદન વિદ્યાનો કોર્સ ઘડ્યો અને ગુજરાત હસ્ત-

પ્રૂફ સંશોધન પરિષદની સ્થાપના થઈ. આ ઇષ્ટ પ્રવૃત્તિના સંયોજક તરીકે ડૉ. બળવંત જાનીનો ઉત્સાહ અને રસ અભિનંદનીય છે

## રવિશંકર મહારાજ વ્યસન-નિષેધ પુરસ્કાર

અમદાવાદના આયુ ટ્રસ્ટ તરફથી શ્રી શોભન વસાણીએ પ્રતિ વર્ષે કોઈ પણ એક સાહિત્યકૃતિને ઉપરનો પુરસ્કાર આપવાનું નક્કી કર્યું છે સંબંધિત વ્યક્તિઓ અને પ્રકાશકોએ વધુ વીગતો માટે નીચેના સરનામે સંપર્ક સાધવો એમ જણાવ્યું છે. આયુ ટ્રસ્ટ, ૨૧૨-સર્વોદય, સનાપસ માર્ગ, અમદાવાદ-૩૮૦ ૦૦૧.

## કવિ બાલમુકુન્દ દવેનું અવસાન

ગઈ ૨૮મી ફેબ્રુ '૯૩ના રોજ ૭૭ વર્ષની વયે ગુજરાતી ભાષાના સિદ્ધ (અને હમેશા પ્રસિદ્ધિથી દૂર) કવિ બાલમુકુન્દ દવેનું અવસાન થતાં સાહિત્ય-જગતે એક શાન્ત અને સંનિષ્ઠ કવિ ગુમાવ્યા છે. બીજા દિવસે તેમના પુત્ર ચિંતનને મળ્યો ત્યારે જાણ્યું કે હિંદુતિથિ પ્રમાણે એ જ દિવસે તેમનો જન્મદિન હતો બાલમુકુન્દભાઈ થોડા સમયથી માંદા હતા અને અચાનક ચિરનિદ્રામાં પોઢી ગયા. તેમના સૌજન્યશીલ વિનમ્ર સ્વભાવનો અનેક વાર પરિચય થયેલો. તે ઓછું લખતા પણ જે કાંઈ લખતા તે ટકોરાબંધ ગાંધીયુગના કવિઓમાં તે એક શક્તિશાળી કવિ હતા ગુજરાતી સાહિત્યમાં કેટલાક લેખકો યુગ્મો તરીકે ઓળખાય છે. સુન્દરમ્ ઉમાશંકર, રાજેન્દ્ર-નિરંજન તેવું જ બાલમુકુન્દ-વેણીભાઈ પુરોહિતનું યુગ્મ આ કવિ જોડી એકસાથે જ વિકસી તેમની સિદ્ધિઓ અને વિશેષતાઓમાં પણ મળતાપણું છે. 'પરિક્રમા' પછી લાંબો સમય તેમણે સંગ્રહ કર્યો નહિ. છેક ગઈ સાલ તેમનો કાવ્યસંગ્રહ 'કુન્તલ' એસ.એન.ડી.ટી. વિમેન્સ યુનિ.ના ગુજરાતી વિભાગ તરફથી પ્રગટ થયો બાલમુકુન્દે બાળકાવ્યોના ત્રણેક સંગ્રહો આપ્યા છે પ્રૌઢશિક્ષણ માટે પુસ્તકો તૈયાર કરેલાં. બાલમુકુન્દ સરિતાની તર્જની ઝાલીને કવિતાની કેડીએ વિહર્યા. તેમના પ્રણય, પ્રકૃતિ અને ભક્તિવિષયક કાવ્યોમાં બાલમુકુન્દનો નિજી અવાજ સંભળાય છે તેમનાં કેટલાંક સુન્દર નરસિંહરાવ શૈલીનાં ગીતો લોકજીભે રમતાં થયેલાં છે. 'તારે ને મારે નેડો હો લોલ', 'ઊંચી મેડી ને ભીંતા વાંકા મારુજી', 'કંચનકાયા ઘડેલું એક કોડિયું રે' અથવા તો 'જૂઠી ઝાકળની પિછોડી મનવાજી મારા !' જેવાં ગીતો આજે પણ ગવાતાં આપણે સાંભળીએ છીએ આવા સુકુમાર મધુર ભાવોના ગાયક સદ્ગત બાલમુકુન્દ દવેના આત્માને પ્રભુ ચિરશાંતિ અર્પો.



## શ્રીફળ – ઝાકળ

(ગઝલ)

(अ)

ઝાંઝવાની ટોચ પર શ્રીફળ હતાં,
મહેરામણે મુક્તાફળો વિહ્વળ હતાં.

પ્રેમની પાગલ દશરોના દરે,
કાળને કોચી રહ્યાં કાજળ હતાં.

કોકનાં ગુલશન હસે અત્તરભર્યાં,
અન્ય કાજે છક છલાછલ છળ હતાં.

ધાન્યના ઢગલા નર્યા ડુંગર ખર્યા,
ખાંધથી ખેંચેલ જર્જર હળ હતાં.

(ब)

આરજૂનાં પંખીડાં ઊડતાં રહ્યાં,
નીડ ક્યાં ? ખળભળ છળ્યાં ભૂતળ હતાં.

પ્રારબ્ધના ચિત્રાંકને ચોરી લીધા,
પુરુષાર્થનાં તૂટી પડેલાં તળ હતાં.

ઉલૂકોએ આંગણાં ઝળહળ કર્યાં,
દર્શનોનાં દેખવાં ચંચળ હતાં.

પર્વતોએ પાંખને ધોયા કરી,
ટોચ પરનાં જળ ઝર્યાં ઝાકળ હતાં.

રામપ્રસાદ શુકલ

## એક ગઝલ

કોણ કહે છે તું ખડગની ધાર થા
થઈ શકે તો કોઈનો આધાર થા

આખી દુનિયા આવીને મળશે તને
તું તારા એકાંતનો વિસ્તાર થા

ત્યાં સુધી સંભળાશે સૂર અંતરના નહીં
ભીતરે ભારેલો એક સૂનકાર થા

લઈ જશે તુજને ગગનથી પણ પરે
અશ્વરથ પર શબ્દના તું સ્વાર થા

મહેફિલોની વાહ વાહથી દૂર રહી
તું જ તારો સાચો એક સ્વીકાર થા

વામણાઓના સમૂહ ભાગી જશે
તું ફકત વિરાટ એક આકાર થા

શું તને દેખાશે આ દર્પણ મહીં
પહેલાં તું પોતે જ તો સાકાર થા

શું 'ગઝાલા' શૂન્યમાં શોધે છે તું
આવ ધરતી પર ને હાહાકાર થા

મરિયમ ગઝાલા

## સ્વ. નગીનદાસ પારેખને...

[ઉચ્ચાર શુદ્ધિના પ્રતીક સમા ગુરુને
શિષ્યભાવે શ્રદ્ધાંજલિ.]

દાંત વગરનો
    દૂબળો ડોસો
આમ ગણો તો ગુજરાતી ભૈ
તેમ ગણો તો બંગલમાનુષ
અમુક રીતે
    ભાષાપુત્તર
    ગાંધીપુત્તર
ધોળી ટોપી
ધોળી ધોતી
ચોખ્ખા શબ્દો જેવો નોખો
દર્પણ સરખો એ તરજુમો
'કંઠ્ય' નગરની ગલીએ ગલીએ
સ્પર્શ કરીને સીધો નીસરી
'તાલવ્ય'ના તારે તારે
    નટની માફક
    રમતો રમતો
'મૂર્ધન્ય'ની ટોચ ચઢીને
'ઓષ્ઠ્ય' કલાનાં નર્તન કરતો
'દંત્ય' કાઢતો
દાંત વગરનો બોખો ડોસો
કોક 'અભિનવ રસ'ની ગાથા
    ગાવા માંડ્યો
મન મૂકીને ગાવા માંડ્યો
ને પછી કાંઈ પાવા માંડ્યો !!

ત્યાર પછી ના હેઠે ઊતર્યો
ભોળે ભોળા ગુર્જર લોકો
એમ કહે છે –
'ન હન્યતે' થયો !
ને કોઈ કહે છે
કોઈ અનોખી
    ભાષા ભણવા
        ઊંચે પૂગ્યો !

ભગીરથ બ્રહ્મભટ્ટ

૩ માર્ચ '૯૩

# રિસાઈ ગયેલો સૂરજ

હરીશ નાગ્રેચા

રંગીન ફુગ્ગાઓ, ફૂલો, રિબિન્સ અને દીવા-બત્તીઓથી ડ્રોઈંગરૂમ ઉત્સવ-માટે સજાવાયો હતો. કોલ્ડ ડ્રિન્કસની અડધી ભરેલી બાટલીઓમાં ઊભી સ્ટ્રોઝ પંખાની હવામાં ઢળકતી હતી. રમતાં કોઈએ સ્ટેચ્યુ કહ્યું હોય તેમ બર્થ-ડે કેકમાં સફેદ ક્રીમથી લખેલા અક્ષરો વચ્ચે ખૂંપેલી છરી અધ્ધર જ રહી ગઈ હતી. પાર્ટી અધવચ્ચેથી અટકી હોય એવો દેદાર હતો. સોફામાં ઉભડક બેઠેલો અનિકેત, નહોતું-થવું-જોઈતું એવા વસવસામાં માથું ધુણાવતો, મૂંઝાતો, રહી રહીને બેડરૂમ તરફ ક્ષમાયાચના જેવું જોતો હતો. ગભરાઈ ગયેલો પાંચ વર્ષનો આકાશ કબાટની સોડમાં ભરાયો હતો. ત્રણ વર્ષની યેષિ ઇરાને વળગી પડી હતી. ઇરાના લાવા ઝરતા શબ્દો અનિકેતના વ્યથિત ચહેરા પર પ્રતિક્રિયાતા હતા.

"આખું ગામ વહાલું, દીકરી સિવાય! બે કલાકનીયે માણસને ફુરસદ ન હોય?"

"મમ્મા મમ્મા!"

"ફૂટેલ નસીબની છો તું! જોયોને તમારો પપ્પો, મોટો ડૉકટર અનિકેત મુનશી!"

"મમ્મી!"

"ચૂપ કર અક્કુ, નહિતર પડશે તનેય એક"

"મમ્મા, ક્યાં જઈએ છીએ! પાપા પણ!"

"યાદ રાખજે એમને બોલાવ્યા છે તો, હિપોક્રેટ નહિ તો!"

"મમ્માઆ!" યેષિના કરગરતા સાદથી અનિકેતનો જીવ કપાઈ ગયો. એ બેડરૂમ તરફ ધસી તો ગયો પણ ઉંબર ઓળંગી ન શક્યો. પલંગ પર પડી ઉઘાડી બૅગમાં હાથે ચડતી ચીજો ધૂંઆપૂંઆ ઇરા, ઉસેડી પછાડતી હતી.

"પ્લીઝ ઇરા, સ્ટૉપ ઇટ, ફોર ગૉડ સેક..., આઇ એમ સૉરી..."

"આઇ એમ નોટ."

"આજે યેષિની બર્થ-ડે છે, આ સપરમે દિવસે..."

"તેં મારા પર હાથ ઉગામ્યો, મહેમાનો વચ્ચે, એક પેશન્ટ માટે! હાઉ ડેર...!"

"ફોન આવ્યો ત્યારે, હું ઘરમાં નથી, એમ તું જૂઠું કેમ બોલી?"

"તારાં, મારાં, આપણાં માટે. યેષિના નજીવા સુખ માટે. એમને શું એટલોય હક નથી? ઘણાં વર્ષો સહન કરી અવગણના, બસ!" ઇરાએ છળમાં બૅગ બંધ કરી.

"ઇરા, હું ડૉકટર છું. મારા પેશન્ટનો મારા પર હક છે. એમની સારવાર મારો ધર્મ છે. આઇ એમ બાઉન્ડ બાય માય ઓથ!"

"તારાં સંતાનોનો તારા પર હક નથી? પત્ની તરફ તારો કોઈ ધર્મ નથી? ચાર ફેરા ફરતી વખતે લીધેલા સોગંદનું શું?"

અનિકેત મૂંગો થઈ ગયો. ઇરાને હજી બે-ચાર સણસણાવીને જવાબ દેવા હતા, પણ એ નિરુદ્દેશ આમથી તેમ ચીજો ફેંકતી રહી. ઇરાને વળગેલી યેષિ અટવાતી હતી. આકાશ ગુમસૂમ હતો. નિઃસહાય અનિકેત ઇરાને જોઈ રહ્યો.

"પણ તારે મને કહેવું તો હતું?"

"કહ્યું હોત તો તું અધવચ્ચેથી જ અમને તરછોડી જાત."

"પણ પેશન્ટ તો બચી જાત!"

"કેમ, અનિકેત સિવાય, ડૉકટરો શું મરી ગયા છે?"

"મૃત્યુ સમાચારથી હું અપસેટ હતો કબૂલ કરું છું, મારાથી ગેરવર્તણૂક થઈ, આઇ એમ સોરી. પણ ઇરા, પ્લીઝ ડોન્ટ ગોઅ . | હવે શું કરું હું કહે .."

"રસ્તો છોડ મારો." ઇરાએ ડારતા યોષિ અને આકાશને સોડમા તાણ્યા.

"ક્યા જશે ઇરા તારું ઘર છોડીને તું !"

"મકાન કહે ઈંટ-ગારાનું. જો ઘર હોત તો હું ક્હેત કુટુંબ-કાળજી હોત ! તારું ઘર કુટુંબ છે તારી હોસ્પિટલ, તારા પેશન્ટ્સ, ને પેલી નિરુ ! .. જુઓ છો શુ , ચાલો !" બૅગ ઉપાડી ઇરાએ આકાશ અને યોષિને ધકેલ્યાં. ઇરાનો છળ જોઈ અનિકેત અવરોધી ન શકયો ગએને પાછુ , એ ગગગળો થઈ ગયો

"યોષિ બેટા..."

"પાપાઆ...!"

ઇરાએ યોષિને ઢસરી ઢસડાતી, પાછું વળીને જોતી, હાથ લંબાવી કરગરતી યોષિની નાની નાની આગળીઓના ટેરવાં પાપાને સાથે લઈ જવા હવામા ટળવળતા અનિકેત જોઈ રહ્યો.

*

દસ વર્ષ વીતી ગયા તોય હવામા ટળવળતા યોષિના ટેરવા, આગિયાની જેમ અનિકેતને દેખાતાં હતા. ટેબલ પર પડેલો એનો ફોટો સાદ પાડતો હતો. સમય ઠીંગરાઈ ગયો હતો. ફક્ત અનિકેતના વાળમા સફેદી ફૂટી હતી. એની તબિયત લથડી હતી. યોષિને તાકયા કરતા અનિકેતને જોઈ, નિરુ સહેજ ઉંબર પર અચકાઈ. એ જાણતી હતી, વિચારોમાં ખોવાઈ જવુ અનિકેત માટે સારું નથી. દવા ધરતી નિરુ યોષિના ફોટાને શરીરથી આવરતી ઊભી રહી.

"શુ વિચારતા હતા ? ઇનફ. નાઉ યુ નીડ રેસ્ટ !" પાણીનો ગ્લાસ બાજુએ મૂકી અનિકેતને બોલતા રોકી નિરુએ શાલ ઓઢાડી. "તમને હેડેક નહિ, હાર્ટ એટેક હતો. સારું થઈ ગયું, એનો અર્થ એ નહિ કે..."

"નિરુ તું શું કામ હેરાન થાય છે, મારા માટે ?"

"અનિકેત, હું શું નગુણી છું ? ભૂલી જાઉં તમારું ઋણ ?"

"તું સમજતી કેમ નથી ?"

"નર્સ રાખી હોત તો રહેતને, રાતદિવસ, તમારી સાથે ? મને નર્સ તો સમજો !" નિરુની નિખાલસતાને અન્યાય કર્યો હોય એવી ક્ષમાયાચનામા સમાધાન માટે અનિકેત, નિરુનો હાથ પસવારી, મલકયો. અનિકેતને પ્રસન્ન જોઈ નિરુથી રહેવાયું નહિ પણ, નિરુને શું-કહેવું હશે એ અનુમાનતા અનિકેતે પહેલાથી જ નકારમા માથું ધુણાવવા માડયું.

"પણ તમે સાભળો તો ખરા ! ઇરા મસ્ટ નોઅ ધિસ... પ્લીઝ .."

"એ ચાલી ગઈ. પ્રયત્નો કર્યા તોય પાછી ફરી નહિ એટલે એ મારા વિના સુખી છે, ને કોઈનું ય સુખ છીનવવાનો મને છે કોઈ અધિકાર ?"

"આ વર્ષો પહેલાંની વાત છે, અત્યારે..."

"હુ તો તનેય જવાનું કહું છું...જો નિરુ ..!" જાકારો દીધો હોય તેમ નિરુ ઊભી થઈ કે ડોરબેલ વાગી. જવાનું કારણ ઝડપતી નિરુ બહાર ચાલી ગઈ. પરવશ અનિકેત દરવાજે ચાલતી જીભાજોડી સાભળી રહ્યો. "ડૉકટર સાહેબ છે ?" "નથી." "કમ્પાઉન્ડમા ગાડી તો છે ?" "છે, તો શું ? કહ્યુ ને નથી." બારણું જોરથી અફળાયું. અનિકેત ક્ષુબ્ધ થઈ ગયો. "નિરુ !" બીજા રૂમમા જતી નિરુને અનિકેતે રોકી "હું ઘરમા છુ તોય તેં..."

"પેશન્ટ્સનુ ચાલે તો આમ જ તમને ઘસડી જાય..."

"ઘરમા માંદગી હોય, તે ચિંતામાં એમને કશુ જ દેખાય નહિ."

"મનેય ચિંતા છે તમારી. મનેય કશું જ દેખાતું નથી, બોલો, હવે ?"

"નહિ પહોચાય તને" એવી શરણાગતિમા અનિકેત મલકયો, ને વિચારમા પડી ગયો. ઇરાનેય

કદાચ કોઈ ચિંતા હશે, એટલે જ એ લડી, પણ લડકણી નહોતી. બોલવા જતી નિરુ અટકી ગઈ. મૂંગી નિરુની વાચાળ આંખોને અનિકેત સારી રીતે ઓળખતો હતો.

"નિરુ, ઇરા ચાલી ગઈ એનો મને અફસોસ નથી, પણ એની અપેક્ષામાં ઊણો ઊતર્યો, એને નાસીપાસ કરી, મને દુઃખ એનું છે."

"તમે આજે ફરીથી મન-મગજ પર ભાર મૂકવા માંડયો છે. નાઉ ઇનફ!" નિરુએ તકિયો સરખો કરી, સૂઈ જવાનો આદેશ દેતાં અનિકેતને પડખાભેર સુવડાવી, એના ખભા પર હાથ મૂકી દાબી રાખ્યો. બે હાથ વચ્ચે છાતીએ દાબેલી જૂની સાડીના ડૂચાનો ભાર જેમ બાળકને ગમે તેમ નિરુની હથેળીનું વજન અનિકેતને ગમ્યું. એણે આંખ બંધ કરી.

"નિરુ, ઇરા ઘર છોડી ગઈ એ દિવસે યોષિની બર્થ-ડે હતી. ત્યારે એ ત્રણ વર્ષની હતી. આજે તેરની થશે. કેવી દેખાતી હશે! પાપાને યાદ કરતી હશે?"

*

"હાય પાપા! યોષિ હિયર, સાંભળો છો ને પાપા?" વાત કરતાં યોષિ બારીએ મૂકેલા તુલસી-કૂંડાને તાકી રહી હતી. સૂકી ડાળીઓ માટીમાં ઊભી હતી. ક્યાંક લીલીછમ પાંદડી હવામાં ફરકતી હતી. તુલસી બારીની બહાર હતી. યોષિ બારીની અંદર, ને ઘરમાં બીજું કોઈ નહોતું. ફોન કરવાની આ જ તક હતી. "પાપા, હું પગે લાગું છું તમને! બ્લેસ મી! આજે મારી વર્ષગાંઠ છે. તેરમી હેપી-બર્થ-ડે-ટુ યોષિ, સિંગ નોઅ પાપા ટુ મી, હેપી-બર્થ-ડે! ઓહ થેંક્યુ, માય ડેડુ! માય પુપુલ! યુ આર સો સ્વીટ, પાપા!"

પાછો ફરેલો આકાશ વિચારમાં પડી ગયો. ફોન પર કોની જોડે વાત કરે છે, યોષિ? પણ બેડરૂમમાં ફોન ક્યાં છે? ફાળમાં ધીરેથી આકાશે બેડરૂમમાં જોયું. લાંબા વાળ, મોહક ગોળ ચહેરો, પાતળી, વિવશ, ફિક્કી યોષિ સોફાના ખૂણામાં ભરાઈ હાથની મૂઠી વાળી, કાને માંડી, વાત કરી રહી હતી. પપ્પાં જોડે, છાની, છેતરામણી. યોષિ થાકી જશે એ વિચારે આકાશ આગળ વધ્યો પણ યાદ આવ્યું, આજે તો યોષિની બર્થ-ડે છે, આમ પકડી પાડીશ તો...! પડદાની આડશમાં આકાશ અટકી ગયો.

"પાપા, મારે રાવ ખાવી છે. મમ્મા સ્કૂલે જ નથી જવા દેતી. કહે છે. હું નબળી પડી ગઈ છું. છું! જુઓ! ડૉક્ટરની ડૉટર નબળી હોય! મમ્મા તો ખરી છે! પાપા, મારે સ્કૂલમાં ફર્સ્ટ આવવું છે. મમ્માએ પ્રૉમિસ આપ્યું છે, ફર્સ્ટ આવીશ તો હું જે માગીશ એ મને આપશે. સમજો છો ને પાપા, કીપ ઇટ અ સિક્રેટ, ઍન્ડ વિશ મી લક, બેસ્ટ ઑફ લક! પાપા, તમે દાઢી તો નથી રાખતાને! યોષિ ગિવ્ઝ યુ અ કિસ!" યોષિ ઉત્સાહમાં બોલી તો ગઈ પણ હાંફવા લાગી!

"પાપા, ફોન મૂકી દઉં, હવે કાલે, ઓકે...! યોષિ લવ્ઝ યુ. પાપા! ડુ યુ લવ હર!" કાને ધરી રાખેલી મૂઠી ખોલી, હથેળીને ચહેરે ચાંપી, યોષિ સોફામાં ટૂંટિયું વાળીને પડી રહી. ચહેરા પર વીખરાયેલા વાળમાંથી સરતી એની નજર તુલસીની ખાલી ડાળીઓ પર, ખિસકોલીની જેમ સુરુપતી રહી. પાછો તાવ ન ચડે એ બીકે યોષિના વિચાર તોડવા, સાયસ સીટી મારતો આકાશ પ્રવેશ્યો.

"હાય, યોષં-તોષં, શું કરે છે એકલી..."

"અક્કુ, તું સ્મિતા પાસેથી મૅથ્સનો કોર્સ લઈ આવ્યો?"

"પણ, મમ્મીને પૂછ્યા વિના નહિ આપું, નહિ તો તરત શરૂ કરી દેશે."

"આપને અક્કુ, પ્લીઝ. તું સમજતો કેમ નથી? મમ્માઆ...કહેને અક્કુને..."

*

હજી લંચ અવરને ત્રીસ મિનિટ બાકી હતી. ઇરા અને પૂરવીએ જમી લીધું હતું. અહમ્ કે શરમ વિના પૂરવી જોડે પેટછૂટી વાત કરતાં મળતી મોકળાશની ઇરા રોજ રાહ જોતી. પૂરવી સિવાય ઇરાનો કોઈ સાથે ખાસ ઑફિસમાં સંબંધ રહ્યો

નહોતો. એકાએક યાદ આવતાં પૂરવીએ પર્સ ખોલી ગિફ્ટ કાઢી.

"મારા તરફથી યોષિને આપજે, વિથ લવ. ઇરા, યોષિને કેટલામું બેસશે?"

"તેરમું."

"આ વખતે બર્થ-ડે ઊજવવાની કે પાછી..."

"પટકાઈ છે." ઇરાનું મો ઊતરી ગયું. "દર વર્ષે, યોષિનો જન્મદિવસ એ દુર્ઘટનાની યાદ ઢસડી લાવે છે ને, કોઈ મૂડ નથી રહેતો—"

"મને તો એ સમજાતું નથી ઇરા, જો મનમેળ નહોતો, તો—"

ઇરા મૂંગી થઈ ક્યાંક ખોવાઈ ગઈ. પૂરવી જોઈ રહી. ફૂલની સુગંધ જેવું સ્મરણ ઇરાના ચહેરા પર હિલોળી રહ્યું હતું. એ પળ ઇરા માટે આરાધ્ય દેવે પ્રસન્ન થઈ, માગ – માગ કહ્યું હોય એવી પરમ હતી. નાનાજીને હાર્ટએટેક હતો ઇન્ટેન્સિવ કેરમાં ચોવીસ કલાક રાહ જોવાની હતી. આખી રાત મટકુંય માર્યા વિના ખડે પગે ઊભા રહી, સવારે નાડ તપાસતાં અનિકેતે રણઝણતા કહ્યું હતું:

"નાનાજી, મૅરેથૉન માટે ફિટ છે, નાઉ રિલૅક્સ."

"થૅંક્યુ ડૉક્ટર, વિધાઉટ યૉર કેર એન્ડ કન્સર્ન આ ચમત્કાર શક્ય નહોતો. લાઇક ઍન એન્જલ તમે આખી રાત જાગતા રહ્યા!"

"ઇન અ કંપની ઑફ અ લવલી લેડી."

"તમને ક્યારેય થાક નથી લાગતો?"

"થાક! દર વખતે થપ્પો રમતા કાળના મોમાથી જીવને પાછો વાળી આવું છું ત્યારે થાક નહિ, આનદ, આનંદ થાય છે!"

"આખી રાત, હું તમને જ જોયા કરતી હતી." સભાનપણે અનિકેત ઇરાની નજરમાં નજર મેળવી ત્યારે ઇરા ક્ષુબ્ધ થઈ ગઈ હતી. "ડૉક્ટર, આઈ મીન..."

"થૅંક ગૉડ, કોઈકે તો મને જોયો! ને હવે તમે તમારા નાનાજીને જુઓ, મારે બીજાં ઘણાં પેશન્ટ જોવાનાં બાકી છે." ત્યારે અવસર ચૂકી જઈ રહી હોય તેમ ઇરાએ અનિકેતને અધીરાઈથી રોક્યો હતો.

"ડૉક્ટર!"

"યસ!"

"કેન આઇ ટૉક ટુ યુ?"

"આરન્ટ્યુ!"

"આઇ મીન ફ્રેન્ક્લી?" ક્ષણના મૌન પછી બંને જણાં મહિયારું મલકી ઊઠ્યાં હતાં. અનિકેતે ઉચ્ચારેલા આંકડાઓએ પતંગિયાં થઈ ચારે કોર ઊડવા માંડ્યું હતું. પવનની લહેરખી ચહેર પર લટ હિલોળતી જાય તેમ ઇરાના ચહેરા પર પ્રેમને પ્રમાણતું સ્મરણ, અહોભાવ લોળી રહ્યું. ઇરાને જગાડવા પૂરવીએ એની કોણીને સ્પર્શ કર્યો. તો પછી આ અંતરાય! લજામણીના પાનની જેમ પૂરવીના સ્પર્શથી ઇરાના ચહેરા પર પ્રગટેલી પ્રસન્નતા સંકોચાઈ બિડાઈ ગઈ.

"હિ વૉઝ સો સ્વીટ ધેન, પૂરવી!"

"હ મસ્ટ બી સ્વીટ ઇવન નાઉ! તારા નાનાજીનો જીવ બચાવ્યો એટલે તું ઋણ અનુભવતી એની સેવાભાવના પર મોહી પડી, પરણી ગઈ. પણ તું ભૂલી ન જા કે તારા નાનાજી એના માટે ત્યારે ત્રાહિત, એક પેશન્ટ જ હતા, છતાં એણે પૂરતી કાળજી લીધી હતી. હુ ફીલ્સ કન્સર્ન ઇઝ, અનિકેત! એ બદલાયો નથી, બદલાઈ ગઈ છે તું, તારી અપેક્ષાઓ! તને ખબર તો હતી એ ડૉક્ટર છે, છતા તારો પ્રેમ તને શું એમ કહે છે, ડૉક્ટરની નિરપેક્ષતા સંકેલી, અનિકેત તારી અપેક્ષામાં સીમિત થઈ જાય? એ અનિકેત માટે સ્વાભાવિક છે? જે સ્વાભાવિક નથી એ અનિકેત કેમ હોઈ શકે, જેના તું પ્રેમમા હતી?"

શીંગડાં ઉખેડવાની ખણુ તો ઊપડી, પણ મર્મને ઉવાડવાની ઇરામા હામ નહોતી, કદાચ કોઠે પાડેલી અસહ્ય ક્ષણો ફરીથી જીવવી, જીરવાય એમ નહોતી.

"પૂરવી, હવે તો વર્ષો વીતી ગયાં."

"વર્ષો વીતી નથી ગયાં, થીજી ગયાં છે, નહિ તો છૂટછેડા લઈ તેં તોડી નાખ્યો હોત સંબંધ."

"તોડવાથી જો સંબંધ તૂટતા હોત તો...!"

આવા અનેક પ્રશ્નો ઇરાને રહી રહીને જુદાં જુદાં રૂપે સતાવતા હતા, જેના કોઈ જવાબ નહોતા, ને હતા એ મનને સમાધાન આપી નહોતા શકતા.

"સાચું કહેજે ઇરા, તને ક્યારેય એકલું નથી લાગતું ?"

"એકલું કેમ ? ચિંતા તો છે મારી પાસે, યોષિની. પૂરવી, દવાની કોઈ અસર નથી ને યોષિ ગળતી જાય છે, મીણની જેમ..."

"એ બીમાર નથી, તારા અને અનિકેતના બીમાર સંબંધનું પ્રતિબિંબ છે, એટલુંય તું જોઈ નથી શકતી!" પૂરવીની પ્રામાણિકતા એની આંખમાં ચમકતી હતી. ઇરા નીચું જોઈ ગઈ.

"મારી સામે જો ઇરા, યોષિને દવાની નહિ, એમા ડૅડીની જરૂર છે."

ઇરાને લાગ્યું, સામે બેઠેલી પૂરવી એકાએક દૂર સીમાડા પાર ઓસરી ગઈ છે. એ એકલી, સાવ એકલી પડી ગઈ છે. ઇરાએ પૂરવીને આંબવા હાથ લંબાવ્યો. "ઇરા, યોષિનું મન અપરાધભાવથી વસવસે છે. એની બર્થ-ડે-પાર્ટી ન થઈ હોત તો ન વિખવાદ જાગત, ન તમે વિખૂટાં પડયાં હોત ! તમારા જુદા પડવાનો દોષ એણે પોતાના પર વહોરી લીધો છે, ને એટલે જ દર વર્ષે, બર્થ-ડે વખતે બીમાર પડી જાય છે, જેથી ન એ પ્રસંગ ઊજવાય, ન યાદ કરી તારું મન દુભાય ! ઇરા, અપેક્ષા પાર પણ સુખનો વિસ્તાર હોય છે, જો એ દેખાય નહિ નરી આંખે તો એ હયાત નથી એમ શુ કામ માની લેવું ? તું સમજતી કેમ નથી ઇરા, યુ કાન્ટ બી હર ફાધર !" ઓઠિંગણે ઊભા, પડખાથી રજ ખરતાં ખખડધજ મકાનની જેમ ઇરાના પ્રતિકારો ઢસકવા લાગ્યા. ઇરાને થયું એ ભાગી પડશે. પણ ઊગરી ગઈ. એનો ફોન હતો. ઇરાએ જઈને ફોન લીધો. પૂરવી ઇરાને સચિંત જોઈ રહી.

*

એ જ ઇન્વૉલ્વમેન્ટ છે, દુઃખી થશે, મિસફિટ ! અનિકેત પોતાને જોતો હોય, એમ ડૉકટર કાપડિયાને બૅગ બંધ કરતા જોઈ રહ્યા. નિરૂ કાપડિયાને અનિકેત જોડે સરખાવી રહી. અનિકેત અને નિરૂ બંનેને તાકતાં જોઈ, કાપડિયાએ ક્ષોભમાં હસી, અણદીઠ ડાઘ લૂછતો હોય એમ ચહેરા પર હાથ ફેરવ્યો. વાતાવરણમાં અનાયાસે જન્મેલી અસભ્યતા નિવારવા અનિકેતે કાપડિયાએ આણેલાં ફૂલો સૂંઘ્યાં.

"શું કામ લાવ્યો ? હું બચી ગયો એટલે ! એની વે, થેંક્સ ફૉર ધ ફ્લાવર્સ !"

"હવે કેવું લાગે છે ?"

"જેવું લાગે એવું, પણ તને ભાન છે કેટલા વાગ્યા ?—ત્રણ. કુન્દન જમવાની રાહ જોતી હશે. ઘરે જા હવે, સિવાય કે તારે ડાયવૉર્સ જોઈતો હોય, પણ ડાયવૉર્સ દેવા જેવી છે નહિ, મીઠડી છે કુન્દન." કોઈ ચીજ અવળે હાથે મુકાઈ જતા, ખોઈ નાખ્યાની ફાળ પડે ને તરત અનાયાસે હાથ લાગી જતા જીવને કળ વળે, એમ અનિકેતની પ્રસન્નતા જોઈ, કાપડિયા અને નિરુની આખમાં 'થેંક-ગૉડ' જેવી હાશ ચમકી. હાશમાંથી મલકાટે વેરાઈ ઘર ભરી દીધું. નિરુ કાપડિયાને દરવાજા સુધી વળાવવા ગઈ ત્યા સુધીમા તો ઘરમાં ઘૂમરાતા મલકાટનો ફુગ્ગો, હાસ્યનો ગુંબજ થઈ ફૂલ્યો, યોષિના ફોટા સુધી વિસ્તર્યો, અથડાયો, ને ફૂટી ગયો.

*

ટેબલ પર પર્સ ફંગોળતી ઇરા ઉતાવળે ઘરમાં પ્રવેશી ત્યાર યોષિની બંધ પાપણો નીચે સિડાયેલી કીકીઓ તુલસીને સૂંઘવા તાકી રહી હતી. મમ્મા-આવી-કે-શું એવા અનુમાનમાં, ઊંડા શ્વાસ ખેંચતી યોષિએ આખો ખોલી. ઇરાને જોઈ હાથ લંબાવ્યો. ઇરાએ દોડી જઈ એને બાથમાં સમેટીને પીઠ પસ-વારવા માંડી.

"મમ્મા આવી ગઈ તું વહેલી ! સો સ્વીટ માય, મમ્મા !"

"હેપી બર્થ-ડે-ટુ-યોષિ ! હું ઑફિસે ગઈ ત્યારે તું સૂતી હતી !" ઇરાએ બચી કરતાં પર્સમાથી ઘડિયાળ કાઢી, યોષિના કાંડે પહેરાવી. યોષિને હાથ ખેંચી લેવો હતો, પણ મમ્માને માઠું લગાડવાની એનામાં ન હિંમત હતી, ન શક્તિ. યોષિને ઘડિયાળનો

ભાર લાગતો હતો.

"મમ્મા, તને તો ખબર છે, મને નથી ગમતું તોય શું કામ લાવી! મારી પાસે સમય જોવાનો વખત ક્યાં છે? મમ્મા, અંકુને કહેને મેથ્સનો કોર્સ લઈ આવ્યો છે તે આપે! ને તું ભૂલી નથી ગઈને...!" ડૂમો ભરાઈ આવતાં ઇરાએ યોષિને સોડમાં વધુ સંકોરી, પૂરવીની ભેટ ધરી, યોષિએ જોઈ, લીધી નહિ. આંખ બંધ કરી ઇરાના ખોળામાં માથું નાખી, કોણી અને ગોઠણને પેટમાં સંકોરી યોષિ એમ ટૂંટિયું વળી ગઈ — જાણે પાછું ઇરાના શરીરમાં ઓગળી ન જવું હોય! ઇરાએ યોષિના શરીરને પાલવથી આવર્યું. અત્યારે યોષિનો પિંડ શાંત પડ્યો હતો પણ પેટમાં હતી ત્યારનો સળવળાટ! પ્રસવ વખતે પેટ પર અંકાયેલો કાપ ઇરાને અનુભવાયો.

"ડૉક્ટર, મને ફોન આપો, હું વાત કરું અનિકેત જોડે."

"મિસિસ મુનશી, તમે ફિકર ના કરો... હું...! હેલો ડૉક્ટર મુનશી! યસ કૉમ્પ્લીકેશન્સ છે, સિઝેરિયન! યૉર વાઇફ નીડ્ઝ યુ! આઈ સી, તમારો પેશન્ટ ક્રિટિકલ છે! આઈ અન્ડરસ્ટૅન્ડ...! પણ તમારી સિગ્નેચર...! આઈ ઍમ સૉરી! નેવર માઇન્ડ! આઇ વિલ..." સ્ટ્રેચર પર સૂતી ઇરા ફોન તરફ હાથ લંબાવી, તરફડતી આંગળીઓથી અનિકેત જોડે વાત કરવા રિસીવર માગતી રહી પરંતુ ડૉક્ટરે ફોન મૂકી દીધો.

"નર્સ, બ્રિંગ હર ટુ ધ થિયેટર..."

"ડૉક્ટર, શું કહ્યું અનિકેતે, આવે છે ને...!"

સ્ટ્રેચર ધકેલાતી હતી.

"એમનો પેશન્ટ ઇઝ સિંકિંગ, છોડી શકે એમ નથી. એ પણ ડૉક્ટર છે!"

"હેલ વિથ ડૉક્ટર્સ ..!" ઊપડેલી વેણમાં ઇરાનો પ્રતિભાવ ચહેરા પર ચૂંથાયો હતો. યોષિ ભારે હતી. અકળાતી હતી. રોમેરોમમાં ચીસો રૂંધાતી હતી. ચિરાતું શરીર ફાટ-ફાટ થતું હતું, પણ ફૂટતો'તો ફક્ત પરસેવો.

પરસેવાનું એક ટીપું કપાળ પરથી લસરતું હડપચી પર આવી અટકી ગયું. ઇરાએ પાલવથી લૂછ્યું. યોષિ શાંત હતી શ્વાસ નિયમિત હતો. યોષિને તકિયા પર સુવડાવતાં સાવચેતીથી ઇરા ઊભી થઈ. આકાશ પોતાની બૂટની દોરી પરોવવામાં ખોવાયેલો હતો. આ બધામાં એ ક્યાં હતી? એનું શું હતું? ઇરાનું ચિત્ત ક્યાંય ચોંટતું નહોતું. સવારનું શાક વધ્યું છે, જોકે આકાશ મોં ચડાવશે, પણ સાંજે ખીચડી જ મૂકશે યોષિની બર્થ ડેને દિવસે ખીચડીનો વિચાર ઇરાને ખૂંચ્યો હેત-હૂંફની દરિદ્રતાથી ઇરા દાઝી. એ બારીએ ગઈ — જાણે જે એનું હોય એ એને બારી બહાર દેખાવાનું હોય. તું કેમ આવી બારીએ? મમ્મા બારી રાહ જોવા માટે હોય છે, તને ને બારીને શું લાગેવળગે? ઇરાએ ક્ષોભ અનુભવ્યો. એક સમય હતો, એ બારીએ ઊભી કલાકો સુધી ગણગણ્યા કરતી, એકલી, સભરતાની છાલકોથી ભીંજાતી.

આવ્યો લાગે છે. અનિકેતની ગાડી જોતી ઇરાને પગરવના અનુમાનમાં જ ઉમળકો જાગ્યો હતો. એણે ગણગણવાનું બંધ કરી, સાયસ રૂસણામાં મોં ફુલાવ્યું હતું. આ રોજનું હતું.

'હેલો, આઇ સેડ હેલો ઇરા! જવાબ કેમ નથી આપતી? શું થયું? મોડા પડ્યો! સાલું રોજ મોડું થઈ જાય છે."

"અનિકેત, કાલથી દવાખાનું બંધ. તનેય સંસાર છે, મોડા, લોકો સમજતા કેમ નહિ હોય! બસ બીમાર જ પડ્યા કરે છે! કોઈના પેટમાં દુખે, કોઈના પગમાં, કોઈના ટાંકા છૂટી જાય, કોઈના બંધ!"

"એમાં અનિકેત શું કરે, બોલને ઇરા! એય ઇરા!" અનિકેત ઇરાને મનાવતો, હાથ પકડતો, સોડમાં લેતો, વહાલ કરતો, ભેટતો. એટલે જ ઇરા રિસાતી, છણકા કરતી જેથી અનિકેત ચેડા કરતો, વધુ લાડ કરે!

"અનિકેત, કહું છું, હાથ છોડ મારો. કેવો ડૉક્ટર છે તું!"

"હું ડૉક્ટર ક્યાં છું? વૈદ્ય છું, ઊંટવૈદ્ય. ઇરા, પીઠ, પીઠ ખંજવાળ મારી, પ્રિકલી હીટ. જલદી, જલદી, નખથી ખંજવાળને પ્લીઝ!" વાંકાચૂકા થઈ, અનિકેતે કાલાંવેલાં કાઢ્યાં હતાં.

"એવો છે ને, સાવ, તરગાળો ક્યાંનો!" અનિકેતની પીઠ થપકારતાં ઇરાએ ખંજવાળ્યું હતું. ને પછી બંને જણાં થોડીવાર શાંત, હૂંફાળા સાંનિધ્યમાં વળગી બેસી રહ્યાં હતાં, સણકચા વિના.

"ઇરા, કાલથી આઠને ટકોરે ઘરે હાજર, બસ!"

"નોય!" ઇરાની ચીસ નીકળી ગઈ હતી. "વહેલો ના આવતો, રાહ જોવડાવજે, વહાલસોઈ! તું આવે નહિ ત્યાં સુધી હું રાહ જોતી, તારા જ વિચાર કર્યા કરું. એ વિચારના તરંગો મારા દેહના દરેક કિનારે છલકયા કરે. રોમેરોમ ઝમ્યા કરે. અનિકેતથી ધબકતી હું સભરભરી ક્યારેય એકલી ન પડું. ઊભી રહું તારી રાહ જોતી, બારીએ!"

"બારી, તું મારી ઇરાને રાહ જોવડાવતી ઊભી રાખે છે? બંધ જ કરી દઉં છું તને." ઇરાએ અનિકેતને પકડવા ઝાવું નાખ્યું હતું. બારી બંધ કરવાના બહાને અનિકેતે, ભેટી પડી ઇરાના ખભા પર માથું નાખી દીધું હતું. એણે અનિકેતના વાળ ખંખોળી ક્યાંય સુધી પસવાર્યા હતા.

અનિકેતના લોળતા માથાનો ભાર ઇરાએ અનુભવ્યો. પણ વાળ પસવારવા લંબાવેલો હાથ, એના ખાલી ખભે જઈ, ભોંઠો પડયો. સરી પડેલા પાલવને સંકોરતાં, ઇરાએ ઊંડો શ્વાસ લીધો. ઉમેદની ઓટમાં ભરતીના ભણકારાય સંભળાવાની કોઈ શકયતા રહી નહોતી. એ બારીએ એમ ઊભી હતી જાણે તુલસીની ડાળીઓ એના દેહમાંથી ફૂટતી હોય! ક્યાં ગઈ એ હૂંફાળી પળો, એ વહાલસોયો અનિકેત! કદાચ આકાશ અને યોષિમાં ખોવાઈ જઈ મેં જ એની રાહ જોવાનું છોડી દીધું! કદાચ એટલે જ એ પણ ખોવાઈ ગયો હતો વ્યવસાયમાં. ઍન્ડ વી મિસ્ડ્ ધેટ ગોલ્ડન ટચ! તારા અભાવને હું અવગણના સમજી, રાવ ખાતી રહી. પણ અનિકેત, મને ક્યારેય એમ કેમ ન થયું કે તનેય ઇરાનો અભાવ એટલો જ ખટક્યો હશે! તનેય તારી ઇરાને મનાવવાનું મન થતું હશે, પણ ઇરા જ રિસાતી નહિ હોય, તું શું કરે? હું તો છું જ એવી, પણ અનિકેત, તારે તો હક કરવો'તો! આજે બારી છે, હું છું, પણ તારી રાહ જોવાનું સુખ ક્યાં? સૂનું થઈ ગયું છે, બધું, સાવ, ભણકારા વિનાનું, ખાલી ને, અનિકેત, ખાલીપો ખાવા ધાય છે... ઘડીક યોષિને જોતી, ઘડીક આકાશને તાકતી, રસોડામાં ડોકાતી, ખાલી ડબ્બા, ખાલી ખાનાં, ખાલી કબાટમાં હાથ ફેરવી શોધતી, દીવાલને હતાશ અઢેલતી, જાતને આરસીમાં જોતી, ઇરા આખા ઘરમાં ફરી વળી, પાછાં ફરતાં પૂછતી હતી, શું કામ આવી, બારીએ પાછી?

"મમ્મા!" પડખું ફરતાં, મમ્મા-ક્યાં-ની ફાળમાં યોષિ જાગી ગઈ, ને ઇરાને બારીએ ઊભેલી જોઈ, વિચારમાં પડી ગઈ! "બારીએ શું કરે છે મમ્મા! તુલસીને જુએ છે?" હા પાડતાં, આંખનો ખૂણો લૂછતી ઇરા યોષિ પાસે આવીને બાજુમાં બેસતાં જેવો યોષિના શરીરે હાથ મૂક્યો કે ગભરાઈ ઊભી થઈ ગઈ. "આકાશ!"

"કેમ મમ્મી?"

"જો તું યોષિ પાસે બેસ, હું ડૉક્ટરને ફોન કરું, વિઝિટ પર કેમ નથી આવ્યા! પાછી તાવમાં ધગધગે છે યોષિ." ઇરા હાંફળીફાંફળી ફોન તરફ દોડી. આકાશે તાવ માપવા થરમૉમીટર ઉપાડયું.

*

નિરુએ તાવ માપ્યો. પ્રેશર જોયું. બધું નૉર્મલ હતું. નિરુને બહાર જતી જોઈ અનિકેતે પૂછ્યું: "પત્યું?" નિરુએ જવાબ ન આપ્યો. અનિકેતને પ્રત્યુત્તરમાં મૌન મળ્યું એથી એ મલકયો. ને એ મલકયો એટલું નિરુ માટે પૂરતું હતું અનિકેતે પાછું પુસ્તક ઉપાડયું. ચશ્માં સાફ કરી પહેર્યાં. પાપા, મને પહેરવોને ચશ્માં. અનિકેતને યોષિ યાદ આવી. હું વાંચું તમારી સાથે પપ્પા! એને આકાશ યાદ આવ્યો. ઇરા યાદ આવી. એવી જ હશે શું ઇરા!

પરણ્યાને પહેલે દિવસેય ક્યાં રમતિયાળપણું છોડયું હતું? જીદ પણ કેવી! એના વાળની એક

હટ વાળી આપુ તો ખરો. વાળના ત્રણ ભાગ કરી, વળ આપતાં કેમ ફાવે! "ન-ફાવવાના ફાફા તો 'ફન' છે ડૉક્ટર! બોલો, છે આવડત!" ફોન વાગ્યાના છુટકારો અનુભવુ એ પહેલા તો ઇરાએ રિસીવર ગબડાવી નાખ્યું હતું ફોન પાછો વાગ્યો, એણે હાથ ત્યા સુધી એ ચી પકડી રાખ્યો જ્યાં સુધી ફોન બધ ન થઈ ગયો, ને પછી હસી બેઠી પડી હતી ત્રીજી વખત ફોન ઉપાડતા અનિકેત એમ ઝડપથી ઊભો થઈ ગયો હતો કે ઇરા પલંગ પરથી સરી પડી છે એનો ખ્યાલ એને ત્યારે જ આવ્યો જ્યારે હું-હમણા પાછો આવુ-છુ ઇરા કહેતા. એણે નજર ફેરવી હતી ઇરાને માઠું નહોતું લાગ્યું. ક્ષોભ નહોતો થયો. *એની આંખોમા લાચારી હસી હતી. બીજે દિવસે* ઇરા જઈ વાળ કપાવી આવી હતી. આ શુ ઇરા? એ હસી હતી જેના વરને એની પત્નીના વાળ જોડે રમવાની ફુરસદ ન હોય એણે વાળ કપાવી નાખવા જોઈએ, તે કટ! મજાકમા ઇરાએ એના ચહેરા પર સોહેલા વાળમાની વાસ જ્યારે અનિકેતને આવી ત્યારે બીજા રૂમમા નિરુ ફોન પર વાત કરતી હતી : "આઈ એમ સોરી, ડૉકટર સૂતા છે યસ. નોટ વેલ. થેંક્યુ." ફોન વાગવાથી અનિકેત જાગી તો નથી ગયોને એ ચોકસાઈ કરવા નિરુએ બેડરૂમમા ડોકિયું કર્યું

"કોણ હતુ, નિરુ?"

'મિસ્ટર વકીલ, થોડું અસુખ છે."

"પણ નિરુ, આઇ એમ ઓલરાઇટ!'

"નોઅ." નોહુકમીમા નિરુએ ના પાડતા મો બગાડયું અનિકેતે અનુકરણ કર્યું.

"નોઅ. નિરુ, ફોન વાગે ત્યારે ઇરા પણ આમ જ કરતી. પણ આજે સમજાય છે. એક મિત્ર તરીકે જો તને મારા માટે કાળજી થાય, ને તું મારા પેશન્ટને હકથી ધસીને ના પાડી દે, તો, ઇરા તો મારી પત્ની હતી. આટલુંય કેમ સમજ્યો નહિ હું?'

"કારણ કે પતિ કે પિતાની નહિ, ડૉકટરની અપેક્ષાથી જ તમે બધુ જોતા હતા."

"નિરુ, તું કઈ અપેક્ષાથી જુએ છે?"

"કોઈ પણ અપેક્ષા હોય, તમને."

"એમ નાહ નિરુ, પણ..."

"વીસ વર્ષ પહેલા જ્યારે હું એકલી, નિરાધાર ફફડતી હતી, ત્યારે લોકો ક્યા હતા? તમે સહાય કરી, કામ આપ્યું, જીવનનો સામનો કરવાની હામ આપી, જે મારે માટે આજે ન બીવા પૂરતી છે." અનિકેત હામસ્વરૂપ નિરુને ઊભેલી જોઈ રહ્યો

"પ્લીઝ અનિકેત, ઇરાને જણાવવા દો—"

"—કે હું બીમાર છું, ને તરડાયેલા સંબંધને આધારે ઇરાને બ્લેકમેલ કરું! ના, અત્યારે જો નિરુ પડખે કોઈ દોસ્ત—"

"નહિ હોય તોય તમે સાજા થઈ જશો. ઓ. કે તમે ના પાડો છો તો ના બસ, હવે ચુપચાપ સૂઈ જાઓ, નહિ તો દવા પાઈ, ઓઢાડી-પેઢાડીને ઢબૂરી દેવા પડશે."

સંને મલકયા. એ જોઈ રૂમમાનો અવકાશ ફુલાઈને ફાળકો થઈ ગયો

*

ઇરાની ધીરજ ખૂટવા માંડી હતી ડૉક્ટર દેસાઈનો નંબર લાગતો નહોતો. કોઈ લવારા કરતું ફોન પકડીને બેઠું હતું. વારેઘડી આકાશ અને યોષિને જોતી ઇરાના ટેરવા ડાયલ સાથે એકધારા ધ્રૂજ્યા કરતા હતા.

"હેલો ડૉકટર દેસાઈ છે? યોષિની મમ્મી! મે ઓફિસથી ડિસ્પેન્સરીમા ફોન કરેલો! શું? પાર્ટીમા, ડિનર પર ગયા છે! પણ પેશન્ટ! મેં વિઝિટ માટે સંદેશો તો મૂકેલો." 'શટ-અપ' કહેવાના છળથી સામે છેડે ફોન મુકાઈ ગયો. મોઢામા ઇરા અકળાઈ ગઈ. તદ્દન બેજવાબદાર, યુઝલેસ છે! ઇરાએ બીજો નંબર શોધવા માંડ્યો. આકાશ ડાહ્યો હતો. એણે યોષિને વાતે વળગાડી રાખી હતી.

"અક્કુ, આપણી તુલસી કેમ સુકાઈ ગઈ છે?"

"મમ્મી પાણી નાખવાનું ભૂલી જતી હશે."

"નાઅ. સૂરજ, સૂરજ તુલસીથી રિસાઈ ગયો છે, પાણી તો હું પાઉં છું, તોય રોજેરોજ પાંદડીઓ ખરી પડે છે, કેમ? તું પૂછને અક્કુ તુલસીને!" આકાશ મન રાખવા ઊભો થયો. તુલસી સવાલ સાંભળી ગઈ હોય, ને યોષિને જવાબ આપવાની હોય તેમ એ તુલસીને તાકી રહી.

ડૉક્ટર મુખરજીનો નંબર જોડાતાં ઇરા ઉત્સુકતામાં વાયરને આંગળીથી વળ આપી રહી.

"હેલો, ડૉક્ટર મુખરજી, ધિસ ઇઝ ઇમરજન્સી, પ્લીઝ! ક્યા! કલ સબેરે, ડિસ્પેન્સરી મેં, સુનો!" ઇરાનો અવાજ ફાટી ગયો. ડૉક્ટર છે કે કસાઈ? હવે ધીરજ ને હિંમત રાખ્યા વિના ઇરાનો છૂટકો નહોતો. એણે ત્રીજો નંબર શોધવા માંડ્યો, ત્યારે ખેંચીને ઊંડા શ્વાસ લેતાં યોષિ જોડે આકાશ રમતો હતો.

"યોષિ, ચાલ ફરીથી રમીએ...ચોકડી–મીંડી."

"કાલે, બસ થાકી ગઈ." આકાશ જોઈ રહ્યો. "અક્કુ તને ખબર છે, રોજ રાતે સ્મિતા એના પાપાને દસ વખત હરાવે નહિ, ત્યાં સુધી સૂએ નહિ, ને એના પાપા પણ એવા કે હારે! સ્મિતા ઇઝ સો લકી નોઅ...!"

"તું રમશે તો હુંય હારીશ, રોજ, તારાથી. ચાલ, ફરીથી રમશું?" યોષિની થાકેલી, દયામણી નજરથી આકાશ ક્ષુબ્ધ થઈ ગયો. મમ્મી-શું-થયુંની અધીરાઈમાં એણે ઇરા તરફ જોયું.

"ડૉક્ટર અહમદ, પ્લીઝ!" ઇરાનો અવાજ બરડ થઈ ગયો હતો. "ખાના ખા રહે હૈં અમ્મા!" "ઉન્હેં બતલાઇયે અર્જન્ટ હૈ, મેરી બચ્ચી...!" ઇરા અધવચ્ચે જ બોલતી અટકી ગઈ. સામે છેડેથી રાહ જોવાનું કહી ફોન બાજુએ મુકાઈ ગયો હતો. ધીરજ કસતી એકએક ક્ષણ કલાકમાં વિસ્તરતી હતી. અધીરી ઇરાને થયું, ફોન પર કોઈ નહિ આવે, પેશન્ટની કોને પડી છે, જાણી જોઈને ભૂલી ગયાં હશે. ઇરાએ બબડતાં ફરી ફોન જોડ્યો. આકાશ ઉંબરે આવી ઊભો.

"મમ્મી ૧૦૩ છે, તાવ."

"કોઈ વિઝિટ પર આવવા તૈયાર નથી, અક્કુ!"

"મમ્મી!" આકાશ થોથવાયો. "મમ્મી, આપણા પપ્પા તો ડૉક્ટર છે ને?" કોઈએ બ્લેડથી ઇરાની છાતી છરકી નાખી. "મમ્મી, એમને બોલાવને!" ડૂસકું નીકળી એને નિરાધાર ઉઘાડી પાડી દેશે એ બીકે ઇરાએ પાલવ હોઠ પર દાબી દીધો, "મમ્મી, પપ્પાને કેમ નથી બોલાવતાં? વ્હાય, મમ્મી, વ્હાય? વ્હાય, મમ્મી?" રઘવાયા ચામાચીડિયાના ફફડાટ સમાં વ્હાયના પડઘા રૂમમાં અફળાવા લાગ્યા ઇરા ઠીંગરાઈ ગઈ.

*

ના પાડી તોય આંટા મારતો અનિકેત નારાજ નિરુની નજર ટાળતો હતો, પણ અનુસરતી નિરુની નજર એનો પીછો છોડતી નહોતી. અનિકેત અકળાયો હતો.

"આઇ એમ ઑલ રાઇટ નિરુ, પ્લીઝ મને જોયા ન કર!" નિરુને ખાતરી હતી અનિકેત સાચું નહોતો બોલતો. અનિકેતને ખટકતું હતું કે એ ખોટું બોલી રહ્યો છે, જે છુપાવાતું નહોતું. "આઈ એમ સૉરી નિરુ. એ તો હું વિચાર કરતો હતો, બસ."

"વિચાર કરવાની મનાઈ છે. છે ને?"

"આજે મારી યોષિની બર્થ-ડે છે, મને કોઈ મનાઈ હોવી જોઈએ નહિ.'

"કોણે કહ્યું?" અનિકેતે જવાબ ન આપ્યો, પણ આંટા મારતો બોલી રહ્યો.

"ઇડિયટ! હું પેલી રાતેય પેશન્ટ જોવા દોડી ગયો. જન્મી પછી યોષિનું મોં જોવાની ફુરસદ મને ચોવીસ કલાકે મળી! કોઈ ત્રાહિત માટે પોતીકા પર હાથ ઉગામ્યો! નિરુ, હું સારો ડૉક્ટર છું કે નહિ, ખબર નથી, પણ નાલાયક પતિ ને બેજવાબદાર પિતા જરૂર છું." નિરુ દ્વિધામાં પડી ગઈ. અનિકેતનું આમ ઉશ્કેરાવું એના હિતમાં

નહોતું. એનો ઉશ્કેરાટ રૂંધી રાખવો એ પણ એના હિતમાં નહોતું એને સમજ નહોતી પડતી.

"અનિકેત પ્લીઝ..."

"હવે તો મોટાં થઈ ગયાં હશે. નિરુ, તને ક્યારેય મળે તો કહેજે યોષિને, આકાશને, આઈ એમ સૉરી. હું સાવ ખરાબ નથી. અવ્યવહારુ જરૂર છું. કહેજે, મમ્મી વિઝર્સ ટુ બી હેપી. મને તો તક જ ન આપી ઇરાએ."

"અનિકેત, પ્લીઝ, જુઓ...!" નિરુ ઊભી થઈ ગઈ. એના અવાજમાં કાળજીનો રોષ હતો.

"સૉરી, સૉરી નિરુ!" ફોન વાગવા લાગ્યો. નિરુ બેસી રહી. ફોન વાગતો રહ્યો. અનિકેતે પોતે નથી એવો ઇશારો કરતા નિરુને ફોન લેવાની વિનતીમાં આંખ મીંચી દીધી નિરુએ ન છૂટકે જઈને ફોન ઉપાડયો "હેલો..."

*

"ડૉક્ટર ડિસોઝાને આરામની જરૂર હતી. સૉરી, સૉરી કહી દીધું તે પતી ગયું? સૌને પોતાની પડી છે, મારી યોષિનું શું?" ઇરાનાં ટેરવાં ડાયલ સાથે ઘૂમતાં હતાં. આકાશના પ્રશ્ન-તીડ ઇરાના કાન કાતરતાં હતાં: વ્હાય વ્હાય ડોન્ચ્યુ કૉલ પપ્પા, વ્હાય?"

"હેલો, ડૉક્ટર અનિકેત મુનશી છે?" ઇરાનો અવાજ કંપતો હતો. સામેથી રહીને જવાબ મળ્યો, પણ સમજાયો નહિ. ફોન મૂકી દેવાયો, નકાર સાથે. ઇરાની ભીતર લોહી ઝમવા માંડયું. એ જ છે એ જ નિરુ! શું કામ ફોન આપે! લથડતી ઇરાની આંગળીઓ ડાયલ પર અટવાતી રહી હવે? હવે હાથ ઉગામ? જૂઠું બોલે છે તે ...! હવે..."હવે, પ્લીઝ, ફોન મૂકી ન દેતાં, ઇમરજન્સી છે, ફૉર ગૉડસેક, ડૉક્ટર મુનશીને ફોન પર બોલાવો, પ્લીઝ!" ઇરાને થયું, નકારમાં પાછો ફોન મૂકી નિરુએ એને વજૂદ વિનાના ગ્રામાની જેમ ચીંથરી, પરવશ કરી નાખી છે. રિસીવર મૂકતાં ઇરા ફોન પર ઢગલો થઈ ઢળી પડી; "પ્લીઝ નિરુ! યોષિની બર્થ-ડે પાર્ટી વખતે આવેલા ફોનમાંનો કરગરાટ દસ વર્ષ પછીયે ઇરાને દૂઝી રહ્યો. આઈ એમ સૉરી, સૉરી અનિકેત, પ્લીઝ, નિરુને કહેને મને તારી જોડે વાત કરવા દે, પ્લીઝ!" ઇરા ધ્રુસકી પડી. આકાશ ગભરાઈ ગયો. ખેંચીને શ્વાસ લેતી યોષિને કેમ છોડું? હીબકતી મમ્મી પાસે કેમ જાઉં? યોષિ સળવળી, અક્કુ ..

*

નિરુએ ટેબલલૅમ્પ બંધ કર્યો. અનિકેતે સૂઈ જવા શરીર પર ચાદર ખેંચી. પોતાના રૂમમાં જતા પહેલાં નિરુને પૂછવું હતું: કંઈ જોઈએ છે? અનિકેતને કહેવું હતું: તું થાકી ગઈ હશે, હવે સૂઈ જા નિરાંતે. રૂમની બહાર જતાં નિરુએ બત્તી બંધ કરવા હાથ લંબાવ્યો, કે અનિકેતે રોકી: "નિરુ, છે કે ગઈ?"

"કેમ?"

"કોના ફોન હતા, ઉપરાછાપરી?"

"ડૉક્ટરનું ઘર છે, પેશન્ટો જ હશે, તમારા ચાહનારા..."

"ને તું?"

"ગુડ નાઇટ!" બત્તી બંધ કરી નિરુ ચાલી ગઈ સમય બટકી ગયો. સારું થયું અંધારું થઈ ગયું અંધારામાં અનિકેતને થયું કોને ખાલીપો ભરી દીધો હતો છલકાતો. અનિકેતે રહીને પડખું ફેરવ્યું જ હતું. નિરુએ જમીન પરથી, સ્લીપર કાઢી, પગ પથારીમાં લેવા ઉપાડયો જ હતો કે ડોરબેલના કર્કશ અવાજથી અટકી ગયો. કોણ હશે? નિરુ ઊભી થઈ, બહાર આવી. અનિકેત બેઠો થયો. નિરુ દરવાજે ગઈ. અનિકેતે બત્તી કરી, શાલ ઓઢી. નિરુએ જઈ દરવાજો ખોલ્યો ત્યાં સુધી ડોરબેલ વાગતી રહી. ચશ્માં પહેરતો અનિકેત રૂમની બહાર આવ્યો ત્યારે દરવાજો ખુલ્યો હતો: ઇરા!

*

આકાશ યોષિને માથે પોતાં મૂકી રહ્યો હતો. યોષિ એનો હાથ પકડી રોકી રહી હતી. "બસ, તું થાકી જશે અક્કુ, રહેવા દેને! ને મમ્મા, મમ્મા ક્યાં ગઈ?"

"ડૉક્ટર પાસે, આવતી જ હશે!"

"પણ મને કંઈ નથી થયું, જો કેવી સારી છું, છું ને? થાક તો લાગે ને? હું ક્યાં એવડી મોટી છું? પણ અક્કુ, મારે થાકવું નથી." યોષિ તાવમાં બોલ્યે જતી હતી. "અક્કુ, હું સ્કૂલમાં ફર્સ્ટ આવીશ, ને મમ્મા, હું માગીશ એ આપશે, આપશે ને મમ્મા!" યોષિ હાંફી ગઈ. આકાશે માથે હાથ ફેરવ્યો.

"પણ, બે'ના, તું માગશે શું?"

"ફોન, પાપાને ફોન કરવા દે. બસ, હું પાપાને ફોન કરીને કહીશ: આઈ એમ અ ગુડ-ગર્લ પાપા! હું બર્થ-ડે પાર્ટીની જીદ નહિ કરું. મને નથી જોઇતી બર્થ-ડે, આઇ હેટ ઇટ!" ઉંબરે આવી ઊભેલા અનિકેતનો આત્મા નિચોવાઈ ગયો. એ આગળ વધ્યો. ઇરા અનુસરી. યોષિનું ધ્યાન નહોતું. "અક્કુ સાંભળ, હું પાપાને કહીશ, તમે મમ્મા પર ગુસ્સે ના થતા! મારો, મને છો મારો! તમે તો પાપા છો ને મારા! પાપા તો...! તોય નહિ રિસાઉં હું પાપાથી!"

"યોષિ!" અનિકેતનો અવાજ ગૂંગળાયો. હાંફતી યોષિ અનુમાનમાં અનિકેતને તાકી રહી. "પાપા, હોલ્ડ મી, પાપા." ઢળી પડતી યોષિને અનિકેતે ઝીલી લીધી. યોષિ બાઝી પડી. પોતાના નાના હાથનાં તરફડતાં ટેરવાંથી એણે અનિકેતનો ચહેરો સ્પર્શ્યો. "પાપા, હજી ગુસ્સે છો? પાપા, હું થાકી ગઈ છું, ઊંઘી જાઉં ખભા પર! પણ ઊંઘી જાઉં તો પાપા, જતા નહિ રહોને પાપા, પ્રૉમિસ!' યોષિ અનિકેતની છાતીમાં છુપાઈ ગઈ, છીપમાં મોતીની જેમ! અનિકેતને યોષિને વીંટળાતા હાથ ટૂંકા પડતા લાગ્યા. આકાશ ઓશિયાળું જોઈ રહ્યો. અનિકેત અતલ ઊંડાણમાં ડૂબી જઈ રહ્યો હતો. કિનારે ઊભી નિરુએ મોં ફેરવી જવા પગ ઉપાડ્યો. ઇરા બારી તરફ વળી ગઈ. સવારના સૂરજની રાહ જોતી તુલસીની વાસ બારીમાંથી આવતા પવન જોડે ઘર ભરતી મઘમઘી રહી, ત્યારે...



## અવાજ / કિસન સોસા

(ગઝલ)

ખોરડે વાસણ ખખડવાનો અવાજ આવ્યો નહીં;
ચાર આંખોના ઝઘડવાનો અવાજ આવ્યો નહીં.

મેઘ ઊમડતો રહ્યો ઘેઘૂર ઉપરવાસમાં;
ઢાળથી આંસુ દદડવાનો અવાજ આવ્યો નહીં.

આ શહેરથી તે શહેરમાં આટલાં વરસો સુધી;
શું તને મારા રખડવાનો અવાજ આવ્યો નહીં?

આંખ સામેથી થયો એ ફૂલ-દુપટ્ટો પસાર;
બે ઘડી છાતી ધડકવાનો અવાજ આવ્યો નહીં.

એક પંખી દૂરથી આવી અહીં ઊડી ગયું?
કોઈને પાંખો ફફડવાનો અવાજ આવ્યો નહીં.

આ સમયના શહેરમાં કોઈ જમાને, કોઈ ક્ષણ;
ભાયનો બારી ઊઘડવાનો અવાજ આવ્યો નહીં.

# અભિવ્યક્તિનો નિજી ચમત્કાર

ચન્દ્રકાન્ત ટોપીવાળા

સંગમા રાજી રાજી,
આપણ
એકબીજાના સંગમા રાજી રાજી;
બોલવા ટાણે હોઠ ખૂલે નહિ,
નેણ તો રહે લાજી.
લેવાને જાય, ત્મા જીવન
આખુંય તે ઠલવાય!
દેવાને જાય, છલોછલ
ભરિયું શુ છલકાય!
એવા એ
આપણેને અવસરિયે પાગલ
કોણ રૂહે કહે પાજી?
વીતેલી વેળની કોઈ
આવતી ઘેરી યાદ,
ભાવિનાં સોણલાનેયે
રણકે ઓરો સાદ;
આષાઢી
આભના વાદળ વીજ શા વારિ
ઝરતા રે જાય ગાજી!

—રાજેન્દ્ર શાહ

સંસ્કૃતમાં ઉક્તિઓ છે : અતિશય સર્વત્ર ત્યજવું; અને પછી જાણે એનું કારણ દર્શાવાતું હોય એમ પણ કહેવાયું છે — અતિપરિચયથી અવજ્ઞા. અતિપરિચયથી અવજ્ઞા – ઉપેક્ષા જન્મે છે. કદાચ એને જ લક્ષ્ય કરીને સંસ્કૃત અલંકારશાસ્ત્રમા વારંવાર ઉલ્લેખાતો શ્લોક રચાયો છે: એ જ કૌમારહર પતિ, એ જ ચૈત્રની રાત્રિ, એ જ માલતીની સુગંધ, એ જ કદંબાનિલ, એની એ જ હું, અને તોપણ રેવાને કાંઠે વેતસી–તરુતલે ચિત્ત ઉત્કંઠાનો અનુભવ કરે છે બધું જ પરિચિત હોય તો ઉપેક્ષા જન્મવી જોઈએ, ઉત્કંઠા નહિ. ઉપેક્ષા માટેનાં બધાં જ પરિચિત ઉપકરણો છે, છતાં ઉત્કંઠા છે. કારણો છે છતાં કાર્ય નથી. અને ઉત્કંઠા છે છતાં ઉત્કંઠા જન્મવા માટેની કોઈ અપરિચિતતા નથી. કાર્ય છે પણ કારણ નથી. વિશેષોક્તિ અને વિભાવના અલંકારોની સંદિગ્ધ સીમા પર ઊભેલો આ વિરોધ પ્રેમની ચમત્કૃતિ છે. તો, પ્રેમની આવી ચમત્કૃતિ તો સંસ્કૃતકાળથી પરિચિત છે. એ જ પરિચિત સામગ્રીને રાજેન્દ્ર શાહે ખપમાં લીધી છે. આ પરિચિત પ્રેમચમત્કારનું રચનાના ચમત્કારમાં રૂપાન્તર થયું છે.

હા, એકદમ ચુસ્ત પ્રાસબદ્ધ, લયબદ્ધ, પંક્તિબદ્ધ આવુ ગીત નર્યા આયાસ વિના શક્ય નથી અને છતા એ આયાસનો કોઈ નાનો સરખોય ઓછાયો આ ગીત પર પડ્યો નથી એ જ આ રચનાની મોટી ચમત્કૃતિ છે. સ્વાભાવિક તળપદા સ્તર પરથી કહેવત (idiom) બની જવા સર્જાયેલી પંક્તિથી આ ગીત ઊપડે છે:

'સંગમાં રાજી રાજી'

સંગ જે ઉપેક્ષાનું કારણ હોઈ શકે તે રાજીપાનુ કારણ બન્યું છે અને રાજીપો પાછો બે વાર 'રાજી રાજી' દ્વારા વ્યક્ત થયો છે. પણ તે એકમાર્ગી પણ હોઈ શકે ને? 'સંગમાં રાજી રાજી' કોણ? એક કે બંને? કવિ તરત બીજી પંક્તિમાં આગળ વધે છે:

'આપણ
એકબીજાના સંગમા રાજી રાજી'

'આપણે'ને બદલે 'આપણ'ના તળપદા ઉચ્ચારમાં પ્રવેશેલી અંગતતાનુ લાડ – અને 'એકબીજા'ની વાત કર્યા પછી પાછું થતું પુનરાવર્તન: 'સંગમા રાજી રાજી' – નોંધો. સંગમાં રાજી હોવું

એ જ ચમત્કૃતિ. એકનું નહિ પણ બંનેનું રાજી હોવું એ બીજી ચમત્કૃતિ અને બંનેનું પરસ્પર માટે રાજી હોવું એ ત્રીજી ચમત્કૃતિ. ગીત આગળ વધે છે :

'બોલવા ટાણે હોઠ ખૂલે નહિ
નેણ તો રહે લાજી'

લાંબા સંગ પછી પણ પ્રથમ કે મુગ્ધ પ્રેમના વિલંબનનો અહીં સંદર્ભ છે. અન્યથા તો આ અત્યંત સાધારણ પંક્તિ બની જાત.

આ પછીનો આંતરો આમ તો ઉપનિષદના વિચારને ઘૂંટે છે. જેને કવિએ 'તું રિક્ત થઈ સભર થા, ત્યજીને તું પામ'માં અન્યત્ર વ્યક્ત કર્યો છે. પણ અહીં નાના ફલક પર ચુસ્ત પ્રાસબંધ અને સમાન્તર નાદ રચનાઓની વચ્ચે એને વૈયક્તિક વિરોધ આકૃતિ મળી છે :

'લેવાને જાય, ત્યાં જીવન
આખુંય તે ઠલવાય!
દેવાને જાય, છલોછલ
ભરિયું શું છલકાય!'

'એવા એ/આપલેને અવસરિયે પાગલ/કોણ રૂહે કહે પાજી?' — પંક્તિમાં 'અવસર'નું આ પછીની 'અવસરિયે' કરતો, 'પાગલ' અને 'પાજી'ને નજીક બેસાડતો તેમ જ 'રૂહે કહે'ને સાથે આંતરતો તળપદો અસબાબ સમૃદ્ધ છે. કેટલો આયાસ અને છતાં કેવો અનાયાસ! આ ગીતનો આ જ તો મહિમા છે.

'વીતેલી વેળની કોઈ
આવતી વેરી યાદ,
ભાવિનાં સોણલાંનોયે
રણકે ઓરો સાદ'

'યાદ'ને 'વેરી' એટલે કે 'ગાઢી' કહીને સંગનું લાંબું સાતત્ય સૂચિત કર્યું છે. આ 'વેરી' શબ્દ ગીતનું પ્રાણસ્થાન છે. આ એક જ 'વેરી' શબ્દ લાંબા સંગને ધ્વનિત કરે છે અને તેથી જ ગીતને અને પ્રેમને એક જુદું પરિમાણ મળે છે. આ એક જ શબ્દ મુગ્ધ નહિ પણ પ્રૌઢ પ્રેમની પરિણતિનો પર્યાય છે. 'વેરી' શબ્દ આમ તો કેટલાક નિષેધાત્મક અધ્યાસનો વાહક છે પરંતુ સંદર્ભોએ એને અહીં સંપૂર્ણ વિધેયાત્મક અધ્યાસમાં પકડી રાખ્યો છે. આમ કરવામાં પછીની પંક્તિએ પણ કામગીરી બજાવી છે. 'વેરી' જો 'ગાઢી' ન હોત તો ભાવિનાં સોણલાં ન હોત. સોણલાં રણકતાં ન હોત અને રણકાર ઓરો ન હોત. સપનાં નહિ, સમણાં નહિ અને 'સોણલાં' શબ્દ કેમ અહીં આવી ચડ્યો છે? એ તો 'રણકે' તરફ નજર નાખો, અને મનમાં 'સોનું' ચમકે તો કાન તરત જ ચમત્કૃતિને પકડશે. આ પછી ભૂતકાળ અને ભવિષ્ય વચ્ચેની વર્તમાન ક્ષણ કઈ છે?

'આષાઢી
આભનાં વાદળ વીજ શાં વારિ
ઝરતાં રે જાય ગાજી!'

નાયકનાયિકાની પ્રેમઋતુની કંઈ કેટલીયે વેળ વીતેલી છે. છતાં અહીં 'આષાઢ' વર્ષાઋતુનો આરંભ છે. હજુ વાદળ અને વીજ (નાયક અને નાયિકા એવું સમીકરણ માંડીશું?) ગાજતાં ઝલને વર્ષતાં ઝરતાં જાય છે. આટલા લાંબા સંગ પછી પણ અષાઢની પહેલી હેલી જ ચાલુ છે!

પારંપરિક સામગ્રી, સાદી તળપદી વાણી, ચવાયેલો ભાવસંદર્ભ છતાં આ ગીતનો અભિવ્યક્તિનો ચમત્કાર નિજી છે.



# અભિવ્યક્તિનો નિજી ચમત્કાર

ચન્દ્રકાન્ત ટોપીવાળા

સંગમાં રાજી રાજી,
આપણું
એકબીજાના સંગમાં રાજી રાજી;
બોલવા ટાણે હોઠ ખૂલે નહિ,
નેણ તો રહે લાજી.

લેવાને જાય, ત્યાં જીવન
આખુંય તે ઢલવાય!
દેવાને જાય, છલોછલ
ભરિયું શું છલકાય!
એવા એ
આપણેને અવસરિયે પાગલ
કોણ રૂહે કહે પાજી?

વીતેલી વેળની કોઈ
આવતી ઘેરી યાદ,
ભાવિના સોણલાનોયે
રણકે ઓરો સાદ;
આષાઢી
આભના વાદળ વીજ શા વારિ
ઝરતા રે જાય ગાજી!

—રાજેન્દ્ર શાહ

સંસ્કૃતમાં ઉક્તિઓ છે. અતિશય સર્વત્ર ત્યજવું. અને પછી જાણે એનું કારણ દર્શાવાતું હોય એમ પણ કહેવાયું છે — અતિપરિચયથી અવજ્ઞા. અતિ પરિચયથી અવજ્ઞા – ઉપેક્ષા જન્મે છે. કદાચ એને જ લક્ષ્ય કરીને સંસ્કૃત અલંકારશાસ્ત્રમાં વારંવાર ઉલ્લેખાતો શ્લોક રચાયો છે. એ જ કૌમારહર પતિ, એ જ ચૈત્રની રાત્રિ, એ જ માલતીની સુગંધ, એ જ કદંબાનિલ, એની એ જ હું, અને તોપણ રેવાને કાંઠે વેતસી–તરુતલે ચિત્ત ઉત્કંઠાનો અનુભવ કરે છે બધું જ પરિચિત હોય તો ઉપેક્ષા જન્મવી જોઈએ, ઉત્કંઠા નહિ. ઉપેક્ષા માટેના બધા જ પરિચિત ઉપકરણો છે, છતાં ઉત્કંઠા છે કારણો છે છતાં કાર્ય નથી અને ઉત્કંઠા છે છતાં ઉત્કંઠા જન્મવા માટેની કોઈ અપરિચિતતા નથી. કાર્ય છે પણ કારણ નથી. વિશેષોક્તિ અને વિભાવના અલંકારોની સંદિગ્ધ સીમા પર ઊભેલો આ વિરોધ પ્રેમની ચમત્કૃતિ છે. તો, પ્રેમની આવી ચમત્કૃતિ તો સંસ્કૃતકાળથી પરિચિત છે. એ જ પરિચિત સામગ્રીને રાજેન્દ્ર શાહે ખપમાં લીધી છે આ પરિચિત પ્રેમચમત્કારનું રચનાના ચમત્કારમાં રૂપાન્તર થયું છે.

હા, એકદમ ચુસ્ત પ્રાસબદ્ધ, લયબદ્ધ, પંક્તિબદ્ધ આવું ગીત નર્યા આયાસ વિના શક્ય નથી અને છતાં એ આયાસનો કોઈ નાનો સરખોય ઓછાયો આ ગીત પર પડ્યો નથી એ જ આ રચનાની મોટી ચમત્કૃતિ છે સ્વાભાવિક તળપદા સ્તર પરથી કહેવત (idiom) બની જવા સર્જાયેલી પંક્તિથી આ ગીત ઊપડે છે:

'સંગમાં રાજી રાજી'

સંગ જે ઉપેક્ષાનું કારણ હોઈ શકે તે રાજીપાનું કારણ બન્યું છે અને રાજીપો પાછો બે વાર 'રાજી રાજી' દ્વારા વ્યક્ત થયો છે. પણ તે એકમાર્ગી પણ હોઈ શકે ને? 'સંગમાં રાજી રાજી' કોણ? એક કે બંને? કવિ તરત બીજી પંક્તિમાં આગળ વધે છે

'આપણું
એકબીજાના સંગમાં રાજી રાજી'

'આપણું'ને બદલે 'આપણું'ના તળપદા ઉચ્ચારમાં પ્રવેશેલી અંગતતાનું લાડ – અને 'એકબીજા'ની વાત કર્યા પછી પાછું થતું પુનરાવર્તન 'સંગમાં રાજી રાજી' – નોંધો. સંગમાં રાજી હોવું

એ જ ચમત્કૃતિ. એકનું નહિ પણ બંનેનું રાજી હોવું એ બીજી ચમત્કૃતિ અને બંનેનું પરસ્પર માટે રાજી હોવું એ ત્રીજી ચમત્કૃતિ. ગીત આગળ વધે છે:

'બોલવા ટાણું હોઠ ખૂલે નહિ
નેણુ તો રહે લાજી'

લાંબા સંગ પછી પણ પ્રથમ કે મુગ્ધ પ્રેમના વિલંબનનો અહીં સંદર્ભ છે. અન્યથા તો આ અત્યંત સાધારણ પંક્તિ બની જાત.

આ પછીનો આંતરો આમ તો ઉપનિષદના વિચારને ઘૂંટે છે. જેને કવિએ 'તું રિક્ત થઈ સભર થા, ત્યજીને તું પામ'માં અન્યત્ર વ્યક્ત કર્યો છે. પણ અહીં નાના ફલક પર ચુસ્ત પ્રાસબંધ અને સમાન્તર નાદ રચનાઓની વચ્ચે એને વૈયક્તિક વિરોધ આકૃતિ મળી છે:

'લેવાને જાય, ત્યાં જીવન
આખુંય તે ઠલવાય!
દેવાને જાય, છલોછલ
ભરિયું શું છલકાય!'

'એવા એ/આપલેને અવસરિયે પાગલ/કોણ રૂહે કહે પાજી?' – પંક્તિમાં 'અવસર'નું આ પછીની 'અવસરિયે' કરતો, 'પાગલ' અને 'પાજી'ને નજીક બેસાડતો તેમ જ 'રૂહે કહે'ને સાથે આંતરતો તળપદો અસબાબ સમૃદ્ધ છે. કેટલો આયાસ અને છતાં કેવો અનાયાસ! આ ગીતનો આ જ તો મહિમા છે.

'વીતેલી વેળની કોઈ
આવતી વેરી યાદ,
ભાવિનાં સોણલાંનોયે
રણકે ઓરો સાદ'

'યાદ'ને 'વેરી' એટલે કે 'ગાઢી' કહીને સંગનું લાંબું સાતત્ય સૂચિત કર્યું છે. આ 'વેરી' શબ્દ ગીતનું પ્રાણસ્થાન છે. આ એક જ 'વેરી' શબ્દ લાંબા સંગને ધ્વનિત કરે છે અને તેથી જ ગીતને અને પ્રેમને એક જુદું પરિમાણ મળે છે. આ એક જ શબ્દ મુગ્ધ નહિ પણ પ્રૌઢ પ્રેમની પરિણતિનો પર્યાય છે. 'વેરી' શબ્દ આમ તો કેટલાક નિષેધાત્મક અધ્યાસનો વાહક છે પરંતુ સંદર્ભોએ એને અહીં સંપૂર્ણ વિધેયાત્મક અધ્યાસમાં પકડી રાખ્યો છે. આમ કરવામાં પછીની પંક્તિએ પણ કામગીરી બજાવી છે. 'વેરી' જો 'ગાઢી' ન હોત તો ભાવિનાં સોણલાં ન હોત. સોણલા રણકતાં ન હોત અને રણકાર ઓરો ન હોત. સપનાં નહિ, સમણાં નહિ અને 'સોણલાં' શબ્દ કેમ અહીં આવી ચડ્યો છે? એ તો 'રણકે' તરફ નજર નાખો, અને મનમાં 'સોનું' ચમકે તો કાન તરત જ ચમત્કૃતિને પકડશે. આ પછી ભૂતકાળ અને ભવિષ્ય વચ્ચેની વર્તમાન ક્ષણ કઈ છે?

'આષાઢી
આભનાં વાદળ વીજ શાં વારિ
ઝરતાં રે જાય ગાજી!'

નાયકનાયિકાની પ્રેમઋતુની કંઈ કેટલીયે વેળ વીતેલી છે. છતાં અહીં 'આષાઢ' વર્ષાઋતુનો આરંભ છે. હજુ વાદળ અને વીજ (નાયક અને નાયિકા એવું સમીકરણ માંડીશું?) ગાજતાં જલને વર્ષતાં ઝરતાં જાય છે. આટલા લાંબા સંગ પછી પણ અષાઢની પહેલી હેલી જ ચાલુ છે!

પારંપરિક સામગ્રી, સાદી તળપદી વાણી, ચવાયેલો ભાવસંદર્ભ છતાં આ ગીતનો અભિવ્યક્તિનો ચમત્કાર નિજી છે.



# અભિવ્યક્તિનો નિજી ચમત્કાર

ચન્દ્રકાન્ત ટોપીવાળા

સંગમા રાજી રાજી,
આપણુ
એકબીજાના સંગમા રાજી રાજી;
બોલવા ટાણે હોઠ ખૂલે નહિ,
નેણુ તો રહે લાજી.
લેવાને જાય, ત્યા જીવન
આખુંય તે ઠલવાય!
દેવાને જાય, છલોછલ
ભરિયું શું છલકાય!
એવા એ
આપલેને અવસરિયે પાગલ
કોણુ રૂહે કહે પાજી?
વીતેલી વેળની કોઈ
આવતી ઘેરી યાદ,
ભાવિનાં સોણલાનોયે
રણકે ઓરો સાદ;
આષાઢી
આભના વાદળ વીજ શા વારિ
ઝરતા રે બારગ જી!

—રાજેન્દ્ર શાહ

સંસ્કૃતમા ઉક્તિઓ છે : અતિશય સર્વત્ર ત્યજવું; અને પછી જાણે એનું કારણુ દર્શાવાતું હોય એમ પણુ કહેવાયું છે — અતિપરિચયથી અવજ્ઞા. અતિપરિચયથી અવજ્ઞા – ઉપેક્ષા જન્મે છે. કદાચ એને જ લક્ષ્ય કરીને સંસ્કૃત અલંકારશાસ્ત્રમાં વારંવાર ઉલ્લેખાતો શ્લોક રચાયો છે: એ જ કૌમારહર પતિ, એ જ ચૈત્રની રાત્રિ, એ જ માલતીની સુગંધ, એ જ કદંબાનિલ, એની એ જ હું, અને તોપણુ રેવાને કાંઠે વેતસી–તરુતલે ચિત્ત ઉત્કંઠાનો અનુભવ કરે છે. બધુ જ પરિચિત હોય તો ઉપેક્ષા જન્મવી જોઈએ, ઉત્કંઠા નહિ. ઉપેક્ષા માટેનાં બધાં જ પરિચિત ઉપકરણો છે, છતાં ઉત્કંઠા છે. કારણો છે છતાં કાર્ય નથી. અને ઉત્કંઠા છે છતાં ઉત્કંઠા જન્મવા માટેની કોઈ અપરિચિતતા નથી. કાર્ય છે પણુ કારણુ નથી. વિશેષોક્તિ અને વિભાવના અલંકારોની સંદિગ્ધ સીમા પર ઊભેલો આ વિરોધ પ્રેમની ચમત્કૃતિ છે. તો, પ્રેમની આવી ચમત્કૃતિ તો સંસ્કૃતકાળથી પરિચિત છે. એ જ પરિચિત સામગ્રીને રાજેન્દ્ર શાહે ખપમા લીધી છે. આ પરિચિત પ્રેમચમત્કારનું રચનાના ચમત્કારમાં રૂપાન્તર થયું છે.

હા, એકદમ ચુસ્ત પ્રાસબદ્ધ, લયબદ્ધ, પંક્તિબદ્ધ આવુ ગીત નર્યા આયાસ વિના શક્ય નથી અને છતા એ આયાસનો કોઈ નાનો સરખોય ઓછાયો આ ગીત પર પડ્યો નથી એ જ આ રચનાની મોટી ચમત્કૃતિ છે. સ્વાભાવિક તળપદા સ્તર પરથી કહેવત (idiom) બની જવા સર્જાયેલી પંક્તિથી આ ગીત ઊપડે છે :

'સંગમાં રાજી રાજી'

સંગ જે ઉપેક્ષાનું કારણુ હોઈ શકે તે રાજીપાનુ કારણુ બન્યું છે અને રાજીપો પાછો બે વાર 'રાજી રાજી' દ્વારા વ્યક્ત થયો છે. પણુ તે એકમાર્ગી પણુ હોઈ શકે ને? 'સંગમા રાજી રાજી' કોણુ? એક કે બંને? કવિ તરત બીજી પંક્તિમા આગળ વધે છે :

'આપણુ
એકબીજાના સંગમાં રાજી રાજી'

'આપણું'ને બદલે 'આપણુ'ના તળપદા ઉચ્ચારમાં પ્રવેશેલી અંગતતાનુ લાડ – અને 'એકબીજા'ની વાત કર્યા પછી પાછું થતું પુનરાવર્તન : 'સંગમા રાજી રાજી' – નોંધો. સંગમા રાજી હોવુ

એ જ ચમત્કૃતિ. એકનું નહિ પણ બંનેનું રાજી હોવું એ બીજી ચમત્કૃતિ અને બંનેનું પરસ્પર માટે રાજી હોવું એ ત્રીજી ચમત્કૃતિ. ગીત આગળ વધે છે :

'બોલવા ટાણે હોઠ ખૂલે નહિ
નેણ તો રહે લાજી'

લાંબા સંગ પછી પણ પ્રથમ કે મુગ્ધ પ્રેમના વિલંબનનો અહીં સંદર્ભ છે. અન્યથા તો આ અત્યંત સાધારણ પંક્તિ બની જાત.

આ પછીનો આંતરો આમ તો ઉપનિષદના વિચારને ઘૂંટે છે. જેને કવિએ 'તું રિક્ત થઈ સભર થા, ત્યજીને તું પામ'માં અન્યત્ર વ્યક્ત કર્યો છે. પણ અહીં નાના ફલક પર ચુસ્ત પ્રાસબંધ અને સમાન્તર નાદ રચનાઓની વચ્ચે એને વૈયક્તિક વિરોધ આકૃતિ મળી છે :

'લેવાને જાય, ત્યાં જીવન
આખુંય તે ઠલવાય।
દેવાને જાય, છલોછલ
ભરિયું શું છલકાય।'

'એવા એ/આપલેને અવસરિયે પાગલ/દોણ રૂહે કહે પાજી ?' – પંક્તિમાં 'અવસર'નું આ પછીની 'અવસરિયે' કરતો, 'પાગલ' અને 'પાજી'ને નજીક બેસાડતો તેમ જ 'રૂહે કહે'ને સાથે આંતરતો તળપદો અસબાબ સમૃદ્ધ છે. કેટલો આયાસ અને છતાં કેવો અનાયાસ। આ ગીતનો આ જ તો મહિમા છે.

'વીતેલી વેળની કોઈ
આવતી વેરી યાદ,
ભાવિનાં સોણલાંનેયે
રણકે ઓરો સાદ'

'યાદ'ને 'વેરી' એટલે કે 'ગાઢી' કહીને સંગનું લાંબું સાતત્ય સૂચિત કર્યું છે. આ 'વેરી' શબ્દ ગીતનું પ્રાણસ્થાન છે. આ એક જ 'વેરી' શબ્દ લાંબા સંગને ધ્વનિત કરે છે અને તેથી જ ગીતને અને પ્રેમને એક જુદું પરિમાણ મળે છે. આ એક જ શબ્દ મુગ્ધ નહીં પણ પ્રૌઢ પ્રેમની પરિણતિનો પર્યાય છે. 'વેરી' શબ્દ આમ તો કેટલાક નિષેધાત્મક અધ્યાસનો વાહક છે પરંતુ સંદર્ભોએ એને અહીં સંપૂર્ણ વિધેયાત્મક અધ્યાસમાં પકડી રાખ્યો છે. આમ કરવામાં પછીની પંક્તિએ પણ કામગીરી બજાવી છે. 'વેરી' જો 'ગાઢી' ન હોત તો ભાવિનાં સોણલાં ન હોત. સોણલાં રણકતાં ન હોત અને રણકાર ઓરો ન હોત. સપનાં નહિ, સમણાં નહિ અને 'સોણલાં' શબ્દ કેમ અહીં આવી ચડ્યો છે ? એ તો 'રણકે' તરફ નજર નાખો, અને મનમાં 'સોનું' ચમકે તો કાન તરત જ ચમત્કૃતિને પકડશે. આ પછી ભૂતકાળ અને ભાવિની વચ્ચેની વર્તમાન ક્ષણ કઈ છે ?

'અષાઢી
આભનાં વાદળ વીજ શાં વારિ
ઝરતાં રે જાય ગાજી।'

નાયકનાયિકાની પ્રેમઋતુની કંઈ કેટલીયે વેળ વીતેલી છે. છતાં અહીં 'આષાઢ' વર્ષાઋતુનો આરંભ છે. હજુ વાદળ અને વીજ (નાયક અને નાયિકા એવું સમીકરણ માંડીશું ?) ગાજતાં જઈને વર્ષતાં ઝરતાં જાય છે. આટલા લાંબા સંગ પછી પણ અષાઢની પહેલી હેલી જ ચાલુ છે।

પારંપરિક સામગ્રી, સાદી તળપદી વાણી, ચવાયેલો ભાવસંદર્ભ છતાં આ ગીતને અભિવ્યક્તિનો ચમત્કાર નિજી છે.

❋

# તુલનાત્મક સાહિત્ય : એક કાર્યશિબિર

અશ્વિન દેસાઈ

[નૅશનલ વર્કશૉપ ઑન કમ્પેરેટિવ લિટરેચર મેથડૉલૉજી. ડિપાર્ટમેન્ટ ઑન સ્પેશિયલ આસિસ્ટન્ટ (ડી.એસ.એ.) ડિપાર્ટમેન્ટ ઑફ કમ્પેરેટિવ લિટરેચર, જાદવપુર યુનિવર્સિટી, કલકત્તા, તા. ૧૪ સપ્ટેમ્બરથી ૨૩ સપ્ટેમ્બર ૧૯૯૨નો અહેવાલ.]

આપણા દેશના શૈક્ષણિક વાતાવરણમા, તુલનાત્મક દૃષ્ટિએ જોઈએ તો, તુલનાત્મક સાહિત્ય એ છેલ્લા ૭૫–૮૦ વર્ષ જેટલી જ જૂની, એટલે કે પ્રમાણમા નવી અભ્યાસશાખા છે. અંગ્રેજી ભાષા સહિત ગણીએ તો ભારતમા સોળ જેટલી ભાષાના ભાષકો વસે છે. એમાથી મોટા ભાગની ભાષાના ભાષકોને પોતાની આગવી કહી શકાય તેવી દીર્ઘકાલીન સાસ્કૃતિક પરંપરા છે. એમની દીર્ઘ એવી સાહિત્યપરંપરા પણ છે. એ સાહિત્યિક વારસો એટલો સમૃદ્ધ છે કે ભારતમા તુલનાત્મક સાહિત્યની વિદ્યાશાખા વિકસી શકે તેવી પરિસ્થિતિ છે. આપણા દેશની વિભિન્ન પ્રજાઓ, પરસ્પરનું સાહિત્ય માણે જાણે ને ભાવાત્મક એકાત્મતાની અનુભૂતિ કરતા કરતા સંવાદી જીવન વિતાવે, એ ઘટના પણ જીવનની ગુણવત્તાના ઉત્કર્ષ માટે અનિવાર્ય છે પ્રજાઓ, સંસ્કૃતિઓ અને સાહિત્યોનુ જે વૈવિધ્ય અમેરિકામા છે તે વૈવિધ્ય ભારતમાય છે. છતા કંઈક નિરાશા અને આશ્ચર્ય પ્રેરે તેવી બાબત એ છે કે ભારતભરમા એકમાત્ર જાદવપુર યુનિવર્સિટી જ એવી છે કે જ્યા સ્નાતક અનુસ્નાતક કક્ષાએ પૂરા કદનો અભ્યાસક્રમ શીખવાય છે — છેક ૧૯૫૬થી. હાલમા દક્ષિણ ગુજરાત યુનિવર્સિટી, સુરતમા જૂન ૧૯૯૨થી અનુસ્નાતક કક્ષાએ પૂરા કદનો આઠ પ્રશ્નપત્રનો અભ્યાસક્રમ શરૂ થયો છે.

આજે ૧૯૯૨મા ડૉ. અમિય દેવ, ડૉ. નવનીતા દેવ સેન, ડૉ. સુબીર રે ચૌધરી, ડૉ. માનવેન્દ્ર બંદોપાધ્યાય, ડૉ. સ્વપન મજુમદાર, ડૉ. અરુંધતી બૅનરજી, ડૉ. શુભા દાસગુપ્તા, ડૉ. પૂર્ણા ચૌધરી અને ડૉ. આનંદ લાલ જેવા વિદ્વાન અધ્યાપકો જાદવપુરમા અધ્યયન-અધ્યાપનકાર્ય કરી રહ્યા છે આ ડિપાર્ટમેન્ટ ઑફ કમ્પેરેટિવ લિટરેચરે ૧૯૫૬મા સ્થાપના થયા બાદ છત્રીસ વર્ષ બાદ આ સપ્ટેમ્બર ૧૯૯૨મા પહેલીવાર 'નૅશનલ વર્કશૉપ ઑન કમ્પેરેટિવ લિટરેચર–મેથડૉલૉજી'નું આયોજન કર્યું. આ સૌ વિદ્વાન અધ્યાપક – મિત્રો પાસે પોતાના વિશિષ્ટ અભ્યાસક્ષેત્રની જાણકારી ઉપરાત અધ્યાપનનો ઠીક ઠીક લાભો કહી શકાય એવો અનુભવ છે. છત્રીસ વર્ષ જેટલી જૂની એવી સમૃદ્ધ કહી શકાય તેવી અધ્યયન–અધ્યાપનની આ પરંપરા, એમના અનુભવો, એમની સિદ્ધિ અને એમને પડેલી તકલીફ પ્રત્યે, આ ક્ષેત્રે શ્રીગણેશ કરનાર આખમી ચામણી કરી, અવગણના કરે તો તેને પોતાને જ ખોટ જવાનો સંભવ છે તા. ૧૪ સપ્ટે.થી ૨૩ સપ્ટે. ૧૯૯૨ના આ વર્કશૉપમા ઉપસ્થિત રહી, તુલનાત્મક સાહિત્યની અભ્યાસપદ્ધતિ વિશેની સમજ સ્પષ્ટ કરવાની એક ઉત્તમ તક સાપડી. આ તક ઊભી કરવા માટે તુલનાત્મક સાહિત્ય વિભાગ, જાદવપુર યુનિવર્સિટી તથા યુનિવર્સિટી ગ્રાન્ટ્સ કમિશન, દિલ્હીનો જેટલો આભાર માનીએ એટનો ઓછો. દક્ષિણ ગુજરાત યુનિવર્સિટીનો તુલનાત્મક સાહિત્ય વિભાગ, એ સમગ્ર ભારતનો બીજો અને પશ્ચિમ ભારતના વિસ્તારનો પ્રથમ કહી શકાય, એમા રીડર અને અધ્યક્ષ તરીકે જોડાવાની તક સાપડી, અને આ નૅશનલ વર્કશૉપમા ઉપસ્થિત રહી વિશેષ અધ્યયનની તક ઉમેરાઈ તે સોનામા સુગંધ ભળ્યા જેવુ થયું; એનો આનંદ છે.

## ઉદ્‌ઘાટન સમારંભ

કોઈ પણ જાતના દબદબા વિના તથા ઝાઝી ઔપચારિકતા સિવાય સાદા અને શાંત તથા શિસ્તપૂર્વકના પ્રેરણાદાયી ઉદ્‌ઘાટન સમારંભમાં, વર્કશૉપનું ઉદ્‌ઘાટન દિલ્હી યુનિવર્સિટીના પ્રો. રવીન્દ્રકુમાર દાસગુપ્તાએ કર્યું. ડી.એસ.એ. (ડિપાર્ટમેન્ટ ઑફ સ્પેશિયલ આસિસ્ટન્સ)ના કો-ઑર્ડિનેટર પ્રો. ડૉ. નવનીતા દેવ સેને દેશના જુદા જુદા ભાગમાંથી આવેલા ૪૦ જેટલા ભાગ લેનાર જિજ્ઞાસુ અધ્યાપકોને આવકાર્યા. એમણે ચર્ચા-વિચારણાના આ કાર્યશિબિરને ગતિશીલ કરતાં કહ્યું : "આપણામાંથી મોટા ભાગનાને એવું વળગણ હોય છે કે કોઈ પણ વિષયની ચર્ચા આરંભતાં એમ પૂછવું કે — '—એટલે શું ?' 'તુલનાત્મક સાહિત્ય એટલે શું ?' એવા પ્રશ્નથી જ આપણે આપણી ચર્ચાનો આરંભ કરવો જોઈએ. તુલનાત્મક સાહિત્ય એટલે શું ? — એ વાત અવારનવાર જિજ્ઞાસુઓને, અધ્યાપકોને અને વર્તમાનપત્રના કટારલેખકોને સમજાવતા રહેવું જોઈએ. સામાન્ય સુશિક્ષિત માણસના મનમાં 'તમે શું શીખવો છો ?' 'તમારા અધ્યયન–અધ્યાપનની ભાષા – માધ્યમની ભાષા કઈ ?' 'તમે કેવી રીતે આ વિષય શીખવો છો ?' – એવા એવા અનેક પ્રશ્નો હોય છે. એટલે આવા કાર્યશિબિરની ઉપયોગિતા આ સંદર્ભમાં સાબિત થાય છે. અહીં બુદ્ધદેવ બસુ જેવા પ્રતિભાશાળી સર્જકના નેતૃત્વ હેઠળ આ વિભાગ ૧૯૫૬માં શરૂ થયો હતો. એમને અંજલિ આપવાનો એક ઉપક્રમ તે આ કાર્યશિબિર બની રહે છે. નિષ્ણાત અને અનુભવી અધ્યાપકો પાસે ઉપરોક્ત પ્રશ્નોના કિંચિત્ સંતોષકારક ઉકેલ મળશે."

જાદવપુર યુનિવર્સિટીના કુલપતિશ્રી ડૉ. પી. વી. મુખરજીએ જણાવ્યું કે હું તો ભૂસ્તરશાસ્ત્રનો વિદ્યાર્થી છું. તુલનાત્મક સાહિત્ય મારે માટે દૂરની વાત છે. પણ હું જાણું છું કે આ વિદ્યાશાખા દેશની ભાવાત્મક એકતાને ઉપસાવવા અને વ્યક્તિના ચિત્તને અજવાળવા ઉપયોગી છે. અમારી સાથે તકલીફ ભોગવવી પડે તો તે આપ ભોગવી લેશો પણ વર્કશૉપના અંતે આપ સમૃદ્ધ થઈને જશો એવી મારી શ્રદ્ધા છે. ડૉ. આર. કે. દાસગુપ્તાએ પોતાના ઉદ્‌ઘાટન પ્રવચનમાં દર્શાવ્યું કે તુલનાત્મક સાહિત્ય વિભાગ એની પોતાની અધ્યયન-અધ્યાપનની પ્રવૃત્તિ દ્વારા ભારતની ભાષાઓનાં સાહિત્યોમાં રહેલી આંતરિક એકતા પર આંગળી મૂકી આપશે. આ જ પ્રકારના તુલનાત્મક અભ્યાસ દ્વારા જગતની વિવિધ પ્રજાઓ પણ આધ્યાત્મિક દૃષ્ટિએ સૂક્ષ્મ રીતે નજીક આવશે. એ સિદ્ધ કરવા માટે સ્પષ્ટરેખ દૃષ્ટિકોણ અને આ તુલનાત્મક સાહિત્ય માટેની ધીરજ અથવા તો કહો કે એ માટે 'પદ્ધતિસરનું ગાંડપણ' દાખવવું પડશે. ચંડલર, તિગહેમ, પ્રવર અને ગીફર્ડ જેવા વિદ્વાન મહાનુભાવોએ નક્કર કેડી આંકી છે એટલે તુલનાત્મક સાહિત્યની એક નક્કર અભ્યાસપદ્ધતિ આકાર પકડતી જાય છે.

## કાર્યશિબિરની બેઠકો

સવારની ઉદ્‌ઘાટનની બેઠક બાદ પ્રો. માનવેન્દ્ર બંદોપાધ્યાયે બપોરની બેઠકમાં 'પ્રોસ્પેરોઝ લેંગ્વેજ ઍન્ડ કેલિબન્સ ટેક્સ્ટ'ની ભૂમિકા સાથે ભાષાના પ્રશ્નની ચર્ચા કરી. મુખ્ય તારણ એવું રહ્યું કે કૃતિની ભાષા તે કૃતિના પાત્રની સાથે સુસંગતિ ધરાવતી હોવી ઘટે. સત્તાના માળખામાં પરિવર્તન આવે છે ત્યારે તેની અસર ભાષા ઉપર પણ પડે છે. ભક્તિ આંદોલનના પ્રભાવ હેઠળ જે કવિતાઓ કે ગીતો રચાયાં તે સામાન્ય પ્રજાની પ્રાંતીય બોલીના સ્પર્શ સાથે રચાવા પામ્યાં. એ સર્જનની ભાષા હમેશાં શિષ્ટ વર્ગની નહોતી. કંઠસ્થ કૃતિની ભાષા મુદ્રણ પામે એટલે સ્થાયી રૂપ ધારણ કરે છે, જ્યારે લોકજીભે રમતી કૃતિઓની ભાષા એકસરખી સ્થિર રહેતી નથી, એ સતત અને ક્યારેક ઝડપથી પરિવર્તનશીલ બની રહે છે.

'ઇન્ડિયન લિટરેચર'નો ઇતિહાસ લખનાર, તુલનાત્મક સાહિત્યના વિદ્વાન પ્રો. ડૉ. શિશિરકુમાર દાસે બીજા દિવસની પ્રથમ બેઠકમાં 'Problems

of Literary Historigraphy' વિશે પૂરા બે કલાકનું વ્યાખ્યાન આપ્યું. ટી. એસ. એલિયટે 'Tradition and Individual Talent'માં જે Touchstone Methodનો ઉલ્લેખ કર્યો છે તેની સાથે એમની આ વિષયની વિચારણા સંબંધ ધરાવતી હતી. વાચકે કૃતિને ઐતિહાસિક દૃષ્ટિકોણથી પણ જોવી જોઈએ. એક સર્જનાત્મક કૃતિમાં ભૂત અને વર્તમાનકાળ સહોપસ્થિતિ ધરાવે છે. ભૂતકાલીન કૃતિનો પાઠ આ રીતે એક પ્રકારના નવીકરણને પામે છે. પોતાના આ વ્યાખ્યાનમાં ડૉ. દાસે કૃતિપાઠને Dominant, Emergent અને Residual એવી ત્રણ કક્ષામાં વહેંચી આ કક્ષા યુગ પ્રમાણે બદલાય છે, એવું દર્શાવ્યું.

બીજા દિવસના બીજા વ્યાખ્યાનમાં ડૉ. અમિય દેવે સામાન્ય, રાષ્ટ્રીય અને તુલનાત્મક સાહિત્યના ખ્યાલોને શક્ય તેટલા સ્પષ્ટ કરવાનો પ્રયત્ન કર્યો. તુલનાત્મક સાહિત્યના અભ્યાસીઓ સામાન્ય રીતે એની વ્યાખ્યા બાંધી શકાય તેવી નોંધ આપવા પ્રેરાય છે. પણ ફ્રેંચ ભાષાના અચ્છા જાણકાર ડૉ. દેવે ભારપૂર્વક જણાવ્યું કે તુલનાત્મક સાહિત્ય એ સાહિત્યના અભ્યાસનો એક આગવો પદ્ધતિસરનો અભિગમ છે. એ વિશિષ્ટ અને અભિલાષપૂર્વક સાહિત્યને સંસ્કૃતિ તેમ અન્ય જ્ઞાનવિજ્ઞાનની શાખાના સંદર્ભે જુએ છે. Dionyz Durisinનું અગત્યનું પુસ્તક 'Theory of Literary Comparatistics'માંથી અનેક અવતરણો આપી, આકૃતિઓ દોરી તુલનાત્મક સાહિત્યનો સંપ્રત્યય સ્પષ્ટ કરવાનો સંનિષ્ઠ ને તેજસ્વી પ્રયત્ન કર્યો ડૉ. દેવે ફરી એક વાર રિમાકની વ્યાખ્યા ટાંકી, અન્ય વિદ્વાનોની માન્ય વ્યાખ્યાઓની કોપી આપી દર્શાવ્યું કે તુલનાત્મક સાહિત્યના નામને પાત્ર એવા અભ્યાસમાં એકથી વધારે બે કે તેથી વધારે રાષ્ટ્રોની ભાષાઓની અથવા છેવટે એક જ રાષ્ટ્રની બે ભાષાની કૃતિઓનો તુલનાત્મક અભ્યાસ અનિવાર્ય છે. એક જ ભાષાની કૃતિઓ વચ્ચે પરસ્પર થતી તુલનાવાળો ગ્રંથ સાહિત્યવિવેચનનો ઉત્તમ ગ્રંથ હોય તો હોય, પણ તે તુલનાત્મક સાહિત્યાભ્યાસના ક્ષેત્રમાં પડતો નથી. ઘણા વિદ્વાનો આ લક્ષણની અવગણના કરે છે ત્યારે તેઓ તુલનાત્મક સાહિત્યના અભ્યાસને અનિવાર્ય શિસ્ત-પદ્ધતિનો આદર કરતા નથી અને બૌદ્ધિક અપ્રામાણિકતાનો ભોગ બને છે.

બપોરની બેઠકમાં ચર્ચાવિચારણા અને પ્રશ્નોત્તરીનો કાર્યક્રમ અપેક્ષિત હતો. પછી એ સાથે જ, ડૉ. સ્વપન મજુમદારે 'કંપોઝિટ કલ્ચર એન્ડ રિજીયોનલ લિટરેચર્સ' વિષય પર ઉદાહરણો સહિત ચર્ચા આરંભી. એમણે સાહિત્ય અને સંસ્કૃતિ વચ્ચેના સંબંધો સ્પષ્ટ સમજાવ્યા. જુદાં જુદાં તત્ત્વોની નિર્માયેલી સંસ્કૃતિ પ્રાંતીય સાહિત્યને કેવો આકાર આપે છે, તેનું વર્ણન પણ એમણે કર્યું.

પ્રો. એસ. કે. દાસે "આપણે મહાન સાહિત્યકૃતિઓનો અભ્યાસ હમેશાં તુલનાત્મક રીતે જ કર્યો છે અને કરવો જોઈએ" એવું દૃઢતાપૂર્વકનું કથન કરી ચર્ચાના દોરને વળ આપ્યો. "સાહિત્યિક અભ્યાસમાં, આ રીતનો તુલનાત્મક અભ્યાસ, એક ભાષા એક સાહિત્યના અભ્યાસ કરતાં, વધુ રસપ્રદ અને ફલપ્રદ બની રહે છે. અભ્યાસી અન્ય જ્ઞાનવિજ્ઞાનની શાખાઓમાં જેટલો વધુ સજ્જ તેટલો એ સાહિત્યનો તુલનાત્મક અભ્યાસ વધુ નક્કર સ્વરૂપે કરી શકે છે." એમનાં આ કથનોએ સારી ચર્ચા જગાડી અને સાવધાનીનો સૂર એવોય ઉચ્ચારાયો કે 'તુલનાત્મક સાહિત્યાભ્યાસ' એ કંઈ એવી ખાલી કોથળા અભ્યાસપદ્ધતિ નથી કે એમાં વધ્યુંઘટ્યું બધું જ કંઈ નાખી દઈ શકાય.

કલકત્તાની રંગભૂમિની અભિનેત્રી અને તુલનાત્મક સાહિત્ય વિભાગની બંગાળીભાષી અધ્યાપિકા ડૉ. અરુંધતી બૅનરજીએ 'History of Western Comparative Literature'ની ઐતિહાસિક તવારીખ ગ્રંથસૂચિ સભર રજૂઆત કરી. જાદવપુર યુનિવર્સિટીના તુલનાત્મક સાહિત્ય વિભાગના અધ્યક્ષ પ્રો. સુબીર રે ચૌધરીએ 'Periodization of Literary History' વિષય વિશે પોતાનું વક્તવ્ય રજૂ કર્યું. યુગ વિભાગ કરતી વેળાએ જે તે કાલખંડનાં

મુખ્ય મુખ્ય લક્ષણોને લક્ષમાં રાખીએ તેમ છતાં એમાં થોડી કૃત્રિમતા તો ભળે છે જ. પ્રો. એસ. કે દાસ અને ડૉ. સપન મજુમદારે જણાવ્યું કે 'સૉફ્ટ-વેર ઓરિયેન્ટેડ લિટરેચર'ની એક નવી કક્ષા હયાતીમાં આવી છે. જોકે પ્રો. દાસે ઉમેર્યું કે શબ્દની શક્તિને, સમૂહ સંક્રમણનાં સાધનોના હુમલા ધ્રુજાવી શકે નહિ.

ત્યાર પછીના દિવસની સવારની બેઠકમાં ગુજરાતના આદરણીય વિદ્વાન શ્રી નગીનદાસ પારેખની સ્મૃતિ તાજી કરાવી આપે તેવા ડૉ. દેવીપ્રસાદ ભટ્ટાચાર્યે 'Thematology' પર ચોકસાઈ, વ્યાપ અને ઊંડાણ દાખવતું ચિરસ્મરણીય વ્યાખ્યાન આપ્યું. બેસવાની અને રજૂઆતની રીત એક વયોવૃદ્ધ જ્ઞાનપિપાસુ વિજ્ઞાનને છાજે તેવાં ગૌરવ-ભર્યાં હતાં. ગ્રીક, જર્મન, ફ્રેંચ તથા બંગાળી, અંગ્રેજી અને અલબત્ત સંસ્કૃત ભાષાના આ વિદ્વાન જાદવપુર યુનિવર્સિટીમાં સેન્ટર ફૉર લિંગ્વિસ્ટિક સ્ટડીઝના સંશોધનકાર્યમાં ખૂંપેલા રહે છે. માન અને પ્રેમ ઉપજાવે તે રીતે, સુંદર હસ્તાક્ષરોની સાથે, theme, thematology સંજ્ઞાની વ્યુત્પત્તિ રજૂ કરી એના વિભિન્ન સંકેતો ભિન્ન ભિન્ન ભાષાઓની કૃતિઓનાં ઉદાહરણોથી સ્પષ્ટ કર્યા. એમણે જિજ્ઞાસુ મિત્રોને માર્ગદર્શક થઈ પડે તે રીતે તુલનાત્મક સાહિત્યા-ભ્યાસમાં thematic કક્ષાએ ફલપ્રદ અભ્યાસ થઈ શકે તે વિસ્તારથી દર્શાવ્યું. આ જ દિવસની બપોરની બેઠક પ્રો. નવનીતા દેવ સેન તથા પ્રો. શિવાજી બંદોપાધ્યાયે 'Sita – as a theme' બેઠકને ખૂબ રસપ્રદ વિવાદાસ્પદ બનાવી. આ ચર્ચાએ વર્કશૉપમાં ભાગ લેનાર જિજ્ઞાસુ મિત્રોમાં જ નહિ પણ જાદવપુર યુનિવર્સિટીના તુલનાત્મક સાહિત્ય વિભાગના અનુસ્નાતક કક્ષાના હાજર રહેલા પચાસ–સાઠ વિદ્યાર્થીઓમાં પણ ખૂબ જ રસ જગાડ્યો. આ આખો દિવસ યાદગાર બની રહ્યો. ભાગ લેનાર સૌને લાગ્યું કે ભવિષ્યમાં લેખે લાગે તેવું ભાવતું ભાથું સાંપડ્યું!

તુલનાત્મક સાહિત્ય વિભાગનાં અધ્યાપિકા અને સાંજની બેઠકો અંદાજે ૭ સાડા ૭ વાગ્યે પૂરી થયા બાદ, વિભાગની લાઇબ્રેરીમાં આઠ વાગ્યા સુધી શિબિરાર્થીઓને સહાયરૂપ થનાર ફ્રેંચ ભાષાનાં જાણકાર ડૉ. શુભા દાસગુપ્તાએ બીજો શાસ્ત્રીય વિષય — 'Genology' છેડ્યો. સાહિત્યપ્રકારોની વાત છેડતાં genre તથા modeના ભેદ સ્પષ્ટ કર્યા. સર્જક, ભાવક, વિવેચક અને સંશોધક જિજ્ઞાસુની દૃષ્ટિએ સાહિત્યપ્રકારોની ચર્ચા કરી. જુદા જુદા સાહિત્યપ્રકારોમાં ઝડપથી આવતાં પરિવર્તનો અને સર્જકોના પ્રયોગોનો ઉલ્લેખ કરી એમણે પ્રકારોના આંતરસંબંધો, આકૃતિ અને વસ્તુ, ઐતિહાસિક તેમ સામાજિક સ્થિતિથી પ્રભાવિત થતા પ્રકારોની ચર્ચા ઠીક ઠીક ઉદાહરણો સાથે કરી. એ પછીની ચર્ચા-વિચારણાની બેઠકમાં કથા, આખ્યાયિકા, ઉપન્યાસ, જેવા પ્રકારોની તથા એમાં આવતાં જતાં પરિવર્તનોની ચર્ચા ઉદાહરણો સહિત ચાલી. ભારતની જુદી જુદી ભાષાના વિદ્વાન અધ્યાપકોએ પોતપોતાની ભાષામાં પ્રકારલક્ષી વિવેચનની સ્થિતિ દર્શાવી. પ્રસ્તુત હેવાલલેખક ભાગ લેનારે ગુજરાતીમાં પ્રવર્તતી પ્રકારલક્ષી વિવેચનાના સંદર્ભે ચં. ચી મહેતાની 'ગઠરિયાં'-શ્રેણીની વાત વિસ્તારથી રજૂ કરી, એને આત્મકથા, પ્રવાસવર્ણન, સાહિત્યવિવેચન — શું કહેવું તેની ચર્ચા ઊભી કરી. આ ગ્રંથશ્રેણી વિશે ઠીક ઠીક જિજ્ઞાસા જગાડી.

ડૉ. સપન મજુમદારે 'Literature from influence to reception' વિષય પર વ્યાખ્યાન આપ્યું. એમણે ભારપૂર્વક સમજાવવાનો સાર્થક પ્રયત્ન કર્યો કે તુલનાત્મક સાહિત્યાભ્યાસ એ સાહિત્યનો, રેને વેલેક જેને extrinsic અભ્યાસ કહે છે, તેવો અન્ય સંદર્ભો — બીજા દેશનું બીજી ભાષાનું સાહિત્ય, અન્ય કલા સાથેની તુલના, અન્ય જ્ઞાનવિજ્ઞાનની શાખાઓ —માં થતો અભ્યાસ છે. એક જ ભાષાની કૃતિઓ, સર્જકો કે પરંપરાની થતી તુલના એ તુલનાત્મક સાહિત્યાભ્યાસમાં સમાવેશ પામતી નથી. એ તુલના એકથી વધુ દ્વિભાષી સાહિત્યોની, અથવા તો બહુ – અનેક – ભાષાઓનાં

સાહિત્યોની અથવા તો અન્ય જ્ઞાનવિજ્ઞાન સાથેની હોવી ઘટે. એમણે પોતાના આ વ્યાખ્યાન દરમિયાન analogy, contacts, intra and inter, influence, impact, imitation, reception, interference આદિ સંજ્ઞાઓને સ્પષ્ટ કરવાની કોશિશ કરી દેશભરના ભક્તિ આંદોલનના સર્જનાત્મક સાહિત્યના સંદર્ભે એમણે બપોરની વર્કશોપની બેઠકને ચર્ચાવિચારણામાં લંબાવી.

ડૉ. અરુંધતી બૅનરજી તથા ડૉ. આનંદ લાલે 'Literature and other Arts'ની ચર્ચાની માંડણી કરતાં પૂર્વ અને પશ્ચિમના Music Theatre ની ચર્ચા કરી પોતે music theatre ના ખ્યાલને સમજાવતાં વિડિયો ફિલ્મ પણ બતાવી. ચર્ચા વધારે જીવંત અને અર્થસભર બની રહી

તુલનાત્મક સાહિત્યમાં એક કરતાં વધારે ભાષાઓના સાહિત્યોની કૃતિઓ અનિવાર્યપણે લેવાની હોય છે પણ કોઈ એક અભ્યાસી વધારેમાં વધારે પાંચ–સાત ભાષાઓ કે તેનું કેટલુંક સાહિત્ય વાંચી શકે આથી, તુલનાના ક્ષેત્રને વિસ્તારવા બીજી ભાષાઓની મહત્ત્વની કૃતિઓ પાસે પહોંચવાને માટે તથા તેને અભ્યાસવિષય બનાવવા માટે અનૂદિત કૃતિઓ ઉપર મીટ માંડવી પડે, મદાર રાખવો પડે આ ક્ષેત્રમાં અનુવાદપ્રવૃત્તિની અનિવાર્યતાના કારણે આ વર્કશોપમાં એક આખો દિવસ અનુવાદપ્રવૃત્તિની ચર્ચા માટે ફાળવવામાં આવ્યો હતો ત યોગ્ય જ હતું. અનુવાદ પ્રવૃત્તિના વ્યાવહારિક અને સૈદ્ધાંતિક બંને પાસાઓની ચર્ચા થવા પામી. રવીન્દ્રનાથ ટાગોરના ત્રણ અગત્યના નાટકોના યુવાન અનુવાદક અને વિભાગના અધ્યાપક ડૉ. આનંદ લાલે અનુવાદના સમાજશાસ્ત્રની વાત વ્યવસ્થિત રીતે માંડીને વિસ્તારી અનુવાદકે કૃતિનો મર્મ ભાવક અનૂદિત કૃતિ દ્વારા યથાર્થ રૂપે પામે તે માટે તમામ સામાજિક સાંસ્કૃતિક સંદર્ભો પાદટીપ દ્વારા પૂરા પાડવા જોઈએ એમણે પોતાના મંતવ્યના સમર્થનમાં ટાગોરની એક ગીતકૃતિના અનુવાદના એકથી વધારે અનુવાદો પૂરા પાડી કાવ્યાનુવાદની સમીક્ષા પણ કરી. આ તબક્કે શિબિરાર્થીઓ વધારે સક્રિય થઈ ચર્ચામાં ભાગ લેતા થયા

એક મહત્ત્વની બેઠકમાં શ્રીમતી (ડૉ.) પૂર્ણા ચૌધરી અને કવિતા પંજાબીએ 'Feminism and Comparative Literature'ની ચર્ચા માટે માંડણી કરી એમણે 'Feminism'ને એક તાત્ત્વિક વિચાર સરણી તરીકે સ્થાપિત કરવાનો પ્રયત્ન કર્યો. આ તબક્કે, ભારતની વિવિધ ભાષાઓમાં રચાતા સ્ત્રી સ્વાતંત્ર્યવિષયક સાહિત્યની ચર્ચા ઠીક ઠીક ચાલી આ લખનારે 'સાત પગલાં આકાશમાં' તથા 'બત્રીસ પૂતળીની વેદના'ની વાત રજૂ કરી.

'Structuralism, Interjection, Literary Theory and Comparative Literature'ની બેઠકનું પ્રાસ્તાવિક વક્તવ્ય ડૉ. શિવાજી બંદોપાધ્યાયે આપ્યું. એમણે સમજાવ્યું કે આ એક સાહિત્ય ભાષા વૈજ્ઞાનિક અભિગમ છે અહીં કૃતિનું અર્થઘટન કેન્દ્રમાં નથી પણ કેટલીક એવી શરતો હોય છે કે જેને અધીન રહી કાવ્યાર્થ નિષ્પન્ન થાય છે, તે શરતો તરફ આ અભિગમ સંકેત કરે છે. સ્ટ્રક્ચરાલિઝમમાં unity અને post structuralismમાં 'differences'માં કેન્દ્રમાં છે

ફરી એક વાર પ્રો. દેવીપ્રસાદજીએ 'Indian Aesthetics and Poetic Theories' વિશે લાંબું અભ્યાસપૂર્ણ વ્યાખ્યાન આપ્યું એમણે પાશ્ચાત્ય કાવ્યમીમાંસાની પરંપરામાં, સંસ્કૃત રસ શાસ્ત્ર સાથે કંઈક ગર્ભિત સંબંધ ધરાવતાં સ્થાનો તરફ, તુલનાત્મક દૃષ્ટિથી, સંકેતો કર્યા.

**મૂલ્યાંકન બેઠક**

પ્રસ્તુત બેઠકમાં જુદા જુદા શિબિરાર્થીઓએ જુદા જુદા સૂચનો કર્યાં જે જે વ્યાખ્યાનો થયાં તેનો સાર અથવા વ્યાખ્યાનો અગાઉથી શિબિરાર્થીને મળ્યા હોત તો ચર્ચા વધુ સારી થાત, શિબિરાર્થીઓને પોતાના રસના ક્ષેત્ર પ્રમાણે નાના જૂથમાં વહેંચી જૂથચર્ચા દ્વારા વિષયના મર્મની વધારે નજીક જવાત એવું સૂચવાયું તુલનાત્મક સાહિત્યના પદ્ધતિશાસ્ત્રના પ્રશ્નો ઉપરાંત એના

શિક્ષણના પ્રશ્નો ચર્ચવા જરૂરી હતા. જુદા જુદા પ્રાંતમાં ચાલતા અનુસ્નાતક કક્ષાના ગૌણ વિષય તરીકેના અભ્યાસક્રમોની સમીક્ષા જરૂરી હતી. ભારતીય તુલનાત્મક સાહિત્ય એટલે શું, તે વિશે પણ પ્રકાશ પાડવો જોઈતો હતો. આવા રાષ્ટ્રીય કક્ષાના કાર્યશિબિરમાં દરેક પ્રાંતની ભાષામાં તુલનાત્મક સાહિત્ય ક્ષેત્રે થઈ રહેલા કાર્યનો ખ્યાલ જે તે પ્રાંતના અભ્યાસી આપે તે જરૂરી હતું. જુદા જુદા દષ્ટિકોણથી તુલનાત્મક સાહિત્યના ક્ષેત્રને ઉપયોગી નીવડે તેવી સૂચિઓ બનાવવાનું કામ પણ જૂથમાં થઈ શકે. બંગાળી ભાષાનાં કવિ-સર્જકો સાથેની મુલાકાત ગોઠવી શકાત, આખા દેશમાં જુદી જુદી કક્ષાએ તુલનાત્મક સાહિત્યનો વિષય શીખવવાનું વલણ વધતું જાય છે તો એ વિષય લઈ અનુસ્નાતક કક્ષાની ઉપાધિ મેળવનારને ક્યાં ક્યાં કામ મળી શકે તેનો વિચાર વ્યવહારુ ભૂમિકાએ થવો જોઈતો હતો. ભારતની જુદી જુદી ભાષાઓનાં સાહિત્યોનું આદાનપ્રદાન વેગીલું બને, રાષ્ટ્રીય એકાત્મતાની સિદ્ધિ અર્થે આ અભ્યાસક્ષેત્રના વિદ્વાનો વ્યવહારુ ભૂમિકાએ વિશેષ કાર્યરત થાય તેની ચર્ચા થવી પણ જરૂરી હતી. કેટલાક અભ્યાસલેખો અને અવારનવાર આપવામાં આવેલ પુસ્તકસૂચિઓ જિજ્ઞાસુને ઉપયોગી થઈ પડે તેવી છે.

### વિદાય-સમારંભ

જાદવપુર યુનિવર્સિટી, કલકત્તાના કુલપતિશ્રીએ શિબિરાર્થીઓને ઉપસ્થિતિ અને ભાગીદારીનાં પ્રમાણ-પત્રો આપ્યાં. શિબિરાર્થીઓએ માર્ગદર્શક થઈ પડવા માટે તુલનાત્મક સાહિત્ય વિભાગના અધ્યક્ષ અધ્યાપકો તથા અન્ય સૌનો હડતાળ અને બંધના દિવસોમાં પણ શિબિર ચાલુ રાખવા માટે આભાર માન્યો. કાર્યશિબિરના કો-ઑર્ડિનેટર ડૉ. નવનીતા દેવ સેન બીમાર પડી ગયાં હતાં છતાં લિખિત શુભેચ્છા પાઠવી :

"હવે આપણી નસોમાં સમાન લોહી વહે છે. આપ સૌ અત્રે તુલનાત્મક સાહિત્યક્ષેત્રે દીક્ષિત થયા છો. અહીંનાં સ્મરણો વ ગાળજો અને તમારા પ્રાંતમાં કેડી કંડારજો. બંગાળ પાસે જે કંઈ છે તે બધું —હડતાળ અને બંધ સહિતનું બધું—અમે તમને આપ્યું છે તેમાં થયેલી ક્ષતિ વિસારે પાડજો ને સંપર્કમાં રહેજો."



## એકલતા વિશે બે રચનાઓ

### ૧. પીંજરું

બે પીંજરાં – પાસે પાસે અડોઅડ
એકમાં તું એકમાં હું;
બન્નેના દરવાજા સજ્જડ બંધ.
પાંખોના ફફડાટ
સળિયા પરના ચંચુપ્રપાત
ચિત્કાર – બન્નેને સંભળાય....
બે પીંજરાં – પાસે પાસે અડોઅડ
સજ્જડ બંધ
આપણે
પોતપોતાની એકલતામાં અકબંધ !

### ૨. ફાવતું નથી !

સાથીઓને ફાવ્યું નહિ.
બધા
વાતે વાતે વાંકું પાડી આઘા થયા.
મેં
મૂગા મૂગા આ ગેબી ઘા તો સહ્યા,
પણ હવે
આ એકલતાને ય મારી સાથે ફાવતું નથી !

જયન્ત પાઠક

# હિંડોળો ઝાકમઝોળ

બકુલ ત્રિપાઠી

જિંદગી એટલે ઝૂલવું, સદ્ અને અસદ્ વચ્ચે, સ્વ અને પર વચ્ચે, પ્રકાશ અને અંધકાર વચ્ચે, ચૈતન્ય અને અચેતન વચ્ચે. ઘણી વાર થાય છે કે આ અચોક્કસતા ન હોત, ન હોત આ દ્વિધા, તો કેટલું સારું! બસ, આ પાર હોઈએ કે તે પાર. કા તો બની રહો પૂર્ણ અજ્ઞાની સહજપણે જીવતા જીવ, કા બની રહો પ્રજ્ઞાપુરુષ. આ આપણું શું ફોગટનું અહીંથી તહીં, તહીંથી અહીં, આમ થવું ને તેમ થવું!

પણ એ જ તો હિંડોળાની મઝા છે — અસ્થિરતા એ હિંડોળાનો સૌથી મોટો ગુણ! ન તો સાચી ગતિ, કશે જવાનું નહિ ન તો સાચી સ્થિરતા, આમ ઝૂલ્યા ને તેમ ઝૂલ્યા! જો આ માણતા આવડ્યું તો ફાવ્યા! અને જો હીંચકે હીંચતા તમને ચક્કર ચડતા હોય — ઘણાને ચડે છે! .. તો માની લેજો કે તમે કંઈક સરસ ગુમાવી રહ્યા છો, પણ હીંચકાનો આનંદ લેતા જો શીખ્યા તો ચક્કર આવવા બંધ!

ભગવાન શંકર સમાધિમાં ડૂબે, શ્રીકૃષ્ણ હિંડોળે ઝૂલે. ભર્તૃહરિએ કહ્યું છે *વૈરાગ્યમેવાભયમ્* । પણ સૌ જો સંન્યસ્ત લઈશું તો જીવન ચાલશે કેમ? અને સાચું કહું? સૃષ્ટિ એકંદરે સુંદર છે, ભલે આપણે ઇચ્છીએ એવી નથી સર્જાઈ, ને આપણા કહ્યા પ્રમાણે નથી ચાલતી, પણ એ કોઈનાય કહ્યા મુજબ ક્યા ચાલે છે? કોઈના કહ્યે ચાલવા એ સર્જાઈ જ નથી, ભલેને સિકંદરો લાખ ફાંફા મારે! અને કોઈના કહ્યા મુજબ સર્જાઈ હોય એવ વાત મારા મનમા બેસતી નથી કોઈ સર્જકે એ સર્જી નથી, એ સર્જાઈ છે માટે કોઈ સર્જક હોવો જોઈએ એમ માનવું પડે છે સૃષ્ટિ કદાચ સ્વયંભૂ છે પણ એ સ્વયંભૂ છે કે કોઈએ આકૃતિ બનાવી સુવ્યવસ્થિત સર્જી છે એ બે માન્યતાઓ વચ્ચે ઝૂલ્યા કરવું મને ગમે છે.

મને ખૂબ ખૂબ શોખ છે હીંચકાનો મેં જિંદગીમા ઘણું ઘણું ગુમાવ્યુ છે હીંચકાને કારણે (ગુમાવ્યું કહેવાય? કોણ જાણે!) કારણ સમાજની વાસ્તવિકતા માગે છે સુવ્યવસ્થા. દાખલા તરીકે અગત્યના પત્રો લખવા, મેળવવા, 'ફાઇલિંગ' કરવું, 'રેકોર્ડ' રાખવા, ટેલિફોન કરવા પિયાનો કીઝ પર નંબર જોડીને, 'હલો' કરીને, અને મળવું ને હળવું ને સમય જાળવીને કામ પતાવવું, અને ફોર્મ્સ ભરવા અને સહીઓ કરવી (નમૂના જોડે 'મેચ' થાય એવી), સમાજના સૌના વ્યવહારકાર્ય જોડે આપણા વ્યવહારકાર્યનો તાલ મેળવવો...

હીંચકે ઝૂલતા ઝૂલતા આમાનું કાંઈ ન થઈ શકે, હો! આપણા કેટલાક પુરાણા વડીલો શોખીન હતા હીંચકાના, પણ એ તો સાંજે રાત્રે ગપ્પા મારતા ઝૂલવા, નાતજાતની દુનિયાની ગડભાંજની મનોશેતરંજ ખેલવા! પણ પછી હીંચકા પર જે ચિંતિત—યોજિત તેના અમલ માટે તો એમણે બીજી સવારે (પૂજાપાઠ પતાવીને) ગાદીતકિયે ગોઠવાવું જ પડતું, કા તો ગાડીમા, પાલખીએ, ઘોડે વિચરવું પડતું, એ યુગમા.

આજે સંસાર ચલાવવા ઘોડેસવાર બનવું નથી પડતું! પણ વ્યવસ્થાતંત્રો તો ચલાવવાના છે.

આપણે કેમ કોઈ એરકંડિશન્ડ ઓફિસમા હીંચકો નંખાવતું નથી? મારી કલ્પનાનું આદર્શ કાર્યાલય હશે વિશાળ કેબિનની વચ્ચોવચ હિંડોળો, હિંડોળાની બે બાજુ તકિયા, જે ખોળામા લઈને લખવું (પણ તો ટાઇપરાઇટર ક્યા મૂકવું? એ તો

જોઈશે જ ને?) ને કમ્પ્યુટર? કમ્પ્યુટર હીંચકા પર ગોઠવવાનું જરા અઘરું પડવાનું. પણ ટૅલિફોન તો ગોઠવાય. પુસ્તકોનો ઢગલો હીંચકા પર ખૂબ શોભે છે (મારો અનુભવ છે થોડો). પછી નીચે પડી જાય છે, ઠકરો બહુ ઊંચો થઈ જાય છે ત્યારે — કાં તો શિખર ખીણમાં ઢળી પડે, કાં તો થોડાંક પુસ્તકો નીચે સરી પડે હળવેથી! પણ 'ફાઈલો', અને 'ચોપડા', હીંચકે જાળવવાં અઘરા. હીંચકાને ઠેસ લગાવી નથી, ને એપાચ કાગળિયાં ઊડયાં નથી! પછી તમારે ડઝન પેપરવેટ્સ — વજનિયાં રાખવાં પડે હીંચકા પર! ગોકુળિયામાં જરા વધારે પડતી ગિરદી થઈ જાય છે મારા ખ્યાલ મુજબ!

આ તકલીફ છે હીંચકાની. વૈરાગીઓ એને વધારે પડતી સુખસુવિધા ગણે છે, પતન લાવનારી. અને સંસારીઓ આખો વખત હીંચકાને સેવી શકતા નથી, એમણે હીંચકા અને ટેબલખુરશી કે ગાદીતકિયા વચ્ચે ઝૂલ્યાં કરવું પડે છે!

જેણે, માત્ર ઝૂલ્યાં કરવાનો જ જીવનમાર્ગ સ્વીકાર્યો હોય તેને માટે હીંચકો એ સર્વાંગસંપૂર્ણ સુવ્યવસ્થા છે! દાખલા તરીકે તરંગીઓ, સ્વપ્નશીલો, આળસુઓ અને ઊંઘણશીઓ માટે...

પણ ના, હીંચકાની મજા એ છે કે એ સંપૂર્ણપણે કશું એક નથી, સતત દ્વિધા એ એનું વ્યાવર્તક લક્ષણ છે. સાચા ઊંઘણશીને હીંચકો ન પોસાય – કારણ હીંચકાને ઠેસ લગાવવા તમારે અડધા જાગતા તો રહેવું જ પડે! નહિ તો હીંચકો પણ બની જાય પલંગ. એનો તો કંઈ અર્થ જ નહિ ને? જે પૂર્ણ સ્વપ્નશીલો છે તે તો વાસ્તવથી પૂરેપૂરા દૂર થઈને પલાઠી લગાવી સમાધિ ચડાવીને થઈ જાય આસનસ્થ પણ હીંચકે ઝૂલનારે તો ઠેસ લગાવવા પૂરતો સતત વાસ્તવનો ખ્યાલ રાખવો પડે...

અને હીંચકા વધારે પડતા મોટા ખવાઈ ન જાય તેનો પણ! ત્રણેક વાર હું હીંચકેથી પડયા છું. કારણ તમે બહુ ચગાવો, બહુ ચગાવો તો દોરડું, કયારેક તો કડું પણ, તૂટે! ધરતીકંપ ખરેખર તો મેં અનુભવ્યા નથી. ઉત્તર પ્રદેશમાં ધરતીકંપ થયો ત્યારે હું ગુજરાત પ્રદેશે વિચરતો હતો અને સાન ફ્રાંસિસ્કોમાં થયો ત્યારે બૉસ્ટનમાં ટી.વી. પર અચાનક દેખાઈ ગયો (હું નહિ, ધરતીકંપ) પણ મારા ભાગ્યમાં પૂર્ણ રોમાંચનું સુખ નથી. છતાંય સહેજ અણસાર મળ્યો છે બત્રણ વાર... ધણણણ કરતો હીંચકો તૂટી પડયો છે ત્યારે! કાં તો ડાબે કાં તો જમણે ઢળી પડીએ, ઊછળી પડીએ, ગબડી પડીએ, વાગે હીંચણે, પગે વાગે, નહિતર પણ નીચે પડયાનો પ્રાસકો એવો તો લાગે!... ને પછી વધારામાં સાંકળ કે સાળિયા આપણા પર પડે, નસીબદાર હોઈએ તો! નસીબદાર એ દૃષ્ટિએ કે માથા જોડે સાળિયો અથડાવાનો અનુભવ મળેને? આપણને અને સાળિયાને! વિવિધ અનુભવ અને અમાપ પ્રફુલ્લતા વિવિધ અનુભૂતિઓ એ જ તો જીવનની મોજ છે. ત્રણચાર વાર હીંચકા તૂટયા છે પણ ખરેખર ઉડ્ડયન તો પ્રાપ્ત થયું છે, કયારેક કયારેક, ઝાડની ડાળીએ દોરડા બાંધીને ઝૂલતા હોઈએ અને એ...ય ને આમ ફંગોળાતા દોરડું તૂટે ને આપણેય જાણે તોપમાંથી ગોળો બનીને ફંગોળાઈએ! કયાંના કયાં જઈને પડીએ, અને શૂનુ ,શૂય થાય! એક સુખ ખરું, માથાને ઊંડી ઈજા ભાગ્યે જ થાય, હા, શરીરનું ધડ બરાબરનું ઠમઠોરાય! હીંચકા તૂટયાના અકસ્માતથી જાન કોઈનો ગયો સાંભળ્યું નથી, પણ મરામત થઈ છે ઘણાની – પણ શરીર કરતાંય વધુ તો બાપ રે! મનમાં જે ધ્રાસકો પડે છે! અદ્‌ભુત! મારી ભલામણ છે – આસપાસ એક વૃક્ષ હોય તો એના પર દોરડું બાંધો અને પછી ચગાવો હીંચકા! દોરડું ઘસાઈ જતાં થોડા દિવસ લાગશે. જો ધીરજ ન હોય તો બીજો એક રસ્તો છે – ડાળી જરા નબળી પકડવી! માનવ જિંદગીનું એક આ સુખ છે, તમારી પાસે વિકલ્પો છે, કઈ રીતે નીચે પડવું તેનો!

તમે કોઈની જોડે હીંચકે ઝૂલ્યા છો? એક રસ્તો છે સખીને ડાળહિંડોળે બેસાડી તમે સામે ઊભા રહી હીંચકો ચગાવો – કારણ વૃક્ષડાળને હીંચકે કંઈ ઠેસ

સંગા ય ન ચાલે – દોરડા જોડે જ તમારે નૃત્ય કરવુ પડે, આ ક્ષિતિજેથી પેલી ક્ષિતિજે, ઝૂલો ચગાવવા માટે સખ્ય તો આ અદ્દભુત

હા, શાણપણભર્યું ધીમુ ધીમુ ઝૂલવાથી ચલાવી લઈ શકો એવા સંતોષી હો તો કૃષ્ણ રુક્મિણીની જેમ કુંકુમત નર્યો કનાકોતરણીવાળો સુશોભિત શણગારેલો હીંચકો ચાલે – ધીમી ધીમે ઠેસો લગાવાઈ રહી છે અને પાનના બીડા બનાવાઈ રહ્યા છે

શ્રીકૃષ્ણ પહેલેથી જ ભાગ્યવાન બાળપણમા કેટલુ પારણે ઝૂલ્યા મોજથી — અને જસોદાજી ? દિવસ આખો ઝુલાવ્યા જ કરે છે બાનકૃષ્ણને ! આખુ ગોકુળ એના પારણાની દોરી ખેંચીને કૃતકૃત્ય થાય છે અને પેલા નાડકડા સૂતા છે પગનો અંગૂઠો ચૂસતા ! મને જન્માષ્ટમી ઉત્સવ બીજા સર્વ ઉત્સવો કરતા વધુ ગમ છે તે આ પારણાના દૃશ્યથી આવા ઝૂલણ સુખમા ઊછરે જે એ કદી જીવનમા અપ્રસન્ન હોઈ શકે જ કયાથી ? શ્રીકૃષ્ણ સદાવ હસતા રહ્યા, કયારેક સૃષ્ટિને અર્થપૂર્ણ બનાવ્યાના સંતોષથી, કયારેક વ્યર્થતાની વેદનાથી પર બની જઈ સમગ્રના વિચારે સ્વસ્થ સ્મિતમા સરી જઇને

હસવુ એટલે હીંચકે ઝૂલવુ ! જે હસે છે તે બે અંતિમોને એકસાથે જુએ છે – અંતિમોને એ પારખે છે, સ્વીકારે છે, પણ એમાના એકને નહિ, બેઉને, સાથે ! કોઈ અંતિમને એ આખરી અંતિમ નહિ ગણે, અને કોઈ અંતિમથી એ બીજા અંતિમને વીસરશે નહિ હસનાર લાગણીશીન છે, પણ લાગણીવેડા, ગદ્દગદ સેન્ટિમેન્ટલ થઈ જવાનું સુખ એના ભાગ્યમા નથી — એની બુદ્ધિ જાગ્રત છે એની બુદ્ધિ ઘણું બધુ જુએ છે, પારખે છે, નોંધે છે, પણ એ પ્રચંડ, સુક્કો, બુદ્ધિવાદી નથી થઈ શકતો —ભંય રુક્ષતા એના ભાગ્યમા નથી માનવબુદ્ધિની અંતિમ શક્તિ અંગે એ શંકાશીલ છે એ બુદ્ધિની મર્યાદા સમજે છે — અને જાણે છે કે લાગણી ગમે ત્યારે બુદ્ધિને પરિપ્લાવિત કરી જવાની ! એ હસી લે છે આ માનવમર્યાદા પર — આપણે પૂર્ણપણે આ નથી કે પૂર્ણપણે તે નથી, આપણે અધૂરા છીએ — અથડાતા છીએ, આમતેમ ઝૂલતા છીએ એ હસી લે છે આપણી આ સ્થિતિ પર સંપૂર્ણ નિરાશાવાદી હસી નથી શકતો, સંપૂર્ણ આશાવાદી સ્વપ્નિલ તંદ્રામા સુખસરિતામા વહેતો હોય છે, એને હસવુ શુ એ ખબર નથી કારણ એવું કદી હસવાનુ શીખવાની જરૂર નથી ! પણ સંપૂર્ણ આશાવાદી થવાની શકયતા અંગે જે નિરાશાવાદી છે, અને સંપૂર્ણ નિરાશાવાદી થવા જેવી તો જિંદગી નથી જ એવુ માનવા જેટલો જેનામા આશાવાદ ટકયો છે — તે હસી શકે છે, હસી લે છે શેલી ન હસે, કાર્લાઇલ ન હસે, પણ લેમ્બ અને ડિકન્સ તો હસી લીધા વિના જીવી જ ન શકે !

કવિ ઉમાશંકરે અભીપ્સા વ્યક્ત કરી છે — ઝૂલશુ જિન્દગી રે લોલ !

સર્વ અનિત્ય વચ્ચે સ્થિરતા માની લઈને – અને એ માન્યતા પણ કદાચ ભ્રમ છે – એમ પણ સાથે માનતા રહીને જિંદગીભર હસી લેવાય ? જોઈએ ! શકય બને તો !

મને બલ્લુકાકાની — સ્વ ગજેન્દ્ર તરાન ઠાકોરની – પેલી પંક્તિઓ ખૂબ ગમે છે – "મૃત્યુ લે ઉપાડી હું મને ?!' સરસ ગુનગુનાવીમા હો !

અને કવિ મૃત્યુને કેવુ ટાણું શોધવાનુ કહે છે ? મૃદુ કુસુમ સમ હૈયું અને પ્રખર અગ્નિઝરંત બુદ્ધિ વચ્ચે ઝૂલવાનું આખી જિન્દગી માણી ચૂકેલા કવિ ? એ કહે છે — હુ કોઈ બપોરે કુટુંબ વચ્ચે નિરાતે કંઈક વાચતો હિંડોળે ઝૂલતો હોઉં ત્યાં અચાનક "હાય ખોખુ ધબ્બ હેડ ભાર !'

કહેવાય છે બલ્લુકાકા ભાય હસતા ! *

---

* 'હિંડોળો ગ કમઝોળ' એ નામ પ્રગટ થનાર નિબંધસંગ્રહમાથી



# વિસ્તરતી સીમાઓ

## [સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ]

ચન્દ્રકાન્ત ટોપીવાળા

'સાહિત્યિકતા'ની શોધમાં ઇતિહાસને બાજુએ રાખી રશિયન સ્વરૂપવાદે કૃતિની ભાષા અને પ્રવિધિઓ પર ધ્યાન કેન્દ્રિત કર્યું. નવ્ય વિવેચને જીવનકથાત્મક દોષ જાહેર કરી પોત અને ભાતને લક્ષમાં લીધાં. સંરચનાવાદી રોલાં બાર્થે લેખકનું મૃત્યુ જાહેર કર્યું અને કૃતિની સ્વાયત્તતાનો પુરસ્કાર કર્યો, તો અનુસંરચનાવાદે સ્વાયત્તતાની સાથે સાથે અંતે અર્થની અનિર્ણીતતા જાહેર કરી. એક રીતે જોતાં, કૃતિને કોઈ સંદર્ભ રહ્યો નહિ.

પણ બીજી બાજુ આ નર્યા અનિર્ણીત સાંકડા અવકાશમાંથી કૃતિને મુક્ત કરતાં પરિબળો કાર્યરત રહ્યાં. પ્રતિભાસમીમાંસા ક્ષેત્રે એક દિશામાં અભિગ્રહણસિદ્ધાન્ત આગળ વધ્યો તો બીજી દિશામાં લેખકનો આશયસિદ્ધાંત આગળ વધ્યો. એચ. ડી. હર્શે કૃતિના લેખક સાથે સંકળાયેલા અર્થને અને વાચકે વાચકે બદલાતી અર્થવત્તાને જુદાં પાડ્યાં તેમ જ લેખકના આશયના મૂળ સુધી પહોંચવાની હિમાયત કરી. જીવનકથાત્મક દોષને નવેસરથી તપાસવાની ભૂમિકા ઊભી થઈ.

આ સંદર્ભમાં જીવનકથાત્મક વિવેચનની તરફેણ કરનાર ૧૯મી સદીના અત્યંત પ્રસિદ્ધ ફ્રેન્ચ વિવેચક અને સાહિત્યના ઇતિહાસકાર સેંત બવનાં પિયેર બેરે (Pierre Beres) દ્વારા સંપાદિત લખાણો ચાર ગ્રંથોમાં પ્રગટ થયાં છે ('La Vie Des letters' by Sainte Beuve, Paris, Hermann) ત્યારે એની પ્રતિક્રિયાઓ અલબત્ત ફલવતી બને.

સેંત બવ એના અંગત જીવનમાં દુર્ભાગી હતો. જન્મ પહેલાં પિતા ગુમાવ્યા બાદ વિધવા માતાએ એને અનેક યાતના વચ્ચે ઉછેર્યો હતો. વિક્તોર હ્યૂગોની ઉપેક્ષિત પત્ની એદેલ સાથેના એના સંબંધો ચકચારભર્યા રહ્યા છતાં કોઈ લિંગગત વિરૂપતાથી પીડાતો હોવાને કારણે એ ક્યારેય જાતીય જીવન પૂરું ભોગવી શક્યો નહિ. અને શરૂ શરૂની સર્જનાત્મક લખાણોની નિષ્ફળતા પછી એ વિવેચન તરફ વળી ગયો. કહેવાય છે કે આટલી શક્તિ અને આટલી રુચિથી ભાગ્યે જ કોઈ વિવેચકે ફ્રેન્ચ સાહિત્યને આવરી લીધું હશે. એની વિવેચનપદ્ધતિ સમૃદ્ધ છે. એની કાવ્યસંવેદના, મનોવૈજ્ઞાનિક સૂઝ, ઇતિહાસ બુદ્ધિ, અને ભાષાપ્રભુતા — આ સર્વેએ એને સમર્થ વિવેચક તરીકે સ્થાપિત કરેલો.

પરંતુ એના મૃત્યુ પછીના ૮૫મે વર્ષે પ્રૂસ્તે એની પ્રતિષ્ઠા પર, એની પર, ક્રૂર પ્રહાર કર્યો અને બતાવ્યું કે સેંત બવ એના સમકાલીન યુવા કવિ શાર્લ બોદલેરને સમજવામાં તદ્દન નિષ્ફળ ગયો છે. પ્રૂસ્તે સેંત બવની સમસ્ત વિવેચનપદ્ધતિ તપાસતાં નિર્દેશ્યું કે એના પ્રતિભાવાન સમકાલીનોનાં લખાણોને આસ્વાદમાં તો એ અસમર્થ હતો જ, પરન્તુ એણે સતત સાહિત્યકૃતિ અને સાહિત્યકારના રોજિંદા વ્યક્તિત્વને સીધા સંડોવવાની ભૂલ કર્યા કરી છે. પ્રૂસ્તે એ પણ ભારપૂર્વક જણાવ્યું કે ઉત્તમ સાહિત્યકૃતિ કોઈ એવા આંતરકેન્દ્રમાંથી પ્રસરે છે, જેને સાહિત્યકારના બાહ્ય વર્તન અને એની બાહ્ય પરિસ્થિતિ સાથે કોઈ નિસ્બત નથી હોતી. સાહિત્યકારના જીવન અંગે માહિતી હોવી એક વાત છે અને એની કૃતિનું વિવેચન કરવું એ બીજી વાત છે. સેંત બવે જીવનકથા અને વિવેચનને ગૂંચવી માર્યાં છે; એ એની અક્ષમ્ય ભૂલ છે; અને એને કારણે એણે સાહિત્યની આસપાસ ઘણું ગપસપિયું

લખાણ ઊભુ કર્યું છે.

અલબત્ત પ્રસ્ત એક રીતે સાચો છે, કારણ સેત બવના જીવનકથાત્મક અભિગમમા નૈતિક પ્રશ્નોનુ વલણ ભળેલુ છે 'સેત બવ લોકોની જેમ લેખકોને સ્વીકારે છે અને એમને નીતિવાન વ્યક્તિઓ તરીકે જ સ્વીકારે છે. ભૂલી જાય છે કે ખરાબ લેખકો સારુ સાહિત્ય અને સારા લેખકો ખરાબ સાહિત્ય સર્જી શકે છે. સાહિત્ય એ કાઈ સમસ્ત નૈતિક અને અનૈતિક વ્યક્તિતાની યથાતથ અભિવ્યક્તિ નથી પણ વિશિષ્ટ લક્ષણોનો રહસ્યપૂર્ણ દ્રવ છે. પણ વાત એ છે કે સાહિત્ય તરફની અપાર નિસ્બતથી જે કોઈ વિવેચક લખે છે એમા આ પ્રકારની નિર્બળતાઓ ઊતરી આવે છે. રુચિની વૈશ્વિક ઉદારતા સિદ્ધ કરવી મુશ્કેલ છે, કદાચ અશક્ય છે.

વળી, કૃતિ પર ધ્યાન કેન્દ્રિત કરી જીવનકથાને દૂર રાખવા માગતો હોય એવા 'વિવેચકને પણ સમસ્યાઓ તો હોય છે જ સાહિત્યકારોના વ્યક્તિત્વ અને એમની પરિસ્થિતિઓથી વાકેફ રહ્યા વગર કેટલી સાહિત્યકૃતિઓ સ્વાયત્તપણે સમજી શકાય? બીજી બાજુ, નર્યા જીવનકથાત્મક અભિગમના ભયસ્થાનો પણ ઓછા નથી.

ટૂકમા એક વાત આજને તબક્કે સ્પષ્ટ છે કે કૃતિના અભ્યાસમા લેખકના આશયનું પરિમાણ મહત્ત્વનું પરિમાણ છે એને અંગે વિવેક વગર વર્તવાનું પાલવે એમ નથી, તો એને સદંતર ઉવેખવાનુ પણ પાલવે એમ નથી

સદર્ભ TLS (7 Aug 1992)



## 'ઉદ્દેશ' માસિક અંગેની માહિતીનું પત્રક

[ ફોર્મ-૪ (નિયમ ૮ અનુસાર) ]

| | |
|---|---|
| ૧ પ્રકાશન સ્થળ | અમદાવાદ |
| ૨. પ્રકાશનની સામયિકતા : | માસિક |
| ૩. મુદ્રક . | રમણલાલ જોશી |
| રાષ્ટ્રીયતા : | ભારતીય |
| સરનામુ : | ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ–૩૮૦ ૦૦૯. |
| ૪. પ્રકાશકનુ નામ : | રમણલાલ જોશી |
| રાષ્ટ્રીયતા : | ભારતીય |
| સરનામુ | ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ–૩૮૦ ૦૦૯ |
| ૫ તંત્રી | રમણલાલ જોશી |
| રાષ્ટ્રીયતા . | ભારતીય |
| સરનામુ | ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ–૩૮૦ ૦૦૯. |
| ૬ માલિકનુ નામ સરનામુ | ઉપર મુજબ |

હું રમણલાલ જોશી આથી જાહેર કરુ છુ કે ઉપર આપેલી વિગતો મારી જાણ અને સમજ મુજબ બરાબર છે

તા. ૫–૩ ૧૯૯૩

રમણલાલ જોશી

# સ્વાધ્યાય અને સમીક્ષા

વિજય શાસ્ત્રી

## તુલનાત્મક અધ્યયનનું દિશાસૂચન

સાહિત્યની સર્જનાત્મક કૃતિઓ આખરે તો કલાની કૃતિઓ હોય છે. સાહિત્યની કલા શબ્દને આશ્રયે સરજાતી હોવાથી શબ્દના વ્યવહાર-અધ્યાસોનો પાસ તેને બેઠેલો હોય છે. પરિણામે તેના આકલનમાં કેટલીક ઍમ્બિગ્યુઇટી અનિવાર્યપણે પ્રવેશતી હોય છે. એકથી વધુ દૃષ્ટિકોણો જ્યારે સાહિત્યના આકલન માટે સંભવિત હોય ત્યારે બહુવાદ – pluralismની પરિસ્થિતિ ઉદ્ભવે છે. સાહિત્યકૃતિને જોવા–મૂલવવાના એકથી વધુ દૃષ્ટિકોણોમાં એક દૃષ્ટિકોણ તે એકથી વધુ કૃતિઓને સાથે મૂકીને જોવા – માણવા – નાણવાનો તુલનાત્મક અભિગમ પણ છે.

આ અભિગમનાં વિવિધ પાસાંઓનો પરિચય ડૉ. અશ્વિન દેસાઈના, પ્રસ્તુત પુસ્તકમાંનાં વિવિધ લખાણોમાંથી સાંપડે છે. અહીં સિદ્ધાન્તચર્ચા છે અને પ્રત્યક્ષ વિવેચન પણ છે. કુલ ત્રણ ખંડોમાં વિભાજિત આ પુસ્તકના પ્રથમ ખંડમાં તુલનાત્મક સાહિત્ય વિશેની સૈદ્ધાન્તિક વિચારણાઓનો પરિચય કેળવવાની કોશિશ થઈ છે. જો કે સાહિત્યના ક્ષેત્રમાં સિદ્ધાન્તની સ્થાપના કરવાનું કામ કેટલું અને કેમ મુશ્કેલ છે તે વિશે તેઓ પૂરા સભાન છે. સિદ્ધાંતસ્થાપના બાદ તુલનાત્મક અધ્યનયનનાં બીજ જેમાં પડેલાં છે તે ગ્યુઇથેનો વિશ્વસાહિત્યનો ખ્યાલ, મૅથ્યુ આર્નલ્ડનો તુલનાત્મક સાહિત્યનો ખ્યાલ અને રવીન્દ્રનાથનો ખ્યાલ તેમણે પરિચયાત્મક રીતિએ નિરૂપ્યા છે. મૅથ્યુ આર્નલ્ડે બે કૃતિઓના તુલનાત્મક અભ્યાસ વખતે તેમની ઉચ્ચાવચતાના નિર્ણય કે હેતુને અળગા રાખવાનો આદર્શ રજૂ કર્યો છે તે હકીકતમાં ચર્ચાસ્પદ બને તેવો છે કેમ કે કૃતિના સ્વરૂપવર્ણનમાં પ્રચ્છન્નપણે – inherently – વૅલ્યૂજજમેન્ટ આડકતરી રીતે પ્રગટ થઈ જતું હોય છે તે હવે તો સર્વસ્વીકૃત ઘટના છે તે જોતાં આર્નલ્ડકથિત શુદ્ધ તુલનાત્મક અભિગમ શક્ય રહેતો નથી. આ અને આવા બીજા કેટલાક તાત્ત્વિક ચર્ચા માગી લેતા મુદ્દાઓ વિશે લેખકનો પોતાનો મત શો છે એ જાણવા મળતું નથી એ વિશેનો કૉમેન્ટ્સ !

'વ્યાખ્યાવિમર્શ'ના પ્રકરણમાં તુલનાત્મક સાહિત્યની વિભાવના વિશે આજદિન સુધી પ્રવર્તતી સંદિગ્ધતાઓનો નિર્દેશ ફ્રાઉલર વેલેક અને ગોલ્ફર્ડ જેવા વિદ્વાનોનો હવાલો આપીને થયો છે ત્યાર પછી શિપ્લેથી માંડીને કડન સુધીના કોશકારોએ આ ડિસિપ્લિનને વ્યાખ્યાબદ્ધ કરવાના કરેલા પ્રયાસોની રૂપરેખા અપાઈ છે ત્યાં પણ વિભિન્ન વ્યાખ્યાઓ અને વિભાવનાઓની ચર્ચા-વાદ-પ્રતિવાદની અપેક્ષા રહે છે.

પુસ્તકના બીજા ખંડમાંના લેખો, લેખકની મૌલિક વિચારણાનો પરિપાક હોઈ વધુ રસપ્રદ બન્યા છે. ભારત જેવાં અનેક સંસ્કૃતિઓનાં અને અનેક ભાષાઓનાં બનેલાં રાષ્ટ્રોમાં તુલનાત્મક અધ્યયન માટે વિપુલ શક્યતાઓ રહેલી છે તે તરફ અંગુલિનિર્દેશ કર્યા બાદ, જાણે પોતાની આ સ્થાપનાને વધુ દૃઢીભૂત કરવા મથતા હોય તેમ વિભિન્ન ભાષા અને સંસ્કૃતિની કૃતિઓનું પ્રત્યક્ષ વિવેચન પણ તેમણે આપ્યું છે. ટૉલ્સ્ટૉય અને રામકૃષ્ણ પરમહંસની કૃતિઓ એક જ કથાઘટકને અનુલક્ષીને પ્રવર્તતી હોવા છતાં ક્યાં જુદી પડે છે તે તેમણે તારવી બતાવ્યું છે. અનુવાદપ્રક્રિયાની વિવિધ સમસ્યાઓ અને તેના નિવારણના માર્ગોનું સૂચન પણ તેમણે કર્યું છે. અનુવાદવિષયક પ્રકરણના અંતભાગે આવતો પૅરેગ્રાફ તેના કાકુ અને શૈલીની દૃષ્ટિએ લેખકની કઈ મુદ્રા પ્રગટાવે છે તે શોધવાનું

જોઈએ કામ રસપ્રદ છે. નમૂના દાખલ થોડાક વિધાનો

"તો શુ કરવુ ? અનુવાદ કરવો જ નહિ ? ના, અનુવાદ કરવો, જે સર્જનાત્મક કૃતિ સાથે તાદાત્મ્ય અનુભવાય તેનો અનિવાર્ય એવી તટસ્થતાપૂર્વક અનુવાદ કરવો... એકના એકના અનુવાદ કરવો એકલા હાથે કામ વસમુ લાગે તો સમસંવેદના ધરાવનાર સાથે સંયુક્તપણે કરવો" આ સમગ્ર ગદ્યખંડ (પૃ. ૧૪ ૫૨) મા 'કરવો'નાં આવર્તનો સતત થતા રહે છે તે પૂરા થયા પછી વાચકમા — અબુધ, અજ્ઞાન વાચકમા — કશુ નવું કે જુદું વિચારવાના હોશકોશ બાકી રહેતા નથી.

લેસિંગના સમયથી ચિત્ર અને કવિતાની તુલના થતી રહી છે અહીં ફ્રેંચ ચિત્રકાર એન લૂઈ ઝીરોદેત્રીએસોના 'Entombment of Atala' શીર્ષક ધરાવતા ચિત્રની ચર્ચા થઈ છે. આ ચિત્રની પ્રેરણા તેને શેટોબ્રીઆની કોઈક નવલકથાના વર્ણનમાથી સાપડી હતી. ચિત્ર અને સાહિત્ય જેવા ભિન્ન ભિન્ન માધ્યમોનો ઉપયોગ કરતી કલાઓમા માધ્યમોની શક્તિ મર્યાદાઓ કેવી રીતે ભાગ ભજવે છે તેની ચર્ચા રસ પડે તેવી રીતે થઈ છે. લેખક ડૉ દેસાઈની એક સંવેદનશીલ આસ્વાદક તરીકેની છબી અહીં પ્રગટે છે. તે જ રીતે ગુજરાતી કવિ વેણીભાઈ પુરોહિત અને રવીન્દ્રનાથ (હા, વેણીભાઈ ને રવીન્દ્રનાથ)ની બે કૃતિઓની પણ આ રીતે તેમણે છણાવટ કરી છે

ત્યાર પછી 'પ્રિય ચૈતન્ય'ને સબોધીને લખાયેલા બે પત્રલેખો છે એ વાચતા પૂર્વે પ્રકરણ પાચમા 'બે પ્રાર્થનાકાવ્યો રવીન્દ્રનાથ અને માતાજી' નામે શીર્ષક હેઠળ આવતા પત્રોમાથી પસાર થઈ જવાનું બન્યું હોય એ વાચકને માટે આ લેખોનું નિબંધન, રીતિ વગેરે રવીન્દ્રનાથી અસર ધરાવતું લાગે તો તેમા વાચકનો કોઈ દોષ નહિ હોય. અગાઉ અનુવાદવિષયક લેખમા જેમ વાચકને બાપડો-બિચારો-ગમાર માનીને લેખકે કેટલીક કૃપાઓ કરી હતી તેમ અહીં પણ તેઓ પોતાના વિચારકોશને અહી વાચકની તરફેણમાં નિર્બન્ધપણે ખુલ્લો મૂકી દે છે જિજ્ઞાસુને વિચારભથુ મોટા પ્રમાણમા મળી રહેશે. 'ફોન્ટાના ડિકશનરી ઑફ મૉડર્ન થિંક્સ'નો પરિચય આપતા લેખો અનમત્ત મૂલ્યવાન છે પણ પુસ્તકના વિષય સાથે તે કેટલે અશે પ્રસ્તુત બને છે એ સમજી શકાતું નથી.

પુસ્તકનો ત્રીજો ખંડ લેખકની, ભારતીય વિશ્વ વિદ્યાલયમા તુલનાત્મક સાહિત્યાભ્યાસની પરિસ્થિતિ કેવીક છે તેની જાણકારી દાખવે છે. અખિલ ભારતીય કક્ષાએ શિશિરકુમાર દાસ જેવા તુલનાવાદી અભ્યાસી જે પ્રકારની અપેક્ષા (તુલનાત્મક સાહિત્યના અભ્યાસને પ્રાપ્ત થવા જોઈતા દરજ્જાની) સેવે છે તેને પ્રાપ્ત કરવા માટે અભ્યાસીએ શી શી સજ્જતા અને સાવધાની કેળવવા અનિવાર્ય છે તે દર્શાવ્યું છે. તો છેલ્લા બે પ્રકરણોમા આપણા દેશમા તેમ જ ચીન, બ્રિટન, કેનેડા જેવા વિદેશોમા આ વિદ્યાશાખાની પ્રવર્તમાન પરિસ્થિતિની વિગતવાર જાણકારી આપવામા આવી છે.

પુસ્તકનો સૌથી કીમતી ભાગ તો છેવાડે આપેલી સંદર્ભસૂચિ છે લેખકે ખાસ્સો પરિશ્રમ લઈને સંચિત કરેલી સામગ્રીને અહીં ગ્રંથસ્થ કરવામા આવી છે. વિગતોની પ્રચુરતા વધુ છે, તત્ત્વચર્ચા પાખી પડતી લાગે છે છતા નવા નિશાળિયાને માર્ગદર્શક બને એવી, (અગ્રેજીમા વિવિધ અધિકરણો વિશે જેમ 'ક્રિટિકલ ઇડિયમ સિરીઝ' મળે છે તેમ) આ સામગ્રી એક ઉપયોગી હૅન્ડબુકની ગરજ સારે છે અને લેખક સ્વયં ભલે અમુક મુદ્દાઓની ચર્ચા માટે નિષ્ક્રિય રહેતા હોય તોપણ વાચકને તો જે તે મુદ્દાઓની ચર્ચા માટે સક્રિય થવા પ્રેરે છે એ બદલ તેઓ અભિનંદને પાત્ર છે

[તુલનાત્મક સાહિત્યની દિશામા' લેખક પ્રા ડૉ. અશ્વિન દેસાઈ, પ્રકાશક અને વિક્રેતા દિવ્યાનંદ પ્રકાશન, C/o ડી એન ભગત, ૮, સરદારબાગ સોસાયટી, સરદારબાગ, બારડોલી ૩૯૪૬૦૨ (જિ સુરત) પ્રથમ આવૃત્તિ ૧૯૯૨, પૃષ્ઠ ૧૭૮, મૂલ્ય રૂ ૬૦ ]



હરિવલ્લભ ભાયાણી

## સાંસ્કૃતિક અરાજકતાની દિશામાં દોટ

ભારત વિદેશીઓનું એક સંસ્થાન બન્યું તે ગાળામાં કદી પણ ન બન્યું હતું તેટલું ભારતીય સંસ્કૃતિનું સંકરીકરણ હવે તો ઘણું આગળ વધી ગયું છે. સાહિત્યમાં, કળાઓમાં અને સમૂહમાધ્યમોમાં પરિવર્તનની ગતિ અને લય પશ્ચિમ દ્વારા નક્કી થાય છે. વિચાર અને લાગણી પરત્વે પરાઈ નીતિ-રીતિનું પ્રસરણ જેટલું વ્યાપક થતું જાય છે — પછી સાગર ઓળંગીને આવતાં, તેમાં ગમે તેટલું સૂક્ષ્મ પરિવર્તન થાય — તેટલા પ્રમાણમાં, પરંપરાગત સાંસ્કૃતિક સંવેદનશીલતામાંથી જે કાંઈ હજી સુધી બચ્યું છે તે વધુ ને વધુ વિચ્છિન્ન અને સ્થાન-ભ્રષ્ટ બને છે — આ ભારે વ્યાકુળ કરી મૂકે તેવું છે.

*

કન્ફ્યૂશિયસ સાંસ્કૃતિક ક્રાંતિ લઈ બેઠેલા જુવાનિયાઓનાં ઉતાવળિયાં આક્રમણો પછી પણ જીવંત રહ્યો હશે, પણ તે જે અર્થતંત્રને જ્વરગ્રસ્તના આવેશથી પશ્ચિમના ઢાંચામાં ઢાળવામાં આવી રહ્યું છે, તેના ઝળહળાટ અને ઝગમગાટની સામે હવે બચી રહેશે એવી કશી આશા નથી. તે જ પ્રમાણે ઝેન-ભાવના, અથવા તો જાપાની જીવન અને કળા માટે લાંબી પરંપરાથી લાક્ષણિક બની રહેલી અવકાશની અનુભૂતિ, નાનાં નાનાં ઘરોમાં જે સગવડિયાં યંત્રસાધનો ઘર કરી રહ્યાં છે તેના ખડખડાટમાં અચૂક ગૂંગળાઈ જવાની. પરંપરા અને આધુનિકતાના અરસપરસના સામનાથી — બળજબરીથી થતા, ઘણી વાર તો અસ્વસ્થ કરી મૂકતા, વિચિત્ર અને ફાંટાબાજ એવા સામનાથી — પવિત્ર કર્મકાંડની પવિત્રતા જે રીતે નષ્ટ થઈ ગઈ છે તે તો સૌથી વધુ વ્યાકુળ કરી મૂકે તેવું છે.

*

આજે જે કળાનું નિર્માણ થઈ રહ્યું છે તેનો મોટો ભાગ — જે થોડાક કલાકારો સ્વકીય અભિવ્યક્તિની તરાહ શોધી શક્યા છે તેમને અપવાદે — અનુકરણિયા છે, અને આ કોઈ અકસ્માત નથી. કથા અને કાવ્યના ક્ષેત્રે પણ એની એ જ કથની છે. પશ્ચિમમાંથી જે ઉઠાવી લેવાય છે તે માત્ર નજીવો ઢાંકપિછોડો કરેલું જ નહિ, અરધુંપરધું જ પચાવેલું હોય છે.

*

બજારુ પરિબળોએ આપણી રાષ્ટ્રીય સંસ્કૃતિનું એટલું ધનોતપનોત કાઢ્યું છે કે તેને બચાવવાનું કોઈ પણ આશાચિહ્ન દેખાતું નથી. ટેક્નલૉજીના નવનવા આવિષ્કારોને લીધે, જેની બજારમાં ખપત હોય એવા જ્ઞાનની સતત ખોજ ચાલે છે. કળાઓને, અને જેને સાંસ્કૃતિક ઉદ્યોગો કહે છે તેને પણ આ જ વાત લાગુ પડે છે.

*

આંધળું શહેરીકરણ, નવાં વીજાણુ-માધ્યમો, આયાત કરાતા વિચારો અને વિચારસરણીઓ, નવી સાંસ્કૃતિક જાતઓળખને ખોળતાં ડઝનબંધ જૂથો — આ બધાથી પેદા થયેલાં પરિબળો કશા પણ અંકુશને ન ગાંઠે તેટલાં બહેકી રહ્યાં છે. સાંસ્કૃતિક ક્ષેત્રે બજારના જે અતિરેકો સર્જાયા છે તેમનો સામનો કરવો એ આપણા સાંસ્કૃતિક નીતિના ઘડવૈયાઓના ગજાની બહાર છે. આપણે એ ચેતવણી અને એ જોખમો ભૂલવાનાં નથી કે આધુનિકતા અને અનુઆધુનિકતાનાં પરિબળો વડે થતી રહેલી આપણી છિન્નભિન્નતાથી બચવાનો — જેમ અસ્તિત્વવાદી ઘેરા ચિંતાભાવથી બચવાનો — કોઈ ચોક્કસ ખાતરીવાળો માર્ગ નથી, તથા બે સંસ્કૃતિ વચ્ચેની

અથડામણો વેદનામુક્ત હોય અથવા રાજકીય દૃષ્ટિએ નિર્દોષ હોય એ માટે પણ કોઈ બાયધરી નથી

[શામનાઠના ટાઓઇ, ૨૧ ૧૧-૯૨ના લેખમાથી થોડાક અંશો ]

## કામ્યૂની 'આઉટસાયૂડર'

હાર્ટ્વિગે પોતાના History and Ethnicity in the Reception of L'Estanger એ પુસ્તકમા હાન્સ રોબર્ટ યાઉસને આપેલી વિવેચનવિષયક પારિભાષિક સંજ્ઞા 'અપેક્ષાઓની ક્ષિતિજો'નો (જેની સીમામા કૃતિપાઠો લખાય છે અને વ ચાય છે) તેની ચર્ચા કરી છે. 'અપેક્ષાઓની ક્ષિતિજો' એટલે ઐતિહાસિક રીતે અને સાસ્કૃતિક રીતે મર્યાદિત થયેલી એવી અર્થભાતો, જેમનો આધાર અમુક પ્રકારના પૂર્વગૃહીત જ્ઞાન, માન્યતા અને કામના ઉપર રહેલો છે આ 'અપેક્ષાઓની ક્ષિતિજો' જેમ જેમ ખસતી જાય છે, તેમ તેમ કૃતિપાઠોનો પણ અર્થ અને તાત્પર્ય બદલાય છે

'આઉટસાયૂડર' પહેલવહેલી પ્રગટ થઈ, ત્યારે સાર્ત્રપ્રમુખ વિવેચકોએ તેમા વ્યક્ત થતી પરાયા પણાની અને વિશ્વની અર્થહીનતાની ફિનસૂફીને કેન્દ્રવર્તી ગણીને તેને એક અસ્તિત્વવાદી પ્રકરણગ્રંથ તરીકે ઘટાવી હતી.

વર્ષો પછી જ્યારે કામ્યૂને એવો પ્રશ્ન પૂછવામા આવ્યો કે ફ્રેન્ચ વિવેચકોએ તમારી કૃતિઓના ક્યા પાસાની અણઘટતી ઉપેક્ષા કરી છે ત્યારે તેણે ઉત્તર દીધો હતો, 'એ અસ્પષ્ટ, ધૂ ધળા ભાગની, જેનું સ વેદન હુ આધળી આખે અને અંતરના સહજ ભાનથી અનુભવુ છુ. ફ્રેન્ચ વિવેચનનો પહેલપ્રથમ રસ વિચારોમા હોય છે'

પરંતુ ક્ષિતિજ ખસવા લાગી અને એક જ વરસમા પ્યેર નોરાએ 'આઉટસાયૂડર'નુ ધરમૂળથી પુનર્મૂલ્યન કર્યું, 'કામ્યૂની ઍબ્સર્ડને લગતી નવલકથામા કોઈ તાત્ત્વિક નૂતન શોધની નહિ, પણ જાતિવાદી સંસ્થાનની સ્થાપનાની નાટચાત્મક અભિવ્યક્તિ છે ને એક વાસ્તવિક, ઐતિહાસિક પરિસ્થિતિની ઉન્નતીકૃત, શુદ્ધીકૃત અભિવ્યક્તિ છે'

તે પછીના દસકાઓમા 'આઉટસાયૂડર'ના રાજકારણીય અર્થઘટનો ફૂલ્યાફાલ્યા. તે પછી નારીવાદી અર્થઘટનોનો વારો આવ્યો

કામ્યૂએ 'આઉટસાયૂડર'મા જે રીતે આરબોને નિરૂપ્યા છે તેથી એવો પ્રશ્ન ઊઠે છે કે તેમા પરાયો — ઇતરજન કોણ છે, મેર્સોલ્ટ કે આરબ?

વિનાસ સારંગને તો મેર્સોલ્ટની ઉદાસીનતામા 'ભગવદ્ગીતા'ના પડઘા સંભળાય છે તને લાગે છે કે મેર્સોલ્ટનુ આચરણ કૃષ્ણે અર્જુનને આપેલા ઉપદેશ અનુસાર છે, અને તે ઝેન–બૌદ્ધ સાધુ તરીકે સહેજે ખપી શકે પણ શુ હિંદુ–બૌદ્ધ અનાસક્તિ અને મેર્સોલ્ટની ઉદાસીનતા વચ્ચે કશો જ ફરક નથી? બીજુ બધું બાજુએ મૂકીએ તો પણ યુદ્ધે આરબોની કે બીજાઓની – કેટલાની હત્યા કરી હતી?

કામ્યૂએ પોતાના કથાનાયકને 'આપણે લાયક એકમાત્ર ઈસુ ખ્રિસ્ત' કહ્યો છે. એ વિધાનમાની સંદિગ્ધતા એટલી સૂક્ષ્મપણે સતુલિત છે કે તે 'આપણા ઈસુ ખ્રિસ્ત'ને તેમ જ 'આપણુ'ને એક સાથે અને સમાનપણે વ્યાખ્યાયિત કરે છે, ઊચે ચડાવે છે અને તેની ભર્ત્સના પણ કરે છે.

[ટાઓઇ, ૧૩–૧૨–૯૨મા પ્રકાશિત મૂકેશ વાત્સ્યાયનના લેખ 'હરાયઝન્ઝ ઑવ એક્સ્પેક્ટેશન્ઝ'માથી થોડાક અંશનો અનુવાદ]

## રાજકારણ-વિષયક સાહિત્યસર્જન

વિખ્યાત જર્મન નવલકથાકાર ગુન્ટર ગ્રાસ કહે છે કે સમકાલીન રાજકીય પરિસ્થિતિને લગતા કથાવસ્તુવાળી નવલકથા લખવી જોખમી હોય છે, કારણ કે તે માટે કલાકારને જોઈતુ અ તર મળતુ નથી તોપણ કેટલીક વાર મનોગત ભીતિઓને પ્રતિબિંબિત કરવાની સાહિ ત્ય શકયતા ધરાવે છે અને તમે એ વિશે અ ગાઉથી લખો તો અનિષ્ટોને પરિણમતા કદાચ અટકાવી શકાય

*

ગ્રાસ કહે છે કે હું કેવળ લેખક કે કલાકાર નથી હુ મારા દેશનો નાગરિક પણ છુ

*

રાજકારણના અનુચિત પ્રભાવ નીચે સંસ્કૃતિ છેવાડે ધકેલાઈ જવાનાં જોખમોને ચીંધતાં ગ્રાસ કહે છે : 'સાહિત્યને રાજકારણ તરફથી જે વિઘાતક જોખમ છે તે એ છે કે રાજકારણમાં તમારે તમારું પુનરાવર્તન કરવાનું હોય છે, જ્યારે સાહિત્ય અને કલાને જે નવું હોય, નવનિર્માણકારી હોય તેની સાથે — જે હજી અનાવિષ્કૃત છે, જેને હજી વાચા નથી મળી તેની સાથે લાગેવળગે છે. એ બંને પ્રત્યે ઉત્તરદાયિત્વ બતાવવાના રસ્તા શોધી કાઢવા જોઈએ.

ગુન્ટર ગ્રાસ

('ન્યૂયોર્ક ટાઇમ્સ'માંના લારીબુસાકાના લેખમાંથી)



## ડાબો જમણો હાથ લડે છે

(ગઝલ)

હૈયું મુશળધાર રડે છે,
ડાબો જમણો હાથ લડે છે.

ક્યાંથી વનમાં આગ ભભૂકી ?
વૃક્ષો ભડથાં થાય, પડે છે.

દર્દ મટેલું જાણ્યું'તું તે
ઊથલો મારીને ઊપડે છે.

સાત રંગ તણો સરવાળો
કાળો — એવું સત્ય જડે છે.

માણસ ક્યાં છે ? ક્યાં છે માણસ ?
નજરે કેવળ 'શખ્સ' ચડે છે.

ધજા હોય ભગવી કે લીલી
ફરકે ના; પણ એ ફફડે છે.

કર્ફ્યુકેરી સડકો ઉપર
શાન્તિ કેરી લાશ સડે છે.

સંતૂરના તૂટ્યા છે તારો,
ચોગમ ખાંડાંઓ ખખડે છે.

જિતેન્દ્ર કા. વ્યાસ

# પ્રતિભાવ

શ્રી વિનાયક પુરોહિતના 'ચોરાહા' નાટકના મેં કરેલા અવલોકન નિમિત્તે એમણે દર્શાવેલો પ્રતિભાવ વાંચ્યો.

શ્રી પુરોહિતનું સમગ્ર લખાણ રાજકીય અને સામાજિક ગૃહીતોથી રંગાયેલું છે આવા ગૃહીતો કલાને ઉપકારક થયાં હોય તો ઇષ્ટ અને આવકાર્ય જ હોય, અન્યથા એ હાનિકારક. એમણે પ્રસ્તાવનામાં દર્શાવેલા આવા વિચારો અને એમના સર્જન વચ્ચે આભધરતીનું છેટું છે એ જ મારું 'ચોરાહા'ના અવલોકન દરમ્યાન મુખ્ય કથયિતવ્ય રહ્યું હતું.

શ્રી પુરોહિત ચર્ચા માટે અનિવાર્ય એવું વિવેકભાન દાખવતા નથી. એમણે તદ્દન નિરાધાર રીતે એક વિધાન કર્યું છે કે, 'સતીશભાઈને ભારતીય અર્વાચીન તખ્તાની તવારીખનું ભાન નથી.' વિનમ્રતાપૂર્વક આ વિધાનનો તો રદિયો જ આપુ ને ?

અમદાવાદ સતીશ વ્યાસ
૨૮-૧-૯૩

*

'ઉદ્દેશ' અંક ૨૯ (ડિસેમ્બર '૯૨)મા શ્રી દુષ્યંત પંડયાનો લેખ 'નવરોજ સમા નવરોજી ગેદરેજ'નું ચરિત્ર વાંચીને ખૂબ જ આનંદ થયો. તા. ૧લીએ ગૂજરાત વિદ્યાપીઠમાં 'શાંતિપરિષદ'નો દાખિલ એલ ગુજરાત સરકારે ફિલ્મી કલાકારોને બોલાવીને કરેલો. અને તેમા વિદ્યાપીઠે પોતાના વિદ્યાર્થીઓને ટ્રકોમા ભરીભરીને બહારગામથી લાવીને ઠાલવેલા. આથી ખૂબ જ વ્યગ્ર અને આઘાતની સ્થિતિમાં હું ડિસ્ટર્બ થઈ ગયેલો. એવે સમયે શ્રી દુષ્યંતભાઈ પંડયાનો લેખ વાચવામાં આવ્યો. લેખ વાચીને એટલો બધો આનંદ અનુભવ્યો કે તે વ્યક્ત કરવા માટે મારી પાસે શબ્દો નથી. આ માટે તમારો અને લેખકનો આભાર. હા, ગૂજરાત વિદ્યાપીઠ પણ ગોદરેજની જેમ વર્તે તો!

અમદાવાદ ડૉ. રજનીકાન્ત જોશી
૧૬-૧-૯૩

*

'ઉદ્દેશ' ફેબ્રુ. ૧૯૯૩માં આવેલા શ્રી પાંડુરંગ દેશપાંડેના લેખ અંગે. નગીનભાઈમાં દોષ નહોતા એમ તો કોઈએ કહ્યું નથી, નગીનભાઈ પોતે પણ ન કહે. પણ જે દોષ એમનો નહોતો તે પણ એમને માથે ઓઢાડીએ તો તે ન્યાય્ય ન કહેવાય. ભાઈ નિરંજનની જીભ તોતડાતી થવાનું કારણ નગીનભાઈનો સ્વભાવ નથી. નાનપણમા શાળાએથી આવતાં સામેથી ગાયોનું ભડકેલું ટોળું ધસી આવ્યું ને તેના ભયના ધ્રાસકામા નિરંજનની જીભ તોતડાતી થઈ એ હકીકત છે. કુટુંબના ડૉક્ટરે કહેલું કે વખત જતાં એ સરખી થઈ જશે, પણ ન થઈ. આમાં નગીનભાઈનો દોષ દેખાતો નથી.

બીજી વાત. દીકરીને સાસરે વળાવતાં માબાપ રડે એ સામાન્ય વાત છે. નયનબહેનને સાસરે વળાવતી વખતે નગીનભાઈ રડયા એમાં કશું જ વિશેષ કે અસામાન્ય નથી. દીકરીને વળાવતાં નગીનભાઈ રડયા એટલે એમને દીકરા પ્રત્યે પ્રેમ ઓછો, એવો અર્થ ઘટાવવો કેટલું વાજબી કહેવાય? કંઈ નહિ તો એ બીનાનો એવો વિલક્ષણ અર્થ એમના કુટુંબમાં કે મિત્રવર્તુળમાં આજ સુધીમાં કોઈએ કર્યાનું જાણ્યું નથી.

૧૬-૩-૯૩ એક પરિચિત

*

ડિસેમ્બર ૧૯૯૨નો 'ઉદ્દેશ'નો અંક નિરાતે માણ્યો. આપનો પ્રાસ્તાવિક લેખ ખૂબ મનનીય. આપની વાત સાચી છે. આજે શિક્ષણ ચૈતન્યનો પર્યાય રહ્યું નથી. ખરકત વિનાની ખેતી જેવું જ છે. ક્યારેક લાગે છે કે શિક્ષકો શિક્ષણશાસ્ત્રીઓની તેજસ્વિતામાં ઝાંખપ આવી ગઈ છે જેથી ભ્રષ્ટાચારના રાવણને તેઓ રોકી શકયા નથી. સૂક્ષ્મ સંવેદનશીલતાને લીધે એ બાબતે હું પીડિત છું ..એવું ય અનુભવું છું કે જે શિક્ષકો શિક્ષણ આપતા થનગને છે, જેમની પાસે કંઈક આપી શકાય એવું જ્ઞાન છે, એને યોગ્ય વિદ્યાર્થીઓનો અભાવ છે. આપે

લખ્યું છે તેમ જીવનનું જાણે સરકારીકરણ થઈ ગયું છે...મહાકવિ સુન્દરમ્‌ના વ્યક્તિત્વનો આપે આમૂલ આગ્રહ અને અનોખો પરિચય આપ્યો તે બદલ ધન્યવાદ. 'ઉદ્દેશ'ના પ્રત્યેક અંકમાં એમના તથા શ્રી મકરંદભાઈનાં કાવ્યપુષ્પોની ફોરમ મળવી જોઈએ. 'વિવેચન વિશે' શીર્ષક હેઠળની મુલાકાત પણ ખૂબ મનભાવન રહી. સુન્દરમ્‌ને પ્રત્યક્ષ સાંભળી ન શકાયાનો અફસોસ થયો. તમારા દ્વારા 'ઉદ્દેશ' થકી સુન્દરમ્‌ને અમે સર્વ વાચકો 'સાંભળી' શકીશું, ખરું ને ?...સુન્દરમ્ કવિતાભવન કે મ્યુઝિયમ માટેની ભવ્ય કલ્પના સાકાર થાય એ જ શુભેચ્છા. શ્રી રઘુવીરભાઈ ચૌધરીનું કાવ્ય 'પાકી મળો એ મર્યાદાની સ્મૃતિ'માંનું ચિંતન પણ ખૂબ સ્પર્શ્યું છે.

ઉધના — માધુરી દેશપાંડે
૨૩-૧-૯૩

*

ડિસેમ્બર માસનો અંક સરાહનીય રહ્યો. શ્રી દુષ્યંત પંડયાનો નવરોજી ગોદરેજ વિશેનો લેખ અગ્રણી ઉદ્યોગપતિના વ્યક્તિત્વનાં વિવિધ સ્વરૂપને નિખારી ગયો. ઉદ્યોગપતિઓ વિષેની જનમાનસમાં ઘર કરી ગયેલી છબી કેટલી પૂર્વગ્રહ-પ્રેરિત હોય છે! દેશમાં આવા અનેક ઉદ્યોગપતિઓ છે કે જેમને રાષ્ટ્રની કાયાપલટ માટે મજૂર-સંગઠનોના સહકારની જરૂર છે.

સાંપ્રત રાષ્ટ્રીય સમસ્યાના નિશ્વાસરૂપ રઘુવીર અને અબ્દુલકરીમ શેખનાં કાવ્ય હૃદયસ્પર્શી રહ્યાં. ગુજરાત દ્વારા તાજેતરમાં સન્માનિત પ્રીતિ સેનગુપ્તા તેમ જ જિતેન્દ્ર વ્યાસનાં કાવ્ય પણ આહ્‌લાદક રહ્યાં છે. તંત્રીશ્રીની પોતાની તથા સુન્દરમ્ સાથેની પ્રશ્નોત્તરી રોચક રહી. શિરમોર સમો 'કેળવણી – ચેતનની ખેતી' એ સંપાદકીય લેખ તો ભાગ્યે જ કોઈ શિક્ષકના આત્માને ઢંઢોળ્યા વિના રહ્યો હશે. આશા છે હજી પણ કૃષ્ણ-કર્ણ આસ્વાદ મળ્યા જ કરશે.

ધન્યવાદ.

ધોળકા. નરપતદાન બી. ગઢવી
૧૨-૧-૯૩

*

ડિસેમ્બર '૯૨ના અંકમાં શ્રી સુન્દરમ્ વિશેનો લેખ વાંચી ખૂબ જ આનંદ થયો. આપણા એ મહાન સારસ્વતને યાદ કરીને એની સ્મૃતિમાં કાંઈક કાંઈક રચનાત્મક કાર્ય કરવું જ જોઈએ. સ્થૂળદેહે નહિ પરંતુ અક્ષરદેહે તો એ આપણી પાસે છે જ. એમાં પણ ખાસ કરીને આપના જેવા સાહિત્યકાર સાથેની અંગત મૈત્રી ઘણું બધું સૂચવી જાય છે.

શ્રી સુન્દરમ્ વિશે ગહન અભ્યાસ થવો જ જોઈએ; કારણ તેઓ શ્રી અરવિંદના પૂર્ણયોગ તરફ સંપૂર્ણ રીતે અભિમુખ થયા અને શ્રી માતાજીની મહાચેતનાની સાથે એકાકાર બન્યા, જે ગુજરાત માટે ગૌરવની વાત ગણાય. મને યાદ છે ૧૯૮૬માં મારે પોંડિચેરી જવાનું થયું હતું ત્યારે સવારે સાત વાગ્યે સમાધિ પાસે હું ચોધાર આંસુએ વિલાપ કરતી બેઠી હતી. એ વિલાપનું કારણ આજે પણ જાણી શકી નથી, તે સમયે સુન્દરમ્ હાથમાં નાની છાબડીમાં સુંદર તાજાં પુષ્પો લઈને શ્રી માતાજીની સમાધિ પર ચડાવવા આવ્યા ને ત્યારે મારા મસ્તક પર એમનો સ્પર્શ થયો. એટલો મૃદુ સ્પર્શ હતો કે હું અચાનક જાગ્રત થઈ ગઈ. મારી દૃષ્ટિ એમની પર પડતાં તેઓ બોલ્યા: "ભક્તિ, દીકરી, શાંત થઈ જા. આજ પછી તારે વિલાપ કરવો નહિ પડે, મારું ઘર અહીં જ છે. મને મળજે." આમ કહી તેઓ ચાલ્યા ગયા. આ પ્રસંગને હું તો તે પછીનાં વર્ષોમાં ભૂલી ગઈ હતી. પરન્તુ ૧૯૮૯માં તેઓશ્રી પેટલાદની કોલેજમાં આવ્યા હતા ત્યારે વળી એમણે મને જોઈ, અને બોલ્યા: "બેટી ભક્તિ! હવે તો શાંત છે ને!" ત્યારે મને યાદ આવ્યું કે પ્રીતિને ભક્તિનો પાસ કોણે લગાડયો! આવા આપણા મહાન કવિ વિશેનો સઘન અભ્યાસ થવો જ જોઈએ અને એ આપના જેવા અભ્યાસી અને વિદ્વાન સાહિત્યકાર જ કરાવી શકે.

વડોદરા પ્રીતિ દવે
૨-૧-૯૩

*

# ઉદ્યોગો સ્થાપવામાં ગુજરાત દેશના પ્રથમ ક્રમે

ગુજરાતમા આગામી વર્ષ દરમ્યાન આશરે રૂ. ૫૦ હજાર કરોડના ખર્ચે ખાનગી ઉદ્યોગો સ્થાપવામા આવી રહ્યા છે અને મૂડીરોકાણની દષ્ટિએ નવા ઉદ્યોગો સ્થાપવામા ગુજરાત પહેલા નબરે પહોચી ગયું છે જોકે ઔદ્યોગિક એકમોની નોધણીની દષ્ટિએ મહારાષ્ટ્ર પછી બીજો નંબર આવે છે પણ તેને વટાવી જવા આવી રહેલી નવી ઓફરોને રાજ્ય સરકાર ઝડપથી સ્વીકારી જરૂરી સવલતો આપવા બધી જ જોગવાઈઓ કરી રહી છે

મહારાષ્ટ્રમા સખ્યાની સરખામણીએ વધુ ઉદ્યોગો નોધાયા છે, પણ તેમા મૂડીરોકાણ ૩૧૭૦૩ કરોડનુ થવાનું છે, જ્યારે ગુજરાતમા સ્થપાનારા ઉદ્યોગોમા રૂ. ૪૭૮૦૯ કરોડનુ રોકાણ થશે

ભાવનગર, રાજકોટ, જામનગર, જૂનાગઢ, અમરેલી અને સુરેન્દ્રનગર દરેક જિલ્લામા પાચથી દસ ઉદ્યોગો સ્થપાઈ રહ્યા છે. જામનગરમા બે તેલ રિફાઇનરીઓ સ્થપાશે. આ બધા ઉદ્યોગોમા એકંદરે ૭ લાખથી વધુ રોજીની તકો પ્રાપ્ત થશે

ગુજરાતમા ૧૯૯૩ના ચાલુ વર્ષમા રૂ ૪૬,૮૭૨ કરોડનું ઔદ્યોગિક મૂડીરોકાણ થશે તેમા દક્ષિણ ગુજરાતમા રૂા. ૧૨ ૮૫૭ ૭૩ કરોડનું ૩૯૯ જેટલા નવા નવા ઔદ્યોગિક એકમોમાં મૂડીરોકાણ થશે

સુરત જિલ્લામા ચાલુ વર્ષમા ૧૧૨ નવા ઔદ્યોગિક એકમો કાર્યરત થશે આ એકમોમા ઉદ્યોગકારો દ્વારા રૂ. ૧૦,૭૧૦ કરોડનું મૂડીરોકાણ થશે જ્યારે વલસાડ જિલ્લામા ૬૫ એકમોમા રૂ ૯૪૮ કરોડનું રોકાણ થશે ઉપરાત ભરૂચ જિલ્લામા ૨૨૨ એકમોમા રૂ. ૧૧૯૯ ૭૩ કરોડનું રોકાણ કરવામા આવશે

રાજ્યમા રૂ ૩૦૦ કરોડના મૂડીરોકાણવાળા ૨૫ ઉદ્યોગો સ્થપાનાર છે. ઉપરાત પ્લાસ્ટિક ઉદ્યોગોમા સ્થપાનારા ૧૩૬ યુનિટોમા સૌથી વધુ રૂ ૨,૪૯૧ કરોડનુ મૂડીરોકાણ થશે

ચાલુ વર્ષમા રૂ. ૪૭,૬૭૨ કરોડના ઔદ્યોગિક મૂડીરોકાણ સામે રાજ્યમા ૭ લાખ વ્યક્તિઓને રોજગારી ઉપલબ્ધ થશે.

જી એસ.એફ.સી. અને જી આઈ.ડી.સી. એમ બે નિગમોએ અત્યાર સુધીમા ૧૯૯૨–૯૩ના નાણાકીય વર્ષમા રૂ ૨૫૦ ૫૫ કરોડની લોન ઉદ્યોગકારોને પૂરી પાડી આર્થિક સહાય આપી છે

ખાણ, ખનિજક્ષેત્રે ૧૪૧૧ કવોરી લીઝના વધારા સાથે કુલ ૭૪૨૭ કવોરી લીઝ અને ૧૨૮૯ ખાણ લીઝ આપી ચાલુ વર્ષે ૭ માસમા રૂ. ૧૩ કરોડ જેટલી રોયલ્ટી પ્રાપ્ત કરી છે.

## ગુજરાત સરકારના મહત્ત્વના નિર્ણયો

- સૌરાષ્ટ્ર અને ઉત્તર ગુજરાતમા વીજપ્રવાહન અને વિતરણ પદ્ધતિ સુધારણા કાર્યક્રમ હેઠળ ૧૯૯૩–૯૪ દરમિયાન રૂ. ૨૫૫ કરોડના ખર્ચની જોગવાઈ બજેટમા કરવામા આવી છે.
- ગત વર્ષની સરખામણીમા ચાલુ નાણાકીય વર્ષ દરમિયાન ગુજરાત વિદ્યુત બોર્ડ તેના થર્મલ પાવર સ્ટેશનોમા આશરે ૨૪,૫૦૦ લાખ યુનિટનું વધુ વીજ ઉત્પાદન કરે તેવી સભાવના છે
- રાજ્યમા વધતી વીજ માગને પહોચી વળવા માટે ભાવનગર, કચ્છ અને સુરત ખાતે ૨૫૦ મેગાવૉટના એક એવા ત્રણ લિગ્નાઇટ આધારિત વીજમથકો સંયુક્ત સાહસમા સ્થાપવાનું આયોજન કરાયું છે.

[માહિતી]



# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

સર્વભાષા સરસ્વતી

વર્ષ ત્રીજું : અંક નવમો

એપ્રિલ : ૧૯૯૩

તંત્રી
રમણલાલ જોશી

૩૩



# ઉદ્દેશ

વર્ષ ત્રીજું  અંક નવમો  સળંગ અંક : ૩૩

અનુક્રમ : એપ્રિલ ૧૯૯૩



પ્રકાશક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯

'ઉદ્દેશ' કાર્યાલય વતી મુદ્રક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯

મુદ્રણસ્થાન : ભગવતી મુદ્રણાલય, ૧૯, અજય ઇન્ડસ્ટ્રિયલ એસ્ટેટ, દૂધેશ્વર રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૪.

## સૂચનાઓ

* 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે.
* આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે.
* વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ. ૮૦. વિદેશમાં (એરમેલ) રૂ. ૫૦૦, (સીમેલ) રૂ. ૩૫૦
* આજીવન પ્રોત્સાહક સભ્ય : રૂ. ૧૦૦૦.
* 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. સ્વીકૃત કૃતિનો જવાબ પંદરેક દિવસમાં અપાય છે.
* છૂટક નકલ રૂ.૧૦ પોસ્ટેજ સાથે
* લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું :
  'ઉદ્દેશ' કાર્યાલય,
  ૨, અચલાયતન સોસાયટી,
  નવરંગપુરા, અમદાવાદ-૯.
  ફોન નં. ૪૫૨૦૨૭
* લવાજમો મનીઑર્ડર અથવા ડ્રાફ્ટથી મોકલવાં.
* 'ઉદ્દેશ'નાં લવાજમો નીચેનાં સ્થળે પણ ભરી શકાય છે :

(૧) સૌરભ પુસ્તક ભંડાર : ટાઉનહૉલ સામે, મેડા ઉપર, રિલીફ રોડ, અમદાવાદ-૧ ફોન : ૩૮૨૨૩૦, ૪૭૫૦૯૭

(૨) વિજય મૅગેઝીન વર્ક્સ : ૧૨, કલ્યાણ ભુવન, બીજે માળે, રિલીફ રોડ, અમદાવાદ-૧ ફોન ૩૫૧૪૭૯ ;

ઉદ્દેશ

એપ્રિલ
૧૯૯૩



## सर्वभाषा सरस्वती

# શું આપણી કશી નિસબત નથી?

'ઉદ્દેશ'ના મે '૯૧ના અંકમાં લખેલા લેખનું શીર્ષક હતું: 'સઘળી પરિસ્થિતિનો જીવતો જવાબ: માણસ'. એક વર્ષ પછી એપ્રિલ '૯૨ના અંકમાં લખ્યું હતું: 'આજના માણસને થયું છે શું?' અને આજે લખાય છે 'શું આપણી કશી નિસબત નથી?' બહુ કપરા કાળમાં જીવી રહ્યા છીએ આપણે. સમાજજીવનની રફતાર ચાલ્યાં કરે છે: બૉમ્બ-ધડાકા થાય છે, કેટલાંય માણસો મરી જાય છે, સંબંધિત પ્રધાનો જાતમાહિતી મેળવવા સ્થળ ઉપર દોડી જાય છે અને એના ફોટા – અહેવાલો છાપાંમાં, આકાશવાણી અને દૂરદર્શન ઉપર આવે છે! આંતરે દિવસે ફોસલાવનારાં ગળ્યાં ગળ્યાં નિવેદનો પ્રગટ થાય છે. મુખ્ય પ્રશ્નો ઉપરથી પ્રજાનું ધ્યાન અન્યત્ર દોરવાની આ પ્રયુક્તિ હવે જૂની થઈ ગઈ. આપણને આ બધું કોઠે પડી ગયું છે. સાચી હકીકતો માટે ક્યાં જવું? છાપાં વેચાઈ ગયાં છે. મંદિરે જઈ પ્રાર્થના ગુજારવાનું પણ શક્ય નથી. મંદિર-મસ્જિદના ઝઘડા ચાલે છે અને ભગવાન પોતે એમાંથી ગુમ થઈ ગયા છે!

પાંચ વર્ષે ચૂંટણીઓ આવે છે ત્યારે આપણે ચોકડીઓ કરી આવીએ છીએ અને પછી પાંચ વર્ષ આપણા નસીબ ઉપર જ ચોકડી લાગી જાય છે! પ્રજા ધરાઈને માર ખાય છે. પાછી ચૂંટણીઓ આવે છે અને 'વોટિંગ મશીન'ના જેવો માણસ વળી પાછો મતદાન કરવા જાય છે! આ મતદાન-બુદ્ધિદાન બીજાં પાંચ વર્ષ પ્રજાના ઉત્કર્ષને સીલ લગાવી દે છે. રોજગારીનો દર ઊંચો આવે, આર્થિક સ્વાવલંબન શક્ય બને અથવા તો સરેરાશ જીવનધોરણ ઊંચું આવે એ બાબતો તો બાજુએ રહી પણ દૈનંદિન જીવનમાં સામાન્ય નાગરિક રાજ્ય પાસેથી જે લઘુતમ અપેક્ષા રાખે તે પણ પૂરતી સંતોષાતી નથી. પર્યાપ્ત રક્ષણ મળે છે? પીવાનું પાણી અને વીજળીની સુવિધાઓ સાંપડે છે? ટેલિફોન તંત્ર આવશ્યક સેવાઓ ક્ષમતાપૂર્વક આપે છે? બેંકિંગ સેવાઓ બરાબર મળે છે? ટપાલ નિયમિત મળે છે? યોગ્ય દરે ચીજવસ્તુઓ મળી રહે છે? સરકારી તંત્રો તમારાં વાજબી કામો સરળતાથી ઉકેલી આપે છે? દક્ષિણા આપ્યા વગર સચિવાલયોમાં પ્રજાનાં કામો થાય છે ખરાં? એકેએક ક્ષેત્રમાં ભ્રષ્ટાચારે માઝા મૂકી છે. આપણાં 'રામાયણ'-'મહાભારત'માં દૈવી શક્તિથી રાક્ષસોનો સંહાર થતો વર્ણવાયો છે. આધુનિક 'રાક્ષસો'ને માત કરનાર કોઈ જ શક્તિ નથી? 'कर्तुम्–अकर्तुम्–अन्यथाकर्तुम्' શક્તિશાળી એવો ઈશ્વર ક્યાં

ગયો? આજના ભારતવાસીની વ્યથા માત્ર અરણ્યરુદન થઈ રહે છે! શ્રદ્ધાની આધારશિલા જ તૂટવા કરે છે.

કદાચ એનું કારણ અત્યારે રાજકારણનો આપણા જીવન ઉપર જબરદસ્ત પ્રભાવ છે તે હોય. અને રાજકારણ બધાં મૂલ્યો નેવે મૂકી જેવું વકર્યું છે તેવું અગાઉ ક્યારેય વકર્યું ન હતું. ૧૯૪૭ પછી પ્રજાનાં અરમાનોનો કચ્ચરઘાણ નીકળી ગયો છે. ગાંધીજીએ તો એ જ વખતે કહ્યું હતું કે 'મારે નોઆખાલી નજીક છે, સાબરમતી દૂર છે.' એમની કલ્પનાનું સ્વરાજ્ય તો એ વખતે પણ ન હતું અને પછી તો શી દશા થઈ તે આપણે સૌ જાણીએ છીએ.

આ પરિસ્થિતિમા જે થોડા વિચારશીલ માણસો આ દેશમાં છે તે જ આપણું આશા-સ્થાન છે. સદ્-ભાવનાનાં પરિબળો સંગઠિત થાય અને જીવનના એકેએક મોરચા ઉપર અસદ્નો સામનો કરે એ સિવાય કોઈ ઉપાય દેખાતો નથી. સજ્જનોની નિષ્ક્રિયતાથી સમાજને ખૂબ સહેવું પડ્યું છે. ઇતિહાસ બતાવે છે કે હરકોઈ જમાનામાં જાગ્રત પ્રજાશક્તિએ રાજકારણને નાથવામા સફળતા મેળવી છે. 'ચાલે-છે-તેમ-ચાલવા-દો'વાળી વૃત્તિએ સમાજને ઘણું નુકસાન કર્યું છે. ગમે તે સ્થાને હો, ગમે તે વયના હો, ગમે તે સામાજિક મોભો ધરાવતા હો પણ ભારતીય સમાજના તમે એક ઘટક છો એ ભૂલવાનું નથી. નાગરિકને નાતે તમારી નિસબત હોવી જોઈએ પરિસ્થિતિમાંથી પલાયન કરી જવું ('એસ્કેપ' કરવું) સહેલું છે પણ એનો સમગ્ર શક્તિથી સામનો કરવો મુશ્કેલ છે. પણ આ 'મુશ્કેલ' કાર્ય કરવામા જ માનવીય ગૌરવ રહ્યું છે.

અત્યારે તો ઉમાશંકરની કાવ્યપંક્તિઓ યાદ આવે છે:

મોટાઓની અલ્પતા જોઈ થાક્યો,
નાનાની મોટાઈ જોઈ જીવું છું.

નાના-મોટા સૌએ પોતાની પ્રથમ અને પરમ નિસબત અંગે ઉદાસીનતા રાખ્યે કેમ ચાલશે?

રમણલાલ જોશી

# સાંપ્રત પ્રવાહો

તંત્રી

## દેશની સ્થિરતાને મોટો પડકાર

તાજેતરમાં મુંબઈ, કલકત્તા અને અમૃતસરમાં થયેલા બૉમ્બવિસ્ફોટમાં ભારે જાનહાનિ અને આર્થિક ખુવારી થઈ એ સમાચાર આઘાતજનક છે. દેશની સલામતી અને સ્થિરતા સામે ખતરો ઊભો થયો છે. છાપાંના અહેવાલ પ્રમાણે આમાં પાકિસ્તાનનો સીધો હાથ ન હોય તોપણ એની ચસમપોશી તો રહેલી જ છે. વાત આટલી હદે પહોંચી ત્યાં સુધી સરકારી ગુપ્તચર વિભાગ શું કરતો હતો? માંહ્ય માંહ્યના ઝઘડા અને સત્તા માટેની ખેંચાખેંચમાં સરકાર દેશની સલામતી માટે તદ્દન બેદરકાર રહી છે એથી એની 'ઇમેજ'ને ભારે ધોકો પહોંચ્યો છે. આ પ્રશ્નમાં પાકિસ્તાન સાથે કામ લેવામાં એ શિથિલતા દાખવશે તો ભાજપ તો એનો લાભ લેવા ટાંપીને બેઠો છે. આગામી દિવસોમાં સરકારને પોતાની ઇમેજ સુધારવાનો અવકાશ છે.

## સાહિત્યિક સમારંભો

સૌરાષ્ટ્ર યુનિ.ની રજત જયંતીની ઉજવણીના ભાગરૂપે સત્તરમી સદી પછીની સંસ્કૃત સાહિત્ય-મીમાંસા વિશે એક સંગોષ્ઠિ યોજાઈ ગઈ, અમરેલીમાં કવયિત્રી સંમેલન યોજાયું, થોડા પુસ્તક વિમોચનના કાર્યક્રમો થયા, વાર્તાલાપો અને ચર્ચા-સભાઓ યોજાઈ. આ બધાને કારણે સાહિત્યની એક આબોહવા જળવાય છે.

## ગુજરાતી લેખક મંડળ

ગુજરાતી સાહિત્ય પરિષદ અગાઉ મુનશીની પકડમાં હતી ત્યારે ઉમાશંકર જોશી વગેરેના પ્રયત્નોથી ગુજરાત લેખક મિલનની સ્થાપના થયેલી. સર્વશ્રી નગીનદાસ પારેખ, પીતાંબર પટેલ અને આ લખનારે મંત્રીઓ તરીકે સેવાઓ આપી હતી. એનાં સંમેલનો પણ થતાં અને પંડિત સુખલાલજી જેવા મહાનુભાવો ઉપસ્થિત રહી લેખકોને સંબોધતા, કવિ સંમેલનો પણ યોજાતાં. તાજેતરમાં શ્રી હસમુખ બારાડી વગેરે મિત્રોએ સાથે મળી ગુજરાતી લેખક મંડળની વિધિપૂર્વક સ્થાપના કરી છે. લેખકોના વ્યાપક અધિકારો, સામાજિક જવાબદારી અને સવિશેષ પ્રકાશનના અને પુરસ્કારના પ્રશ્નો વિશે ઘટતી કાર્યવાહી કરવા એક તંત્ર ઊભું કરવામાં આવશે તો આ સંગઠન સ્થાપવા પાછળનો ઉદ્દેશ બર આવશે અને એનું અસ્તિત્વ સાર્થક નીવડશે. સાંપ્રત સાહિત્યિક સમસ્યાઓ વિશે ચર્ચાસભાઓ પણ યોજી શકાય.

## અનંતરાય રાવળ વિવેચન એવૉર્ડ

પ્રો. અનંતરાય રાવળ સ્મારક સમિતિ તરફથી પ્રથમ અનંતરાય રાવળ વિવેચન એવૉર્ડ આ લખનારને આપવાનો એક સમારંભ અમદાવાદમાં ગુજરાતી સાહિત્ય પરિષદના પરિસંવાદ ખંડમાં તા. ૪ એપ્રિલ, ૯૩ને રવિવારે આચાર્ય શ્રી યશવન્ત શુક્લના પ્રમુખપદે યોજાયો હતો. શ્રી યશવન્ત શુક્લે એવૉર્ડ એનાયત કરી અને શ્રી ચી. ના. પટેલે શાલ ઓઢાડી જે સન્માન કર્યું એમાં સ્વ. અનંતરાય રાવળ અને એમના કાર્ય પ્રત્યેનો સ્નેહાદર જોઉં છું. આ પ્રસંગે અનેક સાથી લેખક-મિત્રોએ પ્રત્યક્ષ ઉપસ્થિત રહી અને પત્રો દ્વારા જે પ્રેમભાવ પ્રગટ કર્યો તે માટે સૌ પ્રત્યેની હૃદયપૂર્વકની આભારની લાગણી અહીં નોંધું છું. ખાસ તો સિરેમિક કન્સલટન્ટ અને સાહિત્યરસિક શ્રી આર. એમ. જોશીએ ખાસ પરિચય વિના સભાગૃહમાં કલાત્મક પ્રતિકૃતિ ભેટ આપી એ તો આ પ્રસંગની મધુર સ્મૃતિ બની ગઈ. સાહિત્ય પ્રત્યે આવો ઉમળકો પ્રગટ કરવા માટે તેમનો આભાર.

# સર્જકનો જીવનલક્ષી નાદ

વ્રજલાલ દવે

જીવ્યા બ્હાને બે ઘડી ગાઈ લે તું,
જીવ્યા બ્હાને બે ઘડી ચ્હાઈ લે તું.

ઉમાશંકર જોશી

કવિ ઉમાશંકરે કોઈ પણ સર્જકને બોધપાઠ આપે તેવી અભિધાની શક્તિને અહીં મર્મસ્પર્શી બનાવી દીધી છે. એકલું વિધાન પણ કાવ્ય હોઈ શકે એવી ઉક્તિ મીમાંસકો પાસેથી આપણે વારંવાર સાંભળતા આવ્યા છીએ. પણ આવા વિધાનો—statements શોધવાનું કામ દુષ્કર ગણાય.

કવિએ અહીં કવિધર્મને વાચા આપી છે. મિલ્ટને પણ જીવન જ કાવ્ય બની જશે એવી અભીપ્સા એક વાર પ્રગટ કરી છે અને 'હું કંઈ એવું રચીશ કે ભાવિ પેઢી તેને સ્વેચ્છાથી અવસાન પામવા નહિ દે' એવી મહેચ્છા પણ સેવી છે. સર્જકને કશા commitments હોય નહિ એવી ઉક્તિ આધુનિક યુગની જાણે કે ધ્રુવપંક્તિ બની ગઈ છે, પણ self—'સ્વ' પ્રત્યે તો કોઈ સર્જક પ્રતિબદ્ધ હોય જ ને? સમાજ પ્રત્યે સામ્યવાદી સર્જકના જેવી પ્રતિબદ્ધતા ઘણાને ઇષ્ટ લાગે નહિ તે સમજી શકાય તેવી બાબત છે. પણ હું મારા અંતઃકરણને અને મારી ઊર્ધ્વબુદ્ધિ પ્રત્યે પ્રતિબદ્ધ હોઉં એમાં શું ખોટું છે?—એવી દલીલ કોઈ પણ જાગતો સર્જક કરતો જ આવ્યો છે. જે ક્ષણે જે સત્ અને શિવ મને હૃદયપ્રિય લાગે તેનું મુક્ત, સુંદર ગીત રચવાને હું સ્વતંત્ર છું. એ હકીકત સર્જકની પ્રત્યય પંક્તિ જ ગણવી ઘટે.

છેવટે તો સર્જકની મેધા અને તેના ભાવાવેગને આપણે લક્ષમાં લેવાના છે; શબ્દની શક્તિ અને કવિસ્વભાવને ધ્યાનમા લેવાનાં છે. પ્રકૃતિ પ્રમાણે વિવિધ કૃતિઓ કે આકૃતિઓ રચાય એ સત્ય ભૂલવા જેવું નથી. અને જીવનની નિષ્ઠા વિના કૃતિ કયાંથી પ્રગટે?

સર્જક ઉમાશંકરે એમના વિશાળ કે બૃહત્ ચૈતન્યનો સ્વર નમ્રપણે પ્રગટ કર્યો છે. સર્જક પણ માનવ છે. તેને પણ તેનો પોતાનો આગવો ધ્યાનમંત્ર હોય જ. ગાવાની અને ચાહવાની ક્રિયાઓ આમ તો પરિચિત અને સહજ છે પણ ઉમાશંકરનો ઉદ્દેશ શાલિનીના ચેતોહારી લયની સંગાથે વિચારદ્યોતક બને છે. ગાવાની ક્રિયા સ્વૈરસંચારી બને તો ઇષ્ટ સીમાડાઓ તોડી નાખે અને romantic—(rebelના અર્થમા) શિંગડા વીંઝવા લાગે! રંગદર્શી સર્જકોએ ભગવાનની હસ્તી સામે બળવો કર્યો હતો. કવિ શેલી તેમા અગ્રેસર હતા. નવા કવિઓ ફ્રાન્સમાથી સૂત્ર લાવ્યા: 'God is dead.' 'ભગવાનનું અવસાન થયું છે.' એ રીતે નવા કવિઓ પણ રૂઢ વિચાર સામે બહારવટે ચડેલા રંગદર્શીઓ જ છે. કવિ ઉમાશંકર 'બે ઘડી' શબ્દો યોજીને ટૂંકા જીવનનો તો ખ્યાલ આપે જ છે. પણ સાથે સાથે "સૈકાઓની અક્ષરયાત્રામા હે જીવ! તારે ભાગે બે ઘડીનો સમય આવ્યો છે" એવો સંકેત પણ કરે છે. એ 'બે ઘડી'ને સિસૃક્ષા દ્વારા અસીમને તટે પહોંચાડવાની છે. એ અબ્યાહત છે પણ ગાવાની સાથે ચાહવાની ક્રિયા ભારે અર્થગર્ભ બને છે. પ્રેમ તો અવનિનું અમૃત છે એવું ચિંતન તેમણે 'રહ્યાં વર્ષો'મા કરેલું છે. પણ પ્રેમ પણ દુઃખ ભરેલું સુખ છે. આથી બે ઘડી ગાવામાં સર્જકે 'સ્વ'ની માયાવી મમતામાથી છૂટવું પડે છે.

ગાવું એટલે મુક્તપણે ગાવું; તટસ્થ રહીને ગાવું; બિનંગત રહીને ગાવું. સ્નેહને સીમાડા હોય નહિ. એ વાત આ હૃદયસિદ્ધ કવિના ઉદ્ગારોમાં સુલભ બનેલી જ છે.

કમિટમેન્ટ અને મિશન વચ્ચે ભેદ છે. સર્જક ઉમાશંકરે અહીં સર્જકના મિશનનો અનુબંધ રચેલો લાગે છે. વેદનાના યુગ વચ્ચે પણ આશા ઉલ્લાસના સ્વરોને કદી અવગણી શકાય નહિ. આ વાત તેમણે સમાજલક્ષી વ્યથાચિત્રોને પુરસ્કારતા સર્જકોને પ્રત્યુત્તર રૂપે લખી છે:

"ગાવું; ભલે વિષમ હો કદી વર્તમાન,
ના છે કસૂર કદી આવતી પેઢીઓની."

આમ ગાવું અને ચાહવું – આ બન્ને ક્રિયાપદોએ સર્જકની સફળતા જ નહિ પણ ધન્યતાનો ઇશારો કર્યો છે, ચિરંતન ગાઈને ધન્ય થવું એ જ સર્જકનું મિશન છે.



## ખેડ

(શિખરિણી)

અમે ખેડયાં ક્ષેત્રો હળબળદને જોતરી કરી
દિનો રાત્રિ તાપો કડકડત ટાઢો ખમી ખમી
કરી ખેડો, ભૂમિ કણુકણુ હસે મોલ લસતી
અને પોષ્યાં મોંઘાં મનુકુળ નભે જે જઈ અડે.

અહીં ઢાંગો ઘૂમ્યા વન વન ચરે ધેન વગડા,
પગે કાંટા દર્ભો કઠત, મુરલી નાદ મધુરા
પ્રવાતો ને છાંયા ધરપકર વાગોળત ભલી,
અશાં મોંઘેરાં શાં પય ધવલથી તોષિત જગો.

ઉષા–સંધ્યા રાગે શશિયર તણાં તેજ અમતે
અનિલે લોટેલા, પરશ રમતા નીલ ગગને —
રૂના ધાગે ઢાંકયાં તન મનુજનાં રે અધઢક;
પ્રજા પાળીપોષી – સહજ; નજરો દૂર સરતાં —

કમાણી કેરાં ના સૃજન–શ્રમ, શા શાસક બની !
પ્રજાઓને માથે કઠણુ કરતા ખેડ રુધિરા ! !

— ઈશ્વરભાઈ પટેલ

# મહોરું પહેરેલો માણસ

પંકજ પાળ, મૂળ ઊડિયામાંથી અનુ. રેણુકા શ્રીરામ

એક દિવસની વાત છે.

અનુપમ અચાનક પૂછે છે: "પપ્પા, બિજનબાબુ કેમ આપણે ત્યાં આવતા નથી?" તેના માથા પર હાથ ફેરવતાં હું કહું છું: હવે તેઓ કદી નહિ આવે, બેટા."

"કેમ નહિ આવે?" તેને નવાઈ લાગી હતી.

નિયમિત આવતો માણસ કોઈ અઘટિત બનાવની અદૃશ્ય છાયા પડતાં પોતાનો રસ્તો કેવી રીતે બદલી નાખે છે, તે આ અબુધ બાળક શી રીતે સમજી શકે? આજકાલ તો માણસ જોઈ ચેતીને પગલું ભરે છે અને સાવચેતી રાખે છે તેનો આ એક નાનકડો નમૂનો છે, તે આ બાળક શી રીતે જાણે? જે રસ્તે ચાલવાથી તેને કશું મળે નહિ તે માર્ગે તે કેમ ચાલી શકે? અનુપમના આખા શરીરની મુદ્રામા 'કેમ?'નો જવાબ પામવાની ઉત્સુકતા દેખાતી હતી.

અનુપમ બિજનબાબુની રાહ શા માટે જુએ છે તેની મને ખબર છે. શા માટે તેમના ન આવવાથી તે વ્યગ્ર બને છે તેય હું જાણું છું. દરેક વખતે આવે ત્યારે બિજનબાબુ તેને માટે કંઈક ને કંઈક મીઠાઈ, સંદેશ કે પેંડા લાવતા. તે ન લાવતા હોત તો અનુપમનું લાલચુ મન તેમની ગેરહાજરીને લક્ષમાં લેત નહિ અને અમારે ત્યાં આવતા બીજા પરિચિતોની જેમ તેઓ ભુલાઈ જાત — દરિયાનું એક મોજું કિનારા પરનાં પગલાંને ભૂંસી નાખે છે તેમ! જે સંબંધના કારણે તેઓ તેને ખૂબ વહાલ કરે છે તેવું નાટક કરતા હતા, તે દિવસો હવે ગયા! તેમની સાથેનો સંબંધ પણ હવે તૂટી ગયો! મારું જે બનાવટી વ્યક્તિત્વ તેમને ભયભીત કરતું હતું તે આવરણ એક કોચલાની જેમ હવે ખરી પડયું છે. હવે મારી પાસેથી તેમને કશું મળવાનું નથી. અમારી બન્ને વચ્ચે આજે કોઈ સંબંધ નથી, બે અજાણી વ્યક્તિની જેમ! કોઈ અજાણ્યો માણસ ભલા, આપણે ત્યાં શા માટે આવે? ઘણી વાર સમયે-કસમયે અનુપમને ભોળવીને ભુલાવી દેવાની મારી વિશેષ આવડત હોવા છતાં, જયારે મારું મન ડંખે ત્યારે હું ગંભીર બની જઉં તે જ પળે અનુપમ તરફથી ફરી સવાલ આવે છે —

"હવે બિજનબાબુ કેમ નથી આવતા, પપ્પા?"

હું વિચારમાં પડી જઉં છું કે અનુપમના શરીરમા પેલું વિષમય કલંકિત લોહી વહેવા લાગ્યું છે! શું અફીણિયા માણસની જેમ રહીરહીને અચાનક તેને પેલો અભાવ યાદ આવી જાય છે?

તે દિવસે બજારમાંથી હું મીઠાઈ લઈ આવ્યો. અનુપમ તે ખાઈ ગયો પણ ફરી પાછો બોલી પડ્યો: "બિજનબાબુ કેમ આવતા નથી?"

"બિજનબાબુનું તારે શું કામ છે?" ગુસ્સે થઈ મેં તેને પૂછ્યું.

તે મૂર્ખની જેમ મારી સામે ટગર ટગર જોઈ રહ્યો. કદાચ કોઈ જલ્લાદની જેમ તેની પર ઘા કરીશ એવી બીક લાગતી હશે.

તે કંઈ જવાબ આપી શકયો નહિ. તેની આંખો અજ્ઞાત અપરાધના ભાવથી ધીમે ધીમે ઝૂકી ગઈ. અનુપમનું માથું ફાંસીએ લટકેલા અપરાધીની જેમ ઝૂકી ગયું.

હું શરમ ને ગ્લાનિભર્યો ત્યાંથી નાસી છટકી ગયો. અનુપમનું માથું આજે જે રીતે નીચે ઝૂકી ગયું હતું તે હું કેમે સહી શકયો નહિ. પુત્રની અસહાય કરુણ મુદ્રા પિતાથી કેમ સહન થાય?

હું હંમેશ એવું ઇચ્છું કે તેનું માથું ગર્વથી ઊંચું રહે અને ત્રિરંગા ધ્વજની જેમ તેના વિશાળ વક્ષ પર શોભી રહે! પણ તે તો મારી સામે મારી

બધી આશાઆકાંક્ષા પર પાણી ફેરવી નીચું માથું કરી બેઠો છે. આત્મગ્લાનિ અનુભવતો હશે?

મને મારા પોતાના પર ધિક્કાર છૂટચો. હું મને પોતાને ભાંડવા લાગ્યો. મારા પૌરુષના ખોટા અહંકારને પોષવા જતાં જે જાળમાં હું ફસાયો છું, તેમાંથી મને કોણ છોડાવશે? આજે મને મારી નિર્મળ માનસિક પરિસ્થિતિ પાછી લાવી આપશે? કોણ વળી અનુપમના આ અજાણ્યા અપરાધભાવને હટાવી શકશે?

ક્યારેક મને વિચાર આવે છે કે હું બિજનબાબુને ત્યાં જાઉં, તેમને વીનવું અને કહું, બિજનબાબુ, તમે પહેલાંની જેમ મારે ત્યાં આવવાનું રાખો. કંઈ નહિ તો પંદર દિવસે એક વાર પણ આવો. હું તમને આ રૂપિયા આપું છું. આવો ત્યારે તમને ઠીક લાગે તે થોડી મીઠાઈ સાથે લેતા આવજો. અનુપમ તમને ઝંખે છે. તમારા લોલુપ હાથે તેને એક નિર્દોષ પક્ષીની જેમ ગુંદરવાળી લાકડીથી જકડી રાખ્યો છે. મને ખબર છે કે તે તમને પ્રેમ નથી કરતો પણ શોધે છે, પોતાની લાલસા પૂરી કરવા માટે સ્તો!

લાંચ, રુશવત એક એવી વસ્તુ છે જે ગમે તેટલી નાની હોય તોપણ મારા જેવા માનસિક વ્યાધિથી પીડાતા સાધારણ માણસ માટે તેનું મૂલ્ય અનેકગણું છે. જેને અમે અમારો વિવેક ના પાડે છતાં પણ નફરત કરતા હોઈએ, તોપણ એક બેશરમ આત્મતૃપ્તિ માટે, અદમ્ય લાલસા માટે પણ તેનો સ્વીકાર કરીએ છીએ અને અમારી તે માનસિક નબળાઈનો તમે સારો લાભ લઈ અમારી હત્યા કરો છો, અમારું શોષણ કરો છો.

હું નથી ચાહતો કે તે બાળક જાણે કે તમે મને લાંચ આપતા હતા. અને તે લાંચ મળતાં હું તમારા કેટલાંક ખોટાં વાઉચર સહજ રીતે પાસ કરી દેતો હતો. આ વાત એ જાણશે તો મારા પ્રત્યે તેને નફરત પેદા થશે... કદાચ તે મને પૂછશે: “પપ્પા, તમે મને સારાં કામ કરવાનું, સારા બનવાનું, ચોરી નહિ કરવાનું, જૂઠું નહિ બોલવાનું વગેરે વારંવાર કહેતા હતા તે ખાલી શબ્દો જ હતા ને? તેની પાછળ તમારી નિષ્ઠા કે આગ્રહ ન હતો ને? જે વાત તમે તમારા જીવનમાં ઉતારી ન શકો તે અમને શી રીતે કહી શકો?”

મારા બન્ને પગ જાણે જકડાઈ ગયા. બ્લડપ્રેશર જાણે વધી ગયું. હું બિજનબાબુ પાસે જઈ શકચો નહિ. હું જઈને એમને શી રીતે કહું કે બિજનબાબુ તમે મને લાંચ આપતા હતા! આજે તમે મને તે લાંચના ઘૃણિત કિલ્લામાં ફરી એક વાર જિવાડો? અનુપમ આગળ ફરી એક વાર મેં જૂઠનું મહોરું પહેરી લીધું. ચેસબોર્ડની એક ચેલેન્જનો જાણે સામનો કરતો હોઉં તેવું મને લાગ્યું.

મને થાય છે કે તમે લઈ આવતા હતા તે મીઠાઈ હું લાવી દઈને મીઠાઈ માટેના તેના લોભને ભુલાવી શકવાનો નથી. તે ભૂલે તો મિથ્યાનો એક ખાડો પુરાઈ જાય. અનુપમ તેમની સ્મૃતિ ભૂલી જાય. તે ઘટના ભૂલી જાય અને બિજનબાબુ તમને પણ ભૂલી જાય!

જે સ્મૃતિને ભૂલવા હું હમેશાં તકેદારી રાખીને પ્રયત્ન કરું છું તે પ્રયત્નોની ધારા અનુપમની સ્મૃતિને જીવતી કરે છે. તે પૂછે છે: “પપ્પા, બિજનબાબુ આજકાલ કેમ આવતા નથી?”

“તેઓ હવે નહિ આવે, દીકરા!”

“કેમ?”

આનો જવાબ હું દઈ શકતો નથી! હું કહી શકતો નથી કે, અનુપમ, તે નોકરીમાંથી મારી બદલી થઈ ગઈ છે અને બિજનબાબુ હવે બીજા કોઈ ઑફિસરના ઘેર તેમનાં દીકરાદીકરી માટે મીઠાઈ લઈ જતા હશે! અને એ ઑફિસમાં તેવી જ રીતે ખોટાં વાઉચરો પાસ થતાં હશે!

બિજનબાબુ અને મારા તે વખતના સંબંધો સ્વાર્થના સંબંધો હતા. તે સંબંધો જેમ રાતોરાત ચણાઈ ગયા તેમ રાતોરાત ભાંગી ગયા. બહારથી દેખાતી આત્મીયતા ઘનિષ્ઠતા જાણે ઢોંગ હતો. આજનો એ મહોરું પહેરેલો માણસ ખરેખર ખૂબ સારો અભિનય કરતો હતો.

મેં અનુપમને કહ્યુ : "જે સંબંધ સ્વાર્થના પાયા પર ઊભો છે તેને પકડી રાખવાનો પ્રયત્ન કરવો એ ભૂલ છે. જીવનમાં આવુ કેમ બને છે તે સમજવા માટે અનુભવ જોઈએ. પ્રેમમાં ઠગાઈ થાય છે તેનું આ કારણ છે. થોડા સ્વાર્થ માટે થઈને મિત્રતા તૂટી જાય છે!"

અનુપમ મૂર્ખની જેમ મારી સામે જોઈ રહ્યો. મને લાગ્યું કે તે કંઈ સમજતો નથી. શી રીતે સમજે ? આ નાનકડો બાળક બિચારો મારા કહેવાયેલા અને ન કહેવાયેલા સઘળા આવેગને કેવી રીતે સમજી શકે ?

"બેટા ! હું તને સમજાવી નથી શકતો — કદાચ કદી પણ સમજાવી નહિ શકું. ખાલી આટલું જ કહું છુ — અમારા જેવા મહોરું પહેરેલા માણસો તારી જિંદગીમાં કદી ન આવજો."

"પપ્પા, તમે શું મહોરું પહેર્યું છે?" નવાઈ પામી અનુપમે પૂછ્યું.

"હા, હા, આજનો જાણે એકેએક જણ મહોરું પહેરીને ફરે છે!"

"પણ પપ્પા ! તમે પહેરેલું મહોરું હુ કેમ જોઈ શકતો નથી?" અનુપમે પૂછી નાખ્યું.

"તે મહોરું તો અમારા આખા શરીર પર ચડી ગયું છે અને અમારા આખા અસ્તિત્વ પર એક રંગના થર પેઠે લાગી ગયું છે. બહારથી કોઈને નહિ દેખાય. પણ વખતોવખત તે વ્યક્તિને જોઈને અનુભવી શકાય છે. હુ તેવો એક મહોરું પહેરેલો માણસ છુ. જે હું તને કહેવા ઇચ્છુ છુ પણ કહી શકતો નથી, કારણ મહોરું ખસી જતા મારું દયાજનક સ્વરૂપ તને દેખાઈ જાય એનો મને ભય છે."

અનુપમ અચાનક બોલ્યો : "પપ્પા, હું એક વાદરાનુ મહોરું લાવ્યો છુ, પહેરું ? જોવુ છે!"

"ના, ના, તું એમ કર તે મહોરું મને પહેરાવી દે ને જો. હુ તો તને હમેશા મહોરા વગરનો જોવા ઇચ્છુ છું નહિ તો માણસ સાથે માણસનો સંબંધ કેમ કરી રહેશે?"

## ફૉલ, પાંદડાં અને મૃત્યુ

જો ખબર પડે મને કે
મૃત્યુ આવવાનું છે આજે, તો
હળવેકથી ચાલીને પહોંચી જાઉં
આ કમનીય પાંદડાંઓની વચ્ચે પાનખરનાં,
પાર નથી પામી શક્યું જેની રમણીય
રંગસૃષ્ટિનો કોઈ
સ્વયં પરમાત્મા પણ નહિ

આ પાંદડાં
જેઓ છે પોતે સ્વયંભૂ
સ્વયં–લીલા–વિસ્તારિત
નકશીકામ પોતાનું પોતા ઉપર કરનાર ઝીણું
આદિ ચિતેરા
આદિ રંગારા
આદિ કલાકાર
શુચિ સુગન્ધમય
અનાહત નાદમય

પાથરેલી મજાની પથારી
પત્ર-શય્યા
ઓઢી લઉં પાંદડાંનું જ ઉત્તરીય
પત્રોત્તરીય
મુલાયમ
ઉષ્માભર્યું
હૂંફાળું સઘળું !
પોઢી જાઉં મહીં આરામથી
નિજ છેલ્લા શ્વાસે વધુ મનોરમ બનાવતો તેમને
ઢાંકી દઉં મારી જાતને
થઈ જાઉં તન્મય તદ્‌ગતિ તદ્રૂપ
કોઈ જાણે – ન જાણે.

ઇથાકા, ન્યૂયોર્ક, યુ.એસ.એ
ઑક્ટો. ૧૯૮૮ — રાધેકાન્ત દવે

# જીવનાભિમુખ સર્જનક્રિયા*

પ્રતિભા રાય; અનુ. સરલા જગમોહન

વ્યક્તિ દ્વારા કૃતિનું સર્જન થાય છે — પણ પછી એ કૃતિ વ્યક્તિની રહેતી નથી, સંસ્કૃતિનું એક અભિન્ન અંગ બની જાય છે. એટલે કૃતિનું સન્માન સંસ્કૃતિનું જ સન્માન છે.

કૃતિનું સર્જન કેવી રીતે થાય છે? એ સર્જનનું રહસ્ય શું છે? બીજી રીતે કહીએ તો સીધું એમ પણ પૂછી શકાય કે હું લખું છું શા માટે? વારંવાર આ પ્રશ્ન સામે આવે છે તો એક જ વાત મનમાં આવે છે કે ફૂલ પાંખડીઓ શા માટે ફેલાવે છે? વાદળ શા માટે વરસે છે? નદી શા માટે કલકલ કરતી પેલી તરફ વહી જાય છે? સરવાળે, એક વિચાર આવ્યા કરે છે કે હું જીવું છું શા માટે?

જેમ જીવવાની અદમ્ય ઈપ્સા હોય છે, તેમ લખવાની પણ અદમ્ય ઇચ્છા થાય છે. બન્ને પ્રવૃત્તિઓ અંતઃસ્રાવી છે, અનિવાર્ય છે, અહેતુક છે. એટલે જીવનમાં અનેક પ્રકારના પ્રતિબંધો, હતાશા અને નિરાશા, પરાજય-ગ્લાનિ હોવા છતાં હું જીવ્યાં કરું છું અને કથા-યાત્રાના પથમાં જીવનની બધીયે અનુકૂળતાઓ અને પ્રતિકૂળતાઓ મને એનું ભાન કરાવ્યા કરે છે. શ્વાસ લેવાની જેમ જ લેખન પણ મારા જીવનનું એક અંગ છે. હું લખું છું એ જ મારા જીવનનું લક્ષણ છે. મેં શા માટે જન્મ લીધો? મારા જીવનનો ઉદ્દેશ શો છે? એ ઉદ્દેશ સિદ્ધ થયો કે નહિ? આનો ઉત્તર શોધવામાં જીવન અને સાહિત્ય એકાકાર થઈ જાય છે. અર્થાત્ અનંત અન્વેષણ દ્વારા જ લેખનનો અંકુર ફૂટે છે.

પ્રકૃતિ અને કૃતિ વચ્ચેનો સંબંધ અભિન્ન છે. પહેલાં પ્રકૃતિ અર્થાત્ સમાજ અને પરિવેશ, ત્યાર પછી કૃતિ. અને કૃતિની પ્રતિકૃતિ પરિણત થઈ જાય છે સંસ્કૃતિમાં. સંસ્કૃતિની વિસ્મૃતિ થતાં વિકૃતિ આવે છે. એ વિકૃતિની અનુકૃતિ થતાં દુષ્કૃતિ નજરે પડે છે. દુષ્કૃતિની અનુકૃતિ થતાં અપસંસ્કૃતિ આવે છે અને અપસંસ્કૃતિની અનુકૃતિ દુર્ગતિનું કારણ બને છે. એટલે જ સંસ્કૃતિ કેવળ વર્તમાન નથી, કેવળ અતીત પણ નથી. સંસ્કૃતિ વર્તમાનને આધારે ટકે છે. અતીતની પરંપરા અને તેનાં મૂલ્યો તરફ હાથ ફેલાવીને એ ભવિષ્ય તરફ આગળ વધે છે. એટલે સંસ્કૃતિમાં સમય વર્તમાનમાં સ્થિર રહેતો નથી. તેમાં સમય અતીતથી વર્તમાનમાં અને વર્તમાનમાંથી ભવિષ્ય તરફ વહે છે.

સમાજ પાસેથી પ્રેરણા લઈને લેખક સૃજનશીલ બને છે. ત્યાર પછી કૃતિને સમાજ દ્વારા સ્વીકૃતિ મળે છે. લેખનનો સામાજિક સ્વીકાર થઈ શકે એ માટે આવી સ્વીકૃતિનું પ્રચલન થતું આવ્યું છે. પરંતુ સ્વીકૃતિ મળતાં પહેલાં કે સ્વીકૃતિ ન મળતાં શું લેખક સમાજને અસ્વીકાર્ય હોય એવી જ રચનાઓ કર્યા કરે છે? અહીં જ સાહિત્યના લક્ષ્ય, સ્વરૂપ અને ઉપાદાન આદિની વાત ઊઠે છે. સાહિત્યનું ઉપાદાન માત્ર ત્રણ પગલાંની ભૂમિ છે. એક પોતાના સમાજ, સંસ્કૃતિ અને પરંપરાની અંતરંગ અને વાસ્તવિક અનુભૂતિ એ જ લેખકની દૂરદૃષ્ટિ છે. બીજે પગલે અનુભવનું. અનંત આકાશ છે જે વિશ્વપ્રાણતા, માનવીયતાના દિગંતને સ્પર્શ કરે છે. આ લેખકની સમદૃષ્ટિનું સૂચક છે. ત્રીજું પગલું છે લેખકની તથા અપરની અંતઃસત્તાની આંતરિક ભૂમિ. આ છે લેખકની અંતર્દૃષ્ટિ.

---

* પ્રસિદ્ધ ઊડિયા લેખિકા પ્રતિભા રાયનું એમની 'યાજ્ઞસેની' નવલકથા માટે અપાયેલા ભારતીય જ્ઞાનપીઠના મૂર્તિદેવી પુરસ્કારના સમારંભમાં સ્વીકૃતિ વ્યાખ્યાન.

પહેલું પગલું જેટલું ઊંડે પડશે એટલી જ અનુભૂતિ આંતરિક અને વાસ્તવિક હશે. અનુભવ એટલો જ તીવ્ર બનશે. અહીં વાસ્તવિક અનુભૂતિનો પ્રશ્ન ઊઠે છે અર્થાત્ લેખકનું ચિત્ત દરેક વાતનો સ્વયં અનુભવ કરે છે? વિશ્વના પ્રથમ મહાકાવ્ય રામાયણનું સર્જન શોકમાંથી થયું. ઋષિને શા માટે એટલો શોક થયો કે એ શોક-સ્વર જ શ્લોકમાં પરિણત થઈ ગયો? શું વાલ્મીકિ શરવિદ્ધ થયા હતા? શું એમણે સ્વયં ક્રૌંચ મિથુનની વિરહ-વ્યથા ભોગવી હતી? ક્રૌંચમિથુન શું વાલ્મીકિના બંધુ હતા, વ્યાધ શું એમનો શત્રુ હતો? તો એમની કઈ અનુભૂતિએ એમને એ અમર કૃતિનું સર્જન કરવા પ્રેર્યા? અહીં લેખકનો અનુભવ વિશ્વપ્રાણતા, પ્રગતિશીલતા અને માનવીયતાના અનંત આકાશને સ્પર્શે છે. અહીં વ્યક્તિની સર્વસ્વતા સમાપ્ત થઈ જાય છે, લુપ્ત થઈ જાય છે, સાર્વજનીન સંવેદનશીલતા બની જાય છે – બોધિવૃક્ષનો ઉદ્ભવ થાય છે જેની નીચે અમર સાહિત્યનો ઉન્મેષ થાય છે.

અહીં ત્રીજા પગલામાં વ્યક્તિસત્તાને અંતભૂંમિમાં દબાવી દેવાની હોતી નથી. અહંની જડતા દૂર કરીને અંત:સત્તા અથવા વ્યક્તિસત્તાને યુગસત્તા અથવા યુગના વ્યક્તિત્વમાં પરિણત કરવા માટે ત્રીજું પગલું મંડાય છે એ જ રુગ્ણ સમાજને સ્થિત અવસ્થામાંથી ઊંચે લાવવામાં સાર્થક ભૂમિકા ભજવે છે પ્રત્યેક લેખકમાં આ જ ચેતન અને અવચેતનનું લક્ષ્ય છે. પરંતુ આ ત્રણ પગલાંની ભૂમિ પર પગ ટેકવીને લેખક તરીકેની ઉચ્ચતાએ પહોંચવા માટે અહં વામનસ્વરૂપ ધારણ કરીને વિશ્વપ્રાણતા અને સાર્વજનીનતાના પથ પર ઊતરી આવવું પડે છે. હર પ્રકારના ભેદભાવ અને સંકીર્ણતાનું વિસર્જન કરવું પડે છે.

જીવનની અનુભૂતિના તાદૃશ વર્ણનમાત્રથી શ્રેષ્ઠ સાહિત્યનું સર્જન થઈ શકતું નથી. સમાજ પ્રત્યે નિશ્ચિત નિર્દેશ ન હોય તો એ સાહિત્યનું શું મહત્ત્વ છે? એ ખરું કે સાહિત્ય નીતિશાસ્ત્ર કે દર્શનશાસ્ત્ર નથી પરંતુ ભાવોમાં જો દર્શન ન હોય, સૃષ્ટિની પાછળ જો દૃષ્ટિ ન હોય તો સૃષ્ટિનું શું મૂલ્ય છે?

સત્ય એ તો સાહિત્યનું નાભિપદ્મ છે સમસ્યા સાહિત્યસૃષ્ટિનો સ્રોત છે આજે જીવિત રહેવું જીવનનું સૌથી મોટું સત્ય અને સૌથી મોટી સમસ્યા છે. જીવવાને ખાતર જ મનુષ્ય પાપ કરે છે, અન્યાય કરે છે, — મરવાને ખાતર નહિ પરંતુ પાપ કરીને મનુષ્ય જીવતો નથી, મરે છે, જીવતા છતાં મરે છે એ જ સમસ્યા સમાજની છે, સાહિત્ય અને સર્જકની છે

સાંપ્રત જીવનમાં આટલી સમસ્યાઓ હોવા છતાં મેં પુરાણ પ્રતિહાસની પુનર્રચના શા માટે કરી એવો પ્રશ્ન પૂછી શકાય. મહાભારતના પાત્ર યાજ્ઞસેની દ્વારા મેં ફરીથી મહાભારતની કથા શા સારુ કહી?

પરંતુ હું તો એમ કહીશ કે મહાભારતની પુનરાવૃત્તિ દ્વાપર યુગથી માંડીને આજ સુધી હર હંમેશ થતી આવી છે. દ્રૌપદીઓ આજે પણ રોજ રોજ લાંછિત થતી રહી છે. આર્યાવર્તના અંધ ધૃતરાષ્ટ્રોના સ્વાર્થ આજે પણ પોતાના પુત્રો સુધી સીમિત છે ઊંચનીચના ભેદ, જાતિ, ધર્મ, વર્ણ, ભાષાને આધારે કુટિલ રાજનીતિ ચાલી રહી છે એમાંથી ઉત્પન્ન થતી દુર્ભાવના, હિંસા અને અમાનવીયતાથી આપણે આર્યાવર્તને ખંડખંડ થતો જોઈ રહ્યા છીએ. કેટકેટલા ધર્મસંસ્થાપકો શરવિદ્ધ થઈ રહ્યા છે! અને રાજનીતિના વિકટ ચક્રવ્યૂહોમાં અભિમન્યુઓનો સંહાર થતો રહે છે. ગાંધારીઓ ત્યાગ અને ઉત્સર્ગની આડમાં સમાજના ઝંડાધારીઓના સંકેતથી આંખે પાટા બાંધીને જીવન વિતાવે છે કુંતીઓ અને દ્રૌપદીઓ સમાજના સુખ અને આવશ્યકતા અનુસાર બહુભોગ્યા બનીને પણ અકલુષિત આત્મા તથા કલુષિત શરીરની વચ્ચે સંઘર્ષ કરતા કરતા સામાજિક ન્યાયથી વંચિત

રહે છે. કૌરવોની વધતી જતી સંખ્યા આજે દુનિયા પર છવાઈ ગઈ છે. યુવાશક્તિના પ્રતીક અગણિત લક્ષ્યહીન કર્ણ આજે દુર્યોધનોના અર્થ-સામર્થ્યથી અંજાઈને દેશની અખંડતા, શાંતિ, મૈત્રી અને રાષ્ટ્રીય એકતાના પથમાં સંકટો પેદા કરે છે.

રાષ્ટ્રની રચના થઈ હતી વ્યક્તિત્વના વિકાસને અર્થે. આજે એ જ રાષ્ટ્ર સત્તાનો વ્યક્તિત્વને વિલુપ્ત કરવાને દુરુપયોગ થઈ રહ્યો છે. ધર્મ, ન્યાયની વ્યવસ્થા સામાજિક અનુશાસન અર્થે, શક્તિશાળી લોકોને નિર્બળ લોકો પર અત્યાચાર કરતાં અટકાવવા માટે થઈ હતી. પરંતુ ધર્મને નામે તો આપણે રક્તનો જેટલો ફાગ ખેલ્યો છે એટલા રક્તમાં તો કદાચ નાસ્તિકોએ પણ સ્નાન કર્યું નથી. મોટા અને નાના સ્વાર્થોની વચ્ચે કૌરવો અને પાંડવોનું યુદ્ધ આજે પણ ચાલે છે — મનુષ્યના ભીતરમાં અને બહાર આ સમસ્યા કોઈ પણ લેખકને સંસ્કૃતિ અને માનવીય મૂલ્યોને પુનઃ પરિભાષિત કરવા પ્રેરે છે.

અતીત અને વર્તમાનની વચ્ચે ગૂઢ સંબંધ રહ્યો છે. અતીત વર્તમાનની પ્રેરણા અને પશ્ચાદ્‌-ભૂ છે. દરેક સાહિત્યકાર પોતાના પૂર્વવર્તી યુગથી પ્રભાવિત થાય છે. કાલિદાસ અને તુલસીદાસ પણ વાલ્મીકિથી પ્રભાવિત થયા હતા. વિશ્વના કથા-માનસના વિકાસમાં ભારતની ભૂમિકા સર્વસ્વીકૃત છે. વેદ, ઉપનિષદ, રામાયણ, મહાભારત, જૈન-ગાથાઓ, બૌદ્ધ જાતક કથાઓએ વિશ્વમાં અનેક આખ્યાનકોને જન્મ આપ્યો છે. (ઊડિયા) આદિ-કવિ સારલા દાસની (ઈ.સ. ૧૪૭૦) ભૂમિમાં મારો જન્મ થયો છે. મહાભારતની આખ્યાયિકાને આધારે નૂતન વિરાટ મહાભારતની રચના કરવામાં સારલા દાસની આ અઢાર ખંડોમાં લખાયેલ કૃતિ અત્યંત મહત્ત્વપૂર્ણ અને અદ્‌ભુત છે. ભારતના ક્ષેત્રીય સાહિત્યમાં સંપૂર્ણ મહાભારતના રચયિતા અગ્રણી છે અને એમણે મને ઓછી પ્રભાવિત નથી કરી.

પરંતુ નિરંતર અજંપો અને અપૂર્ણતાની વ્યથા લેખકની છે. જીવન એક વિચિત્ર અપૂર્ણાંક છે. જીવનપાત્ર ગમે તેટલું ભરપૂર હોય છતાં એ કદી પૂર્ણ નથી હોતું. નવલિકા અને નવલકથા તેનો અલ્પ અંશ માત્ર છે. અપૂર્ણાંકની બન્ને બાજુએ પૂર્ણ સંખ્યા હોય છે. એ જ પ્રમાણે જીવન અને સાહિત્ય પૂર્ણમાં અપૂર્ણ હોય છે. નવલિકા કે નવલકથામાં જીવનની અનુભૂતિ અલ્પાંશે વ્યક્ત થતી હોવા છતાં તેમાં જે સમય કે પળની વાત કહેવાઈ હોય એ જો પારંપરિક વાસ્તવિકતાની ભૂમિ પર ઊભીને યુગાત્માના સ્વરમાં સ્વર મિલાવે તો એ અલ્પ અભિવ્યક્તિ પણ અપૂર્ણમાં પૂર્ણ લાગે છે — જોકે લેખકને માટે તો તેનું સર્જન સદા અપૂર્ણ જ રહે છે, કારણ કે લેખકની ભાવના, અભીપ્સા અને પીડાના સિંધુમાથી કેવળ થોડાંક બિંદુ જ એ પ્રકટ કરી શકે છે. લેખક કોલાહલભરી નિઃસંગતા અને પરિપૂર્ણની વચ્ચે શૂન્યતાથી ભરપૂર બનીને જીવે છે. પોતાની ભાવનાના અગાધ સિંધુના તટ પર લેખક લાચાર, અસહાય, અસંતુષ્ટ અને બેચેન જીવ છે. પોતાના અધિકતર ભાવોને એ શબ્દોમાં વ્યક્ત કરી શકતો નથી. એ જ એની સૌથી મોટી પીડા છે.

આપણી ચારે બાજુ સુખના અનેક ટુકડાઓ પડેલા છે. એને સુરક્ષિત રાખવા જતાં સુખની તીક્ષ્ણ ધાર હાથને લોહીલુહાણ કરી દે છે. તોયે એ બધા સુખાંશોને એકત્ર કરવાનુ અને જીવનપાત્રને પૂરેપૂરું ભરી લેવાનું મનુષ્યના જીવનમાં બની શકતું નથી. સુખને સુરક્ષિત રાખવાની તીવ્રતામાં અન્યનાં દુઃખો પણ આવી જાય છે. અજાણતાં જ એ આંચલમાં ભરાઈ જાય છે. એ જ તો જીવનપાત્રને ભરપૂર કરી દે છે. માનવીય મૂલ્યોનો આટલી હદે હ્રાસ કરવા છતાં મનુષ્યમાં માનવીયતા શેષ રહી છે. અને એનું ભવિષ્ય પણ જીવનધર્મી છે. એ વિષયમા હું પૂરેપૂરી આશાવાદી છું.

લેખકની એક બીજી વ્યથા છે એનો સંસાર. સમાજ લેખકને જેટલું આપે છે તેટલું લેખક

સમાજને આપી શકતો નથી. સમાજ, જગત અને પોતાના કરતાં બીજાનું વધારે દુઃખ, સમસ્યાઓ વેદના, જયપરાજયને લેખક પોતાનાં માની લે છે અને એ સર્જન તરફ વળીને તેને સારસ્વત આહ્લાદ પ્રદાન કરે છે. અર્થાત્ જગતની વ્યથા જ લેખકના સારસ્વત આનંદનું ઝરણું છે. એટલે લેખક સાહિત્ય દ્વારા સમાજને જે આપે છે તે લેખકનું નહિ, સમાજનું છે, જગતનું છે. એટલે લેખક સમાજ પ્રત્યે, સૌના પ્રત્યે ચિરઋણી રહેવાને બાધ્ય છે. જડ, ઉદ્ભિદ, જીવ, માનવ — કોની કોની પાસે લેખક પોતાના સર્જન અર્થે હાથ ફેલાવતો નથી?



## ગઝલ

[ઉમાશંકર – સુન્દરમની પેઢીને]

બધા કાંગરા શબ્દ ગઢના ખર્યા,
હવે માત્ર ઘોંઘાટ બાકી નર્યા.

નભે તારલા ક્યાંય દેખાય ના,
બધા તારકો આગિયા થઈ ખર્યા.

બધે હાહી–ઘોડે જ વાળ્યો છે દાટ,
લહું યુદ્ધ–ઓથે નરક વિસ્તર્યાં.

બની કુદરતે આ શિકારી પશુ,
મનુજ–ભોગ લેતાં મનુજ ના ડર્યા.

ઊભી નગ્ન ખૂણે જુઓ, દ્રૌપદી,
શરમથી સ્તને બેય કર છે ધર્યા.

પતનનું પરમ નામ પાડ્યું વિકાસ,
વચન–ભંગ કરનાર નેતા ઠર્યા.

હડપ્પા–યુગે હિન્દવાસી સર્યા,
જ્યહીં પથ્થરો રામ–નામે તર્યા!

ખપે જીવવું યે ચમત્કારમાં,
હવે એવા યુગમાં અમે સંચર્યા!

તર્યા બંધ આંખે તમે તો 'કરીમ',
અમે મુક્ત–જીભે ય મૂગા મર્યા!

૨૧-૩-૧૯૯૩ અબ્દુલકરીમ શેખ

# કલાપીની કવિતા

નીતિન વડગામા

અલ્પ આયુકાળ ને બહુ જ ઓછા કવનકાળ દરમ્યાન કવિતા, વાર્તા, નવલકથા, પ્રવાસવર્ણન, સંવાદો ને પત્રસાહિત્ય જેવું વૈવિધ્યસભર સાહિત્ય સર્જનાર કલાપી, અર્વાચીન યુગના એક નોંધપાત્ર અને લોકપ્રિય સર્જક છે. અલબત્ત, કલાપીએ સરળ અને પ્રવાહી ગદ્યમાં પ્રવાસવર્ણન, પત્રલેખન, સંવાદ-લેખન ને અનુવાદ-રૂપાંતર કરીને ગદ્યક્ષેત્રે નોંધપાત્ર પ્રદાન કર્યું હોવા છતાં, કલાપીની પ્રથમ અને પ્રબળ ઓળખ તો એક કવિ તરીકેની જ રહી છે. એમાં પણ ઊર્મિકાવ્યો ઉપરાંત 'ગ્રામ્યમાતા', 'વીણાનો મૃગ', 'સારસી' કે 'હૃદયત્રિપુટી' જેવાં ખંડકાવ્યો – કથાકાવ્યો કે દીર્ઘ પ્રસંગકાવ્યો રચનાર ને 'હમીરજી ગોહેલ' જેવું અધૂરું મહાકાવ્ય આપનાર કલાપીની ઓળખ અકબંધ તો રહે છે એક ઊર્મિકવિ તરીકેની જ. એ રીતે, આત્મલક્ષી ઊર્મિકાવ્યો જ ગુજરાતી કાવ્યસાહિત્યમાં કલાપીનું આગવું સ્થાન સિદ્ધ કરે છે.

☐

'કલાપીનાં કાવ્યો'(સં. જયન્ત પાઠક)ને કેન્દ્રમાં રાખીને, કલાપીની કવિતાનો પ્રકારગત અને વિષયગત અભ્યાસ કરીને, એમના કવિકર્મનો પરિચય કરવાનો – કરાવવાનો અત્રે ઉપક્રમ છે. ઊર્મિકાવ્યના પ્રકાર પરત્વે છંદોબદ્ધ લઘુકાવ્યો અને ગઝલોમાં કલાપીનું કૌશલ પ્રગટ થાય છે, તો વિષય બાબતે પ્રકૃતિ અને પ્રણયમાં એમનો વિશેષ વરતાય છે. કલાપીમાં કવિસહજ પ્રકૃતિપ્રેમ તો ખરો જ, ઉપરાંત જેમને તેઓ 'ઋષિ, મહાત્મા અને મહાકવિ' ગણાવે છે એવા વર્ડ્ઝવર્થ અને એમની પ્રકૃતિકવિતાનું વાચન ને આકર્ષણ પણ કલાપીને અસાધારણ હતું અને એટલે કલાપીનાં પ્રકૃતિકાવ્યોમાં મનોહર એવાં પ્રકૃતિદૃશ્યોનું ચિત્રણ થયેલું જોઈ શકાય છે. 'કમલિની', 'તુષાર', 'પુષ્પ', 'કાશ્મીરનું સ્વપ્ન' વગેરે રચનાઓમાં આ વાતની સાહેદી શોધી શકાશે, 'સારસી', 'ગ્રામ્યમાતા', 'હૃદયત્રિપુટી' જેવાં ખંડકાવ્યો – પ્રસંગકાવ્યો કે 'હમીરજી ગોહેલ' જેવા મહાકાવ્યમાં પ્રકૃતિની પીઠિકા વાંચી શકાશે; તો 'એક વેલીને', 'એક આગિયાને', 'કુદરત અને મનુષ્ય' કે 'મનુષ્ય અને કુદરત' જેવાં કાવ્યોમાં માનવચિત્તની ગતિવિધિના તથા વિચાર-ચિંતનના અવલંબન તરીકે પ્રકૃતિનું આલેખન અનુભવી શકાશે. કેટલાંક દૃષ્ટાંત જુઓ —

કોકિલ તણી ફીકી સમો રસ દ્રાક્ષનો ઢોળ્યો પણે,
ને ચળકતાં ફૂલડાં ગુલાબી વેરિયાં નગમંડળે;
ત્યાં ગાર આછી ચોકમાં લીંપી રૂડી કેસર તણી,
પણ ભાનુ તો ડૂબી ગયો ને શાંત સંધ્યા રહી ગઈ!

('કમલિની')

*

રૂપા તણા રસ સમો જલધોધ તે
આ ગીચ ધુમ્મસ તણા મુખમાં પડે છે!
ત્યાં પક્ષીઓ કિલકિલે પણ ના દીસે કે;
અન્ધારમાં જગત આજ પડ્યું અહો હો!

('તુષાર')

*

નીલી કુંજોમાં છે સુમન મકરન્દે ભભકતાં,
નીચે ઊંચે ઊડે ફૂદડી નવરંગી રમતમાં;
અને હું ધારું છું પ્રતિકૂલ રૂપાળું દસગુખું,
બને છે ભોગી આ અનિલ-લહરી સ્પર્શસુખનું!

('કુદરત અને મનુષ્ય')

આવાં આહ્‌લાદક અને ભાવોપકારક પ્રકૃતિ-ચિત્રો કલાપીનાં અન્ય કાવ્યોમાંથી પણ, સહૃદયોને

સરળતાથી હાથ લાગશે.

પ્રેમ એ કલાપીના જીવનનો અને કવિતાનો સ્થાયી ભાવ રહ્યો છે. રમાબાની સાથે દાસીના સ્વાગમા આવેલી મોઘી, પછી તો કલાપીના હૃદય સિંહાસનનો કબજો લઈ લે છે કલાપીને રમા પ્રત્યે દૃઢ અનુરાગ છે, તો શોભના પ્રત્યેની આસક્તિ પણ એટલી જ છે બેમાથી એકનો પણ ત્યાગ પાલવે તેમ નથી ને બંને એકસાથે કવિના જીવનમા રહી શકે એવી સ્થિતિ નથી આમ, આ પ્રણયત્રિકોણને પરિણામે કલાપીના જીવનમા ખળભળાટ મચે, નીતિ અને પ્રીતિ વચ્ચેનુ કે રાગ અને ત્યાગ વચ્ચેનુ તુમુલ ઘર્ષણ જન્મે આ સઘર્ષની પરિણતિરૂપ આત્મલક્ષી ઉદ્ગારો કલાપીના ઘણા ઊર્મિકાવ્યોનો વિષય પણ બને છે એમા પણ ૧૮૯૬થી ૧૮૯૮ દરમ્યાનના બે વર્ષમા રચાયેલા મોટા ભાગના કાવ્યો તો પ્રણયના પરિણામરૂપ મનોમંથનને કે તરફડાટને જ તાકે છે 'ઉત્સુક હૃદય' કાવ્યમા કવિ મિલનોત્સુક હૃદયના ઉલ્લાસને ગાય છે. 'ચાહીશ બેયને હું'મા પત્ની અને પ્રિયતમાને એકસાથે અને સરખે હિસ્સે ચાહવાનો કવિસકલ્પ નિરૂપાય છે, જાણીતું દીર્ઘ કાવ્ય 'હૃદયત્રિપુટી' કલાપી, રમા અને શોભનાના મનોમય સંઘર્ષને શબ્દસ્થ કરે છે, 'નદીને સિન્ધુનુ નિમત્રણ', 'ડોલરની કળીને', 'એક વેલીને', 'મને જોઈને ઊડી જતા પક્ષીઓને' કે 'એક ઘા' જેવા અન્યોક્તિ પ્રકારના કાવ્યો પણ પ્રેમીની વિષમ ચિત્તસ્થિતિને, અને એ રીતે પ્રેમભાવને આલેખે છે, તો કલાપીની ગઝલો પણ પ્રેમની મસ્તી અને વિરહવ્યથા વ્યક્ત કરે છે.

પ્રેમની ઉપલબ્ધિ શુ ? એના પ્રત્યુત્તર રૂપે કવિ કલાપીનો સ્વાનુભવ વિષાદની છાટ સાથે વ્યક્ત થાય છે —

> રહે પ્રેમમા તડફતા મમ શાન્તિ ખોઈ
> આનન્દની મધુર પાખ ન ક્યાય જોઈ!
>
> ('જન્મદિવસ')

તો એ જ કવિ પ્રેમની વિફળતા પ્રતિ કશી જ ફરિયાદ કરવાને બદલે, આવી પડેલા પરિણામનો સ્વીકાર કરી, મનને મનાવે છે પણ ખરા—

> જે સર્વદા સહજપ્રાપ્ય તજી દઈને
> જે લાધવુ કઠિન ત્યાં નિજ તીર તાકે,
> તે પ્રેમને ઘટિત અશ્રુ બધાય આ છે
> તેમા કશીય ફરિયાદ કરી ન છાજે.
>
> ('જીવનહાનિ – ચોવીશ વર્ષ')

પ્રણયમા મળેલી નિષ્ફળતા જાણે કે કલાપીને નિર્વેદ ભણી લઈ જાય છે. પ્રેમમા મળેલી વિફળતા ને એમાથી નીપજેલી વિષમતાને પરિણામે કવિચિત્તમા વૈરાગ્ય જન્મે છે, ને એમાથી સરજાય છે 'નિર્વેદ' ને 'વૈરાગ્ય' જેવા કાવ્યો આ વિષમ પરિસ્થિતિમા વ્યક્તિ મુક્ત રીતે હસી ન શકે કે નિખાલસ બનીને રડી ન શકે, એને પ્રકૃતિના મનોહર રૂપો આકર્ષી ન શકે કે સવેદનાને શબ્દરૂપ આપવાનું પણ ન ગમે. આવી સ્થિતિમા દુ ખ કે ચિંતા કશુ 'નથી' એવુ ભારપૂર્વક કહેવા છતા, કશુક ડહોળાઈ ગયુ છે એનો સ્વીકાર તો સહજ રીતે જ થઈ જાય છે

> નથી નથી દુ ખ કાંઈ ભાઈ! છે કે ન ચિંતા!
> પણ નથી મુજ તત્ત્વો, વિશ્વથી મેળ ખાતા.
>
> (સુખમય સ્વપ્ન')

આ જ ભાવ ને આમાના જ કેટલાક શબ્દો અન્ય કાવ્યમા પણ પડઘાય છે —

> નથી નથી મુજ તત્ત્વો વિશ્વથી મેળ લેતા
> હૃદય મમ ઘડાયું અન્ય કો વિશ્વ માટે!
>
> ('વૈરાગ્ય')

કલાપી કવિ હોવા ઉપરાત કાવ્યવિચારક પણ હોવાને કારણે, કાવ્ય અને કાવ્યસર્જનલક્ષી સવેદના એમની કવિતાનો વિષય બનીને આવે છે 'ભવિષ્યના કવિને' અને 'પ્રિયા કવિતાને છેલુ આલિંગન' જેવી રચનાઓ આ પ્રકારના સવેદનને શબ્દસ્થ કરે છે ભવિષ્યના કવિને'મા કલાપી નિત્યનૂતન ગીત ગાઈને 'રસઘેલા' કવિને, જગતની અપેક્ષા સતોષીને તૃપ્તિનો ઘૂંટ પાવાનો અનુરોધ કરે છે, તો 'પ્રિય કવિતાને છેલ્લું આલિંગન'મા કવિ, કવિતાના ઉદ્ભાવક પરિમળનો અને પ્રિયા કવિતાએ

મારી કબર બાંધી અહીં ત્યાં કોઈને સુવારજો,
હું જ્યાં દટાઉં ત્યાં ફૂલોને વેરશો કોઈ નહીં!
('ત્યાગ')

તો ૧૮૯૭માં રચાયેલી 'હમારી પિછાન' ગઝલમાં અપાયેલી મુક્તમિજાજી અને અલગારી તરીકેની ઓળખ પણ ભાવકચિત્તને સ્પર્શે છે—

હમે જોગી બધાં વરવા સ્મશાનો ઢૂંઢનારાઓ,
તહીંના ભૂતને ગાઈ જગાવી ખેલનારાઓ!
('હમારી પિછાન')

પ્રણયની મસ્તી અને પ્રણય યથાને કે પછી કવિની આગવી ખુમારી અને ખુવારીને વ્યક્ત કરવા માટે, આ કવિને ગઝલનું માધ્યમ બહુ જ અનુકૂળ બની રહ્યું છે. કલાપી પાસેથી આ પ્રકારની અનેક ગઝલો મળે છે, પરંતુ ઇશ્કની સ્વાનુભૂત મસ્તી અને વેદના કે આર્દ્રતા અને આંસુના આવિર્ભાવમાં જ કલાપીની ગઝલની ઇતિશ્રી નથી. એમની ગઝલોમાં તો ઇશ્કેમિજાજીથી ઇશ્કેહકીકી સુધીનું ઊર્ધ્વગમન થયેલું જોઈ શકાય છે.

પ્રિયતમા અને પત્ની પ્રત્યેનું ખેંચાણ અને એને પરિણામે ચિત્તમાં ચાલતું ઘમસાણ, કલાપી પાસેથી ઇશ્કેમિજાજી ગઝલો જન્માવે છે, તો કોઈ પરમતત્ત્વ પ્રત્યેનું આકર્ષણ કવિ દ્વારા ઇશ્કેહકીકી ગઝલો અપાવે છે. ૧૮૯૮માં રચાયેલી 'સનમને', 'સનમની શોધ', 'આપની રહમ' જેવી કેટલીક ગઝલો આ રંગમાં લખાયેલી છે. કલાપીની અત્યંત જાણીતી અને કીર્તિદા ગઝલ 'આપની યાદી' પણ પરમતત્ત્વના સર્વોપરિ અને સર્વવ્યાપક એવા સામ્રાજ્યનો સ્વીકાર કરે છે એ પરમતત્ત્વનો સાક્ષાત્કાર કરાવી રહે એવું ભાવોત્કટ શબ્દચિત્ર પણ આ રચનામાંથી મળે છે—

જોઉં અહીં ત્યાં આવતી દરિયાવની મીઠી લહર,
તેની ઉપર ચાલી રહી નાજુક સવારી આપની!
તારા ઉપર તારા તણાં ઝૂમી રહ્યાં જે ઝૂમખાં,
તે યાદ આપે આંખને ગેબી કચેરી આપની!
('આપની યાદી')

આમ, કલાપીની ગઝલો વ્યક્તિપ્રેમમાંથી અલૌકિક પ્રેમ સુધી વિસ્તરે છે ને સૂફીવાદ સુધી ઉત્ક્રાન્તિ કરે છે.

અલબત્ત, ગુજરાતી ગઝલક્ષેત્રે બુનિયાદી અર્પણ કરનાર કલાપીની ગઝલોમાં પરંપરિત ગઝલોનાં ગુણ–લક્ષણો છે, તો એ ગઝલો મર્યાદાઓથી સાવ મુક્ત પણ નથી. અરબી–ફારસીથી રંગાયેલી આપણી આરંભકાલીન ગઝલોમાં આશક કે માશૂક, શરાબ કે સાકી અનિવાર્યપણે આવતાં, એનું અનુસંધાન કલાપીની ગઝલોમાં પણ વાંચી શકાય છે, તો દરખત, ખલ્ક, ખાવિન્દ, સિતમ, રહેમત, વસ્ન ફજર, લાઝિમ જેવા અરબી ફારસી શબ્દોથી ખચિત ગઝલમાં 'જીર્ણ', 'વારિધિ' જેવા તત્સમ શબ્દો આગંતુક બનીને પણ પ્રવેશી જાય છે. કલાપી મુખ્યત્વે રજઝ, હજઝ અને રમલ જેવા છંદને ખપમાં લે છે, પરંતુ એમાં પણ કેટલીક વાર છંદશુદ્ધિ અને લયશુદ્ધિનો પ્રશ્ન તો ઊભો રહે છે જ. ગઝલમાં થતો છંદભંગ અને છંદોની સેળભેળ સહૃદયના સરવા કાનને કઠે પણ છે. તો કાફિયા રદીફને પ્રયોજી ગઝલના બાહ્ય સ્વરૂપને સાચવવાની ખેવના ન કરી હોવાને પરિણામે, સંવિધાનકૌશલનો અભાવ પણ અનુભવાય છે. પરંતુ આ બધું છતાં, કલાપી ગઝલનો મિજાજ જાળવવામાં કામયાબ નીવડ્યા છે ને તેથી જ તો એના સમકાલીન કવિઓમાં સૌથી વધુ લોકપ્રિય બની શક્યા છે.

□

કાન્ત અને નરસિંહરાવને પગલે કલાપી ખંડકાવ્ય તરફ પણ પ્રેરાય છે. આ ખંડકાવ્યો, કથાકાવ્યો કે પ્રસંગકાવ્યોમાં કલાપીને કાન્ત જેટલી સિદ્ધિ ન વરેલી હોય તો પણ, કલાપીને કવિયશ અપાવનારાં તો એ અવશ્ય બની રહ્યાં છે. રાજાને આવેલો અનિષ્ટ વિચારમાત્ર શેલડીનો રસ શોષી લે એવા કથાબીજને નિમિત્તે રચાયેલું 'ગ્રામ્યમાતા', કલા અને કલાકારની મહત્તા દર્શાવવાની સાથે કુદરતની ક્રૂરતાનો નિર્દેશ કરતું 'વીણાનો મૃગ', પ્રકૃતિના પરિપ્રેક્ષ્યમાં પ્રેમ, મૃત્યુ જેવા પ્રશ્નોને

છેડતું 'સારસી' કે પોતાના પ્રણયજીવનની પશ્ચાદ્‌ભૂમાં રચાયેલું 'હૃદયત્રિપુટી' જેવાં ખંડકાવ્યો કે પ્રસંગ-કાવ્યો કલાપીને અભીષ્ટ એવા વિચાર કે ભાવનાના વાહક બને છે, તો યથાવકાશ કવિના કવિકર્મનો પરિચય પણ કરાવે છે. જોકે ઘણી વાર બિનજરૂરી પ્રસ્તાર આ પ્રકારનાં કાવ્યોને સુશ્લિષ્ટ આકૃતિ નિપજાવતાં રોકે છે ને કાવ્યને કથળાવી પણ મૂકે છે. મહાકાવ્ય લખવાના મનસૂબા સાથે આરંભેલું ને ચાર સર્ગ પછી અધૂરું રહેલું 'હમીરજી ગોહેલ' એ કલાપીના વંશમાં થયેલા પરાક્રમી પૂર્વજ હમીરજી ગોહેલને નિમિત્તે લખાયેલું માનવામાં આવે છે. અહીં થયેલું પ્રકૃતિચિત્રણ પણ, અન્ય ખંડ-કાવ્યો – કથાકાવ્યોની માફક, ધ્યાન ખેંચે છે.

□

કવિ કલાપીનાં ઊર્મિકાવ્યો અને ખંડકાવ્યો–કથાકાવ્યોમાંથી પસાર થતાં, અનુભૂતિની સચ્ચાઈ અને અભિવ્યક્તિના સૌન્દર્યનો સુખદ અનુભવ થાય છે. આ કાવ્યોમાં ભાષાની વિવિધ છટાઓ અને વિવિધ અલંકારોના પ્રવર્તનથી કથયિતવ્યનું આકર્ષક અને રમ્ય રૂપ રચાય છે. પદની કે પંક્તિની પુનરુક્તિ એ કલાપીની ભાષાની નિજી લઢણ બનીને અનેક કાવ્યોમાં આવે છે. ઘણી વખત પંક્તિના પ્રથમ પદનું પુનરાવર્તન થાય છે. દા. ત.—

હવે જોયા ત્હારા સરળ રમનારા નયનમાં,
હવે ચેત્યો ઝેરી તુજ જિગરના ખંજર થકી;
હવે ભોળો પ્રેમી તુજ વદનથી દૂર વસશે.
('પ્રેમ અને ધિક્કાર')

તો કેટલીક વખત એકાધિક પદનું કે પંક્તિના પૂર્વાર્ધનું પુનરાવર્તન થાય છે. દા. ત.—

'તેના પડે શીકર સૂર્ય–શશી પરે, ને
તેના પડે શીકર તારક ને ગ્રહોમાં!'
('હૃદયત્રિપુટી')

ઉપમા, ઉત્પ્રેક્ષા, રૂપક જેવા સાદૃશ્યમૂલક અલંકારોનો વિનિયોગ અભિવ્યક્તિને અસરકારક બનાવે છે એનાં પણ ઘણાં દૃષ્ટાંતો કલાપીનાં કાવ્યોમાંથી મળી આવે છે. દા. ત. કશી જ કૃતાર્થતા વિના પોતાનાં વર્ષો કેવાં નિરર્થક રીતે વીતી ગયાં છે એનું અલંકારમઢ્યું આલેખન જુઓ—

ફૂટી ગયેલ ઘટની ઘટમાળ જેવાં
મ્હારાં ફર્યાં વરસ : જીવનબાગ સૂકયો!
એકેય બિંદુ નવ ચોવીસ ચક્રમાંથી;
વા કોઈ એ ન ઘટમાળ સમારનારું.
('જીવનહાનિ – ચોવીશ વર્ષ')

તો સહજ રીતે અને અસંપ્રજ્ઞાતપણે સરજાતાં કલ્પનો કલાપીની કાવ્યાભિવ્યક્તિને સૌન્દર્યમંડિત કરે છે. 'ભાવના અને વિશ્વ' કાવ્યમાં ઇન્દ્રિયસંવેદ્ય કલ્પન વડે સધાતું અભિવ્યક્તિનું સૌન્દર્ય ભાવકનું ધ્યાન આકર્ષે છે—

સ્તનતટ પરે રોમાંચોનાં ભલે વન ઊગતાં,
પરિશ્રમભર્યાં સ્વેદે છિદ્રો ભલે સહુ ઊઘડયાં.
('ભાવના અને વિશ્વ')

વાણીની સહજ–સરળ લીલાને પરિણામે પણ કલાપીની કવિતા વધુ અસરકારક અને લોકપ્રિય બની શકી છે જોકે કલાપીની કાવ્યબાનીની સહજતા–સરળતા-ને કવિનો ગુણ ગણીએ તોપણ, કેટલીક વખત કેવળ અભિધામૂલક અભિવ્યક્તિ કે નર્યું સ્ટેટમેન્ટ કવિતા બનતું અટકે છે એની નોંધ પણ લેવી ઘટે. દા. ત. -

જીવીશ, બની શકે તો એકલાં પુસ્તકોથી.
('સુખમય સ્વપ્ન')

આ ઝિંદગી ન જીવવા સરખી, અરેરે!
('જન્મદિવસ')

*

હાસ્ય છે માત્ર ઘેલાઈ, રોવું તે નબળાઈ છે.
('વૈરાગ્ય')

તો છંદોબદ્ધ કાવ્યો, ગઝલો ને ખંડકાવ્યો-પ્રસંગકાવ્યો – એમ પ્રત્યેક પ્રકારમાં થતા અપ્રસ્તુત લંબાણને કરણને કારણે, કાવ્ય બિનજરૂરી દીર્ઘસૂત્રી બને છે ને કાવ્યનો સુઘટ્ટ આકાર બંધાતો અટકે છે. વળી, કલાપીની કવિતામાં વેદના અને અશ્રુની સતત વહેતી સેર એકવિધતાનો અનુભવ કરાવે છે; તો 'અહા!' 'અરે!', 'અરેરે!' જેવા લાગણીવેડાના પરિચાયક બનતા શબ્દો પણ આ કવિતામાં અવારનવાર સામા મળે છે.

આવી કેટલીક મર્યાદાઓનો અનુભવ થતો હોવા છતાં, કલાપીની કવિતા સહૃદયોને હમેશા સંતર્પક નીવડી છે એ એમની કવિતાના સત્ત્વ અને સ્વત્વનું જ નિદર્શક છે. કવિ કાન્ત પરના પત્રમાં કલાપી પોતે ભલે કહે, 'મ્હારી કવિતાને હું કવિતા કહેતો નથી, હું કવિ છું એવું હું માની જ શકતો નથી..' આપણે તો કહીશું, ગુજરાતી કાવ્યાકાશમાં તેજલિસોટો પાથરીને સઘળું ઝળાંહળાં કરતી કલાપીની કવિતા એ કવિતા તો છે જ, સાથેસાથ સામટી લોકપ્રિયતા અને વિદ્વત્પ્રિયતાને વરેલી કવિતા પણ છે. *

---

* ગુજરાતીના અધ્યાપક સંઘના ઉપક્રમે 'વિદ્યાવિસ્તાર વ્યાખ્યાન શ્રેણી-૧૮' નિમિત્તે સુ. કે વી મહિલા કૉલેજ, કેશોદમાં તા. ૨૨-૧૧-૯૨ના રોજ અપાયેલું વ્યાખ્યાન, કેટલાંક ઉમેરણો સાથે

## એક અફવા / (કદાચ સાચી હોય!)

આવ રે! કહ્યું વરસાદ ને તું આવી
ખેડાયો હું પછી ને આંખો તેં વાવી.
ઊગ્યાં ત્યાં આસપાસ આંખોનાં જંગલ
આયનાએ એવી કૈં અફવા ફેલાવી.
વાત થઈ વહેતી વસંતી વાયરામાં
ફૂટતાં મારાં સ્મરણે તને મ્હેકાવી.
કરીને ટીખળ તેં મને ઉશ્કેર્યો'તો
મેં ય મારી આંખ પછી તને બ્હેકાવી.
છૂટી ગયો હાથ પછી રસ્તા વળાંકે
ભીતરને ભીંજવ્યું મેં આંખો છલકાવી.

સાણંદ — બળદેવ પટેલ, 'અચલ'

જેઠાલાલ ત્રિવેદી

## ૧. સદ્‌ગત નાનાલાલનાં સંસ્મરણો

ઈ.સ. ૧૯૨૯ની વાત છે. ત્યારે હું થોડાક વખત માટે અમદાવાદ જનરલ પોસ્ટ ઓફિસમાં નોકરી કરવા અમદાવાદ રહેલો. એ સમયે મને સદ્‌ભાગ્યે કવિ શ્રી ન્હાનાલાલનો પાવન અને પ્રેરક સમાગમ થયો.

કવિ ત્યારે અમદાવાદ ખાતે ભદ્રમાં રહેતા હતા. જાણીતા નાટ્યલેખક સ્વ. યશવંત પંડ્યાના ભાઈ અને મારા મિત્ર શ્રી મહીપતરાય પંડ્યા મને કવિની મુલાકાતે પહેલવહેલા લઈ ગયા હતા. તે પછી તો કવિના પ્રેમાળ અને લાક્ષણિક વ્યક્તિત્વથી આકર્ષાઈ હું રવિવારે અવારનવાર તેમને મળવા જવા લાગ્યો. કવિશ્રીની એ મુલાકાતો પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે પ્રેરક અને કંઈક અંશે રોમાંચક હતી. મારા સાહિત્યલેખનની પ્રેરણામાં પણ એ મુલાકાતો પરોક્ષ રીતે પાથેય જેવી બની રહી હશે.

હું મારી શરૂઆતની કવિતાઓની નીચે મારા નામ સાથે 'રાંધેજાકર' એવું તખલ્લુસ લખતો હતો. તેથી કવિશ્રી મને વાતચીતમા 'રાંધેજાકર' કહીને સંબોધતા હતા.

કવિની વાતચીતમાં પણ ડોલનશૈલી ડોકાઈ રહેતી. હું રાંધેજાનો વતની છું એ વાત જાણી તેઓ પ્રસન્નતાથી ડોલ્યા :

"વીસ વીસ વર્ષની વાત છે રાંધેજાકર!
　　વીસ વીસ વર્ષની વાત
જ્યારે એ સાદરા, પેથાપુર અને રાંધેજાની
　　ભોમમાં મેં ભ્રમણ કર્યું હતું."

કવિ થોડાક વખત માટે સાદરાની સ્કોટ કોલેજમાં પ્રિન્સિપાલ તરીકે રહેલા. ત્યારે ત્યાં કવિ કાન્ત અને બીજા સાહિત્યકાર મિત્રો તેમને મળવા માટે માટે જતા અને એ ભોમમાં સાહિત્યિક રંગ માણતા. શ્રીમતી માણેકબ્હેને પણ કવિ કાન્ત સાથેનો વગડાના આમ્રવનના ભ્રમણનો એક પ્રસંગ કહી બતાવ્યો.

કવિ કાન્ત અને ન્હાનાલાલ સાદરાની સીમમાં સવારે ફરવા નીકળતા હતા. સાથે માણેકબ્હેન પણ હતાં. બેઉ કવિઓ સાહિત્યની વસંતનો વાર્તાલાપ માણી રહ્યા હતા. ત્યાં એક આંબાના વૃક્ષ તળે કેરીઓના મનોહર મરવા પડેલા જોઈ કાન્તે હાથ-રૂમાલમાં ચટણી કરવા માટે કેટલાક મરવા વીણી લીધા.

કવિશ્રી ત્યારે બોલી ઊઠ્યા : "કાન્ત, આ શું કર્યું? તમે મરવાની ચોરી કરી."

"ના, આમાં ચોરી શાની? મરવા પડ્યા હતા અને લઈ લીધા." કાન્તે ખુલાસો કર્યો.

"એના માલિક કે રખેવાળની પરવાનગી વગર એ કેમ લેવાય!"

"પણ અહીં કોઈ નથી, કોની પરવાનગી લેવી? લ્યો, મરવાના બદલામાં અહીં ઝાડ તળે કેટલાક પૈસા નાખું છું. તે રખેવાળને મળી જશે." એમ કહી ખિસ્સામાથી કાન્તે કેટલાક છૂટા પૈસા એ ઝાડ તળે નાખ્યા.

"રખેવાળે ક્યાં એવી રીતે કેરી લેવા દેવા તમને સંમતિ આપી છે?" કવિ હસ્યા. કાન્ત અને માણેકબ્હેન પણ હસ્યાં.

કેવા નિર્દોષ ભૂલકા જેવા, પ્રભુના પયગંબર જેવા આ કવિઓ! પ્રસંગ નાનો છે, પણ એના પાયાની પવિત્રતા માત્ર ટીખળ બનીને અટકતી નથી. તે કવિહૃદયોની એક નિર્દોષ અને નાજુક તાસીર ઉપસાવી જાય છે.

*

કવિશ્રી ન્હાનાલાલની સ્વમાનરક્ષાની લાગણી બહુ પ્રબળ અને ઉત્તેજક હતી. એ કહેતા: "રાઘેજાકર! મુંબઈની પ્રોફેસર ત્રિભુવનદાસ ગજ્જરની લેબોરેટરીમા એવો નાજુક કાંટો હતો કે તેના પલ્લામાં એક માથાનો નાનકડો વાળ મૂકો તો તેનું પણ ચોક્કસ વજન કહી આપે.

કવિહૃદયની સ્વમાનની ત્રાજુઓ આવી જ નાજુક અને સંવેદનશીલ હોય છે."

નાની સરખી વાતમા પણ એમનું સ્વમાન ઘવાઈ ઊઠતું. કરાચીના સાહિત્યરસિક મિત્રોએ કવિને એક મહોત્સવ યોજીને કરાંચી તેડાવ્યા હતા. સ્વ. કવિ ઇન્દુલાલ ગાંધી પણ એ યજમાનોમા હશે એવી મારી કલ્પના છે કવિ એ મહોત્સવ માટે તેમનું ડોલનમય ભાષણ લખી રહ્યા હતા. તેનો કેટલોક રસપ્રદ ભાગ તેમણે મને વાંચી સંભળાવ્યો. કવિ માણેકબ્હેન સાથે કરાચી જવાની પૂર્વતૈયારી ઉત્સાહથી કરી રહ્યા હતા. પણ એ ઉત્સાહને સ્વમાનની ઝીણી કાંકરીએ કરકરો બનાવી મૂક્યો.

હું બીજા રવિવારે મળવા ગયો ત્યારે તેમણે કહ્યુ: "હું કરાંચી નથી જવાનો. મં 'ના' લખી દીધી છે."

"કેમ? એવુ તે શુ બન્યું?" મે પૂછ્યું.

"રાઘેજાકર! કવિ કોઈનું ઉચ્છિષ્ટ જમતો નથી."

"એટલે?" હું આશ્ચર્યથી તેમની સામે જોઈ રહ્યો.

"કરાચીવાળાઓએ પહેલા આ મહોત્સવ માટે કાકાને આમંત્રણ આપ્યું હતું. તેણે ના પાડી એટલે 'વિદ્યા'ને આમંત્રણ આપ્યું. તેણે પણ ના પાડી. છેવટે તેમણે કવિને આમંત્રણ પાઠવ્યું. કહો, આવું ઉચ્છિષ્ટ આમંત્રણ હું કેવી રીતે સ્વીકારું?" (કરાંચીથી જાતે આવેલા પ્રતિનિધિ છેવટે કવિને સમજાવી આ મહોત્સવ માટે કરાંચી લઈ ગયા હતા.)

કવિની સ્વમાન વિશેની આ નાજુક ભાવના ખૂબ નોંધપાત્ર બને છે. સ્વમાનને કારણે જ તેમણે ગાંધીજી અને સરદાર વલ્લભભાઈ પટેલ સાથેના સંબંધ કાપી નાખ્યા. આવા કવિ કોઈની ખુશામત તો કરે જ શાના?

*

એક દિવસ મેં પૂછ્યું — જરા ડરતાં ડરતાં પૂછ્યું:

"આપે સરકારી નોકરી ઉપરી અમલદારો સાથે અણબનાવને કારણે છોડી, એમ કહે છે તે સાચું છે?"

કવિ તપી ઊઠયા, અને બોલ્યા: "એ તો બદમાસ ..(અમુક અમુક) એવી વાત કરે છે. મારા ઉપરીઓ સાથે મારે ખૂબ જ મીઠા સંબંધો હતા. એ બધા મારા પ્રત્યે આદરભાવ રાખતા. તમને તે વિશે એક પ્રસંગ જણાવું. હું રાજકોટના ગોરા પોલિટિકલ એજન્ટને અગાઉથી સમય મેળવ્યા વગર એક વાર મળવા માટે ગયો હતો. હું તેના નિવાસસ્થાને ગયો ત્યારે એ સાહેબ પોતાનો એક અંગત પત્ર જાતે ટાઇપ કરવા માટે ટાઇપરાઇટર ઉપર બેઠો હતો. તે કામમાં તે મશગૂલ હતો. ચપરાશીએ કવિ સાહેબ મળવા આવ્યા છે, એવી વરદી આપી. તે સાંભળતા જ એ ગોરો અમલદાર ટાઇપ પડતું મૂકી ઊભો થયો અને મને મળવા માટે બહાર આવ્યો, તેણે મારી સાથે પાંચ, સાત મિનિટ આદરથી વાત કરી, જરાયે કટાણું મોં કર્યા વગર વાત કરી. આવો પ્રેમાદર બધા ઉપરીઓ મારા પ્રત્યે રાખતા. પછી અણબનાવની વાત જ ક્યાં રહી!"

કવિશ્રી જે વાત કરતા તેના સમર્થનમા અસરકારક દૃષ્ટાન્તો આપતા. વાતચીતની એ શૈલી એથી અસરકારક બનતી. એમને મેં અગાઉ મારા 'રાસસંગ્રહ'ની પ્રસ્તાવના લખવા વિનંતી કરતો પત્ર લખ્યો હતો. પણ તેમણે કામના ભારણને લીધે ના પાડેલી. (આ 'રાસસંગ્રહ' પછી મેં છપાવ્યો નથી. કારણ તેમાં કચાશ હતી.)

આ વાત મેં યાદ કરી ત્યારે કવિ બોલ્યા: "ભાઈ, તમારી પ્રસ્તાવના લખવા મારે વાંચવું પડે, તે ભાંજગડમાં પડું તો મારા મોગલ શહેનશાહો ઉપરનાં નાટકોની સંકલના અને વાતાવરણ ખંડિત થાય. એવું ખંડિત થાય કે ફરી જામે જ નહિ. એક

દાખલો આપું તમને. છપ્પનિયા દુકાળમાં અમારા સૌરાષ્ટ્રના એક ગામમાં તરસ્યા લોકો પાણી માટે કૂવો ખોદી રહ્યા હતા. થોડે ઊંડે ગયા પછી પાણીનાં કેટલાંક નાનાં વહેણુ કૂવામાં આવ્યાં. તે પાણી લઈ લોકોએ સંતોષ માન્યો નહિ. તેમણે વધુ મોટા જળપ્રવાહ માટે પેલાં નાનાં ઝરણ-વહેણુને મોઢે ડૂચા માર્યા અને આગળ ખોદવા માંડયું. ઘણું ખોદાણ થયા છતાં વધુ પાણી ન મળ્યું એટલે લોકોએ પેલાં નાનાં ઝરણાંના મુખમાં મારેલા ડૂચા કાઢી લીધા. પણ આશ્ચર્ય ! તે ઝરણાં ખીજે વળી ગયાં હતાં. ટીપુંયે પાણી તેમાંથી મળ્યું નહિ. સાહિત્યસર્જનની સરવાણી આ નાનાં ઝરણાં જેવી સ્વાભાવિક છે. તેને રોકવા જતાં સદા માટે ગુમાવવી પડે."

કવિની તળપદાં દૃષ્ટાન્તોની સરળતા, મોહકતા તેમના અનુભવ અને બહુશ્રુતતાને આભારી છે. પ્રોફેસર ગજ્જરની લેબોરેટરીના કાંટાનું દૃષ્ટાન્ત ગોરા અધિકારીનું પ્રસંગ–દૃષ્ટાન્ત અને આ કૂવાના ઝરણાનું દૃષ્ટાન્ત તેમની દૃષ્ટાન્ત-સમર્થક વાતચીતનું ખાસ લક્ષણ બની રહે છે.

૬

કવિનો સાહિત્ય ભેખ જાણીતો છે. તેમના એ ભેખમાંથી મને પ્રેરણા મળી છે અને બીજા અનેકને પણ તે પ્રેરશે. સાહિત્યના ભેખધારીને આર્થિક સંકડામણ ભીંસમાં લેતી હોય છે. કવિને તેનો અનુભવ થયો હતો. પણ તેમણે કદી સ્વમાન છોડયું નથી. કવિશ્રીને સદા અનુકૂળ અને સુશીલ પત્ની માણેકબહેનની કરકસર અને વ્યવહારકુશળતા તેમને ઘણી સહાયક બની હતી. માણેકબાની પતિપરાયણતા યાદ કરતાં મને મારાં સ્વર્ગસ્થ પત્ની સૌ. મંગલાગૌરી યાદ આવી જાય છે. પુરુષ અને પ્રકૃતિની કેવી સંવાદિતા !

## ૨. રા. વિ પાઠકનાં સંસ્મરણો

'પ્રસ્થાન' માસિકમાં મારાં કાવ્યો, નવલિકાઓ તથા લેખો પ્રગટ થવા લાગ્યાં તે સાથે તેના તંત્રી પ્રા. રામનારાયણ વિ. પાઠક સાથે મારી મુલાકાતના પ્રસંગો વારંવાર ઉપસ્થિત થવા લાગ્યા. તેવી મુલાકાતોના કેટલાક બોધક અને પ્રેરક પ્રસંગોનું આજે પણ સ્મરણ થાય છે. મારા સાહિત્યિક ઘડતરમાં પણ તેવા પ્રસંગો નોંધપાત્ર ગણાય તેમ છે.

એક દિવસ હું રા. વિ. પાઠકના નિવાસ-સ્થાને ગયો ત્યારે તે ટુવાલ લઈ સ્નાન કરવા માટે બાથરૂમમાં જવાની તૈયારી કરતા હતા. મને આવેલો જોઈ તે સ્મિત કરી ખુરશામાં બેઠા અને મને મીઠો આવકાર આપ્યો.

'પ્રસ્થાન' વિષે અને મારા લેખો વિષે થોડીક વાતચીત થયા પછી પ્રા. પાઠક બોલ્યા : "ત્રિવેદી, જરા વહેલા આવ્યા હોત તો મારી એક હસ્ત-લિખિત વાર્તા તમને વાંચવા મળત."

"લાવોને, હવે વાંચીશ. આપ સ્નાન માટે પધારો." મેં કહ્યું.

તે મીઠું હસીને કહે : "એ વાર્તા મેં ફાડી નાખી. જુઓ, આ ખુરશી નીચે કાગળના ટુકડા પડયા છે, તે એ વાર્તાના છે"

"અરે, આપે વાર્તા ફાડી નાખી ? શા માટે ?"

"એ વાર્તા મેં કેટલાક વખત પહેલાં લખી હતી. તેના લેખન અને કથાનકની સ્વાભાવિકતા વિષે મને અસંતોષ હતો. તેથી મેં તેને ફરી ફરી બે ત્રણ વાર સુધારવા, મઠારવા પ્રયાસ કર્યો. પણ તેમાં મને જોઈએ તેવી સફળતા મળી નહિ. આજે પણ તે વાંચીને સુધારવા પ્રયાસ કર્યો પણ બધું બરોબર બેઠું નહિ. એટલે ફાડી નાખી." પાઠક સાહેબે ખુલાસો કર્યો.

હું ખુરશી નીચે પડેલા કાગળના ટુકડાઓ તરફ જોઈ રહ્યો. પછી મેં ફરીયી પૂછ્યું : "ફાડી નાખ-વાથી શો લાભ ?"

"વાર્તા સુધારવામાં એ લખાણનું અસંતુષ્ટ માળખું બાધારૂપ થતું હોય એમ મને લાગ્યું. તેને હું છોડી શકતો ન હતો. એટલે થયું કે ફાડી નાખ્યા

પછી તે વાર્તા વિષેની નવી સ્વતંત્ર કલ્પનાસૃષ્ટિ કોઈક દિવસ નિર્માણ થઈ શકશે ત્યા સુધી રાહ જોઈએ" મનોવિજ્ઞાનના સૂક્ષ્મ અભ્યાસી પાઠક-સાહેબે સ્પષ્ટતા કરી

પોતાના અપરિપક્વ લખાણના મોહમા બધાઈ રહેતા નવા લેખકો માટે આ કેવો બોધક અને સ્મરણીય અભિગમ તેમણે વાત વાતમા જ પ્રગટ કરી દીધો! મારે માટે તો એ પ્રસગ એક પદાર્થ-પાઠ જેવો હતો.

રા. વિ. પાઠકની પોતાની જાતના વિવેચક થવાની આવડત અને સૂક્ષ્મ દૃષ્ટિ વ્યક્ત કરતો આ પ્રસંગ બીજાઓને પણ બોધક લાગે તેવો છે.

*

એક વખત હુ તેમને મળવા ગયો ત્યારે તે એક ડૉક્ટર સાથે વાતચીત કરી રહ્યા હતા તબિયત વિષેની વાત પૂરી થતા તેમણે ડૉક્ટરને પૂછ્યું "ડૉક્ટર! કોઈ એવો રોગ છે ખરો કે જેમા દરદી સાજો હોય છતા પોતાને રોગગ્રસ્ત સમજે અને ડોક્ટર પણ તેને દવા આપવાનુ ઇષ્ટ માને?"

"કેમ, એવુ પૂછવાનું વળી ક્યાથી યાદ આવ્યું?"

ડૉક્ટર તરફ જોઈ પાઠક બોલ્યા "મારે એક નવલિકા લખવી છે, તેના આ પ્રકારના એક પાત્રની કલ્પના પ્રતીતિજનક ગણુ શે કે કેમ ત વિષે મારા મનમા અવઢવ છે તેથી આપને પૂછ્યું."

ડૉક્ટરે જરા લંબાણથી જવાબ આપ્યો. તેનું ચોક્કસ તાત્પર્ય મને અત્યારે યાદ નથી. પણ આ પ્રસંગ મારે માટે, દરેક વાર્તાકાર, સર્જક માટે બોધક સ્મરણીય ગણાય તેવો છે.

એક વાર્તા લખવા માટે કેટલી કાળજી! તેની માવજત માટે કેવુ ચિંતન અને પૂર્વતૈયારી! 'દ્વિરેફ'ની વાતો એ જમાનામા પણ પ્રતીતિજનક અને સૂક્ષ્મ મનોવૈજ્ઞાનિક અભિગમો ધ્વનિત કરનારી નીવડી છે, તેનુ એક રહસ્ય આ પ્રસગમા પડેલું છે.

*

મારી વાર્તાઓ, કાવ્યો, લેખો વગેરે તેમને ગમતાં. હુ મોકલતો તે બધુ જ 'પ્રસ્થાન' માટે સ્વીકારતા નહિ કેટલુંક સૂચન સાથે પાછુ પણ મોકલતા ત સૂચનો મારે માટે કાવ્યશિક્ષણ, સાહિત્ય નિર્માણની પાઠમાળા જેવા નીવડતા. આથી હુ તેમને મારા એક કાવ્યગુરુ તરીકે આજે પણ યાદ કરું છુ

એક વાર મને કહે "તમે જોડણીની શુદ્ધિ માટે વધુ ધ્યાન આપો સારા લખાણમા જોડણીની ક્ષતિ આવતા મિષ્ટ ભોજનના કોળિયામા કાકરી આવે અને જેવુ લાગે તેવો અણગમો પેદા થાય."

છદોના મિશ્રણના પ્રયોગો તે કાળે થઈ રહ્યા હતા મે મારા 'પાખડી'ના મુક્તકોમા એક જ શ્લોકમા કે પાચ, છ પંક્તિના મુક્તકમા બે કે ક્યાક ત્રણ છદોનું મિશ્રણ સફળતાથી કરેલું છે. પ્રા. પાઠકને તે ગમતું. 'પાખડી'માથી તેવા બેત્રણ ઉદાહરણ તેમના 'બૃહત્ પિંગલ' ગ્રથમા તેમણે નોધ્યા છે. મરણોત્તર પ્રગટ થયેલો તેમનો એ ગ્રંથ જ્યારે મે જોયો ત્યારે 'ગુરુ' પ્રત્યે મસ્તક નમી રહ્યુ.

કાવ્યની ખૂબીઓ સમજાવવા માટે કોઈ વાર મારી સમક્ષ ત કોઈ સરસ કાવ્ય વાચતા. તેમને ત્યા હીંડોળાખાટ પર બેઉએ સાથે બેસી તેમનું 'ઉમા મહેશ્વર' કાવ્ય વાચેલુ તે આજે પણ સ્મરણમા રમે છે એ વાચનમા એ વિલક્ષણ સર્જક વિવેચકની કાવ્યપઠનની ધારી અને ભાવાનુકૂળ આરોહ અવરોહની અભિવ્યક્તિ નોધપાત્ર અને બોધક બની રહેતી

*

છેલ્લે એમની પ્રેમાળ હૂફનો એક પ્રસગ અહીં નોધુ છુ. ઈ. સ. ૧૯૩૬મા અમદાવાદ ખાતે પ્રેમાભાઈ હૉલમા પૂ મહાત્મા ગાધીજીને પ્રમુખપદે ગુજરાતી સાહિત્ય પરિષદનું બારમુ અધિવેશન યોજાયું હતું. તે પ્રસગે રાતની બેઠકમા કવિ સમેલન પણ યોજાયુ હતુ એ કવિ સંમેલનમા પ્રમુખ રા. વિ પાઠક હતા. મે પણ એ સમેલન માટે ઉત્સાહથી બે કૃતિઓ મોકલાવી હતી.

હુ ત્યારે આવા સમેલન સમારભમા પહેલ-વહેલો હાજર રહેતો હતો મારુ એ પ્રથમ પરિષદ દર્શન હતુ. રાત્રે કાવ્યસંમેલન શરૂ થયુ શ્રોતાઓ

જાણે જુદા જ 'મૂડ'માં હતા. કવિ શ્રી ઉમાશંકરભાઈ જેવાના કાવ્યપઠનમાં પણ શ્રોતાઓએ ગરબડ મચાવી હતી. વ્યાસપીઠ પરથી પ્રમુખની ગાદીની બાજુએ ખડા રહી મેં કાવ્યપઠન શરૂ કર્યું. થોડી વાર શાંતિ જળવાઈ, પણ પછી શ્રોતા વર્ગમાંથી તાળીઓ પડવા લાગી. હું કંઈક ગૂંચવાતો કાવ્ય-પાઠ કરી રહ્યો. હું નર્વસ ન થઈ જાઉં તે માટે પાઠક સાહેબે મારો હાથ પકડી મને તેમની જોડે જ પ્રમુખની ગાદી પર બેસાડી દીધો. (એ ગાદી પર બપોરની બેઠકમાં પૂ. બાપુજી બિરાજમાન થયા હતા.)

મને પાઠક સાહેબે કહ્યું : "શ્રોતાઓ હમણાં ટીખળે ચડ્યા છે. તમે બેસીને કાવ્ય વાંચો. પૂરું વાંચવાની જરૂર નથી. છેલ્લી કડી વાંચી કાવ્યપઠન સમાપ્ત કરો."

મેં તેમની જોડે બેસીને કાવ્યની છેલ્લી કડી વાંચવા માંડી. તે વખતે પ્રમુખની ગાદીની બાજુમાં પાથરેલા ગાદલા પર બેઠેલા આચાર્ય શ્રી આનંદ-શંકરભાઈ ધ્રુવે કંઈક અણગમાથી પાઠકને કહ્યું : "કાવ્યપાઠકોને પ્રમુખની ગાદી પર બેસાડો છો, તે યોગ્ય નથી..."

તુરત પાઠકજીએ પ્રત્યુત્તર આપ્યો : "ભાઈ ત્રિવેદીની તબિયત સારી નથી, તે હું જાણું છું. તેથી એમ કરવું પડ્યું."

હું થોડા જ સમય ઉપર ભગંદરના ઑપરેશનની પ્રક્રિયામાંથી પસાર થયો હતો, તે રા. વિ. જાણતા હતા એટલે તેમણે સમયોચિત જવાબ આપી દીધો.

હું આ દલીલ કે આચાર્યશ્રી ધ્રુવની ટીકાની કોઈ જ સમીક્ષા કરવા માગતો નથી. પણ રા. વિ. પાઠક મારા પ્રત્યે, એક સામાન્ય સર્જક પ્રત્યે કેવો સદ્ભાવ અને બંધુત્વની ઉદાર લાગણી ધરાવતા હતા, તે આ પ્રસંગ પરથી નિષ્પન્ન થાય છે.

આ બેત્રણ સંક્ષિપ્ત સ્મરણોના આલેખન સાથે એ નિખાલસ, નિરાડંબરી વિદ્વાનને મનસા નમન કરું છું.



## ગયાં આવ્યાં

તમે લૂછ્યાં અશ્રુ અખિલ જગનાં, સૃષ્ટિ ભરના
વ્રણો સાજા કીધા, મનુજ મનને દીપિત કર્યું,
ભર્યો એના હૈયે પરમ રસ ને પ્રેમ પ્રભુનો,
અને એના આત્મા મહીં પરમ આત્મા લઈ ધર્યા

તમે આખી સૃષ્ટિ નિજ કરતલે ધારી, શિશુ શા
જગત્-શીર્ષે સ્થાપી પરમ વરદા આશિષ-સુધા,
તમે વર્ષ્યાં વિશ્વે પરમતમની પ્રેમળ મુદા,
રચી વ્યોમે કેવી શત શત દ્યુતિની શત કલા.

ગયાં? એવું તો આ નયન વદશે માત્ર, પણ આ
અમારા ઘેલૂડા અણુ અણુ અહા તો ઊચરશે :
હતાં તેથી ઝાઝાં સભર ભરતાં આ–અહીં રહ્યાં,
તમે ઓ ઓ પેલા અવર ઝરૂખે તો જઈ ખડાં.

ગયાં છો : આવ્યાં છો, જગત ગતિ શીખ્યું તમ કરે,
વળી આવો આવો લઈ નવલ આશી : જગ ગૃહે.

૨૨-૧૧-૭૩ સુન્દરમ્

# એક આયરિશ લોકસાહિત્યિક સાગાનો પરિચય

પુષ્કર ચંદરવાકર

આયરિશ ઉચ્ચારણ ટેઇન – Tain ને અગ્રેજીમા તે ટૉયન – Toyn થાય છે અર્થાત્ aનો O બને છે ને ı નો y બની ય્ ઉચ્ચારાય છે. આથી ટૉયન ઉચ્ચારાય છે

યુરોપની ઉત્તરે આવેલ નાનકડા દેશો લોક સાહિત્યમા મહાકાવ્ય જેવા sagaના સાહિત્ય પરત્વે સમૃદ્ધ છે, તેમ કહેવા કરતા કહીશ કે હરદેશ સાગા સાહિત્યમા સમૃદ્ધ છે. ભારત જેવા દેશમા મહાકાય સાગા – epic જેવી – રામાયણ અને મહાભારત જેનો જોટો જડવો મુશ્કેલ છે — જેવા કાવ્ય મળે. બિહારના આદિવાસીઓમા ઘૂમી ઘૂમીને ડૉ. કામિલ બુલ્કેએ 'લોકરામાયણ' પ્રાપ્ત કરીને સંપાદન કરી પ્રસિદ્ધ કરેલ છે, પટણાના વિશ્વવિદ્યાલયે. યુરોપમાના ફિનલૅન્ડ નામક દેશમાથી કેલાવાલા – Kelawala નામક લોકસાહિત્ય સાગા પ્રાપ્ત થયું છે. આખુ ય સાગા લોકમુખે હતું ને વૃક્ષો કાપતા કાપતા કઠિયારાઓ તેના અંશોને લલકારતા. ત્યારે ગામડે જતા એક વૈદકીય દાક્તર તેને સાભળીને મુગ્ધ થતા ને તેમણે તે સા ાને સંઘરવાનો વિચાર કર્યો ને તેમણે તેનું સંપાદન કરીને પ્રસિદ્ધ કર્યું તેમા ફિનલૅન્ડની ધરતીની ને તેના લોકની ઉત્પત્તિની કથા પ્રારંભમા છે. બાદમા તે ધરતીના વીર અને પરાક્રમી સંતાનોની વીર ગાથાઓ મંડાણી છે તેવી જ લોકકથા આયર્લૅન્ડમા Tain Bo Cuaingeની છે

Tain = ટાઇન જેવુ અંગ્રેજી ઉચ્ચારણ આયરિશ ભાષામા એનો બંગાળી ભાષાની જેમ ઉચ્ચારણમા O– ઓ બની જાય છે ને ı નો y ઉચ્ચાર અર્થાત્ ય્ ઉચ્ચારાય છે, આથી આ સાગા ઉચ્ચારણદૃષ્ટિએ ટૉયન બને છે.

જગતના મહાકાવ્યોને અભ્યાસો તે બધા વિશાળ ફલક પર – પૃથ્વીના લાબા પટ પર ફેલાયેલ છે, પછી તે રામાયણ કે મહાભારત હોય, ગ્રીક પ્રજાના હોય કે ફિનલૅન્ડનુ કેલાવાલા – Kelawala હોય. તેવુ જ છે આ ટોયનના સાગા પરત્વે. મને વાચન માટે * જે પુસ્તક પ્રાપ્ત થયું હતું તેમા આ સાગાની વિશાળ ભૂમિ બતાવતા ત્રણ ત્રણ નકશાઓ હતા, પણ તે ભૂમિના તત્કાલીન નામો વા આઠમી સદીમા તે ભૂમિના નામો હતા, તે જ નામો તેમા હતા.

આવા સાગામા વિશેષત પ્રેમકથા ને તેમાથી ઉદ્ભવેલ યુદ્ધકથા હોય છે. આ ટોયનના સાગામા યુદ્ધકથા તો છે જ ને તે જન્મે છે પશુચોરીમાથી ને તે ચોરીનો સામનો કરવા જતા તેમાથી યુદ્ધ ને સહજે વીરપુરુષો, ને તેમની જ આમા પ્રેમકથા છે. મહાભારતમા પણ પશુચોરીની કથા છે ગુજરાતી લોકકથાઓમાથી વાછડાદાદાની કથા આવી જ ચોરીને અટકાવવા ગયેલ વાછડાદાદાની કથા પણ યુદ્ધકથા છે અર્થાત્ આ તત્ત્વ તે archetype આદિમમાનવના જીવન સાથે સંકળાયેલ તત્ત્વ છે

આવી કથાઓને ઊગવા ને વિહરવા માટે લાંબા પટના ફલકની જરૂર પડતી હોય છે મહાભારત ને રામાયણમા આવી લાબી ભોય ને ફલક છે ને તેમા અનેક કથાઓ આવીને સ્વાભાવિકપણે ગોઠવાય છે છતાય તેની સાધ કે તિરાડ દેખાતી નથી. તેવુ જ અત્રના સાગનું છે કેલાવાલા ને ટૉયનની કથામા. મુખ્ય કથા ગંગાસ્થાને છે ને આ ગંગામા યમુના, ગોમતી જેવી અનેક નદીઓ આવીને સમાઈ જાય છે તેવુ અત્ર બન્યું છે મુખ્ય કથા છે ટોયનની ને તેમા અનેક આડકથાઓ આવીને સમાઈ જાય છે.

આ કથામા છે પશુઓ માટે લડતા લોકો ને તેમના વીરોની મુખ્યકથા આ લડતા, ઝઘડતા,

* શ્રી પીરાજી સાગરાના અંગત પુસ્તકાલયમાથી.

બાથંબાથ આવતા વીરોની અનેક આડકથાઓ સરજાતી સરજાતી આ ટૉયૂનની મુખ્ય ધારામાં આવીને સમાઈ જાય છે. આ કથાના પ્રવાહમાં જોવા મળે છે લોકસમૂહોનાં યુદ્ધો તો અનેક સૈનિકો સામસામા યુદ્ધો ખેલતા હોય તેવા પ્રસંગો. અભિમન્યુ જેમ એકલદોકલ યુદ્ધ ખેલતો કિશોરજુવાન પણ ખરો. તે પ્રસંગમાં ઈરાની કથા સોરાબ ને રુસ્તમની કથાની યાદ આવી જાય. આવા એકલવીરોનાં યુદ્ધોની કથાઓ પણ આડકથા તરીકે વીરોચિત ભાષામાં સાંપડી જાય છે. તો આવાં મહાકાવ્યો લોકમાનસના પ્રતિબિંબરૂપ હોય છે. આથી શકુનિ ને ડંફાશખોર દુર્યોધન પણ પાત્રરૂપે સાંપડી જાય છે. મહાભારતનો દુર્યોધન પણ અત્ર ભેટી જાય છે ને તેની કરુણતા જેવી કરુણતા એક ડંફાશખોર પાત્રની અત્ર સરજાય છે. વળી કોઈ પાત્ર જબ્બર ઉપાલંભખોર હોય છે. મહાભારતમાં દ્રૌપદીનું પાત્ર ખૂબ જ કડવી ને આખી જીભનું છે, તેવું જ નારીપાત્ર આ સાગામાં ભેટી જાય છે. સાથોસાથ વીરપુરુષોની પૌરુષેયતા ને હિંમતની ઘટનાઓ ને પશુઓનાં હરણ કરવાના પ્રસંગો પણ આ સાગામાં બને છે. મહાકાવ્ય ને સાગાઓમાં આવી ઘટનાઓ કાર્યસામાન્ય (common) બનતી હોય છે કેમ કે તે સમાજ આદિયુગ – primitive period – નો હતો, તેથી આ બધું સ્વાભાવિક છે. મહાકાવ્યો ને સાગાઓ સર્વત્ર પુરાણકાલીન હોય છે.

રામાયણમાં રઘુકુળ ગવાયું છે. ગ્રીક ભાષાના મહાકાવ્યમાં ને નાટકોમાં થીબ્ઝ વંશ પર અવલંબે છે, તો ટૉયૂનમાં ઉલ્સ્ટર વંશ-Ulster વંશની કથા છે. અર્થાત્ ઉચ્ચોચ્ચ સ્થાને વિરાજતા કોઈ રાજવી કુળના માનવવંશની કથા આલેખાતી હોય છે. તેમાં ઠીક સંખ્યામાં પ્રેમકથાઓ છે. મહાભારતના કર્ણ અને ગ્રીક કથાનક ઑડિપસના જન્મની કથાને મળતી કથા આ સાગામાં પણ મળે છે કેમ કે તે યુગનો માનવ સર્વત્ર સરખો હતો.

આ ગાથાઓની કથાશૈલી કેવી છે? ટૉયૂનની કથાશૈલી ગદ્યપદ્યની મિશ્ર કથાશૈલીની અંદર કથા મંડાયેલ છે. ગુજરાતી ભાટચારણો આ જ શૈલીમાં લોકવાર્તાઓ આજે પણ કથે છે. ભાટચારણો ગદ્યને લલકારતાં લલકારતાં વચ્ચે વચ્ચે કથાનકને અનુરૂપ એવા દોહા ને ગીતો, ઠાવંધી સ્થાને, મૂકતા હોય છે વા ટાંકતા હોય છે. ટૉયૂન પણ આ જ કથનશૈલીમાં ગવાયેલ સાગા કાવ્ય છે. આ કથનશૈલી પરથી તારવી શકાય કે ચારણો અને ભાટોએ વિશ્વના જુદા જુદા દેશોમાં આ જ કથનશૈલી લોકવાર્તાઓ માટે અપનાવી હતી? મેઘાણી સંપાદિત 'સોરઠી ગીતકથાઓ'માંની લોકકથાઓ માટે આ જ શૈલી ઉપલબ્ધ છે. શ્રી પુષ્કર ચંદરવાકર સંપાદિત કૃતિ 'ચંદર ઊગ્યે ચાલવું'માં કેટલીક કથાઓ આ જ શૈલીમાં મંડાયેલ છે. અર્થાત્ જગતની લોકવાર્તાઓ કથનશૈલી પરત્વે ખૂબ સામ્ય ધરાવે છે.

વળી આવી સાગાઓની પ્રાપ્તિ માટે ઘણી વાર ચમત્કારો કથવામાં આવે છે. મેં 'ચૂડ વિજોગણ'ની ભાળ આખાય સૌરાષ્ટ્રમાં કરી, ત્યારે બરડાની ડુંગરમાળમાં વિંધ્યવાસી માના ડુંગરના પડખેની ડુંગરમાળમાં જામસાહેબના આંબાવાડિયાના મેર ચોકિયાત મને ભેટી ગયા જેમણે મને કહેલ: "પૂનમની ચાંદની રાતે આવ તો તને આંબાની ડાળ માથે સામી છાતીએ સદેહે બેઠેલ ચૂડને દેખાડું ને તે તને પંડયની આખીય લાંબી વાત સંભળાવશે ને માંડજે લખવા!"

આવી જ, પણ બરાબર આને મળતી નહિ પણ ચમત્કૃતિ ટૉયૂનની કથા સાથે સંલગ્ન છે. આ કથાના અંગ્રેજ ભાષાંતરકાર થોમસ કિનસેલા – Thomas Kinsella લખે છે કે Much of Irish literature has been lost. ટૉયૂનની આ કથા પણ એક ગુમાઈ ગયેલી સાગા હતી પણ એક દિવસ આઇરિશ કવિઓ સેન્ચાન ટોરપેઇસ્ટમાં ભેગા થયા, આ કાવ્યને પ્રાપ્ત કરવા માટે. ત્યારે ત્યાં ઉપસ્થિત થયેલ સૌ કથ્યા કે તેઓના કંઠે તો આ સાગાના થોડા અંશો જ માત્ર છે, પણ આખી સાગા નથી, ત્યારે આ સંમેલનના વડીલ સમા સેન્ચાન પણ હતા, તેમણે તેમના શિષ્યોને કહ્યું કે જેમને મારા

આશીર્વાદ જોઈતા હશે તેઓ આ સાગાની શોધમા ઊપડશે ને તેની ખોજ કરીને તેને આખી ને આખી લાવશે.

આથી, ગુરુના આ વેણ સાંભળીને સંમેનનમાં બેઠેલમાથી ઘણા તે સાગાની શોધ કરવા માટેની તૈયારીમા પડચા, ત્યારે ગુરુએ તેમને કહ્યું : "તમે લેથાની ભૂમિને ખૂંદી વળશો, જેથી તમને ટોચ્નના મો પાઠો મળશે ખરેખર તો કોઈ સાધુ જ આ આખી સાગાને પૂર્વ દિશામા લઈ ગયેલ છે ફ્યુલીનના સાટે—નિનેનેનો પૌત્ર ઈમીન આ કામની જવાબદારી માથે લઈને ઊપડયો. તેની સાથે સેન્ચાનનો પુત્ર મ્યુઇજેન – Muigen પણ સાથે થયો તેઓ તે સાધુ ફેરગસની કબરની સાવ નજીકમા આવી ગયા મેકરોઇચ – તેમનો સાથી – માર્ગે ચડી ગયો હતો, તેઓ પણ આ કબરની સાવ નજીકમા હતા, મ્યુઇજેન કબરના પથ્થરોની સાવ નજીક બેસી ગયો. બીજા મિત્રો થોડા સમય માટે તેને ત્યજીને રાતવાસાની જગાની શોધમાં નીકળ્યા. ત્યારે કબરમાથી ફરગસ જ લલકારતો લાગ્યો :

If this your royal rock
Were your own self Mac Roich
Halted here with sages
Searching for a roof
Cuailnge we'd discover
Plain and perfect Fergus.

સાધુજન શા ફરગસનો ભેટો થઈ જશે એવી આભવાણી થઈ કે તરત જ ત્યા મેઘાડંબર થયું ને ચોદિશમા નર્યું ધુમ્મસ છવાયુ. ત્રણ દિવસ ને ત્રણ રાત સુધી તેનો પત્તો ન લાગ્યો. પણ ફરગસનો આકરદેહ તેની સામે ભયાનક ભવ્યતા સાથે ખડો થયો. તેના માથા પર ભૂરા ભૂરા વાળ હતા, તેણે પેનીઢંક લીલા રંગનો ઝભ્ભો ધારણ કર્યો હતો. તેના ગળામા પીળા અકીકની મોટા મણકાની ચળકતી માળા છાતીના નીચા ભાગ સુધી લટકતી હતી, તેના હાથમા સોનાની મૂઠવાળી તલવાર હતી ને તેણે પગમાં કાંસામાથી બનાવેલ જોડા પહેર્યા હતા આ ફરગસ ટોચ્નની આખી ને આખી સાગાને આ ક્ષણે લલકારી ગયો.

ઘણા દેશોમાં સાગાઓ અને મહાકાવ્યો માટે કાંઈ ને કાઈ દંતકથા વહેતી જ હોય છે તેવી જ ટોચ્ન માટે પણ છે, આયર્લૅન્ડમા.

ભારતીય ને ગુજરાતી લોકસાહિત્યની ઘણી લોકવાર્તાઓ સાથે આ સાગાના ઘણા પ્રસંગો સામ્ય ધરાવે છે. આથી જ આ કૃતિ ભારતીય ને ગુજરાતી લોકસાહિત્યના અભ્યાસીઓ માટે અભ્યાસવિષય જરૂર બની શકે તેમ છે, તેથી તે કાર્ય માટે પણ કટિબદ્ધ બનવુ જોઈએ. *

ગુપ્તાનગર,
૧૪-૭-૯૨

* ગુજરાતમાં આ સાગા ક્વચિત્ જ વાંચવા ને જોવા મળે છે, પણ શ્રી પીરાજી સાગરાને ત્યા આયરિશ ચિત્રકારમિત્રો આવેલ તેમણે તેમને તે ભેટ આપેલ, તેથી આજે તે માત્ર શ્રી પીરાજી સાગરા પાસે જ છે. જુલાઈ ૧૯૯૨મા તેમને ત્યા મેં બે અઠવાડિયાં ગાળ્યા ત્યારે તેમણે કૃતિને મને સુલભ બનાવી અભ્યાસવા આપી તે બદલ હું તેમનો ઋણી છું. તેમનો અત્ર હું ઋણસ્વીકાર કરું છું, સાભાર!



## સાભાર સ્વીકાર

**એસ.એન.ડી.ટી. વિમેન્સ યુનિવર્સિટી** (નાથીબાઈ ઠાકરસી રોડ, મુંબઈ-૪૦૦ ૦૨૦)નાં

આશ્ચર્ય વચ્ચે : અમૃત ઘાયલ, કિ રૂ. ૫૫ સોગાદ : સુરેશ દલાલ, કિં રૂ. ૩૦. ધ્રુવપંક્તિ : સુરેશ દલાલ, કિં. રૂ. ૩૫. કેટલીક વાર્તાઓ ચન્દ્રકાન્ત વર્તક : અનુ. જયા મહેતા, સુરેશ દલાલ, જશવંતી દવે, કિં. રૂ. ૫૦. ઘૂંઘટ કા પટ ખોલ : સંપા. ઉષા ઠક્કર, કિં. રૂ. ૮૦.

# મહિમ્નસ્તોત્ર

અનુ. **લાભશંકર રાવળ, 'શાયર'**

[શ્રી મકરન્દ દવેનો લેખ 'મહિમ્નસ્તોત્રનું મધ્યબિંદુ' 'ઉદ્દેશ'ના સપ્ટે. ૧૯૯૧ના અંકમાં પ્રગટ કર્યો હતો. 'મહિમ્નસ્તોત્ર'નો સમશ્લોકી અનુવાદ પ્રસિદ્ધ સાક્ષર રામનારાયણ પાઠકના પિતાશ્રી વિશ્વનાથ સદારામ પાઠકે છેક ૧૯૦૮માં આપ્યો હતો. આ પ્રસિદ્ધ સ્તોત્રના ઘણા અનુવાદો થયા છે. હમણાં શ્રી શૈલેશ મહાદેવિયાએ પોતાના દાદા જેઠાલાલ અચરતલાલ મહાદેવિયાની પુણ્યસ્મૃતિમાં રામકૃષ્ણ મોરેશ્વર ધર્માધિકારી પાસે તૈયાર કરાવેલ સટીક અનુવાદનું પુસ્તક મને મોકલ્યું. આ સાથે શ્રી લાભશંકર રાવળ, 'શાયર'નો અનુવાદ પ્રગટ કર્યો છે. **—તંત્રી**]

પરંપારે અજ્ઞ-સ્તવન મહિમા યોગ્ય તવ ના,
ત્યહીં ઊણી વાણી પણ યદિ વિધાતાદિક તણી,
અનિંદ્ય સ્તોતા સૌ સ્વમતિગતિસીમા પરિમિત,
નહિ તો મારોયે સ્તુતિ પરિકરે નિંદ્ય હર! આ. ૧

તમારો સૌ ન્યારો વચનમનસાતીત મહિમા,
'અતદ્'વ્યાવૃત્તિથી ચકિત શ્રુતિ જેને પરિચવે,
સ્તવાયે કોનાથી? અગણ ગુણ, કોનો વિષય તે?
સ્વરૂપે સાકારે મનવચન કોનાં નવ ઢળે? ૨

તમારી સંભાવી પરમ અમૃતા વાચ મધુરા,
તમારે શી બ્રહ્મન્! સુરગુરુ ગિરા વિસ્મયકર?
કરું મારી વાણી ગુણકથનપુણ્યે તવ શુચિ
વિશેષે એ કાર્યે પુરમથન! વ્યસ્તા મમ મતિ. ૩

જગોત્પત્તિ–રક્ષા–લયકર એ ઐશ્વર્ય તવ આ,
ત્રયી વસ્તુ વ્યસ્ત, ત્રિવિધ ગુણભિન્ને વપુ ત્રયે,
વિષે આ, ક્ષુદ્રોને વરદ! પ્રિય વાણી, અરમણી
વદે આક્રોશેથી મત વિહણવા કો જડમતિ. ૪

શી ઇચ્છાએ કાપે ત્રિભુવન ઉપાયે કવણ તે?
ઉપાદાને ધાતા અહ કવણ આધાર સરજે?
અતર્ક્યે ઐશ્વર્યે તવ, અ-તળ દુઃતર્ક અબુધ,
જગતના મોહાર્થે મુખરકર કેંને મતિમર્યા. ૫

અજન્મા જો લોકો, કયમ અવયવોવંત ? જગનો
અધિષ્ઠાતા જો ના, ભવવિધિ બને શક્ય કયમ તો ?
અનીશેથી જો આ ભુવન પ્રભવે, શા પરિકરો ?
કરે શંકા જેથી અમરવર ! મંદો તવ વિષે ૬

ત્રયી, સાંખ્યે, યોગે, પશુપતિ અને વૈષ્ણવમતે,
વિભિન્ને માર્ગે જે પરમ ગણતા પથ્ય નિજનું,
રુચિભેદે કૈં કૈં ઋજુ કુટિલ પંથે જન જતા,
નદીઓનું, સૌનું જલધિ જ્યમ ગંતવ્ય જ તમે. ૭

મહાનંદી ને ખપ્પર, અજિન, ખટ્વાંગ, પરશુ,
ભુજંગો ને ભસ્મો, તવ વરદ ! તંત્રોપકરણો,
સુરો જે તે ઋદ્ધિ ધરત તવ ભ્રૂસ્પંદન થકી,
ન સ્વાત્મારામીને વિષયમૃગતૃષ્ણા ભ્રમવતી. ૮

બધું આ માને કો ધ્રુવ, અધ્રુવ તો કોઈ અવર,
કહે તો કો વિશ્વ ધ્રુવ-અધ્રુવ તે વ્યસ્ત વિષયે,
સમસ્તેયે તેમાં પુરમથન ! હું વિસ્મિત સમ
સ્તવું નિઃસંકોચે, મુખરપણું છે ધૃષ્ટ જ ખરે ! ૯

ગયા યત્ને બ્રહ્મા ઉપર, હરિ નીચે પરખવા
તમારું ઐશ્વર્ય અનલવપુ સ્કંધે, અફળ ત્યાં
થતાં, ભક્તિશ્રદ્ધાભર ગિરિશ ! કીધી સ્તુતિ, સ્વયં
પ્રગટ્યા બે વચ્ચે, કયમ ન અનુવૃત્તિ તવ ફળે ? ૧૦

અયત્ને ત્રૈલોકો દશમુખ અવૈરી રણ વિના
રચ્યો, ઝાઝા બાહુ વિવશ જ રહ્યા યુદ્ધચળથી,
પદાસ્તોજે અર્પી શિરકમલશ્રેણી તવ અહો !
સ્થિરા ભક્તિની એ પુરહર ! તમારી પરિણતિ. ૧૧

તમારી સેવાથી અધિગત બળૂકું ભુજવન
પ્રયોજ્યું લંકેશે સમદ તવ કૈલાસ નિલયે,
તવાંગુષ્ઠસ્પર્શે શિર હળુક; તેને અલભ ત્યાં
પતાળેયે, મોહે ગરક ખલ ઉત્કર્ષિંત ખરે ! ૧૨

કર્યો બાણે નીચો વરદ! પરમોચ્ચે વિભવને
સુરોના સ્વામીના, પરિજન બનાવી ત્રિભુવન,
નવાઈ શી ત્યાં તે તવ ચરણ–પૂજાનુરતમાં ?
ન કોની જે તુંને નતશિર થયા ઉન્નતિ થતી ? ૧૩

અકાળે બ્રહ્માંડક્ષય ચકિત દેવાસુર થતાં
કૃપાભાવે ત્યારે ત્રિનયન! ધર્યું કંઠ વિષ પી,
ન એ લાંચ્છા કંઠે અસુભગ, અહો ભૂષણ થયું!
વિકારેયે શ્લાઘ્ય ભુવન–ભય–ભંગ–વ્યસનીનો. ૧૪

કદીયે ના ક્યાંયે અફળ શર દેવાસુર નરે
ફરે પાછાં વિશ્વે, નિત જ વિજયી, ઈશ! તમને–
ગણી બીજા દેવો સમ જ સ્મર સાધારણ, થયો
મનોજાત્મા, હેલા હિતકર નહીં આત્મસ્થિતની. ૧૫

મહી પાદાઘાતે સરતી સહસા સંશય પદે,
ગ્રહો સૌ વીંઝાતા ભુજ પરિઘપીડ્યા હરિપદે,
જટાઘાતે ખુલ્લી ફરી ફરી નહીં દ્યૌતટ સ્થિર,
જગત્ત્રાણે તારું નટન, વિભુતા વામ જ અહો! ૧૬

વિયત્વ્યાપી તારાગણગુણિત ફીણોદ્ભવ પ્રભ
પ્રવાહે પાણીના કણસદૃશ ભાસે તવ શિરે,
જગત્ દ્વીપાકારી જલધિવલયે તે થકી થયું,
થતું તેથી તારું મહિમવપુ દૈવી અનુમિત. ૧૭

રથી બ્રહ્મા, પૃથ્વી રથ, ધનુષ સ્થાને નગપતિ,
શર સ્થાને ચક્રી હરિ, દ્વય રથાંગો રવિશશી,
અહો શો આ ઠાઠ ત્રિપુરતૃણ દાહેચ્છુક તવ!
સ્વતંત્રે ક્રીડન્તી અહ ન પરતંત્રા પ્રભુમતિ ૧૮

સહસ્રામ્ભોજોની તવ ચરણ સેવા વિરચતાં,
થતાં ઓછું એક દૃગકમલ અર્પ્યું સ્વ હરિએ,
રચ્યો ભક્ત્યુદ્રેક પરિણત તદા ચક્રસ્વરૂપે
ત્રિલોકી રક્ષાર્થે ત્રિપુરહર! તે જાગ્રત રહે. ૧૯

પ્રદાને યજ્ઞાન્તે ફળ, સજગ છો યજ્ઞપતિને
સમાપ્ત્યું કર્મ શે ફલદ પુરુષારાધન વિના ?

અતઃ જાણ્યો યજ્ઞે યજન ફલ જામીન તમને,
ધરી વેદે શ્રદ્ધા જન સકલ કર્મે દૃઢ રહે. ૨૦

ક્રિયાજ્ઞાની દક્ષ ક્રતુપતિ જનોનો અધિપતિ,
ઋષિઓ ઋત્વિજો શરણદ! સદસ્યો સુરગણ,
તમે કીધો ધ્વંસ ક્રતુફલ-વિધાન-વ્યસનીએ,
અશ્રદ્ધાથી કર્તાકૃત મખ વિનાશાર્થ જ ખરે! ૨૧

થતાં, રોહિણ્ટ પુત્રી, રતિવશ પિતા જોઈ હરિણી,
હઠાત્ કામી બ્રહ્મા રમણ કરવાને મૃગ થયા,
પિનાકી! બંધાયા, ગગન સરકયા, ત્રસ્ત, પણ ના—
હજી એને છોડે તવ શર મૃગ વ્યાધિ ગતિમાં ૨૨

સ્વલાવણ્યાધારે ધનુ પકડતો સદ્ય તૃણવત્
બળ્યો સામે, જોયો પુરમથન! પુષ્પાયુધ છતાં
ધર્યાં અર્ધાંગે તે યમનિરત! જો સ્રૈણ તમને,
ગણે દેવી, મુગ્ધા વરદ! યુવતીઓ અહ ખરે! ૨૩

સ્મશાને ક્રીડા ને સ્મરહર! પિશાચો સહચરો,
નૃમુંડોની માળા, તન પર ચિતાભસ્મ ભરણ,
ભલે ભાસે આવું તવ અશિવ આ શીલ અખિલ,
સ્મરે તેને તોયે વરદ! શિવકારી પરમ છો. ૨૪

કરી અંતર્મુખી મન, મરુત રોધી વિધિવત,
થયેલા રોમાંચે, દૃગ ભરિત આનંદ સલિલે,
નિહાળી આહ્લાદે, અમૃતસરમાં મજ્જન કરી
યમી અંતસ્તત્ત્વે અનુભવત તે તત્ત્વ જ તમે. ૨૫

તમે શંભો ભાનુ, વિધુ, પવન ને છો હુતવહ,
તમે પાણીયે ને ગગન, ક્ષિતિ, આત્મા પણ તમે,
ભલે બોલે આવું તવ પરિણુતા સીમિત ગિરા,
તમે જે ના હો તે વિદિત નહિ કો તત્ત્વ અમને. ૨૬

ત્રયી, વૃત્તિઓ ત્રિ, ત્રિભુવન, સુરો તેમ ત્રણને
અકારાદ્યે વર્ણે ત્રણથી કથતું, વિકૃતિ તર્યું,
તમારું તે ધામ ધ્વનિ અણુ થકી પૂર્ણ તુરીય,
સમસ્તે વ્યસ્તે તે શરણદ!/સ્તવે ૐ તવ પદ. ૨૭

તવ પશુપતિ, ભીમેશાન ને ઉગ્ર, રુદ્ર,
કથિત ભવ, મહત્ ને શર્વ એ અષ્ટ નામ,
શ્રુતિ વિચરત નામે અષ્ટ પ્રત્યેકમાં તે
સહુ પ્રતિ પ્રિયધામે નમ્ર મારા પ્રણામ. ૨૮

નમું સૌથી પાસે પ્રિયદવ! નમું દૂર સહુથી,
નમું સૌથી મોટા સ્મરહર! નમું સૂક્ષ્મ સહુથી,
નમું સૌથી વૃદ્ધ ત્રિનયન! યુવા સૌથી પ્રણમું,
નમું આ, તે, સૌને નિખિલમય હે શર્વ પ્રણમું. ૨૯

રજ બહુલ સૃષ્ટિ પ્રાગટયે નમું ભવને નમું,
તમ પ્રબલ સૃષ્ટિ સંહારે નમું હરને નમું,
જન સુખયુજે સત્ત્વાધિકયે નમું મૃડને નમું,
અતિદ્યુતિ પદે નિસ્ત્રૈગુણ્યે નમું શિવને નમું. ૩૦

કૃશ પરિણુતિ, કલેશે ગ્રસ્ત કયાં ચિત્ત આ ને
તવ ગુણ હદ પારા શાશ્વતી ઋદ્ધિ આ કયાં
ઇતિ ચકિત, કરીને ભક્તિ સુધી મને આ
વરદ! ચરણ અર્પે વાકય પુષ્પોપહાર. ૩૧

નીલગિરિ તુલ ઘોળી કાજળો સિંધુપાત્રે
સુરતરુવર શાખા લેખિની, પત્ર ઉર્વી,
કર લઈ સહુ કાલે શારદા જો લખે તો
પણ, ન તવ ગુણોના પારને ઈશ! પામે. ૩૨

અસુર સુર મુનીન્દ્રે અર્ચિયા ચંદ્રમૌલિ
અગુણ, ગુણમહિમા તે ઈશ કેરો ગ્રથીને
વર સકલ ગુણોમાં પુષ્પદન્તે સ્વનામે
રુચિર અલઘુ છંદે સ્તોત્ર દીધું રચી આ. ૩૩

પ્રતિદિન અનવદ્ય ધૂર્જટિસ્તોત્રને આ
વિમલમન ભણતાં જે વરા ભક્તિથી તે
શિવ સમ શિવ લોકે થાય, આ લોકમાંયે
સુત યશ યુત પામે, ખૂબ સંપત્તિ આયુ. ૩૪

શંભુથી અન્ય ના દેવ, સ્તુતિ અન્ય મહિમ્નથી
મંત્ર અઘોરથી નાન્ય, ગુરુથી અન્ય તત્ત્વ ના. ૩૫

દીક્ષા, દાન, તપસ્, તીર્થ, જ્ઞાનયાગાદિ સૌ ક્રિયા
મહિમ્નસ્તવ પાઠે એ તુલ્ય ના સોળમી કળા. ૩૬

કુસુમદશન નામે સર્વગંધર્વરાજે,
શિશુ શશિધર મૌલિ દેવદેવાધિ દાસે,
સ્ખલિત સ્વમહિમાથી રુદ્રરોષે જહા, આ
રચ્યુ શિવમહિમાનું સ્તોત્ર દિવ્યાતિદિવ્ય. ૩૭

સુરવર મુનિ પૂજ્ય સ્વર્ગ ને મોક્ષ લક્ષી
યદિ જન કર જોડી, એક ચિત્તે ભણે તો
શિવ નિકટ સરે તે કિન્નરોથી સ્તવાતાં,
વર સ્તવન રચ્યુ આ પુષ્પદન્તે અમોઘ. ૩૮

પૂર્ણ અત્ર થતું સ્તોત્ર ગંધર્વોક્ત પવિત્ર આ
અતુલ્ય ને મનોહારી શિવ ઈશ્વર વર્ણન. ૩૯

આમ આ વાઙ્મયી પૂજા શ્રી શિવપદપદ્મમાં
અર્પી, પ્રસન્ન દેવેશ! મને થાઓ સદાશિવ. ૪૦

તમારું તત્ત્વ ના જાણું, કેવા હશો મહેશ્વર!
મહાદેવા! તમે જેવા, તેવાને હું નમું નમું. ૪૧
એકકાલે, દ્વિકાલે કે ત્રિકાલે જે ભણે જન,
મુક્ત તે સર્વ પાપોથી, શિવલોકેય સત્કૃત. ૪૨

શ્રી પુષ્પદન્ત મુખપંકજથી સરેલું,
આ સ્તોત્ર પાપ હરતું, હરને વહાલું,
તેનો સમાહિત થઈ મુખપાઠ કીધે
થાતા મહેશ સુપ્રસન્ન જ ભૂતનાથ. ૪૩

## સાભાર સ્વીકાર

સિંહાસન બત્રીસી (પુ. ૧થી ૭): ડૉ. શિવલાલ જેસલપુરા, પ્ર. ગિરીશભાઈ જેસલપુરા, ૧૩, તેજપાલ સોસા. પાલડી, અમદાવાદ-૭, સેટની કિં. ૭૫. શામળભટ્ટની પાંચ બૃહત્કથાઓ: લે. પ્ર., ઉપર મુજબ, કિં. રૂ. ૧૮. તું: ચિન્મય જાની, પ્ર. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીમાર્ગ અમદાવાદ-૧, કિં. રૂ. ૪૨. તૃષિત અનુરાગ: લે. પ્ર. દિલીપ રૉય, ૪ ગુજરાત હાઉસિંગ સોસાયટી, કડી-કલોલ રોડ, કડી (ઉ.ગુ.)-૩૮૨ ૭૧૫, કિં. રૂ. ૧૭-૫૦.

# વિસ્તરતી સીમાઓ

## [સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ]

ચન્દ્રકાન્ત ટોપીવાળા

ફ્રેન્ચ નવલકથાક્ષેત્રે આલ્બેર કામૂના 'આઉટ-સાઇડર'થી શરૂ થયેલી અસ્તિત્વવાદી નવલકથા પછી આલાં રૉબ ગ્રિયે, મિશેલ બુતોર અને નાતાલી સારોતની 'નવી નવલકથા' આવી. અને હવે 'નવી નવલકથા' પછી 'નવ્ય કથાસાહિત્ય' (New fiction)નું નવું મોજું આવ્યું છે.

ફ્રેદરિક ત્રિસ્તાં, હુબેર હાદા, ફ્રાંસ્વા કૂપ્રી, ઝાં લેવિ, પેત્રિક કેરે માર્ક પેત્તિ, જ્યૉર્જ ઓલિવી શાતોરેયૂનો — આ જૂથના મુખ્ય લેખકો છે. ઝાં લુક મોરોએ એના 'લા નુવેલે ફિક્શ્યોં'માં આ સાત લેખકોને લક્ષમાં રાખી, ૧૯૮૧ થી શરૂ થયેલું આ 'નવ્ય કથાસાહિત્ય' શું છે, એમાં નવું શું છે, આ લેખકોની મૌલિકતા ક્યાં પડી છે — વગેરે સમજાવી ફ્રેન્ચ સાહિત્યના સાંપ્રત પ્રવાહોની પુનઃ તપાસ કરી છે. એમાં ભવિષ્યમાં કયા પ્રકારનું લખાશે એના વરતારા નથી પણ જે લખાઈ ચૂક્યું છે એનું નિરીક્ષણ છે અને ખાસ તો કોઈ પણ સાહિત્યિક ઝુંબેશને સમજાવતી વેળાએ બને છે તેમ મોરોએ પહેલાં તો આ 'નવ્ય કથાસાહિત્ય' શું છે, એના કરતાં એ શું નથી એની ચર્ચા કરી છે. આ 'નવ્ય કથાસાહિત્ય' જૂથના લેખકો ઝાઝું લખનારા લેખકો છે, કેટલાકે સાહિત્યિક પારિતોષિકો મેળવેલાં છે અને એકાદ બેને બાદ કરતાં મોટા ભાગનાની સાહિત્યિક કારકિર્દી વીસેક વર્ષની છે.

'નવ્ય કથાસાહિત્ય'નો પહેલો વિરોધ ફ્રેંચ લેખકોમાં પ્રચલિત સ્વરૂપવાદી અને બુદ્ધિવાદી ધારાનો છે. અલબત્ત તેથી આ લેખકોને પરંપરાવાદી કથાલેખકો સાથે બેસાડવાની જરૂર નથી. એમની નવલકથાઓ ભારોભાર કાર્યવેગથી ભરેલી અને રહસ્ય ભરપૂર કથાનકોવાળી છે. બોધકથા, જીવનકથા, આત્મકથા, વિકાસકથા વગેરેને આ લેખકો નવલકથા ભીતર ખેંચી લાવે છે ખરા, પણ પછી અંતિમ વળ આપીને, બધાને ફગાવી દઈ, વાચકને દિશાભ્રમિત છોડી દે છે.

આ 'નવ્ય કથાસાહિત્ય'કારોએ સર્વાંતિસને આદર્શ ગણ્યો છે. દોન કિહોતેની જેમ આ નવલકથાઓના ઘણા નાયકો વાસ્તવિક જગતના ભ્રમો વચ્ચે થઈને અપૂર્વ શોધમાં નીકળી પડે છે. જેમ કે કૂપ્રીની નવલકથા 'Le fils du concierge de l' opera' ભ્રમણકથા છે. ઓપેરાના બિલ્ડિંગમાં ઊછરેલો ઓપેરાના દ્વારપાલનો પુત્ર' 'અન્ય' જગતમાં જવા માગે છે જે એને માટે બહાર રાહ જોતું ઊભું છે. પણ એનો પિતા તેમ જ ઓપેરાના ગાયકો અને ઓપેરાના અન્ય કર્મચારીઓ એને માત્ર ઓપેરાના બિલ્ડિંગની અંદરના ભાગોમાં જ ભમવા દે છે. એ ઓપેરાની ભૂલભુલૈયા જેવી પરસાળોમાં ભમે છે અને રિહર્સલોને જોયા કરે છે.'‘નવ્ય કથાસાહિત્ય'ની ઘણી રચનાઓનાં પાત્રો એ રીતે વાસ્તવનાં નહિ પણ વાસ્તવનાં પ્રતિનિધાનોનાં સાક્ષી બને છે. બહારના જગતને બદલે ઓપેરામાં રજૂ થાય છે તેવાં પ્રતિનિધાનિત જગતો જોયાં કરે છે. 'નવ્ય કથાસાહિત્ય'માં ખરેખરું જગત વસ્તુઓના અભાવ-વાળું છે. વસ્તુઓ હકીકતો, ઘટનાઓનો 'પ્રતીક' તરીકે ઉપયોગ કરાયો છે. વાસ્તવના પડદા પર કાર્યવેગને પ્રોજેક્ટ કર્યો છે. આમ જોઈએ તો 'નવ્ય કથાસાહિત્ય' પ્રતિવાસ્તવવાદી છે.

'નવ્ય કથાસાહિત્ય'માં ભ્રમ અને શૂન્યતા અંગેની તાત્ત્વિક અભિધારણાઓને કારણે કેટલાંક વિશેષ સાહિત્યિક પરિણામો આવ્યાં છે પણ સાથે સાથે એ પણ જોઈ શકાય છે કે જે બૌદ્ધિક અને તાર્કિક

જગતમાંથી એ છૂટવા માગે છે એમાં તો ફરી ધસતું નથી ને ? 'વાસ્તવિક' કે 'તાર્કિક' પ્રતિમાનની વિરુદ્ધ જવામાં બીજું કોઈ તાર્કિક પ્રતિમાન તો ઊપસતું નથી ને ? 'નવ્ય કથાસાહિત્ય' જેમ વસ્તુઓના અભાવથી આગળ વધે છે તેમ આંતર વ્યક્તિત્વને અંગે પણ એ શંકાશીલ છે. એક યા બીજી રીતે મનોવિજ્ઞાન પર નિર્ભર આજ સુધીની નવલકથાની સામે 'નવ્ય કથાસાહિત્ય'કારો નવો વિકલ્પ ધરવા મથે છે. અહીં રજૂ કરાયેલા પાત્રોની પ્રકૃતિ પોતે જ વ્યક્તિત્વ કે વર્ણનના સૂક્ષ્મ પૃથક્કરણને અનાવશ્યક બનાવી દે છે. બીજી રીતે કહીએ તો તિરસ્કૃત વાસ્તવવાદી મનોવિજ્ઞાનની સામે આ લેખકો નવી મનોવૈજ્ઞાનિક યોજના — વધુ સરલ યોજના પ્રસ્તુત કરે છે. આમ કરવામાં જડ્ડ સાથે વાસ્તવને ચાતરી જવામાં કે એને ટાળવામાં તેઓ ઉત્કટ લાગણીના અનુભવોની અર્થવત્તાને પણ ટાળે છે. 'નવ્ય કથાસાહિત્ય'માં તાત્ત્વિક શંકા કે વેદના હાજર હોય છે તોપણ અંગત કરુણતાની વેદના વારંવાર ગેરહાજર હોય છે. આશ્ચર્યજનક રીતે આ લેખકો લાગણીઓને મનુષ્ય-હોવાપણાના અનિવાર્ય, અકાટ્ય અંગ તરીકે સ્વીકારતા નથી.

એટલે કે 'નવ્ય કથાસાહિત્ય'કારો ફરીને ફ્રેન્ચ પ્રજા જેમાં હંમેશ ફસાતી આવી છે તે કાર્તીઝન (Cartesian) ફાંસામાં આવીને ફસાયા છે કે ?

સંદર્ભ
TLS (25 Sep. 1992)

❀

## ચાલે છે

પાંખ ચાલે છે ખગ ચાલે છે
લોહી ચાલે છે રગ ચાલે છે
કોડિયે છલકતું તેલ, ડૂબે
પણ ધજા શી ફર્‌ર્‌ શગ ચાલે છે
કાંટાળી કેડી પેલી પા તું
ફૂલ પર જાણે પગ ચાલે છે
ક્યાં ક્યાં શોધું ના ક્યાંય તું મળે
પણ તારે નામે જગ ચાલે છે
આપણે છીએ દૂ....ર તો પણ
શ્વાસ જાણે લગોલગ ચાલે છે.

— બળદેવ પટેલ, 'અચલ'

# સ્વાધ્યાય અને સમીક્ષા

રાધેશ્યામ શર્મા

## ઊર્ધ્વમાં ધુમ્મસ કે ઉજાસ ?

નોબેલ પારિતોષિક વિજેતા પાર લેગરક્વિસ્ટની પાંચ પ્રતીકાત્મક નવલશ્રેણીની છેલ્લી નવલ 'હોલી લેન્ડ'નું ગુજરાતી ભાષાન્તર 'પવિત્ર ભૂમિ' નામે ૧૯૯૧માં થયું.

'હોલી લેન્ડ' લેગરક્વિસ્ટની મેટાફિઝિકલ નવલ-કૃતિ લેખે ઓળખાવાઈ છે. ઉપરાંત, "પ્રતીકાત્મક નવલ-શ્રેણીમાંની પરાકાષ્ઠા જેવી કૃતિ" તરીકેનો ઉલ્લેખ અનુવાદક શ્રી તરુબહેન કજારિયાએ તથા 'આમુખ'માં શ્રી લાભશંકર ઠાકરે પણ કર્યો છે.

જેમાં મનુજ અસ્તિત્વ, સત્ય અને જ્ઞાનની સમસ્યાઓ કથનાત્મક આલેખન દ્વારા આકૃતિબદ્ધ થાય એને આધ્યાત્મિક નવલ કહીએ તો 'પવિત્ર ભૂમિ' એ કોટિમાં ગણનાપાત્ર કૃતિ છે.

અસ્તિત્વની વિષમ અવસ્થાઓ જેની કે વાર્ધક્ય, અંધત્વ, એકલતા સાથે ઈશ્વર અને મૃત્યુ વિશેની વિભાવનાઓને પ્રતીકાત્મક સ્તરે પ્રસ્તુત કરવાનો સર્જકનો મૌલિક અને કલ્પનાત્મક ઉપક્રમ છે.

તદુપરાંત, ઈસુના જન્મ તેમ જ વધ, માતા મેરી અને પુનરુત્થાનના અર્ધસ્પષ્ટ–પરોક્ષ ઐતિહાસિક ઉલ્લેખો (allusions) રમતા મેલી નવલને રૂપક રૂપે રજૂ કરવાનો સર્જનાત્મક પુરુષાર્થ પણ જોઈ શકાય.

સ્વાભાવિક છે કે આવી પૌરાણિક દેખાતી કૃતિ લેખકની અભિનવ સંદર્ભો ઉપજાવવાની અને પાત્રોના વર્તનને વર્તમાનમાં જ પ્રત્યક્ષ ઉપસાવવાની ક્ષમતાના કારણે આધુનિક બની રહે.

નવલનું લોકાલ, સ્થળવિશેષ મંદિરનાં ખંડેર છે. એ અવશેષો ખંડિત છે પણ એ મંદિર હતું એટલો પૂર્વાપર સંબંધ ચોક્કસ છે.

સમય પણ સ્થળના ખંડિતપણા — અવશેષોના કારણે ખંડિત જેવો, પહેલી નજરે જણાય પણ એ જેટલો પુરાતન છે એટલો જ સનાતન છે. અખંડ છે. ખંડિત નથી. વ્યતીત – સમય વીતી ચૂક્યો છે પણ પેલા અવશેષો નિઃશેષ નથી થયા, ભલે નામ-શેષ થયા છે. તાત્પર્ય કે સમય પોતાની ગતિની મુદ્રા અંકિત કરતો ગયો હોવાથી એ સનાતન છે – ભલે સ્થળ ખંડિત હોય.

હવે 'ભગવાન'નો સંકેત.

નિર્જન ટાપુ પર ફેંકાઈ ગયેલ વૃદ્ધ અંધ જિયોવાની ગગનસ્પર્શી સ્તંભો પર હાથ પસવારી એકમાત્ર સંગાથી ટોબિયાસને કહે છે:

> "અહીં માણસો નહિ વસતા હોય... આ કોઈ મંદિર હોવું જોઈએ. જેનું અસ્તિત્વ નથી એવા ભગવાનનું મંદિર. આ પથ્થર પણ ખવાઈ ગયા છે... અને બધા જ દેવો પણ મરી ગયા હોય ?"

કથામાં એક વાર એવું નિરૂપણ છે કે જિયોવાની પોતે અંધ જ હોય નહિ એમ જોતો પ્રવર્તે છે. (ભલે જિયોવાની ધૃતરાષ્ટ્ર જેવું ચરિત્ર નથી, પણ ટોબિયાસ એનો સંજયદૃષ્ટિવાન સાથી મોટે ભાગે લાગશે.)

સર્જકનો વિશિષ્ટ પૉઇન્ટ ઑફ વ્યૂ અહીં તેમ જ ઘણે સ્થાને પાત્રમુખે અને વર્ણન-નિરૂપણમાં છતો થતો અનુભવાય. વિરોધો, વિરોધાભાસો અને વિસંગતિઓ પાસે કૌશલ્યથી કામ લેવાયું છે. દા.ત. માણસો જ્યાં "વસી જ ના શકે" અને ના જ વસતા હોય ત્યાં મસમોટું મંદિર ચણે કોણ અને દેવમૂર્તિઓને પૂજે કોણ ?! (ભલે ભગવાનનું અસ્તિત્વ ના હોય કે હોય.)

વળી, આરંભે વૃદ્ધ-અંધ જિયોવાની ન-કામનો હતો તેથી વેરાન ટાપુ પર તજી દેવાયો પણ ટોબિયાસ નહોતો અંધ, નહોતો વૃદ્ધ, કામનો હતો તોયે જિયોવાનીને સાથ આપવા જહાજ પરથી જવાને સ્વતંત્ર હતો ? ચાંચિયાઓ એટના સજ્જન હતા ?!

પૃ. ૬૩ પર ટોબિયાસ સંબંધે એક સૂચક વિગત છે : પવિત્ર ભૂમિએ જઈ રહેવા માણસાઈના ચાંચિયાઓના જહાજનો એક યાત્રાળુ.

કથારંભે છાપ પડે છે કે જહાજ બીજે ક્યાંક જતું હતું ને જિયોવાની અને ટોબિયાસ બે જણાને ઉતારી મેલ્યા યા જવા દીધા — 'પવિત્ર ભૂમિ' પ્રતિના યાત્રાળુરૂપે જ્યારે પછીની વિગત એમ સૂચવે કે આખું જહાજ જ ચાંચિયાઓ સમેત પવિત્ર ભૂમિ પ્રતિ જઈ રહ્યું હતું ! એ જે હોય તે, આટલું અસ્પષ્ટરેખ રહે છતા કૃતિની કુલ રસવત્તામા ફરક નથી પડતો. ઊલટું, અવૈશદ્ય કર્તાના કથ્યને ધાર કાઢી આપે છે. દા.ત. ભરવાડો, ગોવાળિયાઓનુ અજાણ નાદાન ભોળાપણું. જિયોવાની મંદિર વિશે પૂછે છે ત્યારે તે બધા, થાભલા કેવી રીતે શા માટે આવ્યા એ તો જાણતા નથી પણ કયા ભગવાનનુ મંદિર હતું એય નથી જાણતા. અરે ઉપરથી "ભગવાન, એ શુ ?" એમ પૂછીને પોતાનું અજ્ઞાન જાહેર કરે છે ! 'ભગવાન' નામના તત્ત્વ કે વ્યક્તિત્વ સાથેનો આ અપરિચય ગોપબંધુઓને નવા પરિમાણમા મૂકી આપે

તો વૃદ્ધ અંધ પરવશ હોવા છતા ભગવાન સાથેનો જિયોવાનીનો આતરસંબંધ વિલક્ષણ છે. સાપ સાથે પ્રકટ થતી સ્ત્રી વળી, જિયોવાનીને પવિત્ર ભૂમિ ભણી જતા યાત્રાળુ તરીકે સ્વીકારવા તૈયાર નથી (પૃ. ૪૫).

જિયોવાનીનું અંધત્વ, જાણે ઈશ્વરની નિંદા ચેષ્ટાના કારણે વેર વાળવા ઈશ્વરાર્પિત હોય એમ અંધ પતી ટોબિયાસ કલ્પના કરી કહે છે ત્યારે એક ગોવાળિયો સીધો અંધ ડોસાને જ પૂછી બેસે છે. ત્યારે તેના જવાબમા જિયોવાની ચોખ્ખુંચટ સુણાવે છે :

"એ જેની વાત કરે છે તે ખરેખર હશે કે કેમ તેની મને તો શંકા જાય છે, પણ તેનું અસ્તિત્વ હોય તો હુ તેના વિશે જે કહેવાયું છે તે માની શકુ."

આવુ જ મંતવ્ય અને અભિગમ ટોબિયાસ ધરાવે છે, એટલુ જ નહિ લેખક લેગરક્વિસ્ટનો પણ દૃષ્ટિકોણ હોવાની પાકી સંભાવના છે. નવલસર્જકના આ બે.નાયકો ઘણેખરે અંશે અને રીતે એના પ્રવક્તાઓ (પ્રોટેગોનિસ્ટ) છે.

હવે કૃતિના સાદ્યંત પ્રતીક લોકેટ પાસે આપણે પહોચી ગયા છીએ પણ એ પૂર્વે લેખકની સનાતન, શાશ્વત – કહો કે 'અનત' – દૃષ્ટિ અંગેનો મુદ્દો સ્પષ્ટ કરીએ : આછેરા વર્ણનમા પ્રસ્તુત સ્થળસમયદૃષ્ટિ પ્રગટ થઈ ગઈ છે. આરંભે જે મંદિરના ખડેરા જેવુ મકાન છે એ વિશેનુ વાક્ય વાચો : "આ મકાન ક્યારેક એ અનંત કિનારા પર જ ઊભું થયું હતું." (પૃ. ૨) એ જ રીતે ગોવાળિયાઓ 'ચુપચાપ' બેઠા છે ત્યાનું વર્ણન જોઈએ.

"છતા કોઈક રીતે તે બંને કંઈ કેટલાય કાળથી (અનતકાળથી) જીવતા હોય તેમ લાગતું હતું તેમની ઉંમર કળી શકાય તેમ ન હતું." (પૃ. ૧૨).

અનતકાળને સ્પર્શતું વર્ણન સૌને લાગુ પડે એમ ઊતર્યું છે.

ત્યાર બાદ ગોવાળિયાઓ જિયોવાનીની પહોળી છાતીના સફેદ વાળ વચ્ચે ઘસાઈ ગયેલી સેરમા કશુક લટકે છે તેનું કુતૂહલ પ્રશ્નથી વ્યક્ત કરતા જિયોવાની વતી ટોબિયાસ (અને મોટે ભાગે કથવાકરવાનુ ટોબિયાસના માથે જ વધુ આવે છે...) 'લોકેટ' એટલું બોલે છે. ત્યારે નાદાન ગોવાળિયાઓ ફરી અજ્ઞાન પ્રદર્શન કરી પૂછે છે : 'લોકેટ એટલે શુ ?' ત્યારે ટોબિયાસ લોકેટનો મહિમા સમજાવે છે. હૃદયની નજીક જ પહેરાય એવી કીમતી ચીજ, વિખૂટું પડવુ પોસાય નહિ તેવી વસ, જેના વગર જિયોવાની જીવી ના શકે એવી મૂડી. ભાવકને થાય લોકેટમાં શુ હશે ? તો જણાવાયું છે : 'ખાલી.'

બુદ્ધિ–તર્કને ખાલી ચડી જાય એવી વિસંગતિ છે

ને ?! કારણ પૂછવામાં આવતાં ટોબિયાસ (અને નવલલેખક) જે કહે છે તે ભલાભોળા ગોવાળિયા સાથે ભાવકે પણ સ્વીકારી લેવું પડે તેવું છે : "ઘણી બાબતો સમજાવી શકાતી નથી. બસ તે એમ જ હોય." Thus far and (no) further ?!

આ લૉકેટ ઉપરાંત, શિશુનું મૃત્યુદંશથી અકાલ મૃત્યુ અને લૉકેટ સ્ત્રી વડે લઈ લેવાતાં વયોવૃદ્ધ જિયોવાનીનું કાલપકવ – સકાલ મૃત્યુ, તિરસ્કારભર્યું સ્મિત વેરતા ભગવાનની જમીન સરસી પડેલી પ્રતિમા, પંખીહત્યા પ્રસંગે પરપીડનમાં રાચતો ટાલિયો, દેવળ બહાર દાટવામાં આવેલી વાદળી પોશાક પહેરેલી સ્ત્રી અંતે ટોબિયાસ સાથે બીજા 'કૉઈક' તત્ત્વરૂપે ચાલે છે — આ અને આવી ઘણી ઘટનાપરંપરા નિગૂઢને ઘૂંટે એવી રીતે રજૂ થઈ છે કે કર્તા એની પૂરી પાકી સમજ આપવાને બદલે એમ જ કહે : બસ તે એમ જ હોય છે.

આધુનિક સભ્યતાથી અસ્પૃષ્ટ ભરવાડો કહેતાં ગોવાળિયાઓ લૉકેટ વિશે પરસ્પર વાર્તાલાપ કરે છે એમાં પણ જિયોવાની, 'કીમતી વસ્તુ છાતીએ હોવા છતાં સુખી ન હતો' એમ નક્કી કરે છે ત્યાં પણ ભગવાનનો પરોક્ષ ઉલ્લેખ અજાણ્યાએ વેર વાળવા વૃદ્ધને અંધ બનાવ્યાની બાબત નિરૂપાઈ છે. અહીં પણ લેખકનું દૃષ્ટિબિંદુ ડોકું કાઢી રહ્યું છે.

ઘટનાનો સંરચનાક્રમ જોતાં યુવા પંખીને મારવામાં રસ લેતા ટાલિયાને જોઈ ગોવાળિયાઓના નિર્દોષ જણાતા ચહેરા પર 'કોઈનું વેર વાળ્યાનો સંતોષ' પથરાયેલો નીરખી, તિર્યક્ દૃષ્ટિથી આડકતરું જોતાં ટાલિયો પોતે પણ 'યુવાન પક્ષી પર સિતમ' ગુજારી વેર લેતો કોઈ દેવ પણ દેખાય ! અને લેખકની લાક્ષણિકતા જુઓ કે પ્રથમ વાર ટાલિયો પ્રગટે છે ત્યારના વર્ણનમાં ટાલિયાનું 'ટાલિયું — પંખી જેવું માથું ડોકાયું" એમ સૂચવ્યું છે. (પૃ. ૧૨). હવે વેરની, પરપીડાના હરખની કથનીનો મેળ બેસાડવા જઈએ તો કેવું વૈચિત્ર્ય ઊપસે ? પંખીવત્ મસ્તક ધરાવતો (કદાચ પ્રૌઢ) ટાલિયો, યુવા પંખીની હત્યા હરખભેર કરે છે !

જ્વાળામુખીના ખડકમાંથી બનેલું મંદિર નાશવંત છે. તો જિયોવાનીનું અવસાન કેવી રીતે બતાવાયું છે ?

સાપ (મૃત્યુ)વાળી સ્ત્રી જિયોવાનીને મોઢા પર કહી દે છે, "હું તને મુક્તિ આપવા આવી છું." પેલો પૂછે છે, "મુક્તિ ? શેમાંથી ?" પછી ખાલી લૉકેટને વિચિત્ર રીતે લટકાવી બેઠાની મજાક કરતી હોય એમ "આ શું કામનું છે?" કહી લૉકેટને પાતળી સેર સાથે પેલાના માથેથી કાઢી લેતાં જ જિયોવાની મૃત્યુ પામે છે. જાણે જિયોવાનીનો જીવ એના લૉકેટમાં જ પુરાયેલો હોય તેમ તે મરણશરણ થાય છે। તાત્પર્ય કે લૉકેટ ખાલી છે અને ખાલી નથી — જેમ કે ઈશ્વર છે અને નથી ! આ દૃષ્ટિના પ્રકાશમાં સર્જકને અજ્ઞેયવાદીઓની પંક્તિમાં મૂકી શકાએ.

કદાચ જિયોવાની નહિ, પણ ટોબિયાસ યાત્રાળુ છે. સાપવાળી બાઈએ સહયાત્રી જિયોવાની પાસેથી લૉકેટ લઈ અને માર્યો છતાં તે જ લૉકેટ, જેણે આ અગાઉ ક્યારેય પહેર્યું નહોતું તે ટોબિયાસ બાઈ સમક્ષ વિનીતભાવે નીચે નમી જિયોવાનીનું લૉકેટ ડોકે લટકાવવા દે છે।

ભાવક તરીકે આપણી 'પ્રતીતિકરતા'ની રસઇન્દ્રિયને તાણ પડે એવી આ બાબત લાગ્યા વગર રહેતી નથી. છતાં અહીં પણ લેગરક્વિસ્ટ હાસ્યલાસ્યપૂર્વક એમ જ કહેવાના : બસ તે એમ જ હોય.

મને કૃષ્ણમૂર્તિનું સ્મરણ થઈ આવ્યું : That which is. રમણ મહર્ષિ કહે છે : Pre-filmed ઘટના. અક્રમવિજ્ઞાની દાદાશ્રી કહેતા હતા : વ્ય-વ-સ્થિ-ત છે, 'બન્યું તે ન્યાય' !

પૃ. ૫૭ પર ટોબિયાસ જે કબર પાસે બેઠો લૉકેટ વિશે વિમાસે છે કે "અંધ પાસેથી તેની પાસે આવેલું આ લૉકેટ કોઈકે તો પહેરવાનું જ હતું" (પૃ. ૫૭). આમ લૉકેટ-પરિધાન, નિયતિનો પૂર્વનિશ્ચિત – નિર્ધારિત ક્રમ – કાંડ – વિધિ હતો.

યાત્રાળુની સમાન્તરે ભેદભર્યા લોકેટની યાત્રા કોઈ 'પવિત્ર' નહિ તો અગમ્ય ભૂમિ પ્રત્યે ચાલુ જ છે. હવે પવિત્ર ગુનેગાર ટોબિયાસનો વારો. મૃત્યુ પામીને પુનરુત્થાનમાં યુવાન બનેલી બીજી સ્ત્રી કૃતિના અંતે પ્રેતસદૃશ પ્રકટ થાય છે અને થાકયાને વિશ્રામ આપવા હળવેક રહી હવે વૃદ્ધ બનેલા, અપરાધ-ભાવનાથી પ્રપીડિત ટોબિયાસની ડોકેથી લોકેટ કાઢી લે છે ને ટોબિયાસ મૃત્યુ પામે છે. સાપવાળી ઓરત કરતાં આ વાદળી પોશાકસજ્જ સ્ત્રીમા 'અસીમ ઋજુતા' અને શાતા વેદનીય અનુભવનું લેખકે ચરિત્રગત આરોપણ કર્યું છે. "ટોબિયાસનો ચહેરો ગહન શાંતિથી સભર જણાયો" — લઘુ નવલનું આ અંતિમ વાક્ય છે, વર્ણન છે.

લેગરક્વિસ્ટનું સામર્થ્ય એમાં છે કે સ્ત્રી – મૃત્યુ અને નિયતિનુ લોકેટના સમગ્રવર્તી સાદ્યન્ત પ્રતીકમા કોલાજીકરણ સંભવ્યું છે.

સાપવાળી બાનુએ ટોબિયાસ માટે થઈ ભવિષ્યવાણી ભાખી હતી: "તારું ભાગ્ય પણ મનુષ્ય-માત્રની નિયતિ જેવું ક્ષુલ્લક છે." (પૃ. ૫૪)

પરંતુ પાછળથી ટોબિયાસને ન તો દિવસ, ન તો રાત પણ સતત સાપ્યના સનાતન સમય–પ્રકાશમાં જે કાંઈ 'રહસ્યમય' છે એના વિશે જે પ્રશ્ન ઊઠે છે એ નવલસર્જક પાર લેગરક્વિસ્ટનો પણ હોઈ શકે:

> "પોતાની જાતનું અને નિયતિનું સત્ય પામવા કે માનવજાતની નિયતિનું સત્ય જાણવા એણે એ ધુમ્મસમાં હજી ઊંચે ચડવું જોઈએ?" (પૃ. ૬૦)

કહી શકાય કે ધરા પર ધૂળ છે અને અનંત અવકાશે ઊર્ધ્વમા ધુમ્મસ હોય તોયે ઉચ્ચાવચ ક્રમ–અક્રમમાં મનુજ હસ્તીની ગતિ થતી જ રહેવાની. એવી ગતિ અંધત્વગંધી યુક્ત જ હોય એમ માનવાને કારણ નથી. કેમ કે સાતત્ય એકવિધ અનુભવમાં ક્યારેય ના હોઈ શકે. સાતત્યમા વૈવિધ્ય હોય જ। તમસ્ અને અજવાસનું. બોગદાનો શૂન્ય તમસાવૃત પુંજ કિરણની સહજ ટશર અડતાં જ પ્રકાશદૃશ્યમા પરિવર્તન પામી શકે છે. છાયા–પ્રકાશે અભ્રાકારવત્ અવસ્થાઓ છે માત્ર. સતત તો છે વિભુ વ્યાપક આકાશ જેનો નિકટવર્તી પ્રાસ છે પ્રકાશ! પ્રકાશથી જ ધુમ્મસ પરિદૃશ્યમાન બને ..

લેગરક્વિસ્ટે 'ખાલી' (emptiness)ને પ્રાકટ્ય આપવા માટે પણ ભગવાનના નાસ્તિત્વનો આશ્રય લીધો છે! તેમના જેવા સર્જક ભગવાન 'નથી' એમ તો લાચારીથી કે રોષથી ના જ કહે પણ 'છે' એવી સંપૂર્ણ પ્રતીતિ નથી માટે આવું આલેખન સર્જનાત્મક અનિવાર્યતામાંથી અને જાગરૂક પ્રામાણિકતામાથી જ સ્ફુરે.

પ્રસ્તુત પુસ્તકમા શ્રી લાભશંકર ઠાકરનો આમુખ, એક આવકારલેખ બની રહેવાને બદલે 'પવિત્ર ભૂમિ' કૃતિની સમૃદ્ધ સંકુલતા આકારી આપતો અભ્યાસલેખ છે, જેની સાથે શ્રી દિનેશ કોઠારી ભેગા 'ઇનર લાઇફ' પુસ્તિકામાં લેગરક્વિસ્ટની પ્રથમ નવલ 'બારાબાસ' વિશે આસ્વાદલેખ પ્રકાશિત કરેલો એય અહીં સમાવી લીધો છે.

લેગરક્વિસ્ટની બીજી નવલ જે પાચ નવલ-શ્રેણીમાં 'પવિત્ર ભૂમિ'ની પુરોગામી કૃતિ 'સિબિલ' એના ઉપર શ્રી હરીન્દ્ર દવેના દ્યોતક નિરીક્ષણો-વાળો લેખ 'નવનીત-સમર્પણ'(જૂન ૧૯૮૫)માં પ્રકટ થયેલો – જેમ આ 'પવિત્ર ભૂમિ' પણ 'નવનીત–સમર્પણ'મા અનુવાદરૂપે પ્રકાશિત થયેલી – તે, તેમ જ પાર લેગરક્વિસ્ટે નોબેલ પારિતોષિક સ્વીકારતી વખતે કરેલા વ્યાખ્યાનનું શ્રી રવીન્દ્ર ઠાકોરનું ભાષાન્તર 'પરિશિષ્ટ'માં સર્વ સાથે મળે છે. શ્રી સુરેશ દલાલે અનુવાદકને 'હોલી લેન્ડ' આ કામ માટે સોંપી જ ના હોત તો આટલી ત્વરાથી 'રન્નાદે' આ સ્વરૂપે નવલ સુલભ કરાવી શકતે?

પાર લેગરક્વિસ્ટની મૂળ ભાષામાંથી અંગ્રેજીમા નાઓમી વાલફોર્ડે 'પવિત્ર ભૂમિ' અનુવાદી અને અંગ્રેજીમાથી ગુજરાતી ગિરામા શ્રી તરુબહેન કજારિયાએ પ્રેમપરિશ્રમપૂર્વક અવતારી. બાકીની બધી કૃતિઓ માટે વધુ સજ્જતા અને શબ્દાર્થ-નિષ્ઠાપૂર્વક એઓ જ કામ કરે તો લેગરક્વિસ્ટની

'ધનગાત્ર' નવલકૃતિઓ ગુજરાતીમાં ઉપલબ્ધ થઈ શકે.

વાદળી વસ્ત્રમાં સજ્જ સન્નારીને લોકો 'પવિત્ર ભૂમિ' (!) જેવા દેવળની દીવાલ બહાર કાઢી આવે છે પછી અપરાધભાવ અનુભવતા રોબિયાસની સ્થિતિ અનુવાદ સ્વરૂપે રસપ્રદ ઊતરી છે:

> "એ લોકો કબરમાંથી માટી ભરીને ચાલ્યા ગયા ત્યારે છૂપી જગ્યાએથી બહાર આવી હું કબરની માટીના ઢગ પર ફસડાઈ પડચો હતો અને કાંઈ રડચો, કાંઈ રડચો હતો..." (પૃ. ૭૯).

'કાંઈ રડચો, કાંઈ રડચો હતો' જેવા પ્રયોગથી કૃતિ જાણે ગુજરાતી લેખકની જ હોય એટલી સ્વાભાવિકતાસાં અર્થાંકન પામી છે.

અનુવાદકનું કામ પણ આવું છે, સવેળા પરભાષી સર્જકોને ભૂગર્ભમાંથી એમની સમૃદ્ધ કૃતિઓને બહાર કાઢી આપવાનું; જેથી ભવિષ્યે કાંઈ રડવા જેવું ના રહે...

'પવિત્ર ભૂમિ': લે. પાર લેગરક્વિસ્ટ, અનુ. તરુ કજારિયા, રન્નાદે પ્રકાશન, અમદાવાદ-૧, પૃ. ૧૧૬, કિં. રૂ. ૨૭-૦૦.



## સાભાર સ્વીકાર

રાજા મહારાજાની જે — લે. તારિણીબહેન દેસાઈ, પ્ર. પ્રવીણ પ્રકાશન, લાભ ચેમ્બર્સ, મ્યુનિ. કોર્પો. સામે, ઢેબરભાઈ રોડ, રાજકોટ, કિં. રૂ. ૨૬. ઘટનાલય : સુમંત રાવલ, પ્ર. નવભારત પ્રકાશન મંદિર, ગાંધીરોડ, બાલાહનુમાન, અમદાવાદ-૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૩૬. મારી વાચનકથા : લે. મનુભાઈ પંચોળી 'દર્શક' પ્ર. એન. એમ. ત્રિપાઠી પ્રા.લિ., ૧૬૪, શામળદાસ ગાંધીમાર્ગ, મુંબઈ-૪૦૦ ૦૦૨, કિં. રૂ. ૩૫. કવિ ખબરદારના પત્રો : સંપા. ડૉ. ધર્મેન્દ્ર મ. માસ્તર (મધુરમ્), પ્ર. મુંબઈ પારસી પંચાયત, ૨૦૯, ડૉ. દાદાભાઈ નવરોજી માર્ગ, કોટ, મુંબઈ-૪૦૦ ૦૦૧, કિં. રૂ. ૪૨. ડુંગરી ભીલોનો ગુજરાંનો અરેલો: સંપા. પ્ર. ડો. ભગવાનદાસ પટેલ, મુ. જામળા, તા. હિંમતનગર, કિં. રૂ. ૧૨૫. ગોફણ લે. જે. નિમાવત, પ્ર. ફ્રાંટકેમ પ્રાઇવેટ લિમિટેડ, જી. યુ. ભટ્ટનો બંગલો, જૂની માણેકવાડી, ભાવનગર-૩૬૪૦૦૧, કિં. રૂ. ૧૧-૨૫. જીવનનું સાચું સુખ : ભાવાનુવાદ મીરાં ભટ્ટ, પ્રાપ્તિસ્થાન : સર્વોદય સાહિત્ય મંદિર, ૪૪૭-બી, શિશુવિહાર, ભાવનગર ૩૬૪ ૦૦૧, કિં. રૂ. ૨૫. સ્મરણોને સથવારે : ગુલાબદાસ બ્રોકર, પ્ર. નવભારત સાહિત્ય મંદિર, ૧૩૪, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૨ અને ગાંધી રોડ, અમદાવાદ-૧, કિં. રૂ. ૪૭. અણોરણીયાન્ : લે. પ્ર. ઉમાકાન્ત વજેશંકર રાજ્યગુરુ, 'સમત્વમ્', શિવાજીનગર, તળાજા-૩૬૪ ૧૪૦, જિ. ભાવનગર, કિં. રૂ. ૩. વ્યક્તિવિશેષ શ્રેણી : ૧ ઇન્દુલાલ યાજ્ઞિક લે. ધનવંત ઓઝા, સંપા. પ્રફુલ્લ રાવલ, પ્ર. કૃતિ ટ્રસ્ટ, વી.પી. રોડ, વીરમગામ-૩૮૨૧૫૦, કિં. રૂ. ૬.

# ગુજરાતની લોકકલ્યાણની અનેકવિધ પરિયોજનાઓનું સરવૈયું

મુખ્યમંત્રી શ્રી ચીમનભાઈ પટેલના સફળ નેતૃત્વ હેઠળના મંત્રીમંડળે ૪થી માર્ચ, ૧૯૯૩ના રોજ રાજ્યશાસનનાં ત્રણ વર્ષ પૂરાં કર્યાં છે. આ ત્રણ વર્ષ રાજ્ય સરકારે નોંધપાત્ર કામગીરી કરી છે.

* રૂ. ૫ કરોડથી વધુ રોકાણવાળા ૭૫૮ જેટલા પ્રોજેક્ટ સ્થાપવાનું આયોજન.

* રાજ્યમાં સ્થપાનાર ૨૨ નવી ઔદ્યોગિક વસાહતો પૈકી ૧૧ ઔદ્યોગિક વસાહતો સૌરાષ્ટ્રમાં.

* ઇન્ડેક્ષ-સ્રીની સહાયથી રૂ. ૧૩૪ કરોડના રોકાણ સહિતના બિન-નિવાસી ભારતીયોના ૨૫૭ પ્રોજેક્ટસમાં શરૂ કરાયેલું વ્યાવસાયિક ઉત્પાદન.

* ગુજરાત રાજ્ય નાણાકીય નિગમ દ્વારા ૩૫,૮૯૩થી વધુ ઔદ્યોગિક એકમોને રૂ. ૧,૪૦૨ કરોડની અપાયેલી નાણાકીય સહાય.

* ક્રૂડ ઓઈલ રોયલ્ટી દર તા. ૧-૪-૯૦થી તા. ૩૧-૩-૯૩ના સમયગાળા માટે રૂ. ૧૬૭થી વધીને રૂ. ૩૧૪નો થયો, જેના પરિણામે રાજ્યની આવકમાં રૂ ૩૦૦ કરોડનો વધારો થશે. એપ્રિલ ૧, ૧૯૯૩થી આ દર રૂ. ૫૨૮નો થશે.

* વર્ષ ૧૯૮૯-૯૦માં ૨,૬૪,૬૬૦ વીજજોડાણો હતાં. તેમાં '૯૦-૯૧ અને '૯૧-૯૨ દરમિયાન અનુક્રમે ૨,૫૬,૬૯૬ અને ૨,૦૨,૮૯૪ નવાં વીજજોડાણો અપાતાં કુલ વીજજોડાણો ૭,૨૪,૨૪૦ આપ્યાં છે.

* ૧૯૯૩-૯૪ના નાણાકીય વર્ષમાં કુટીર અને ગ્રામોદ્યોગ ક્ષેત્રે ૯૯,૦૦૦ વ્યક્તિઓ માટે રોજગારીની તકો ઊભી કરવાનું આયોજન કરવામાં આવ્યું છે.

* તાજેતરની અમદાવાદ અને સુરત શહેરની અશાંત પરિસ્થિતિને કારણે ગુજરાતને અંદાજે રૂ. ૫૨.૨૧ કરોડનું આર્થિક નુકસાન ભોગવવું પડ્યું છે.

આમ છતાં રાજ્ય સરકારે આ અશાંતિને કારણે અસર પામેલાઓને મદદ પ્રોત્સાહજનક ઔદ્યોગિક વાતાવરણ ઊભું કર્યું છે.

* અનેકવિધ યોજનાઓ હાથ ધરીને રાજ્ય સરકારે કૃષિ વિકાસના ક્ષેત્રમાં ઊંચી પ્રગતિ હાંસલ કરી છે. રાજ્ય સરકારે નાના અને સીમાંત ખેડૂતોને છેલ્લાં ત્રણ વર્ષમાં રૂ. ૮૬૫.૬૦ લાખની સહાય આપી ૧૯,૮૦૦ લાભાર્થીઓને આવરી લીધા છે.

* ખેડૂતોને ખેતપેદાશોના પોષણક્ષમ ભાવો મળે તે માટે ગુજરાત સરકારે કુંજળીની ખરી દીકરી, ટેકાના ભાવે ખેતપેદાશ ખરીદવા ખાસ 'સમ સાધારણ ફંડ'ની રચના કરી છે.

* બિયારણ, ખાતર, જંતુનાશક દવા, સમયસર અને શુદ્ધ માત્રામાં ખેડૂતોને મળી રહે તે માટે 'ગુણવત્તા નિયંત્રણ' તંત્ર કાર્યરત કરવામાં આવ્યું છે.

* ટપક સિંચાઈ યોજનામાં અનુસૂચિત જાતિ અને જનજાતિના નાના અને સીમાંત ખેડૂતોને સ્પ્રિંકલર સેટ અને ડ્રીપ સેટ ખરીદવા આર્થિક સહાય આપી છે.

* કુદરતી આફતો સામે રક્ષણ આપતી પાક વીમા યોજના અન્વયે રૂ. ૬૧.૪૯ કરોડ ખેડૂતોને ચૂકવવામાં આવ્યા. [માહિતી]




# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

सर्वभाषा सरस्वती

વર્ષ ત્રીજું : અંક દસમો

મે : ૧૯૯૩

તંત્રી

રમણલાલ જોશી

૩૪



# ઉદ્દેશ

વર્ષ ત્રીજું　　અંક દસમો　　સળંગ અંક : ૩૪

અનુક્રમ : મે ૧૯૯૩



પ્રકાશક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ–૩૮૦ ૦૦૯
'ઉદ્દેશ' કાર્યાલય વતી મુદ્રક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ–૩૮૦ ૦૦૯
મુ . . . : ભગવતી મુદ્રણાલય, ૧૯, અજય ઇન્ડસ્ટ્રિયલ એસ્ટેટ, . . . રોડ, અમદાવાદ–૩૮૦ ૦૦૪.

## સૂચનાઓ


* 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે.
* આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે.
* વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ. ૮૦. વિદેશમાં (ઍરમેલ) રૂ. ૫૦૦, (સીમેલ) રૂ. ૩૫૦ આજીવન પ્રોત્સાહક સભ્ય : રૂ. ૧૦૦૦.
* 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી.
* સ્વીકૃત કૃતિનો જવાબ પંદરેક દિવસમાં અપાય છે.
* છૂટક નકલ રૂ.૧૦ પોસ્ટેજ સાથે
* લવાજમ મોકલવા અને પત્રવ્યવહારનું સરનામું : 'ઉદ્દેશ' કાર્યાલય, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ–૯. ફોન નં. ૪૫૨૦૨૭
* લવાજમો મનીઑર્ડર અથવા ડ્રાફ્ટથી મોકલવા.
* 'ઉદ્દેશ'ના લવાજમ નીચેનાં સ્થળે પણ ભરી શકાય છે.

(૧) સોરભ પુસ્તક ભંડાર : કાલિકા ડામ સામે, મેડા ઉપર, રિલીફ રોડ, અમદાવાદ–૧ ફોન : ૩૮૧૨૩૦, ૪૭૫૦૯૭

(૨) વિજય મૅગેઝીન વર્લ્ડ : ૬૨, કલ્યાણ ભુવન, બીજે માળે, રિલીફ રોડ, અમદાવાદ–૧ ફોન : ૩૫૬૪૭૯

# ઉદ્દેશ



મે

૧૯૯૩


सर्वभाषा सरस्वती

## આપણે ક્યાં ઊભા છીએ એની જાત-તપાસ કરીએ

જીવનસાધનામાં જાત-તપાસ, આત્મપરીક્ષણ(self-introspection)નું મહત્ત્વ વિવાદાતીત છે.
સ્વ. રમણભાઈ નીલકંઠે એને માટે 'સ્વહૃદયપરીક્ષા' શબ્દ આપેલો. ભગવાનને આપણે અંતર્યામી –
અંતરને જાણનાર કહીએ છીએ. એ અંતર્યામીને પામવા માટે પણ અંતર-ખોજ કરવી જોઈએ. શું
વ્યક્તિ કે સમાજ સર્વને માટે આ પ્રક્રિયા વિકાસ માટેની પ્રથમ શરત છે. સામાન્યતઃ માણસો બહિ-
ર્મુખ હોય છે. આપણે જેટલું બહાર જોઈએ છીએ એટલું અંદર જોતા નથી. બહાર ન જોવું એમ
નહિ પણ પ્રથમ અંદર જોવું જરૂરી છે. અંદર જોનારને જ બહારની સૃષ્ટિને સમ્યક્ પરિપ્રેક્ષ્યમાં
જોવાની દૃષ્ટિ મળે છે. આપણે સતત બીજાઓનું મૂલ્યાંકન કરીએ છીએ, એમના વિશે અભિપ્રાય
આપીએ છીએ અને ટીકારસમાં ગળાબૂડ રહીએ છીએ. શ્રી અરવિંદે કહેલું કે માણસ જે વડે
મૂલ્યાંકન કરે છે તે ચિત્ત તો અજ્ઞાન-આવરિત છે, એટલે જ તેમણે માણસો કે ઘટનાઓ ઉપર
'જજમેન્ટ' આપવાની વૃત્તિને રોકવાનું કહેલું. આપણે જ્યારે બીજાઓ વિશે આવું કરીએ છીએ ત્યારે
આપણી જાતને ઊંચા આસને મૂકી દઈએ છીએ. એમાં સૂક્ષ્મ અહંકાર પણ રહેલો છે. વાસ્તવિક
રીતે તો આપણો પોતાનો પણ એમાં કેટલો ફાળો છે એ વિચારવાનું છે. કોઈએ કહ્યું છે —

बूरा देखन मैं गयो, बूरो न मलियो कोई ।
जो देखूँ दिल खोजके मोसे बूरा न कोई ॥

અર્થાત્ મૂળ વાત દિલ ખોલીને જોવાની છે. વ્યક્તિગત કે સામાજિક ઘટનાઓને સમ્યક્ જ્ઞાન-
દૃષ્ટિથી જોવામાં આવે તો જગતના ઘણા કલેશોનું શમન થાય. કેટલીક વાર 'ગેરસમજ' શબ્દનો આપણે
ઉપયોગ કરીએ છીએ પણ 'ગેરસમજ' કરતાં 'અસમજ' – સાચી સમજનો અભાવ જ કારણભૂત હોય
છે. એટલે અત્યારે સમગ્ર દેશમાં જે ઘટનાઓ ઘટી રહી છે એને યોગ્ય ભૂમિકામાં જોતાં સંભવ છે
કે એમાંથી બહાર નીકળવાનો માર્ગ હાથ લાગે. શિક્ષણમાં ઇતિહાસનું સ્થાન અનન્ય છે. જીવનને
જોવાની એ દૃષ્ટિ આપે છે. જવાહરલાલ ઇતિહાસના કેવા જ્ઞાતા હતા તે આપણે જાણીએ છીએ,
અત્યારના રાજપુરુષોમાં 'વસેંટાઇલ' કેટલા એ પ્રશ્ન ઉદ્ભવે એ સ્થિતિ છે.

બીજા વિશ્વયુદ્ધ પછી વિશ્વની પ્રજાઓએ, વિનાશક શસ્ત્રોની ગંજાવર જમાવટ કર્યા છતાં, સહ-
અસ્તિત્વના સિદ્ધાન્તને એક આદર્શ તરીકે નહિ તોપણ એક વાસ્તવિકતા તરીકે સ્વીકાર્યો છે અને
સહ-અસ્તિત્વનો પાયો પ્રેમ છે. આર્નોલ્ડ ટૉયન્બી જેવા ઇતિહાસના આચાર્યે પણ માનવીય ગૌરવ અને
મનુષ્ય-પ્રેમ ઉપર ભાર મૂક્યો તેની પાછળ સભ્યતાઓના વારા-ફેરાની પ્રક્રિયાની સાચી સમજ રહેલી છે.
એટલે અત્યારે આપણે ક્યાં ઊભા છીએ એની જાત-તપાસ જીવનયાત્રાનું માર્ગદર્શક સોપાન બની રહેશે.

— રમણલાલ

# સાંપ્રત પ્રવાહો

તંત્રી

**કન્નડ કવિ ગોપાલકૃષ્ણ અડિગનું અવસાન**

તાજેતરમા કન્નડના એલિયટ ગણાતા અગ્રણી કવિ ગોપાલકૃષ્ણ અડિગનુ અવસાન થતા દેશના સાહિત્યક્ષેત્રને ન પુરાય એવી ખોટ પડી છે. ૧૯૭૭ના મેમા એક સેમિનારમા મૈસૂર જવાનુ થયેલું. વળતા બેંગલોરમા માસ્તી વ્યંકટેશ આયંગર, ડૉ. જી. એસ. શિવરુદ્રપ્પા વગેરેને મળવાનું બનેલું. એ દિવસોમા ગોપાલકૃષ્ણ અડિગ બેંગલોરમાં હતા એટલે તેમને મળવાની તક લીધી. તેમને મળવા જયનગર વિસ્તારમાના તેમના નિવાસસ્થાને ગયો ત્યારે તે તરતમા જ બહારથી આવ્યા હતા. માનવીય ગૌરવના તે વિશિષ્ટ પુરસ્કર્તા હોવાની છાપ પડી. કન્નડ કવિતામા વ્યક્તિમત્તાના તે આગ્રહી લાગ્યા. તેમના કાવ્યસંગ્રહ 'ઇંધનૂ ભયસીરલિલ્લા' (મેં આમ ઇચ્છ્યું નો'તું)મા અગત જીવનના અનુભવો વ્યક્ત થયા છે 'વર્ધમાન'(એડોલેસન્ટ)ને ૧૯૭૪નો સાહિત્ય અકાદમી એવૉર્ડ મળેલો. પછી તે ગદ્યકાવ્યો તરફ વળ્યા. શક્ય તેટલો ગદ્યના ઉત્તમ તત્ત્વોનો લાભ લેવો, બોલાતા શબ્દલયની નજીક જવાની તેમની દૃષ્ટિ હતી. એમનો 'સમગ્ર કાવ્ય' એ કલેક્ટેડ પોએમ્સનો ગ્રંથ છે. એ સમયે 'ઇમરજન્સી' વિશે તેમણે આક્રોશ પ્રગટ કરેલો અને ઉમાશંકરનાં રાજ્યસભાના પ્રવચનોની તારીફ કરેલી 'રાઇટર્સ ફૉર ડેમોક્રસી'ની સ્થાપના કટોકટીપૂર્વે થયેલી. મહત્ત્વના સર્જકો કટોકટી અને સેન્સરશિપના વિરોધી હતા. અડિગ તો બહાર આવેલા અને જાહેર સભાઓને પણ સંબોધેલી 'પૌરુષદ પરિપાટી' કાવ્યમા લોકો સત્તાધીશોને તાબે થવાનું શીખ્યા છે, અને પોતાના પ્રયત્નો પર આધાર રાખવાનું શીખ્યા નથી એ વિશે તેમણે રજૂઆત કરી છે. 'નિન્નગદ્દગે નીરુ' (તમારા ખેતર આગળ જલ) એ કાવ્યમા તેઓ કટાક્ષ કરે છે કે તમારા ખેતરમા પાણી લઈ આવતી બધી નહેરો હવે બંધ થઈ ગઈ છે, તો મારા બંધુ, તમને ગમે તે ઉગાડો! તેમનો 'ભૂમિગીત' પણ જાણીતો છે. રાઇટર્સ વર્કશૉપમાં પણ જોડાયેલા. મોડી રાત્રે તેમના ત્યાથી નીકળતા તેમણે પોતાના સ્વર્ગસ્થ પિતાનો ફોટો બતાવ્યો ત્યારે તેમની આંખોમાં દેખાયેલી ચમક આજે પણ સ્મૃતિમા બરાબર જડાઈ ગઈ છે. આવા એક સત્ત્વશીલ કવિના આત્માને પ્રભુ ચિર શાંતિ અર્પો.

**આ પુસ્તકો તમે જોયાં?**

**'મહાદેવભાઈની ડાયરી'**ના વિવિધ ગ્રંથોનું પ્રકાશન દસ્તાવેજી મૂલ્યવાળું સમૃદ્ધ વાચન પૂરું પાડે છે. એના ૨૦મા ગ્રંથનું સંપાદન શ્રી મહેન્દ્ર વાલજીભાઈ દેસાઈએ કર્યું છે. આ ગ્રંથમાં ૧૦–૭–૩૪ થી ૬–૩–૩૬ સુધીનો સમય આવરી લેવાયો છે. પ્રસ્તુત ગ્રંથમાં શ્રી મહેન્દ્રભાઈએ ડાયરીમા જેમના ઉલ્લેખો આવે છે તે મહાનુભાવોનો સક્ષિપ્ત, સર્વાંગી અને માર્મિક પરિચય જહેમતપૂર્વક પરિશિષ્ટ રૂપે આપ્યો છે તે ગ્રંથને સમજવામા ઉપકારક નીવડશે. અત્યંત ચીવટપૂર્વક અને શાસ્ત્રીય રીતે આ સંપાદન થયું છે. [મહાદેવભાઈની ડાયરી–પુ. ૨૦મુ, સંપા: મહેન્દ્ર વાલજીભાઈ દેસાઈ, પ્ર. સાબરમતી આશ્રમ સુરક્ષા અને સ્મારક ટ્રસ્ટ, અમદાવાદ–૩૮૦ ૦૨૭, કિ. રૂ. ૨૦.]

તાજેતરમા પ્રગટ થયેલ **'અગ્નિકુંડમાં ઊગેલું ગુલાબ'** એ સ્વ. મહાદેવ દેસાઈનું શ્રી નારાયણ દેસાઈએ લખેલું જીવનચરિત્ર છે. આવો વિસ્તૃત જીવનચરિત્રનો ગ્રંથ એ આપણા પ્રકાશનની એક ઘટના છે. આ ગ્રંથમા ગાંધીજીના મહાકાવ્ય સમા જીવનનાં કેટલાક વિરલ પાસાંનુ પહેલી વાર દર્શન થાય છે એટલું જ નહિ પણ એની પાછળ રહેલ

'ભક્તિનું અખંડ કાવ્ય' મહાદેવ દેસાઈનો વ્યક્તિત્વ-ધબકાર હૃદયસ્પર્શી રીતે ઝિલાયો છે. મહાદેવ દેસાઈ એટલે અર્વાચીન કાળમાં ભારતમાં પાકેલા સમર્પણ-યુક્ત ભક્તિના પ્રતીક સમા એક વિરલ તપસ્વી. એમના તપઃપૂત વ્યક્તિત્વની ઝલક વાચકોને પ્રેરક નીવડશે. ડિમાઈ સાઇઝનાં લગભગ સાડા સાતસો પાનાંનો અને જવલ્લે ઉપલબ્ધ થાય તેવી છબીઓ-વાળો આ દળદાર ગ્રંથ માત્ર રૂ. ૫૦ માં મળે છે. કોઈ પણ જાહેર કે અંગત પુસ્તકાલય આ ગ્રંથ વિહોણું ન હો. [અગ્નિકુંડમાં ઊગેલું ગુલાબ – નારાયણ દેસાઈ, પ્ર. અમૃત મોદી, મંત્રી મહાદેવ દેસાઈ જન્મ શતાબ્દી સમિતિ, ગાંધી સ્મારક સંગ્રહાલય, હરિજન આશ્રમ, અમદાવાદ–૩૮૦ ૦૨૭, કિં. રૂ. ૫૦.]

પ્રસિદ્ધ કવિ શ્રી શૂન્ય પાલનપુરીની સમગ્ર કવિતાનો ગ્રંથ 'શૂન્યનો વૈભવ' નામે શૂન્ય પાલનપુરી સ્મારક ટ્રસ્ટ, પાલનપુર દ્વારા પ્રકાશિત થયો છે. એમાં શૂન્ય પાલનપુરીના બધા સંગ્રહો, કેટલીક અપ્રગટ રચનાઓ સાથે આપવામાં આવ્યા છે. તેમની ઉર્દૂ કવિતા પણ સમાવિષ્ટ થઈ છે. ઉપરાંત 'શૂન્ય'ની કવિતા વિશેના અભ્યાસલેખો, સંસ્મરણો, જીવન-તવારીખ વગેરેથી ગ્રંથ સમૃદ્ધ બન્યો છે. શૂન્ય પાલનપુરી સ્મારક ટ્રસ્ટે કવિનું જે વાઙ્‌મય-તર્પણ કર્યું તે સર્વથા પ્રશસ્ય છે. ગુજરાતી ગઝલના વિકાસમાં નોંધપાત્ર પ્રદાન કરનાર શ્રી શૂન્ય પાલનપુરીના અક્ષરદેહને સુલભ બનાવવા માટે આયોજકોને અભિનંદન ઘટે છે. [શૂન્યનો વૈભવ — શૂન્ય પાલનપુરી, પ્રાપ્તિસ્થાન : શૈલેષભાઈ સારાલાલ મહેતા, ગઠામણ દરવાજા, કોટવાળી શેરી, પાલનપુર–૩૮૫ ૦૦૧, કિં. રૂ. ૨૫૦. પોસ્ટેજ અલગ.]

**એની બહેન સરૈયા પ્રકાશન શ્રેણી : નવોદિત લેખિકાઓને નિમંત્રણ**

પ્રસિદ્ધ લેખિકા સ્વ. એનીબહેન સરૈયાની સ્મૃતિમાં પ્રકાશન શ્રેણી શરૂ કરવા માટે ડૉ. સી. જી. સરૈયા તરફથી ગુજરાતી સાહિત્ય પરિષદને એક લાખ રૂપિયાનું દાન મળેલું છે. આ શ્રેણીમાં લેખિકાઓનો પ્રથમ મૌલિક સર્જનાત્મક ગ્રંથ પ્રગટ કરવામાં આવશે. એમાં બાળસાહિત્ય, કવિતા, વાર્તા, નવલકથા, નિબંધ, જીવનચરિત્ર વગેરેનો સમાવેશ થાય છે. લેખિકાઓએ પોતાની હસ્તપ્રત નીચેના સરનામે મોકલી આપવાનું જણાવાયું છે: પ્રકાશન વિભાગ, ગુજરાતી સાહિત્ય પરિષદ, ગોવર્ધનભવન, આશ્રમ માર્ગ, પો. બો. નં. ૪૦૬૦, અમદાવાદ – ૩૮૦ ૦૦૯.



## આપણે

જ્યાંથી રે છૂટયું હો ત્યાંથી માંડવું
છૂટે નહિ ફરી વાર,
જ્યાંથી રે તૂટયું હોય ત્યાંથી સાધવું
તૂટે કદી નહિ તાર,
હોજી હળવાં કરમોના કરતલ આપણે !

ભટકી ભટકીને આંગણ આવિયા
ભાળ્યા દેશ પારાવાર
વિરમ્યા નહિ રે લગાર
હો જી સાચના સંગાથી ઝલમલ આપણે !

ગુરુને કહેણે રે પથ પર ચાલિયા
સુખનાં તજી દીધાં રાજ
પંડે થાવાને તારાજ
હો જી કુમળાં હૈયાંના ખડતલ આપણે !

ભુલાવા ના ભવના જરીયે ભાવિયા
લાધ્યા અગોચર આધાર
ઊગ્યા નિરાલા નિસ્સાર
હો જી દવના સરવરના શતદલ આપણે !

હેમન્ત દેસાઈ

## લય ચીતરું છું

સવારે સવારે હૃદય ચીતરું છું
નર્યાં ઝાકળોનો જ લય ચીતરું છું
હતી સાંજ તે અસ્ત પામી, હવે ત્યાં
નવો સૂર્ય છે તો ઉદય ચીતરું છું
જડી આખરે એક પીંછી ક્ષણોની
હતી કલ્પના, તે સમય ચીતરું છું
નવાં સર્જનોનાં જ એંધાણ છે આ
હજી એકધારા પ્રલય ચીતરું છું
લઘુતા તણી 'ફ્રેમ' માગી નથી મેં
મને હું અજય ને અભય ચીતરું છું

નિર્મિશ ઠાકર

# અનંત શિવ નૃત્ય

સુસ્મિતા મ્હેડ

ॐ हिरण्यगर्भः समवर्तताग्रे, भूतस्य जातः पतिरेक आसीत् ।
स दाधार पृथिवीं द्यामुतेमां कस्मै देवाय हविषा विधेम ।।
(यजु. अ.१३, मं. ४)

શિવનૃત્યના અનેકવિધ પ્રકારોનું તાત્પર્ય તો સમગ્ર ચૈતન્યના લયબદ્ધ આવિષ્કારનું છે. ઈરોસે પણ સૃષ્ટિના આરંભે શરૂ થયેલા નૃત્યને સમુદ્ર-તરંગોના લયમાં, ગ્રહોની ગતિમાં કે સ્થિર તારકાવલીના તાણાવાણામાં જોયું.

શિવનૃત્યનું મૂળ ગમે તે હોય છતાં કોઈ પણ કલા કે ધર્મ ગૌરવપૂર્વક એનો ઉલ્લેખ કરી શકે એવી પરમશક્તિની લીલારૂપ એ ગણાયું છે. વિવિધ શિવનૃત્યોમાં નટરાજના નાદાન્ત નામે પરિચિત નૃત્ય-પ્રકાર જ હોઠે આવે. તિરુવાંગમ્‌ના બારમા અધ્યાયના ચૌદમા શ્લોકમાં ઉલ્લેખ છે: "The Lord of Tillai's court a mystic dance performs what's that my dear?"

શૈવ સાહિત્ય જણાવે છે કે લાકડામાં રહેલા છદ્મ અગ્નિ પેઠે બ્રહ્માંડની જડચૈતન્ય વસ્તુઓમાં પોતાની શક્તિને સંક્રાન્તિને નટરાજ નર્તન કરે છે. આ નૃત્ય પરમશક્તિની સૃષ્ટિ, સ્થિતિ, સંહાર, તિરોભાવ અને અનુગ્રહ એમ પંચક્રિયાનો આવિર્ભાવ છે. આપણું હૃદય જેનું ઉગમસ્થાન છે, જે સર્વવ્યાપી તથા અંતર્યામી છે, એ સર્જન-વિસર્જનની અવિરત લીલાનું સંચાલન કરતી શક્તિના પ્રતીકરૂપે આ નૃત્ય છે. ભારતીય સાહિત્યમાં અને કલામાં થયેલા એના નિરૂપણનું આ દૃષ્ટિએ અર્થ-ઘટન કરીએ ત્યારે એનું રહસ્ય સમજાય.

આવી કલ્પના કરનાર પ્રાચીન ઋષિઓ કેવા આર્ષદ્રષ્ટા હતા? તેમની આ વિભાવનાને કલા, વિજ્ઞાન અને ફિલસૂફીના વિશિષ્ટ મિશ્રણરૂપે જોઈએ ત્યારે તેમની કલ્પનાની વિશાળતા અને ભવ્યતા માટે અહોભાવ પ્રગટે. જીવનના સંકુલ રહસ્યને સ્થળકાળના ભેદ મિટાવીને ભક્ત, તત્ત્વજ્ઞાની, કલાકાર કે વૈજ્ઞાનિકને જચી જાય તેવું આ દર્શન સહજોપલબ્ધિથી નટરાજની મૂર્તિરૂપે કે શબ્દરૂપે દર્શાવવામાં આ દ્રષ્ટાઓની અપ્રતિમ પ્રતિભાની પ્રતીતિ થાય છે. જીવનને એક અખંડરૂપે જોવાની આ દૃષ્ટિ કરતાં આજનો કયો કલાકાર, વૈજ્ઞાનિક કે તત્ત્વજ્ઞાની વિશેષ કશું દર્શાવી શકે? જીવનચક્રને અવિરત ગતિશીલ રાખતો ડમરુનાદ પરિવર્તનશીલ અગ્નિરૂપે અહીં નિરૂપાયો છે, આપણી બધી જ માન્યતાઓ કે શ્રદ્ધાથી ઊંચે ઊઠી આપણે સહુ એને પ્રણિપાત કરીએ છીએ. કલ્પના એવી છે કે ડમરુ-નાદે જાગ્રત થઈ, લયબદ્ધ તાલે ગતિશીલ નર્તન કરતાં કરતાં પરમશક્તિની ઇચ્છાથી ચરમસીમાએ લય પામે છે. જાણે અહીં વિજ્ઞાન અને કવિતા એકાકાર બની જાય છે.

નૃત્યની આ દૃષ્ટિ ઉપરાંત આનંદકુમાર સ્વામીએ પ્રસ્તુત નિબંધોમાં પ્રાચીન ભારતીય વિચારધારા

* 'The Dance of Shiva—Essays on Indian Art and Culture': By Ananda K. Coomarswamy. પ્રકાશક: Dover Publications, New York. જેની પ્રસ્તાવના રોમાં રોલાંએ લખેલી છે, એવા આ પુસ્તકમાં રજૂ થયેલી વિચારધારાના કેટલાક ગમી ગયેલા અંશોનો અનુવાદ. આમાં વિચારોચિત થોડા ઉમેરા અને કાપકૂપ મારાં કરેલાં છે: માત્ર એક સુન્દર પુસ્તકમાં રજૂ થયેલું દૃષ્ટિબિન્દુ ગુજરાતી વાચકો સુધી પહોંચે એવા હેતુથી. —સુ. મ્હેડ

તત્કાલીન કલા, સમાજ અને રાજવ્યવસ્થામા કેવી રીતે પ્રતિબિંબિત થાય છે તે વિગતે દર્શાવ્યુ છે. આજે પણ આ વિચારધારા સાપ્રત વિશ્વને કેવી પ્રસ્તુત છે તેની વિગતમા ન ઊતરતા સંક્ષેપમા વિચારીએ.

વિશ્વસંસ્કૃતિની ઉત્ક્રાન્તિમા પ્રત્યેક માનવજાતિ પ્રત્યેક કાળે કશુક તો પ્રદાન કરતી જ હોય છે. પોતાને વ્યક્ત કરતા, જીવનઘડતરને ઝીલતા, ઘડાતા કે વ્યક્તિત્વને ઉજાગર કરવામા માનવી જે જે મથામણોમાથી પસાર થાય છે તેનું પગલું સમયની રેતીમા પડયા કરે છે. પછીની પેઢી એ કેડીથી આગળ ચાલે છે. આ દષ્ટિએ ભારત વિશ્વ સમક્ષ ખાલીહાથ નથી ઊભું અલબત્ત જમાને જમાને, સ્થળે સ્થળે, સમસ્યા, સઘર્ષ કે મથામણ બદલાતા રહે. પ્રત્યેક વળાકે નવુ ક્ષિતિજ ઊઘડતું રહે એ ચૈતન્યની નિશાની છે

હિંદુ સંસ્કૃતિએ જીવનના આયોજનની જે પાયાની સમજ કળવી હતી તેની પ્રતીતિ તત્કાલીન કલા, સમાજ અને રાજ્યવ્યવસ્થામા દેખાય છે ધર્મ, અર્થ, કામ અને મોક્ષમા જીવનનું વિભાજન કરી તત્ત્વજ્ઞાનને વિદ્વાનો પેઠે અંતિમ લક્ષ્ય ન માનતા પ્રાચીન ભારતીય વિચારધારા એને અવિદ્યામાથી મુક્તિનો માર્ગ માને છે. જીવનના નકશાની એ ગુરુકિલ્લી હોઈ જીવન જીવવાની એક રીતિ બની જાય છે, આથી જ જીવનના અંતિમ ધ્યેય મુક્તિને લક્ષ્ય માની તેમા વર્ણાશ્રમ, રાજકારણ, સમાજવ્યવસ્થા, વિદ્યાપ્રાપ્તિ, વાણિજ્ય અને શ્રમની આયોજના થયેલી છે અહીં ફળની પ્રાપ્તિ વિનાનો કર્મયોગ એ કર્તવ્ય કે ધર્મ ગણાયો. 'રાષ્ટ્રીય સરકારનુ ધ્યેય પ્રજાસુખ, પ્રજાનુ કલ્યાણ, સલામતી, સુરક્ષા, શારીરિક સ્વાસ્થ્ય અને સંયમશીલતા તેને પ્રાપ્ત થાય તે છે', એમ અશોકના શિલાલેખો કહે છે

જીવનનું આનંત્ય, તેની અખંડિતતા, ભૌતિક અને આધ્યાત્મિક અભિન્નતાની વિચારસરણી હોવાથી એમા નિમિત્ત બનવાનો વ્યક્તિનો ધર્મ ગણાતા. જીવન અને ધર્મ આમ અભિન્ન બની જતા રોજિંદી જીવનચર્યાનો આ પાયો હતો. સાપ્રતિકતા કે મૂર્તિપૂજા મનને સ્થિર રાખવાના પ્રતીકરૂપ હતા, જેમ અનેક પ્રક્રિયામાથી પસાર થઈ બીજ ફળસ્વરૂપને પામે છે, તેમ બ્રહ્માડની બધી જ વસ્તુઓ સર્જન વિસર્જનની એક અનંત ઘટનામા સામેલ થાય છે સઘળા પ્રાણીઓમા માનવીનુ અદકેરુ સ્થાન છે. સત્પ્રયત્ને આગળ વધી યથાશક્તિમતિ વ્યક્તિ જન્મજન્માતરે પરમધામને પામે છે, એવી શ્રદ્ધા હોવાથી ઊચનીચના ભેદ કરે એવુ આ વિચારસરણીમા બનતું નથી ધર્મ, અર્થ, કામની પ્રાપ્તિ સયુક્તપણે કરાય તેથી જ સમાનતાનો પ્રશ્ન અહીં ઊઠતો નથી ચાર આશ્રમની વ્યવસ્થાને લીધે નવીજૂની પેઢીનો સઘર્ષ નથી રહેતો આ પ્રાચીન પૌરસ્ત્ય વિચારસરણી કંઈક અંશેઈક જેને 'ડિવાઉ અર્સ' કે નિત્શે જેને 'સ્લેવ્ઝ' કહે છે તેની સાથે સરખાવાય પૌરસ્ત્ય વિચારસરણી પ્રમાણે ચક્રના અધોભાગમાથી ઊચે સ્વપ્રયત્ને ચડતા ક્રમે ગતિ કરતી વ્યક્તિઓનો સમૂહ છે. આવી આગળીને વેઢે ગણાય તેવી ગુણાતીત વ્યક્તિઓ જ પયગબર, ગુરૂ કે નેતા હોય છે સ્ત્રીનું સ્થાન સહધર્મચારિણીનું ગણાયુ હોવાથી વૈદિક કાળમા સ્ત્રી પુરુષ સમાનતાનો પ્રશ્ન રહેતો નહોતો.

શિક્ષણમા ગુરૂના આશ્રમમા રાય અને રંક સાથે વિદ્યાપ્રાપ્તિ કરતા. બૌદ્ધિક, શારીરક અને ભાવનાત્મક વિકાસ સાથે શ્રમનું મહત્ત્વ અને ચારિત્ર્યઘડતર મહત્ત્વના ગણાતા.

શ્રી કુમારસ્વામીએ આ પુસ્તકમા ખૂબ ઝીણવટ અને વિશદતાથી શિલ્પ, ચિત્ર, સાહિત્ય, સંગીત વગેરે કલાઓની વિચારણા કરેલી છે. ભારતીય વેદકાલીન કવિતામાં પ્રકૃતિની રુદ્ર-રમ્ય ભવ્યતા અને સૌમ્યતા પ્રત્યેના વિસ્મય અને મોગ્ધ્ય છે. પ્રકૃતિની લીલા જોઈ ઋષિ ઉદ્ગારી ઊઠે છે. 'પશ્ય દેવસ્ય કાવ્યમ્' વેદકાલીન પ્રભાતનુ તુષાર ઉપનિષત્કાળના તપના અગ્નિથી ઓગળીને સંયનુ અન્વેષણ બન્યુ

શિલ્પી રચના કરતા પહેલા તે તે મૂર્તિને ભક્તિભાવે ઉપાસી તેના સ્વરૂપમા કલ્પનાનું તાદાત્મ્ય

સાધી વિનમ્રપણે તેની અભિવ્યક્તિ કરે તેવી અહીં અપેક્ષા છે. કોઈ પણ દશ્યવસ્તુને આકારવા માટે તેના કલાકાર પાસે ઘણા ઊંચા સ્તરની અપેક્ષા સાથે અપ્રતિમ એકાગ્રતાનીય આવશ્યકતા ગણાઈ છે. માનવમનનાં ગહન ઊંડાણો તથા ઊર્મિઓને કલ્પન, સ્વપ્નશીલતા અને નાટ્યાત્મક અભિવ્યક્તિથી કલાકાર પોતાના ઉપાદાનથી આકારિત કરે છે. સર્જક ભક્તની પેઠે મનોમૂર્તિને આરાધી પોતાની કલ્પનાનું રૂપનિર્માણ કરે છે. ક્રોચેએ પણ કંઈક આમ જ કહ્યું છે: 'પ્રથમ પોતાના મનમાં કલાકૃતિનું સર્જન કરી એ માનસકૃતિનો એકાદ અંશેય છટકી ન જાય તે માટે કવિએ અત્યંત સાવધ રહેવાનું છે.' 'શાંતપળોમાં સંભારેલી ઊર્મિઓનું આલેખન' એમ વડ્ઝ્‌વર્થે પણ ક્યાં નથી કહ્યું ?

કોઈ પણ કલાકારને માટે એકાગ્ર ચિત્ત, પ્રબળ ઇચ્છા અને અદમ્ય શક્તિથી લીન બનીને ચેતનપ્રવાહને આકારિત કરવાનું આવશ્યક છે. કલાકારને રાજ્યાશ્રય મળતો, ઉપરાંત તેનું પોતાનું એક જૂથ હતું. જન્મથી વ્યક્તિ બાપીકી કારીગીરી માટે અનુકૂળ વાતાવરણ મળતાં સજ્જ બની શકતી. જૂથ બહારની વ્યક્તિ શિલ્પસ્થાપત્યમાં ભાગ લે તો તે શિક્ષાપાત્ર ઠરતી. આવી અનુકૂળ સમાજવ્યવસ્થામાં વ્યક્તિ સમાજવાદી ઢબે પોતાની કલામાં વિકાસ કરી શકતી. આજ સુધી 'સોમપુરા'ની એ એકહથ્થુ કામગીરી ગણાય છે.

પ્રાચીન ભારતીય પરંપરા પેઠે સંગીતમાં પણ ગુરુને પૂજ્ય ગણી જુદાં જુદાં ઘરાણાંમાં સંગીતકલા પાંગરી છે. તેમાં શ્રુતિ, સ્વર અને રસ જીવાતુભૂત તત્ત્વો છે. ઋતુ અને દિનરાતના પ્રહરાનુસાર રાગરાગિણીઓનું તેમાં આયોજન છે. ભરતના નાટ્યશાસ્ત્ર પેઠે નારદની વીણા દેવી ગણાઈ. નૃત્ય, શિલ્પ પેઠે સંગીતસાધના સાધક માટે એક પરમશક્તિને સમર્પિત થઈ નિજાભિવ્યક્તિનો વિષય હતો. અદ્વૈતવાદ, સૂફીમત અને ભાગવતધર્મની અસર નીચે ભારતમાં પ્રેમલક્ષણા ભક્તિ પાંગરી. ચંડીદાસે તો જાતિપાંતિનો ભેદ મિટાવી માનવીને સર્વોપરી સ્થાને સ્થાપ્યો. 'સહજ'પંથીને તો ટાગોરના શબ્દમાં કહીએ તો: 'Not my salvation, to surrender the world... In each glory of sound and sight and scent shall find Thy Infinite Joy abiding/My Passion shall burn as the flame of salvation. The flower of love shall become the ripe fruit of devotion.

રસ, રસિક અને રસાસ્વાદ એ પ્રત્યેક કલાનો પાયો ગણાયો. સાહિત્યમાં આત્માની અમૃત કલા, અર્ધનારીશ્વર સમી શબ્દ અને અર્થની સંપૃક્તિ મહત્ત્વનાં હતાં. કલાસૃષ્ટિ ભાવકને વિગલિતવેદ્યાન્તર કરાવી બ્રહ્માનંદસહોદર આનંદની પ્રતીતિ કરાવે છે. અહીં શ્લીલ કે અશ્લીલ, સુન્દર કે અસુન્દરને બદલે રૂપ કે કુરૂપથી ઉપર ઊઠી કલાકાર પોતાની પ્રતિભાથી કલાના ઉપાદાન વડે absolute સૌન્દર્યની અનુભૂતિ કરાવે છે. કોઈ પણ અનુભૂતિને કલાત્મક રીતે અભિવ્યક્ત કરવી એ સર્જકને ચિર પડકાર છે. પાશ્ચાત્ય વિચારણામાંય હોમ્સના મતે એકતા, ચેતના અને આકૃતિ કલાકૃતિનાં પ્રાણતત્ત્વો છે. બીજાને અનુરૂપ આકાર તથા ચૈતન્ય ધબકારને એકરૂપ કરવામાં સર્જકની કસોટી છે. કલાકાર પોતાના અહમ્‌નું સંપૂર્ણપણે નિરસન કરતો હોવાથી પ્રાચીન કલાકૃતિના સર્જકનું નામ પણ ક્યારેક અપ્રાપ્ય બને છે.

(આવતા અંકે પૂરું)



## ઊભા છીએ

[પ્રલંબ વિદ્યુલ્લેખા]

નિશ્ચેતી ભીંતો કૂદીને ઊભા છીએ
પૂછો ના કોને પૂછીને ઊભા છીએ
ક્યાં છે કેડો ક્યાં છે છેડો એ જોવાને
વૃક્ષોની સાખે ઝૂકીને ઊભા છીએ
રૂંવેરૂંવામાં ફંગોળાતા એકાન્તે
ઇચ્છાઓ છુટ્ટી મૂકીને ઊભા છીએ
અંધારું ઓઢીને આવેલા સ્વપ્નામાં
ભીની આંખોને લૂછીને ઊભા છીએ
કૂવોના કિસ્સા ને આલાલીલા હિસ્સા
ધીમે ધીમે કૈં ભૂલીને ઊભા છીએ
ઠાલેઠાલા ચીલા રસ્તા ભૂંસી અંતે
આ ક્યાંથી તે ક્યા પૂગીને ઊભા છીએ

સૉલિડ મહેતા

## ક્ષણની અણી

તીવ્ર છે ક્ષણની અણી
શું કરું ઇચ્છા ખણી
તનબદનમાં પીગળે
મીણ માફક લાગણી
જાણ પણ ક્યાં છે મને
મન ઢળે કોના ભણી
છેતરે છે આંખને
ઝંખના સોહામણી
સૂર્ય ઊગે — આથમે
શ્વાસની ચાદર વણી
થાક લાગે છે હવે
રોજ ઘટનાઓ ગણી

સોલિડ મહેતા

# સમ્પાતિ નિષ્પંખ

શિલ્પિન થાનકી

□

વિન્ધ્યદક્ષિણે
પૂર્વસમુદ્રી તટવર્તી કાન્તાર-અન્તિમે
પ્રથમ પુરુષ સમ્પાતિ છે આસીન એકલો
લવણધૂસરિત પાંડુ શિલા પર
શુષ્ક વૃક્ષની નીચે. 5

□

સમ્પાતિ [સ્વગત]— 6

□

યોજનો લાંબી સઘન નિશ્શબ્દતા છે
ને યુગો-થી દીર્ઘ કેવલ રિક્તતા છે.
આ અતલ વિસ્તીર્ણ સાગરગર્ભમાંથી
જન્મ લેતો સૂર્ય,
રક્તિમ રંગથી આકાશ-પટ વર્ણાંક્ત બનતો જાય છે.

આકાશ જે શ્યામિલ હતું બે પ્રહર પૂર્વે,
ઝગમગી રહેશે પ્રહર પશ્ચાત,
તમસાચ્છન્ન મારાં નેત્ર
ચાક્ષુષયજ્ઞમાં લગ્નિત થશે?
વા સ્ફૂર્તચેતસ્ સહજ કૌતુકમય વિહંગમ દૃષ્ટિએ
દ્રુતલય નિસર્ગી નૃત્યમુદ્રાઓ
પુનઃ પામી શકાશે?
ને પુનઃ આશ્ચર્યમય, વિસ્મયભરી આંખે
ચરાચર રૂપદર્શન શક્ય બનશે?
ઐન્દ્રજાલિક વિશ્વ, માયાવી જગતમાં
પુનઃ મારાં મર્ત્ય ચરણોનો સહજ આચાર સંભવશે?
વિકટગમ
શૈલકાનન, પલ્લવત તેમ જ રમણકાન્તારમાં
નિર્બન્ધ સીમાહીન જિજ્ઞાસામયી
યાયાવરી મારી પુનઃ સંભવ થશે?

સંપૂર્ણ કૌતૂહલસરોવરમાં પુનઃ
આનખશિખા અંઘોળ-અવગાહન થશે ?
હું શુષ્કતાનો, રૂક્ષતાનો દ્વીપ છું.
આ અસ્તિ-ભવતિ પ્રક્રિયામાં
આમરણ પુરુષાર્થ મારી ભગ્ન હસ્તીનો હશે ? 31
□

આયત મહાકાન્તાર, —
મારા બન્ધુબાન્ધવ-જન, —
અતિપ્રિય માતનું વાત્સલ્ય, —
ઉન્નત ગૃદ્ધ-સમવાયી પિતાનો કર્મપથ-ઉપચાર
ને નર્મદ સદાનીરા તટે સ્વચ્છન્દ બાલ્યાચાર...
અદ્દ્ભુત સર્જનાત્મક તીવ્ર આદિમ શક્તિઓનો પુંજ હું,
પુરુષાર્થજન્યા ઉડ્ડયનની શક્તિ દ્વારા સિદ્ધ
મારી સાધના —
આકાશગામિતા,
પ્રચંડી ઉચ્ચતર સાહસ. 41
□

કેવી પ્રબલ ગતિશીલ પાંખો રત હતી આકાશમાં
ને તીવ્ર આંખો દ્વય નીરખતી ભૂમિ-પટને,
નભ-અડકતા શૈલકુહરોમાં વસાયું ગીધવત્
બરછટ હવા જ્યાં ખરડતી ટોચે કરાડોની મને
ને ખરબચડ ચટ્ટાન-વિવરે રોમરોમે. થરથરી
હું તરબતર આહ્લાદના મદમાં હતો રોમાંચમય.
એ પલ-વિપલ-ગાથા વિગતની ભવ્યતમ દુઃખોક્તિ છે.
હું શિથિલ-તન, નિસ્તેજ મન
નિજ અવયવોને ઉડ્ડયનમાં કષ્ટપૂર્વક સાંકળું.
ધસમસ જતો હું મુક્ત નભમાં,
નિમિષ-ભરમાં ભૂમિ પરથી ગૃદ્ધ જેવી ક્ષિપ્રતાએ
લક્ષ્ય હરતો...
આ સમય-મરુ-મૌન-શિખરે હું હજી જીવ્યે જતો —
ઓને ઉપેક્ષે તરુણ ગૃદ્ધા આ પ્રવય-પુરુષાર્થને. 55
□

ઉદ્દેશ : મે ૧૯૯૩ : ૩૭૦

અસ્તિત્વધારી આમ રહેશે ક્યાં સુધી આ દેહનામી આવરણ?
આ સૂર્ય ઊગ્યે જાય છે, જોવાય છે, —
હો સૃષ્ટિ અથવા તો અખંડિત જન્મરણ. 58

□

અત્યન્ત આદિમ કાલથી મન સ્વૈર ચિન્તન-રત હતું —

આકાશ શું છે?
મનુજના મન-રંગનાં પ્રતિબિમ્બ દેતો
મૂર્ત પીતાયામ કેવલ મુકુર —
જેને માત્ર ઉન્નતિ-કોણથી કાયમ નિહાળી
ચક્ષુને ક્યાં તોષનું લમ્બન થતું!
આકાશગામી હું થયો આકાશવત્.

ઉત્પંખ વ્યોમાચાર વેળા
મેં નિહાળ્યો નવ્ય પૃથિવી-અંશ
એવમ્ અંશવર્તી
પર્વકાલિક તુચ્છ શિશુની ક્રીડનક જેવો
મનુજનો ચક્ષુગત પરિવાપ.
ચાક્ષુષ વિશદતમ સંવ્યાપ્ત માયાલોકનો
કેવો વિપર્યય
અલગ અવનતિ-કોણથી જોતાં થયો!

અન્વય અને સાર્થક્યને મન ચિન્તવે. 74

□

આ સૂર્ય શું છે?

અગ્નિગર્ભી પિંડ કેવલ રેણુમય?
નામાન્તરે પૂષન્-વિવસ્વત્-દિવસ્પુત્ર-અગ્નીક-
આશાવહ-વિભાવસુ-અર્ક-આત્મા-રવિ-સવિતૃ
આ વિશ્વની ચર-અચર સઘળી વસ્તુનો આત્મા પરમ?
દિતિ-અદિતિપતિ, અગ્નિવર્તક,
સૃષ્ટિનિર્માતા, જગવ્યાપક ચરમ?
ઋક્-સંપ્રવર્તિત સૌરસૂક્તે ઉલ્લિખિત
ઉત્તાર સૂર્યોપાસનાનો વાદ શો!
અન-સન્ધને કામે સતત મન-સંશયો. 84

□

સુખસંચયે રત સાર્થ માનવનો સતત ગતિશીલ છે

સુખસમ્પદાસમ્પન્ન જનપદ હો નિરાપદ સર્વથા,
ધનધાન્યથી ભરપૂર પૃથિવી લોક હો
એવી સમૂહી પ્રાર્થના,
રથ, ભૃત્ય, દાસો, પુષ્ટ વૃષભો, તરુણ અશ્વો,
તૃપ્તિકર આખેટ-મૃગયા, શૌર્ય-ઉત્સાહન મળે એ કામના,
તીર્થાટનેચ્છા, ધર્મનિષ્ઠા,
ગગનભેદી હેમમય મન્દિરકલશ,
આવાસ, ચર્મોપાનહો, કૌશેય વસ્ત્રો, સ્વર્ણમુદ્રા — યાચના.
આ નિયત ધર્મો, નિયત કૃત્યો,
લોકહિતકારી વ્યવસ્થાઓ અને વ્યવહારનો પ્રસ્તાર
એવમ્ અન્તરંગીભૂત પ્રાકૃત ધર્મને
ભૂતલ મહીં ભંડારતી સન્નિષ્ઠ સામાજિક
બધીયે વર્જનાઓનો સતત ઉત્પ્લાવ —

શુભ્રા પૂર્ણિમાએ રમ્ય પુષ્કરિણી તટે મધુસાર કુસુમોદ્યાનમા
દ્રાક્ષાવિમંડિત કુંજમંડપના સુવાસિત રાગ વચ્ચે
કોમલાંગી પ્રિયતમા-સાન્નિધ્યમા
રસમય સુરાસવમાધ્વી-સમ્પૃક્તને
વિસ્ફૂર્જ ચિતિનો અસ્ખલિત ઉદ્રેક—

— શું સઘળું જ સૂર્યાધીન છે? 104
□

ગિરિશિખરથી ઝરઝરિત ઝરણા કને ઉત્સાહ છે
ને ઝરણસંવિત્ નદ કને ઉલ્લાસ છે,
નદવાહને ધરતા સમુદ્રે
ચરમ ઉત્કલ પરમ ઝમ્પી તીવ્રતમ ઉન્માદ છે,
જલધર કને સંવાહનો સમ્યક્‌ગતિક આહ્લાદ છે,
પવમાનમા આવેગ છે,
આકાશ છે પોતે જ વિસ્મય-ઘર સમુ. 111
□

ઓ ક્ષીણ દુર્વા!

તુજ કને નમનીય છે કમનીયતા,
ક્ષુપસૃષ્ટિગત વૈવિધ્યમા છે અવનવી રમણીયતા—

આકાર, વર્ણ, ગન્ધ ને સંસ્પર્શનો
અદ્‌ભુત કુબેરી કોશ આ ખુલ્લો થતો,
ઉદ્‌ભિજ્‌વિભવની ચરમસીમા ફૂલ છે,
એ ફૂલને ચૂમી જતી તિતલીય કેવી રંજિની!
ગૃદ્ધાવલોકનથી થયો પરિચય મને—
ચાક્ષિક અને કર્ણીય,
ઘ્રાણિક, રાસનિક,
ત્વાચિક—
બધી અનુભૂતિઓની પારનો
કયા તત્ત્વનો
કયો બોધ કામે મન હજી? 125
□

તૃણમય હરીતિમ આંગણે
મૃદ્‌મય મહત્‌ — પ્રેયસીનો અંક,
ઉર્વર એક પલનું અંકુરણ,
મધુગન્ધ-ભીની ક્ષણ પછીની ક્ષણ નિવાહિત,
આજ પણ મારા ત્વચા-પથ્થર-તલેથી
આદિહય-આવેગની અનુભૂત છે હણહણ સતત.
ગાતો સકલ પરિવેશ સમવેતી સ્વરે
એ સ્વર મને કરશે ગ્રથિત વા છિન્ન પણ,
પણ ભૂમિકા આવી સતત કલ્પાય છે—
છે શીતલ જ્યોત્સ્નાના પુનિતાલોકમાં
ચમ્પાવને
શ્વેતિમ વિકુન્દિત રાગ વીણા પર તરલ
છેડી રહેલી
મહત્‌—
જાણે સુવાસિત અપ્સરી!
એ મન્દ્ર તન્દ્રા,
ચન્દ્રિકાનો વ્યાપ,
ઝુનલી રાતની શોભા,
વિરલ દક્ષી કરે સ્થિત તૂલિકાના લાસ્યથી
આકૃત ચરમ શી ચિત્રણા!
સંસ્ફીત ધૂસર દુગ્ધતા,
કાદમ્બિની-પાને પ્રભુતા
તુર્યતાની વિવિમ એક જ સત્યતા—

ઉદ્દેશ : મે ૧૯૯૩ : ૩૭૩

એ ક્ષણ અને આ વ્રણ. 149



વિવર્તિત પૂર્ણશશાંકુલમનસ્ મારું જવું ઋષ્યાશ્રમે
વરસાદ જેવા પ્રશ્ન મારા, ઝીલતા કશ્યપ હતા.
ઋષિ દત્તચિત્તે સ્મિત સહિત જોતા રહ્યા, સુણતા રહ્યા.
શ્રવણાન્તમા
ઘનઘોર મન્દ્રિત મન્ત્ર જે ઋષિ ઉચ્ચર્યા,
સમ્બોધ વા ઉદ્‌બોધનો પ્રતિઘોષ આજે ગુંજરિત
મારા મનસ્‌ની કન્દરામા,
મન-ગુહા રવ લીન છે—
"છે અન્તહીણી પ્રશ્નની વણજાર તો
પર્યાય માનવ અસ્તિનો.
હે વત્સ,
અનુસન્ધાન કર.
ધારોષ્ણ દોહન પાન એષાએ વર્સું છુ હુ સ્વયમ્
આરણ્યકી પરિવેશમા,
પણ સત્યસંકથના હજીયે દૂર છે,
ભૂમિસ્થ નત પિપ્પલ્યાનુપાતે ઊર્ધ્વગહ ખર્જૂર છે,
સમ્પ્રાપ્તિની સમ્ભાવના કયા સમ્ભવે!
અનુભૂત કર નિજ લોકને આ વિશ્વને,
વિસ્તાર કર અન્તર્વિભા-આકાશનો,
આશિષ પિતૃઓ અહર્નિશ આપો તને.
હો સ્વસ્તિપન્થો પર સદા અનુચાર તારો." 170



આકાશગામિતા વિરલ વરદાન છે!
છે કયે અવશ આકર્ષણે આબદ્ધ
સાંસારિક બધા ભૂમિ પરે?
ઉન્મુક્ત હું,
નભચારના આહ્‌લાદ-સાગરમા તરણ મારું હતું.
વાતાસના સંવર્તને ખગવૃન્દ ધીરેથી તરે
એવું સરણ મારુ હતું,
સન્તાર ને વિસ્તારનો જે બોધ ચિત્તાંકિત થયો
એ બોધ શાશ્વત લાગતો

ચક્રાક ગતિને પરહરીને
પરવલય ગતિએ જ
સત્વરવેગ હું ઊડચે ગયો ઊડચે ગયો ઊડચે ગયો,
ક્ષૈતિજ ફલકનો વલય વિસ્તરતો ગયો,
નિસ્સીમ નભમાં સરલ-રેખે
ઊર્ધ્વ હું ગ્રીવા કરી ધસતો ગયો, ધસતો ગયો,
ધૂસર હવાના સ્તર પછી સ્તરને સતત વીંધ્યે ગયો...
ધૂમિલ મનસ્પટમાં તડિત્‌વેગે અચાનક
વ્યોમ-શિવનું સમ્ભવન—

નટ નટવર નટે
તંડુ-ડિમ્ડિમ બજે
તાલ-ઉત્તાલથી વ્યોમ સસ્વર્ગ કમ્પે
અગ-જગ હલબલે
ચંડ શમ્ભુક્રમે
નાદ-ઉન્માદ-શો ઉદ્દ્ભવે નન્દિરમ્ભે
ધમધમ ધમધમે
ઘૂઘરા ઘેરવે
ઘોર ડંઘોરથી દિગ્ધરાધાર ઘૂર્ણે
જટ-જટ દઢ હલે
વિસ્તરે ભૂતલે
સર્પ-ઉત્સર્પતી અબ્ધિ-પાતાલ-ઊર્ણે
ખરતર હલચલે
વહ્નિ અંગે જલે
તપ્ત અંગાર જેવો હિમાદ્રિપ્રદીપે
પ્રજનુક ઝગઝગે
સ્વેદ ઔઘોચ્છલે
ફુલ્લ-ઉત્ફુલ્લ નીલોત્પલે વ્યોમવર્ષા.

હે અષ્ટવિગ્રહ શિવ !
તમારા વ્યોમ-લયને વન્દના. 208

□

વૃન્દિત-વિહારી ક્રૌંચપક્ષીનો સરલ વિસ્તાર તીરાકાર
વર્ષાનભ મહીં સાકાર,
નીરવ પાંખનો ફ્ત્કાર,
નવતર સૃષ્ટિ મારા શૈશવે રોમાંચની

સર્જી જતો કેંકાર...

ગ્રીષ્મારમ્ભના અપરાહ્‌ન-ઉત્તર નભ મહીં
આભા ગુલાબી કેસરી ધારી ડયન ઉત્તોલનોમાં
ઊડતા જાજ્વલ્ય-કિંશુક-ગુચ્છ રૂપી હંજ
જાણે પંક્તિમાં
આહ્‌લાદના સ્ફુલિંગ રાખોડી નભે ગતિમાન બનતા...

ગ્રીષ્મવર્તી તરત મધ્યાહ્‌ને અરવ આકાશમા
ઊંચે સતત સંચાર કરતા
ગૃદ્ધ-ચિલ્લોના તરલ મન્થર વલય-રેખિલ
પ્રભાવક ઉડ્ડયન આકૃત થયા દૃઢ મૂર્તિ રૂપે
વિસ્મયથી મારા નયનનાં વ્યોમમાં.

પરિશાન્ત સન્ધ્યાકાલની
નીરવ અચલ સાગર સપાટીને સમાન્તર સમતલે
ધીમે પ્રવાહે ઉડ્ડયનકર્તા બલાકા પંક્તિઓના
પક્ષતાલે દૃષ્ટિના સ્પન્દન જતા
છેલ્લે ક્ષિતિજ-રેખા સુધી.

ઊડું સ્વયમ્ હું પણ નભે એ એષણા,
આકાશચારી હું બનું એ કલ્પનામા લીન
મારા અસ્તિનો શૈશવજનિત ઉલ્લાસ,
રોમાંચે છવાતો નખશિખે હું ઉડ્ડયનરત પક્ષીવત્. 232

□

પ્રતિદિવસ દર્શન સૂર્યનું પ્રેરી રહ્યુ
મન અશ્વ-ધાવનને અગોચર
તીવ્ર જિજ્ઞાસા સમન્વિત તુગ-લોકે, —
ઇન્દ્રિયો શુ પામતા ?

મેઘિલ ધનુષ્યે વર્ણ નીલો ક્યા થતો સમ્પૂર્ણ
તેમ જ વર્ણ નીલાતીતનો આરમ્ભ ક્યા —
જાણી શકે ક્યા દૂરવર્તી ચક્ષુઓ !

કલ-વર્ણ-લીલાની સકલ અનુભૂતિઓને
ક્યાય ઓવારો નથી —
આ સત્ય છે ? વા...
શક્ય છે કે
નિકટ-સાક્ષાત્કારથી વ્યત્યય પૃથક્તર સમ્ભવે.

દિનમાનનાં આવર્તનો–સંવર્તનો મૂર્તિતર્દુથતાં
કયે કારણે !
સંયોજના ઋતુચક્રની
કયા હેતુને સાધી રહી ?
જલ-વાયુ નામી તત્ત્વ આદિમ
કયે રહસ્યે અસ્તિ ધારતાં ?
તેજ-નભ શું છે ? —
સ્વધા પ્રશ્નાવલીમાં મન તરંગાતું
સમુદ્રે તૃણ બની. 253

□

રાજત્ય-અર્ચિત રાત્રિવેળાએ
કિરણપુષ્પે છવાયા પુલિનવર્તી પ્રણયકુંજે સંસ્થિતા
મદમસ્ત નિજ સૌન્દર્યનો
સમ્પૂર્ણ ઋજુતમ રાશિ
ક્રમથી ખોલતી યુવતી મહત્ન્ —

ગૌરવર્ણિમ છરહરી કાયા સુઘડ,
ગન્ધારના તક્ષક-કરે સમ્મૂર્ત
અદ્‌ભુત સાનુપાતિક રૂપ,
આરસ-અશ્મની પ્રતિમા,
બિલોરી પારદર્શક જલતરંગાયિત
ચીનાંશુકથી દુકૂલિત કામરૂપા કન્યકા રતિવેશધારી...

ફૂલ-કોમલ તન્વ ચૂની ફૂલ-શય્યામાં ત્રિભંગે.
વેષ્ટને આવૃત મૃદુલ માંસલ ઉભારોની
ગુલાબી અધખૂલી શોભા
સહજયા પ્રેરતી મારા વિબુધિને
બોધ-સંજ્ઞાતીત મધુમય ભૂમિકા પ્રત્યે,
અબાધિત યુતિ કાયાત્મા સમી સમ્ભૂત જે પ્રાતઃ સુધી —
ધિક્કાર, સૂર્યોદય, તને ધિક્કાર. 271

□

નિર્જન શાન્ત શૂન્યાંકિત સરોવરના તરલ નિર્મલ રમ્ય જલરાશિ પર
મન્થર શનિશ્ચર એ પ્લવાકન યુગ્મનું...
શાશ્વત વિતાનક સર્ગનો જાણે મહત્ન્-રૂપની શોભા ધરે,
કુજઝટ તલે શુન્ધ્યુ પ્લવાકન જીવનન.

નિસ્સીમ જલ પરનું પ્લવાકાયન
પરાકાષ્ઠા હયાતીની,
પ્લવાકન આદિરસ અસ્તિત્વનો,
સમ્પૂર્ણ ઊહા-રૂપિણી
ભૂગોલસત્તાનું વિલોપન,
ગૂઢ સમ્પ્રજ્ઞાપ્રવાહે ભાસ્વરિત
અન્ત.સલિલ, બસ, ભાવસત્તા શેષ જયા.

વનજન્ય ચન્દનકાષ્ઠથી નિર્મી પ્લવાકી રૂક્ષતા,
સંઘટ્ટ તૃણગુમ્ફિત અકોમલ શાય પણ લાગે ઋજુલ,
બળકટ ભુજાનો બન્ધ મારો ઘેરતો
મૃદુલિમ મહત્ત્વને,
પ્રપાતી ઉગ્ર કામાવેગનો વિસ્ફાર,
કેવલ અસ્તિ કામાહ્લાદના.

કુન્ઝ્ઝટ! ચિરાસુમાન હો. 289
□

આ ધૂપ-છાયા-દ્વન્દ્વમય દુનિયા અહર્નિશ સંસરે,
છે દ્વન્દ્વથી સંસાર પર?
સંસાર સામંજસ્ય છે?
આલોકને કામે નયન,
કલ્માષમય અન્તઃકરણ?

ઊર્ધ્વન પછી ઊર્ધ્વન, ફરી ઊર્ધ્વન, સતત ઊર્ધ્વન,
અજસ્રિત ઉડ્ડયન,
ઉદ્ગ્રીવ અસ્ત્યાયન,—
ચરમ સીમા હશે!

એ સ્તર અનાયામી, અનિન્દ્રિય-ભુક્ત,
સંચિત બોધ સઘળા હ્રસ્વ, વામનવત્ હતા.

ઉત્તાપ કેવો ઘેરતો!
ધર્માક્ત રોમેરોમ,
જ્વાલા શો દઝારો,
તીવ્ર તેજે ચક્ષુઓ આરક્ત,
આહત દૃષ્ટિની સંવેદના,
ધૂમિલમનસ્ ચિન્તન હતું—

ઉદ્દેશ : મે ૧૯૯૩ : ૩૭૮

આ યોજનો લાંબું સકલ ઊર્ધ્વોડ્ડયન મિથ્યા હશે?
આ સૂર્ય ત્યાંનો ત્યાં જ છે,
આ તાપ સ્હેવાતો નથી,
મૃતવત્ ત્વચાથી દાહ ઝેલાતો નથી,
અંકુશવિહોણાં ગાત્ર,
દૈહિક સંઘટન વિઘટન થશે?
પાછો ફરું?
આગળ વધું?
ક્યાં છે મહત્નૂ-અંક?
શીતલ કર તુષારિમ ક્યાં?
હિમાલેપન અપેક્ષે ક્ષીણબલ આ મન ફરી.
ઉદ્રેક વર્ષાકાલનો પ્રેરે નદીમાં ઉત્પ્લવન
એવા નિરંકુશ આપ્લવન-શો અશ્વ પારસવર્ષનો
ઉદ્દામ વેગે દોડતો,
હયપીઠ પર હું, ગોદમાં મારી મહત્નૂ —
પલ્લવી ફફડાટ,
રંજિત શિથિલ કર્પટબન્ધમાંથા
મુક્ત સુરભિત કેશ લ્હેરાતા,
મૃણાલી ગૌર બાહુદ્વય વડે મારી ગ્રીવાને થામતી,
સમ્મુખ ગુલાબી સ્મિત,
સતત દૃઢ ચુમ્બનોની આપ-લે,
ટટ્ટાર આવેશિત મહત્નૂના ચુચુક ચૂભતા જતા
મારા અયસ્વત્ વક્ષમાં,
ઉદ્દામ આવેગે પ્રિયાને ગાઢ હું આલિંગતો
ને વલ્ગુહીણા અશ્વનું
પુરપાટ, બસ, દોડચે જવું દોડચે જવું...
એ બલ હજી અગાંગમાં સમ્પૃક્ત છે,
સંકલ્પ છે,
પુરુષાર્થ છે,
એકાગ્રતા — એકાગ્રતા — એકાગ્રતા —
હો ઊર્ધ્વધાવન મૂર્ત
શ્વાપદશક્તિવેગાવેગથી,
સંકલ્પ છે,
એકાગ્રતા —
વિનિપાતનું ક્યાં છે સ્મરણ?
પક્ષેન્દ્રિયો કુંઠિત થતાં

પછડાટ સાગર-તલ સુધીની યાદ છે
તટલબ્ધિની દુર્ધર્ષતા —
સંઘર્ષની સ્મૃતિ કમ્પનો જન્માવતી. 345

□

આ શ્વાસ છે, સંવેદના છે, વિશ્વ છે,
સ્વચ્છન્દ આ કોલાહલી પરિવેશગા
હું વાદ્યવત્ રણકારવા ચાહું મને,
ઓ પત્રસંકુલ વન ! હજી ચાહું તને,
સંસૃષ્ટિના સૌન્દર્યના આકંઠ નખશિખ પાનથી
હું તુષ્ટ ના.
છુ દૃષ્ટિવિક્ષત, પક્ષ આહત હુ ભલે,
પણ પૂર્વજોનુ છે કથન —
છે ક્યાંક સૂરજ,
છે સનાતન તિમિર-સાગર,
ગાહ કરવો છે હજી —
હે સૂર્ય, એ તારા ભણીનો માર્ગ નિશ્ચિત્
ઓ પ્રથિત ધરતી !
મહત્નૂ !
સ્નેહનો ઉપચાર દે,
સંચાર દે, ઉત્સાહ દે,
દે ઓ નિયન્તા, કોટિ સૂરજ સામટા. 362

## સાભાર સ્વીકાર

ડરી ગયેલ લોકો : લે. સુકેશ સાહની, અનુ. ડૉ. કમલ પુંજાણી, પ્ર. લક્ષ્મી પુસ્તક ભંડાર, ફર્નાન્ડિઝ પુલ નીચે, ગાંધીમાર્ગ, અમદાવાદ ૧, કિ. રૂ ૨૭. સુવિચાર – મહિલા રત્ન વિશેષાંક : આ અંકના લેખક : લલિતકુમાર શાસ્ત્રી, પ્ર સદ્‌વિચાર પરિવાર, મંગલમૂર્તિ, આશ્રમરોડ, અમદાવાદ–૯. ૭ અક્ષરનુ નામ : (બીજી આવૃત્તિ) રમેશ પારેખ, પ્ર હર્ષદ ચ દાવડા, સંયોજક કવિશ્રી રમેશ પારેખ અભિવાદન સમિતિ, પો બો નં ૪૬, મહાત્મા ગાંધી રોડ, અમરેલી–૩૬૫ ૬૦૧, કિ. રૂ ૨૫૦. સમીક્ષા-સેતુ : લે–પ્ર પ્રસાદ બ્રહ્મભટ્ટ, ૫, આનંદનગર, ઈડર–૩૮૪ ૩૩૦, જિ. સાબરકાંઠા, કિ. રૂ. ૪૮. રજત મહેસ્તવ : લે 'કુસુમાકર', પ્ર.–સંપા. ભરતકુમાર શંભુપ્રસાદ જોષીપુરા, ૫૪/૩૨૨, વિજયનગર, ગુ હા. બોર્ડ કોલોની, નવા વાડજ, અમદાવાદ–૧૩, કિ. રૂ. ૪૫ પશ્ચિમનું સાહિત્ય વિવેચન : (પ્રાચીન કાળ) લે. શિરીષ પંચાલ, પ્ર. યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડ, ગુજરાત રાજ્ય, અમદાવાદ–૩૮૦ ૦૦૬, કિ. રૂ. ૪૧. જોડાક્ષર વિચાર : લે મુનિ શ્રી હિતવિજયજી, પ્ર. સ્વ. મૂળીબહેન અંબાલાલ રતનચંદ ખંભાતવાળા C/o બી એ શાહ એન્ડ બ્રધર્સ, ૭૬, ઝવેરીબજાર, મુંબઈ–૪૦૦ ૦૦૨, કિ. રૂ ૧૨૫.

સાહિત્યના શિક્ષણની દશા તો કેવી હોય! સમજી શકાય તેમ છે. છેલ્લા વર્ષોમાં વિજ્ઞાન અને વાણિજ્ય વિદ્યાશાખાઓમા વિદ્યાર્થીઓનો ભારે ધસારો જોવા મળ્યો એમાં ગાડરિયા પ્રવાહથી વિશેષ કશુ ન હતું. આપણે શિક્ષણને કારકિર્દી સાથે જોડીએ છીએ એનુ જ એ એક અનિવાર્ય પરિણામ વળી પાછું વહેણ ધીમે ધીમે બદલાય છે. કેળવણીચિંતકો માનવવિદ્યાઓના શિક્ષણનું ઉચિત મૂલ્ય સમજાવતાં કહે જ છે કે સમગ્ર માણસના સર્વાંગી વિકાસમાં આ શાખાનો ફાળો બિલકુલ ઉવેખી શકાય નહિ. માનવવિદ્યાઓમાં પણ સાહિત્યના અધ્યાપનનો પ્રશ્ન અત્યંત મહત્ત્વનો છે. કોઈએ કહેલું કે કવિતાનું વિવેચન એ કવિતા સાથે જીવવાનુ શિક્ષણ છે. લગભગ સાડા છ દાયકા પહેલા આઈ. એ. રિચર્ડ્ઝે સાહિત્યકૃતિના આસ્વાદન અને શિક્ષણના પ્રશ્નને ગંભીરતાથી તપાસ્યો હતો. પોતાના 'પ્રેક્ટિકલ ક્રિટિસિઝમ' પુસ્તકમાં તેમણે પોતાની પદ્ધતિનો ખ્યાલ આપેલો. તેમણે કેટલાંક કાવ્યો પૂર્વસ્નાતકોને આપ્યા. જે કાવ્યોના કર્તાઓનાં નામ જાણતા ન હતા તે કાવ્યોમા પોતાને પરિચિત કાવ્યોનો અર્થ આપેલા કાવ્યોમા વાચતા હતા! અથવા તો પોતે શુ કહે એ અર્થ એમાં વાચતા હતા. પરંતુ પોતાની સામે જે છાપેલું કાવ્ય હતુ એનો પ્રતિભાવ આપતા ન હતા. આથી રિચર્ડ્ઝ કાવ્યને કશા આગોતરા વિચાર, સંભવિત અર્થ કે ગુણવત્તાને ભૂલીને કાવ્યને મોઢામોઢ થવાનુ સૂચવે છે, કાવ્યને એક રીતે વાયુશૂન્ય અવકાશમા વાચવાનુ કહે છે. બીજા એક વિવેચક એસ. બી. સ્કિનરનો અનુભવ પણ એ પ્રકારનો છે તેમના વિદ્યાર્થીઓના અભ્યાસક્રમમાં પુસ્તકો વિશે વીગતવાર માહિતી હતી પણ કયા સિદ્ધાન્તોને આધારે શેક્સપિયરની ટ્રેજેડી એ 'મહાન ટ્રેજેડી' છે એની ગતાગમ ન હતી. શેક્સપિરનાં નાટકો પાછળની સૈદ્ધાન્તિક ભૂમિકાની ખબર ન હતી. જે લોકો ફ્રેન્ચ જાણતા હતા તેમને એટલી ખબર હતી કે રેસીનની ટ્રેજેડી મહાન છે. પરંતુ શેક્સપિયર અને રેસીનમા કશુ મળતાપણુ છે જે કારણે એની ટ્રેજેડી મહાન બને છે એની જાણ ન હતી. માત્ર અંતે એમા મૃત્યુ આવે છે એટલી ખબર હતી! સિદ્ધાન્તોની ભૂમિકા વિવેચનને માટે (ભલેને પછી એ વર્ગ-વિવેચન હોય) અનિવાર્ય છે. આજકાલ લખાતા વિવેચનમાં સૈદ્ધાન્તિક ભૂમિકાની સ્પષ્ટતા હોતી નથી. વિવેચનવિદો નહિ પણ આડેધડ વાઢકાપ કરનાર વિવેચન-વૈદ્યોની સમીક્ષાઓથી મૂળ લેખકને કે વાચકને કશો લાભ થતો નથી. આવુ વિવેચન આપણે વિદ્યાર્થીઓને પધરાવી દઈએ છીએ! લેખિત વિવેચનનો અધ્યાપનમાં વિનિયોગ એ પણ એક કોયડો છે. સાહિત્ય પદાર્થ, એના વિશેનું સુલભ વિવેચન અને સામે જે વ્યક્તિ બેઠી છે એનો અનુબંધ વિચારવો જોઈએ સાહિત્યનું શિક્ષણ એ છેવટે તો સંવેદનશીલતાની કેળવણી છે. સદ્ગત ઉમાશંકર જોશીએ એક મંત્ર આપેલો કે અધ્યાપકને માટે વર્ગ એ સ્વર્ગ છે. તેમણે આ લખ્યું એ દિવસોમા ભાષાસાહિત્યભવનમાં મારા સહકાર્યકર ડૉ. ભાયાણી સાહેબ સાથે વાત થતાં તેમણે કહ્યુ કે ઉપરના વાક્યમા પોતે થોડો સુધારો કરવા માગે છે: વર્ગમા અધ્યાપક સ્વર્ગ-સ્થ હોય છે!

પરિસ્થિતિ થોડી જટિલ છે. ગુજરાતીના અધ્યાપન માટે કશા વ્યવસ્થિત વિચાર કરવાની જરૂર ઘણા સમયથી વરતાતી હતી. ગુજરાતીનો અધ્યાપક સંઘ સ્વ. ડોલરરાય માંકડે સ્થાપેલો. એનું કાર્યક્ષેત્ર વિકસતુ ચાલ્યું. સંમેલનોમા સાહિત્યિક પ્રશ્નો અંગેની ચર્ચાઓ અને વ્યાખ્યાનમાળાઓનું આયોજન થયું. પણ આ સંમેલનો મીની-જ્ઞાનસત્ર જેવા બની ગયા! સુવ્યવસ્થિત આયોજન દ્વારા કશુંક મૂર્ત કરવાની જરૂર હતી. એ કામ ડૉ. સુમન શાહે હાથ લીધુ એ જોઈ ખૂબ આનંદ થયેલો. 'સંનિધાન'નુ ઉદ્‌ઘોષણા પત્ર હું જોઈ ગયો. સુમનભાઇને આ દિશામા ઠોઈક કરવા જેવુ છે એ સૂઝ્યું અને એની એક વ્યવસ્થિત યોજના ઘડી કાઢી અમલમા મૂકી આપી એ જ ઘણી મોટી વસ્તુ છે. સંનિધાન — સાહિત્ય અધ્યયન અધ્યાપન શ્રેણીના બે પુસ્તકો તો પ્રગટ પણ થઈ ગયા છે. વિવેચનથી

અધ્યાપનની પૃથક્તાનો સારો નિર્દેશ એમાં મળે છે. અભ્યાસ-સામગ્રીની સૂચિ પણ અભ્યાસીઓને માર્ગ-દર્શક નીવડશે. આપણો મૂળભૂત સવાલ પરીક્ષાર્થીને વિદ્યાર્થીમાં પલટવાનો છે. એ અંગેના પ્રશ્નોનો વિચારવિમર્શ આપણે અવશ્ય કરીએ પણ સાહિત્ય-વિદ્યા — જે સૌ વિદ્યાઓનો નિસ્યંદ ગણાય છે — ને વર્ગમાં જીવંત સંચરણ કરતી કરવી એ મુખ્ય કામમાં આવા કાર્યશિબિરો ઉપરાંત જુદા જુદા પ્રદેશના અધ્યાપકો મહિનામાં એકાદ વાર અનૌપચારિક રીતે પણ મળે અને થયેલા કામનું સ્ટૉક-ટેકિંગ લે અને મુખ્ય કેન્દ્ર સાથે સતત સંપર્કમાં રહે એ ઇષ્ટ છે.

આપ સૌ સંનિષ્ઠાપૂર્વક આ એક કરણીય કાર્યની પાછળ લાગ્યા છો એ જોઈ ગુજરાતી ભાષા સાહિ-ત્યના હરેક ચાહકને આનંદ જ થાય.

ત્રીજા કાર્યશિબિર પ્રસંગે આપ સૌની વચ્ચે બેએક દિવસ રહેવાની તકનો લાભ લઈ શકાયો નહિ એનો રંજ છે એમ ફરી વાર કહું છું. એમાં ખોટ મને જ છે. ક્ષમાયાચનાપૂર્વક થોડા શબ્દો દ્વારા સંવાદ સાધવાનો પ્રયત્ન કરું છું. આ કાર્ય-શિબિરને હૃદયપૂર્વકની શુભેચ્છાઓ પાઠવું છું અને આ ઇષ્ટ પ્રસ્થાનમાં મને આપ સૌની સાથે ગણવા વિનંતી કરું છું.



## ઈર્ષા થતી

(ગઝલ)

'ક' પછી 'ખ' કેમ ? 'મ' શું કામ નહિ ? ચર્ચા થતી;
ગડમથલમાં એમ પૂરી સૌની દિનચર્યા થતી !

પંખીનો કલશોર આંગણમાં અમસ્તો કૈં નથી,
કેમ દેખાતો નથી હું ક્યાંય-ની પૃચ્છા થતી !

કેમ કોઈ ચકલું યે મારી ઉપર ના બેસતું ?
એ રીતે સામે ઊભેલા વૃક્ષની ઈર્ષા થતી !

કેમ જઈ શકતો નથી હું દ્વાર ખોલી બહાર પણ ?
જોઉં રસ્તા પર બધે મન મૂકીને વર્ષા થતી !

પાન પર અકબંધ ઝાકળ-બુંદ જોયું ને 'સુધીર',
જિંદગી મુશ્કેલ છે એ માન્યતા ફુર્ચા થતી !

સુધીર પટેલ

# ઉમાશંકરનો એક પત્ર

સંપા. વિનોદચન્દ્ર શાહ, પ્રમુખ, 'વિશ્વગુર્જરી

ચિંગચિયાગ હોટેલ
શાગાહાઈ (ચીન)
ઑક્ટોબર ૨, ૧૯૮૧

સ્નેહીશ્રી વિનોદચન્દ્રભાઈ,

આજે બીજી ઑક્ટોબરના દિવસે અમદાવાદમા 'વિશ્વગુર્જરી'નો સમારંભ રાખવાનું નક્કી થયું હતું સંજોગવશાત્ હું હાજર રહી શક્યો નહિ. — અર્વાચીન ચીનના મહાન લેખકશ્રી લુ શુનની જન્મ-શતાબ્દીના મહોત્સવ પ્રસગે આ બાજુ આવવાનું થયું.

આ દિવસે ભાવનાથી હું આપ સૌની સાથે જ હોઉ એ આપ સમજી શકશો.

'વિશ્વગુર્જરી' સંસ્થા વિશિષ્ટ સેવકોનું સન્માન કરવાથી સંતોષ નહિ જ માને. વિશ્વસમસ્ત ગુજરાતની સંસ્કૃતિને સમૃદ્ધ બનાવે અને ગુજરાત પોતે વિશ્વસંસ્કૃતિમા પોતાનું આગવુ, જે કંઈ પણ, અર્પણ આપી રહે એ દિશામા ઘણું ઘણું કરવાનું રહે છે.

આપણા પારસી કવિ ખબરદારે ગાયું છે કે "જ્યા જ્યા વસે એક ગુજરાતી ત્યા ત્યા સદાકાળ ગુજરાત." દુનિયાને ખૂણે ખૂણે ફેલાયેલી જે જૂજ પ્રજાઓ છે તેમા ગુજરાતીઓની સહેજે ગણના થઈ શકે. તે તે પ્રદેશમા તેઓ ગુજરાતની આગવી સાસ્કૃતિક મીઠાશનો અનુભવ કરી કરાવી શકતા હશે ખરા કે? તેમને થોડીક મદદ મળવી જોઈએ. 'વિશ્વગુર્જરી' જેવી સંસ્થા તે આપી શકે

એક વિચાર સૂઝે છે. થોડાક ભાવવાહી સમૂહગીતો આમાં મદદ કરી શકે. કેટલાક વખતથી હું જાહેરમા માગણી કરતો રહ્યો છુ કે જીવનના દરેક પ્રસંગ માટે ગીત (a song for every occasion) હોવુ જોઈએ. શાળાજીવનમા, પ્રવાસમા, જાહેર સમારંભોમા — જીવનના વિવિધ પ્રસંગોએ સમૂહમા કે ક્યારેક એકના એકલા, ભાવની અભિવ્યક્તિ માટે ગીતો જોઈએ ગીતના શબ્દો મહત્ત્વના હોય, પણ સ્વરાવલિ તો જાદુઈ જોઈએ. નાનપણથી બાળકોના ગળામા માબાપ પાસેથી, કુટુંબ-શાળામાથી અને જાહેર જીવનમાથી મળેલી આ સ્વરાવલિઓ ઘર કરે તો જીવનભર એમને જવાબ આપે, અને તે તે પ્રસંગે ચાર જણા એકઠા હોય તો સાથે એ ગુંજવા માડે

આને માટે યોગ્ય સ્વરાવલિઓ બાંધનારા અને શબ્દ આપનારા બન્ને કળાસર્જકોને પારિતોષિક આપવાની વ્યવસ્થા વિચારી શકાય. સ્પર્ધા પણ રાખી શકાય. (ગાધીજી તો આવા કામોમાં સ્પર્ધાનો આશરો પણ લેતા) આને માટે આપને શરૂઆતમા પૈસા અંગે ચિંતા નહિ રહે, કેમ કે મને આ વરસે આપવા નિર્ધારેલી પારિતોષિકની રકમ 'વિશ્વગુર્જરી' પાસે જ રહે એવી મારી વિનતી આ સાથે આપને પહોચાડુ છુ આ જાતનું કાર્ય 'વિશ્વગુર્જરી' પોતે કરે અથવા બીજી અધિકારી વ્યક્તિઓ કે સંસ્થા પાસે કરાવે તો એક મહત્ત્વની સેવા થાય

પારિતોષિકની રકમ 'વિશ્વગુર્જરી' પાસે રહે એમા ઉપરની યોજના શરત રૂપે નથી. આ દિશામા સમાનતા એ પણ ઓછા મહત્ત્વનું નથી.

ગુજરાતની 'વિશ્વગુર્જરી' સંસ્થાએ અર્પેલો સ્નેહ-સન્માનનો અર્ઘ્ય તો મે આભારપૂર્વક સ્વીકારેલો છે જ.

સ્નેહપૂર્વક
ઉમાશંકર જોશી

# 'પરિક્રમા'ની કવિતા: કવિતાની પરિક્રમા

મણિલાલ હ. પટેલ

બાલમુકુન્દનો જન્મ ૧૯૧૬માં, વડોદરા જિલ્લાના મસ્તુપુરા ગામમાં. એમનો કાવ્યસંગ્રહ 'પરિક્રમા' ૧૯૫૫માં પ્રગટ થયો. એ પછી 'કુંતલ' સંગ્રહ થયેલો. તો, 'ઝરમરિયાં' ૧૯૭૩માં પ્રગટ થયેલો બાળ-કાવ્યોનો સંચય છે. બાલમુકુન્દ દવેએ એ પછી ઘણું ઓછું લખ્યું છે.

કવિનો ઘડતરકાળ ગાંધીયુગનો. એટલે એમની ૧૯૪૦ પછી રચાઈ અને ધ્યાન ખેંચતી કવિતામાં ગાંધીયુગની ભાવનાની કવિતા છે. તેમ છતાં એમાં સુન્દરમ્ – મેઘાણી – ઉમાશંકરના ગોત્રની ભાવના-પરાયણતા નથી, બલકે માનવતા અને એ સાથે માનવ-સમભાવ મારનો ઊંડો નાદ છે. આમ તો બાલમુકુન્દ જનપદના કવિ છે.

ઉમાશંકરની જેમ એમને ડુંગરાઓ – નદી – તળાવ – વૃક્ષો વગેરે પ્રકૃતિએ આકર્ષણ કરેલું. આ હિસાબે એમની કવિતા વિશે થોડાં વિધાનો – તારણરૂપે – કરીએ તો તે આવાં હોઈ શકે છે:

૧. બાલમુકુન્દની કવિતામાં માનવભાવો અને માનવભાવનાઓનું સંયત સ્વરમાં ગાન છે.
૨. બાલમુકુન્દમાં પ્રકૃતિપ્રેમનું ચારુતર આલેખન છે.
૩. એમણે માનવપ્રેમ અને પ્રભુપ્રેમ (ચિંતનતત્ત્વ)ની કવિતા પણ લખી છે.
૪. એમની કવિતામાં સવિશેષ ધ્યાનપાત્ર છે તે તો ગીતો — પ્રેમ, પ્રકૃતિ ને ચિંતનને લગતાં ગીતો.
૫. આ ગીતોમાં મેળાનાં અને જનપદ–વનપદનાં લોકગીતોનો લય છે – ને ભાવો પણ સમરેખ છે. આથી એમનાં ગીતોને **'લોકલયની કવિતા'** રૂપે ઓળખાવાયાં છે.
૬. એમનામાં અનુભવોનું વૈવિધ્ય નથી કે નથી એવો જીવનવ્યાપ! છતાં એમની કવિતા એમની કવિત્વશક્તિનો ઠીક ઠીક હિસાબ આપી રહે છે.
૭. એમની ગીતકવિ લેખેની શક્તિ દયારામની યાદ આપે, એમના સમકાલીનોમાં રાજેન્દ્ર શાહ, વેણીભાઈ અને મકરન્દ આદિની કવિતા સાથે એમની પંગત પડે. ઘણી વાર એમની કક્ષાનું કવિત્વ પણ પરખાઈ આવે.

બાલમુકુન્દે છંદોબદ્ધ રચનાઓમાં સૉનેટ, લઘુ-કાવ્ય ને ખંડોમાં વિભાજિત એવાં દીર્ઘકાવ્યો પણ આપ્યાં છે. આ કાવ્યોમાં પણ પ્રકૃતિનું જ આલેખન છે; માનવભાવોનું નિરૂપણ છે. ત્યાં પ્રકૃતિનાં સાદૃશ્યો યોજીને કવિએ સાયુજ્ય રચ્યું છે.

ગીતોમાં પણ પ્રેમ–પ્રકૃતિનો પરસ્પરાશ્રયી અભિગમ છે. પ્રકૃતિની ગીતરચનાઓમાં વૃક્ષો – ફૂલોને લગતાં કાવ્યો છે. આવું વલણ બીજા કવિ-ઓમાં ઓછું છે. પ્રેમના ભાવો કે ભાવનાઓને આલેખતાં ગીતોમાં પણ પ્રકૃતિ દૃષ્ટાંતરૂપે કે પછી આલંબન – ઉદ્દીપન રૂપે આવે છે. તો ક્યાંક ઉપમા – રૂપકો – ઉત્પ્રેક્ષાઓની રમણાઓ પણ કવિ રચે છે.

લયની બાબતમાં અહીં 'લોકલય' છે. એવો જ પરિસર છે. ગીતમાં 'લોકલ કલર્સ' ધ્યાનપાત્ર છે. કવિની કલમ અહીં ખૂલીને વિહરે છે.

છંદોબદ્ધ રચનાઓમાં ભાષાકર્મ ધ્યાનપાત્ર બને છે ખરું. પણ કવિનું ધ્યાન ચિત્રાત્મકતા રચવાનું અને ભાવો કે વિચારોને યથાતથ ઝીલવાનું છે. છતાં ભાવભાષાનું સાયુજ્ય અને છંદોલયની સફાઈ જમા-પાસે નોંધાશે.

બાલમુકુન્દની કવિતા રચાતી હતી ત્યારે – ગાંધીજીની હયાતીમાં–૧૯૪૦થી જ ગાંધીયુગનાં વળતાં પાણી થયેલાં. કવિએ સમાજની આંગળી છોડી દઈને કવિતાસૌંદર્યની આંગળી પકડવાની પહેલ કરી હતી.

— નૂતન કવિતાની આલબેલ પોકારાઈ હતી.
— પ્રહ્લાદ વગેરેમાં નવી કવિતાની નાન્દી થઈ ચૂકી હતી.

— કવિતાએ ઉપયોગિતાવાદી વલણુ ત્યજીને 'સ્વ'-ને ઓળખવાનું વલણુ અપનાવ્યું હતું

— સમાજ નહિ પણુ વ્યક્તિ હવે કેન્દ્રમાં આવે છે.

— સમાજની સમસ્યાઓ નહિ – વ્યક્તિમનની સંવેદનાઓ હવે કાવ્યમા આવે છે

— 'કવિતા કામગરી મટીને કામણુગારી બનવા' તરફ વળે છે. એ તારણુ ઉચિત જ છે.

આ પરિપ્રેક્ષમા બાલમુકુન્દની કવિતાને જોઈએ તો એમા થોડાક અપવાદો બાદ કરતા ગાધીયુગીન ભાવનાઓની એવી પ્રગટ આલેખના નથી, હા, કયાક સૂક્ષ્મતરે એ માનવીય વલણોને વળગેલી છે – પણુ એ તો પરંપરાનો, ભારતીય કાવ્યપરંપરાનો સૂર છે કહો કે જીવનનો એ નાભિનાળ સંબંધ છે બાલમુકુન્દે કવિતાને સૌંદર્યલક્ષી બનાવવાની તરફેણુ કરી છે એમ લાગશે – અન્યથા એમનામા 'શ્રાવણુ નીતર્યો' જેવી નિતાન્ત સૌંદર્યરટણુા કરતી ગીત રચના કયાથી મળે? દા.ત.

'આ જલધારામા ઝૂલતી કોઈ ઝીલોજી
પેલી તૂટે મોતનમાળ હો કોઈ ઝીલોજી
આ લટ લ્હેરાતી લળી લળી કોઈ ઝીલોજી
પેલું કોણુ હસે મરમાળ? હો કોઈ ઝીલોજી'

*

અહીં ગીતત્વને પોષક શબ્દ/લયની પ્રયોજના જુઓ તો વળી કાવ્યત્વને પ્રગટાવતી ભાવ – વિચારના આલેખનની સૂક્ષ્મતા જુઓ! એક સરહસ્યચિત્ર – ભીનોભૂખંડ જાણે આપણુા ચિત્તપટ પર અંકાઈ રહે છે.

પ્રકૃતિનિરૂપણુની આવી સૂક્ષ્મતા એમના છંદોબદ્ધ કાવ્યોમા પણુ છે. દા.ત.

ગિરિ, વન, નદીમેદાને થૈ સરે રમણીયતા
પરણુ પરની ક્રીડીયે શી ધરે કમનીયતા!
('ચાદની રાતે')

*

મોતીમોઘા ખરલ કરીને પાથર્યા હોય તેવા
ઓઢ્યા વેળુદ્રુમ ચળકતા વિસ્તર્યા શ્વેત શ્વેત
પૂર્ણિમાના સહજ ઢળતા કૌમુદીગાત્ર શ્રાન્ત
ભેટી રે'તી બથમથ ભરી ભવ્યતા ભવ્યતાને!
('નર્મદા તટે પૂર્ણિમા')

*

ઉમાશંકર જોશી સુન્દરમ્ કે કાન્તની કાવ્ય પદાવલિમા સહેજેય આવતુ રમણીય રૂપાલેખન અહીં પણુ આવ્યુ જ છે ન્હાનાલાલથી રમેશ પારેખ સુધીના કવિઓએ ચાદનીના રૂપ આલેખ્યા છે જયન્ત પાઠકે શરદવર્ણન કર્યું છે બાલમુકુન્દે એવી રચનાઓમા જે લૅન્ડસ્કેપ શબ્દસ્થ કર્યા છે તેમા માનવભાવો પણુ ભળ્યા છે – ને એમ કાવ્યમાધુર્ય ચાદનીના આસવ જેવુ જ લાગે છે

ઉમાશંકરે મધરાત – નિશીથને પાયની ઠેક લેતા વિરાટ નટ સાથે સરખાવ્યો છે – 'નિશીથ'મા બાલમુકુન્દ ભાવ ભાવનાના કલાપ શુકપાઠી ઉચ્ચારણોથી અળગા રહીને 'અમાસની મધરાત'ને આલેખે છે, જુઓ

'રમણે ચડેલ આજ ભાળી
મધરાત મે તો રમણે ચડેલ આજ ભાળી
ભીનડી જુવાનજોધ કાળી
મધરાત જાણે ભીલડી જુવાનજોધ કાળી!'

જુવાનજોધ ભીનડી – કાળી અને અમાસની રાતનું સંનિધાન! પછીના રૂપકો પણુ પ્રભાવક છે પણુ છેલ્લે જે ભાવારોપણુ છે એ તો સૂક્ષ્મ અને રસિક પણુ છે.

સુખિયા સંજોગિયા તો હૂંફાળી નીંદમા
શાના જુએ તને કાળી?
બળતી આંખનડીએ બેસી વિખૂટા બે
ચકવા ને ચકવીએ ભાળી!

*

પ્રિયકાન્તે 'આ નભ ઝૂકયુ તે કાનજી ને પોયણી તે રાધા રે' ગાયું તો બાલમુકુન્દે 'મોગરા ને વર્ણવતા કહ્યુ કે–
'કળીએ કળીએ રાધા રમે, એને પાદડે પાદડે કાન રે!'

વડલો, વનચંપો ને સોનચંપો – લાગે આપણને પ્રકૃતિનાં ગીતકાવ્યો! પણ વડલો ને સોનચંપોમાં તો વિચારથી પણ આગળ વધી ચિંતનમાં પરિણમતી પીડા છે; દુન્યવી જીવોની પીડા. માયાએ ભુલવ્યાં તે આ જીવતરમાં અટવાયાંની વાત સામે અલખનાં રહસ્યોના સંકેતો પણ અહીં જડે છે.

'ઝીણાં રે વીણાજંતર વાગે અદીઠાં આંહીં'
મૃગલો રે ડોલે વાંકે શિંગ!
થનગનતો આવે મીઠો માણીગર મોરલો ને
ભૂલો પડી આવે રે ભોરિંગ!
('વડલો')

*

'બાવળની કાંટચ જેવી ભવની ભુલામણીમાં
આ રે કાંઠે ઝૂરે મા ને તાતજી!
સામે રે કાંઠે તારા દૈવી બગીચા બેટા!
વચ્ચે આડા આંસુના અખાતજી!'
('સોનચંપો')

'ઝાકળની પિછોડી' ગીત આપણને એક નવી કમીરાઈમાં લઈ જાય છે. 'ઉચાટ' અને 'એકલપંથી' રચના પણ કવિના ચિંતનને (જીવતર અને ઈશ સંદર્ભે) બરોબર આલેખે છે. અહીં પ્રત્યક્ષતા છે, લાઘવ અને અર્થઘનતા ધ્યાનપાત્ર બને છે. એવું છે એનું ગીતત્વ! ગેયતાનું માધુર્ય 'નદીકાંઠે સૂર્યાસ્ત'માં ગીત-સ્થિતિ સાથે શાંતિ તથા સન્નાટો પણ સ્પર્શ્ય બન્યો છે. છેલ્લે કવિ–કાવ્યનાયક પોતાની એકલતાને શેષ મૂકી આપે છે. જુઓ :

'નજર ચડતું ચારે કોરે હવે નવ કોઈએ
તિમિર જલમાં એકાકી હું સરું જલદીપ શો!'

આરંભે છે — સ્વજન-કરશી અંગેઅંગ હવા સ્પરશી વહે. તરત રાવજી સાંભરે : 'કોક મીઠી છોકરી જેવી હવા મુજને ઘસાતી જાય' તો 'ચાંદની' વાંચતાં અનેક અન્ય કાવ્યોના સંદર્ભો મનમાં ટોળાય છે. જયન્ત પાઠકનું શરદવર્ણન એની સમકાલીન રચના છે.

'ભવનભવને મેડી સૂતાં મીઠાં યુગલો પરે,
સહજ અમથાં છિદ્રોથીયે નરી મમતા દ્રવે...'

–માં કાલિદાસના ઋતુસંહારમાં આવતાં ઊજળી રાત્રિઓનાં વર્ણનો યાદ આવે. આ બધું બાલમુકુન્દની કવિતામાં સહજ છે. એમની સહજ કવિતાની આ શબ્દાર્થલીલા આસ્વાદ્ય છે. બીજાં છંદોબદ્ધ કાવ્યોમાં 'વતનવાટે બપોરે' ધ્યાનપાત્ર છે. વતનતરસ તથા એ પ્રદેશપરિસરનું આલેખન ચાક્ષુષ છે. 'જૂનું ઘર ખાલી કરતાં' કાવ્ય તો ગુજરાતીનું એક મહત્ત્વનું સૉનેટ છે. એ વિશે એની સહજસરળ, કરુણગંભીર રચનાકળા વિશે તો સૌ જાણે જ છે. આટલાં વર્ષો લગી આટલાં લાડ કે માનપાન બહુ ઓછી કવિતાને મળ્યાં છે, 'તીર્થોત્તમ' પણ એવું જ ઉદાહરણ છે. 'વડોદરા નગરી'માં કથનવર્ણનની મજા છે, કાવ્યત્વની નહિ.

□

ખાસ તો બાલમુકુન્દ દવેનાં, પ્રેમના વિવિધ ભાવોને પ્રકૃતિનાં સાદૃશ્યોથી આલેખતાં ગીતોની, એની ગેયતાની તથા કાવ્યત્વની વાત કરવા મન લોભાય છે. તો એવી રચનાઓમાંથી થોડીક તારવીને વાત કરીએ. બાલમુકુન્દનો પ્રણયાદર્શ આવો છે–પ્રણય તરફનો પક્ષપાત આવો છે :

'છીછરા જળમાં હોય શું નહાવું -
તરવા તો મઝધારે જાવું
ઓર ગાણામાં હોય શું ગાવું
ગીત ગાવું તો પ્રીતનું ગાવું.'

'ગોરી અને વેરૈયો'-માં નાયકનાયિકાની અલ્લડતા સાથે સ્નેહનો ગુલાલ ઊડે છે. કવિનો પ્રેમાદર્શ ત્યાં વધારે ખૂલે છે.

'આપમેળે રંગ જાય રેલાઈ તો
અમે નથી એને લૂછીએ એવાં,
તરસ્યા કંઠની પ્યાસ બુઝાય તો
અમે નથી ઘર પૂછીએ એવાં!'

અહીં પ્રેમમાં સહજતા, આંતરિક આવેગને મહત્ત્વનો માન્યો છે. કંઈક શાંત લાગતો કવિસ્વભાવ પ્રેમવર્ણનમાં ખૂલે છે – ખીલે છે, એગ્રેસિવ પણ બને છે.

પ્રેમ પણ ધરતીની ફોરમ છે. 'નેડો'નો પ્રેમી કહે છે.–

'ધરતીની ફોરમ મોઘી હો લોલણી
ધરતીની ફોરમ મોઘી રે લોલ'

'નેડા'મા પ્રેમની વિરહ તરફ ઢળતી એક કથાનું આલેખન છે. આ ગીત રાજેન્દ્રના

'ઇંધણા વીણવા ગૈતી મોરી સૈયર,
ઇંધણા વીણવા ગૈતી રે લોલ'

—નો લયહિલ્લોળ અને મિજાજ બેઉ ધરાવે છે, છતાં આલેખન આસ્વાદ્ય છે

'સૂડલા ટોવા જાતા હો લોલણી
સૂડલા ટોવા જાતા રે લોલ
માળે ચઢીને ગીત ગાતા હો લોલણી
માળે ચઢીને ગીત ગાતા રે લોલ.'

રાજેન્દ્ર શાહની જેમ બાલમુકુન્દની ગીત-કવિતામા પણ ગ્રામીણ પરિસર આવે છે. ખાસ તો પ્રેમના તળભાવને આવા તળપદ વાતાવરણમા ને એવી જ ભાષામા કવિ આલેખે છે ત્યારે એમા એ કાળે તો ઘણી નવતા અને તાજપનો અનુભવ થયો જ હશે. દા.ત. 'મંદો ને રાણી', 'ફાગણી', 'ચૈતરી' વગેરે રચનાઓમા પરિવેશ સ્વયં મધુર છે. 'મંદો અને રાણી'મા સંવાદ છે, — જેવો સંવાદ 'ગોરી અને ઘેરૈયો'મા છે. આથી એક પ્રકારની નાટ્યાત્મકતાનો અનુભવ પણ થાય છે. દા. ત

'એકન બપોરે તને જોઈ મારી રાણી
અક્કર પડીકી મે તો ખોઈજી ખોઈજી...

પ્રેમિકા કહે છે:

આબનાની મેર ઝૂક્યો હુંય મારા બંદા
ફેરફેર મોહી તને જોઈજી જોઈજી ..

આ ગીતમા મુખડા અને અંતરાની રચના પણ ધ્યાનપાત્ર છે ને શબ્દાલંકારોએ ગેયતાને/ગીતત્વને બરોબર નિભાવ્યું છે. નાદલયનો કેફ આ ગીતોનો વિશેષ છે

આજે વિનોદ જોશી જેવો ગીતકવિ ગીતના અંતરાઓમા દોહરા આદિનો પ્રયોગ કરે છે એ વલણ આપણને પૂર્વે બાલમુકુન્દ દવેમા જોવા મળ્યું છે. દા.ત. ચમેલીને ઠપકો, હોળી મહિનાની વિજોગણ, ઉપરાંત પણ દોહરા/ સવૈયા કે ચોપાઈમા પ્રેમાલેખન અહીં મળે છે

'ભીના વાયરા' પ્રેમનું નાનકડું ગીત છે — પણ છે પાણીદાર મોતી! હું એને ઉમાશંકરના 'ગાણું અધૂરું મેલ્ય મા—'ની સાથે મૂકું છું બન્નેમા પ્રેમની વસમી વ્યથા — વહાલી વ્યથાની કથા છે. 'આઘા બોલાવીને ઓરા ધકેલવાની' ના પાડતી ઉમાશંકરની ગીતનાયિકા 'હૈયા સંગાથ ભૂંડા ખેલ મા 'લ્યા વાલમા એમ કહે છે. 'ભીના વાયરા'ની નાયિકા કહે છે કે અવળે હાથે મારેલી કાંકરી સવળી થઈને તત્કાળ વાગી છે — 'એવા ના ખેલ ભૂંડા ખેલીએ મારુજી' એમ કહે છે. જુઓ આગળ પણ —

'ભોળા તે હૈયા ના છંછેડીએ મારુજી!
બાંધી હિંડોળા એને ડાળ જો,
હૈયાંની વાડીઓ ના વેડીએ મારુજી!'

સવળા-અવળાની ચોટ બાલમુકુન્દને ભાવી ગઈ છે હોળી મહિનાની વિજોગણ કહે છે.

'આગળ મોર્યા મોગરા ને પછવાડે ગલગોટ,
સવળા વાતા વાયરા, ને એની અવળી વાગે ચોટ.'

પણ આ જ ગીતમાં વન અને મનનું વર્ણન-સંધાન સાધવમા થયું છે એ તો જેવુ — ને તેય કેવુ પ્રત્યક્ષ! કાવ્યમય!

'ખીલ્યા કેસૂ ખાખરે, એની વગડે વગડે આગ,
ફૂલડે ફૂલડે ફરી વળે મારુ મન જાણે મધમાખ.'

☐

છંદોબદ્ધ રચનાઓમા પણ પ્રેમાલેખન પ્રભાવક છે. દા ત. 'હિના'. સુન્દરમ્‌ની કોઈક પ્રેમકવિતામા પ્રગલ્ભપણે પ્રગટતો પ્રેમી પુરુષ એના રાગાવેગની આગનો બળકટ અનુભવ કરાવે છે અહીં પણ જાણે એવો જ અહેસાસ થાય છે...

'એમ તો તારા નેણ બિયોગી
વેણથીયે વધુ બોલકા ગોરી
લોપતી તારી લાખ મલાજા
કંચવાની ઓલી રેશમી દોરી!
સુંદરી! તારી દેહની દેરીએ
રોમરોમે જલે રૂપના દીવા

તોયે ઢળ્યાં જઈ લોચન પાનીએ
રૂપશમાની રોશની પીવા
એવી દીઠી તારી પાનીએ હિના
એ જ કાશી, મારું એ જ મદીના !

તો 'વિરહિણી'માં એકએકથી અદકા દોહરા છે. કવિ 'આ ચૈતર જેવી ચાંદની ને માણ્યા જેવી રાત'માં કહે છે કે–

'હોય ઇશારા હેતના, એનાં ના કાંઈ વગડે ઢોલ'.

'નારી ઉર આવું ઘણું, બરડ કાચની જાત.
તું જન્મ્યો નરને ખોળિયે તને કેમે સમજાવું વાત ?'

એમ કહે છે ત્યારે ઉમાશંકરની સૌનેટમાળાના એક સૉનેટની પંક્તિઓ સાંભરે છે.

'કદી હો નારીનું હૃદય, વળી તે હો પ્રણયમાં
વીતી શું શું તે તો શિરગુજરી ! જાણે જ મનમાં !'

☐

આપણો, એક કવિતાનો આસ્વાદાનુભવ બીજી રચનાને સમજવામાં લેખે લાગે છે. એટલું જ નહિ આપણા અનુભવને—આસ્વાદને સમૃદ્ધ બનાવે છે. બાલમુકુન્દનો 'પરિક્રમા' આસ્વાદતાં આમ અન્ય કવિતાની 'પરિક્રમા' પણ થાય છે એ આપણે જોયું.

રાજેન્દ્ર શાહે 'નિરુદ્દેશે' ભ્રમણની વાત જીવન અને કવિતા ઉભય સંદર્ભે કરી છે. તો વળી નિરંજને પણ ગાયું કે 'હું તો બસ ફરવા આવ્યો છું' બાલમુકુન્દમાંનો 'જનજીવ' પણ આ સંસારનો એવો જ મુક્ત યાત્રી-પ્રવાસી છે. 'પારાવારના પ્રવાસી' ગીતનો ધ્વનિ પણ ઉક્ત રચનાઓને મળતો તો વળી – 'પરકમ્માવાસી'માં નિરુદ્દેશે માનવ પ્રીતિનું આલંબન છે —

'આવી ચડયાં અમે દૂરનાં વાસી
પ્રથમીની અમે પ્રીતનાં પ્યાસી :
મનખે મનખે ધામ ધણીનું
એ જ મથુરાં ને એ જ રે કાશી
ભોમકાનાં ભમનાર પ્રવાસી !'

હરીન્દ્ર દવેનું ગીત છે – 'હું તો નિત્ય પ્રવાસી'. એ ગીત પણ આવા જીવતર પ્રવાસીની સંવેદના છે. બાલમુકુન્દે એ બધાની ગીતરચનાનો ભાવ જાણે એમની આ પંક્તિઓમાં ઝીલી બતાવ્યો છે —

શીર મુકામમાં જંપ વળે ના,
વાટ ને ઘાટના જીવ આ પ્યાસી,
ધરતીની કણકણમાં તીરથ,
એનાં અમે પરકમ્મા વાસી :
ભોમકાના ભમનાર પ્રવાસી...



## સાભાર સ્વીકાર

વ્યક્તિ વિશેષ શ્રેણી : ૨ ચાણક્ય : લે. ગુણવંત શાહ, સંપા. પ્રફુલ્લ રાવળ, પ્ર. કૃતિ ટ્રસ્ટ, વી. પી. રોડ, વીરમગામ ૩૮૨ ૧૫૦, કિં. રૂ. ૬. ગુજરાતની પ્રાથમિક કેળવણીનો ઇતિહાસ : લે. પ્ર. હિંમતલાલ ઉમિયાશંકર દવે, ૧૦/A કુસુમગર પ્લૉટ્સ, ગુજરાત સો. પાછળ, પાલડી, અમદાવાદ–૭, કિં. રૂ. ૨૫. પાયાનો પર્યાયકોશ : લે. પ્ર. ડૉ. મફતલાલ ભાવસાર ૨૫/૬, તુલસીશ્યામ સો., નવા વાડજ રોડ, અમદાવાદ–૧૩. કિં. રૂ. ૧૦૦. સન્નિધાન : પુસ્તક ૨ : તંત્રી : સુમન શાહ, સંપા. પારુલ રાઠોડ, જયેશ ભોગાયતા, ભરત મહેતા, જૈમિનિ શાસ્ત્રી પ્ર. સન્નિધાન : ૯, મુકુન્દ, મનોરમા કૉમ્પ્લેક્સ, અમદાવાદ–૧૫. કિં. રૂ. ૭૫. આરણ્યક : લે. પ્ર. શ્રી રાજેન્દ્ર શાહ, ૮, સૌજન્ય રો હાઉસીઝ, સર્વ. રાધાકૃષ્ણન માર્ગ, મેમનગર પાંચ રસ્તા પાસે, અમદાવાદ–૩૮૦ ૦૧૪, કિં. રૂ. ૩૦. મોનાલીસા : સોનલ દેસાઈ, પ્ર. સાંઈ પ્રકાશન, 'કૃતિ' વિવેકાનંદનગર, ભાઈકાકા રોડ, આણંદ, કિં. રૂ. ૨૫.

# રોજ રોજ નવું વરસ

બહાદુરભાઈ જ. વાંક

એક વખત એક જગ્યાએ મારો-પેઇન્ટિંગનો વનમેન શો ચાલી રહ્યો હતો, ત્યારે મને કોઈએ પૂછેલું: "તમે ચિત્રો શા માટે બનાવો છો? એની પાછળ કોઈ કારણ...?"

હું સહેજ વિચારમા પડી ગયો. પછી જવાબ આપતા કહેલું: "આમ તો કોઈ કારણ નથી. છતાય એક વાત હું કહી શકું: અત્યારે મારી ઉંમર એકાવન વર્ષની છે, પણ જ્યારે ચિત્રો દોરું છુ ત્યારે મારી ઉંમર માત્ર પંદર વર્ષની જ થઈ જાય છે!"

તો આ પંદર વર્ષની ઉંમરનું સાતત્ય સતત જળવાઈ રહે એટલા માટે જ મે ચિત્રો બનાવવાની સાથે જ જૂનાગઢના પહાડો અને જંગલો સાથે મૈત્રી બાધી છે. બાળક પાટીમા એકડો ઘૂંટે તેમ આ પહાડો અને જંગલોએ મારી પાસે સર્જનની લિપિ ઘૂંટાવી છે આ પહાડો અને જંગલોએ જીવનના દરેક ક્ષેત્રમા માત્ર લીલો રંગ જ જોવાની જાણે મને દીક્ષા આપી છે!

વહેલી સવારના પંખીઓનો કલરવ એનાર્મ બનીને કાનોમા અથડાય, ને હુ પથારીમાથી સફાળો ઝબકી જાઉં... ઘરના ત્રીજા માળની અગાસી ઉપરથી ગિરનારના દર્શન કરુ... ગિરનારના કેટકેટલા રૂપો આખોમા સળવળવા માડે! તેમા તેનું એક રૂપ તો અનન્ય જ—સૂતેલા રવીન્દ્રનાથની પ્રોફાઇલ આકૃતિ જેવુ જ! પછી પ્રાતર્વિધિ પતાવીને, જાણે આજે જ નવુ વર્ષ બેઠું હોય તેમ હાથમા લાકડી પકડીને પર્વતના ખોળે નિસર્ગમા ફરવા નીકળી પડું. ઘરમાથી બહાર નીકળીને જ્યા દાતાર પર્વતના અર્ધેક રસ્તે પહોચુ, ત્યા ખુદ પર્વત જ સામેથી મારું અભિવાદન કરવા આવી રહ્યો હોય તેમ લાગે. રોજની આ પ્રતીતિના કારણે હું માનુ છું— આપણે એક કદમ પ્રકૃતિ તરફ આગળ વધીએ તો, એ દસ કદમ સામેથી જ આપણને મળવા આવે! પ્રકૃતિના સરવાળા, બાદબાકી અને ગુણાકાર સાવ જુદા જ...!

તળેટીમા આવીને પ્રથમ પગથિયાને વંદન કરી પર્વત ચડવાનું શરૂ કરું ત્યારે ભીતરની અંતર્યાત્રામા આગળ વધી રહ્યો હોઉં, તેવો જ ભાસ થાય. થોડાં પગથિયા ચડું ત્યા ચોતરફ વેરાયેલી પ્રકૃતિની રૂપશ્રીનો સાક્ષાત્કાર થવા માડે... ઝાકળ ધુમ્મસથી આચ્છાદિત પ્રકૃતિનુ રૂપ પણ જોવા જેવુ — જાણે આછી ઓઢણીમા ઘૂમટો તાણીને બેઠેલી કો નવોઢા! તળેટીથી તે ઠેઠ ઉપલી ટૂક લગી દાતાર પર્વતની બંને બાજુએ છવાયેલી વનરાજી આપણી એટલી બધી કાળજી રાખે કે આપણને સહેજ પણ થાક ન ચડવા દે. જેમ જેમ પર્વત ચડતા જઈએ તેમ તેમ આપણો થાક આ લીલી કુંજારમા ઉલેચાવા માડે.

જેમ જેમ દાતારના પગથિયા ચડતો જાઉં તેમ તેમ આખો સામે તેના નવા નવા રૂપો ઊઘડવા માડે મારી દષ્ટિ જ ચિત્રકારની, એટલે ચો તરફ પથરાયેલા લેન્ડસ્કેપની માયાજાળમા આખો ચકરાવે ચડવા માડે. એક ઉપર એક ખડકાયેલા પથ્થરોના પણ કેટકેટલા રૂપ હોય છે, તે મને અહીં જ જોવા મળ્યું છે. સાચું કહું? એબ્સ્ટ્રેક્ટ પેઇન્ટિંગની ભાષા મને આ પથ્થરોએ જ શિખવાડી છે. પથ્થરોની સંવેદનાને વાચતા આવડી જાય તો, દરેક પથ્થર અશોકનો શિલાલેખ જ આપણા માટે બની રહે.

પર્વતારોહણનો બીજો એક એ ફાયદો છે— જેમ જેમ આપણે ઉપર ચડતા જઈએ, તેમ તેમ આપણે પૃથ્વીના ગુરુત્વાકર્ષણમાથી બહાર આવવા માડીએ. એથી આપણું અસ્તિત્વ એટલું બધું હળવુ ફૂલ થઈ જાય કે... ઊંચાઈનુ રહસ્ય કદાચ પર્વતોએ

જ તેની છાતીમાં છુપાવ્યું હશે. દાતાર જેમ જેમ ચડતા જઈએ તેમ તેમ દર દોઢસો-બસો પગથિયાંએ વળાંકો આવે છે. આવા વળાંકોનું સૌંદર્ય પણ માણવા જેવું. વળાંકે વળાંકે પશ્ચાદ્ભૂમાં નવા નવા રંગો, નવાં નવાં ચિત્રો. આવા વળાંકો બફર બનીને આપણા થાકને પણ ક્યાંય ઓગાળી નાખે. પણ પશ્ચાદ્ભૂનાં ચિત્રો આપણને થાકવા દે તો ને?

અરધો-પોણો દાતાર ચડું, ને ત્યાંથી ઊભા ઊભા જ શહેર તરફ નજર દોડાવું. પંખીની જેમ ઊડતી મારી નજરમાં શહેરનાં મકાનો સાવ રમકડાં જેવાં જ દેખાય. ઊંચાઈનો આ કેવો પ્રભાવ! ચેતનાની ઊંચાઈએ પણ જીવનમાં બધું રમકડા જેવું જ લાગવા માંડે છે ને! જરા ઊંચે ચડતાં જીવનના આ સત્યનો સાક્ષાત્કાર કરાવતી સૂફી સંતોના બેસણા જેવી જગ્યાઓ ચોથડિયા પીર અને કોયલા વજીરનાં દર્શન શરૂ થઈ જાય. આ જગ્યાઓની છાયામાં આવતાં જ મગજમાં વિચારશૂન્યતાના કેફનો આથો ઘૂંટાવા માંડે. આપણી પાસે કાન હોય તો આજે પણ આપણે આ જગ્યાની આસપાસ પડઘાતા સૂફી સંત મન્સૂરના અનલહક શબ્દોને—નાદને સાંભળી શકીએ!

થોડાં વર્ષો પહેલાં આ જગ્યા પાસે જ મને એક સૂફી સંતનો ભેટો થઈ ગયેલો. એ વખતે તેણે મને ઉર્દૂમાં એક શેર સંભળાવેલો... તેના શબ્દો કંઈક આછા આછા યાદ છે: "લોગ બાર બાર શરાબ પીતે હૈં, ઔર બેહોશ રહતે હૈં. હમને જિંદગીમેં સિર્ફ એક બાર પી, ઔર હોશમેં આ ગયે!!"

તેમનો શેર સાંભળીને હું આખી શરાબની પ્યાલી ગટગટાવી ગયો હોઉં તેમ ઝૂમી ઊઠેલો! સૂફી ફકીરોની મસ્તી જ ન્યારી! આખી દુનિયાના રખવાળાને જ પોતાની માશૂકા બનાવી દે.

સહેજ ઊંચે આગળ વધતાં નજર પૂર્વની ક્ષિતિજે ખેંડાઈ જાય. ગુલાબી—સોનેરી ઝાંયમાં રંગાયેલી ક્ષિતિજે બાળસૂર્યનાં કિરણોનું પ્રાગટ્ય ધરતી ઉપર લાભ—શુભની રંગોળીઓ દોરવાનું શરૂ કરી દે. સૂરજનાં આ કિરણો મારી આંખોમાં ઝિલાય ને હું ઉત્સાહ—આનંદના અતિરેકમાં મારું જ નામ લઈને, મારી જાતને નૂતન વર્ષાભિનંદન—સાલ મુબારક પાઠવી દઉં! પછી પંખીઓ, વૃક્ષો, વાદળાં અરે ખુદ દાતાર પણ આ આનંદપર્વમાં સામેલ થઈને એકમેકને સાલ મુબારક પાઠવવામાં વ્યસ્ત થઈ જાય! આ વખતે આખું જગત જાણે સમયની પરિધિમાંથી બહાર નીકળી ગયું હોય તેવો જ અનુભવ થાય.

સહેજ ઊંચે ચડતાં ઉપલી ટૂંકે ધજાનાં દર્શન થાય, ત્યારે એમ જ લાગે જાણે મારો જ વિજયધ્વજ ન લહેરાઈ રહ્યો હોય! છેલ્લી ટૂંકનું ચડાણ એકદમ સીધું અને ઊંચું—ભલભલાની કસોટી કરી લે તેવું. આ કસોટીમાંથી પાર ઊતરીએ એટલે આપણું સ્વાગત કરવા માટે નગારાં-શરણાઈ તો તૈયાર જ હોય. ઉપલી ટૂંકે પહોંચતાં જ નગારા-શરણાઈનો અવાજ કાને અથડાય. મંદિરમાંથી પ્રસરતા ધૂપની સુગંધ સારાય વાતાવરણને તરબતર કરી મૂકે... આ સુગંધને થોડી વાર માણવા માટે અનાયાસે જ મારી આંખો મીંચાઈ જાય. અર્ધો-પોણો કલાક દાતાર સાથે જ મૌન સંવાદમાં સરી પડું.

પછી નીચે ઊતરવાની શરૂઆત... ધીમે ધીમે નહિ, પણ દોડતો જ નીચે ઊતરું—પંખીની પાંખમાંથી ખરી પડેલા પીંછાંની જેમ જ... છતાંય સામે મળતા યાત્રાળુઓ અને કઠિયારાઓ—મજૂરોને સાલ મુબારક પાઠવવાનું તો ન ભૂલું. તેઓ પણ મારી આ રોજની ટેવને પામી જઈને મને પણ સામે સાલ મુબારક પાઠવે. હું એમનાં નામો ન જાણું, એ લોકો મારું નામ ન જાણે. અમે રોજ એકબીજાને મળીને—એકબીજાને ક્રૉસ થઈને જાણે એકબીજાનાં નામોનો—એકબીજાની જાતનો જ છેદ ઉડાડી નાખીએ!

ને તળેટીમાં નીચે ઊતરતાં જ આનંદ...આનંદ ...આપણો થાક-પરિતાપ એ તો આપણા અહમ્‌માંથી નીતરતો મેલ છે, એની તીવ્ર પ્રતીતિ પણ આ વખતે જ થાય. પછી શરૂ થાય નવા દિવસની નવી પુણ્ય યાત્રા... આજ વર્ષોથી આ પર્વત સાથે એવી આત્મીયતા બંધાઈ ગઈ છે કે નાદુરસ્ત તબિયતમાં પણ મને તેના આરોહણ—અવરોહણનો ક્યારેય પણ થાક જ લાગ્યો નથી. રોજ રોજ નવું વરસ આવે તો ભલા, થાક કોને લાગે?

# વિસ્તરતી સીમાઓ

## [સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ]

ચન્દ્રકાન્ત ટોપીવાળા

આઠમા દાયકા દરમ્યાન રેબ્લે પરના પુસ્તક દ્વારા અને નવમા દાયકા દરમ્યાન નવલકથાના સિદ્ધાન્ત પરના લેખો દ્વારા પશ્ચિમમા વિવેચનક્ષેત્રે મિખાઇલ બખ્તિનનો વિસ્ફોટ જાણીતો છે વ્યક્તિવિરોધી અને કાર્નિવલ તરફી બખ્તિનનો ભાષાકીય સામાજિકતાનો સંવાદપરક સિદ્ધાન્ત અર્થશૂન્યતાથી પીડાતા વિનિર્મિતિક્ષેત્રમા આશીર્વાદ રૂપ બન્યો અને સાહિત્યકૃતિને એના ખોવાયેલા કે કપાયેલા સંદર્ભો ફરીને હાથ લાગ્યા એ વાત હવે જાણીતી છે :

પરન્તુ બખ્તિનના આ પશ્ચિમે ગ્રહેલા સામાજિક અને વ્યક્તિવિરોધી સ્વરૂપની સામે વિ-સોવિયેટીકરણ પામેલા આજના રશિયામાં બખ્તિનને ફરીને સમજવાની જે મોડે મોડે મથામણ શરૂ થઈ છે, એમા બખ્તિનના હજી સુધી પશ્ચિમમા પ્રાપ્ય નહિ એવા એના પૂર્વકાલીન લેખો દ્વારા એની જુદી જ પ્રતિમા બહાર આવી છે. આમ તો 'આતરરાષ્ટ્રીય બખ્તિન સોસાયટી' ૧૯૮૩મા કેનેડામા, ૧૯૮૫મા ઇટાલીમા, ૧૯૮૭મા ઇઝરાયલમા અને ૧૯૮૯માં ફરી ઇટાલીમા મળેલી એમાં ક્યાય સોવિયેટ પ્રતિનિધિ હાજર નહોતો ઇંગ્લેન્ડના માન્ચેસ્ટરમા ૧૯૯૧મા મળેલા અધિવેશનમા પણ સોવિયેટ પ્રતિનિધિ હાજર રહી શક્યો નહિ, પરંતુ હવે એની સમસ્યા રાજકારણની નહોતી પણ વિદેશી મુદ્રા, પ્લેનની ટિકિટ અને ભંડોળની હતી. રશિયાની એકહથ્થુ કેન્દ્રીય સત્તા અલબત્ત વિભાજિત થતી આવે છે બખ્તિન અગે કોઈ કેન્દ્રસ્થ ભંડોળ નથી, પરંતુ નાનાં નાના કેન્દ્રોમા 'બખ્તિન ઉદ્યોગ' શરૂ થયો છે

૧૯૮૯મા સામ્યવાદના પતનનો આરંભ થતાં બખ્તિનનું વર્તમાન મૂલ્ય ખૂબ વધી ગયું. રશિયન બુદ્ધિજીવીઓ એક પ્રકારનો રાજકીય અને આંતરિક ખાલીપો વેઠતા હતા. સોવિયેટ પ્રેસને ક્રાન્તિ પૂર્વેના રશિયન ફિલસૂફોના પુનરુત્થાનમા રસ જાગ્યો; ખાસ તો ૧૯મી સદીના અંતમા જેમણે માર્ક્સવાદનો સ્વાદ ચાખીને માર્ક્સવાદને નકારેલો એવા ધર્મનિષ્ઠ માનવતાવાદી વ્લાદિમિર સોલોવિવ અને નિકોલાસ બેર્દ્યેવ જેવાઓમાં. બખ્તિનમા પણ રસ લેવાનો શરૂ થયો બિનબોલ્શેવિક નવ્ય માનવતાવાદી જૂથમા બખ્તિનને સ્વીકારવાનો આરંભ થયો.

ગ્લાસનોસ્તને કારણે મુક્ત બનેલી હવામા બખ્તિને જે સ્ટાલિનવાદનો પ્રતિકાર કરેલો એને નવુ વજન મળ્યું. જમણેરી વિચારસરણીવાળાઓને નવુ પ્રેરક સ્થાન મળ્યું. સૌથી મહત્ત્વની બાબત એ બની કે પશ્ચિમમાં હજી સુધી નહિ પહોંચેલા બખ્તિનના પૂર્વકાળના લખાણો પર ધ્યાન કેન્દ્રિત થયું. બખ્તિનના નીતિવિષયક વિચારો અને રોજિંદી નૈતિક જવાબદારીઓ માટે એ લખાણોમાથી ઊભાં થતા ઇંગિતો પર ભાર આવ્યો.

બખ્તિન સાહિત્યકૃતિઓનો ઉત્તમ વાચક હતો. અને દોસ્તોયેવ્સ્કી, રેબ્લે તેમ જ ૧૮મી સદીની નવલકથાઓના સૂઝપૂર્વકના અભ્યાસ માટે બખ્તિન પાસે જવુ અનિવાર્ય પણ છે, પરંતુ આજના વાચક વર્ગને માટે મહત્ત્વનુ તો એ કર્યું કે એણે જગતને જોવાને, એક જુદું જ પ્રતિમાન આપ્યું. બખ્તિનની કર્મભૂમિ સારાન્સ્કથી પ્રકાશિત 'એમ. એમ. બખ્તિન અને આજની માનવવિદ્યાઓની જ્ઞાનપદ્ધતિ' પુસ્તિકાએ સંસ્કૃતિના વ્યક્તિત્વવાદી અને નવ્ય માનવતાવાદી નીતિવિચારોનો પુરસ્કાર કર્યો. બખ્તિનના વિચારોને સ્પષ્ટ કરીને સમજાવ્યું કે પ્રત્યેક વ્યક્તિની વૈયક્તિકતાની રચનાગતિ સામાજિક પરિવેશ પરત્વે

સંવેદનશીલ હોય છે પણ સામાજિક પરિવેશની ગુલામ નથી હોતી. માનવસમજ પરત્વેનું બખ્તિનનું પ્રદાન એ રશિયન તત્ત્વવિચારમાં કેન્દ્રસ્થ પ્ર ા ન છે.

આ પુસ્તિકામાં બખ્તિને કરેલો સમજૂતી (explanation) અને સમજણ (understanding) જેવી સંજ્ઞાઓ વચ્ચેનો ભેદ અત્યંત મૂલ્યવાન છે. બખ્તિનને અભિમત છે તે પ્રમાણે સમજૂતી એકોક્તિયુક્ત (monologic) છે. એમાં એની ધારણા છે કે પહેલાં આપણે કોઈ વસ્તુને જાણીએ છીએ. અને પછી બીજાને એની સમજૂતી આપીએ છીએ માનસિક પ્રક્રિયા તરીકે સમજૂતી અમૂર્ત છે. અહીં વિભાવનાને ગ્રહણ કરનાર અને પછી એની સમજૂતી આપનાર કોઈ એક જ સક્રિય વ્યક્તિનો સ્વીકાર કરવામાં આવે છે. પણ આ રીતે કોઈ વસ્તુનો આંતરિક રીતે અર્થ ગ્રહણ કરવો એ એને સમજવા બરાબર નથી. ખરેખરી સમજણ તો સંવાદપરક (dialogic) છે. એટલે કે હું કોઈ વસ્તુની સમજણ પર ત્યારે આવું છું જ્યારે પહેલી વાર હું કોઈને સમજાવવા મથું છું. પ્રક્રિયા દરમ્યાન જેને હું સમજાવવા મથું છું તે પ્રતિભાવ આપે છે, પ્રતિકાર કરે છે અને પોતાની રીતે એને વિકસાવે છે. ટૂંકમાં બંને પક્ષ અહીં સતત સક્રિય છે.

કદાચ પશ્ચિમવાસીઓને આનું ઝાઝું મહત્ત્વ ન હોય, પણ જે સમાજમાં ઉપરથી સત્યો એકોક્તિયુક્ત રીતે થોપી બેસાડવામાં આવતાં હોય ત્યાં બખ્તિને ઊભું કરેલું પ્રતિમાન આશ્ચર્યકારક છે. અહીં પૂર્વકાલીન વ્યક્તિત્વવાદી નીતિપરક બખ્તિનનો ઉદય છે. પશ્ચિમે ઊભી કરેલી બખ્તિનની પ્રતિમા જુદી છે.

લાદિમિર ગિન્ઝરે 'મિખાઇલ મિખાઇલોવિખ બખ્તિન યા સંસ્કૃતિનું કાવ્યશાસ્ત્ર' લઘુપ્રબંધમાં 'સમજૂતી' અને 'સમજણ'ના ભેદને વધુ સ્પષ્ટ કર્યો છે. એના મત પ્રમાણે બખ્તિનનો હેતુ સંજ્ઞાઓના આ ભેદ દ્વારા એ વખતે આધિપત્ય ભોગવતા સૌન્દર્યના વિજ્ઞાનને સંસ્કૃતિના વ્યક્તિત્વવાદમાં પલટાવવાનો હતો. આ નવ્ય વ્યક્તિત્વવાદી વિચારણામાં બે વિભાવના નિર્ણાયક હતી; અ-સહપાત (non-coincidence) અને અ-સર્વસંમતિ non-consensus). આ બંને વિભાવનાઓ સંગત હતી કારણ કે માનવવિદ્યાની બધી જ રચનાઓ સામે બોલે છે, પ્રત્યુત્તર વાળે છે. વાચકે પોતાની જાત અને પોતા તરફ અભિમુખ રચનાની ધાર કે એની સપાટી સાથે સંબંધ સ્થાપવાનો હોય છે. હકીકતમાં તો માનવવિદ્યાની બધી જ રચનાઓ મુખ્યત્વે આ પ્રકારની ધાર કે સપાટી જ રજૂ કરે છે એટલે કે વાચકોને એક જુદા જ અવાજ તરીકે એની સામે પોતાના નક્કર સ્થાનની જવાબદારી અને એનું જોખમ લેવા ફરજ પાડે છે.

આમ, બખ્તિનના નવ્ય માનવતાવાદ દ્વારા રશિયાના જડબેસલાક વર્ગબદ્ધ અને સામૂહિક સમાજને વૈયક્તિક મનુષ્યની પુનઃપ્રાપ્તિની તક મળી છે. ગ્લાસનોસ્ત પછીના રશિયાનો આ પોતાની શોધનો બખ્તિન છે.

સંદર્ભ

Comparative Literature, Fall 1992
Vol. 44, No. 4



# સ્વાધ્યાય અને સમીક્ષા

મેઘનાદ હ. ભટ્ટ

## આ પૂતળાને સાગરમાં ડૂબવા ન દેવાય

અમુક પુસ્તક વાંચીએ. ગમી જાય. એના વિશે નોંધ લખીએ. બારેક વર્ષે એ લખાણ હાથમા આવે પુસ્તક મહત્ત્વનું હોવાથી એની વાતો સાંપ્રતયુગમા સવાઈ પ્રસ્તુત લાગે — એવી છે આ વાત. રિદ્ધિ, સિદ્ધિ અને પ્રસિદ્ધિમાં ગળાડૂબ ડૂબેલો એક લેખક. નામ એનું અનાદિપ્રસાદ જીવનનો સાચો અર્થ જાણવા સમજવાની એને ખેવના જાગે છે. "વાક્-પટુતાથી લોકોને ભુલાવામા નાખી શકાય પણ, પોતાની જાતને? જીવતા રહેવાનો સાચો અર્થ માત્ર ખાવાપીવાનો કે હસવા-રડવાનો તો નહિ જ" દુનિયાની કઠોર વાસ્તવિકતા સમજવા, અનુભવવા અને જીવનનું સત્ય પ્રમાણવા એ એક અનેરી પરિક્રમા આદરે છે. "જે માણસ સફેદ કાગળ પર કાળી શાહીની રેખાઓ ચીતરી સત્ય અને અસત્યની, લોકોને દ્વિધામાં નાખે એવી મનપસંદ નવલકથાઓ લખતો" તે અચાનક કોક વણપ્રેરિત વિવેકથી પ્રોત્સાહિત થઈ સમાજના અન્યાયોનો સામનો કરવા કટિબદ્ધ થાય છે પરિણામ? આપણને એક સુંદર, સવેદનભીની, હૃદયસ્પર્શી નવલકથા મળે છે. ભારતીય જ્ઞાનપીઠ દ્વારા પ્રકાશિત અને પુરસ્કૃત શ્રી ધનંજય બૈરાગી કૃત નવલકથા 'નમકકા પૂતલા સાગરમે' એક અત્યંત વાચનીય નવલકથા છે. શ્રી બૈરાગી યોગ્ય રીતે સવાલ કરે છે. "જે માણસ એકાએક જાગીને કોઈક અણજાણની શોધનો પ્રારંભ કરે છે તે શુ પરિણામનો વિચાર કરે? સમુદ્રનું ઊંડાણ માપવા નીકળેલ મીઠાના પૂતળાનો વિચાર એ તો કેમ જ કરે?" લેખક ભલે સંન્યાસીનો કોથળો લઈ માત્ર પરિત્યાગની ભાવનાથી એની પરિક્રમા કર્યે રાખે —એમ કરતા કરતા વીરમૃત્યુને પણ એ ભલે ભેટે. પણ, એની પરિક્રમાના પરિપાકરૂપે જે અનુભવબિંદુ એને મળે તે આપણે ન માણીએ, પ્રમાણીએ તો આપણી સંવેદના બુઠ્ઠી રહે લગભગ સાડીત્રણસો પાનાંના વિશાળ ફલક પર વિસ્તરતી આ નવનકથામા અનેક વિશ્વો સમાવાયા છે. જે જોઈએ છીએ તે ગમે એવુ નથી — ક્યારેક તો સંસ્કારી કહેવડાવવાની આપણી સામાજિક ચેતનાને લપડાક લાગી જાય એવાં ચિત્રો જોતા વિહ્વળ થઈ જવાય વાચક તો અભિભૂત થાય પણ "તેલ કે ઘીમા મિનાવટ કરનાર સામે આપણે બળવો પોકારીએ છીએ દવામા જશી મિશ્રણ કરનાર સામે આપણે ઊહાપોહ કરીએ છીએ પણ જાણી જોઈને સાહિત્યમાં કૃત્રિમતાની મિલાવટ કરનાર સામે કોણ આંદોલન કરશે?" એવો સવાલ એ જ્યારે કરે છે ત્યારે પ્રકાશકને પણ ચિંતા થાય છે: "સાહિત્યનો રાજહંસ સોનાના ઈંડા આપે તે સ્વાભાવિક, પણ એ જો મૌલવીની જેમ ફતવા જાહેર કરે તો..." પુસ્તકના પાનેપાને કોમળ સંવેદના અને કડવા સત્યનો જે આવિષ્કાર થાય છે તેને માણવાનુ સૌ સહૃદય ભાવકોને નિમંત્રણ આપી અત્રે થોડીક અનવદ્ય ક્ષણોનુ રેખાંકન:

સર્વપ્રથમ કલકત્તા શહેરનુ ચિત્ર: આમ જુઓ તો ભારતના કોઈ પણ શહેરનું આજનું એ ચિત્ર છે "જે લોકો આ શહેરના જૂના નિવાસી છે તેને સમજાતું નથી કે બહારના લોકો કલકત્તાને કેમ એક અજબ નગરી માને છે. એ લોકોનો દોષ કઢી શકાય એમ નથી, કારણ વૈભવ અને દારિદ્ર્યનું આવું સહ-અસ્તિત્વ બીજા કોઈ પણ શહેરમા કોઈએ ન જોયુ હોય. અહીં ગગનચુંબી, સુરમ્ય ઇમારતોની પાડોશમા ગરીબી અને ગંદકીમાં ખદબદતી અધમ ઝૂંપડપટ્ટીઓ છે. જ્યારે સમગ્ર દેશમા ખાધાખોરાકીની તંગી વરતાય છે ત્યારે આ અજબ શહેરમા લગ્ન સમા-રંભોમાં ખાદ્ય પદાર્થોની બીભત્સ બરબાદી થાય છે.

એવી કોઈ વસ્તુ ન હોય જે અહીંની ન્યૂ માર્કેટમાં સુલભ ન હોય! કહેવત છે કે પૈસા ખરચતાં અહીં વાઘણનું દૂધ પણ મળે. પણ, આશ્ચર્ય તો એ વાતનું છે કે બાળકોને માટે દૂધના ડબ્બા, બીમારો માટે હોર્લિક્સ અને અન્ય રોજિંદા વપરાશની વસ્તુઓ અહીં મળતી નથી. મોંઘીદાટ હોટેલોમાં મહેમાનોનાં દિલ બહેલાવવા માટે ધીમી રોશનીનું સ્વપ્નિલ વાતાવરણ અહીં પથરાયેલું હોય છે. બીજી બાજુ રોશનીના અભાવથી સૂર્યની સંતાકૂકડીને કારણે ગરીબ ઘરોની ગલીચ વસ્તી ગંદા ખૂણાઓમાં ઠૂંઠવાયા કરે છે." અનાદિપ્રસાદ જાણે છે કે "વાસ્તવિકતાના સાક્ષાત્કાર માટે આ બે દુનિયા વચ્ચેની દીવાલ તોડવી જ પડશે. આટલા દિવસોથી આપણે મનની ગલીકૂંચીમાં જેટલી દીવાલો ઊભી કરી છે તે સૌને ભૂમિગત કરવી જ પડશે. આ તો છે અસ્તિત્વનો સંઘર્ષ — ચાલવું અહીં લાચારી છે."

લાચારીથી ચાલનારા પણ અનેક પ્રકારના છે. રાનાઘાટ લોકલમાં સવારે આઠ વાગ્યે, જે મળે તે કામ કરવા નીકળી પડેલી અનેક કુંવારી છોકરીઓ છે. રાજકારણીઓની વિદુરનીતિનો ભોગ બની નિરાશ્રિત બનેલ માબાપનાં આ સંતાનો છે. રેલવે સ્ટેશન યા નિરાશ્રિત કેમ્પ એમનું વતન છે. તેઓ સ્વપ્નામાં જ ગૃહિણી થઈ ઘરસંસાર માંડી શકે છે. એમની વાત સાંભળવા જેવી છે:

"કેમ રે મીના, આજે તો નવીનકોર સાડી પહેરી છે ને?"

"હા ખરીદી છે.'

"વાહ કેટલી સરસ! નાની કિનારી, ઉપર છાપ. તને સરસ શોભે છે. કેટલા પૈસા આપ્યા?"

મીના ગભરાય છે, સંકોચાય છે. સવાલ પૂછનાર અને જવાબ આપનાર બન્ને જાણે છે કે આ તો એના શેઠે એને ભેટ આપી છે અને એની કિંમત? મીનાએ ચૂકવવી પડતી 'કિંમત'થી કોઈ અણજાણ નથી. વાચક પણ થોડો જ અણજાણ રહી શકે એની વાસ્તવિક કરુણતાથી? કેવી છે એમની સ્થિતિ? "આ લોકો એકબીજાનાં સુખ-દુઃખની વાતો સાંભળે છે. જોકે વાતમાં હંમેશા ભલીવાર હોતી નથી. આજની વાત અને ઉમંગ સાથે કદાચ કાલની વાતનો તાલમેલ નથી. જેને રોજના રોજગાર ઉપર ભરોસો રાખવો પડતો હોય તેને કોઈ એક અનન્ય દિવસના અનુભવને સાચવી રાખવો ગમે. વળી, માનવીનાં મન – તે પર કોનું જોર ચાલે? તેમાં વળી ઉંમરની ચંચળતા. આંખોમાં સ્વપ્નો તરતાં હોય ત્યારે થોડુંઘણું પણ સુખ લોભામણું લાગે. મન ચંચળ થઈ જાય." પરિણામનો વિચાર કોણ કરે? ટિકિટ વિના મુસાફરી કરતી આ છોકરીને જ્યારે ટિકિટ ચેકર પકડે ત્યારે એનો હાથ પકડી, જરા દબાવી તે ગાઈ ઊઠે છે —

"લે હાથ, કરી લે મસ્તી, મારું જાણું — જાણું કશું ના... તું જ મારી હસ્તી, બંધુ – તું જ મારી મસ્તી." આ બધો તમાશો જોવા પુરુષોની ભીડ એકત્રિત થઈ ગઈ. એમાં કોઈ ઑફિસના કર્મચારીઓ હતાં, કોઈ શિક્ષકો હતાં, કોઈ દુકાનદાર હતાં, કોઈ વિદ્યાર્થી હતાં. વચ્ચે એક અસહાય કમનસીબ યૌવના અને આસપાસ નિર્લજ્જ વાસનાથી પીડાતા પુરુષોનું ટોળું. એમની આંખમાં લાલસા અને કુતૂહલનું કુરૂપ પ્રતિબિંબ દેખાતું હતું. ચહેરા પર નફ્ફટ હાસ્ય. એમને ઘરે પત્ની, બહેન, દીકરી બધું જ છે. પણ, પરિસ્થિતિની મજબૂરીથી ઘરની બહાર નીકળેલ કમનસીબ સ્ત્રીને નિષ્ઠુર થઈ પરેશાન કરવામાં એ લોકોના વિવેકને થોડો પણ આઘાત લાગતો નથી! આમ કરતાં ઑફિસ જવામાં વિલંબ થાય તો એમને વાંધો નથી. "...આવી દુનિયામાં એકાદ રાહગીરનું ખૂન થાય તો કોઈ સાક્ષી પણ ન મળે. એક જ વાત "એ ઝંઝટમાં કોણ ફસાય! જેની હત્યા થઈ એ તો એક તરફથી છૂટી ગયો. હવે એણે રૅશનની દુકાનમાં લાંબી કતારમાં ઊભા નહિ રહેવું પડે. નોકરી સાચવવા સાહેબ લોકોની કે શેઠાણીઓની ખુશામત નહિ કરવી પડે. બાળકોના અભ્યાસ માટે માસ્તરોની પગચંપી નહિ કરવી પડે. આજે તો જીવવું એ પાપ છે, મરવું એ પુણ્ય!"

કલકત્તા શહેરની દરેક ગલીમાં આવું બધું

# સ્વાધ્યાય અને સમીક્ષા

મેઘનાદ હ. ભટ્ટ

## આ પૂતળાને સાગરમા ડૂબવા ન દેવાય

અમુક પુસ્તક વાચીએ. ગમી જાય એના વિશે નોંધ લખીએ. બારેક વર્ષે એ લખાણ હાથમા આવે પુસ્તક મહત્ત્વનુ હોવાથી એની વાતો સાંપ્રતયુગમા સવાઈ પ્રસ્તુત લાગે — એવી છે આ વાત રિદ્ધિ, સિદ્ધિ અને પ્રસિદ્ધિમા ગળાડૂબ ડૂબેલો એક લેખક. નામ એનું અનાદિપ્રસાદ જીવનનો સાચો અર્થ જાણવા સમજવાની એને ખેવના જાગે છે "વાક્પટુતાથી લોકોને ભુલાવામા નાખી શકાય પણ, પોતાની જાતને? જીવતા રહેવાનો સાચો અર્થ માત્ર ખાવાપીવાનો કે હસવા રડવાનો તો નહિ જ" દુનિયાની કઠોર વાસ્તવિકતા સમજવા, અનુભવવા અને જીવનનું સત્ય પ્રમાણવા એ એક અનેરી પરિક્રમા આદરે છે. "જે માણસ સફેદ કાગળ પર કાળી શાહીની રેખાઓ ચીતરી સત્ય અને અસત્યની, લોકોને ઠેકમા નાખે એવી મનપસંદ નવલકથાઓ લખતો" તે અચાનક કોક વણપ્રેરિત વિવેકથી પ્રોત્સાહિત થઈ સમાજના અન્યાયોનો સામનો કરવા કટિબદ્ધ થાય છે પરિણામ? આપણને એક સુંદર, સવેદનભીની, હૃદયસ્પર્શી નવલકથા મળે છે. ભારતીય જ્ઞાનપીઠ દ્વારા પ્રકાશિત અને પુરસ્કૃત શ્રી ધનંજય બૈરાગી કૃત નવલકથા 'નમકકા પૂતલા સાગરમે' એક અત્યંત વાચનીય નવલકથા છે. શ્રી બૈરાગી યોગ્ય રીતે સવાલ કરે છે "જે માણસ એકાએક જાગીને કોઈક અણજાણની શોધનો પ્રારંભ કરે છે તે શુ પરિણામનો વિચાર કરે? સમુદ્રનું ઊંડાણ માપવા નીકળેલ મીઠાના પૂતળાનો વિચાર એ તો કેમ જ કરે?" લેખક ભલે સંન્યાસીનો કોથળો લઈ માત્ર પરિત્યાગની ભાવનાથી એની પરિક્રમા કર્યે રાખે —એમ કરતા કરતા વીરમૃત્યુને પણ એ ભલે ભેટે. પણ, એની પરિક્રમાના પરિપાકરૂપે જે અનુભવબિંદુ એને મળે તે આપણે ન માણીએ, પ્રમાણીએ તો આપણી સંવેદના બુઠ્ઠી રહે લગભગ સાડીત્રણસો પાનાના વિશાળ ફલક પર વિસ્તરતી આ નવલકથામા અનેક વિશ્વો સમાવાયા છે જે જોઈએ છીએ તે ગમે એવુ નથી — ક્યારેક તો સંસ્કારી કહેવડાવવાની આપણી સામાજિક ચેતનાને લપડાક લાગી જાય એવા ચિત્રો જોતા વિહ્વળ થઈ જવાય વાચક તો અભિભૂત થાય પણ "તેલ કે ઘીમા ભિનાવટ કરનાર સામે આપણે બળવો પોકારીએ છીએ દવામા ભેળમિશ્રણ કરનાર સામે આપણે ઊહાપોહ કરીએ છીએ પણ જાણી જોઈને સાહિત્યમા કૃત્રિમતાની ભિનાવટ કરનાર સામે કોણ આંદોલન કરશે?" એવો સવાલ એ જ્યારે કરે છે ત્યારે પ્રકાશકને પણ ચિંતા થાય છે. "સાહિત્યનો રાજહંસ સોનાના ઈંડા આપે તે સ્વાભાવિક, પણ એ જો મૌલવીની જેમ ફતવા જાહેર કરે તો ." પુસ્તકના પાનેપાને કોમળ સંવેદના અને કડવા સત્યનો જે આવિષ્કાર થાય છે તેને માણવાનુ સૌ સહૃદય ભાવકોને નિમંત્રણ આપી અત્રે થોડીક અનવદ્ય ક્ષણોનું રેખાંકન

સર્વપ્રથમ કલકત્તા શહેરનુ ચિત્ર આમ જુઓ તો ભારતના કોઈ પણ શહેરનું આજનુ એ ચિત્ર છે "જે લોકો આ શહેરના જૂના નિવાસી છે તેને સમજાતું નથી કે બહારના લોકો કલકત્તાને કેમ એક અજબ નગરી માને છે એ લોકોનો દોષ કઢી શકાય એમ નથી, કારણ વૈભવ અને દારિદ્ર્યનું આવુ સહઅસ્તિત્વ બીજા કોઈ પણ શહેરમા કોઈએ ન જોયું હોય અહીં ગગનચુંબી, સુરમ્ય ઇમારતોની પાડોશમા ગરીબી અને ગંદકીમા ખદબદતી અધમ ઝૂંપડપટ્ટીઓ છે જ્યારે સમગ્ર દેશમા ખાધાખોરાકીની તંગી વરતાય છે ત્યારે આ અજબ શહેરમા લગ્ન સમારંભોમા ખાદ્ય પદાર્થોની બીભત્સ બરબાદી થાય છે

એવી કોઈ વસ્તુ ન હોય જે અહીંની ન્યૂ માર્કેટમાં સુલભ ન હોય! કહેવત છે કે પૈસા ખરચતાં અહીં વાઘણનું દૂધ પણ મળે. પણ, આશ્ચર્ય તો એ વાતનું છે કે બાળકોને માટે દૂધના ડબ્બા, બીમારો માટે હોર્લિક્સ અને અન્ય રોજિંદા વપરાશની વસ્તુઓ અહીં મળતી નથી. મોંઘીદાટ હોટેલોમાં મહેમાનોનાં દિલ બહેલાવવા માટે ધીમી રોશનીનું સ્વપ્નિલ વાતાવરણ અહીં પથરાયેલું હોય છે. બીજી બાજુ રોશનીના અભાવથી સૂર્યની સંતાકૂકડીને કારણે ગરીબ ઘરોની ગલીચ વસ્તી ગંદા ખૂણાઓમાં ટૂંટવાયા કરે છે." અનાદિપ્રસાદ જાણે છે કે "વાસ્તવિકતાના સાક્ષાત્કાર માટે આ બે દુનિયા વચ્ચેની દીવાલ તોડવી જ પડશે. આટલા દિવસોથી આપણે મનની ગલીકૂંચીમાં જેટલી દીવાલો ઊભી કરી છે તે સૌને ભૂમિગત કરવી જ પડશે. આ તો છે અસ્તિત્વનો સંઘર્ષ — ચાલવું અહીં લાચારી છે."

લાચારીથી ચાલનારા પણ અનેક પ્રકારના છે. રાનાઘાટ લોકલમાં સવારે આઠ વાગ્યે, જે મળે તે કામ કરવા નીકળી પડેલી અનેક કુંવારી છોકરીઓ છે. રાજકારણીઓની વિદુરનીતિનો ભોગ બની નિરાશ્રિત બનેલ માબાપનાં આ સંતાનો છે. રેલવે સ્ટેશન યા નિરાશ્રિત કેમ્પ એમનું વતન છે. તેઓ સ્વપ્નામાં જ ગૃહિણી થઈ ઘરસંસાર માંડી શકે છે. એમની વાત સાંભળવા જેવી છે:

"કેમ રે મીના, આજે તો નવીનકોર સાડી પહેરી છે ને?"

"હા-ખરીદી છે.'

"વાહ કેટલી સરસ! નાની કિનારી, ઉપર છાપ. તને સરસ શોભે છે. કેટલા પૈસા આપ્યા?"

મીના ગભરાય છે, સંકોચાય છે. સવાલ પૂછનાર અને જવાબ આપનાર બન્ને જાણે છે કે આ તો એના શેઠે એને ભેટ આપી છે અને એની કિંમત? મીનાએ ચૂકવવી પડતી 'કિંમત'થી કોઈ અણજાણ નથી. વાચક પણ થોડો જ અણજાણ રહી શકે એની વાસ્તવિક કરુણતાથી? કેવી છે એમની સ્થિતિ? "આ લોકો એકબીજાનાં સુખ-દુઃખની વાતો સાંભળે છે. જોકે વાતમાં હંમેશા ભલીવાર હોતી નથી. આજની વાત અને ઉમંગ સાથે કદાચ કાલની વાતનો તાલમેલ નથી. જેને રોજના રોજગાર ઉપર ભરોસો રાખવો પડતો હોય તેને કોઈ એક અનન્ય દિવસના અનુભવને સાચવી રાખવો ગમે. વળી, માનવીનાં મન — તે પર કોનું જોર ચાલે? તેમાં વળી ઉંમરની ચંચળતા. આંખોમાં સ્વપ્નો તરતાં હોય ત્યારે થોડુંઘણું પણ સુખ લોભામણું લાગે. મન ચંચળ થઈ જાય." પરિણામનો વિચાર કોણ કરે? ટિકિટ વિના મુસાફરી કરતી આ છોકરીને જ્યારે ટિકિટ ચેકર પકડે ત્યારે એનો હાથ પકડી, જરા દબાવી તે ગાઈ ઊઠે છે — "લે હાથ, કરી લે મસ્તી, માર્ગ જાણું — જાણું કશું ના... તું જ મારી હસ્તી, બંધુ – તું જ મારી મસ્તી." આ બધો તમાશો જોવા પુરુષોની ભીડ એકત્રિત થઈ ગઈ. એમાં કોઈ ઑફિસના કર્મચારીઓ હતાં, કોઈ શિક્ષકો હતાં, કોઈ દુકાનદાર હતાં, કોઈ વિદ્યાર્થી હતાં. વચ્ચે એક અસહાય કમનસીબ યૌવના અને આસપાસ નિર્લજ્જ વાસનાથી પીડાતા પુરુષોનું ટોળું. એમની આંખમાં લાલસા અને કુતૂહલનું કુરૂપ પ્રતિબિંબ દેખાતું હતું. ચહેરા પર નફ્ફટ હાસ્ય. એમને ઘરે પત્ની, બહેન, દીકરી બધું જ છે. પણ, પરિસ્થિતિની મજબૂરીથી ઘરની બહાર નીકળેલ કમનસીબ સ્ત્રીને નિષ્ઠુર થઈ પરેશાન કરવામાં એ લોકોના વિવેકને થોડો પણ આઘાત લાગતો નથી! આમ કરતાં ઑફિસ જવામાં વિલંબ થાય તો એમને વાંધો નથી. "...આવી દુનિયામાં એકાદ રાહગીરનું ખૂન થાય તો કોઈ સાક્ષી પણ ન મળે. એક જ વાત "એ ઝંઝટમાં કોણ ફસાય! જેની હત્યા થઈ એ તો એક તરફથી છૂટી ગયો. હવે એણે રેશનની દુકાનમાં લાંબી કતારમાં ઊભા નહિ રહેવુ પડે. નોકરી સાચવવા સાહેબ લોકોની કે શેઠાણીઓની ખુશામત નહિ કરવી પડે. બાળકોના અભ્યાસ માટે માસ્તરોની પગચંપી નહિ કરવી પડે. આજે તો જીવવું એ પાપ છે, મરવું એ પુણ્ય!"

કલકત્તા શહેરની દરેક ગલીમાં આવું બધું

ચાલ્યા કરે છે. ગલી ગલીમા મજનૂઓની જમાત બેસી રહે છે "ઢીલા પેન્ટ, હવાઈશર્ટ, અને આવારા બાલ. સસ્તી સિગારેટોની લહાણુ કરે છે અને ભૂખ્યે પેટે ચા પીધે રાખે છે આ લોકો. કોઈ પણ સ્ત્રી પસાર થાય તો એની પાછળ એવા લટ્ટુ થાય કે જાણે કયારેય કોઈ સ્ત્રી જોઈ ન હોય. આંખોથી એમને હડપી જવાનો પ્રયત્ન કરે અને બીભત્સ અવાજોનો સહારો લે. આનાથી આગળ એ લોકો વધી શકે એમ નથી — કોઈ એકાદ છોકરીને લઈ ભાગી જવાની એમની હિંમત નથી બીજી બાજુ, લયલાઓના રૂપમા, શકય હોય ત્યા સુધી દેહપ્રદર્શન કરતી, રંગ અને વાળની કૃત્રિમ દુનિયામા નખરા કરતી સ્ત્રીઓ આ મજનૂઓને આમંત્રણ આપે છે એમને જોઈ મજનૂઓ સીટી ન મારે તો તેઓ નિરાશ થાય છે અશ્લીલ વાતો સાભળવા સંકોચ થતો હોય એવુ એ નાટક કરે છે. આ પણ એક પ્રકારની લીલા છે ' પણ, આને માટે જવાબદાર કોણ? લેખક ખૂબ યોગ્ય નિદાન કરે છે, "આને માટે દોષનો ટોપલો યુવાનવર્ગ પર નહિ નાખી શકાય. એમની જીવનશક્તિને ઉપયોગમા લાવવાને બદલે આપણે એની અવહેલના કરી છે. જે થનગનતા યુવાનોએ આ અંગ્રેજી સામ્રાજ્યને હચમચાવી નાખ્યુ, જેમના પ્રાણોની શક્તિના ઉત્સાહથી અસહકાર આંદોલન દુર્નિવાર ગતિથી ચાલ્યું, જેમના ડરથી વિદેશી સરકાર ભાગી ગઈ તેમના ઉત્સાહ અને ઉત્તેજનાને આપણે સુયોગ્ય માર્ગે વાળ્યા નહિ જો નહેર અને બંધ બાધી એમની અથાગ શક્તિને યોગ્ય માર્ગે પ્રવાહિત થવાનો મોકો આપવામા આવત તો કદાચ આવી દુર્દશા ન થાત વિદ્યાર્થીઓને સસ્તી ગાઈડો ગોખી પરીક્ષા પાસ કરવાનુ પ્રોત્સાહન આપીએ છીએ પણ સફળ વિદ્યાર્થીઓને નોકરી નથા આપતા એમને રમવા માટે મેદાન કે તરવા માટે સરોવર નથી બાધ્યા. એમને આપણે ઘરની ચાર દીવાલો વચ્ચે — વાસ્તવિક દુનિયાથી ખૂબ દૂર — બંદી બનાવ્યા છે. આ જ કારણે વિદ્યાર્થીના જીવનમા નિરાશા વ્યાપી છે. એક પણ પગલુ આગળ ભરતા એ ધ્રૂજે છે. આગળ જતા આ લોકો અસભ્ય અને અસંસ્કારી થઈ ગયા છે. પણ, આ બધા માટે જવાબદાર આપણો સમાજ તેમ જ નેતા ગણ. ઇતિહાસ એની સાક્ષી પૂરશે કોઈ પણ વર્ગ આનો અપવાદ નથી."

નિરાશ્રિતોની નવી દુનિયા ઊભી કરવા જે લોકો શકુનિના પાસા રમ્યા તે લોકોએ કેટલા બધા લોકો સાથે કેટલો મોટો અત્યાચાર કર્યો! "સુદૂર દિલ્હીમા બેઠા બેઠા રાજદ્વારી નેતાઓએ શકુનિના પાસા નાખી દેશના ભાગલા કરી નાખ્યા. પોતાનો સ્વાર્થ સાધવા દેશના કરોડો લોકોના હાસ્ય રુદનની ઉપેક્ષા કરી. દેશના આ વિભાજન વખતે ગાધીજી શાત રહ્યા (કે એમની વાત કોઈએ સાભળી નહિ?) અકસ્માત્ એક આધી આવી. લોહીની નદી વહી હજારોની સંખ્યામા નિરાશ્રિતો બાપદાદાના ઘરબાર છોડી, બધુ ગુમાવી, પ્રાણ બચાવવા કલકત્તા આવી વસ્યા આમા કોણ કોની ખબર રાખે?...સીમા પાર કરતા જ એ લોકોને સમજ પડી કે એ લોકો આ દેશમા 'વણનોતર્યા મહેમાનો' છે જે મૂર્ખ નેતાઓએ જાહેરખબરો દ્વારા નિરાશ્રિતોને આ દેશમા આવવા આમંત્રણ આપ્યું હતું તેને એ ન સમજાયું કે આ દેશની પ્રજા એ લોકોને સમાવવા તૈયાર નહોતી કેટલાય દિવસો સુધી શ્યાલદા સ્ટેશન પર ભૂખ અને ઉપેક્ષાથી પીડાતા આ કુટુંબો નિરાધાર થઈને રહ્યા એક દિવસ જેમની પાસે બધુ જ હતું તે ઘરબાર વગરના, ભિખારી થઈ ગયા. સરકારી સહાયતાને બહાને સ્ત્રીઓની લાચારીનો લાભ લેવા સ્ત્રી દલાલોની ગિરદી ત્યા વધી એમના હાથમા સરકારી ફાઈલો હતી ઉપર લખ્યું હતું. 'સત્યમેવ જયતે'

આ પરિસ્થિતિમા જે પ્રજા જન્મી તેની વિતક કથા અહીં આલેખાઈ છે અહીં જન્મીને એ લોકો મોટા થયા પણ માનવી તરીકે એમનુ નિર્માણ થઈ ન શકયુ. એને માટે એમને સુયોગ્ય સગવડ ન મળી જીવવા માટે એમને ઝઘડાટંટા, મારપીટ

અને બીજાના મોઢામાંથી ઝૂંટવી લેવાનું જ શિક્ષણ મળ્યું. ધીરે ધીરે આ બધાં પાશવી થતાં ગયાં. છતાં નેતાઓ તો શેરવાનીમાં ગુલાબનાં ફૂલ નાખી માનવતાનાં લૂખ્ખાં ભાષણો આપતા રહ્યા. બીજા લાલઝંડો લઈ આની વૈકલ્પિક દિશામાં જઈ પોતાનો પક્ષ મજબૂત કરવામાં મશગૂલ હતા. દેશ વિશે કોઈને ચિંતા નહોતી. દેશના લોકોને શતરંજનાં પ્યાદાં બનાવી એક ગજબની માનવીય વિડંબના કરવામાં આવી.

છેવટની ક્ષણ સુધી આ બધી પરિસ્થિતિનું વિહંગાવલોકન કરતો અનાદિપ્રસાદ એકલોઅટૂલો છે. એટલો બધો એકલો કે "જે લોકોને દોડીને બચાવવા એ ધસ્યો એ લોકો પણ એની દુર્દશા વખતે મદદ કરવા આગળ નથી આવતા." કદાચ એથી જ ધનંજય બૈરાગી સાથે આપણે પણ ચિત્કાર કરી ઊઠશું: "હાય, જે પ્રશ્નનો સામનો કરવા જીવનનો શોધક અનાદિપ્રસાદ આ દુનિયામાંથી વિદાય થયો, તે પ્રશ્ન વણઊકલ્યો જ રહેશે? શું આ જ રીતે મીઠાનું પૂતળું સમુદ્રમાં વિલીન થઈ જશે?"

['નમકકા પૂતલા સાગરમેં': ધનંજય બૈરાગી (ભારતીય જ્ઞાનપીઠ પ્રકાશન)].



## ટપાલી નીકળું

(ગઝલ)

હાથ આવું ને ખયાલી નીકળું,
એક પળની પણ ખુશાલી નીકળું.
જિંદગીભર લાગણી તું આપ ને—
હું ઘરે ઘરનો ટપાલી નીકળું!
ઘાવ મુજ લય ઓઢણી પ્હેરી ફરે,
હું ગઝલ કે થઈ કવ્વાલી નીકળું.
કોણ પકડે ને મને આપે સજા?
જાતને દૈ હાથ-તાલી નીકળું!
જિંદગી પત્તાની કૈં બાજી નથી,
મન પડે ફેંકીને ચાલી નીકળું.
કેટલું કૈં ઠાલવું ભીતર 'સુધીર',
હર પળે હું તોય ખાલી નીકળું!

—સુધીર પટેલ

## પરંપરાગત પદ – ભજન – ગીતોના સંગ્રહ–સંરક્ષણની દશવર્ષીય પરિયોજના

(૧) ભજન, (૨) રાસ–ગરબા, ગરબી, વ્રતગીતો, (૩) અન્ય લોકગીતો, (૪) કથાકાવ્યો, (૫) વૈષ્ણવ પરંપરાના ઘોળ, (૬) વિવાહના ઘોળ, (૭) જૈન પરંપરાની સજ્ઝાય, (૮) આદિવાસી ગીતપરંપરા, (૯) લોકકથા, વ્રતકથા, (૧૦) મુસ્લિમ સંતસાહિત્ય વગેરે. વ્યાપક લોકસમૂહનું સંસ્કારજીવન જેમાં ઝિલાયું છે, વ્યક્ત થયું છે તેવો આ મૌખિક પરંપરાનો આપણો સાહિત્યવારસો એકએક પેઢીમા નામશેષ થઈ જવાનો. તેને મૂળ સ્વરૂપમા સંગ્રહી–સાચવી રાખવાની આ વિસ્તૃત અને દીર્ઘકાલીન પરિયોજનાનુ કામ ધ્વનિમુદ્રણ, દૃશ્ય–શ્રાવ્ય રૂપે નોધણી, સૂચીકરણ વગેરે પદ્ધતિઓ ઉપયોગમાં લઈને પાર પાડવાનુ રહેશે બધા પ્રાદેશિક ભેદો અને વિવિધતાઓ તથા સંલગ્ન વિધિવિધાન, રીતરસમ કે પ્રયોગ/પ્રસ્તુતીકરણ સમયના સામાજિક–સાસ્કૃતિક પરિવેશ અને પ્રયોજન પણ નોધવાના રહેશે. હસ્તપ્રતોમા દટાઈ રહેલી અપ્રકાશિત સામગ્રી પણ પ્રકાશિત કરવાની રહેશે. આ માટે કેટલાક નિષ્ઠાવાન કાર્યકરો – સંશોધકોના જૂથને થોડીક તાલીમ અને સમજ આપીને, તથા પૂરતો આર્થિક ટેકો આપીને આવશ્યક પ્રબંધ કરવાનો રહે છે. ભારતના અન્ય ભાષાભાષીઓ કરતાં ગુજરાતીઓમા પોતાના સાસ્કૃતિક વારસાને જાળવવાની, જીવંત રાખવાની ખેવના ઘણી ઓછી છે યુનિવર્સિટીઓ, સાહિત્ય અને વિદ્યાની સંસ્થાઓ વગેરેમાં આ કામ કરવાનો ઉત્સાહ અને તે માટે ઘટતી જોગવાઈ કરવાના પ્રયાસ ક્વચિત જ જોવામાં આવે છે, એટલે ખાનગી ટ્રસ્ટો અને સંપન્ન સસ્કારપ્રેમી નાગરિકોનો એ ધર્મ, કર્તવ્ય બની રહે છે કે તેમણે આ માટે શીઘ્ર, પરિણામલક્ષી આયોજન અને પ્રબંધ કરવાં.

હરિવલ્લભ ભાયાણી

*

'ઉદ્દેશ'ના નવેમ્બર '૯૨ના અંકમાનો શ્રી ઉત્પલ ભાયાણીનો નાટ્યવિવેચનવિષયક લેખ છાપવા માટે અભિનંદન.

શ્રી ભાયાણીએ રજૂ કરેલા વિચારો નાટકમા રસ ધરાવતા સૌ માટે વિચારણીય છે. આપણે ત્યાં નાટ્યવિવેચનની પ્રવૃત્તિ વધુ સક્રિય બને અને સાચા અર્થમા નાટ્યવિવેચન થાય તે નાટ્ય રંગભૂમિ પ્રેક્ષકો સૌ માટે ખૂબ જરૂરી છે. આ દૃષ્ટિએ આ લેખ (અને આ અગાઉનો તેમનો લેખ પણ) પ્રગટ કરીને 'ઉદ્દેશે' સ્તુત્ય પ્રવૃત્તિ કરી છે.

શ્રી ભાયાણીના લેખમા રહેલાં વિચારબીજો–સૂચનોને વિસ્તારી વિકસાવી શકાય ને તેમાં ઉમેરણ થઈ શકે. તે બાબતે કેટલીક વધુ પ્રવૃત્તિ — 'એકેડેમિક' પણ થઈ શકે. પરંતુ તેમણે જે કહ્યું છે તેની સાથે સંપૂર્ણતયા સંમત થઈ શકાય.

નાટ્યવિવેચન(તેમ જ અન્ય દૃશ્ય–શ્રાવ્ય માધ્યમો કે કાર્યક્રમો – ચિત્રો–ફોટો–શિલ્પ પ્રદર્શનો, સંગીતની બેઠકો વગેરે પણ)ને લગતી એક બાબત એ છે કે તે રજૂઆત સાથે સંબધિત હોઈ જે તે કાર્યક્રમ સાથે તેને સમસામયિક સંબંધ છે; આથી કાર્યક્રમ પૂર્વે (ભૂમિકારૂપે) કાર્યક્રમ સાથે સાથે, માર્ગદર્શન સૂચન રૂપે, કે કાર્યક્રમ પછી બનતી ઉતાવળે–જોનાર માટે 'ચર્વણા' રૂપે—વિચારણા રૂપે તેમ જ ન જોનાર માટે જાણકારી ઉપરાત પ્રેરણારૂપે અને ભજવનારા રજૂ કરનારા – માટે પ્રેક્ષક પ્રતિભાવમાથી પ્રાપ્ત થતા સૂચનો વગેરે માટે ઉપયોગી નીવડે.

નાટ્યકલાના સૈદ્ધાન્તિક ઐતિહાસિક વિવેચનની વાત કે માહિતીપ્રદ વાત એક છે. અને પ્રત્યક્ષ પ્રયોગના વિવેચનની વાત બીજી છે. બન્નેનું મહત્ત્વ છે. આ ત્રિકોણાત્મક પ્રવૃત્તિની ત્રણે બાજુઓ લેખક-રજૂકર્તા–પ્રેક્ષક માટે વિકાસ અને સાચી રસપ્રાપ્તિ માટે જરૂરી છે.

જોકે આ સમકાલીનતાને કારણે પ્રત્યક્ષ – વિવેચન દૈનિકો – સાપ્તાહિક- સાપ્તાહિક પૂર્તિઓનું ક્ષેત્ર ગણાય. પણ શ્રી ભાયાણીએ નોંધ્યું છે તે સ્થિતિ જોતાં ખેદ થાય તે સ્વાભાવિક છે. અલબત્ત, અગાઉ કેટલાંક છાપાંઓ આવી નોંધો રજૂ કરતાં હતાં તે બંધ થઈ તેનાં કેટલાંક બીજાં કારણોય છે. જે નાટ્યવિવેચકોએ પણ વિચારવા જેવાં છે. જેમ કે તટસ્થતા અને તજ્જ્ઞતા તથા અભિગમ. પણ તેથી આ પ્રવૃત્તિ અટકી ગઈ તેથી સરવાળે સૌને ગેરલાભ જ થયો છે.

આ સંજોગોમાં સ્વ. શ્રી પ્રવીણ જોષીનું સ્વપ્ન તો સાકાર થાય ત્યારે, પણ માસિકો પણ 'કલા-વિવેચન' – સાચા અર્થમાં નાટ્યવિવેચન વગેરે – માટે થોડીક જગા નિર્યમિત ફાળવે અને તજ્જ્ઞોનાં વિવેચનો જ નહિ પણ વાજબી ઊહાપોહોને પણ આવકારશે તો કંઈક તો કર્યું ગણાશે.

આમ કંઈક થયું લાગ્યું તેથી જ 'ઉદ્દેશ'ને આ અભિનંદન.

અમદાવાદ
૧–૧૨–૯૨

**વિનોદ અધ્વર્યુ**

*

'ઉદ્દેશ'ના ડિસેમ્બર ૧૯૯૨ના અંકમાં શ્રી પ્રીતિ સેનગુપ્તાનુ કાવ્ય 'વિજ્ઞ હેસેલ' (પૃ. ૧૮૮) ખૂબ ગમ્યું.

કવયિત્રીને મારાં અભિનંદનો અને આભારની લાગણી પહોંચે? કુશલ

અમરેલી
૭–૧–૯૩

**રમેશ પારેખ**

## 'પંચકલ્યાણી' વિશે

શ્રી રાજેન્દ્ર શાહ ગુજરાતના અગ્રગણ્ય કવિ છે. ઉમાશંકર–સુન્દરમ્‌ના યુગલ પછી ગુજરાતી કવિતામાં એમના પછીનું જો કોઈ યુગલ અતિ ખ્યાતિ પામ્યું હોય અને જેનાં નામ અત્યંત આદરથી લેવાતાં હોય તો તે યુગલ છે – રાજેન્દ્ર – નિરંજનનું. રાજેન્દ્ર શાહ અને નિરંજન ભગતનું રાજેન્દ્ર તો હજી આજ સુધી ઉત્તમ કાવ્યો લખતા રહ્યા છે. પણ નિરંજન તો ઘણા સમયથી કાવ્યો લખતા બંધ થઈ ગયા છે, છતાં તેમની સિદ્ધિ એવી કે આજ સુધી તેમનું નામ આદરપૂર્વક રાજેન્દ્રના નામની સાથે લેવાયા કરે છે.

એટલે કવિ રાજેન્દ્ર શાહને તો આપણે બધા આજે વર્ષોથી ઓળખીએ છીએ, અને આપણા ઉચ્ચતમ આદરના અધિકારી ગણીએ છીએ, પણ એ રાજેન્દ્ર શાહ ટૂંકી વાર્તાઓ પણ લખે છે, અને એ પણ આદરની અધિકારિણી બને તેવી તેની કેટલાકને ખબર હશે? મને તો એ વિશે પૂરી ખબર નહોતી જ.

એથી તો 'ઉદ્દેશ' માસિકના સપ્ટેમ્બર ૧૯૯૨ના અંકમાં રાજેન્દ્ર શાહના નામની સાથે 'પંચકલ્યાણી' નામની વાર્તા છપાયેલી જોઈ ત્યારે આશ્ચર્ય થાય તેમ માનીને 'ઉદ્દેશ'ના તંત્રી ભાઈ રમણલાલ જોશીએ એ વાર્તા સાથે એક નાની નોંધ પણ મૂકી છે, જેમાં એ કહે છે:

> "આપણા પ્રથિતયશ કવિ શ્રી રાજેન્દ્ર શાહે 'કૌશિક' ઉપનામથી વાર્તાઓ પણ લખી છે."

આ વાર્તા...તેમાં આવતાં શેઠ અને શેઠાણીનાં હૃદયની ઉદારતા, મોટી ઉંમરનાં બહેન પ્રત્યેનો તેમનો આદરનો ભાવ–તે આટલાં સારણ સ્થિતિનાં અને એ રીતે પોતાથી ઊતરતી સામાજિક કક્ષાનાં હોવા છતાં પણ અને તેમની નમ્રતા, મને ઊંડાણથી સ્પર્શી તો ગઈ જ પણ તે ઉપરાંત આપણે ત્યાં વચમાં ચાલેલા એક અનુદાર વલણ તરફ તેને અંગે, આંગળી ચીંધવાનું મને મન થઈ ગયું.

પ્રગતિવાદી વલણને નામે, એના દોરે ખેંચાતાં

લેખકોએ એવી આભાપોતાના સર્જનો દ્વારા ઊભી કરી હતી કે જાણે પૈસાદાર હોય તે શોષક જ હોય, સ્વાર્થી જ હોય, દુષ્ટ હોય અને દમાયેલા વર્ગોને તે હંમેશાં દમાયેલા જ રાખવા માગતો હોય.

સાહિત્ય માટે આ દૃષ્ટિ જેટલી ખોટી તેટલી જ ખતરનાક છે તેમ મને હંમેશા લાગ્યું છે. તે દૃષ્ટિની જ્યારે બોલબાલા હતી ત્યારે પણ એમ જ લાગતું હતું.

સાહિત્યની અને સાચા સર્જકની દૃષ્ટિએ માણસ એ માણસ જ છે અને જ્યારે માણસનું માણસ તરીકેનું જ સર્જન થાય ત્યારે સાચી કલા-કૃતિ અસ્તિત્વમા આવે. માણસ ખરાબ પણ હોય અને સારો પણ હોય, દુષ્ટ પણ હોય અને સજ્જન પણ હોય. પણ માત્ર અમુક વર્ગ કે સમાજનો એ હોય એટલે એ ખરાબ જ હોય કે સારો જ હોય એ દૃષ્ટિ ખોટી છે. કલાને નુકસાનકર્તા છે.

એટલે જ કદાચ આપણે જેને પ્રગતિવાદી સાહિત્ય કહેતા હતા તે, સમાજવાદી સોવિયેટ સામ્રાજ્ય સમેટાઈ ગયું તેની પહેલાં જ સમેટાઈ ગયું હશે ને?

[મુંબઈ સમાચાર: 'અમૃતનો આસ્વાદ, કોલમ, તા. ૧૪-૩-૯૩માંથી.]



## સાભાર સ્વીકાર

**આયુ પ્રકાશન ૨૨૨, સર્વોદય, અમદાવાદ–૩૮૦ ૦૦૧નાં**

આરોગ્ય પ્રશ્નોત્તરી: લે. શોભન, કિં. રૂ. ૨૫. (ભાગ–૨જો) ઉત્તમ ઇચ્છિત સંતાન: લે. ઉપર મુજબ, કિં. રૂ. ૨૫ મસાલા-મુખવાસ આહારૂપે–ઔષધરૂપે: લે. ઉપર મુજબ, કિં. રૂ. ૨૦. આરોગ્ય અને ઔષધ-(ભાગ–૯મો): લે. ઉપર મુજબ, કિં. રૂ. ૨૫ કેન્સરના એકસો કેસ: (ભાગ–૧લો) લે. ઉપર મુજબ, કિં. રૂ. ૨૫. શાક-ભાજી–કઠોળ આહારરૂપે-ઔષધરૂપે: લે. ઉપર મુજબ, કિં. રૂ. ૧૫. ફળો આહારરૂપે–ઔષધરૂપે: લે. ઉપર મુજબ, કિં. રૂ ૧૫. સ્ત્રી રોગોમા શિવામ્બુસેવન: લે. ઉપર મુજબ, કિં. રૂ. ૩૦. આપણાં ઇમર્જન્સી ઔષધો: લે ઉપર મુજબ, કિં. રૂ. ૨૫. જાતીય શક્તિ-વર્ધક ઔષધો: લે. વૈદ્ય વત્સલ વસાણી, કિં. રૂ ૮.

**અન્ય**

મધુર સ્મૃતિ: લે. પ્ર અમૃત ઘાયલ, 'દેવઅમી', ૧૬, ભક્તિનગર સોસાયટી, રાજકોટ, કિં. નથી. કયું ફૂલ લઉં? સંપા. કલ્લોલિની હજરત, પ્ર. ગુજરાત રિસર્ચ સોસાયટી, રામકૃષ્ણ મિશન-માર્ગ, ખાર, (વેસ્ટ) મુંબઈ–૫૨, કિં. રૂ. ૭૫.

ચોરસ ચહેરાનો માણસ: લે. શ્રી જનક નાયક, પ્ર. સાહિત્ય સંકુલ ચૌટાબજાર, સુરત, કિં. રૂ. ૩૦. માનુષી: લે. પ્ર. અનિલા દલાલ, સમ્યક્ પ્રકાશન, ૩૪, પ્રોફેસર્સ કોલોની અમદાવાદ–૩૮૦ ૦૦૯, કિં. રૂ. ૩૬. મુક્ત દીર્ઘ કવિતા: (અદ્યતન દીર્ઘ કવિતા): લે દીપક રાવલ, પ્ર. ડૉ. રાવલ દીપક-કુમાર હિંમતલાલ, 'પ્રજ્ઞાકુંજ', પટેલ સોસાયટી પાછળ, ખેડબ્રહ્મા–૩૮૩ ૨૫૫, કિં. રૂ. ૫૩.

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

सर्वभाषा सरस्वती

વર્ષ ત્રીજું : અંક અગિયારમો જૂન : ૧૯૯૩

તંત્રી
રમણલાલ જોશી

૩૫



# ઉદ્દેશ

વર્ષ ત્રીજુ અંક અગિયારમો સળંગ અંક ૩૫

અનુક્રમ જૂન ૧૯૯૩



પ્રકાશક રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ–૩૮૦ ૦૦૯

'ઉદ્દેશ' કાર્યાલય વતી મુદ્રક રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ–૩૮૦ ૦૦૯

મુદ્રણસ્થાન ભગવતી મુદ્રણાલય, ૧૯, અજય ઇન્ડસ્ટ્રિયલ એસ્ટેટ, દૂધેશ્વર રોડ, અમદાવાદ–૩૮૦ ૦૦૪

## સૂચનાઓ

* 'ઉદ્દેશ' દર માસની ૫ દરમી તારીખે પ્રસિદ્ધ થાય છે
* 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે
* આ માસિકમા પ્રસિદ્ધ થતા લેખોમાના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે
* વાર્ષિક લવાજમ (દેશમા) રૂ ૮૦ વિદેશમા (એરમેલ) રૂ. ૫૦૦, (સીમેલ) રૂ. ૩૫૦ આજીવન પ્રોત્સાહક સભ્ય રૂ ૧૦૦૦
* 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી
* સ્વીકૃત કૃતિનો જવાબ ૫ દરેક દિવસમાં અપાય છે
* છૂટક નકલ રૂ ૧૦ પોસ્ટેજ સાથે.
* લવાજમ મોકલવા અને પત્ર વ્યવહાર નુ સરનામુ
  'ઉદ્દેશ' કાર્યાલય,
  ૨, અચલાયતન સોસાયટી
  નવરંગપુરા, અમદાવાદ–૯
  ફોન ન ૪૫૨૦૨૭
* લવાજમો મનીઑર્ડર અથવા ડ્રાફ્ટથી મોકલવા
* 'ઉદ્દેશ'ના લવાજમો નીચેના સ્થળે પણ ભરી શકાય છે

(૧) સૌરભ પુસ્તક ભંડાર : રેલિફ ડામ સામે, મેડા ઉપર, રિલીફ રોડ, અમદાવાદ–૧ ફોન ૩૮૧૨૩૦, ૪૭૫૦૯૭

(૨) વિજય મેગેઝીન વર્લ્ડ ૬૨, કલ્યાણ ભુવન, બીજે માળે, રિલીફ રોડ, અમદાવાદ–૧ ફોન ૩૫૬૪૭૮

# ઉદ્દેશ



## सर्वभाषा सरस्वती

### अतः सावधान ।

થોડા દિવસો પહેલાં એક સ્નેહીના અવસાન પ્રસંગે એમના ત્યાં જવાનું થયું ત્યારે ભૂલથી બાજુના મકાનમાં જઈ ચડ્યો. બારણા આગળ એક સ્ટિકર લગાવેલું એનું વાક્ય મનમાં વસી ગયું. એ વખતે મારી પાસે કાગળ ન હતો નહિતર મેં એ સુવાક્ય ઉતારી લીધું હોત. વળી પાછો થોડા દિવસ પછી ગયો અને વાક્ય લખી લાવ્યો. પછી તે સ્ટિકર પણ મેળવ્યું. એ વાક્ય સંત શ્રી આશારામજી મહારાજનું હતું. આખું વાક્ય આ પ્રમાણે છે:

ईश्वर के सिवाय कहीं भी
मन लगाया तो अन्त में
रोना ही पड़ेगा ।
अतः सावधान ।
समय गँवाओ नहीं ।

શ્રી આશારામજીનું મેં કંઈ વાંચ્યું નથી કે તેમને જોયા પણ નથી. પણ આ વાક્યની પ્રબળ અપીલ થઈ. પ્રભુ જ પ્રેમનું નિધાન છે, એ સર્વભાવે નિઃશેષ પ્રેમ માગે છે. આપણને થોડી દુનિયાદારી જોઈએ છે અને થોડો પ્રભુ જોઈએ છે. આ બે ચીજોને તમે સાથે રાખી નહિ શકો એમ બાઇબલમાં કહ્યું છે. વર્ષો પહેલાં અંગ્રેજીમાં વાંચેલું કે પ્રિય પાત્ર તમોને પ્રિય છે તે એના કારણે નહિ પણ એનામાં જે આત્મતત્ત્વ છે એના કારણે. પ્રભુ-પ્રેમ મનુષ્ય-પ્રેમનો વિરોધી નથી પણ કઈ ચેતનામાંથી એ સ્રવે છે એની ઉપર આધાર છે. રાગ અને સ્વાર્થવૃત્તિથી મનુષ્યને ચાહવો એ એક બાબત છે અને પ્રિયતમ પ્રભુના એક સ્વરૂપ તરીકે એને ચાહવો એ બીજી બાબત છે. કુટુંબ, સગાંસંબંધીઓ, મિત્રો વગેરે સાથેના સંબંધમાં કોઈ ને કોઈ રૂપે સ્વાર્થનું તત્ત્વ રહેલું છે. પ્રભુ પ્રત્યેનો પ્રેમ તે તો તુલસીદાસ કહે છે તેમ 'हेतुरहित अनुराग रामपद' છે. એમાં મૂળ વાત આત્મતત્ત્વમાં પહોંચવાની છે. શંકરાચાર્યે તો કહ્યું જ છે:

न मे मृत्युशङ्का न मे जातिभेदः
पिता नैव मे नैव माता न जन्मः ।
न बन्धु न मित्रं गुरु नैव शिष्यः
चिदानन्दरूपः शिवोऽहम् शिवोऽहम् ॥

મનુષ્યત્વનું જે સ્વ-રૂપ — મૂળ રૂપ છે એની સાથે સંપર્ક સધાવો જોઈએ. એ સિવાય જ્યાં પણ મન લગાવ્યું ત્યાં વિષાદ અને ક્લેશ અને તજ્જન્ય અશાંતિનો જ અનુભવ થાય. એ જ અ-સુખ, દુ:ખ છે. ગીતાએ એથી જ કહ્યું છે કે અશાંતને સુખ ક્યાંથી હોય? દુસ્તર એવી માયાને પાર કર્યા સિવાય પ્રભુ પાસે જવાતું નથી. અહીં જ સાધનાનું તત્ત્વ પ્રવેશ પામે છે. આનંદ એ માટેની સાધનાનો છે અને એની ફલશ્રુતિ પણ કેવળ આનંદ જ છે. એમાં જ જીવનની સાર્થકતા છે. 'શિક્ષાષ્ટક'નો એક શ્લોક વર્ષોથી ગમે છે:

न धनं न जनं न सुन्दरीम्
कवितां वा जगदीश कामये ।
मम जन्मनि जन्मनीश्वरे
भवताद् भक्तिरहैतुकी त्वयि ॥

હે જગદીશ, હું ધન, જન, સુંદરી કે કવિતા કોઈની કામના કરતો નથી. માત્ર તું ઈશ્વરમાં જન્મોજન્મ મારી અહૈતુકી ભક્તિ રહો.

સાચા આનંદની પ્રાપ્તિ માટે પ્રભુને અભિમુખ થઈશું? જે કોઈ એ તરફ વાળે એના પ્રત્યે ઓશિંગણભાવ અનુભવીએ. 'अतः सावधान' એ બે શબ્દો આદેશાત્મક લાગતા નથી. એમાં કરુણામિશ્રિત મૈત્રીભાવ છે.

—રમણલાલ જોશી



## 'ઉદ્દેશ' ચોથા વર્ષમાં પ્રવેશે છે: ગ્રાહકોને અપીલ

'ઉદ્દેશ'નું ત્રીજું વર્ષ જુલાઈ '૯૩માં પૂરું થશે અને ઑગસ્ટ '૯૩થી એ ચોથા વર્ષમાં પ્રવેશશે. ગમે તે મહિનાથી ગ્રાહક થઈ શકાય એવી નીતિ રાખેલી છે છતાં મોટા ભાગના ગ્રાહકો ઑગસ્ટથી જ થયા છે. તેમની ફાઈલ ન તૂટે એ દૃષ્ટિએ ઑગસ્ટ '૯૩ પહેલાં તે પોતાનું નવા વર્ષનું લવાજમ રૂ. ૮૦/– (એંશી) મનીઑર્ડરથી અથવા 'ઉદ્દેશ'ના નામના ડ્રાફ્ટથી મોકલી આપે તો વ્યવસ્થામાં સરળતા રહે 'ઉદ્દેશ'ની નકલો ખપપૂરતી છપાતી હોઈ પાછળથી ગ્રાહક થનારને અંક ન આપી શકાય એવી સ્થિતિ સર્જાય છે. 'ઉદ્દેશ' જેવાં માસિક ગ્રાહકો અને ગ્રાહકોના સહકારથી જ નભે છે એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય. આશા છે કે ગ્રાહકો અમારી વિનંતીનો યોગ્ય પ્રતિસાદ આપશે.

—તંત્રી

'ઉદ્દેશ' કાર્યાલય
૨, અચલાયતન સોસાયટી
નવરંગપુરા, અમદાવાદ–૩૮૦ ૦૦૯

# સાંપ્રત પ્રવાહો

દિનેશ શુક્લ

## ન્યાયમૂર્તિ રામાસ્વામી કેસ અને કેટલાક પાયાના મુદ્દાઓ

આપણી સર્વોચ્ચ અદાલતના ન્યાય. રામાસ્વામી સામે મહાભિયોગની દરખાસ્ત પરના મતદાન વખતે 'મતદાનથી વેગળા' (ઍબ્સ્ટેન) રહેવાના કોંગ્રેસના નિર્ણયની આપણા જાહેર લોકમતઘડતરનાં માધ્યમો (સરકારી અંકુશો હેઠળનાં નહિ) દ્વારા ઠીક ઠીક પ્રમાણમાં નુકતેચીની થઈ છે. આપણાં અંગ્રેજી અને પ્રાદેશિક ભાષાઓનાં અખબારોમાં તે વિશે કોંગ્રેસ અને તેના નેતૃત્વની સખત ટીકા કરતા તંત્રીલેખો, લેખો, વાચકોના પત્રો વગેરે પ્રકાશિત થયા છે, તે સૌનો સૂર લગભગ એવો છે કે કોંગ્રેસ અને તેની નેતાગીરીએ આ કિસ્સામાં આપણા જાહેર જીવનમાં ઉચ્ચ ધોરણો સ્થાપવાની અને નભાવવાની એક મહત્ત્વની તક વેડફી મારી છે, એટલું જ નહિ, મતદાનમાં ભાગ નહિ લઈને તેણે નૈતિક દેવાળું કાઢ્યું છે. લોકસભામાં જે મતદાન થયું તેમાં એક પણ મત દરખાસ્તની વિરુદ્ધમાં (મતલબ કે ન્યાય. રામાસ્વામીની તરફેણમાં) પડ્યો નથી, ૧૯૬ મત દરખાસ્તની તરફેણમાં પડ્યા છે અને ૨૦૭ જેટલા કોંગ્રેસી સભ્યોએ મતદાનમાં ભાગ લીધો નથી. મતદાનના આ આંકડા એટલા માટે સૂચક છે કે લોકસભાના એક પણ સભ્યને ન્યાય. રામાસ્વામીની નિર્દોષતામાં શ્રદ્ધા નથી. ન્યાયમૂર્તિ સામેની દરખાસ્ત પસાર નથી થઈ, એનું કારણ કોંગ્રેસે તેના સભ્યોને અગાઉ નક્કી કર્યા મુજબ "અંતરાત્માના અવાજ" અનુસાર મતદાન ન કરવા દીધું એ છે. દરખાસ્ત પસાર ન થઈ, તેથી ન્યાયમૂર્તિ ભલે મહાભિયોગમાંથી બચી ગયા, પણ નૈતિક રીતે કોંગ્રેસ પક્ષ અને તેની નેતાગીરીની હાર થઈ છે, એ વિશે બેમત નથી. મતદાનમાં ભાગ નહિ લેવાનાં કોંગ્રેસપક્ષે જે કંઈ કારણો હશે, એને વિશે પણ વૃત્તવિવેચકોએ અટકળો કરી છે અને એ અટકળોમાં જો કંઈકેય તથ્ય હોય તો તે પણ એટલું જ નિંદનીય અને ટીકાપાત્ર છે. આપણે એના વિવેચનમાં ન જઈએ, પણ મતદાનમાં ભાગ નહિ લઈને ૨૦૭ જેટલા સંસદ સભ્યોએ જે સંકેત વ્યક્ત કર્યો છે, તે તો બિલકુલ બિનતંદુરસ્ત છે. એ એવું સૂચન કરે છે કે જ્યાં સુધી ન્યાયમૂર્તિઓએ તેમની ન્યાયતોલનની ફરજો બજાવવામાં ભ્રષ્ટ આચાર કર્યો છે તેવું પુરવાર ન થાય ત્યાં સુધી તેમનો ગમે તેવો વ્યવહાર એ ગેરવર્તણૂક ન કહેવાય, પછી ભલેને તેમણે તેમની સત્તાનો દુરુપયોગ કરીને લાખો રૂપિયાનો ઉડાઉ, બેફામ ખર્ચ કર્યો હોય અને જાહેર નાણાંનો ખર્ચ કરતી વખતે જે નિશ્ચિત ધોરણો છે, તેનું પાલન ન કર્યું હોય!

ન્યાય. રામાસ્વામી જ્યારે પંજાબ અને હરિયાણાની વડી અદાલતના મુખ્ય ન્યાયમૂર્તિ હતા, ત્યારે તેમણે હોદ્દાની રૂએ મળતી સત્તાનો દુરુપયોગ કરીને કેટલીક નાણાકીય અનિયમિતતાઓ, જાહેર નાણાંનો બેફામ, ઉડાઉ દુરુપયોગ અને ગેરરીતિઓ આચરેલી, એ વિશે ઑડિટર-જનરલે પ્રતિકૂળ રિમાકર્સ લખેલી. ન્યાય. રામાસ્વામી સામેના આક્ષેપોની તપાસ કરવા લોકસભાના અગાઉના અધ્યક્ષે જજીઝ ઇન્કવાયરી ઍક્ટ, ૧૯૫૮ અન્વયે એક ઉચ્ચ કક્ષાની સમિતિ નીમેલી, જેમાં સર્વોચ્ચ અદાલતના ચાલુ ન્યાયમૂર્તિ (ચેરમૅન), મુંબઈ વડી અદાલતના તે વખતના ચાલુ મુખ્ય ન્યાયમૂર્તિ અને સર્વોચ્ચ અદાલતના એક નિવૃત્ત ન્યાયમૂર્તિનો સમાવેશ થતો હતો. ન્યાય. રામાસ્વામી સામેના

૧૪ આક્ષેપોમાથી તેમને ૧૧ આક્ષેપોમા તથ્ય જણાયું સમિતિને તપાસકાર્યમા મદદરૂપ થવા માટે તેમને બોલાવવામા આવેલા, જેનો એમણે ઇન્કાર કરેલો. ન્યાયમૂર્તિઓની આ સમિતિએ "સાબિત થયેલી ગેરવર્તણૂક"નુ ઉદાર અર્થઘટન કરીને જણાવ્યુ કે "જેનાથી ન્યાયતંત્ર પ્રત્યેના માન અને આદરને ક્ષતિ થાય, જેના થકી સામાન્ય લોકોનો ન્યાયતંત્રમા વિશ્વાસ ડગી જાય, તેનો સમાવેશ ગેરવર્તણૂકમા કરી શકાય માત્ર ગુનાહિત કૃત્યો કે કાયદા દ્વારા પ્રતિબંધિત કૃત્યોના આચરણને જ ગેરવર્તણૂક કહેવાય, એટલું સાકડું અર્થઘટન ન કરવુ જોઈએ."

ન્યાય રામાસ્વામી સામેની મહાભિયોગની દરખાસ્ત પસાર ન થઈ, પણ એણે કેટલાક મહત્ત્વના અને પાયાના પ્રશ્નો ઊભા કર્યા છે, તેનો ઉલ્લેખ અસ્થાને નહિ ગણાય સર્વોચ્ચ અને વડી અદાલતોના ન્યાયમૂર્તિઓને હોદ્દા પરથી દૂર કરવાની પદ્ધતિ જે આપણા બંધારણમા યોજવામા આવી છે, તેમા ન્યાયમૂર્તિઓના ઉત્તરદાયિત્વનો ખ્યાલ અને ન્યાયતંત્રની નિષ્પક્ષતા અને સ્વતંત્રતાનું મૂલ્ય એ બે વચ્ચે સંવાદિતા ઊભી કરવાનો પ્રયાસ કરવામા આવ્યો છે આ પદ્ધતિમા સ્પષ્ટ રીતે ન્યાયકીય અને રાજકીય એમ બન્ને પ્રક્રિયાઓનો સમાવેશ કરવામા આવ્યો છે. ન્યાયકીય પ્રક્રિયા દ્વારા ન્યાયમૂર્તિની 'ગેરવર્તણૂક'ની છાનબીન કરવી, તેની કોઈ પૂર્વગ્રહ વિના નિષ્પક્ષ સમીક્ષા કરવી વગેરેનો સમાવેશ થાય છે, તો રાજકીય પ્રક્રિયામા "સાબિત થયેલ ગેરવર્તણૂક" અથવા "અક્ષમતા" (ઇનકેપેસિટી) માટે સંસદના બન્ને ગૃહો દ્વારા તેમની સામે કામ ચલાવવુ. જો 'ગેરવર્તણૂક' અથવા 'અક્ષમતા' પુરવાર ન થઈ શકે તો પછી સંસદે કશુ કરવાપણું રહેતું નથી પણ જો એક વાર 'ગેરવર્તણૂક' પુરવાર થાય તો પછી સંસદે એ વિશે ચર્ચાવિચારણા કરીને કશુંક પગલું ભરવુ જ જોઈએ. સંસદ દ્વારા હાથ ધરાતી આ 'રાજકીય પ્રક્રિયા' એ કોઈ અદાલતી સમીક્ષાને અધીન નથી, એ હોઈ શકે પણ નહિ. કારણ એમ કરવાની અંતિમ સત્તા તો પાર્લમેન્ટની જ ગણાય. પણ સંસદે એ સત્તાનો ઉપયોગ માત્ર રાજકીય ગણતરીઓ અને પક્ષોની મનસ્વિતાને આધારે કરવાનો નથી આપણા બંધારણના મૂલ્યો, પાયાના સિદ્ધાતો અને જાહેર જીવનમા અપેક્ષિત ઉચ્ચ ધોરણોને કોરાણે મૂકીને જો પાર્લમેન્ટ આ વિશે નિર્ણય કરે તો તે પોતાની બંધારણીય ફરજ ચૂકે છે, એમ જ કહેવુ પડે, પણ એથીય વિશેષ, બંધારણે ન્યાયમૂર્તિઓને ભારતની જનતા પ્રત્યે ઉત્તરદાયી રાખવાની જે ફરજ તેના માથે મૂકી છે, તેનો પણ તે ભંગ કરે છે, એમ આપણે કહી શકીએ. ન્યાયમૂર્તિઓ કોઈ રાજકીય પક્ષને વફાદાર કે ઉત્તરદાયી નથી, પણ બંધારણનિર્દિષ્ટ પ્રક્રિયા દ્વારા ભારતના લોકોને જવાબદાર છે, અને એ જવાબદારી વ્યવહારમા ચરિતાર્થ કરવાની પવિત્ર ફરજ સંસદની છે. ન્યાય. રામાસ્વામીના કિસ્સામા કોંગ્રેસ પક્ષે સંસદને આ કામગીરી કરતા અટકાવી છે, એમ કમનસીબે કહેવુ પડે છે.

એક બીજો મુદ્દો એ ઊભો થાય છે કે ન્યાયમૂર્તિઓની 'સાબિત થયેલ ગેરવર્તણૂક' કે 'અક્ષમતા' વિશે સંસદે ન્યાયતોલન, રાજકીય પ્રક્રિયા દ્વારા કરવાનું હોવાથી તેમા રાજકીય રંગ આવી જ જવાનો ન્યાય રામાસ્વામીના કિસ્સામા આવો રંગ લાગ્યો છે. તેથી એક સૂચન એવુ થયું કે ન્યાયમૂર્તિઓને હોદ્દા પરથી દૂર કરવાની પ્રક્રિયામાથી સંસદને બાકાત રાખવી જોઈએ, અને એ કામગીરી ઉચ્ચ સત્તા ધરાવતી, સ્વતંત્ર ન્યાયમૂર્તિઓની સમિતિને સુપરત કરવી જોઈએ. ઉપરછલ્લી રીતે અને આપણા દેશમા દરેકે દરેક બંધારણીય સંસ્થાનું જે રીતે રાજકીયકરણ થતું જાય છે એ જોતા આ સૂચન આકર્ષક અને સ્વીકારવા લાયક જણાય, તે સમજી શકાય તેમ છે. પણ આ સૂચન બરાબર નથી, કારણ કે, બંધારણસ્થાપિત સત્તાવિશ્લેષના અંકુશ પ્રતિઅંકુશના સિદ્ધાતથી વિપરીત છે. આ સૂચનમા એ અનુમાન અભિપ્રેત છે કે ન્યાયમૂર્તિઓનુ ન્યાયતોલન અન્ય ન્યાયમૂર્તિઓ દ્વારા જ થઈ શકે, અને એમ થાય તો જ ન્યાયતંત્રની

તટસ્થતા અને નિષ્પક્ષતા જળવાય. મહાભિયોગને જો આપણે ન્યાયકીય અને રાજકીય પ્રક્રિયાઓનું મિશ્રણ ગણતા હોઈએ (ખરેખર એમાં બન્ને પ્રક્રિયાઓનું વિવેકપૂર્ણ મિશ્રણ છે જ) તો એમાંથી આપણે સંસદને બાકાત ન કરી શકીએ. કોઈ એકલદોકલ ન્યાય. રામાસ્વામીના વર્તનથી સમગ્ર ન્યાયતંત્રને બટ્ટો લાગ્યો છે, એમ આપણે કહી શકીએ નહિ, તેમ આજના સત્તાધારી કોંગ્રેસ પક્ષની 'નિષ્ફળતા'ને કારણે આપણે સમગ્ર સંસદીય પ્રક્રિયાને મહાભિયોગની પ્રક્રિયામાંથી બાકાત કરી શકીએ નહિ.

ખરેખર તો, આપણી બંધારણીય સંસ્થાઓ બંધારણસ્થાપિત સિદ્ધાંતો અને પ્રક્રિયાઓનું નિષ્ઠાપૂર્વક પાલન કરે અને સંકીર્ણ ટૂંકાગાળાના પક્ષીય સ્વાર્થોથી ઉપર ઊઠીને આપણા રાજકીય પક્ષો અને રાજકારણીઓ વર્તે તો ન્યાય. રામાસ્વામી જેવા કિસ્સાઓ આપણે તેમાં ઊભા થતા અટકે. સંગઠિત અને પ્રબળ – પ્રબુદ્ધ લોકમતનું દબાણ આપણા રાજકીય પક્ષો અને તેમના નેતાઓને સખણા રાખે, એ દિવસની આપણે રાહ જોવી રહી. આમાં કદાચ કોઈને નિરાશાનો સૂર સંભળાય પણ આખરે તો આ પ્રશ્ન રાજકીય સંસ્કાર (પોલિટિકલ કલ્ચર)નો છે. અને રાજકીય સંસ્કાર ઘડાતાં સમય લાગે છે, એ આપણે રખે ભૂલીએ!



## વસંત

વસંત આવી, ને
વૃક્ષોનો આકાર જ બદલાઈ ગયો!
કંકાલના કઠણ-કાળા હાથ જેવી ડાળીઓ
હવે પર્ણ પુષ્પે ભરી ભરી
    ષોડશીના માખણકૂણા હાથ જેવી.
વસંત આવી, ને
હવાના હાલ જ બદલાઈ ગયા!
થીજી ગયેલા દરિયાની સ્થિતિ
હવે લયલહરોમાં સ્ખલિત
    આદિમ નારીના પ્રથમ ગીત જેવી.

વસંત આવી, ને
જરાજડ ઇન્દ્રિય-મનની ગતિ જ બદલાઈ ગઈ!
રસરૂપસ્પર્શગંધશ્રુતિ
ઝંખવાયેલી દ્યુતિ
હવે ફરી સતેજ
    વેદના ઋષિએ જોયેલી પ્રથમ ઉષા જેવી.

જયન્ત પાઠક

# રહીમના સાત સંસ્કૃત શ્લોકો

ગીતા મહેતા

આજે સમગ્ર ભારત એક એવી અશાંતિના ગર્તમા જઈ પડયો છે કે જે અકલ્પનીય છે। માનવતા મરી પરવારી છે. મૂલ્યોનો હ્રાસ થયો છે. ધર્માંધતાના રોગથી માનવી પીડાય છે. આવા સમયે સહજ જ એક કવિ તરફ અંગુલિનિર્દેશ કરવાનું મન થઈ જાય છે કે જેણે ધર્મ બદલ્યો નથી, કર્મ બદલ્યું નથી, છતાં એ હિન્દુ સંસ્કારથી, ધર્મ ભાવનાથી પૂર્ણાંશે રંગાયો છે. અને તે છે જહાંગીર અને શાહજહાંના વૈમનસ્યના સકંજામા સપડાયેલ કવિ રહીમ. આ એકમાત્ર મુસ્લિમ ભક્તકવિ છે, જેણે સંસ્કૃતમા રચના કરી છે। શ્રીકૃષ્ણવિરહના શ્લોકો લખ્યા છે।

'રહીમ ગ્રંથાવલી'ના પરિશિષ્ટમા એમના સાત સંસ્કૃત શ્લોકો છે. પહેલો અને બીજો શ્લોક કૃષ્ણ વિષયક છે. ત્રીજો રામ વિશે છે. ચોથો ઈશ્વર વિશે તો પાંચમો અને છઠ્ઠો શૃંગારનો અને સાતમો શ્લોક મહાદેવવિષયક છે.

પ્રથમ શ્લોકમા કવિ શ્રીકૃષ્ણને ઉદ્દેશીને કહે છે કે તમારી પ્રીત્યર્થે આજ સુધી હું નટની જેમ તમારા (સામે) સમક્ષ લાવવામા આવ્યો છુ અને ચોર્યાશી લાખ રૂપ ધારણ કરતો રહ્યો છુ. હે પરમેશ્વર। જો તમે આ રૂપને – આ દૃશ્યને જોઈને પ્રસન્ન થયા હો તો હું જે માગું છુ તે આપો. અને જો પ્રસન્ન ન થયા હો તો એવી આજ્ઞા, આદેશ આપો કે જેથી ફરી કયારેય એવા સ્વાંગ ધારણ કરીને આ પૃથ્વી ઉપર લાવવામા ન આવું."

કવિ અહીં બન્ને રીતે શ્રીકૃષ્ણને જાણે કે બાંધી દે છે। તમારી પ્રસન્નતા હોય કે અપ્રસન્નતા હોય, ગમે તે હોય પણ મને આ ભવબંધનમાંથી મુક્ત કરો.

आनीता नटवन्मया तव पुर श्रीकृष्ण या भूमिका
व्योमाकाशखखाम्बराब्धिवसवस्त्वत्प्रीतयेऽद्यावधि ।
प्रीतस्त्वं यदि चेन्निरीक्ष्य भगवन् स्वप्रार्थित देहि मे
नोचेद् ब्रूहि कदापि मानयपुनस्त्वेतादृशी भूमिकाम् ॥

બીજો શ્લોક પણ શ્રીકૃષ્ણને ઉદ્દેશીને જ છે અહીંયા કવિ દાતા તરીકે આવ્યો છે. તે કહે છે કે, "રત્નાકર અર્થાત્ સમુદ્ર તમારુ નિવાસસ્થાન છે અને લક્ષ્મીજી તમારી ગૃહિણી છે ત્યારે હે જગદીશ્વર! તમે જ બતાવો કે તમને શુ આપવુ જોઈએ? (તમારી પાસે બધુ જ છે) પણ પછી આગળ કહે છે, "રાધાએ તમારા મનનું હરણ કરી લીધુ છે તો મારુ મન હું આપું છુ. તેને ગ્રહણ કરો"

रत्नाकरोऽस्ति सदनं गृहिणी च पद्मा
किं देयमस्ति भवते जगदीश्वराय ।
राधागृहीतमनसे मनसे च तुभ्यं
दत्तं मया निजमनस्तदिदं गृहाण ॥

આમ આ શ્લોકમા ભકતે ભગવાનને શુ આપવુ જોઈએ તે વિશે કહ્યુ છે. સામાન્ય રીતે ભક્ત ભગવાનની પ્રાર્થના કરે કે સ્તુતિ કરે ત્યારે એની પાસે કશીક માગણી કરતો હોય છે. કંઈ નહિ તો તારામા મારું ચિત્ત પરોવ એવી માગણી પણ હોય છે. પરંતુ આ કાવ્યની વિશેષતા એ છે કે એમા માગણી નથી. ભકતને તો ભગવાનને કંઈક આપવુ છે. આપણે સામાન્ય રીતે દેવને ઐહિક વસ્તુઓ સમર્પતા હોઈએ છીએ જેમ કે દ્રવ્ય, વસ્ત્ર વગેરે. પણ આ તો ઉદ્યાનને પુષ્પો સમર્પવા જેવુ અર્થહીન છે, જે અર્પણનુ મૂલ્ય ઘટાડે છે આથી કવિ પ્રભુને, શુ અર્પવું જોઈએ તે જણાવતા કહે છે કે "મન" અર્થાત્ આપણા ચિત્તનો સમગ્ર વ્યાપાર કૃષ્ણમય થઈ જવો જોઈએ. એનુ દૃષ્ટાન્ત આપતા એ કહે

છે કે રાધા કૃષ્ણમય બની ગઈ હતી. એટલે જ કૃષ્ણે એને પોતાનું મન સમર્પ્યું હતું. આ તો આદાન-પ્રદાનનો વ્યાપાર છે. આપણે ઇષ્ટદેવ પાસે કંઈક જોઈતું હોય તો પહેલાં ઇષ્ટદેવને ચરણે આપણું સમગ્ર અસ્તિત્વ સમર્પવાનું છે. કૃષ્ણને પામવા માટે સંપૂર્ણ આત્મસમર્પણ હોવું જોઈએ. શ્રી અરવિંદ જ્યારે અલીપુર બૉમ્બકેસમાં પકડાયેલા ત્યારે જેલમાં એમને કૃષ્ણનાં દર્શન થયેલાં. એ લખે છે કે બીજે દિવસે જ્યારે એમને મેજિસ્ટ્રેટની સામે ઊભા કરવામાં આવ્યા ત્યારે એમને મેજિસ્ટ્રેટમાં શ્રીકૃષ્ણ દેખાયા, સરકારી વકીલમાં વાસુદેવનારાયણ દેખાયા. આસપાસ ઊભેલા પોલીસોમાં પણ વાસુદેવનારાયણનાં જ દર્શન થયાં હતાં. આવી કૃષ્ણમયતા હોવી જોઈએ. રહીમ એ જ માગે છે. હું મારું મન તને દઈ દઉં. તારામાં ખોવાઈ જઉં. હું હું જ ન રહું. તું-મય બની જઉં. કબીર કહે છે તેમ, "પ્રેમગલી અતિ સાંકરી, તા મેં દો ન સમાઈ." આમ કવિએ ભક્તને પ્રભુપ્રાપ્તિ વિશે પરોક્ષ રીતે માર્ગદર્શન આપી દીધું છે.

શ્રીરામને ઉદ્દેશીને રચેલા આ ત્રીજા શ્લોકમાં કવિ પોતાના ઉદ્ધારની વાત કરે છે. અહલ્યા, કપિસમૂહ અને નિષાદનાં ઉદાહરણ દ્વારા જણાવે છે કે શ્રીરામે આ ત્રણેનો ઉદ્ધાર કર્યો છે અને આ ત્રણે સાથેનું સાદૃશ્ય મારી સાથે છે. તો પછી શા માટે પ્રભુ મારો ઉદ્ધાર કરતા નથી? અને આ સાદૃશ્ય પણ કેવું!—

अहल्या पाषाण· प्रकृतिपशुरासीत् कपिचमू·
र्गुहो भूच्चांडालस्त्रितयमपि नीतं निजपदम् ।
अहं चित्तेनाश्मा पशुरपि तवार्चादिकरणे
क्रियाभिश्चांडालो रघुवर न मामुद्धरसि किम् ॥

અહલ્યા પથ્થર હતી, કપિસમૂહ પશુ હતો અને નિષાદ ચાંડાલ હતો છતાં ત્રણેને પોતાનું શરણું આપ્યું. (એની સાથેની તુલનામાં) મારું ચિત્ત પથ્થર છે, તમારા પૂજનમાં પશુ સમાન છું અને કર્મથી ચાંડાલ જેવો છું છતાં કેમ મારો ઉદ્ધાર કરતા નથી?

માનવેતર જાતિને પણ શરણ આપે છે તો મને કેમ નહિ?

ચોથા શ્લોકમાં કવિએ ઈશ્વરની વ્યાપકતા એકતા, અજાતિપણું જેવા ગુણોને વ્યક્ત કર્યા છે. તેઓ કહે છે કે "યાત્રા કરીને મેં તમારી વ્યાપકતા, ભેદથી એકતા, સ્તુતિ કરીને વાક્પરતા, ધ્યાન કરીને તમારું બુદ્ધિથી દૂર થવું અને જાતિ નિશ્ચિત કરીને તમારું અજાતિપણું નાશ કર્યું છે. તો હે પરમેશ્વર! તમે આ અપરાધોની ક્ષમા આપો.

પાંચમો અને છઠ્ઠો શ્લોક, સંસ્કૃત હિન્દીનો સમન્વય છે. પહેલું અને ત્રીજું ચરણ સંસ્કૃતમાં છે જ્યારે બીજું અને ચોથું ચરણ હિન્દીમાં છે. કદાચ ભાષા ઉપરનું પ્રભુત્વ અથવા પાંડિત્ય પ્રદર્શનાર્થે જ આમ કર્યું હશે.

दृष्ट्वा चित्र विचित्रिता तरुलता,
मैं था गया बागमें
काचित्तत्र कुरंगशावनयना,
गुल तोड़ती थी खड़ी ।
उन्मद्भ्रूधनुषा कटाक्षविशिः
घायल किया था मुझे
तत्सीदामि सदैव मोहजलधौ,
हे दिल गुजारो शुकर ॥
एकस्मिन्दिवसावसानसमये,
मैं था गया बाग में
काचित्तत्र कुरंगबालनयना,
गुल तोड़ती थी खड़ी ।
तां दृष्ट्वा नवयौवनां शशिमुखीं
मैं मोह में जा पड़ा
न जीवामि त्वया विना शृणु प्रिये,
तू यार कैसे मिले ॥

ઉપર્યુક્ત બન્ને શ્લોક શૃંગારપ્રધાન છે. પાંચમા શ્લોકમાં કહ્યું છે કે, "વિચિત્ર વૃક્ષલતાને જોવા માટે હું બાગમાં ગયો હતો. ત્યાં કોઈક મૃગશાવકનયની ઊભાં ઊભાં ફૂલ તોડતી હતી. ભ્રમર રૂપી ધનુષ વડે કટાક્ષ રૂપી બાણ ચલાવીને મને ઘાયલ કર્યો હતો. ત્યારથી હું સદાને માટે મોહ રૂપી સમુદ્રમાં પડી ગયો. હે હૃદય, આભાર વ્યક્ત કર."

જ્યારે ત્યાર પછીના શ્લોકમા પ્રથમ બે પંક્તિ ૫ મા શ્લોકની પ્રથમ બે પંક્તિ જેવી જ છે. ફરક માત્ર એક શબ્દમા જ છે. પાચમા શ્લોકમા કુરંગ શાવનયના છે અને ૬ઠ્ઠા શ્લોકમા કુરંગબાલનયના છે. ત્યાર પછીની બે પંક્તિમા કહે છે કે તે ચન્દ્રમુખી યુવતીને જોઈને હુ મોહમા પડ્યો. હે પ્રિયે! સાભળ તારા વિના હુ નહિ જીવી શકું (માટે કહે કે) તુ કેવી રીતે મળીશ?

સાતમો શ્લોક શિવજીપરક છે. ત્યા કહ્યુ છે કે "વિષ્ણુ ભગવાનના ચરણોમાથી પ્રવાહિત થનારી અને મહાદેવજીના મસ્તક ઉપર માલતી માળાની સમાન શોભિત થનારી હે ગંગા, મને તારવાના સમયે મહાદેવ બનાવજે, વિષ્ણુ નહિ." કહેવાનો આશય છે કે તો હુ તમને મસ્તક ઉપર ધારણ કરી શકીશ.

ઉપરના સાતેય શ્લોકમા મુસ્લિમ ભક્તકવિ રહીમ બિનસામ્પ્રદાયિકતાનો ઉત્તમ આદર્શ પૂરો પાડે છે.



લંડન

પ્રેમી કરે ચુબન પ્રેમિકાને,
શું મૂલ્ય એ ચુંબનનું થશે કદી?
એવું જ કોઈ રમણીય ચુબન
કરી ગયુ, ને બન્યું શહેર લંડન

પ્રણવ પંડિત
સાઉિંગહામ ગાર્ડન્સ, ફિન્ચલી, લંડન,
સપ્ટેમ્બર, ૧૯૯૦



## ગુજરાત સાહિત્ય સભા અમદાવાદ, વાર્ષિક સાહિત્ય સમીક્ષા, ૧૯૯૨

ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ તરફથી ૧૯૯૧ની વાર્ષિક સાહિત્ય સમીક્ષા પ્રગટ થઈ ગઈ છે સભાની કાર્યવાહક સમિતિએ ૧૯૯૨ની સાલમા પ્રકાશિત થયેલા સાહિત્યની સમીક્ષા માટેની જવાબદારી ડૉ. મધુસૂદન પારેખને સોપી છે

લેખકો તથા પ્રકાશકોને તેમના સર્વ પ્રકાશનો નીચેના સરનામે મોકલી આપી ગુજરાતી સાહિત્ય સભાની આ મહત્ત્વની પ્રવૃત્તિમા સહકાર આપવા આગ્રહભરી વિનંતી કરવામા આવી છે: ડૌ. મધુસૂદન પારેખ, એ-૩, લિંકન એપાર્ટમેન્ટ, મણિનગર, અમદાવાદ-૩૮૦ ૦૦૮

શ્રી કેશવરામ કા શાસ્ત્રી
પ્રમુખ ગુજરાત સાહિત્ય સભા

# અભિભાષણ*

નરેશ મહેતા; અનુ. રજનીકાન્ત જોશી

ભારતીય સાહિત્યના આ સર્વોચ્ચ સન્માન સમારોહ પ્રસંગે આભાર પ્રગટ કરતાં સહેજ સંકોચ તો થાય જ છે કે ક્યાંક આભાર પ્રદર્શન કેવળ સમારોહની ઔપચારિકતા ગણાઈ ન જાય. છતાં, મને આપ સર્વે સુજ્ઞજનોના વિવેક પર વિશ્વાસ હોવો જ જોઈએ કે સામાજિક શિષ્ટતા અને હાર્દિક અભિવ્યક્તિમાં ચોક્કસ તફાવત કરશો જ. ગયાં અઠ્ઠાવીસ વર્ષોથી અનેક મેધાવી સર્જકો માટે આવો વિશિષ્ટ સમારોહ યોજાતો આવ્યો છે. વળી, એ પણ કહેવું મુશ્કેલ તો છે કે ભારતીય ભાષાઓના એ પ્રત્યેક શલાકા સારસ્વતોના સન્માનની હરોળમાં મારા અસ્તિત્વનો પણ ઉમેરો થાય છે એનો કશોક અર્થ છે કે કેમ? ભારતીય જ્ઞાનપીઠ અને પસંદગી તથા નિર્ણાયક સમિતિનો સદાશયી નિર્ણય મારા દ્વારા કેટલે અંશે રક્ષિત થશે તે પરત્વે હું પૂર્ણ રીતે તો આશ્વસ્ત નથી જ. હા, આભારી તો છું જ. તેમ જ મારે એ તથ્યનો પણ સ્વીકાર કરવો જોઈએ કે આવાં સન્માનો કોઈક વ્યક્તિ નહિ પણ એવા વ્યક્તિત્વ પરિપ્રેક્ષ્યના હોય છે જેનાથી સમાજ સર્જનાત્મક સંલાપ અને રચનાત્મક તાદાત્મ્ય અનુભવ કરે છે. આમ, આ સન્માન મારું નહિ પણ એ સર્જક–વ્યક્તિત્વનું છે જેને સત્કારવા માટે મારે મારી વ્યક્તિને વિદાય આપવી જ રહી. અસ્તુ —

આ પ્રસંગ તથા મંચ સર્જનાત્મક તાત્ત્વિક મીમાંસા કે વિશ્લેષણનો નથી. જોકે મારા કાવ્ય-સંગ્રહોની ભૂમિકાઓ તથા મૌલિક વૈચારિક પુસ્તકો વગેરેમાં આવો કંઈક તો નિર્દેશ કરતો જ રહ્યો છું. આથી અહીં એ પરત્વેના પુનરાવર્તનની જરૂરિયાત પણ જોતો નથી. તેમ છતાં એક બે અનિવાર્ય સંકેતો તો અહીં કરી જ શકાશે જેમ કે, આ સમાજ અને યુગ ચૈત્ય-વ્યક્તિના સર્જક પાસે આખરે શી અપેક્ષા રાખે છે? દેશ અને કાળના સન્ધિ-સ્થાને ઊભેલું દ્રષ્ટા અને સ્રષ્ટા-વ્યક્તિત્વનું પ્રયોજન ખરું કે કેમ? આમ આવી અનેક જિજ્ઞાસાઓ ઉદ્ભવ્યા જ કરે છે અને ધર્મ, દર્શન, રાજનીતિ, જ્ઞાન-વિજ્ઞાન વગેરેની પૃષ્ઠભૂમિ તથા એનાં પ્રમાણો દ્વારા એના આંશિક જવાબો પ્રાપ્ત થતા જ રહ્યા છે. તેમ છતાં સાચું તો એ છે કે, અન્ય સમગ્ર ખંડિત વૈચારિકતાઓને સ્થાને કાવ્ય-દૃષ્ટિ કદાચ પૂર્ણ અને અખંડતાની વધુ ને વધુ લગોલગ છે. વળી, જો કદાચ એમ પણ કહેવામાં આવે કે કવિનું ચૈત્ય-સ્વત્વ વ્યક્તિ નહિ phenomena હોય છે, તો સંભવ છે કે આપણે સર્જકની વાસ્તવિક પાર્શ્વભૂમિ તથા ભૂમિકાથી સહેજ પાસે જ હોઈશું.

સૃષ્ટિની અવધારણાનો મૂળ મંત્ર છે કે, પ્રત્યેક પ્રકારની જડતા ક્રમશઃ ચેતનામાં રૂપાંતરિત થાય. શક્તિનું આ જ પાયાનું રહસ્ય છે જે સૃષ્ટિનાં અનેકવિધ સ્વત્વો તથા સ્વરૂપોને – પોતાની ક્રિયાઓને મહાક્રિયામાં પરિણમવા પ્રત્યેક પળ નિમંત્રિત કરતું રહ્યું છે. દરેક ચક્ર-વિદ્યાઓ તથા પ્રતીક-પ્રકારોનું આ જ લક્ષ્ય કે પ્રયોજન છે. આ યજ્ઞમાં પ્રકૃતિ, સૃષ્ટિ અને વ્યષ્ટિ બધા જ ઉપયોગમાં આવે છે. ધર્મ, દર્શન અને જ્ઞાન-વિજ્ઞાન અનેક નામોથી આ અભિષેકક્રિયાને અભિધાનિત કરે છે બરાબર શક્તિ-નિપાત, મહારાસ કે રેડિયોઍક્ટિવિટીની જેમ જ. વળી, પ્રજ્ઞા-દર્શન ઋષિનું સ્રષ્ટા-રૂપ પ્રસ્તુત કરે છે જે વાસ્તવમાં સાધારણ અનુ-

* ભારતીય જ્ઞાનપીઠના ૨૮મા પુરસ્કાર સ્વીકાર પ્રસંગે આપેલું વક્તવ્ય, તા. ૧૬ એપ્રિલ, '૯૩.

ભવથી તો પર છે, પરંતુ આને જ સર્વસુલભ કરવાનું કાર્ય કવિ કરે છે, એટલે જ કવિને સ્રષ્ટા કહેવામા આવ્યો છે તત્ત્વોની વર્ણમાળા છે જ દૂર્વાથી માંડીને દૂર સુદૂર જ્યોતિષ પિંડોના અનાવિલનું સર્જન કરતી રહે છે. આ પરાત્પરને ભાવ જગતમા કાવ્ય જ ઉતારે છે. પરાવિદ્યાવલી આ વર્ણમાળાની દ્રષ્ટા ઋષિ છે પણ એને જ અભિવ્યક્તિનું વ્યાકરણબદ્ધ વર્ણમાળાનું ભાષારૂપ તો કવિ જ સર્જે છે. પ્રકાશ ગતિની સાથે બ્રહ્માંડની શક્તિનુ મહાઅવતરણ નિર્બાધપણે થઈ રહ્યુ છે અને સૃષ્ટિની પદાર્થસત્તા ચેતનવંતી બનીને ઊર્ધ્વમા આરોહણ કરતી રહી છે. આરોહ અવરોહની આ લીલાનું દર્શન કરનાર તથા સર્જક જ phenomena હોય છે આવા ચૈત્ય વ્યક્તિત્વમા દેશ ઇતિહાસ બનીને પ્રસ્તુત થાય છે, તેમ જ કાળ (સમય) તાંડવ તથા લાસ્યની શાશ્વતતારૂપે નિત્ય ઉપસ્થિત થાય છે આ એ જ મનીષા હોય છે જેમા સૂર્ય પોતાના સૂર્યત્વને અવતરિત કરે છે. સૂર્યથી સૂર્યત્વ અને સૂર્યત્વથી પુનઃ સૂર્ય હોવાનો છન્દ જ સૃષ્ટિ છે. શક્તિની નિષ્પત્તિ જ શવને શિવ બનાવે છે, ને પદાર્થને ચૈતન્ય પ્રદાન કરે છે. સર્જક પાસે સમાજ અને યુગની આવી જ અપેક્ષા છે કે તે આ ઋત યા મહત્‌ને જીવનની કેટલી પાસે લાવે છે કે જેથા તે સહજ અને શ્રદ્ધેય લાગે રામાયણ-મહાભારત પછી ભક્તિ કાવ્યે તો આ સમગ્ર દૈવ્યપણાને ઘરઆંગણાની ક્રીડા અને રાસ જ બનાવી દીધેલો. દેવત્વ આટલી સહજ, સાધારણ બનીને હાજર થઈ શકે છે એની તો કલ્પના જ ન હતી, પણ કબીરથી લઈને તુલસીદાસ સુધીના ભક્તિ કવિઓએ આ ઉપકાર સમાજ ઉપર કર્યો. રામના વનગમનના માધ્યમ દ્વારા આદિ કાવ્યે સાધારણને મહત્‌ સ્થાન આપ્યું. ભક્તિ કાવ્યમા તુલસી સૂર-નાસે એ જ રોમાંચમા રામ અને કૃષ્ણ દ્વારા એથી વિશેષ માત્રામા માનવત્વ પ્રદાન કર્યું. અયોધ્યા-વૃન્દાવન સમગ્ર પરાત્પરના તીર્થ બન્યા. વસ્તુત આખીયે ધરતી તીર્થરૂપા બને એ જ શ્રેયઆકાંક્ષા સૃષ્ટિના ગતિચક્રની આધાર-અપેક્ષા ખરી. આ પ્રક્રિયા રાત-દિવસ સક્રિય છે તેમ જ આપણને ખબર પડવી જોઈએ કે પ્રકૃતિમા અપ્રત્યાશિત માત્રામા આવૃત્તિ છે પરંતુ પુનરાવૃત્તિ નથી – ન વ્યક્તિઓની ન સ્થિતિઓની. જ્યારે એને જે પ્રકારના phenomenaની જરૂરિયાત હોય છે તે તેવા જ રૂપો સ્થાપિત કરી લેતી હોય છે. પ્રત્યેક વેળાએ એવા તત્ત્વો અને કારણોથી દેશકાળાનુસાર અનુરૂપ નવીન સ્વરૂપો દૃષ્ટિગોચર થતા જોવા મળે છે. પ્રત્યેક સર્જકને તેના પોતાના જ અક્ષાંશ અને રેખાંશ પર ઊભા રહેવાનુ હોય છે આ જ એનું પ્રયોજન હોય છે. સમયબદ્ધ સર્જકની સ્થિતિ કાલમુક્ત કાવ્યની શાશ્વતતા આ જ પ્રકારે સર્જાય છે.

સૃષ્ટિ અને પ્રકૃતિની વચ્ચે મનુષ્ય જ એ ચિદ્-બિન્દુ છે જેણે એના ચૈત્ય વ્યક્તિત્વનો પરિચય કરાવવો જ મૂળ ઉદ્દેશ છે, કેમ કે, તે ક્રિયા-વ્યક્તિત્વ જ દેશ અને કાળ(સમય)મા સમાનરૂપે સક્રિય છે. પ્રત્યેક સર્જનના પ્રત્યેક પ્રકારની એ જવાબદારી છે કે મનુષ્યમા રહેલી આ બોધિરૂપની સ્થાપના કરે. ધર્મ, દર્શન, રાજનીતિ કે જ્ઞાન વિજ્ઞાન પાસે આવુ કોઈ સંબોધન નથી. એમની પાસે યા તો આદેશ હશે યા નિષેધ એમની પાસે રચનાત્મકતાનો એ માર્દવ સ્પર્શ નથી જે એને અનામ માટીમાથી ઊંચકીને પાર્થિવ બનાવીને સ્થાપિત કરે આરંભથી આજપર્યંત મનુષ્યનું અસંતુલિતપણું થઈ જવુ તે કેવળ સમાજ જ નહિ પણ સૃષ્ટિ અને સમષ્ટિ માટે પણ નિર્ણાયક ભયાવહતા હોવા છતા પણ આ પરત્વે આજ સુધી કાવ્ય જ જાગ્રત છે અનેક ચરિત્રો, પાત્રો તથા આખ્યાન-ઉપાખ્યાનો દ્વારા જ આ માનવીય કેન્દ્રીયતાને આગળ ધપાવવા વ્યાખ્યાયિત કવિતા દ્વારા જ શક્ય બન્યું છે. વાસ્તવમાં માનવે નિર્ભય જ બની જવુ જોઈએ કે જેથી એને એની ચિદ્રૂપની પ્રતીતિ થાય ધર્મ અને રાજનીતિ એને નિર્ભય નહિ પણ આશ્રિત બનાવે છે. જ્યારે કાવ્ય જ

એવી સર્જનાત્મક સત્તા છે જે એને ન કેવળ શાસ્ત્રો અને શસ્ત્રોથી મુક્ત કરે છે, પણ તેને નિર્ભય બનાવવા માટે એને ધર્મ તથા રાજનીતિના પ્રકોપ-માંથી છોડાવવાનું કાર્ય પણ કરે છે. આજનો માણસ અત્યંત ભયભીત હોવાને કારણે તે એટલો બધો હિંસક અને આક્રાન્ત બનવા પામ્યો છે કે તે સર્વસ્વ પાદાક્રાન્ત કરવા તત્પર થઈ જાય છે. ભયનાં વલયોમાં વ્યષ્ટિ અને સૃષ્ટિ જ નહિ પણ સમષ્ટિના અસ્તિત્વનો પ્રશ્ન પણ ઉત્તરોત્તર ઘેરો થતો જાય છે. આજના સર્જક પાસે આ મદાંધ સ્થિતિ પૂર્વેના સમયની તુલનામાં સંકલ્પ તથા પ્રતિશ્રુતિથી પણ વિશેષ સંકલ્પ ને પ્રતિશ્રુતિ માગે છે. આથી આ ત્યારે જ સંભવ બને જ્યારે સ્વયં કવિ યા સર્જક નિર્ભય હોય. આમ, કવિ અને તેના કાવ્યને તેની મધ્યવર્તી સ્થિતિને જાણવી જ રહેશે – કે એની વાણી જ ચૈત્ય-વાણી છે, એનો સ્વર આશ્વ-સ્તિનો સ્વર છે, અર્થાત્ સૃષ્ટિના આ છન્દ–મહો-ત્સવમાં કાવ્યને જ દક્ષિણાવર્તનો શંખ થવું પડશે.

અંતે, પોતાની અનુપસ્થિત વ્યક્તિની સહેજ ચર્ચા અહીં અપ્રાસંગિક નહિ લાગે, કે, જો હું કહું કે મને આશ્ચર્ય તો છે જ કે તે અહીં સુધી ક્યાંથી આવી શકી? નર્મદાથી ગંગા સુધીનું વિસ્તૃત પટક્ષેત્ર જોતાં તેના જીવનવૃત્તમાં કોઈ એવી વિશિષ્ટતા નથી જોવા મળતી જેને મહત્ત્વ આપી શકાય. એક સાધારણ વ્યક્તિની જેમ જ રોજનું જીવન એને વ્યતીત કરવા મળ્યું છે. મહદંશે જીવનની બધી જ પ્રવૃત્તિઓ, વ્યાપારો, સર્જન-આનંદાદિ ધનરહિત હોવાને કારણે તે નભી પણ રહ્યાં. એક નિરવલંબન સ્થિતિ અને માનસિકતા એક પ્રકારનો છાંયો બનીને જીવનની આગળપાછળ જીવન-ભર બની રહી. વળી આવી સ્થિતિમાં વ્યક્તિ સાહસ નહિ પણ દુસ્સાહસ જ કરી બેસે છે. અને એના દ્વારા કરવામાં આવેલું દુસ્સાહસ હતું — સ્વતંત્ર લેખન. આ દુસ્સાહસની સજા અને પીડા પત્ની તથા બાળકોએ ભોગવી, જ્યારે સન્માનનું શ્રેય કેવળ આજે મને મળી રહ્યું છે. જે હોય તે, એને ભાગ્યશાળી જ કહેવાશે કેમ કે, એને આજ સુધી અંતરંગ આત્મીય મિત્રો મળતા રહ્યા. આ એનું પુણ્ય જ કહેવાશે કેમ કે એને આચાર્ય કેશવપ્રસાદ મિશ્ર જેવા વેદજ્ઞ મનીષી અને ગુરુ મળ્યા. આ અન્વયે પંડિત ગોપી-નાથ કવિરાજનું સાન્નિધ્ય તથા સાહિત્ય-વરદાન પ્રાપ્ત થયું. કાશીનું આ પુણ્ય અવદાન પશ્ચાત્ અલ્લાહાબાદ તો એના જીવન અને સર્જનનો પર્યાય જ છે. અહીં એને જીવન અને સાહિત્ય બધું જ સંપન્ન પ્રકારે પ્રાપ્ત થયું – પ્રિય અને અપ્રિય પણ. આથી તે કદાચ ક્યારેય એમ કહી શકે એમ નથી એનામાં ન જાણે કેટલી અને કેવી કેવી શક્યતાઓ હતી પણ પરિસ્થિતિઓના દબાણમાં તે અવશ જ હતો. વળી પરિવારના યોગ અને સહયોગની ભૂમિ-કાનું મહત્ત્વ તો એનાથી વધારે કોણ વિશેષ જાણી શકે? સાથે સાથે અહીંથી ત્યાં સુધી અસંખ્ય વાચકો મળ્યા જેમનો સ્નેહ અને આદર અલૌકિક કૃપાની જેમ મળતો રહ્યો. વસ્તુતઃ સાચું તો એ છે કે એણે ક્યારેય પોતાને કોઈ વિશેષ ઉલ્લેખનીય વ્યક્તિ નહોતી માની, કેમ કે, પોતાની સાધારણતા જેવી સાચુકલી અને વાસ્તવિક જાણકારી એની પોતાની પાસે હતી એમાં એણે કાવ્યારંભના સમયથી જ તે કહેતો આવ્યો છે કે –

जाने अनजाने योग दिया जिनने
वे सब वरेण्य हैं
मुझ अपात्र के निर्माता हैं,
मनुज देहमें वे सम्यक् हैं।

સર્વેને વંદન સહ



# અનંત શિવનૃત્ય*

સુસ્મિતા મ્હેડ

આ પહેલાના અંકમા પૌરસ્ત્ય પ્રાચીન વિચારધારાને વ્યક્ત કરતા કના અને સંસ્કૃતિ અંગેના આનંદ કુમારસ્વામીના નિબંધોમાથી કનાવિષયક વિચારધારાને આપણે આસ્વાદી. અહીં એ મસ્કૃતિ સાપ્રતકાળિય કેટલી કારગત નીવડી શકે તેની વિચારણા રજૂ થયેલી છે.

પૂર્વ કે પશ્ચિમની વિચારસરણીને બદલે માનવ જાતના શાન્તિ, સુખ અને કલ્યાણના પ્રયોજન માટે વૈશ્વિક બૌદ્ધિક અને ભાવનાત્મક ભાતૃભાવ વિકસે એ આજની સ્ફોટક પરિસ્થિતિ માટે અત્યંત આવશ્યક છે. સ્વ. વિક્રમ સારાભાઈએ આ અર્થમા જ કહ્યુ હતુ. "Those systems that do not provide full participation by all nations in all aspects of technology in which they are competent to partake in, are, in my humble opinion, not saleable, much less sustainable in the long run"

યુનો આજે ધાર્યું હતું તેવુ ફલદાયી નથી નીવડી શક્યુ. અહમહમિકામાથી પ્રજા અને રાષ્ટ્રો ઊંચે ઊઠી શકતા નથી જ્યારે વિશ્વની સીમાઓ સાકડી બની છે, ત્યારે માત્ર રાષ્ટ્રપ્રેમના સંદર્ભમા વિચારવું હિતાવહ નથી. જો એક સર્વમાન્ય પ્રયોજન, સહઅસ્તિત્વની ભાવના વિકસાવી શકીએ તો જ માનવજાતનું સંસ્કારી અસ્તિત્વ શક્ય બને તો જ સંઘર્ષો અને યુદ્ધોને નિવારી શકીએ.

પૂર્વ, પશ્ચિમ, ઉત્તર કે દક્ષિણ ક્યાય વસતો માનવી આખરે તો 'માણસ' જ હોય છે. ઉપનિષદની સ્વાસ્થ્યપ્રદ પહાડી હવા જેણે શ્વસી છે, જેણે ગૌતમ બુદ્ધની, શંકરાચાર્યની, રૂમીની, લાઓત્સેની કે જીસસની વાણી કર્ણે ધરી છે, તે શુ પ્લેટો, કેન્ટ, રેનર, બેહમન, રૂસ્બ્રોયેક, વ્હિટમૅન, નિત્શે કે બ્લેકના કથનને કદી નકારી શકશે?

ભારતીય અને પાશ્ચાત્ય વિચારધારા જો કલા, ધર્મ, તત્ત્વજ્ઞાન વગેરેમા સામ્ય ધરાવતી હોય તો શા માટે અર્વાચીન ભારતીય કે પશ્ચિમના ભાગનાવાદી સમાજ માત્ર ભૌતિકવાદ તરફની આંધળી દોટ છોડી પ્રાચીન પૌરસ્ત્ય વિચારધારા વિશે વિચારવા ન થભે? સાપ્રત જીવનરીતિ માનવજાતનું અંતિમ ધ્યેય હાસલ કેવી રીતે કરી શકે? ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ જીવનકેડી પર એકત્વ, સહકાર અને સહઅસ્તિત્વના પાયા પર રચાયેલી સમાજવ્યવસ્થા પૂર્વ-પશ્ચિમના સમન્વયથી એક વૈશ્વિક ભ્રાતૃભાવ ન કેળવી શકે? નિત્શેનો 'સુપરમૅન', ચીનનો 'સુપીરિયર મૅન', ભારતનો 'મહાપુરુષ', 'બોધિસત્ત્વ' અને 'જીવન્મુક્ત' એક જ રત્નના પહેલ નથી શું?

ભૌતિક સત્તા નહિ પણ દ્વન્દ્વોને કાબૂમા રાખવાની શક્તિ જ માનવજાતને ઉપકારક નીવડે સારુ કે ખોટું આમ તો સાપેક્ષ છે. પરંતુ જીસસે પોતાની આખના પડળને દૂર કરવાનું કહ્યુ; તેને મનુ અને માર્કંડેયપુરાણે સમર્થન આપ્યું છે. તો આજે આપણે જે વળાંકે ઊભા છીએ ત્યાંથી કંઈક પાછુ જોવાની જરૂર છે. નિરવધિ સમયચક્રની સરખામણીમા માનવજાત વિશે વાત કરવાની હોય તો કોઈ પણ પ્રજાની સાસ્કૃતિક વય નાની કે મોટી નથી. ભારત તેના પ્રાચીન સુવર્ણકાળ માટે જેટલું અમીર છે તેટલુ જ તેના ગ્લાનિકર સાપ્રત માટે રંક છે પ્રશાન્ત સમુદ્રની આસપાસની શિષ્ટ સંસ્કૃતિનો વિચાર કરતા લાગે છે કે એવી કોઈ

* શ્રી આનંદ કે કુમારસ્વામીના 'The Dance of Shiva' પુસ્તકના કેટલાક અંશોનો સંક્ષિપ્ત અનુવાદ ગયા અંકથી આગળ

પ્રજા નહિ હોય જેનાં મૂળ ભારતભૂમિમાં નહિ હોય. વિશ્વના અર્વાચીન પ્રશ્નો એવા કોઈ નથી કે એનાં જય, પરાજય કે અનુભવ ભારતને ન હોય. છતાં અર્વાચીન ભારતની વિશ્વને કશી દેન છે એમ ઉન્નત મસ્તકે કહી શકાય એમ નથી.

યુરોપીય સંસ્કૃતિને કારણે બીજું વિશ્વયુદ્ધ એ માત્ર અકસ્માત ન હતો. એનાં એંધાણ ઓગણીસમી સદીના અંતમાં સુસ્પષ્ટ હતાં. વાઇકાઉન્ટ ટોરિયોએ તો છેક ૧૮૯૦માં લખ્યું હતું : "પાશ્ચાત્ય સંસ્કૃતિનો અંત છેવટે તો અસંતોષમાં જ પરિણમશે." જેની ઇમારત વિરોધો અને સંઘર્ષની રાખ ઉપર રચાઈ હોય એ દેશની કે ખંડની પ્રજા માટે શાંતિ કે સમાનતા ઝાંઝવાનાં જળ જ હોય. યુદ્ધો ખેલાય ત્યારે પરાજિત પ્રજાને સામા પક્ષની જીત કારમી જ લાગે.

ભારતે પોતાની સદીઓ પુરાણી સંસ્કૃતિ ગુમાવી દીધી છે. એની ઉપરના યુરોપીય સાંસ્કૃતિક આક્રમણે મિશનરીઓ અને નવી શિક્ષણપદ્ધતિએ જે ભૂરકી નાખી તેમાં એનું સત્ત્વ એણે ગુમાવી દીધું. છતાં ઓગણીસમી સદીના ઉત્તરકાળમાં કેટલીક બૌદ્ધિક વ્યક્તિઓ અને સંસ્થાઓએ સાંસ્કૃતિક જાગૃતિનો પ્રચંડ જુવાળ આણ્યો. આથી પાશ્ચાત્ય સંસ્કૃતિના આક્રમણને ખાળી પડકાર તો ઝીલ્યો જ. સાથે સાથે આપણે આગળ જોયું તેમ પાછળ દૃષ્ટિ કરી, પ્રાચીન પૂર્વ, અર્વાચીન પૂર્વ અને અર્વાચીન પાશ્ચાત્ય પરિબળોના સમન્વયનો વિચાર કર્યો. પુરાતત્ત્વ, પ્રાચીન સ્થાપત્ય, શિલ્પ, શાસ્ત્રીય કલાઓ, મ્યુઝિયમો વગેરે શિક્ષિત પ્રજાને ચિત્તાકર્ષક લાગ્યાં.

આરંભમાં આ બધું હાંસલ કરવા આપણને સ્વરાજ ઉત્તમ સાધન લાગ્યું. પરંતુ માત્ર રાજકીય સ્વાતંત્ર્યની શી ગતિવિધિ થાય છે તે આપણે અનુભવીએ છીએ. ટાગોરે દેશપ્રેમને સંકુચિત માન્યો હતો તે કેવળ હવાઈ વાત ન હતી. વિશ્વભારતીમાં તેમણે પ્રાચીન ઋષિ આશ્રમોનું નૈસર્ગિક વાતાવરણ કલાસાધના, માનવ ધર્મનું ગૌરવ, પ્રકૃતિપ્રેમ તથા પૂર્વપશ્ચિમના ઉત્તમ અંશોના સમન્વયને સ્થાન આપ્યું. અહીં ઘડાયેલા માનવી બેશક સુસંસ્કૃત બની શકે. ગાંધીજીએ આવા જ આશયથી કહ્યું હતું : "મારા ઘરનાં બારીબારણાં હું ખુલ્લાં રાખું. ચારે દિશાના સ્વાસ્થ્યપ્રદ વાયુ મને સ્પર્શી શકે. પરંતુ એ પવનના ઝપાટે હું મૂળમાંથી ઊખડી જાઉં તે મને ન પાલવે."

સાંપ્રત સમય પર નજર નાખતાં પેલા પવનના ઝોકારે આપણાં મૂળ ઊખડું ઊખડું કરી રહ્યાં લાગે છે. સામ્રાજ્યવાદ હઠાવી સામ્યવાદ લાવ્યા તો એ પણ ઓછો ઘાતક ન નીવડ્યા. વિશ્વમાં ચારે કોર હતાશા, સંઘર્ષ, હિંસા, ગુંડાગીરી, જીવનમૂલ્યોનો હ્રાસ, ભૌતિક સુખો અને સત્તા પ્રત્યેની આંધળી દોટ આપણા મનને ગ્લાનિથી ભરી દે છે. પ્રાચીન ભારતની જે રાજ્યવ્યવસ્થા હતી તે માનવજાતે વિચારેલી અન્ય કરતાં ઉત્તમ હતી. લોકશાહીમાં એકાદ પક્ષની સત્તાલાલસા કે મોટા પક્ષની તાનાશાહી રાજાશાહી કરતાં ઊતરતી નથી હોતી. જ્યાં સુધી રાજકર્તા વ્યક્તિ કે સંસ્થાના દિલમાં માનવતા અને માનવજાતના વિકાસ તથા કલ્યાણનો ખ્યાલ ન હોય ત્યાં સુધી પૂર્વ કે પશ્ચિમની એકે રાજ્યવ્યવસ્થા ઉત્તમ નીવડી શકે નહિ. ગાંધીજીએ આ સંદર્ભમાં જ ટ્રસ્ટીશિપની ભાવનાની હિમાયત કરી હતી. સો વર્ષમાં કોંગ્રેસે જે કંઈ હાંસલ કર્યું, તેના કરતાં એક મહાન તત્ત્વજ્ઞ, ઊંચેરો કલાકાર કે નિષ્ણાત વૈજ્ઞાનિક દેશને વધારે સિદ્ધિ મેળવી આપી શકે. ભારત સામે આજે જે પડકાર છે, તેને માટે ઉચિત ઉત્તર મેળવવો જરૂરી છે, માણસને માણસ બનાવે તેવું શિક્ષણ અને ધર્મ(કર્તવ્ય)નો ખ્યાલ પાયામાં ન હોય ત્યાં સુધી રાજકર્તા કે પ્રજાનો ઉગારો નથી.

આ પુસ્તકના પ્રાસ્તાવિકમાં રોમાં રોલાંએ કહ્યું છે તેમ પ્રાચીન પૂર્વની વિચારણામાં રહેલાં સનાતનતા, વૈશ્વિકતા અને ઉચ્ચતા સાથે પશ્ચિમે ભૌતિકતાની ઘેલછામાં છેડો ફાડી નાખ્યો છે; તેને બદલે એશિયાએ સદીઓ પૂર્વે આચરેલી જીવનપ્રણાલી તરફ તેણે નજર નાખવી જોઈશે. પશ્ચિમે

પૂર્વના ભાવનાત્મક ખજાનાના ખંડેરમા હજીય પડેલા કેટલાક અણમોલ રત્નો સચવાયેલા પડ્યા છે તેની ઝાખી કરવાનીય તસ્દી લીધી? અલબત્ત, ગણીગાંઠી વ્યક્તિઓએ પૂર્વ-પશ્ચિમ સંસ્કૃતિ વચ્ચે ઊભી થયેલી દીવાલને બાકોરુ પાડવા યત્ન કર્યો આપણે એને મોટું બનાવી માનવજાત માટે આશા કિરણ પ્રગટાવી ન શકીએ?

આનંદ કુમારસ્વામીનું પ્રયોજન આત્માના ઊંડાણુ અને ભવ્યતાનો તાગ મેળવી વિશ્વ સામે એને ઉજાગર કરવાનું છે. આ મૂળ વિચારબીજ વિવિધ નિબંધોને એકસૂત્રે બાધી પુસ્તકમા એકતા અને સુગ્રથિતતા લાવે છે પ્રાચીન પૂર્વની વિચાર ધારામા રહેલા જીવનવ્યવસ્થાના બધા જ પાસાઓ, એમા અપાયેલુ રોજિંદા જીવનમા પ્રેમ અને હકારાત્મક વલણને મહત્ત્વ પ્રત્યેક જમાનાને અનુરૂપ રીતે અપનાવાય તો અનુકરણીય બની રહે એમ ઉચિત રીતે દર્શાવાયુ છે

કોઈ વિશાળ વનશ્રીમા લહેરાતી ડાળી સમા અનેક હસ્તો બહુબાહુધારી નટરાજના નર્તનની કલ્પના માનવજીવનને મંગલમય બનાવે છે એવી પ્રતીતિ થાય છે જાણે યથાસ્થાને ગોઠવાયેલા સહુ પાત્રો આ દિવ્ય કોન્સર્ટમા પોતપોતાનો નિશ્ચિત ભાગ ભજવે છે. ફિલસૂફીના તાત્ત્વિક ભેદોમાથી તાણાવાણાનું એક ભવ્ય ભાતીગળ પોત નીપજે છે. તેમાથી એક લય પ્રગટે છે. 'સહજ'નો સિદ્ધાત જીવનના રસાનંદને આવકારે છે આ રસાનુભૂતિ.

"I shall find the Infinit Joy / In every splendour of smell and vision and sound, / Even while a thousand fetter still bind me to the wheel / I shall taste thy infinite liberty." (Tagore)

જીવનના સાપ્રત વળાંકે ઊભા રહી નજર નાખતા આ પ્રાચીન વિચારધારાનો વિચાર કરીએ તો આઇન્સ્ટાઇને મૂકેલી વાત કે બીજી આધુનિક વૈજ્ઞાનિક સિદ્ધિઓ જુદી નથી લાગતી. બ્રહ્માડના અનાગ ગ્રહો, ઉપગ્રહો, આકાશગગા, તારકાવલી, અનેક સૂર્યના તેજસ્વી રશ્મિઓ, પ્રકૃતિની રૂદ્ર-રમ્ય લીલા, સસારનું વિસ્મયકારી ઘટનાચક્ર વગેરે જાણે અનત આત્મા દ્વારા આપણા જ હૃદયમા તથા સમગ્ર બ્રહ્માડમા શિવનુ અવિરત નર્તન ચાલ્યા જ કરે છે એવુ લાગે છે.

પ્રસ્તુત પુસ્તકમા લેખકનું પ્રયોજન એવુ તો નથી જ કે પશ્ચિમે આ વિચારધારા અપનાવી લેવી તે તો સાપ્રત વિશ્વને ફક્ત આ લયબદ્ધ જીવન સરણીનો રસાસ્વાદ લેવા નિમંત્રે છે. તેમા રહેલા ઉદાત્ત અંશો સાપ્રત ભૌતિકવાદે સર્જેલા સંઘર્ષ, હિંસા, યુદ્ધ, સત્તાની દોટ જેવા ભ્રામક પરિબળોને સ્થાને નિર્વ્યાજ આનંદ આપી જીવનને સહ્ય અને મધુર બનાવવામા ઉપકારક નીવડે તેમ છે એવો ઇશારો છે

ભાવિ પેઢીમા વિરલ વ્યક્તિઓ દેશની સીમાને સીમિત ગણી સમગ્ર વિશ્વની ભદ્રતા અને કલ્યાણને શક્ય બનાવી શકે, જો તેવા મહામાનવોમા પશ્ચિમનું જોમ, સાહસ અને કાર્યશીલતા સાથે પ્રાચીન ભારતીય વિચારધારાનુ અનુસંધાન હોય આમ બને તો માનવજાતને બચવા માટે આશાકિરણ પ્રગટે

પ્રાચીન વિચારસરણીને સાપ્રત જીવનને અનુરૂપ આવકાર આપીને કોઈ પણ દેશ કે જાતિને અતિ ક્રમવાનો ખ્યાલ ત્યજીને, માનવઐક્ય અને વિકાસ માટે કટિબદ્ધ બની પરસ્પર હાથ મિલાવી પૂર્વની સમજણ અને પશ્ચિમની ક્રિયાશીલતાનો સમન્વય કરવા તત્પર બનીએ તો માનવજીવન નંદનવન બને

આ નંદનવનની શક્યતા માટે સમગ્ર વિશ્વના માનવોને યજુર્વેદકથિત શાંતિમંત્રનુ સ્મરણ કરાવીએ

द्यौ शान्ति अन्तरिक्ष शान्ति पृथिवी शान्ति
आप शान्ति ओषधय शान्ति वनस्पतय शान्ति
विश्वेदेवा शान्ति ब्रह्म शान्ति सर्वं शान्ति
शान्ति एव शान्तिः सा मा शान्ति एधि ॥
(ય. વે. ૩૬ – ૧૭ વૈ સા ઈ ૧૯૭)[1]

૧. પ્રસ્તુત નિબંધોના અનુવાદકે ઘણો સંક્ષેપ કર્યો છે તેમ જ એમા આવતા મંત્રો સ્વ વિક્રમ સારાભાઈના કે ગાંધીજીના વિચારો વગેરે મૂળમા ન હોવા છતા નિબંધના મધ્યવર્તી વિચારને અનુરૂપ હોઈ ટાંકેલા છે

— સુ. ચહેડ

# આચાર્ય અજાપુત્ર

લાભશંકર ઠાકર

[એક નવલકથા આરંભી છે. હજુ બે પ્રકરણ લખ્યાં છે. આ પહેલું પ્રકરણ છે. વારાંગના-ગૃહમાં ઊછરેલા આચાર્ય દઢબલ તે નવલકથાના પૂર્વાર્ધનું મુખ્ય પાત્ર છે. પછી ઉત્તરાર્ધનું અને સમગ્ર કથાનું મુખ્ય પાત્ર બની રહેશે અજાક્ષીર જેના જીવનનો આધાર છે તે 'આચાર્ય અજાપુત્ર'. સંભવ છે આ કથાનું નામ 'આચાર્ય અજાપુત્ર' રાખું. મનમાં હજુ તો કથાના છિન્ન અંશો છે. ક્યારેક કથાના અંતને તાકી રહું છું. બે દુર્ભિક્ષ (દુષ્કાળ) પછી જળ વિના ટટળતી અજાઓ, ભૂખી, શુષ્ક ડુંગરા પર મૃત થઈને પડી છે. અજાપુત્રના શરીરમાં થયેલા ક્ષતોમાંથી રક્તસ્રાવ થયા કરે છે. તે પણ મૃત થઈને પડે છે. તાકી રહું છું એ મૃત દેહોને, હજુ લખ્યા વગર, એક કથાકાર, કલ્પદષ્ટિથી. વાદળના ઓછાયા પડે છે તે મૃત દેહો પર. ગડડડ ઘુમ્મ અવાજો થાય છે. વીજળીના ચમકારા થાય છે. ટપક ટપક ફોરાં પડે છે. મૃત અજાઓનાં શૃંગ પર, પુચ્છ પર, આંખો પર, અજાપુત્રના નિશ્ચેત દેહનાં અનેક સ્થાનો પર. ખભામાં લટકાવેલા, જમીન પર પડેલા હસ્તપ્રતોને બાંધેલા વસ્ત્રના પોટલા પર, સૂકાં થડો પર, અતિ શુષ્ક ભૂમિ પર, ભૂમિ પર પડેલા પંખીઓના મૃત દેહો પર...

તાકી રહું છું ટપકતાં જળબિંદુઓને. પવનમાં મૃત અજાના પુચ્છ પરના વાળ ફરફરે છે. તેની પર ટપક ટપક જળ પડે છે: કલોઝ અપમાં—

કેમેરા, વિધાઉટ કટ તાકયા કરે છે નજીકથી, કંઈક દૂરથી, કંઈક વધારે દૂરથી, દૂર જતો, ગોળાકાર ફરતો, સ્લોલી. વિધાઉટ જર્ક...

જમીનમાં જળ શોષાય છે. ક્રમશઃ જળપ્રપાત વધે છે. પાણીના ક્ષીણ પ્રવાહો ઊંચા ઢાળથી સર્પાકારગતિએ નીચે આવી રહ્યા છે. તે પ્રવાહો વધતા જાય છે. પત્રો ઢસડાય છે, પંખીઓ ઢસડાય છે, મૃત અજાઓ અને મૃત અજાપુત્ર ઊંચકાય છે જળના પ્રવાહમાં, પાણીમાં તરબોળ પોટલું ઊંચકાય છે. કેમેરા નિષ્પલક તાકી રહે છે ગતિમાન, વિધાઉટ કટ... જળપ્રવાહમાં બધું ઢસડાતું જાય છે. ઊંચા ડુંગરાઓ પરથી જળપ્રવાહો નીચે ઊતરી રહ્યા છે. બધું પ્રવાહમાં તણાતું નીચે સરકતું જાય છે. નીચે નદ-નદીના પ્રવાહમાં બધું વહી રહ્યું છે. કેમેરા વિધાઉટ કટ તાકી રહ્યો છે લાઠાની આંખમાંથી. તણાતા, ઊછળતા, ડૂબતા, ઊંચકાતા અજાઓના, અજાપુત્રના મૃત દેહોને તાકી રહું છું. પોટલું અજાપુત્રના ખભામાં ચોંટેલું છે. અલગ પડયું નથી. તેય દેખાય છે. ધસમસતી મહાનદીમાં બધું ગતિમાન છે.

નદી સમુદ્રમાં એકાકાર થતી જાય છે. સમુદ્રનાં ઉત્તુંગ ઊછળતાં પ્રચંડ મોજાંમાં મૃત દેહો ઊછળે છે, અલગ પોટલું પણ ઊછળે છે. ઊછળ્યા પછીની ક્ષણો: સ્લો, મંથર. ઊછળેલા દેહો, પોટલું, જળરાશિ સાવ મંથર ગતિમાં નીચે આવે છે તેને રસપૂર્વક તાકી રહું છું. બધું જ સમુદ્રમાં મંથર ગતિએ ઊતરે છે. પછી પ્રચંડ ગતિમાન ઉછાળામાં, જળરાશિના, કંઈ જ દેખાતું નથી. માત્ર સમુદ્ર. લોંગ શૉટમાં માત્ર સમુદ્ર. કોઈ અવાજ નથી. સમુદ્ર નીરવ છે.

પૂર્વના ભાવનાત્મક ખજાનાનાં ખંડેરમાં હજીય પડેલાં કેટલાક અણમોલ રત્નો સચવાયેલાં પડ્યાં છે તેની ઝાંખી કરવાનીય તસ્દી લીધી? અલબત્ત, ગણીગાંઠી વ્યક્તિઓએ પૂર્વ-પશ્ચિમ સંસ્કૃતિ વચ્ચે ઊભી થયેલી દીવાલને બાકોરું પાડવા યત્ન કર્યો. આપણે એને મોટું બનાવી માનવજાત માટે આશા-કિરણ પ્રગટાવી ન શકીએ?

આનંદ કુમારસ્વામીનું પ્રયોજન આત્માના ઊંડાણ અને ભવ્યતાનો તાગ મેળવી વિશ્વ સામે એને ઉજાગર કરવાનું છે. આ મૂળ વિચારબીજ વિવિધ નિબંધોને એકસૂત્રે બાંધી પુસ્તકમાં એકતા અને સુગ્રથિતતા લાવે છે. પ્રાચીન પૂર્વની વિચાર-ધારામાં રહેલા જીવનવ્યવસ્થાના બધા જ પાસાઓ, એમાં અપાયેલું રોજિંદા જીવનમાં પ્રેમ અને હકારાત્મક વલણને મહત્ત્વ પ્રત્યેક જમાનાને અનુરૂપ રીતે અપનાવાય તો અનુકરણીય બની રહે એમ ઉચિત રીતે દર્શાવાયું છે.

કોઈ વિશાળ વનશ્રીમાં લહેરાતી ડાળી સમા અનેક હસ્તો બહુબાહુધારી નટરાજના નર્તનની કલ્પના માનવજીવનને મંગલમય બનાવે છે એવી પ્રતીતિ થાય છે. જાણે યથાસ્થાને ગોઠવાયેલાં સહુ પાત્રો આ દિવ્ય કોન્સર્ટમાં પોતપોતાનો નિશ્ચિત ભાગ ભજવે છે. ફિલસૂફીના તાત્ત્વિક ભેદોમાંથી તાણાવાણાનું એક ભવ્ય ભાતીગળ પોત નીપજે છે. તેમાંથી એક લય પ્રગટે છે. 'સહજ'નો સિદ્ધાંત જીવનના રસાનંદને આવકારે છે આ રસાનુભૂતિ:

"I shall find the Infinit Joy / In every splendour of smell and vision and sound, / Even while a thousand fetter still bind me to the wheel / I shall taste thy infinite liberty." (Tagore)

જીવનના સાંપ્રત વળાંકે ઊભા રહી નજર નાખતા આ પ્રાચીન વિચારધારાનો વિચાર કરીએ તો આઇન્સ્ટાઇને મૂકેલી વાત કે બીજી આધુનિક વૈજ્ઞાનિક સિદ્ધિઓ જુદી નથી લાગતી. બ્રહ્માંડના અનાગ ગ્રહો, ઉપગ્રહો, આકાશગંગા, તારકાવલી, અનેક સૂર્યનાં તેજસ્વી રશ્મિઓ, પ્રકૃતિની રુદ્ર લીલા, સંસારનું વિસ્મયકારી ઘટનાચક્ર વગેરે જાણે અનંત આત્મા દ્વારા આપણા જ હૃદયમાં તથા સમગ્ર બ્રહ્માંડમાં શિવનું અવિરત નર્તન ચાલ્યા જ કરે છે એવું લાગે છે.

પ્રસ્તુત પુસ્તકમાં લેખકનું પ્રયોજન એવું તો નથી જ કે પશ્ચિમે આ વિચારધારા અપનાવી લેવી તે તો સાંપ્રત વિશ્વને ફક્ત આ લયબદ્ધ જીવન-સરણીનો રસાસ્વાદ લેવા નિમંત્રે છે. તેમાં રહેલા ઉદાત્ત અંશો સાંપ્રત ભૌતિકવાદે સર્જેલા સંઘર્ષ, હિંસા, યુદ્ધ, મત્તાની દોટ જેવાં ભ્રામક પરિબળોને સ્થાને નિર્વ્યાજ આનંદ આપી જીવનને સહ્ય અને મધુર બનાવવામાં ઉપકારક નીવડે તેમ છે એવો ઇશારો છે.

*આદિ પેઢીમાં વિરલ વ્યક્તિઓ દેશની સીમાને* સીમિત ગણી સમગ્ર વિશ્વની ભદ્રતા અને કલ્યાણને શક્ય બનાવી શકે, જો તેવા મહામાનવોમાં પશ્ચિમનું જોમ, સાહસ અને કાર્યશીલતા સાથે પ્રાચીન ભારતીય વિચારધારાનું અનુસંધાન હોય આમ બને તો માનવજાતને બચવા માટે આશાકિરણ પ્રગટે.

પ્રાચીન વિચારસરણીને સાંપ્રત જીવનને અનુરૂપ આવકાર આપીને કોઈ પણ દેશ કે જાતિને અતિ-ક્રમવાનો ખ્યાલ ત્યજીને, માનવઐક્ય અને વિકાસ માટે કટિબદ્ધ બની પરસ્પર હાથ મિલાવી પૂર્વની સમજણ અને પશ્ચિમની ક્રિયાશીલતાનો સમન્વય કરવા તત્પર બનીએ તો માનવજીવન નંદનવન બને.

આ નંદનવનની શક્યતા માટે સમગ્ર વિશ્વના માનવોને યજુર્વેદકથિત શાંતિમંત્રનું સ્મરણ કરાવીએ.

द्यौ शान्ति : अंतरिक्षः शान्ति· पृथिवी शान्ति·
आपः शान्तिः ओषधय· शान्ति वनस्पतयः शान्तिः
विश्वेदेवा· शान्तिः ब्रह्म शान्तिः सर्व शान्ति
शान्ति एव शान्तिः सा मा शान्तिः एधि ॥

(ય. વે. ૩૬ – ૧૭ વૈ. સા. ઈ. ૧૯૭)[1]

---

૧. પ્રસ્તુત નિબંધોના અનુવાદકે ઘણો સંક્ષેપ કર્યો છે. તેમ જ એમાં આવતા મંત્રો, સ્વ. વિક્રમ સારાભાઈના કે ગાંધીજીના વિચારો વગેરે મૂળમાં ન હોવા છતાં નિબંધના મધ્યવર્તી વિચારને અનુરૂપ હોઈ ટાંકેલા છે.

— સુ. જહેડ

# આચાર્ય અજાપુત્ર

લાભશંકર ઠાકર

[એક નવલકથા આરંભી છે. હજુ બે પ્રકરણ લખ્યાં છે. આ પહેલું પ્રકરણ છે. વારાંગના-ગૃહમાં ઊછરેલા આચાર્ય દઢબલ તે નવલકથાના પૂર્વાર્ધનું મુખ્ય પાત્ર છે. પછી ઉત્તરાર્ધનું અને સમગ્ર કથાનું મુખ્ય પાત્ર બની રહેશે અજાક્ષીર જેના જીવનનો આધાર છે તે 'આચાર્ય અજાપુત્ર'. સંભવ છે આ કથાનું નામ 'આચાર્ય અજાપુત્ર' રાખું. મનમાં હજુ તો કથાના છિન્ન અંશો છે. ક્યારેક કથાના અંતને તાકી રહું છું. બે દુર્ભિક્ષ (દુષ્કાળ) પછી જળ વિના ટટળતી અજાઓ, ભૂખી, શુષ્ક ડુંગરા પર મૃત થઈને પડી છે. અજાપુત્રના શરીરમાં થયેલા ક્ષતોમાંથી રક્તસ્રાવ થયા કરે છે. તે પણ મૃત થઈને પડે છે. તાકી રહું છું એ મૃત દેહોને, હજુ લખ્યા વગર, એક કથાકાર, કલ્પદષ્ટિથી. વાદળના ઓછાયા પડે છે તે મૃત દેહો પર. ગડડડ ધુમ્મ અવાજો થાય છે. વીજળીના ચમકારા થાય છે. ટપક ટપક ફોરાં પડે છે. મૃત અજાઓનાં શૃંગ પર, પુચ્છ પર, આંખો પર, અજાપુત્રના નિશ્ચેત દેહનાં અનેક સ્થાનો પર. ખભામાં લટકાવેલા, જમીન પર પડેલા હસ્તપ્રતોને બાંધેલા વસ્ત્રના પોટલા પર, સૂકાં થડો પર, અતિ શુષ્ક ભૂમિ પર, ભૂમિ પર પડેલા પંખીઓના મૃત દેહો પર...

તાકી રહું છું ટપકતાં જળબિંદુઓને. પવનમાં મૃત અજાના પુચ્છ પરના વાળ ફરફરે છે. તેની પર ટપક ટપક જળ પડે છેઃ ક્લોઝ અપમાં—

કેમેરા, વિધાઉટ કટ તાક્યા કરે છે નજીકથી, કંઈક દૂરથી, કંઈક વધારે દૂરથી, દૂર જતો, ગોળાકાર ફરતો, સ્લોલી. વિધાઉટ જર્ક...

જમીનમાં જળ શોષાય છે. ક્રમશઃ જળપ્રપાત વધે છે. પાણીના ક્ષીણ પ્રવાહો ઊંચા ઢાળથી સર્પાકારગતિએ નીચે આવી રહ્યા છે. તે પ્રવાહો વધતા જાય છે. પત્રો ઢસડાય છે, પંખીઓ ઢસડાય છે, મૃત અજાઓ અને મૃત અજાપુત્ર ઊંચકાય છે જળના પ્રવાહમાં, પાણીમાં તરબોળ પોટલું ઊંચકાય છે. કેમેરા નિષ્પલક તાકી રહે છે ગતિમાન, વિધાઉટ કટ... જળપ્રવાહમાં બધું ઢસડાતું જાય છે. ઊંચા ડુંગરાઓ પરથી જળપ્રવાહો નીચે ઊતરી રહ્યા છે. બધું પ્રવાહમાં તણાતું નીચે સરકતું જાય છે. નીચે નદ-નદીના પ્રવાહમાં બધું વહી રહ્યું છે. કેમેરા વિધાઉટ કટ તાકી રહ્યો છે લાઠાની આંખમાંથી. તણાતા, ઊછળતા, ડૂબતા, ઊંચકાતા અજાઓના, અજાપુત્રના મૃત દેહોને તાકી રહું છું. પોટલું અજાપુત્રના ખભામાં ચોંટેલું છે. અલગ પડ્યું નથી. તેય દેખાય છે. ધસમસતી મહાનદીમાં બધું ગતિમાન છે.

નદી સમુદ્રમાં એકાકાર થતી જાય છે. સમુદ્રનાં ઉત્તુંગ ઊછળતાં પ્રચંડ મોજાંમાં મૃત દેહો ઊછળે છે, અલગ પોટલું પણ ઊછળે છે. ઊછળ્યા પછીની ક્ષણો : સ્લો, મંથર. ઊછળેલા દેહો, પોટલું, જળરાશિ સાવ મંથર ગતિમાં નીચે આવે છે તેને રસપૂર્વક તાકી રહું છું. બધું જ સમુદ્રમાં મંથર ગતિએ ઊતરે છે. પછી પ્રચંડ ગતિમાન ઉછાળામાં, જળરાશિના, કંઈ જ દેખાતું નથી. માત્ર સમુદ્ર. લૉંગ શૉટમાં માત્ર સમુદ્ર. કોઈ અવાજ નથી. સમુદ્ર નીરવ છે.

સૂર્યાસ્તની ક્ષણો છે. ચુપકીદી. બકરીનો બેં બેં-કાર સંભળાય છે. વ્યાપ્ત બે વખત પરદા પર હવે કોઈ 'સાઉટ' નથી માત્ર પરદો છે બકરીનો બેં-બેં-કાર સંભળાય છે એક વખત. આ અંત છે લાઠાની આ નવલકથાનો, મનમાં સતત ઊપસ્યા કરતો

હજુ બે જ પ્રકરણો લખાયાં છે આ ક્ષણે આ કથાનું ચલચિત્ર બનાવી રહેલા નાકા, મનમાં જ એના આરંભને રચી રહ્યા છે. બ્લૅન્ક પરદો છે અજાનો બે-બેંકાર એક વખત. સૂર્યોદયની ક્ષણો ચમકતા વૃક્ષના હરિત પત્રો, ચમકતો નિત્યસ્રોતા નદીનો જળરાશિ. પણ નીરવ બધું છે અને બે વખત અજાનો બે બેંકાર સંભળાય છે. ચુપકીદી. પરદા પર શબ્દો વંચાય છે: અ ફિલ્મ બાય લાઠા.

ઐસી હૈ હમારે મનકી વાત. જેનો જન્મ [નથી તે 'અજા'ના સંદર્ભો વચ્ચેના શૂન્યને તાકવો છે **પ્રિય રમણભાઈની** સ્નેહભરી સૂચના થતા, આ પ્રથમ પ્રકરણ અને 'ઉદ્દેશ' માટે જ આ લખાયેલું **પ્રાક્કથન** તંત્રીશ્રી અને વાચકોને અર્પણ – લા. ઠા. (તા. ૨૮–૪–'૯૩)]

## ૧

નિત્યસ્રોતામાં સ્નાન કરી આચાર્ય દઢબલ કોતરનો ઢાળ ચડી પોતાના આશ્રમના કાષ્ઠના બનાવેલા દ્વાર પાસે આવીને અટકી ગયા અને આશ્ચર્યચકિત થઈ જોઈ રહ્યા. દ્વાર પર એક છાબડી લટકે છે. છાબડીમાં ગાદી પાથરેલી છે એ ગાદી પર એક બાળક સૂતું છે સૂર્યોદય હજુ હમણાં જ થયો છે. ઝાંપા પર અને છાબડી પર સૂર્યના મૃદુ કિરણોના પ્રકાશમાં બાળક હાથપગ હલાવી રહ્યું છે. આચાર્ય દઢબલ એ બાળકને તાકી રહ્યા. બાળકની ચંચળ દૃષ્ટિ પણ જોઈ રહેલા મુખ તરફ સ્થિર થઈ. બાળકના ગૌર ચહેરા પર સ્મિત પ્રસરવાની સાથે બન્ને ગાલમાં ખાડા પડ્યા.

"મધુર સ્મિત કરતા, અતિ સુંદર બાળક, તું કોણ છે?"

જવાબમાં જાણે બાળક મુઠ્ઠી વાળેલા બે હાથને ત્વરાથી હલાવી રહ્યું. એના મુખમાંથી અસ્પષ્ટ અવાજ પણ આવ્યો

"આવ, પ્રિય."

દઢબલ નીચે નમ્યા. એમણે બાળકને તેડી લીધું. ઢંકાયેલું વસ્ત્ર ખસી જતા એમણે બાળકને ઊંચકતા ઊંચકતા ઉચ્ચાર્યું.

"તો પુરુષ છે તું — ?" છાબડીમાં પડેલા પત્ર તરફ આચાર્યનું ધ્યાન ગયું. એમણે પત્ર પણ ઉઠાવી લીધો. બાળકને ઊંચકીને, બીજા હાથથી છાબડી ઉતારીને તેઓ આશ્રમમાં પ્રવેશ્યા. ચૈત્ર માસના આરંભના દિવસો હતા. બાળકને પડસાળમાં ગાદી પર સુવડાવી, પાસે બેસીને પત્ર વાંચવા લાગ્યા

"પૂજ્ય આચાર્ય, મારા મનની ભ્રમિત અવસ્થામાં આ બાળક આપના શરણમાં મૂકીને જાઉં છુ. બાળકની માતા બે દિવસ પૂર્વે મૃત્યુ પામી છે. આ પૂર્વે એને ત્રણ પુત્રોનો પ્રસવ થયો હતો. ત્રણે મૃત્યુ પામ્યા છે. કશુ વાગવાથી જો રક્તસ્રાવ થાય તો અટકતો નહિ. આ રીતે ત્રણે પુત્રો એકથી દોઢ વર્ષની વય થતા મૃત્યુ પામ્યા છે. પત્ની અર્ધ પાગલ જેવી અવસ્થામાં પુત્રોના સ્મરણ કરી નિત્ય રુદન કરતી. આ ચોથા પુત્રના જન્મ પછી તે ક્યારેક સુખના અતિરેકમાં આવી જતી અને ક્યારેક આ પુત્રને કશુ વાગી જશે તો મૃત્યુ પામશે એવા ભયથી ઘેરાયેલી રહેતી. આવા દિવસોમાં તે કશુ ખાતીપીતી નહિ. તેને ભયાનક સ્વપ્ન આવતા. સ્વપ્નમાં પુત્રને વાગ્યું છે અને રક્તનો સતત સ્રાવ થઈ રહ્યો છે તેવુ દેખાતું તે ચીસો પાડીને જાગી જતી શરીર તેનું દિન પ્રતિદિન નિર્બલ થતું જતું હતું થોડા દિવસથી તેને જ્વર આવતો હતો. બે દિવસ પહેલા તેનું મૃત્યુ થયું છે. એના અસ્થિ લઈને ચાલ્યો જાઉં છુ.

મારા મનમાં સ્થિરતા નથી. મારી અતિ પ્રિય દુખિયારી અર્ધાંગનાના અસ્થિવિસર્જન સાથે મારા દેહનું વિસર્જન પણ કરીશ એવો નિશ્ચય મનમાં ફરી ફરીને ઊપસે છે. આપ જ્ઞાની છો, આયુર્વેદના પરમ જ્ઞાતા છો; વત્સલ છો તેવી વાતો સાંભળી બાર પ્રહરની ખેપ કરીને આપના આશ્રમના દ્વાર પર આ હતભાગ્ય પુત્રને છાબડીમાં મૂકીને જાઉં છું. હવે એ આપના શરણે.
લખનાર એક ભ્રમિત પિતા."

દઢબલે પત્ર વાંચીને બાળક તરફ જોયું. હાથ-પગના આંદોલન સાથે તે જોઈ રહ્યો હતો. દઢબલ સાથે દષ્ટિ એક થતાં તેના ગૌર વદન પર સ્મિત ઊપસી આવ્યું અને ગાલમાં બે ખાડા પડયા.

દઢબલ ચિંતાથી જોઈ રહ્યા. અરે, આ બાળકને ઉછેરશે કોણ? હજુ તે માતાના સ્તન્ય પર ઊછરનાર છે. તેની વય છ માસથી વધુ નહિ હોય. મારા આ નાનકડા આશ્રમના એકાન્તમાં બધું સ્વાશ્રયથી કરું છું. એમાં આ બાળકની સંભાળ કોણ રાખશે? અરે, એને પોષણ કેમ આપવું? તેઓ ઊઠયા. જળપાત્ર લઈને આવ્યા. બાળકના અધરોષ્ઠ પર જળનું ટીપું મૂકયું. બાળકે મોટી મોંફાડ ખોલી. આચાર્યે બાળકના ખુલ્લા મોંમાં જળનાં બુંદ મૂકવા માંડયાં. મોંમાં બુંદ પડતાં બાળકના મુખતંત્રમાં તે બુંદને નીચે ઉતારવા થતી ક્રિયા દઢબલ રસપૂર્વક જોતા હતા. બાળકના એ મુખતંત્રમાં વધુ ને વધુ જળ માટેની આકાંક્ષા પ્રગટ થતી હતી.

"તૃષિત છે પ્રિય? લે પી." એમ બોલતાં બોલતાં આચાર્ય જળનાં બુંદ બાળકના મુખમાં મૂકતા રહ્યા. પછી પોતાના સ્કંધ પરના વસ્ત્રના છેડાથી બાળકના મુખને લૂછયું. પડસાળમાં પાથરેલા મૃગચર્મ પર ડાબી બાજુ છાબડી મૂકી. એમાં બાળકને ઊંચકીને સુવડાવ્યું. ત્યાર બાદ મૃગચર્મ પર બેસીને એમણે બાળકને તેડયું. એના શરીર પર ઢંકાયેલા વસ્ત્રને દૂર કરીને એ શુભ્ર સુકુમાર શરીરનું સૂક્ષ્મ અવલોકન કરી રહ્યા. સાથળ પર એક કાળો જાંબુડિયા વર્ણનો ડાઘ જોયો. ના, ના, આ લાખું નથી. એમણે બાળકના હાથ અને પગના અંગૂઠાનું નિરીક્ષણ કર્યું. કોઈ કોઈ નખ શ્યામ હતા. બાળકનાં પોપચાંને જરાક ખેસવીને જોયું. તે જોઈને એમણે મસ્તકને બે વખત હકારની મુદ્રામાં નમાવ્યું.

"પ્રિય બાળક, તારે માટે 'છાગમ્ ક્ષીરમ્'ની વ્યવસ્થા કરવી પડશે."

છાગમ્ ક્ષીરમ્ એટલે બકરીનું દૂધ. આચાર્ય દઢબલને 'ચરકસંહિતા'માં ભગવાન આત્રેયે કહેલું સૂત્ર યાદ આવ્યું. સૂત્રસ્થાનના પચીસમા અધ્યાયમાં આત્રેયે હિતકારી-અહિતકારી કર્મો, દ્રવ્યો, ઔષધો, ભાવો વિષે સૂત્રો કહ્યાં છે તેનો સંગ્રહ છે. એ અતિ મૂલ્યવાન સૂત્રોમાં અજાક્ષીરમ્ ('અજા' એટલે બકરી, 'ક્ષીર' એટલે દૂધ.) વિષે આત્રેયે કહ્યું છે: "અજાક્ષીરમ્ શોષઘ્ન-સ્તન્ય-સાત્મ્ય-દોષઘ્ન-રક્તસાંગ્રાહિક-રક્તપિત્તપ્રશમનાનામ્ (શ્રેષ્ઠમ્)."

"હા સુંદર બાળક, બકરીનું દૂધ તારા જીવનની રક્ષા કરશે."

દઢબલ બકરીના દૂધ વિષે વિચારી રહ્યા. આત્રેય કહે છે કે બકરીનું દૂધ 'શોષઘ્ન' છે. એટલું જ નહિ શોષ(શરીરની સપ્તધાતુઓ સુકાતી હોય, શોષાતી હોય તેવા રોગ)નો નાશ કરનારા ઉપાયોમાં તે શ્રેષ્ઠ છે. ધાવણ(સ્તન્ય)ની દષ્ટિએ પણ તે શ્રેષ્ઠ છે.

"તારે ધાવણની તો જરૂર છે, અનામી પુત્ર."

વળી બકરીનું દૂધ શ્રેષ્ઠ સાત્મ્ય છે. એટલે તે શ્રેષ્ઠ પથ્ય છે. કારણ કે સુપાચ્ય છે. દઢબલના મનમાં વિચારો આવતા હતા. સવારનો શીતલ, અનુકૂલ પવન એમની ખુલ્લી પીઠને સ્પર્શતો હતો. અજાક્ષીર દોષનાશક (દોષઘ્ન) પદાર્થ તરીકે પણ શ્રેષ્ઠ છે.

"બાળક, તારામાં પિત્તદોષ પ્રબલ છે. તારા રક્તમાં જે પિત્ત રહેલું છે તે અતિ ઉષ્ણ અને અતિ તીક્ષ્ણ છે. તે તારા શરીરમાં રક્તનું વહન કરનાર વાહિનીની દીવાલમાં ક્ષત (કાણું) પાડી દે છે. પછી રક્ત તેમાંથી વહે છે." સૂર્યપ્રકાશમાં

સ્પષ્ટ દેખાતા ડાઘને તે જોઈ રહ્યા

"આ ડાઘ તે વહી ગયેલા રક્તનો ડાઘ છે. આ નખોમા પણ જે જાબલી કાળાશ છે તે નીચે થયેના રક્તસ્રાવની કાળાશ છે, બાળક. તારી માતાની કૂખે જન્મેલા સતાનો સતત થતા રક્તસ્રાવથી મૃત્યુ પામ્યા છે પણ તું બચી જઈશ. બકરીનું દૂધ તને બચાવશે. એ તારા જીવતની, પ્રાણની રક્ષા કરશે."

દઢબનનો હાથ બાળકના મસ્તકની ફરફરતી પાતળી લટો પર ફરી રહ્યો.

"બકરીનુ દૂધ શ્રેષ્ઠ 'રક્તસાગ્રાહિક' છે અર્થાત્ રક્તસ્રાવને સમ્યક્ રીતે રોકવામા તે શ્રેષ્ઠ છે"

દઢબલ બાળક સાથે પ્રગટ ઉચ્ચારણથી વાત કરતા તો ક્યારેક મનોમન વાત કરતા. બાળક, તારો રોગ તે 'રક્તપિત્ત' છે. રક્તધાતુમા પિત્ત વધી જવાથી આ રોગ થાય છે રક્તમા પિત્તના ઉષ્ણ તીક્ષ્ણ ગુણો વધવાથી ક્ષત થાય છે અને રક્તસ્રાવ થાય છે તારો વિકાર બીજ સાથે આવ્યો છે, બાળક માતાના બીજ દ્વારા આવ્યો છે. પણ બકરીના દૂધથી તારો આ વિકાર શાંત રહેશે તે રક્તપિત્તનું 'પ્રશમન' કરવામા શ્રેષ્ઠ છે.

હા, તો બકરીનું દૂધ જોઈએ તારા માટે પુત્ર. સૂત્રસ્થાનના છવ્વીસમા અધ્યાયમા આત્રેય કહે છે: 'છાગમ્ કષાયમધુરમ્' છાગમ્ અર્થાત્ અજાક્ષીરમ્ (બકરીનું દૂધ). તે કષાયમધુર છે. હા, કષાય (તૂરું) છે તેથી તો તે ક્ષત(કાણા)ને સાધવાનો ગુણ ધરાવે છે મધુર છે તેથી પોષક છે અને પિત્તશામક છે. એ જ અધ્યાયમા પછી આત્રેય બકરીના દૂધને 'શીતમ્' કહે છે શીત (ઠડુ) હોવાથી પણ તે રક્તસ્રાવને મટાડે શીત ગુણથી પિત્તની ઉષ્ણતા–તીક્ષ્ણતાનું પણ શમન થાય વળી આત્રેય કહે છે તેમ બકરીનું દૂધ 'ગ્રાહી' છે. શરીરની કોઈ પણ ધાતુને તે ગ્રહણ કરી રાખે એને રોકે. એના સ્રાવને અટકાવે આ દૂધ 'લઘુ' છે ભારે નથી, પણ હનકું છે. લઘુ એટલે પચવામા હલકું

"તારે માટે શ્રેષ્ઠ છે પણ તેની વ્યવસ્થા થાય તે પહેલા થોડું ગાયનુ દૂધ તને આપુ કોણ જાણે ક્યારે તને છેલ્લુ પોષણ મળ્યું હશે!"

દઢબલ દૂધ ભરેલું પાત્ર લઈ આવ્યા પણ બાળકના મોમા મૂકવુ કઈ રીતે? આ નાના આશ્રમમા એવુ કોઈ સાધન નથી પોતે બ્રાહ્મણ છે પણ—

દઢબલ બાળક સામે જોઈ રહ્યા ઊભા થયા વાસા(અરડૂસી)ના છોડ પાસે જઈને એક પાદડુ તોડ્યું જળથી એને શુદ્ધ કર્યું એક તરફથી બે છેડા વાળી દીધા બાળક પાસે બેઠા ક્ષીરપાત્રમાથી ક્ષીર ગ્રહણ કરીને વાસાપત્ર દ્વારા બાળકના મુખમા રેડ્યુ. વાસાપત્રનો સ્પર્શ થતા બાળકે મો ખોલ્યું મોમા પડેના દૂધના ટીપા તે ગળા નીચે ઉતારી ગયું. દઢબલ બાળકના મોમા વાસાપત્રમા ક્ષીરગ્રહણ કરીને રેડતા રહ્યા. એ તલ્લીન થઈને, સ્મિતસભર ચહેરે, બાળકને ક્ષીરપાન કરાવતા હતા. કોઈ આવીને ઊભુ છે સામે તે તરફ એમનું ધ્યાન ન હતું કોઈ ક્ષણે બાળકે ક્ષીર ગ્રહણ ન કર્યું. તે મોમાથી ઊભરાઈને બહાર આવતા એમણે વાસાપત્ર નીચે મૂકી સ્કધ પર લટકતા વસ્ત્રથી બાળકના હોઠમો લૂછી નાખ્યા. મો અને દૃષ્ટિ ફરતા અનિમેષ તાકી રહેલ પીવરીની દૃષ્ટિ સાથે દઢબલની દૃષ્ટિ એક થઈ

"નમસ્કાર આચાર્યને"

"અહો, પીવરી, આવો—"

પીવરીના સમગ્ર મુખ પર સ્મિત અને કુતૂહલ પ્રસરેલા હતા. તે પગથિયા ચડી. પાતળી કટિ હતી પણ સ્તનભારને લીધે તે ધીમે ધીમે પગથિયા ચડીને ઉપર આવી. નીચે બેસીને પીવરીએ આચાર્યને નમસ્કાર કર્યા. હમેશા તે દઢબલના ચરણોને જમણા હાથથી સ્પર્શતી અને હમેશા દઢબલ બે લતા

"ના પીવરી"

પીવરી નીચે આચાર્યની સામે બેઠી.

"પ્રથમ તો આ બાળક કોણ છે તે કહો."

"આ વાચે."

દઢબલે પીવરીને પત્ર આપ્યો. બાળકના પિતાનો પત્ર વાચી પીવરીના સુંદર ગૌર વદન પર વિષાદની

છાયા ઊપસી.

"આચાર્ય, તમે કેવી રીતે પાલન કરશો ?"

"આ રીતે—" દઢબલે વાસાપત્ર ઊંચકીને બતાવ્યું અને હસ્યા.

"તમારે ગૃહસ્થ નથી થવું. ગૃહિણી વિનાના આ નાનકડા આશ્રમમાં આ અતિ સુંદર બાળકનું પોષણ કોણ કરશે, રક્ષણ કોણ કરશે? તમારો સમય તો ચિંતન અને લેખનમાં..."

પીવરી અર્ધી ક્ષણ અટકી. પછી ઊલટથી બોલી :

"મને આપી દો."

"અરે પણ, તમે એની રક્ષા કેવી રીતે, કરશો ?"

"સ્તન્યપાનથી. એક બાજુ પુત્રી અને બીજી બાજુ આ—"

પીવરીએ બાળકને તેડી લીધો. એણે બાળકને ખોળામાં લીધો. બાળકના મોં પર સ્મિત ઊપસ્યું. ગાલમાં ખાડા પડચા. કોમળ હાથ સ્તનપ્રદેશ પર અથડાતાં સ્તન્ય ટપકવા લાગ્યું. પીવરીએ વસ્ત્રના બંધનને છોડી નાખ્યું. વિશાળ દક્ષિણ સ્તનના પ્રાગટચને દઢબલ જોઈ રહ્યા. ઉન્નત ચુચુક હોઠને સ્પર્શતાં બાળકનું મોં વળગી પડયું અને ચસ ચસ અવાજ સાથે સ્તન્યપાન કરી રહ્યુ. પીવરીની વિશાળ આંખો બાળકને જોઇ રહી અને ટપકવા લાગી.

"પીવરી !"

"જી આચાર્ય."

"આ બાળકની જીવનરક્ષા માટે એક જ અમૃત છે."

"અને તે ?"

"બકરીનું દૂધ. બકરીના દૂધથી જ એ જીવી શકશે. પણ આજે આટલા વહેલા આવવાનું પ્રયોજન ?"

"રાતભર શેવધિ રડતી રહી. પછી પરોઢિયે એને ખુલ્લામાં ફેરવવા નીકળી. કલાક પહેલાં જ જંપી છે. રાતભર પવન ન હતો અને સંતાપ હતો. નિત્યસ્રોતાના તટ પરની શીતળતાથી એ ઊંઘી ગઇ છે."

"ક્યાં છે ?"

"ચેટી(દાસી)ના ખોળામાં સૂતી છે. આશ્રમ પાસેથી પસાર થતાં થયું, આપને મળતી જાઉં અને ઉપચાર પૂછતી જાઉં. ઘણા સમયથી મળવા આવી નથી. આ શેવધિ, આચાર્ય, રડે છે બહુ."

"તે ધાવણ બરાબર લે છે ?"

"ના. નિશ્ચિત નહિ. લે તો લે, ન લે તો ન લે. ઊંઘનું પણ એવું. ઊંઘે તો ઊંઘે."

"એની પ્રકૃતિમાં વાયુ અધિક છે. અશ્વગંધારિષ્ટ એને એક એક આચમન જેટલો જળ મેળવીને પીવા આપો. અહોરાત્રમાં ચાર-પાંચ સમય આપો. વાયુ શાંત થતાં તેનું મન સ્થિર થશે. રડશે પણ નહિ અને ઊંઘશે. ક્યાંથી લાવશો ?"

"શુચિવ્રતને ત્યાંથી મગાવી લઈશ."

"હા. વૈદ્ય શુચિવ્રત ઔષધો પણ બનાવે છે."

"આપના શિષ્ય છે તે હું જાણું છું."

પીવરીએ બાળકને છાબડીમાં સુવડાવ્યું. પોતાના વસ્ત્રના છેડાથી બાળકનું મોં લૂછ્યું.

"ગ્રંથ પૂર્ણ થયો, આચાર્ય ?"

"શતાધ્યાયની યોજના છે, પીવરી. અનુષ્ટુપ વગેરે છંદોમાં રચના કરવાનો નિર્ધાર છે. એક અધ્યાયમાં દશ શ્લોક એ રીતે સહસ્ર શ્લોકોમાં આ 'કામસહસ્ર' ગ્રંથ પૂર્ણ થશે. તે કોને અર્પણ કર્યો છે તે જાણો છો પીવરી ?"

"કોને ?"

"જેમની પાસેથી પ્રત્યક્ષ અનુભવ, કલા અને જ્ઞાનની પ્રાપ્તિ થઈ."

"આચાર્ય કોનો સંકેત કરે છે ?"

આચાર્ય દઢબલે મૃગચર્મ પાસે પડેલી એક મંજૂષા ખોલી. એમાંથી વસ્ત્રમાં વીંટેલી એક પોટલી કાઢી. વસ્ત્ર દૂર કરી ગ્રંથારંભમાં લખેલા શ્લોકોનું પઠન કર્યું.

ગ્રન્થારંભે સ્મરું અદ્ય સર્વ કામકલાવતી ।
જેમનાં અંગ-અંગોમાં જોઈ સૂક્ષ્મ રતિગતિ ॥
જેમની સાથ સમ્ભાષા કરી પામ્યો યથાર્થને ।
સ્વીકારો પીવરી કામ્ય બલશબ્દ સમાર્થને ॥

પીવરી હસી એ આચાર્ય સામે જોઈ રહી. ખરા છે આ દઢબલ ! અરે, એમના સહસ્ર શ્લોકોના ગ્રંથારંભમા મારું વિશેષ સ્મરણ કરી મને કહી રહ્યા છે: 'સ્વીકારો પીવરી કામ્ય—'

"મને કામ્ય કહો છો આચાર્ય, તે આપ શું ઓછા કામ્ય છો ?"

દઢબલ સ્થિર દષ્ટિથી પીવરીની દષ્ટિ સામે એકદષ્ટિ કરીને જોઈ રહ્યા.

"તમારો કૃતજ્ઞ છુ"

"તે હશો."

"છુ પીવરી"

"પીવરી પણ તમારી કૃતજ્ઞ છે આચાર્ય, અનેક કારણોથી."

"મારા ગ્રંથ માટે એકાધિક વારાંગનાઓ પાસેથી મને ઘણી સત્ય વિગતો પ્રાપ્ત થઈ છે. પણ સ્વય સ્ત્રીની કામવૃત્તિ અને એના સૂક્ષ્મ રહસ્યો તમે જ નિખાલસ બનીને વાણીમા વ્યક્ત કર્યાં ભલે આ ગ્રન્થરચના આચાર્ય દઢબલપ્રણીત ગણાય પણ એમાં જે પ્રથમ વાર કેટલાક સત્યો પ્રગટ થશે તે પીવરી તમારી પાસેથી—"

"હવે બસ કરો, આચાર્ય. આ પીવરીને ગ્રંથના આરંભમાં જ શ્લોકમા બદ્ધ કરી છે તેટલું ઓછુ છે કે હવે પાછા આમ મને—"

પીવરી અટકી ગઈ. એની બે વિશાળ આંખો-માથી જાણે દષ્ટિ જ સરી ગઈ. એની સામે જોઈ રહેલા દઢબલે હાથ લંબાવીને પલાઠી વાળીને બેઠેલી પીવરીના ઢીંચણને સ્પર્શ કર્યો. પીવરી જરાક ચમકી. ખાલી આંખોમાં ફરી દષ્ટિએ પ્રવેશ કર્યો. આંખોમાં ચમક અને સ્નિગ્ધતા આવી એણે દષ્ટિને સ્નેહસ્નિગ્ધ કરીને આચાર્યના મુખમંડલ પર ફેરવી.

"ક્યા હતી પીવરી ?"

"તમારી શોધમા. બરાબર આ ક્ષણે મળ્યા. મને 'હતી' કહો છો તે ક્ષણે પીવરી પૂર્ણ ચેતના અનુભવે છે."

"અને તું મારા ચરણને સ્પર્શ કરે છે ત્યારે ?"

"તમે, બ્રાહ્મણ છો."

"એમ કહેવાય છે."

દઢબલે બાળક સામે જોયું. પછી દૂર દૂરના ક્ષિતિજ સુધીના વિસ્તાર સુધી જોયું. પછી પીવરી તરફ જોયું.

"તારી માતાને રસ્તામાથી, વડના વૃક્ષ નીચે, પસાર થતા મળી આવેલું એક બાળક જેની ડોક પરની માળામાં બાધેલા પત્રમાં 'બ્રાહ્મણપુત્ર' એમ લખેલું. રડતા બાળકને એક વારાંગનાએ તેડી લીધું. એ બાળકની ધાત્રી બની, માતા બની. એ માને ધાવીને વારાંગનાગૃહમાં હું મોટો થયો. તારા જન્મ પૂર્વે પાચ વર્ષ પૂર્વે માતા યામવતીએ એક મૃત પુત્રને જન્મ આપેલો તે પછીના દિવસોમાં જ હુ મળી આવ્યો."

"તમે એમના પોષિત પુત્ર."

"ને એ સર્વપુત્ર કહેતાં. એમનું ધાવણ વહેલું સુકાતા વારાંગનાગૃહની અન્ય માતાઓ મને પોષતી. તારા જન્મ પછીની મને સ્મૃતિઓ છે. તે પૂર્વેની પણ સ્મૃતિઓ છે. મને જોઈને કોઈ પણ મા બોલાવે. 'આવ સર્વપુત્ર, લે.' કંચુકીબંધને શિથિલ કરી મારા મોમાં સ્તનાગ્ર ધરે. અને હું ધાવુ. મને મિથ્યા સ્તનપાન પણ કરાવે."

"મિથ્યા ?"

"માતા બની ન હોય તેવી તરુણ કન્યાઓ પણ મને એકાન્તમા બોલાવી કહે: 'લે પુત્ર' અને હુ ધાવું. પીવરી, ચુચુક ચુસાતા જે સુખ મળે છે તે—"

"સમાન છે આચાર્ય. મૈથુનસુખ જેવા જ અતિ તીવ્ર સુખનો અને શાતિનો અનુભવ થાય છે"

"પીવરી, તારા સ્પષ્ટ વક્તવ્યથી કામતંત્ર વિષેના મૂલ્યવાન જ્ઞાનની મને જાણ થયા કરે છે. તું સ્વયં જ્ઞાની છે. માતા યામવતીએ મને સંસ્કૃત ભાષા અને સર્વ વિદ્યાઓ શીખવવા બ્રાહ્મણ પંડિત રાખેલા. તે તું પણ શીખતી."

"તમે પરિભ્રમણ કરવા ચાલ્યા ગયા હતા."

"મારી સોળ વર્ષની વયે. ચારે દિશાઓમાં ફર્યો, પીવરી. પછી આવ્યો ૭ વર્ષ બાદ જ્યારે—"

"ત્યારે હું ષોડશી હતી. એક વર્ષ માતા યામવતીએ એ જ ગુરુજી પાસે વાત્સ્યાયનના 'કામસૂત્ર' ગ્રંથનો અભ્યાસ કરાવ્યો."

"આચાર્ય સમચિત્ત."

"સાચે જ તેઓ સમચિત્ત હતા. સર્વની સાથે તેઓ સમદષ્ટિથી વર્તતા."

અશ્વોનો હણહણાટ સંભળાયો. પીવરી ઊભી થઈ ગઈ.

"ચાલ આવું."

બાળકની છાબડી ઉપાડી આચાર્ય પણ સાથે ચાલવા લાગ્યા.

"આ વહાલા લાગતા પુત્ર માટે હું બધી વ્યવસ્થા કરું છું."

પીવરી નમીને છાબડીમાં સૂતેલા બાળકને જોઈ રહી. હસીને અવાજ કરતા બાળકના ગાલના ખાડાને પીવરીએ ચુંબન ભર્યું.

"પુત્ર, તું મને વિવશ કરે છે!"

ઝાંપાની બહાર બે શ્વેત અશ્વ જોડેલ રથ ઊભો હતો.

"લાવ, ચેટી" પીવરીએ બે હાથમાં શેવધિને તેડી લીધી.

"જુઓ આ શેવધિ, તમે નામાભિધાન કર્યું છે તે નિધિ, શેવધિ."

"સૌંદર્યનો નિધિ છે, ખજાનો." જાગી ગયેલી અને મોટી આંખો ખોલીને આશ્ચર્યથી જોઈ રહેલી શેવધિના મુખનું આચાર્ય અવલોકન કરી રહ્યા.

"તમે એને એક જ વાર જોઈ છે."

"તે સવા માસની હતી ત્યારે."

"આ પૂર્ણિમાએ તેને ચાર માસ પૂરા થશે."

છાબડીમાં સૂતેલા બાળકે રુદન કર્યું. તે ઊંચો-નીચો થતો હતો.

"અરે ઉત્સર્ગ કર્યો છે? ચેટી, લે બહાર આવ, આ છાબડી ઉપાડી લે."

ચેટીએ આચાર્યના હાથમાંથી છાબડી ઉપાડી લીધી.

"તમે આચાર્ય, આ બધું કેવી રીતે કરશો? હું જાઉં છું અને બધી વ્યવસ્થા કરું છું. તમારા રત્ન સમા પુત્રને શુદ્ધ કરીને મોકલું છું."

પીવરીએ શેવધિને તેડી હતી. હાથ લંબાવીને તેને રથમાં ચેટીને આપી. પછી પીવરીએ નમીને આચાર્યના ચરણને સ્પર્શ કર્યો. દઢબલ હમેશની જેમ બોલ્યા,

"ના, પીવરી."

પીવરી રથમાં બેઠી. રથ ચાલવા લાગ્યો. ગતિમાન રથની પાછળ ઊડતી ધૂળમાં વૃક્ષના સઘન પત્રપુંજમાંથી પડતો તડકો ચમકી રહ્યો છે. અશ્વોનો હણહણાટ સંભળાયો. રસ્તો જમણી તરફ, નગર તરફ વળતો હતો. રથ તે તરફ વળ્યો અને દેખાતો બંધ થયો. રસ્તાની ઉપર ઊડેલી ચમકતી રજના આવરણને દઢબલ તાકી રહ્યા. રજ ધીમે ધીમે નીચે ઊતરતી હતી. કોકિલનો સ્વર સંભળાયો: કુ... ઉ...ઉ...

ચેતનામાં અનેક સ્મૃતિઓ સમૂહમાં, પરસ્પર ઓતપ્રોત થતી ઊપસી આવી હતી. તે સર્વ સ્મૃતિઓમા સર્વત્ર પીવરી હતી. દેશાટન કરીને છ વર્ષે આવ્યો ત્યારે ટગર ટગર તાકી રહેલી એક તરુણીને જોઈને દઢબલે પૂછ્યું હતું માતા યામવતીને.

"મા, કોણ છે આ પીવરી?"

"અરે મા આ મને ગાય કહે છે દાઢીવાળો વૃષ (આખલો)."

"અરે ગાંડી, આ તો સર્વપુત્ર છે."

"મા રે...!' કહીને પીવરી લજ્જા સાથે દોડી ગઈ હતી. માતા યામવતીના આગ્રહથી દઢબલે મસ્તક પરના કેશ તથા દાઢી-મૂછ ઉતરાવી નાખ્યાં. સ્નાનશુદ્ધ થઈ તે ભોજન કરતો હતો ત્યાં પીવરી ડોકાઈને જોતી હતી.

"પૃષતી, બે ..સ, આવ." યામવતીનો દઢ અવાજ સાંભળી તે અંદર ખણ્ડમાં પ્રવેશી અને બેઠી. દઢબલ ખડખડ હસી પડીને બોલ્યા:

"કોણે નામાભિધાન કર્યું છે આ કન્યાનું? મા, પૃષતી એટલે ટપકાંવાળી હરિણી. એ લજ્જાવતી! તું હરિણી છે, ટપકાંવાળી?"

"હું કોણ છું તે જાણતી નથી."

"તું તો પીવરી છે, તરુણી."

ત્યારથી તે કન્યાએ અને માતાએ 'પૃષતી' નામનો ત્યાગ કર્યો. પછી તે 'પીવરી' બની ગઈ. એક સવારે ક્ષીરપાકનું ભોજન કરી સર્વપુત્રે માતા યામવતી પાસે મસ્તક નમાવ્યું.

"સર્વપુત્ર, પીવરીની રક્ષા કરજે. વારાંગના કોઈની ભગિની નથી હોતી. અને પીવરી, આ સર્વપુત્રની સંભાળ રાખજે. અને પુત્ર—"

"મા."

"મારા મૃત્યુ પછી મને અગ્નિદાહ આપીશ?"

"હા મા. હું તો સર્વપુત્ર છું. આ ગૃહમાં જ્યારે પણ સૂચન થશે ત્યારે આવીશ."

એ દિવસ વિદાયનો હતો. સર્વપુત્રે હવે નિત્યસ્રોતાના તટ પર આવેલી ટેકરી પર નાનો આશ્રમ બનાવીને રહેવાનો અને ગ્રન્થલેખન કરવાનો નિર્ધાર કર્યો હતો. યામવતીને ભૂમિ રાજાએ ભેટ આપી હતી. એ ભૂમિ યામવતીએ સર્વપુત્રને અર્પણ કરી. એક વાર ગ્રન્થલેખનમા સર્વમિત્ર તદ્રૂપ હતા ત્યા અશ્વોની હણહણાટી સંભળાઈ. ઝાંપો ખૂલવાનો અવાજ પણ સંભળાયો. લેખિની હાથમા એમ જ પકડી રાખી સર્વપુત્ર પ્રતીક્ષા કરી રહ્યા

"મા! તમે? મને સંદેશો મોકલ્યો હોત."

આચાર્ય ઊભા થઈ ગયા. પગથિયા ચડી રહેલા યામવતીને પોતાનો હાથ આપ્યો. યામવતીએ સર્વ-પુત્રનો હાથ પકડી લીધો.

"બેસો મા ઉપર." આચાર્યે મૃગચર્મનો નિર્દેશ કર્યો.

"ના. તે સ્થાન પર બેસવાનો મારો અધિકાર નથી."

"પુત્રના મનમા, હૃદયમા તમારું નિત્યસ્થાન છે મા, તો આ તુચ્છ—"

"તારા વિશાળ હૃદયમા કોને સ્થાન નથી? પણ જેમ શોભતું હોય તેમ શોભે. તારી ઉપાસના પુત્ર—"

"તમારાથી ભિન્ન નથી. વિદ્યા અને કલાની દેવી અભિન્ન છે. તમે વીણાવાદન કરો છો તેમ હું આ લેખિનીવ્યાપાર કરું છું."

મૃગચર્મથી દૂર નીચે બેસી ગયેલાં યામવતીની પાસે, નીચે જ બેસીને સર્વપુત્રે યામવતીનો હાથ હાથમાં લઈને કહ્યું. યામવતી હસ્યાં. પછી બોલ્યાં:

"વિચિત્ર સમસ્યા ઊભી થઈ છે, પુત્ર."

"કહો મા, સર્વ કંઈ કરવા તત્પર છું. આજ્ઞા કરો."

"આ પૂર્ણિમાની રાત્રિએ પીવરી વિધિપૂર્વક વારાંગના બનશે. પણ તે વિરોધ કરે છે."

"શેનો વિરોધ મા? એને વારાગના નથી બનવુ?"

"એ વાત નથી, પુત્ર. રાજાના સાળાનો અભિ-લાષ છે કે પ્રથમ રાત્રિ..." યામવતી અટક્યાં.

"તુ સમજે છે પુત્ર?"

"સમજું છું મા તમે કહો આગળ—"

"પ્રથમ રાત્રિ રાજાના સાળા સાથે ગાળવા તે તૈયાર નથી."

"શા માટે?"

"તે કહે છે: કોઈ પુરુષનો સ્પર્શ થયો નથી પીવરીના દેહને. એક જ પુરુષનો પ્રથમ સ્પર્શ તે ઇચ્છે છે. પ્રથમ રાત્રિ તે બીજા કોઈ પુરુષ સાથે ગાળવા તૈયાર નથી."

"કોણ છે તે પુરુષ?"

"તુ."

"મા!"

"હા સર્વપુત્ર. વારાગના સર્વપ્રિયા છે. પણ પીવરીને તારો અભિલાષ છે."

"તે એમ કહે છે?"

"સ્પષ્ટતાથી. કહે છે જે મનમાં છે તેનો જ પ્રથમ સ્પર્શ સ્વીકારીશ. નહિ તો—"

અટકી ગયેલાં યામવતી સામે જોઈ રહેલા સર્વપુત્રને સજળનેત્રે યામવતીએ કહ્યું.

"કહે છે, બૌદ્ધ ભિખ્ખુણી બની જઈશ."

"મા, કર્તવ્યનો નિર્દેશ કરો."

"રાજાના સાળા સાથે વેર બંધાશે તેનો ભય

છે. પણ તે તો થઈ પડશે. રાજાનો મારા પર અનુગ્રહ છે. પણ તારા કોઈ નિશ્ચયને ચલિત—"

"મા, નિશ્ચયો છે પણ હું બ્રહ્મચારી નથી. પણ તમે ચિંતા છોડી દો. મારે એક વખત પીવરીને મળવું છે. કહો તો સાથે જ આવું."

"ના પુત્ર. આ વાત બીજું કોઈ જાણતું નથી. તું કહે તો હું અહીં એને મોકલું."

"એમ કરો મા. પણ નિશ્ચિંત બનીને જાઓ."

"તારામાં એવો પ્રભાવ છે પુત્ર કે તને જોઉં છું અને નિશ્ચિંત થઈ જાઉં છું."

માતા યામવતી રથમાં બેસતા પહેલાં બોલ્યાં: "ક્ષીરપાક બનાવ્યો છે આજે. પીવરી સાથે ભોજન મોકલીશ, પુત્ર."

"હા, મા."

મધ્યાહ્ન પછીનો તે સમય હતો. ધૂળ ઉડાડતો રથ વહી ગયો હતો. અહો પાંચેક વર્ષ પસાર થઈ ગયાં! આજે માતા યામવતી પણ નથી.

પીવરીનો રથ ગયા પછી ઊડેલી ધૂળ બધી નીચે બેસી ગઈ હતી. દઢબલ ખાલી પથના શાંત અવકાશને જોઈ રહ્યા. પછી હસ્યા. એમના અટ્ટહાસ્યને સાંભળનાર કોઈ ન હતું. ઝાંપો ખોલીને તેઓ આશ્રમમાં પ્રવેશ્યા.

અરે બાળક, તું ક્યાંથી આવી ચડ્યો? મારા નિશ્ચયોની વિડંબના કરવા આવ્યો છે? સંસાર ન માંડવાનો નિશ્ચય તો અડગ છે જ; સંતતિ અને એના સાતત્યમાં નિમિત્ત ન બનવાનો નિશ્ચય પણ તત્ત્વતઃ દઢ છે અને રહેશે; પણ અરે અનામી બાળક, તારે અહીં આવવાની શી જરૂર હતી? આયુર્વિદ્યાનું મને જ્ઞાન છે પણ ચિકિત્સાકાર્યમાં મને રસ નથી. કવચિત્ ઉપચારો કર્યા હશે. પણ તે મારું કાર્ય નથી. મારે તો ગ્રંથો રચવા છે. 'કામસહસ્ર'ની રચના પૂર્ણ થઈ નથી. 'અનીશ્વરી'નો આરંભ કર્યો છે. જેમાં ઈશ્વરની ધારણા વિના સૃષ્ટિનાં સર્વ રહસ્યો સમજવાની તત્ત્વજિજ્ઞાસા પ્રગટ કરવી છે. 'દાંપત્યભંગ'માં સ્ત્રી-પુરુષના જડ બની ગયેલા ભ્રાન્ત 'એકમ'ની ભગ્નતા દર્શાવવી છે. મારે તો કંઈ કંઈ ગ્રંથો રચવા છે.

દઢબલ મૃગચર્મ પર બેઠા. ક્ષીરપાત્ર અને પાસે પડેલા વાસાપત્રને એ જોઈ રહ્યા. બાળકના ચહેરાની સ્મૃતિ ઊપસતાં દઢબલના ચહેરા પર સ્મિત ચમકવા લાગ્યું. ભલે આવ્યો. તને જિવાડીશ. તારી સાથે રમીશ. તારી સાથે રમતાં રમતાં ગ્રંથો પણ રચીશ. નિત્યસ્રોતાનો જળપ્રવાહ પોતાના સ્થાન પર બેઠાં બેઠાં જોઈ શકાતો હતો. બંને કાંઠાને ઘસાઈને ઊછળતો જળપ્રવાહ ધસીને જતો હતો. એનો અવાજ પણ સંભળાતો હતો. આ પ્રિય એકાન્ત સ્થાનમાં ગ્રંથરચના કરતા કરતા અંદરનું સન્ધાન તૂટી જતું ત્યારે દઢબલ નિત્યસ્રોતાને તાકી રહેતા. જાણે એ ધસમસતા પ્રવાહને વાંચતા ન હોય! અને એમ ગતિમાન જળરાશિને તાકતા હોય ત્યાં અંદરનું સંધાન મળી જતાં શ્લોક રચાતા, લેખિની વહેવા લાગતી.

દઢબલ નિત્યસ્રોતાને જોઈ રહ્યા. પછી આંખો મીંચી દીધી. પાંચ વર્ષ પહેલાં આવીને ઊભેલી પીવરી માનસ પ્રત્યક્ષ થતાં તે જાણે બોલી ઊઠ્યા:

"પીવરી!" એમની આંખો ખૂલી ગઈ. કોઈ ન હતું. તડકામાં વૃક્ષો-ક્ષુપો-લતાઓનાં પત્રો ફરફરતાં હતાં અને નિત્યસ્રોતાનો જળપ્રવાહ તડકામાં ચમકતો હતો.

卐

## સાભાર સ્વીકાર

### આર. આર. શેઠની કંપની (મુંબઈ-૨, અમદાવાદ-૧) નાં

અણસાર: લે વર્ષા અડાલજા, કિં. રૂ. ૮૦. ધીર સમીરે: લે. ગોવિંદ મિશ્ર, અનુ. સુનીતા ચૌધરી, કિં. રૂ. ૬૬. ભેખડ: લે. મોહન પરમાર, કિં. રૂ. ૩૨–૫૦. અવતાર: લે. રજનીકુમાર પંડયા, કિં. રૂ. ૭૩–૦૦. યુધિષ્ઠિર: લે. પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ, કિં. રૂ. ૪૨–૦૦. પાતાળગઢ: લે. વિનેશ અંતાણી, કિં. રૂ. ૩૫–૦૦.

# આનંદવર્ધન અને એમનો કાવ્યવિચાર

જયંત કોઠારી

પ્રાચીન ભારતીય કાવ્યશાસ્ત્રનો ઇતિહાસ અત્યંત ઉજ્જ્વળ છે. એના મૂળિયા તો છે છેક ઈસવી સનના આરંભની આસપાસ રચાયેલા ભરતના 'નાટ્યશાસ્ત્ર'મા, પણ ઈ સ ની છઠ્ઠીથી ચૌદમી સદી સુધી એનો અવિચ્છિન્ન પ્રવાહ વહ્યો છે એમા કાવ્યના શબ્દાર્થનું એટલે કે ઉક્તિવૈચિત્ર્યનું અને અર્થવૈભવનું જે ઊ ડી સૂઝભર્યું અને સૂક્ષ્મ વિશ્લેષણ થયું છે એ અનન્ય છે મધ્યકાળના યુરોપને તો એની ઝાખીયે નહોતી પાશ્ચાત્ય સાહિત્યશાસ્ત્રમા છેક વીસમી સદીમા એમ્બિગ્યૂઇટી એટલેકે અર્થબાહુલ્ય, ડેવિએશન એટલેકે અ સામાન્ય કે ફ ટાતી વાગ્ભ ગિ, આયરની એટલેકે વક્રતા, પેરડોક્સ એટલે કે વિસગતિ વગેરે સિદ્ધાતો દ્વારા કાવ્યના શબ્દાર્થનું વ્યવસ્થિત વૈજ્ઞાનિક વિશ્લેષણ થવા લાગ્યું પરંતુ પાશ્ચાત્ય સાહિત્યશાસ્ત્ર હજુ સ સ્કૃત કાવ્યશાસ્ત્રની બારીકીઓને પહોચી શક્યું છે એમ કહેવાય એવુ નથી. આમ છતા આપણું આજનુ સાહિત્યવિવેચન તો પાશ્ચાત્ય સાહિત્યશાસ્ત્રનો પાલવ પકડીને ચાલી રહ્યુ છે પ્રાચીન ભારતીય સાહિત્યશાસ્ત્રમા આજેયે આપણા વિવેચનને ઉપકારક થવાની જે અપાર શકચતાઓ પડેલી છે એનો લાભ લેવાનું આપણાથી બની શકતું નથી આપણે જાણે પર પરાવિચ્છેદનો ભોગ બન્યા છીએ. એ પર પરાવિચ્છેદની સ્થિતિમાથી નીકળવા માટે જરૂરી છે ભારતીય કાવ્યશાસ્ત્રના તાજગીભરી નવી દૃષ્ટિથી થયેલા ૨ ઘન અભ્યાસની એ થશે ત્યારે આપણને આપણું પોતીકું સાહિત્યવિવેચન મળશે, આપણા સાહિત્યવિવેચનમા નવુ પ્રકરણ આર ભાશે

ભારતીય કાવ્યશાસ્ત્રના ઇતિહાસમા 'ધ્વન્યાલોક'ના કર્તા આનંદવર્ધનનું અનોખુ સ્થાન છે. એ જાણે કાવ્યવિચારને શિખરે બિરાજે છે એમણે ધ્વનિનો એક સર્વવ્યાપી સિદ્ધાત આપ્યો. એ સિદ્ધાત હાથીના પગલા સમો હતો, જેમા એ પૂર્વે કાવ્યશાસ્ત્રીઓએ માડેલા સઘળા ડગ સમાઈ ગયા અને પછીથી ઘણાખરા કાવ્યશાસ્ત્રીઓ આ ધ્વનિસિદ્ધાતના જ અનુયાયી બની રહ્યા. કુ તક જેવાએ વક્રોક્તિના સિદ્ધાતની સ્થાપના કરી ને એના વિવરણમા પોતાની તેજસ્વિતા અને રસજ્ઞતા પ્રગટ કરી પણ એ સિદ્ધાત મહદ શે ધ્વનિસિદ્ધાતના એક રૂપાતર જેવો બનીને રહ્યો રાજશેખરે આનદવર્ધનને ગૌરવભરેલી અજલિ આપતા કહ્યુ છે કે

ધ્વનિના અતિગભીરેણ કાવ્યતત્ત્વનિવેશિના
આનન્દવર્ધન કસ્ય નાસિદ આનન્દવર્ધન.

"કાવ્યતત્ત્વના વાસ સમો અતિ ઊ ડો ધ્વનિ સિદ્ધાત આપીને આનંદવર્ધન કોના આનંદમા વૃદ્ધિ કરનાર નથી બન્યા ?"

પ ડિત જગન્નાથે ધ્વનિકારને આલ કારિકો એટલે કે કાવ્યશાસ્ત્રીઓની શ્રેણીના વ્યવસ્થાપક તરીકે ઓળખાવ્યા છે

આચાર્ય આનદવર્ધન કાશ્મીરમા અવન્તિવર્મા અને એના પુત્ર શંકરવર્માના રાજ્યકાળમા થઈ ગયા. આથી એમનો જીવનકાળ નવમી સદી ઉત્તરાર્ધ ગણાય. એ નોણ કે નાણોપાધ્યાયના પુત્ર હતા. આનદવર્ધનનો પ્રાપ્ય ગ્ર થ તો એકમાત્ર 'ધ્વન્યાલોક' જ છે, પર તુ એ કેવળ કાવ્યશાસ્ત્રી નહોતા પણ કવિ અને દાર્શનિક પણ હતા એમના ત્રણ કાવ્યગ્ર થોના ઉલ્લેખ મળે છે– દેવીશતક, વિષમબાણલીલા અને અર્જુનચરિત. 'ધ્વન્યાલોક'માં આનંદવર્ધને પોતે જ પોતાની કૃતિઓમાથી ઉદાહરણો આપ્યા છે. એમના બે દાર્શનિક ગ્રંથોના ઉલ્લેખ

મળે છે – બૌદ્ધ દાર્શનિક આચાર્ય ધર્મોત્તરની 'પ્રમાણવિનિશ્ચયટીકા' પરની વૃત્તિ તથા અદ્વૈતસિદ્ધાંત-વિષયક 'તત્ત્વાલોક'.

'ધ્વન્યાલોક'માં બે વિભાગો છે – પદ્યબદ્ધ કારિકાઓ અને ગદ્યવૃત્તિ. કારિકાઓમાં મૂળ સિદ્ધાન્તસૂત્રો રજૂ થયાં છે અને વૃત્તિમાં એનાં વિવરણ-સમજૂતી છે. આ બન્ને વિભાગોના કર્તા એક જ છે કે કેમ અને આનંદવર્ધન કયા વિભાગના કર્તા છે એ વિશે વિદ્વાનોમાં મતભેદ પ્રવર્તે છે પણ હવે બન્ને વિભાગોના કર્તા આનંદવર્ધન જ છે એવો મત સ્થિર થતો આવે છે. આ ઉપરાંત, ગ્રંથમાં કાવ્યવિચારને સ્ફુટ કરવા સંખ્યાબંધ ઉદાહરણો આપવામાં આવ્યાં છે, ઉદાહરણોનું વિશ્લેષણ પણ કરવામાં આવ્યું છે. આ ઉદાહરણો આનંદવર્ધનના સંસ્કૃત-પ્રાકૃત કાવ્યસાહિત્યના વિશાળ અભ્યાસ તથા એમની ઊંચી કાવ્યરસિકતાના પ્રમાણરૂપ છે, તેમજ એથી કાવ્યતત્ત્વની ચર્ચાને નક્કર ભૂમિકા પ્રાપ્ત થાય છે.

પોતાના આ શકવર્તી ગ્રંથમાં આનંદવર્ધન ધ્વનિને કાવ્યના આત્મા તરીકે સ્થાપે છે. ધ્વનિ એટલે પ્રતીયમાન અર્થ – વ્યંગ્યાર્થ, કાવ્યમાં ન કહેવાયેલો પણ એમાંથી સ્ફુરતો અર્થ. સહૃદયોને પ્રિય એવા આ અર્થથી જ કાવ્ય બને છે. આનંદ-વર્ધન પૂર્વેના કાવ્યશાસ્ત્રીઓએ કાવ્યની વિશેષતાનું, એના સૌન્દર્યનું વિશ્લેષણ તો કરેલું – લક્ષણાવ્યાપાર એટલેકે અરૂઢ વાણીપ્રયોગ, અલંકાર, ગુણ એટલેકે વર્ણરચના, પદરચના અને અર્થબોધની લાક્ષણિકતાઓ, સંઘટના એટલેકે સમાસરચના, રીતિ એટલેકે વાક્યરચનાની અને શૈલીની ખાસિયતો વગેરે દ્વારા. પરંતુ આ તો પૃથક્-પૃથક્ અંગોની શોભાઓ હતી. એ શોભાઓનું જે પ્રયોજન હતું, એ શોભાઓ વડે અંતે જે સિદ્ધ થતું હતું ત્યાં સુધી એ પહોંચ્યા નહિ. એમની દૃષ્ટિ જાણે કાવ્યના શરીર સુધી સીમિત રહી, કાવ્યના આત્મતત્ત્વની એમને ઝાંખી ન થઈ. કાવ્યની અંગશોભાઓમાંથી સ્ફુરતું છતાં એનાથી અલગ આ તત્ત્વ તે પ્રતીયમાન અર્થ. આનંદવર્ધને એક સરસ ઉપમા વડે આ વાત કહી છે :

> પ્રતીયમાનં પુનરન્યદેવ
> વસ્ત્વસ્તિ વાણીષુ મહાકવીનામ્,
> યત્તત્ પ્રસિદ્ધાવયવાતિરિક્તં
> વિભાતિ લાવણ્યમિવાઙ્ગનાસુ.

"પ્રતીયમાન અર્થ તો ગુણાલંકાર આદિથી બીજું જ તત્ત્વ છે, જે મહાકવિઓની વાણીમાં રહેલું હોય છે. અંગનાઓમાં લાવણ્ય તેવી રીતે આ તત્ત્વ પ્રસિદ્ધ અવયવોથી અતિરિક્ત રીતે પ્રકાશે છે."

એ નોંધપાત્ર છે કે આનંદવર્ધન ધ્વનિની આ વ્યાવર્તકતા બતાવીને અટકી જતા નથી, એનાથી આગળ એ જાય છે. એ ધ્વનિના ત્રણ પ્રકારો પાડે છે – વસ્તુધ્વનિ, અલંકારધ્વનિ અને રસધ્વનિ. વસ્તુધ્વનિ અને અલંકારધ્વનિમાં હકીકત કે વિચારની વ્યંજના હોય છે – એને સાદા વાક્ય રૂપે કે આલંકારિક વાક્ય રૂપે મૂકી શકાય છે. રસધ્વનિ એટલે કોઈક ભાવાવસ્થાનો પ્રત્યક્ષબોધ. એને વાક્યમાં મૂકી શકાતો નથી, એ એક અનુભવ રૂપે જ આપણી ચેતનાને સ્પર્શે છે. કાવ્યની ઊંચામાં ઊંચી સાર્થકતા તો આ રસધ્વનિમાં છે. આનંદ-વર્ધન આ રસધ્વનિને કાવ્યનો આત્મા કહેવા સુધી જાય છે. વસ્તુધ્વનિ અને અલંકારધ્વનિ આ રસ-ધ્વનિમાં પર્યવસાન પામવા જોઈએ. ધ્વનિના સિદ્ધાંતને આ રીતે રસના સિદ્ધાંત સાથે સાંકળી લઈને આનંદવર્ધને કાવ્યઘટનાની સમગ્રતાને માર્મિક રીતે પ્રકાશિત કરી આપી છે.

આનંદવર્ધનના ધ્વનિ અને રસના સિદ્ધાંતને આપણે એક ઉદાહરણથી સમજીએ. અનિલ જોશીના 'કન્યાવિદાય' એ કાવ્યની એક પંક્તિ છે – 'કેસરિયાળો સાફો ઘરનું ફળિયું લઈને ચાલે'. વર માટેના 'કેસરિયાળો સાફો' અને કન્યા માટેના 'ઘરનું ફળિયું' એ અરૂઢ શબ્દપ્રયોગો – લાક્ષણિક શબ્દપ્રયોગોની જ માત્ર આપણે નોંધ લઈએ, અહીં વર કન્યાને લઈને જાય છે એવો વાક્યાર્થ માત્ર તારવીએ તો

એથી કાવ્યબોધમાં કશી ગતિ થતી નથી. જૂના કાવ્યશાસ્ત્રીઓ અહીં અટકી જતા હતા, પરંતુ માત્ર લાક્ષણિક પ્રયોગોમાં કાવ્યની કશી સાર્થકતા નથી, એ લાક્ષણિક પ્રયોગો કશાક પ્રયોજનથી થવા જોઈએ. એનો કશોક વ્યંગ્યાર્થ હોવો જોઈએ. 'કેસરિયાળો સાફો' વરના દમામભર્યા ને રંગરાગી વ્યક્તિત્વને સૂચવે છે, 'ઘરનું ફળિયું' કન્યાની નિર્દોષ ખેલકૂદની અવસ્થાનું સૂચન કરે છે અને આ દ્વારા દોરદમામના નિર્દોષ ખેલકૂદ પરના અધિકારસ્થાપનની વાત વ્યંજિત થાય છે એ આપણે પકડીએ ત્યારે આપણે કાવ્યના મર્મમાં પ્રવેશ્યા એમ કહેવાય. આ પણ છે તો વસ્તુધ્વનિ જ. રસધ્વનિ સુધી તો આપણે ત્યારે જ પહોંચ્યા કહેવાઈએ, જ્યારે કન્યાવિદાયથી ફળિયામાં સર્જાતા મોટા અવકાશના વિષાદનો તથા દોરદમામના નિર્દોષ ખેલકૂદ પરના અધિકારસ્થાપનમાં સંગોપાયેલી નારીજીવનની કરુણતાનો આપણે સાક્ષાત્કાર કરીએ. આ રસધ્વનિમાં જ કાવ્યની પરમ સાર્થકતા છે.

આપણી આજની કવિતા ઘણી વાર લક્ષણાપ્રયોગોમાં રાચતી જણાય છે. એને નાણવા અને માણવા માટે આનંદવર્ધનના ધ્વનિના અને રસધ્વનિના સિદ્ધાંતો ખૂબ ઉપયોગી નીવડે તેમ છે.

આનંદવર્ધને ધ્વનિની સ્થાપના કરી તે સાથે ધ્વનિના વિરોધી મતોને – અભિધાવાદીઓ, લક્ષણાવાદીઓ, ગુણાલંકારવાદીઓનો પરિહાર પણ કરેલો છે. આ સમયની માગ હતી તે ઉપરાંત ધ્વનિવિચારને એથી સૂક્ષ્મતા સાંપડી છે. પણ આનંદવર્ધનના ધ્વનિવિચારમાં સંકીર્ણતા નથી, વિશાળતા છે. એ વ્યંગ્યાર્થનો મહિમા કરે છે, શબ્દાર્થશાસ્ત્રના જ્ઞાનમાત્રથી વ્યંગ્યાર્થ પામી શકાતો નથી એમ કહે છે. પણ એ જાણે છે કે વાચ્યાર્થ વિના વ્યંગ્યાર્થ હોઈ શકતો નથી અને કવિ તેમજ ભાવક બન્ને પક્ષે વાચ્યાર્થના સમાદરને આવશ્યક ગણે છે. પ્રકાશ ઇચ્છનારે જેમ દીવાની વાટ પેટાવવી જોઈએ તેમ વ્યંગ્યાર્થના ઉપાય લેખે કવિએ વાચ્યાર્થને સાધવો જોઈએ અને જેમ શબ્દોના અર્થ દ્વારા વાક્યાર્થની પ્રતીતિ થાય છે તેમના વાચ્યાર્થ દ્વારા વ્યંગ્યાર્થની પ્રતીતિ ભાવકને થાય છે. એટલેકે ભાવક પાસે પણ વાચ્યવાચકજ્ઞાન જરૂરી છે. આ જ રીતે આનંદવર્ધનની વિચારણામાં વાચ્યાર્થની શોભાની – ગુણાલંકાર વગેરેની ઉપેક્ષા નથી. એમની દૃષ્ટિએ ઉત્તમ કાવ્ય તો એ જ કે જેમાં વાચ્યાર્થની તુલનાએ વ્યંગ્યાર્થની પ્રધાનતા હોય એટલેકે જેમાં વ્યંગ્યાર્થ મુખ્ય આસ્વાદ્ય તત્ત્વ હોય. આમ છતાં તેઓ ગુણીભૂતવ્યંગ્ય નામનો કાવ્યપ્રકાર સ્વીકારે છે જેમાં વ્યંગ્યાર્થની અપ્રધાનતા હોય છે. એમાં, આનંદવર્ધન કહે છે તેમ પરણવા જતા નોકરની પાછળ રાજા ચાલે તેમ વ્યંગ્યાર્થ વાચ્યાર્થની પાછળ ચાલે છે. વ્યંગ્યાર્થ ભલે પાછળ રહે પણ એ જોઈએ તો ખરો જ. કાવ્યની શોભામાં, એની આસ્વાદ્યતામાં એનું મહત્ત્વનું સ્થાન હોય છે જ. આનંદવર્ધન એક સુંદર ઉપમા વડે આ વાત કહે છે – આભૂષણ ધારણ કરેલી સ્ત્રીઓનું જેમ લજ્જા જ મુખ્ય આભૂષણ છે તેમ મહાકવિઓની અલંકારયુક્ત વાણીનું મુખ્ય આભૂષણ આ વ્યંગ્યછાયા જ છે. વ્યંગ્યની છાયા પણ ન હોય, રસાદિની વિવક્ષા પણ ન હોય એ તો ચિત્રકાવ્ય, દેખાવે એ કાવ્ય ખરું પણ એમાં કાવ્યનો પ્રાણ નહિ.

કાવ્યઘટનાની સંકુલતા, એની અનેકવિધ શક્યતાઓ આનંદવર્ધન બરાબર સમજે છે. તેથી, જડ, અક્કડ નિયમો આપવામાંથી એ બચ્યા છે. એ પરસ્પરવિરોધી રસોનો સ્વીકાર કરે, પણ એ વિરોધનો પરિહાર થઈ શકે છે એ પણ બતાવે. કાવ્યનાં દોષો અને અનૌચિત્યોનું એ વીગતે નિરૂપણ કરે પણ જાણકારીના અભાવથી થયેલા દોષ તથા કવિની અશક્તિથી થયેલા દોષનો એ ભેદ કરે અને મહાકવિનું સામર્થ્ય દોષોને ઢાંકી દે છે, એની વાણીમાં દોષ દોષ રહેતો નથી કે અનૌચિત્ય અનૌચિત્ય રહેતું નથી એ દૃષ્ટાંતપૂર્વક સમજાવે.

વસ્તુતઃ આનંદવર્ધનનો કાવ્યવિચાર કવિ અને સહૃદય એ બે છેડાઓને પણ સ્પર્શે છે. ધ્વનિને એ 'સહૃદયશ્લાઘ્ય' (સહૃદયોએ પ્રશંસેલો) અર્થ કહે

છે અને એને કેવળ શબ્દાર્થનું શાસ્ત્ર જાણવાથી પામી શકાતો નથી, કાવ્યાર્થનું ખરું તત્ત્વ – રહસ્ય જાણનાર જ એને પામી શકે છે એમ જણાવે છે.

શબ્દાર્થશાસનજ્ઞાનમાત્રેણૈવ ન વેદ્યતે,

વેદ્યતે સ હિ કાવ્યાર્થતત્ત્વજ્ઞૈરેવ કેવલમ્.

બીજી બાજુથી, સ્વાદિષ્ઠ રસધ્વનિ જેમાંથી ઝરે છે એ મહાકવિની વાણીને એ એની વિશિષ્ટ પ્રતિભાનું પરિણામ લેખે છે. કવિપ્રતિભાનું ગૌરવ કરતાં આનંદવર્ધન થાકતા નથી. એમની દૃષ્ટિએ કાવ્યઘટનાનું એ મુખ્ય ચાલક બળ છે, સૌ નિયમોથી પર એવું નિયામક બળ છે. કવિપ્રતિભાને ઉત્તમ અર્ઘ્ય આપતા એમના આ ઉદ્‌ગારો જુઓ :

અપારે કાવ્યસંસારે કવિરેવ પ્રજાપતિઃ,
યથાસ્મૈ રોચતે વિશ્વં તથેદં પરિવર્તતે.
શૃંગારી ચેત્કવિઃ કાવ્યે જાતં રસમયં જગત્,
સ એવ વીતરાગશ્ચેન્નીરસં સર્વમેવ તત્.
ભાવાન્ અચેતનાન્ અપિ ચેતનવત્ ચેતનાન્ અચેતનવત્,
વ્યવહારયતિ યથેષ્ટં સુકવિઃ કાવ્યે સ્વતન્ત્રતયા.

"અપાર કાવ્યવિશ્વમાં કવિ પોતે જ પ્રજાપતિ – સ્રષ્ટા છે. એને જેમ રુચે છે તેમ આ વિશ્વ પરિવર્તન પામે છે. કવિ જો શૃંગારી હોય તો કાવ્યજગત રસમય બની જાય છે અને કવિ જો વેરાગી હોય તો એ બધું જ નીરસ બની જાય છે. ચેતનને અચેતનરૂપે ને અચેતનને ચેતનરૂપે એમ કવિ સ્વતંત્રતાપૂર્વક પોતાની ઇચ્છા મુજબ પદાર્થોને વ્યવહાર કરતા – વર્તતા કરે છે."

જરા વિસ્તારથી નિરૂપાયેલી અને આપણું ખાસ ધ્યાન ખેંચે એવી આનંદવર્ધનની એક સ્થાપના તે કવિપ્રતિભાના અને કાવ્યમાર્ગના આનન્ત્યની છે. 'ધ્વન્યાલોક'માં ધ્વનિના ભેદો-પ્રભેદોનું, એનાં સંમિશ્રણોનું કેશિકી પૃથક્કરણ થયેલું છે. પ્રત્યયથી માંડીને પ્રબંધ સુધીના ધ્વનિના આધારો એમાં વર્ણવાયા છે અને ધ્વનિપ્રક્રિયાનું વૈવિધ્ય સ્ફુટ કરવામાં આવ્યું છે. આ બધું, આનંદવર્ધન કહે છે કે, કવિપ્રતિભા કેમ અનન્તતાને પ્રાપ્ત કરી શકે તે માટે છે. ધ્વનિના અનેક પ્રકારોમાંથી એકને બદલે બીજા પ્રકારના આશ્રયથી પુરાણા અર્થવાળી કવિવાણી નૂતનતા ધારણ કરે છે અને રસાદિના પરિગ્રહથી, વસંતઋતુમાં જેમ વૃક્ષો તેમ પરિચિત વિષયો પણ નવા જેવા બની જાય છે. આ રીતે કાવ્યમાર્ગની અનંતતા સિદ્ધ થાય છે.

આનંદવર્ધન સ્પષ્ટતા કરે છે કે એકલો વાચ્ય અર્થ – વિષયભૂત જગત પણ એના સ્વભાવથી જ અવસ્થા, દેશ, કાળ વગેરેની વિશેષતાને લીધે અનંતતા ધરાવે છે પણ રસભાવાદિથી એ સંબદ્ધ બને છે ત્યારે હજારો બૃહસ્પતિઓ એને વાણીમાં બાંધવા મથે તોયે એ ક્ષય પામતું નથી — આ વાસ્તવિક જગતની મૂળ પ્રકૃતિની જેમ. ટૂંકમાં કવિમાં પ્રતિભા હોય તો કાવ્યના વિષયોનો કોઈ તોટો જ નથી.

આના અનુસંધાનમાં આનંદવર્ધન કવિઓમાં નજરે પડતા મળતાપણાનો, અનુકરણ-અનુસરણનો, જૂની સામગ્રીના વિનિયોગ અને પોતીકાપણાનો પ્રશ્ન ચર્ચે છે. એ કહે છે કે મેધાવી કવિઓમાં પણ મળતાં આવતાં ઘણાં સ્થાનો હોય છે. અન્ય-સાદૃશ્ય જુદી જુદી કોટિનાં હોય છે અને બધાં કંઈ નિંદ્ય કે ટાળવાયોગ્ય નથી હોતાં. પ્રતિબિંબવત્ સાદૃશ્ય કે ચિત્રવત્ સાદૃશ્ય ત્યાજ્ય છે કેમકે એને પોતાનું આગવું અસ્તિત્વ નથી. પણ બે માણસોના સરખા દેહના પ્રકારનું સાદૃશ્ય ત્યાજ્ય નથી. ત્યાં પ્રાણતત્ત્વ તો જુદું જ હોય છે. વસ્તુ પૂર્વપરંપરામાંથી લીધું હોય છતાં એમાં નવું જ આત્મતત્ત્વ દાખલ થવાથી એ ચંદ્રની છાયા ધરાવતા સુંદરીના મુખની જેમ ખૂબ શોભી રહે છે.

'ધ્વન્યાલોક' સંસ્કૃત શાસ્ત્રપરંપરાનો ગ્રંથ છે. એમાં સૂક્ષ્મ તર્કસરણીઓની જટાજાળ છે અને વર્ગીકરણોનો જાણે ધોધ વહે છે. પરંતુ તે સાથે એમાં તાજગીભર્યા ઘણા વિચારો વ્યક્ત થયા છે અને આનંદવર્ધનની શૈલીમાં પ્રવાહિતા છે, દ્યોતક ઉપમાદિના વિનિયોગથી સધાયેલી સુંદરતા છે અને હળવી મોકળાશભરી અભિવ્યક્તિનાં દૃષ્ટાંતો પણ

જડે છે. આનો કંઈક ખ્યાલ અત્યાર સુધીના નિરૂપણમાંથી આવી ગયો હશે. માત્ર હળવી અભિવ્યક્તિના એક બે દૃષ્ટાંતો જોઈએ. ધ્વનિના વિરોધી મતોની વાત કરતાં તેઓ ધ્વનિવાદીઓનો કેવો ઉપહાસ કરે છે એ આનંદવર્ધન નોંધે છે: "વાણીના વૈચિત્ર્યના પ્રકાર તો અનંત છે, એટલે પ્રસિદ્ધ કાવ્યલક્ષણકારોએ જેનો ઉલ્લેખ ન કર્યો હોય એવો કોઈ ક્ષુદ્ર પ્રકાર હોય પણ ખરો; પણ તેને 'ધ્વનિ', 'ધ્વનિ' કહીને જૂઠી સહૃદયભાવનાથી આંખો મીંચી લઈને નાચવાની શી જરૂર છે એ અમને સમજાતું નથી."

કાવ્યમાં અલંકારો પ્રયત્નપૂર્વક આણેલા ન હોવા જોઈએ એ સમજાવતાં આનંદવર્ધન કહે છે કે "જ્યારે કોઈ પ્રતિભાશાળી કવિ રસમાં એકાગ્રચિત્ત થઈને રચના કરતો હોય છે ત્યારે જેની રચના મુશ્કેલ લાગે એવા અલંકારો 'પહેલો હું', 'પહેલો હું' કરતા તેની આગળ દોડતા આવીઆવીને પડે છે."

આવા મેધાવી કાવ્યવિચારક અને મધુર શૈલીકાર આનંદવર્ધન ભારતીય વિદ્યાનું એક મૂલ્યવાન ભૂષણ છે.



## બે ગઝલ

### ૧

મારું જીવન ખામોશ ડાયરી છે
મૂંગી વ્યથાની એક શાયરી છે.

જલ પી ગયું છે બિમ્બ આ વૃક્ષનું
એ વાત સહસા આજ સાંભરી છે.

થોડાક સદ્‌ભાગી હું પ્રેમ કાજે
મારી હથેળીમાં રેખ પાતળી છે.

આ ઘૂઘવે એ તો નથી જ દરિયો
મારી વ્યથાને કોણે આંતરી છે.

જીવ્યો છું ઉત્તમ રીતથી મિત્રો
શ્વાસોથી કોર્યો છું, ખાતરી છે.

એ એક દૃષ્ટિ ને બનું વિહ્‌વળ હું
આ એમનાં તો નયન વાંસળી છે.

### ૨

હું તરું છું શ્હેરની સપાટી પર,
તું મને પૂછે છે દરિયાની ખબર.

આમ દર્પણ મારી સામે તું ન ધર
જ્યાં ગયો છું ત્યાં મળી છે પાનખર.

હું નિખાલસ હોઉં છું હરવાત પર,
શબ્દનાં છળ તું ન મારી સાથ કર.

હું રહ્યો સ્મિતની સુવાસે બેખબર,
આંસુના અત્તરથી છું હું તરબતર.

છેક સમજણ બાળ જેવી થૈ ગઈ,
જિંદગી છોડી ગઈ છે એ કસર!

યોસેફ મેકવાન

# બધું સંભાળી લેજે....*

સુધા સુન્દરમ્

અમારું પોંડિચેરીનું મકાન બે માળનું છે.

નીચે, એક રૂમમાં ઑફિસ છે — 'દક્ષિણા' કાર્યાલયની. એમાં સુન્દરમ્‌નું – પપ્પાજીનું એક મોટું ટેબલ છે અને એમની જમણી બાજુએ, થોડે દૂર મારું, સહેજ નાનું, જુદું ટેબલ છે. એમના આ ટેબલ ઉપર મોટે ભાગે તેમનું પત્રલેખનનું કામ થતું હોય — બપોરે, સાંજે. એમની જમણી બાજુએ હું પણ, મારા નાના ટેબલ ઉપર મારું કામ કરતી હોઉં — હિસાબનું, શ્રી માતાજીને ગુજરાતમાંથી અને પરદેશમાંથી આવતાં અર્પણો પહોંચાડવાનું, અને એ બધાંને શ્રી માતાજીના આશીર્વાદ મોકલવાનું.

રોજ સવારે અમે બન્ને અમારા શ્રી અરવિંદ આશ્રમના પ્રેસમાં હોઈએ. ત્યાં એક મોટા ટેબલની બંને બાજુએ, સામસામી અમારી ખુરશીઓ છે. પ્રેસનું બધું ગુજરાતી કામ સુન્દરમ્‌ના હાથમાંથી પસાર થાય, અને એમને જરૂરી બધી મદદ કરવાનું કામ મારું. આમ પ્રેસમાં અને ઘરમાં અમારે ઘણું કામ સાથે કરવાનું રહેતું.

મકાનના ઉપરના માળે અમારા બંનેના સૂવાના બે જુદા રૂમ છે. એમના એ રૂમમાં પણ એક ટેબલ છે. અહીંયાં, બપોરે અને રાતે, મોડી રાતથી તે વહેલી સવાર સુધી સુન્દરમ્ કામ કરતા — ઊંઘની અને કાવ્ય-પ્રેરણાની સાથે સંવાદિતામાં સમય ફાળવીને! પોતે ક્યારે કેટલું કામ કરે છે એની બહુ વાત ન કરે, કહોને ભાગ્યે કરે!

બપોરે હું નિશાળેથી બાળકોને ભણાવીને ઘેર આવું, ૪–૪.૧૫ની આસપાસ, ત્યાર પછી પપ્પાજી ઉપરથી નીચે ચા પીવા ઊતરે, ડાબો હાથ હળવેથી કઠેડા ઉપર લપસતો હોય અને જમણા હાથની આંગળીઓ નાક ઉપર કે ભમર ઉપર કોઈ વિચારમાં ફરતી હોય. ઊતરતાં કોક વાર મારી સાથે નજર મળી જાય તો કહે, "મને સાત સુન્દરમ્ તું લાવી આપ!" અને અમે ચા પીવામાં અને શાળાનાં બાળકોની વાતચીતોમાં થોડો સમય સાથે પસાર કરીએ. બીજા કોક દિવસે જ્યારે ઉપર ઘણું કામ કરીને આવ્યા હોય ત્યારે કહે, "સાત સુન્દરમ્‌થી પણ મારું કામ પૂરું નહિ થાય!"

સાંજના અમારા આશ્રમના 'પ્લેગ્રાઉન્ડ'માં કસરત કરી, આશ્રમમાં પ્રણામ કરી પપ્પાજી ૮.૩૦ – ૮.૪૫ વાગ્યે ઘેર આવતા. આવીને નાહી, જમી, થોડું ટેબલ ઉપર બેસતા, અને એમને મન થાય ત્યારે ઉપર ચાલી જતા. હું આજુબાજુમાં વાંચતી હોઉં અને ધીમો રેડિયો સાંભળતી હોઉં એટલે ઉપર જતાં મને કહે, "બેટા, હું ઉપર જાઉં છું. નીચેનું બધું સંભાળી લેજે." અને હું "ભલે." બોલીને એમના લાકડાની ખપાટનો અવાજ ઉપર ચડતો સાંભળતી વાંચવામાં ફરી ડૂબી જતી.

મને ઊંઘ આવે ત્યારે હું ઊભી થતી, અને નીચેનું બધું 'સંભાળી લેતી', એટલે કે ઑફિસની બારીઓ બંધ કરી, નીચેનાં ત્રણ-ચાર બારણાંની સાંકળો ચડાવી, બધી લાઇટ બંધ કરતી — સિવાય એક તાંબાનો લાઇટલૅમ્પ જે એમને ઝામ્બિયામાં ભેટ આપેલો.

દાદરાની ઉપર હું આવું અને જમણી બાજુએ એમના રૂમમાં નજર કરું તો ટેબલ લૅમ્પની સામે ખુરસીમાં એકદમ સ્થિર બેઠા હોય: ડાબા હાથની કોણી ટેબલ પર ટેકવી ભમર પસવારતા હોય અને જમણો હાથ પેન પકડીને વા સ્થિર હોય વા લખતો હોય. કોક વાર રૂમની લાઇટ ચાલુ હોય પણ પપ્પાજી પથારીમાં સીધા સૂતા હોય, એટલે સમજી જાઉં કે

* પ્રગટ થનાર સુન્દરમ્ સ્મૃતિગ્રંથ માટે લખેલા લેખનો પ્રારંભિક ભાગ.

"હ, હવે થોડા વખત પછી જાગીને ટેમલ ઉપર બેસશે – કદાચ તે સવાર સુધી!' જ્યારે રૂમની લાઇટ બંધ હોય માની લઉં કે આજનો પ્રોગ્રામ કંઈક જુદો જ છે!

આમ, પપ્પાજીનુ લેખનકાર્ય ત્રણે ટેમલ ઉપર થતુ રહેતુ પ્રેસમા આવે, બેસે અને મુખ્ય કામ શરૂ કરે તે પહેલા થોડી પંક્તિઓ લખાઈ જ જતી — નીચે નોધે 'પ્રેસ અને સાથે સાથે તારીખ અને સમય પણ ટપકાવી દેતા ઘરમાના ઉપરના ટેમલ પર લખાયું હોય ત્યા નોધ હોય 'ઉપર', તારીખ અને સમય તો હોય જ અમુકમા તો બબ્બે, ચચ્ચાર મિનિટના અંતરે સમય નોધાયો છે રોજ કાંઈક ને કાંઈક કાગળ ઉપર ટપકાવાતું જ હોય.

આ બધુ જે આટના વર્ષોથી લખાતુ રહ્યુ હતુ તે ભાગ્યે બહાર પ્રકાશન માટે મોકલતા દિવાળી પહેલા તંત્રીઓના પત્રો આવે અને કાવ્ય પસંદ કરી મોકલી આપતા

અને જે બધુ ક્યાય મોકલાવ્યા વિનાનું પાછળ બાકી રહ્યું હતુ એનું શુ ?

*

૧૩-૧-૧૯૯૧ તારીખે (સંવત ૨૦૪૭ના પોષ માસના કૃષ્ણ પક્ષની તેરસ હતી), રવિવારે વહેલી સવારે 'નર્સિંગ હોમ'મા મને કહ્યુ "બેટા મને જવા દે." થોડી વાર પછી વળી મને કહ્યુ, "મને તૈયાર કરને" આટલું બોલ્યા પછી એકદમ મૌન બની જઈ ધ્યાનમા ઊંડા ઊતરી ગયા અને સંપૂર્ણ શાંતિમા ઉપર ચાલી ગયા. મને કહ્યુ પણ નહિ, "બેટા, ઉપર જાઉં છુ નીચેનું બધુ સંભાળી લેજે." કહેવાની જરૂર પણ નહિ લાગી હોય — એમને ખબર તો હતી કે હું બધુ સંભાળી લેતી જ હતી, ફરી કહેવાની જરૂર ક્યા હતી!

⁂

## જાગતા રહેવું પડશે

ઘનઘોર અંધકારમા
અટવાઈ પડેલો
આપણો આજનો સૂરજ
ભૂલો ના પડી જાય
સવારે અહીં પાછો આવી શકે
તે માટે
આપણે જાગતા રહેવુ પડશે
આખી રાત
મશાલો સળગતી રાખીને
–હાથ બાળવાની તૈયારી રાખીને

જયન્ત પાઠક

# વિસ્તરતી સીમાઓ

## [સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ]

ચન્દ્રકાન્ત ટોપીવાળા

આધુનિક વિવેચન કૃતિની સ્વાયત્તતાની શોધમાં આગળ વધતાં વધતાં આંધળી ગલીમાં પ્રવેશ્યું. એમ કહો કે એક બંધિયારપણાની સ્થિતિમાં મુકાયું. એ સાથે ફરીને એને સ્વાયત્તતામાંથી ઉગારવા અને એને વ્યાપક સંદર્ભો સાથે જોડવા વિવિધ પ્રયાસો થયા; એમાં જુલ્ય ક્રિસ્તેવાનો આંતરકૃતિત્વ (intertextuality)ના સિદ્ધાન્તનો પ્રયાસ મહત્ત્વનો છે. એ માને છે કે કોઈ એક કૃતિના ઉદ્‌ભવમાં અનેક પરિબળો કાર્યશીલ હોય છે એટલું જ નહિ, કાર્યશીલ પરિબળો ભીતર સમાવીને કૃતિ ઉદ્‌ભવ પામતી હોય છે. કૃતિ પાછળ અનેક કૃતિઓનો આધાર પડેલો છે. અને આ બધા આધારોને જ્યાં સુધી તમે લક્ષમાં ન લો અને એકલી કૃતિના સંદર્ભને જ સ્વીકારીને ચાલો તો કૃતિનાં બીજાં અનેક સમૃદ્ધ પાસાંઓને તમે જતાં કરો છો.

જુલ્ય ક્રિસ્તેવાનો આ આંતરકૃતિત્વનો સિદ્ધાન્ત પણ જેનેત જેવાને અધૂરો લાગ્યો. જેનેતે એના 'Introduction a l' architexte' પુસ્તક અંતર્ગત દર્શાવ્યું કે કાવ્યવિજ્ઞાનને કેવળ વૈયક્તિક કૃતિ સાથે નિસ્બત નથી પણ એ 'આદિમ કૃતિ' (architext) સાથે નિસ્બત છે. આ 'આદિમ કૃતિ' સાહિત્યપ્રકારથી માંડી વિષયવસ્તુવર્ગીકરણ પર્યંતની કોઈ પણ સામગ્રી હોઈ શકે. આથી જ જેનેતે ક્રિસ્તેવાની 'આંતરકૃતિત્વ' જેવી સંજ્ઞા માન્ય ન રાખી. એને એ સંજ્ઞા અપર્યાપ્ત લાગી. અને એને બદલે એણે નવી 'પારકૃતિત્વ(transtextuality)ની સંજ્ઞાનો આગ્રહ રાખ્યો. પારકૃતિત્વ દ્વારા જેનેત જણાવે છે કે પ્રગટ યા અપ્રગટ જે કાંઈ કૃતિ સાથે સંકળાયેલું છે એ સર્વનો એમાં સમાવેશ છે.

આ સંદર્ભે જેનેત 'પારકૃતિત્વ'ના પણ પાછા પાંચ ઉપવર્ગો નિર્દેશે છે; અને એ દ્વારા કૃતિ સાથે સંકળાયેલી તમામ બાજુઓને સમાવી લેવાનો એનો પુરુષાર્થ છે. જેનેતના આ પ્રયાસને કારણે કૃતિ 'સ્વાયત્ત કૃતિ'ની સપાટભૂમિકાથી ઊંચકાઈને 'સંદર્ભકૃતિ'ની ત્રિપરિમાણી નક્કર ભૂમિકા પર સ્થાપિત થાય છે.

જેનેતે દર્શાવેલા ઉપવર્ગો આ પ્રમાણે છે: આંતરકૃતિત્વ (intertextuality), પરાકૃતિત્વ (paratextuality),અધિકૃતિત્વ(metatextuality), આદિમકૃતિત્વ (architextuatiy) અને અતિકૃતિત્વ (hypertextuality).

ક્રિસ્તેવા જેને 'આંતરકૃતિત્વ' કહે છે એનો જેનેત પારકૃતિત્વના એક ઉપવર્ગ તરીકે સ્વીકાર કરે છે અને એમાં ઉલ્લેખો (allusions), અવતરણો અને ઉઠાંતરીઓનો સમાવેશ કરે છે. પણ પરાકૃતિત્વ દ્વારા એ ક્રાંતિકારી સંદર્ભો સૂચવે છે. કૃતિ જે રીતે પ્રકાશિત થઈ હોય, એમાં શીર્ષક-ઉપશીર્ષકો જે રીતે મુકાયાં હોય, એમાં જે આકૃતિઓ અને રેખાંકનો થયાં હોય, કૃતિનું પહેલું જે કાચું ડોળિયું લેખક પાસે હોય — આ બધાંને જેનેત 'પરાકૃતિત્વ' હેઠળ આવરી લે છે. અધિકૃતિત્વ હેઠળ કૃતિનો, કૃતિ અંગે જે ટિપ્પણો, વિવેચનો થયાં હોય કે ભાષ્યો રચાયાં હોય એ સાથેનો સંબંધ સ્થાપિત કરવામાં આવે છે. જેનેત સૂચવેલો 'આદિમ કૃતિત્વ'નો ઉપવર્ગ એટલા માટે મહત્ત્વનો છે કે કૃતિ પરંપરા કે પ્રણાલીને એકદમ ચાતરીને રચાતી નથી. કૃતિનો સાહિત્યક્ષેત્રમાં હયાત સાહિત્યપ્રકાર સાથે સંબંધ અવિનાભાવી છે; યાકુસ જેને

'અપેક્ષાની ક્ષિતિજો' (horizons of expectations) તરીકે ઓળખાવે છે. સાહિત્યપ્રકારની આ સીમાઓ કૃતિના વાચનને ચોક્કસ રીતે નિયંત્રિત કરે છે. જેનેતે સૂચવેલી 'અતિકૃતિત્વ' સંજ્ઞા કૃતિના પૌર્વાપર્ય માટે અનિવાર્ય છે. પછીથી આવેલી કૃતિઓ બધી 'અતિકૃતિત્વ' ધરાવે છે, જ્યારે એની પૂર્વેની કૃતિઓ ઉપકૃતિત્વ (hypotextuality) ધરાવે છે જેમ કે, પ્રેમાનંદની કૃતિ અતિકૃતિ છે પણ નાકરની કૃતિ એ ઉપકૃતિ છે

આ તબક્કે રિફાતેરે પાડેલા 'યદૃચ્છા – આંતરકૃતિત્વ' (aleatory intertextuality) અને 'આવશ્યક આંતરકૃતિત્વ' (obligatory intertextuality) જેવી સંજ્ઞાઓ યાદ કરી શકાય. રિફાતેરે સૂચવેલા 'યદૃચ્છ આંતરકૃતિત્વ'માં પરિચિત કૃતિઓના ઝબકારમાંથી ઊભા થતા પ્રભાવમાંથી કોઈને પણ ઝીલવા માટે વાચક સ્વતંત્ર છે, પણ 'આવશ્યક આંતરકૃતિત્વ'માં કૃતિમાં પ્રવેશેલા અન્ય કૃતિના અંશોમાં પ્રવેશવું અને એના ઉદ્‌ગમ સુધી પહોંચવું એ હાથ પરની કૃતિના હાર્દ માટે આવશ્યક બની રહે છે

'કૃતિનિષ્ઠ' વિવેચનનો ખ્યાલ કૃતિના કેવા સમૃદ્ધ પાસાંઓને પોતાની સાથે લીધા વિના આગ્રહ વધેલો હતો એની પ્રતીતિ જેનેતના અતિવિશ્લેષણમાંથી મળી રહે છે.



## સાભાર સ્વીકાર

**નટુભાઈ ઠક્કર ફાઉન્ડેશન** (શ્રદ્ધા, કલ્યાણ બાગ, કાંકરિયા, અમદાવાદ–૨૮)**નાં**

આંસુડે ચીતર્યાં ગગન : નટુભાઈ ઠક્કર, રૂ. ૩૦. સાગર આઠે પહોર : લે. કિ. ઉપર પ્રમાણે. તેજની રેલમછેલ : લે. કિ. ઉપર પ્રમાણે. તણખો થઈ ગઈ વાત : લે. કિ ઉપર પ્રમાણે. કંકુભરી કંકાવટી : લે કિ ઉપર પ્રમાણે [પાંચ પુસ્તકોના સેટની કિ. રૂ. ૧૪૦]

**અન્ય**

Poems of Debi Roy : Tra. by Manish Nandy, Pub : Jatindranath Sarcar, 'Abarta', A/10 Rabindra Nagar, Calcutta–18, Price Rs. 30. ભવભૂતિ : ગો. કે. ભટ, અનુ જશવંતી દવે, પ્ર સાહિત્ય અકાદમી, રવીન્દ્ર ભવન, ૩૫, ફિરોજશાહ રોડ, ન્યૂ દિલ્હી–૧૧૦ ૦૦૧, કિં રૂ. ૧૫ તુલનાત્મક સાહિત્યાભ્યાસ : વસંત બાપટ, અનુ. જયા મહેતા, જશવંતી દવે, પ્ર. શ્રીમતી નાથીબાઈ દામોદર ઠાકરસી મહિલા વિદ્યાપીઠ, ૧ નાથીબાઈ ઠાકરસી રોડ, મુંબઈ–૪૦૦ ૦૨૦, કિં. રૂ ૪૦ ભાષા વિષે : લાભશંકર ઠાકર, પ્ર. ઇમેજ પબ્લિકેશન્સ, ૧૩૩ હસ્સા મહાલ, દનામલ પાર્ક, પ્રેસિડન્ટ હોટેલની પાસે, કફ પરેડ, મુંબઈ–૪૦૦ ૦૦૫, કિં. રૂ ૮૦. મનસુખલાલ મજીઠિયા : લે. ઉપર મુજબ, પ્ર રન્નાદે પ્રકાશન, ૫૮/૨ જૈન દેરાસર સામે, ગાંધી રોડ, અમદાવાદ–૩૮૦ ૦૦૧, કિં. રૂ. ૨૧. છિન્નપત્રમર્મર : રવીન્દ્રનાથ ઠાકુર, અનુ. પ્ર અનિલા દલાલ, ૩૪ પ્રોફેસર્સ કૉલોની, નવરંગપુરા, અમદાવાદ–૯, કિં રૂ. ૨૦ The Later Novels of Iris Murdoch : Anila Dalal, Samyak Prakashan, 34 Professors' Colony, Navrangpura, Ahmedabad–380009, Rs. 50 God Rebirth and The Vedas : Swami Paramananda Bharathi, Tr. by B.G. Sreelakshmi, Pub. Wiley Eastern Ltd, 4835/24, Ansari Road, Dariyaganj, New Delhi–110 002, Price Rs. 75. Radha Chalisa : Baba Gopaldasji, Tr. by Shantananda, Pub. as Above, Price Rs 20. Hanuman Chalisa : Tr. Pub. Price as Above. Wisdom of Upanishads : Jaikishandas Sadani, Pub. as Above, Price.

# ભારતીય કવિતાયાત્રા : ઋષિથી કવિ સુધી / ઉશનસ્

(હરિણી સૉનેટત્રયી)

૧

સમય જ સ્વયં તે દૂહાડે તો હતો ઇતિહાસનો
શિશુળચુકડો, કાલીઘેલી યદૃચ્છ નિરાગસી
પ્રથમ પ્રથમા વાણી એને થઈ સ્ફુટ છાંદસી
અમરતભરી; આભારીયે હતો અવકાશનો;
ગગન પણ તે દૂહાડાઓમાં ઝમ્યા કરતું શ્રુતિ
હિમગિરિતણાં શૃંગે તુંગે; અરણ્ય અડાઅડે;
સરલઋષિઓએ તે દેખી પીધી શ્રવણો વડે
પરમ સુષમાવાળી દિવ્યાસુધામય વાક્કૃતિ;
પરમ શિવશીર્ષે સ્વર્ગંગા યથા ઝીલી'તી તથા
ગહન શ્રુતિઓ આકાશી તે ઝીલી લીધ કાનમાં;
"અમૃત કુળના પુત્રો છો સૌ; રહો ન ગભાનમાં;
સકલ દ્વય પારે જે શાન્તિ, તમારી જ સર્વથા."
અદ્દભુત અમી શાંતિ લાધી સનાતન બોલમાં
પ્રથમ ઊતરી જે એકાન્તે સમાધિ ગહોલમાં

૬–૩–૯૩

૨

હિમગિરિતણાં શૃંગો કેરી સમાધિપરિણતિ,
અરવવિજને એકાન્તોમાં અડાબીડ કાનને
સરલદ્રુમ છાયા કુંજોમાં, ઝરાતણી ઝણઝણે
વિરલ લય વાણી પામ્યા, તે વિલુપ્ત સરસ્વતી.
પછી જનપદો, વસ્તી, રાજ્યો હિમાલય ખંડમાં,
પછી સરહદો ઉલ્લંઘન્તાં હળાહળ વેરનાં
ભીષણ કુરુક્ષેત્રો ક્ષાત્રોનાં વિભાજિત ઘેરના,
જગતી અથવ ત્રિષ્ટુપે વહે કયમ છંદમાં?
વિષમ વ્યવહારો સંસારી મનુષ્ય સમાજના,
મન મનુતણું, ગાંઠે ગાંઠે ગૂંચાયલ કોકડું!
સરલ મનના એ છંદોમાં વહી જવું ના'વડયું;
ન ઋષિ; કવિને માગે વાણી હવે નવ સાજના;
ત્રિપદલય છંદો દૂંપાતા; નવો જ અનુષ્ટુપ
જગત રહ્યું ઝંખી તે જન્મે હવે જ અનુષ્ટુપ.

૭–૩–૯૩

૩

"વન-મન-તણાં એકાન્તોમાં પ્રશાન્ત શ્રુતિ સ્રવી
અમૃતમય આત્માની આર્ષા સમાશ્વસતી પરા;
પણ વિષમ સંબંધોનું શું મનોમય આકળા!
શિખર પ્રગટી વાણી, ખીણે શી રીત પ્રયોજવી?"
મનહિમન શોચે છે બ્રહ્મા : "હવે કવિ જોઈએ,
વીજશી પ્રતિભા દ્યૌપૃથ્વી જે લિયે ગૂંથી, પામવી;
શિખર ખીણ સાંધી લેતો જે મહાબખિયે કવિ;
ઋષિ સરીખ દૃષ્ટિવાળો છે અહીં જણ કોઈએ?"
ખડી ઉભય સેનાઓ વચ્ચે હતો રથ યોધનો,
ઉભય ભણી શંખો સૂત્રોનો હતો તુમુલ ધ્વનિ;
પ્રગટી શમની વાણી, ટાણું અનન્ય જ છે, ગણી
અમિય પ્રગટયો યુદ્ધે શબ્દ પ્રશાન્તિ પ્રબોધનો;
બ્રહ્માયે બોલી ઊઠયા :
"ગગનધરતીને ગૂંથતો એક તંતે
સંઘર્ષે સ્વસ્થ જન્મ્યો
કવિકુલીન ખરો વ્યાસનો શબ્દ અંતે"

૮–૩–૯૩

# સ્વાધ્યાય અને સમીક્ષા

ભરત મહેતા

**બોલ અણુમોલ છે...**

હમણુ હમણા વિવિધ સાહિત્યિક સામયિકોમા વાર્તાકળાનુ સામર્થ્ય દાખવતા વાર્તાકારો ઝડપભેર ગ્રંથસ્થ થઈ રહ્યા છે, જેમા હિમાંશી શેલત ('અતરાલ', 'અધારી ગલીમા સફેદ ટપકા'), મોહન પરમાર ('નકન ક'), અજિત ખાડવાલા ('આખની ઇમારતો'), શિરીષ પચાલ ('અચઈ'), જોસેફ મેકવાન ('આગળો') વગેરેનો સમાવેશ થઈ શકે. આ બધાએ મળીને અનુ સુરેશ જોષીયુગના આગવા લક્ષણો ઊભા કર્યા છે. પરિણામે એવુ અનુભવાય છે કે ગુજરાતી વાર્તાસાહિત્ય પોતાની કરવટ બદલી રહ્યુ છે. આમા કેટલાક વાર્તાકારો તો પોતાનો રણકતો, અન્યોથી અલગ પડતો અવાજ ઊભો કરી શક્યા છે સાપ્રતકાળે હરીશ નાગ્રેચા આવો અનન્ય અવાજ છે. 'તું બોલ ને...!'મા એમની દસ વાર્તાઓ સગ્રહસ્થ છે એ વાર્તાઓનું અવલોકન અહીં પ્રસ્તુત છે.

પ્રથમ વાર્તા 'ખલેલ'નો નાયક હરખચદ મુબઈની કોઈ મોટી ઓફિસનો કનાર્ક છે. રેકર્ડરૂમનો આ કારકુન રેકર્ડરૂમમા બધાને 'વિશેષ' સવનતો આપતો આથી 'વિશેષ' લાભ મળતો I એક વાર એને થયુ, ધૂળ પડી આ કમાણીમા. તે સહુને વડચમ ભરતો થઈ ગયો બધા આવતા બધ થયા ધીરે ધીરે હરખચંદને એકલતા કોરી ખાય છે ભૂખ લાગે છે — વાતની, આખની, મનની, પેટની આથી રેકર્ડ રૂમની વિનાસત જેવુ એનુ પ્રિય કેલેન્ડર, જે ચા વાળા શંકરને કચરનુષ જોઈતુ હતુ એને આપીને હરખચંદ ચા મગાવે છે ત્યા વાર્તા પૂરી થાય છે. કેલેન્ડર આખી વાર્તાને સંકલિત કરે છે દીવાલ પર ટાગેલી બદૂક વાર્તામા ક્યાક તો ફૂટવી જ જોઈએ એવુ જ્યારે ચેખોવે કહ્યુ ત્યારે તેનો સદર્ભ તો વાર્તાની વિગતો કેટલી હેતુલક્ષી હોવી જોઈએ તે બતાવવાનો જ હોય એ સદર્ભે અહીં કેલેન્ડર 'પેના' ઓવરકોટ જેવી ઝખનાને જ તાકે છે I હરખચદના માનસપટ પર ઊભરાતા ઓફિસના કર્મચારીઓ, એની વિશેષતા-મર્યાદાઓથી નગરની એક સૃષ્ટિ ઊભી થવા પામે છે.

'ખલેલ'ની વાસ્તવવાદી સૃષ્ટિ પછીની વાર્તા છે, 'નલ્લી' 'નલ્લી' ગુજરાતી સાહિત્યની અવિસ્મરણીય વાર્તા બની રહેવાની 'નલ્લી'ની નરી romantic સૃષ્ટિની માવજત રસપ્રદ છે વાર્તાના નાયકને કેમેરામેન બતાવીને, કેમેરાની પરિભાષામા એના મનોગતને વાચા આપવાનો લેખકનો તરીકો વાર્તાને કલાત્મક પરિમાણ આપે છે રાજીવ સોનાલી એકમેકને દોસ્તીમા 'જીવો' અને 'નલ્લી' કહેતા, આવા યુવાહૈયાની મૈત્રી પર વડીલોના વાકે ચાલતી કરવતનો ખાસો પરંપરાગત કથાઘટક અહીં છે. વાર્તા ફ્લેશબૅકથી ઊપડે છે. વાર્તાના પ્રારભે જ નલ્લીહીન જીવો છે. વર્તમાનની તિરાડો વચ્ચે ભૂતકાળની થીજેલી ક્ષણો ગોઠવાતી રહે છે નલ્લીના ગમતા દરિયાકિનારે જ જીવો આવ્યો છે. આથી નલ્લીની સ્મૃતિ પણ દરિયાના મોજાંની જેમ જ પ્રમત્ત બની છે. એનુ નલ્લીહીન ચિત્ત કેવુ ઊપસ્યું છે જુઓ.

> 'એકાએક બધા જળ છોડીને ચાલ્યા ગયા હતા. કિનારો એકલો વિખૂટો, ઉદાસ થઈ ગયો હતો માછીમાર ખભે લાકડીમા જાગ ભરાવી, ઘર તરફ જઈ રહ્યો હતો. સૂરજ ઘડીક જાળમાથી ડોકાયો, ઝડપાઈ ગયો, સોનમાછલીની જેમ જાળમાથી છૂટવા તરફડવા લાગ્યો...ઠેર ઠેર ભીના પટ પર ફેંકાયેલા ફૂલહારના ગૂચળા, ખાલી નાળિયેરો, કપડાના ચીંથરા, પ્લાસ્ટિકની માથા વિનાની ઢીંગલી, મરી ગયેલી મીંદડીનુ

શેખ, ઊતરી ગયેલાં પાણીને પાછા વળવાની રાહ જોતાં તાકી રહ્યાં હતાં."

આ સિવાય પણ બાળકોની રમત અને જળ-પંખીની મદદથી પણ ભાવપરિસ્થિતિને સઘન બનાવાઈ છે. નલ્લીના મોતનું બયાન કરતી અપરાના સંવાદોની વચ્ચે જ જીવાનું — આંતરચેતનામાં પડઘાતું – "નલ્લી ઇઝ નો મોર... વ્હાય, શી ઇઝ નો મોર, વ્હાય!" જીવાની lyrical cryને વાચા આપે છે. અપરાની અંગ્રેજીમિશ્રિત ભાષા અને નલ્લીના દુઃખે એનામાં જન્મેલો રોષ મળીને પ્રચલિત સામાજિકતાને સંવેદનાસભર બનાવે છે. અનિતાનું પાત્ર નિવારી શકાયું હોત કે નાળિયેરવાળા સાથેની લેવડદેવડ વાર્તામાં કંઈ વિશેષ સર્જતી નથી.

'તું બોલ ને!' વાર્તા આધુનિકતાનાં અપ-લક્ષણોની ભોગ બનેલી છે. અહીં ઘટનાનો આછો-પાતળો તંતુય ગેરહાજર છે. 'શબ્દ' વિશેનું ઊર્મિકાવ્ય અહીં મુકાયું છે.

'ઍન્ટિમરાલી' જન્મથી જ દુણાયેલી છોકરીની વાર્તા છે. એના જન્મ વખતે જ બાપને ધંધામાં ખોટ ગઈ, મા બાપની ચિંતામાં જ એને મનભર ચૂમી સુધ્ધાં શકી નહિ! કાળીકૂબડી હોઈને મોટાં ભાઈભાંડુ શિશિર-દુલારી એને 'વેંગણી' કહીને ચીડવતાં. રિસાઈ, પલંગ નીચે ઘૂસી, ટૂંટિયું વાળી મૂંગી બેસી રહેલી, પીળા ફ્રૉકમાંથી નિકર દેખાતી વેંગણી મરાલીને ખુદ મરાલી આજીવન ભૂલી શકી નથી. ક્યારેક એને થયું'તું કે પોતે જ પોતાને ખોળામાં બેસાડીને પસવારી શકતી હોત તો સારું હતું! ક્યારેક એને થતું કે પોતાના શરીરમાં શાહુડીનાં પીંછાં, વાઘના નખ કે મગરના દાંત ફૂટે! આમ, મરાલીના દુણાયેલા માનસને સર્જક અનાયાસ વાચા આપી શક્યા છે. આવી મરાલીને દૂર હાંકી કાઢવા જ એને પંચગની ભણવા મૂકી દીધી બાપે. વૅકેશનમાં ઘેર આવતી ત્યારે બોન-ટી.બી. થયેલી મા અને નોકરાણી ગંગા સિવાય કોઈ ઘેર હોય જ નહિ! એને પાછા પંચગની ચાલ્યા જવાનું મન થાય. બધી ક્લાસમેટ 'વૅકેશન કેમ ગાળ્યું'નું ચવાણું ફાક્યા કરતી હોય! પંચ-ગનીમાં એનો વાન – કદ ને અવાજ બદલાયાં. એની મોટીબહેન દુલારી માટે સગપણની 'ના' આવી. છતાંય મરાલીને કાંઈ જ મમતા ન મળી. એને ઘર, રોડ ક્રૉસ કરવા ઊભેલા અપરિચિત પદયાત્રીઓથી ભર્યા ટ્રાફિક આઇલૅન્ડ જેવું લાગતું. શિશિરના લગ્નમાં 'કમ સૂન'ના નાનકડા ટેલિગ્રામથી જ એને મંગાવવામાં આવી! માની મોતવેળાએ તો નહિ જ. આવી મરાલી બધાને આઘાત આપવા જ શકુન્ત સાથે લવમૅરેજ માટે તૈયાર થઈ. પિતાને જ નહિ પિતા જેવા મિલમાલિક નલિનને પણ તરછોડીને! કુટુંબ સામેનો એનો બળવો સ્વ સુધી વિસ્તર્યો હોઈને મરાલી/ઍન્ટિમરાલીનું રસપ્રદ મનોદ્વંદ્વ 'ઍન્ટિમરાલી' વાર્તામાં પમાય છે.

'ઊથલો' પ્રથમ પુરુષ એકવચનના કથનકેન્દ્રમાં સળંગ ચાલતી વાર્તા છે. અન્ય વાર્તાઓમાં કથન-કેન્દ્રોની સેળભેળ વાર્તાને રસપ્રદ બનાવે છે. નાયક વિધુર છે ૭ વર્ષથી. ક્ષિતીશ અને ઋતિનો બાપ. ઋતિ તો પરણીને સાસરે પણ ગઈ છે. આસપાસમાં એવી અફવા ફેલાઈ કે એ (નાયક) પુનઃલગ્ન કરે છે. કોઈ ખુલાસો કરતા નથી. ક્ષિતીશ અને ઋતિ ભાગતાં ફરે છે; અવગણે છે ત્યારે નાયકને થાય કે આ લોકોને બાપની દેવ જેવી શાખ જોઈએ છે, બાપ નહિ. પિતા સિવાયના સમગ્ર સંદર્ભને દફનાવી દેવાના. હકીકતે તો એ અફવા એક ગેર-સમજ હતી છતાં એનો ખુલાસો કરવાનો નાયકનો ઇરાદો જ નથી. એ અંતર્મુખ છે. એક ઘટનાએ જન્માવેલાં વમળોને આ એકોક્તિ ગદ્ય વાચા આપે છે. આખી વાર્તા એકોક્તિમાં ચાલે છે.

'કાગ, દર્પણ અને ફેરિયો' વાર્તાનો નાયક બલ્લુ 'ખલેલ'ના હરખચંદની યાદ આપે છે. મ્યુનિસિપાલિટીનો કારકુન, અપરિણીત રહી ગયેલા આ નાયકને દાંતમાં કેવિટી હોવાથી સડો થયો છે. આ કેવિટી એના જીવનમાં પડેલા ખાલીપણાને વાચા આપતી રહી છે. મરાલી વધુ પડતી અવગણનાથી લઘુતાગ્રંથિથી પીડાતી હતી તો બલ્લુ માની વધુ

પડતી માવજતના કારણે જ અવિકસિત રહેલો. દાતના દુખવાના લીધે બલ્લુની સ્મૃતિમા લબકતા રહે છે ગંદા દાત માટે વઢતા માસ્તર, નથુકાકાની રૂખલી, ઉપરાણુ લેતી મા, માના મોત પછી લઈ ગયેલી માસી, બાપાના મ.ઓ. બધ થતા મધુની છેડતીના કારણે કાઢી મૂકની માસી વગેરે. દાઝમા જ હાથમા આરસી સ્મૃતિમા આવેલી માને મારી બેસતા નિ સહાય, લાચાર બલ્લુનુ અતિમ દશ્ય રસપ્રદ છે એને આવતા મોતના વિચારો એની જીવનની કેવિટીને જ તાકે છે. લેડી ડેન્ટિસ્ટ પાસે ગયો ત્યારે આવતો વિચાર – 'એના કાનમા લટકતી મોટી ગોળ સોનાની રિંગમા બેસી, પગ ઝુલાવતા હિલોળા લીધા હોય તો કેવુ ?' એની સબધભૂખને જ દર્શાવે છે 'કેવિટી'વાળી વાત લેખક પોતે જ ખોલી આપે છે એ જરા અજુગતું લાગે છે.

'અધકારના માચડે સૂરજ' પણુ ઘટનાના આછા-પાતળા તતુને સહારે ચાલે છે. 'તુ બોલને ! ' વાર્તાની માફક અહી પણ શબ્દાળુતા થોડી ખટકે છે પ્રા. નૈઋતી દલાલ અને ડૉ. અશ્રીક દલાલ, વાર્તાના નાયક-નાયિકા છે. ડૉ. દલાલ પરદેશથી પત્રો લખ્યા કરે છે અને નિરુને એમા રસ નથી, છતાય એને એ પત્રો જોવાની ખૂબ જ ઇચ્છા છે અશ્રીક પ્રત્યેનો રોષ શા કારણે છે એ કૃતિમા સ્પષ્ટ થતું નથી. આ સંગ્રહની આ નબળી વાર્તા છે

'દીવા પર જાળી' એ રૂપકાશ્રિત વાર્તા છે. સાધનોની ગિરદી વચ્ચે ઓછા થતા જતા સબધોને અહી વર્ણવ્યા છે દીવા સ્વય સરસ રેલાતા હવે તેના પર જાળી લગી ગઈ છે બગલાનું નામ પહેલા 'ગઝલ' હતુ હવે વચ્ચેનો 'ઝ' ઝાખો થઈને લથડી પડયો છે ને 'ગલ' વચાય છે દૂરથી આવા સકેતો રસ પમાડે છે અહી પણુ 'તુ બોલને !' કે 'અધકાર' જેવી ઘટના / વિગતોની ઓછપ ખટકે છે

'સુમન મળી હતી' એ રસિક આતરદદની વાર્તા છે ચેતનને પોતાની ભૂતકાલીન પ્રેમિકા સુમન એક વાર મળે છે એ મુલાકાતથી રઘવાયો ચેતન કેટકેટલાને આ વાત કરવા ચાહે છે પણુ બધા ટાળતા જ રહે છે ઓફિસ પહોચતા જ કાયમ જેનાથી નજર ટાળી દેતો એ મિસિસ લાલને 'ગુડ મોર્નિંગ' કહેવાઈ ગયું ! હોશભેર સીડી ચડી ગયો ટેબલ પર બેઠો તો ખરો પણુ ટેબલ નાનું લાગવા માડ્યું વિનુને વાત વાત કરવા ચાહી પણુ વિનુ તો મિસ મઝમુદારમા ખોવાયેલો હતો ! આથી જોડાજોડ પોતપોતાની ધરી પર ફરતા ભમરડા એક બીજાને અથડાઈ, કક્ષા ગુમાવી, દૂર દડી જાય તેમ એ વિનયથી દૂર ફંગોળાઈ ગયો. એન્ડીને ફોન કર્યો પણુ એ તો સાજની રમત છોડવા તૈયાર જ નહોતો ! સાજે પાચ વાગ્યે સુમન ફરી મળવાની જ હતી સ્ટોરમા જઈને એ ચોકલેટ લે છે સસ્મિત વને ચોકલેટ આપતી કાઉન્ટર ગર્લને થોડી વાત કરાય ? આથી એ ઉદાસ થઈ ગયો. કાઉન્ટર ગર્લને લાગ્યું પોતે હસી એ બરાબર નથી આથી એ પણુ ગંભીર થઈ ગઈ ! કાઉન્ટર ગર્લ હસે જ એવી અદમ્ય એની ઇચ્છાને એ હવે કહે થી રીતે ? સાજે ટેરવા ખભા પર મુકાયા કોણુ હશે ? સુમન ! એને થયુ કે નજર મળતા જ એ પૂછી બેસશે : 'આમ મો કેમ ઊતરેલું છે તારું ?' તો હુ શુ કહીશ ? ચેતનના આકળવિકળપણુાને અહીં માણુવાની મજા પડે છે

'નીના' આ સંગ્રહની અંતિમ વાર્તા છે 'લીના' જેમ્સ જોયૂસની 'A Painful Case'ની યાદ આપતી વાર્તા છે. લીલાને ચંદ્રકાન્ત ચાહતો, લીનાને ખબર ન પડે એમ. બસમા અપરડેક પર લીના બેસતી તો પોતે લોઅરડેકમા લીલા ઊતરે ત્યારે અદમ્ય ઇચ્છા છતા પાછુ વળીને જુએ જ નહિ એક દિવસ એને આવતો જોઈ લીનાએ જગ્યા હોવા છતાય બસ છોડી દીધી એ જોતા જ ચદ્રકાન્ત પાછો વળી ગયો ! આજીવન લીલાવિરહમા પછી એ તડપતો રહ્યો આમ જાતે નોતરેલી પીડાની આ વાર્તા છે ફ્લેશબેકથી વાર્તાનો પ્રારભ અસરકારક છે ચદ્રકાન્તનો પુત્ર ઈશાન વાર્તારભે આવીને જાહેરાત કરે છે કે આજે તમને મારે પુત્રવધૂ આપવી છે ' ચદ્રકાન્ત કહે છે કયા છે ? ' ..એ બસ સ્ટૉપ પર જ ઊભી છે !' વટોળિયાની જેમ ઈશાન એને લેવા

ઊપડચો ત્યારે ઘડીભર તો થયું કે ઈશાન હવે પોતાની મશ્કરી કરશે. ઈશાન ક્યાંય સુધી બારણું ખખડાવે છે પણ ચંદ્રકાન્ત ખોલતો નથી! ખોલ્યા પછી બારણું કેમ ક્યાંય સુધી નહોતું ખોલ્યું એનું જુઠ્ઠાણું એ ખોળી રહ્યો છે ત્યાં વાર્તા પૂરી થાય છે.

દસેય વાર્તાઓમાંથી ઊભું થતું વાર્તાગદ્ય મને આ વાર્તાકાર વિશે આશાવાદી બનાવે છે. સુ.જો.એ કહેલું – "નવલિકાના ગદ્યમાં ચૈતન્યના અનેકવિધ સંચારોની નમનીયતા (plasticity) નહિ લાવી શકીએ તો નવલિકાના વિહારનું ફલક આપોઆપ સંકોચાઈ જાય." વાર્તામાં તણાવ ઊભો કરવા માટે ગદ્ય જ ખપ લાગે છે. ટાઢાશથી વાર્તા સિદ્ધ કરવી ખૂબ જ કપરી છે; 'મુકુન્દરાય'ને અપવાદ ગણી શકાય. 'મુકુન્દરાય'ના અપવાદે આથી જ રા.વિ. પાઠકને મેઘાણીએ 'ફ્રાસ્ટીડિયસ' વાર્તાકાર કહેલા.

'ખલેલ'ના નાયકનો વસવસો અને પસ્તાવો નીચેની રીતે વ્યક્ત થાય છે:

"બાકી અહીંયાં લોકો બીડી પીવા કે પંચાત કરવા છટકી આવે; અબ્દુલની શેરે-શાયરી થાય, દવેના રેસના ઘોડા, ટ્રેનની અધૂરી રમી રમાય; ઉધારની લેવડદેવડ, કમિશનની આપ–લે, ઘેર લઈ જવાની સ્ટેશનરી બંધાય;... એણે કટાણું મોં કર્યું. એ ચાલ, માંદલી બહેન, એનાં ૭ છોકરાં, મોટી ઇન્દુની સુવાવડનો ખાટલો, પાનની પિચકારી મારતો ગંધાતો વર, દાદર પર ધવડ ધવડ કરતા બનેવી ચંપકલાલ, વાંદાસૂંઘ્યું કાંદાનું શાક, ઠીમડું થઈને છીબા પરના પરસેવાથી પોચી પડેલી ખીચડી, ચાલીનો ૭ ફૂટનો ઓટલો, વાસ મારતાં સ્વપ્નાં આવે એવાં સંડાસ, નજીક પથારી, સાંકળચંદની સવારની ઠેસ, ડબલાના છાંટા."

કે જીવાના ફોટાની પ્રશંસા કરતી નલ્લીની વાગ્મિતા તો જુઓ:

"ધુમમ્સ વીંટળાયેલું વૃક્ષ સ્નાન કરી ભીનું વસ્ત્ર લપેટી મુનિવર ઊભા હોય એમ નીતરે છે. કમાડ પાછળ દેખાતી કાનની વાળી જોઈને થાય હમણાં ડોકાશે ભીલડીનો છૂંદણાં-વાળો ચહેરો, આ ગુફાની નક્કર દીવાલનો પથ્થરી ઉભાર જોઈ થાય હમણાં પ્રગટશે કંડારવાં રહી ગયેલાં યક્ષ-યક્ષિણી..."

આ સિવાય નલ્લી પોતાના ગામની વાત કરે ત્યારે રજૂ કરતી સ્વપ્નીલ સૃષ્ટિ (૨૪), આકર્ષક ગદ્યનું ઉદાહરણ છે. પોતાને શું ગમશે એ કહેતી નલ્લી (૩૪), વડીલના વર્તનને ટાંકતી નલ્લી (૩૫), જીવાએ નલ્લીને રોકી નહિ એની સર્વજ્ઞમાં થયેલી રજૂઆત (૩૨), ખુલાસો નહિ કરવાનો 'ઊથલો'ના નાયકનો નિર્ણય (૭૯), બલ્લુની મરી જવાની કલ્પના (૯૦), ચેતનની પંખી થવાની ઇચ્છા (૧૩૮), લીલાની લાઇબ્રેરી પાસે પ્રથમ મુલાકાતે જ ચંદ્રકાન્તે અનુભવેલો રોમાંચ (૧૫૭) – વાર્તાને પણછ જેવી તંગ રાખતા ગદ્યકર્મના નમૂના છે.

અલંકારનું નાવીન્ય પણ સર્જકવિશેષનો ખ્યાલ આપે છે. 'પ્રકાશ પણ, રેકર્ડરૂમ એનાથી અભડાઈ જવાનો હોય તેમ હરિજનની જેમ ઉંબરે જ ઊભો રહે, ને પેલી ઊજળી હવાય તે!', 'વિધુર જેવો નિસાસો', 'વાઇપરની જેમ પાછી વળતી નજર', 'શાળાના પહેલા દિવસે ચાર કલાક અજાણ્યા વર્ગમાં બેસી, ઘરે પાછું ફરતું બાળક માને જોઈ રવવાયું દોટ મૂકે તેમ જળવિસ્તારને જોઈ તેનું મન...', 'ધીરે ધીરે ક્ષિતિજની સોડ શોધતો સૂરજ અપરંપાર ડોલતાં ચંચળ જળના દરેક હિલોળા પર સોનેરી વરખ લગાડવા આળોટી રહ્યો હતો. એક સઢ મખ-મલને ચીરતી કાતરની જેમ આકાશની સોનેરી ભૂરાશમાં સરકી રહ્યું હતું', 'વીંછીના અંકોડા જેવો ભિડાયા વિનાનો ખુલ્લો રહી ગયેલો કિનારો', 'હડકાયા વિચારો દાંતિયા કરતા', 'ક્રોકરી એટલે ચહેરા પરનો કોઈ અરુચિકર ડાઘ', 'ઘરનું ખાલીપણું, ભીડમાં ખૂંચ્યા કરતી અજાણ્યાની કોણીની જેમ અકળાવે છે', 'જીભીનું વાતોડિયું સ્મિત', 'સ્મિત પર બ્રેકેટ મારતી કરચલી', 'સંવેદનાનાં કુરકુરિયાં' 'આઈસબર્ગ મૂડ...' વગેરે. આમ છતાં 'કાગ...'

વાર્તામા વારેવારે કાગડો અને વાયસ બંને વાપરવામાં આવ્યા છે તે ખટકે છે. 'એ સોચતી રહી' (૫૯), 'તાજગી સિર્ફ અથડાઈ', જેવા હિન્દી પ્રયોગો ટાળી શકાયા હોત. હનામણુ, રાવ, જેંસો, છડી, ટેસડો, ચડચકા, ડીંડવાણુ, આવળિયું, સમાંકો જેવા કાઠિયાવાડી શબ્દો આસ્વાદ્ય છે

મોટા ભાગની વાર્તાઓમા મુખ્યપાત્ર ઘટનાને વાગોળતું હોય એવી પ્રયુક્તિ કરવામાં આવી છે. પરિણામે happeningના ઝીણામા ઝીણા નિરીક્ષણોનો આક્ મળે છે તથા વાર્તામા force ઊભો થાય છે. 'ધ લોનલી વૉઇસ'માં કહ્યું છે તેવા વંચિત પાત્રો અહીં વિશેષ હોઈને ટૂંકી વાર્તાનું કાઠું જળવાય છે. રસપ્રદ ઘટનાઓ, એની સંકુલતાને રજૂ કરતું ગદ્ય, સાપ્રત સમસ્યાઓના કારણે નામેચાનો આ સંગ્રહ નોંધપાત્ર છે. આ સંગ્રહ પછીની નામેચાની વાર્તાઓ વિવિધ સાહિત્યિક સામયિકોમાં ઘણી સંખ્યામાં આવી ચૂકી છે લેખકને કહીએ કે બીજો સંગ્રહ ઉતાવળે આપો.



# કુંડલિની

સામે
પ્રલંબ
અવકાશની
અરબી સમુદ્ર શી ચાદર
અને
હારેમોરે
સંકોડાઈને બેઠાં
એક માજી
વેચવા કશુંક
ટોપલીમાં ...
શુ હશે મહીં !
ફળ ?
મગફળી ચણા ?
ખાદ્ય વનસ્પતિ ?
કે
સરકતા સર્પ ?
માજી સમક્ષ
એટલી જગા છે
કે
એમની આસપાસ
કુતૂહલી
પ્રશ્નો બધા જ
કુંડલિની મારી
કોચવાઈ રહ્યા છે..

રાધેશ્યામ શર્મા

(સ્મિતા પાટીલનું છબી પ્રદર્શન જોયા બાદ)

# પ્રતિભાવ

'ઉદ્દેશ' નિયમિત મળે છે, વાંચું છું. તેની ગુણવત્તા સાહિત્યિક સુરુચિનું સંવર્ધન કરે છે. 'તંત્રીલેખ' અને સાહિત્યજગતના સમાચારથી સાંપ્રત સાથેનો સંપર્ક સધાય છે. અન્ય વિદ્વાનોના લેખોના વાચનથી પણ ઘણું જાણવા મળે છે.

ભૂજ — પ્રા. સોનલ વૈષ્ણવ
૬-૪-૯૩

*

'ઉદ્દેશ'નું વસ્તુ વિગતવાર જોતાં તેનો સ્તર અને વૈવિધ્ય 'સંસ્કૃતિ'ને ભુલાવે તેવાં છે. આ ઉંમરે તમારું તપ મોર્યું ગણાય અને આ જ મોટો પરિતોષ.

મહેરવાડા — ઈશ્વરભાઈ પટેલ
૨૧-૪-૯૩

*

'ઉદ્દેશ' સાચા અર્થમાં 'સાહિત્ય અને જીવન-વિચાર'નું માસિક બની શક્યું છે. આપની સાહિત્યિક ક્ષમતા...સ્નેહનું...પરિચાયક બની રહ્યું છે. 'ઉદ્દેશ' સહસ્ર પાંખુરીએ વિકસતું વિસ્તરતું રહે તેવી શુભકામના પ્રત્યેક સાહિત્યિક વ્યક્ત કરવાનો જ. મારી શુભેચ્છાઓ સ્વીકારશો. આપનું નિરામય દીર્ઘાયુ ઇચ્છું છું.

સુરત — કિસન સોસા
૩-૪-૯૩

'ઉદ્દેશ'નો અંક ૩૧ (ફેબ્રુઆરી '૯૩) મળ્યો. અનુક્રમ જોઈને જ આનંદ થયો, કેમ કે સંસ્કૃતિરાણી દેસાઈનું નામ જોયું. તેઓ ખૂબ સરસ કાવ્યો લખે છે. 'અથડાતા દિવસો' કાવ્ય ગમ્યું. રાજેન્દ્ર શાહનું 'મૃત્યુમુખથી અમરત્વ' બે ત્રણ વખત મનમાં મમળાવ્યું. 'દ્વિરેફની વાતો'માં પરિસ્થિતિની ભૂમિકા વિશેનો ધીરેન્દ્ર મહેતાનો લેખ અભ્યસનીય હતો. લેખકની મહેનત અને અભ્યાસ દાદ માગી લે તેવાં છે.

રાજકોટ — પ્રા. અરુણ જે. કક્કડ
૨૦-૩-૯૩

*

હમણાં જ 'ઉદ્દેશ'નો માર્ચ '૯૩નો અંક મળ્યો. પ્રાસ્તાવિકા વાંચી કે તરત હાથ કલમ ભણી વળ્યા. 'પ્રભુમય જીવન' ખરેખર એક સુંદર પુસ્તક છે. પરંતુ આજે આવાં પુસ્તકો વાંચનારા કેટલા? વિડિયોયુગમાં જીવનારા લોકો જ્યારે વાચનપ્રવૃત્તિનો ત્યાગ કરી વિડિયોના સસ્તા મનોરંજન વડે પ્રભુથી વિમુખ જવાનો પ્રયત્ન કરી રહ્યા છે ત્યારે સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય જેવી સંસ્થાઓ કયા બળે જીવે? આપણે માટે તો આ મૃતપ્રાય બનેલી સંસ્થાઓ જ્યાં સુધી શ્વાસ લેતી રહેશે ત્યાં સુધી માનવીની ચેતના ક્યારેક તો જાગશે એવી શ્રદ્ધા કેળવવી જ યોગ્ય છે. આજના સંજોગોમાં જે કાંઈ બની રહ્યું છે તે જોતાં માનવીના જીવનમાં પ્રભુનું સ્થાન ખરેખર છે ખરું?—એ જ પ્રાણપ્રશ્ન બની રહે છે.

મુંબઈ — ડૉ. સરોજિની જિતેન્દ્ર
૧-૪-૯૩

*

'ઉદ્દેશ'ના અંકોમાં આપ જે સાહિત્યરચનાઓ આપો છો તેની જેટલી પ્રશંસા કરીએ તેટલી ઓછી છે. ખરેખર વાંચવાની મઝા આવે છે.

મુંબઈ — ઇન્દુબહેન મહેતા
૫-૪-૯૩

*

આજે પુસ્તક અંગેની દૂરદર્શનની ચર્ચામાં તમે પ્રશિષ્ટ સાહિત્યનઃ પુનર્મૂલ્યાંકનની જે ચર્ચા કરી એ સંદર્ભમાં મને વિચાર આવ્યો કે અર્વાચીન સાહિત્યકારો સામે આપણે સાક્ષરયુગના સાહિત્યકારો — સમર્થ અને અભ્યાસી સર્જકો—ની ઉપેક્ષા કરી રહ્યા છીએ એમ તમને નથી લાગતું? ખાસ કરીને મહાકવિ ન્હાનાલાલની ઉપેક્ષા વિશે તો મારે ભાઈ અનામી સાથે ઘણી વાર ચર્ચા થઈ છે એટલે તમને યોગ્ય લાગે તો 'ઉદ્દેશ' કે સાહિત્ય પરિષદ્ દ્વારા આ સંબંધી કંઈક કરવા વિનંતી કરવા આ પત્ર લખું છું.

વડોદરા — મહેન્દ્ર ઈ. પંડ્યા
૧-૪-૯૩

# ગુજરાતમાં સૌના માટે આરોગ્ય

વસ્તી વધારાની સમસ્યા આજે કોઈ પણ રાજ્ય કે રાષ્ટ્ર પૂરતી મર્યાદિત રહી નથી. આપણા ગુજરાત રાજ્યની વસ્તી, ૪,૧૩,૦૯,૫૮૨ની થવા જાય છે. અન્ય રાજ્યોની સરખામણીમા આપણું દસમુ સ્થાન આવે છ. વસ્તીવિસ્ફોટને નાથવા શ્રેણીબદ્ધ પગલાંના પરિણામે રાજ્યની વસ્તીના વૃદ્ધિ-દરમા ૬.૪૮ ટકાનો નોધપાત્ર ઘટાડો આણી શકયા છીએ.

વસ્તી વિસ્ફોટને નાથવા માટેના રાજ્ય સરકારના પ્રયાસોને બિરદાવવા કેન્દ્ર સરકાર તરફથી રાજ્યને બાર જેટલા પ્રોત્સાહક પુરસ્કારો રાષ્ટ્રીય કક્ષાએ મળી ચૂકયા છે ચાલુ વર્ષે આણંદની ત્રિભોવનદાસ ફાઉન્ડેશન સંસ્થાને રૂ ૧-૫૦ લાખનું તેમજ જ્યોતિસંઘને રૂા ૫૦,૦૦૦નું પ્રોત્સાહન ઇનામ અનુક્રમે પ્રથમ અને તૃતીય સ્થાને આવવા માટે આપવામા આવ્યું છે.

## સંચારી રોગ નિયંત્રણ

ક્ષય નિયંત્રણ માટે રાજ્યમા ૨૧ જેટલા ક્ષય કેન્દ્રો, ત્રણ સેનેટોરિયમ અને ૧૩ સ્વૈચ્છિક સંસ્થાઓ સંચાલિત હૉસ્પિટલો છે. સ્વૈચ્છિક સંસ્થાઓને ખરેખર ખર્ચ અથવા ૭૫ ટકાના ધોરણે સહાયક અનુદાન આપવામા આવે છે રાજ્યમા ૩૫૬૩ પથારીઓની સંખ્યા રહેલી છે. ક્ષય રોગને કારણે એક લાખે મૃત્યુદર ૫૦ની આસપાસ છે. મેલેરિયા નિયંત્રણ કાર્યક્રમ માટે રાજ્યમાં ૭૭૮૮ તાવ સારવાર કેન્દ્રો, ૮૨૪૬ ઔષધ વિતરણ કેન્દ્રો તેમજ ૮૫૦ મેલેરિયા કિલનિક કાર્યરત છે. મેલેરિયા નિયંત્રણ છેલ્લા ત્રણ વર્ષમા મેલેરિયા પોઝિટિવ કેસોમા અને ફાલ્સીપેરમ પ્રકારના મેલેરિયાના પ્રમાણમા ઉત્તરોત્તર ઘટાડો નોધાયો છે વાળા નાબૂદી કાર્યક્રમના ધ્યેયમા ગુજરાત પ્રથમ સ્થાને રહ્યું છે. હાથીપગા-નિયંત્રણ કાર્યક્રમ અન્વયે એન્ટોમોલોજિકલ અને પોરાનાશક કામગીરી હાથ ધરતા રોગનું પ્રમાણ ૦ ૪૧ ટકા સુધી ઘટાડી શકાયું છે. ૧૯૮૪મા રક્તપિત્તનું પ્રમાણ દર હજારે હાલ ૦.૫૦ છે. રાજ્ય સરકારે રક્તપિત્તના દર્દીઓને પગે ચાલવા માટે તે અંગેના ખાસ પ્રકારના પગરખાંની ૨૦૦૦ જોડ આપવાનું વિચાર્યું છે.

## રોગનિયંત્રણ કાર્યક્રમ

રાજ્યમા સામાન્ય રોગચાળા નિયંત્રણ હેઠળ કોલેરા, કમળો, ઝાડા-ઊલટી, મગજનો તાવ જેવા રોગોથી થતા મૃત્યુનો આંક ગયા વર્ષોની સરખામણીએ ઘટાડી શકાયો છે. સ્વૈચ્છિક સસ્થાઓના સહકારથી આ યોજના અમલમા મુકાય છે. અંધત્વ નિવારણ યોજના હેઠળ સ્વૈચ્છિક સંસ્થાઓ નેત્રયજ્ઞ દ્વારા મોતિયાના ઓપરેશન કરે તો ઑપરેશનદીઠ તેને આપવામા આવતી સહાય રૂ. ૬૦થી વધારીને રૂ. ૧૨૦ કરવામાં આવી છે. રાજ્યમા ચક્ષુ બૅન્કની કામગીરી પણ સારી ચાલે છે. જાન્યુઆરી '૯૩ સુધીમાં એકંદરે ૩૬૩ જેટલા ચક્ષુઓ એકત્ર કરવામા આવેલા જેમા ૨૬૯નો ઉપયોગ કરી નિરૂપણ કરવામા આવ્યું છે.

હડકવા વિરોધી રસીના ઉત્પાદન માટે વડોદરા ખાતે વૅક્સીન ઇન્સ્ટિટ્યૂટની સ્થાપના કરેલ છે. જ્યા ૪૦ થી ૫૦ લાખ હડકવા વિરોધી રસી, તેમ જ પાંચ લાખ ડોઝ કોલેરાની રસી તૈયાર કરવામા આવે છે.

ગુજરાતમા કેન્સર રિસર્ચ ઇન્સ્ટિટ્યૂટ તરફથી પંચમહાલ જિલ્લામા કેન્સર અંગેનું સઘન નિદાન કેન્દ્ર શરૂ કરવામાં આવ્યું છે.

રાજ્યમા આરોગ્યવર્ધક કાર્યક્રમોને આગળ ધપાવવા અને જનસમૂહને આરોગ્ય સુવિધાઓ પ્રાપ્ત થાય એ માટે ૨૪ જનરલ હૉસ્પિટલો, ૨૫ જેટલી વર્ગ-૧ની હૉસ્પિટલો ઉપરાંત ચાર માનસિક આરોગ્ય કેન્દ્રની હૉસ્પિટલો અને ૬૭ વર્ગ-૨ની હૉસ્પિટલો અને દવાખાનાઓની સેવા ઉપલબ્ધ કરવામાં આવી છે.

[માહિતી]

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું માસિક

સર્વભાષા સરસ્વતી

વર્ષ ત્રીજું : અંક બારમો

જુલાઈ : ૧૯૯૩

તંત્રી
રમણલાલ જોશી

૩૬



# ઉદ્દેશ

વર્ષ ત્રીજું અંક બારમો સળંગ અંક : ૩૬

અનુક્રમ : જુલાઈ ૧૯૯૩



પ્રકાશક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ–૩૮૦ ૦૦૯

'ઉદ્દેશ' કાર્યાલય વતી મુદ્રક : રમણલાલ જોશી, ૨, અચલાયતન સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ–૩૮૦ ૦૦૯

મુદ્રણસ્થાન : ભગવતી મુદ્રણાલય, ૧૯, અજય ઇન્ડસ્ટ્રિયલ એસ્ટેટ, દૂધેશ્વર રોડ, અમદાવાદ–૩૮૦ ૦૦૪

## સૂચનાઓ

* 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે
* 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે.
* આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે.
* વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ. ૮૦. વિદેશમાં (એરમેલ) રૂ. ૫૦૦, (સીમેલ) રૂ. ૩૫૦ આજીવન પ્રોત્સાહક સભ્ય · રૂ. ૧૦૦૦
* 'ઉદ્દેશ'નાં ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી.
* સ્વીકૃત કૃતિનો જવાબ પંદરેક દિવસમાં અપાય છે
* છૂટક નકલ રૂ.૧૦ પોસ્ટેજસાથે
* લવાજમ મોકલવા અને પત્ર-વ્યવહારનું સરનામું :
  'ઉદ્દેશ' કાર્યાલય,
  ૨, અચલાયતન સોસાયટી
  નવરંગપુરા, અમદાવાદ–૯.
  ફોન નં ૪૫૨૦૨૭
* લવાજમો મનીઓર્ડર અથવા ડ્રાફ્ટથી મોકલવાં.
* 'ઉદ્દેશ'નાં લવાજમો નીચેનાં સ્થળે પણ ભરી શકાય છે :

(૧) સૌરભ પુસ્તક ભંડાર : ડેલિકો ડોમ સામે, મેડા ઉપર, રિલીફ રોડ, અમદાવાદ–૧ ફોન : ૩૮૧૨૩૦, ૪૭૫૦૯૭

(૨) િ ઼ મેગેઝીન વર્લ્ડ : ૬૨, કલ્યાણ ભુવન, બીજે માળે, રિલીફ રોડ, અમદાવાદ–૧ ફોન : ૩૫૬૪૭૯

# ઉદ્દેશ



જુલાઈ
૧૯૯૩


## सर्वभाषा सरस्वती

### દિશાહીનતા, દિઙ્મૂઢતા ચાલી રહી છે

તર્કબુદ્ધિ-નિષ્ઠાની સત્ય ઉપર કશી પકડ નથી.

ભાષા વાસ્તવને પહોંચી શકતી નથી.

ઇતિહાસ પાસે અતીતમાં ખરેખર શું બન્યું તે બતાવવાનું સામર્થ્ય નથી.

કોઈ નિશ્ચિત અર્થ હોતા નથી, કેમ કે પ્રત્યેક તથ્ય કે કૃતિપાઠનાં અનેક અર્થઘટન થઈ શકે છે. લોકશાસન પોતે જ એક છેતરપિંડી છે, કેમ કે કોઈ એક જણનું કોઈ બીજો જણ પ્રતિનિધિત્વ કરી શકતો નથી — અને એ એક વ્યક્તિ હંમેશાં બે કે વધુ વ્યક્તિઓ હોય છે.

આ બધું, 'ગમે તે ચાલે' એમ માનતા, અબાધિત છૂટો આપતા સમાજના વધતા જતા શૂન્યવાદને પ્રતિબિંબિત કરે છે.

*

ત્રીજા વિશ્વના સમાજો પાસે પ્રદર્શિત કરવા જેવું શું છે?

વિવિધ સંકર-સંસ્કૃતિઓ.

પરદેશના ધનથી પ્રેરાતા-પોષાતા આંતરવિગ્રહો.

એક જ વેચાઉ માલ પર નિર્ભર અર્થતંત્રો

પોતાની પરંપરાથી પરાયો બનેલો વિદગ્ધવર્ગ

અને

કહેવાતા વૈશ્વિક અને ગામડાના સીમાડાની કોર પર ઝૂંપડપટ્ટીમાં સ્થાન.

*

આપણાં પરંપરાગત મૂલ્યો એટલે—

જીવનમાત્રના ઐક્યની ભાવના.

નિસર્ગ પ્રત્યે સૌહાર્દ.

આપણા જગતના નાનકડા ખૂણા પર સતત તોળાતી અંધેરની ધમકીની સામે રક્ષણ આપનાર વૈશ્વિક ઋતમાં આસ્થા.

પરિગ્રહને મર્યાદિત કરતી આચારનીતિ અને પરિણામે સંતોષવૃત્તિના સંસ્કાર.

અન્ય ધર્મો પ્રત્યે આદરભરી સહિષ્ણુતા.

જીવનનાં પ્રતીકાત્મક અને લોકોત્તર પાસાં પ્રત્યે સંવેદનશીલતા.

પણ આમાનાં ઘણાંખરાં મૂલ્યો અત્યારે બે કારણે પાયામાંથી ખખડી ગયાં છે, ઢઢળી પડ્યા છે: (૧) વિદેશી આધિપત્યને પડકારવાના આવેગે, અને (૨) વિકાસની પ્રક્રિયાને લીધે — એટલે કે પશ્ચિમીકરણને પરિણામે; કેમ કે બધી નવી ટેકનલૉજીનો, નવનવા વિચારોનો, નૂતન સંસ્થાઓનો અને ઉદ્યોગવાદે સર્જેલી પાયમાલીના પ્રતિકારના નવતર પ્રકારોનો પણ મૂળસ્રોત પશ્ચિમ જ છે.

—અંગ્રેજીમાંથી અનુવાદિત. અનુ. **હરિવલ્લભ ભાયાણી**



## ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખપદે બિનહરીફ ચૂંટાતા

## શ્રી રાજેન્દ્ર શાહ

આગામી ડિસેમ્બરમાં કલકત્તા ખાતે યોજાનાર ગુજરાતી સાહિત્ય પરિષદના ૩૭મા અધિવેશનના પ્રમુખ તરીકે કવિશ્રી રાજેન્દ્ર શાહ બિનહરીફ ચૂંટાયેલા જાહેર થયા છે. સાહિત્ય પરિષદના બંધારણ મુજબ આજીવન સભ્યો અને સંસ્થા સભ્યોએ શ્રી રાજેન્દ્ર શાહ ઉપરાંત શ્રી હરીન્દ્ર દવે, ડૉ. રમણલાલ જોશી, શ્રી વિનોદ અધ્વર્યુ અને શ્રી રમણલાલ સોનીનાં નામ સૂચવ્યાં હતાં, જેમણે શ્રી રાજેન્દ્ર શાહની તરફેણમાં પોતાનાં નામ પાછા ખેંચ્યાં હોવાથી ચૂંટણી થતી નથી અને કવિશ્રી રાજેન્દ્ર શાહ બિનહરીફ ચૂંટાયેલા જાહેર થાય છે.

નિયામક
ગુજરાતી સાહિત્ય પરિષદ

# સાંપ્રત પ્રવાહો

તંત્રી

## સાંપ્રત પરિસ્થિતિ

દેશની અને ગુજરાતની સાંપ્રત પરિસ્થિતિથી સૌ વાકેફ છે—છાપાં વેચાઈ ગયાં જેવાં હોવા છતાં. લોકશાહી રાજ્યપદ્ધતિની જાણે વિડંબના થઈ રહી છે. સ્વરાજ્ય મેળવવા માટે કેવાં કેવાં બલિદાનો અપાયાં છે તે બધું આટલી વારમાં આપણે ભૂલી ગયા? ભાવિ ઇતિહાસકારને આપણને સ્વતંત્રતા સદી નહિ કે શું એવું કહેવા વારો આવશે એ વિચારથી કંપારી છૂટે છે. મૂલ્યોનું ભરપૂર ધોવાણ થઈ રહ્યું છે. પૈસા અને સત્તા માટે આપણે બધાં ધોરણો અને નીતિનિયમોને નેવે મૂકયાં છે. લોકશાહીના બાહ્ય માળખામાં છદ્મ સરમુખત્યારશાહી તરફની ગતિ જો નહિ અટકે તો ગૂંચવાડો અને અરાજકતા જ શેષ રહેશે. દેશમાં કયાં કયાં પરિબળો માથું ઊંચકી રહ્યાં છે એ કોઈથી અછાનું નથી. છતાં બધું રાબેતા મુજબ ચાલતું લાગે છે. જાગ્રત બૌદ્ધિક જન-મત એ જ સ્વસ્થ પ્રગતિશીલ સમાજની આધારશિલા છે. થોડા સમય પહેલાં એક છાપાની મુલાકાતમાં કોઈ જૈન મુનિએ કહેલું કે અત્યારે તો આ દેશને ભગવાન પણ બચાવી શકે એમ નથી એનું સ્મરણ થાય છે. સત્ પરિબળો સંગઠિત બનીને આ મહાન દેશને એની ઇતિહાસ-પ્રસિદ્ધ ગરિમા ઉપર પુનઃસ્થાપિત કરે એમ પ્રાર્થીએ. અમારી આવી નિરાશાભરી મનઃસ્થિતિમાં મિત્ર ડૉ. જયન્ત પાઠકને કાંઈક લખાઈ ગયેલું. એના ઉત્તરમાં કવિએ આમ લખેલું :—

**"આવી કાં વયને ધરો વિકલતા**<br>**હે શ્વેતકેશી મિતર !**<br>**સાચે જીવનના શું આમ મળવા**<br>**પ્રશ્નાર્થમાં ઉત્તર ?**

તમે તો ધીર-વીર-કર્મમાં સ્થિર, અધીર બને તે કેમ ચાલે?" — આ મધુર સ્મરણ પણ અહીં નોંધું છું.

## આ વર્ષના ગુજરાત સરકારના ગૌરવ પુરસ્કારો

આ વર્ષે ગુજરાત સરકારે વિવિધ ક્ષેત્રોમાં મૂલ્યવાન પ્રદાન કરનાર મહાનુભાવોને ગૌરવ પુરસ્કાર આપવાની જે જાહેરાત કરી છે એમાં આપણા કવિ શ્રી રાજેન્દ્ર શાહ, શ્રી બંસીલાલ વર્મા 'ચકોર', અને શ્રી રામલાલ પરીખને આ પુરસ્કારો એનાયત થયા છે. ત્રણેને અભિનંદન. સરકારે આ માટેની જે સમિતિ રચી હોય એનાં નામો પણ જાહેર કરે અને દર વર્ષે સમિતિના સભ્યો બદલે એમ ઇચ્છીએ.

## વિશ્વગુર્જરી એવૉર્ડ

વિશ્વગુર્જરી સંસ્થા તરફથી ૧૯૯૩ના વિશ્વ-ગુર્જરી એવૉર્ડ્ઝની જાહેરાત થઈ છે. આ વર્ષે સર્વશ્રી પ્રીતિ સેનગુપ્તા, દીના પાઠક અને રોહિત મહેતાની પસંદગી થઈ છે. પસંદગી સમિતિમાં ગુજરાત હાઈકોર્ટના નિવૃત્ત ન્યાયમૂર્તિ શ્રી એન. બી. પટેલ, શ્રી રમણલાલ જોશી, ગુજરાત વેપારી મહામંડળના પ્રમુખ શ્રી ઠાકોરભાઈ અમીન, અગ્રણી સર્જન અને સામાજિક કાર્યકર ડૉ. દિલીપ શાહ, ઉ.ગુ. યુનિ. ના ભૂતપૂર્વ કુલપતિ શ્રી કુલીનચન્દ્ર યાજ્ઞિકે સેવાઓ આપી હતી. ત્રણે એવૉર્ડવિજેતાઓને અભિનંદન.

## દિલીપ રાણપુરાના પુસ્તકનું બહુમાન

ભારતીય મહિલા ફેડરેશન મુંબઈ શાખાના ઉપક્રમે શ્રીમતી શકુન્તલા નેને–મોડકની સ્મૃતિમાં દર વર્ષે મરાઠી ભાષામાં પ્રગટ થતા સ્ત્રીપાત્રલક્ષી ગુણવત્તા ધરાવતા પુસ્તકને એવૉર્ડ આપવામાં આવે

છે. ૧૯૯૧નો ઍવૉર્ડ માલિની તુળપુળેએ પ્રસિદ્ધ નવલકથાકાર શ્રી દિલીપ રાણપુરાની નવલકથા 'આ કાંઠે તરસ'ના મરાઠી અનુવાદ 'નિવડુંગાચે ફૂલ'ને આપવામાં આવ્યો છે. એનો સમારંભ મુંબઈ ખાતે પ્રસિદ્ધ મરાઠી કવિ નારાયણ સુર્વેના અધ્યક્ષસ્થાને યોજાઈ ગયો. શ્રી દિલીપ રાણપુરા અને શ્રી માલિની તુળપુળેને અભિનંદન.

## મેઘાણીની જન્મજયંતીએ તેમનાં પુસ્તકો ઘટાડેલા દરે આપવાની યોજના

ઝવેરચંદ મેઘાણીની ૯૬મી જન્મજયંતી ઑગસ્ટમાં આવે છે તે પ્રસંગે લેખકનાં પુસ્તકો તદ્દન ઘટાડેલા દરે આપવાની લોકમિલાપ ટ્રસ્ટની યોજના છે. અણનમ માથાં, દાદાજીની વાતો (પાંચ ભાગ), નાના થૈને રે, પરકમ્મા, પ્રતિમાઓ, મેઘાણીની કિશોરકથાઓ (ત્રણ ભાગ), મેઘાણી: સ્મરણમૂર્તિ, સોરઠ તારાં વહેતાં પાણી, સોરઠી બહારવટિયા (ત્રણ ભાગ) તથા સોરઠી સંતો — આ અઢાર પુસ્તકોની છાપેલ કિંમત રૂ. ૧૪૦ છે પરંતુ ૩૦ સપ્ટેમ્બર સુધી ફક્ત રૂ. ૯૦માં મળશે. ટપાલમાં મંગાવનારે રજિસ્ટરના રૂ. ૧૫ ઉમેરવા. રકમ રોકડા કે ડ્રાફ્ટથી નીચેના સરનામે મોકલવાનું જણાવાયું છે: લોકમિલાપ ટ્રસ્ટ, પો. બો. ૨૩, સરદારનગર, ભાવનગર–૩૬૪ ૦૦૧.



## સાભાર સ્વીકાર

મધુરપંદ: લે. પ્ર. ઈશ્વરચંદ્ર ભ. ભટ્ટ, 'સ્મૃતિ', લક્ષ્મીનારાયણ મહોલ્લો (વલસાડ–૩૯૬ ૦૦૧, ઉપેક્ષિતા (ત્રિઅંકી) અને: લે. પ્ર. ઉપર મુજબ, કિં. રૂ ૨૦. દ્રોણનો અંગૂઠો: લે. ઉપર પ્રમાણે, પ્ર. 'ભવભૂતિ' ઈશ્વરચંદ્ર ભટ્ટ 'સ્મૃતિ', લક્ષ્મીનારાયણ મહોલ્લો, વલસાડ–૩૯૬ ૦૦૧, કિં. રૂ. ૩૦. જા તારી કિદા: લે. કલેરા ક્રિશ્ચિયન પ્ર. ક્રિસ્પસ વિજયકુમાર—ક્રિશ્ચિયન, "નેન્સી" ક્રિશ્ચિયન સોસાયટી, મિશન ચર્ચ પાસે, મ્યુનિ. બાગ પાસે, મહેમદાવાદ–૩૮૭૧૩૦, કિં. રૂ. ૧૨. અધીત: સોળ: સંપા: ડૉ. એમ. આઈ પટેલ, ડૉ. ઉષા ઉપાધ્યાય, પ્રા. કૃષ્ણદેવ—આર્ય, પ્રા. જયેશ ભોગાયતા, પ્ર. ગુજરાતીના અધ્યાપક સંઘ, કિં. રૂ. ૪૦. ભાષાવિવેક: પ્ર. ભાષાનિયામકની કચેરી, ગુજરાત રાજ્ય, ગાંધીનગર–૩૮૨ ૦૧૦, કિં. રૂ. ૨૪.

# દ્વિધા

તીરછી નજર માંડી, તરત મુખ ત્હેં ફેરવી લીધું!
વેણુથી કહ્યું જાય નહિ તે નેણુથી રે કંઈ કીધું!

કેમ આ કોયડો ઊકલે?
મ્હારી જોઈ ન ત્હેં બેચેની,
લટકમટક જાય તું ચાલી,
ઉછાળતી ફૂલ-વેણી;
કાળવી રેણે બગલાં જાણે ઊડતાં, એવું દીધું!

ટેકવી મ્હારા હાથમાં ચિબુક;
હેઓ આવી હોય તું નાજુક!

ઊઘડતા એ પ્હોરની ગોરી,
ગાલની ત્હારી લાલી,
આંખથી ઓઝલ, મે'લની પાછળ
ધવલ અગન ખાલી:
અય દુવિધા કેટલી? શું ત્હેં પાયું? શું મ્હેં પીધું?

રાજેન્દ્ર શાહ

# એક હળવી લહર

ફીરને ઓલે બારીએથી એક હળવી લહર આવી,
દૂર જે ખીલેલ કમળ ત્હેની મ્હેકમાં ખબર લાવી.

જોઉં છું સામે ગગન,
સોહે સૂરજ સોનલ તેજે,
એ'નુંય મ્હને અડતું કિરણ,
કોમળ ઝાકળ ભેજે :
ઘરની ગુહા મે'લવા, હેતે રહેલ તે લલચાવી.

નેણમાં નવું નૂર, ને,
પ્રબલ પ્રાણમાં પાંખો ફૂટે,
વાયરે વ્હેતા ટહુકે, વિહગ
વેણુના વેગે છૂટે;
સૌની સાથે ખેલતાં સુખે લાવણી મધુર ગાવી.

રાજેન્દ્ર શાહ

## ભલે....

આ આંસુઓને વહેવું હોય તો વહે
અષાઢમાં વરસતા વરસાદને મેં જોયો છે.
આ આગને ભભૂકવું છે તો ભલે ભભૂકે
સાગરના તળિયે ભૂભકતા વડવાનલને મેં સ્પર્શ્યો છે.
આ તડકાને તરડાવું હોય તો ભલે જાય તરડાઈ
કદી ના આથમતા સૂરજને મેં મારામાં અકબંધ રાખ્યો છે.
આ માટી થોડી થોડી સાવ જાય ઓગળી
બાળપણમાં ખાધેલી પૃથ્વી હજીયે મારામાં ફર્યા કરે છે.
આ વાયુને લહેરાવાની છૂટ છે બધે
પળવિપળ પરપોટો થઈ ફૂટતા કાળને મેં બાંધ્યો છે.

મફત ઓઝા

## શ્વાસનો પર્યાય

આભ આખ્ખું વિસ્તરે છે
દૃશ્ય ક્ષિતિજે પાંગરે છે
બિંબને પ્રતિબિંબ વચ્ચે
કોણ કોને છેતરે છે
શ્વાસનો પર્યાય શું છે
ઝંખના પૂછ્યા કરે છે
ક્યાં ખબર છે આંખને પણ
સ્વપ્નમાં શું ઝરમરે છે
ફૂલની કુમળાશ સઘળી
આ હવામાં નોતરે છે
કોઈ સ્પર્શે છે મને જ્યાં
એ ક્ષણે તું સાંભરે છે

સોલિડ મહેતા

## 'ઉદ્દેશ'નું નવા વર્ષનું લવાજમ આપે મોકલ્યું ?
## ગ્રાહકોને અપીલ

આ અંક સાથે મોટા ભાગના ગ્રાહકોનું લવાજમ પૂરું થાય છે. ઑગસ્ટ '૯૩ના અંકથી 'ઉદ્દેશ' ચોથા વર્ષમાં પ્રવેશશે. જેમનું લવાજમ મળ્યું હશે તેમને જ ઑગસ્ટ '૯૩નો અંક મોકલાશે. પાછળથી લવાજમ ભરનારને અંકો સિલકમાં હશે ત્યાં સુધી મોકલાશે. વેળાસર લવાજમ મોકલી આપવા વિનંતી.

'ઉદ્દેશ'નું વાર્ષિક લવાજમ : રૂ. ૮૦/–
'ઉદ્દેશ'નું વાર્ષિક લવાજમ – પરદેશમાં (ઍરમેલથી) : રૂ. ૫૦૦/–
'ઉદ્દેશ'નું વાર્ષિક લવાજમ – પરદેશમાં (સીમેલથી) : રૂ. ૩૫૦/–
'ઉદ્દેશ'નું આજીવન પ્રોત્સાહક સભ્યનું લવાજમ : રૂ. ૧૦૦૦/–
લવાજમો મનીઑર્ડર અથવા 'ઉદ્દેશ'ના નામના ડ્રાફ્ટથી મોકલવાં.
બહારગામના ચેકોમાં બૅન્ક કમિશન ઉમેરવું.

લવાજમ મોકલવાનું સરનામું :
વ્યવસ્થાપક, 'ઉદ્દેશ',
૨ અચલાયતન સોસાયટી,
નવરંગપુરા, અમદાવાદ–૩૮૦ ૦૦૯.
ટેલિ. નં. : 452027

'ઉદ્દેશ' જેવાં માસિકો ગ્રાહકો અને ચાહકોના સહકારથી જ નભે છે એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય. આશા છે કે ગ્રાહકો અમારી વિનંતીનો યોગ્ય પ્રતિસાદ આપશે.

—તંત્રી

# વાદળમહેલમાં ચમકતી વારતા

મકરન્દ દવે

ભાઈ ભગવાનદાસે મને વાત કરી કે સાબરકાંઠાના ડુંગરી ભીલોમાં 'જેસલ તોરલ'ની કથા કહેવાય છે. કચ્છ-સૌરાષ્ટ્રના સંતોની કથા ડુંગરી ભીલોમાં કેવી રીતે વહેતી આવી છે તે જાણવાની મને ઉત્કંઠા થઈ. ઉપરાંત આ બંને પ્રદેશની કથાઓમાં કેટલું સામ્ય છે ને ક્યાં ભિન્નતા છે એ જોતાં કથાનો મૂળ દોર હાથ આવે એવી શક્યતા લાગી. ડુંગરી ભીલોની કથાને બને તેટલી વહેલી ધ્વનિમુદ્રણ કરવાનું તેમ જ મૂળ કથા સાથે માન્ય ગુજરાતીમાં કથા પ્રગટ કરવાનું નક્કી કર્યું. 'નંદિગ્રામ ટ્રસ્ટ' દ્વારા આ કાર્ય ભગવાનદાસે ઉપાડી લીધું. આવી દીર્ઘ-કથાને કોણ પ્રગટ કરે? ધનજીભાઈને આ વાત કરતાં 'નવભારત પ્રકાશને' જવાબદારી સ્વીકારી. આ રીતે સાબરના ડુંગરી વિસ્તારમાં વહેતી કથા ગુજરાતના ચોકમાં રમવા ઊતરી આવી.

કચ્છની કથા માનવ-ભાવથી શરૂ થાય છે અને પછી તેમાં અલૌકિક તત્ત્વો ઉમેરાતાં જાય છે. ભીલી કથાનો ઉપાડ જ અલૌકિકતાથી થાય છે. બીજના પાટ વખતે જ આ 'તોળી રાણીની વારતા' કહેવામાં આવે છે. ભગવાનદાસે આ વારતા પાછળ રહેલી ભીલી માન્યતાનો સવિસ્તર પરિચય આપ્યો છે. બીજ માર્ગ, નિજિયા પંથ, કે ધૂનો ધરમ તરીકે સૌરાષ્ટ્રમાં જે લોકધર્મ પ્રચલિત છે તે વિશાળ વડલા સમો છે. તેનાં મૂળિયાં ક્યાં સુધી પહોંચ્યાં છે તે ભારતના જુદા જુદા પ્રાંતની લોકકથાઓમાંથી જોવા મળે છે. પૃથ્વીની ઉત્પત્તિની કથા માત્ર પૃથ્વીની જ નહિ પણ માણસની ચેતનામાં જે નવજન્મ થાય છે તેનેય પ્રતીકો દ્વારા દર્શાવે છે. આ મુદ્દો વિશેષપણે છણવા જેવો છે કારણ કે ભીલી સાધુઓના ગુપ્તમંત્રો, સમાધિની પૂજા, બીજાં અનુષ્ઠાનો વગેરેમાં ગીત તથા કથા રૂપે એનું મહત્ત્વ ઘણું છે. 'સત કેરી વાણી'માં (પાનાં ૫–૨૯) આ વિષે મેં વિસ્તારથી લખ્યું છે તેથી અહીં તેનું પુનરાવર્તન કરવાની જરૂર નથી. એ જ રીતે આ લોકકથાઓ સાથે પુરાણોમાં આવતાં સૃષ્ટિસર્જનને પણ કેવો ગાઢ સંબંધ છે તે 'ગર્ભદીપ' (પાનાં ૨૦થી ૫૧) જોવાથી જણાઈ આવશે.

'તોળી રાણીની વારતા' ધૂળાના પાટ પ્રસંગે બોલવામાં આવે છે. આ લોકકથાને આડે દિવસે, ડાયરામાં કે મેળા-ઉત્સવ વખતે કહેવામાં આવતી નથી. કથાની માંડણી પહેલાં બીજનું અનુષ્ઠાન, વાયક, સામૈયું, આસન, કોટવાળની પસંદગી, ભંડારીની નિયુક્તિ, મુખ્ય સાધુ માટેના મંત્રો, વિધિવિધાનો આ કથા શેને માટે છે તેની પીઠિકા રચી આપે છે. આ પ્રસંગે બોલાતા મંત્રો સાધુઓ કોઈને આપતા નથી અને બીજના પાટ વખતે પણ બહારના લોકોથી બેસી શકાતું નથી. ભગવાનદાસે ભીલી મિત્રો સાથે એટલી આત્મીયતા સાધી છે કે એ લોકો તેમને પોતાના જ કુટુંબી ગણતા થઈ ગયા છે. આવી દુર્લભ સામગ્રી મેળવવી એ જ એક દુષ્કર કાર્ય છે અને તેને વ્યવસ્થિત રીતે, પ્રમાણ-બદ્ધ આપવી એ કુશળ સંશોધકની દૃષ્ટિ માગી લે છે. આપણા સદ્‌ભાગ્યે ભગવાનદાસમાં આપણને સાધુ ને સંશોધક બંને સમાનપણે મળી ગયા છે.

કચ્છની 'જેસલ-તોરલ' કથા અને ભીલી 'તોળી રાણીની વારતા'માં તારાની ઉપાસના અને નાથ-યોગની સાધનાનું દર્શન થાય છે. તોળીને તોરી, તોરલ કે તોડલ પણ કહેવામાં આવે છે. 'તોડલ તંત્ર'માં અક્ષોભ્ય શિવની શક્તિ તારાનું વર્ણન છે. સમુદ્રમંથન વખતે હલાહલ નીકળતાં બધા દેવો-અસુરો ક્ષુભિત થઈ જાય છે પણ પોતાની શક્તિ તારાને પ્રતાપે શિવ ક્ષુબ્ધ થતા નથી અને

હલાહલનુ પાન કરી જાય છે એટલે અક્ષોભ્ય શિવની શક્તિ તારા ગણાય છે. વળી બૌદ્ધ તંત્રોમા પણ જળના તોફાનો તારાની કૃપાથી શમે છે એવુ આવે છે એટલે જ તેને 'શાકચદર્શનદેવતા' અને 'જના૰પદ્શમની' કહેવામા આવી છે. 'લઘુસ્તવ'મા પણ કહ્યુ છે 'તરન્તિ વિપદસ્તારા ચ તોયપ્લવે' જળના તોફાનોમા તારાનુ સ્મરણ સંકટોમાથી પાર ઉતારી દે છે

જેસલ જેવો મરદ કચ્છના અખાતમા તોફાન થાય તેથી ડરી જાય? તોળી રાણીની કથામા તે અખાતને બદલે 'રતનાગર દરિયા'મા ડૂબવા લાગે છે અહી નૌકા નથી પણ મોર તરતો જાય છે, તેની પાછળ તોળી તરતી જાય છે અને જેસલ તેમની જેમ તરવા જાય છે ત્યા ડૂબવા માડે છે. પછી 'પાપ તારુ પરકાશ સરખુ' છે પોતાની વાસના તૃષ્ણાના જળમા ડૂબી જતા અને તેમાથી બહાર કાઢવા ભગવતી શક્તિને વીનવતા સાધકની આ કથા છે તે સ્પષ્ટ છે

સાધકને માટે ઉપાસનાની સાથે સાથે પોતના પિંડ દ્વારા જ પિંડનો ગ્રાસ કરવાનુ નાથયોગમા આવે છે. તોળી પોતાના પગ ઉપર પથ્થર મારી માસ કાઢે છે અને તેનો હોમ કરે છે એ વાચતા જ્ઞાનેશ્વરના શબ્દો યાદ આવી જાય છે

पिंडे पिंडाचा ग्रासु, तोहा नाथसंकेतीचा दंशु
परि दाऊनी गेला उद्देशु, महाविष्णु
(જ્ઞાનેશ્વરી અ ૬, ઓવી ૨૯૧)

'પિંડ વડે પિંડનો લય કરવો તે આદિનાથ શિવનો અતરંગ મર્મ છે પણ તેનો ઉદ્દેશ મહા વિષ્ણુ દાખવી ગયા છે.'

કચ્છી અને ભીલી કથાને સામે રાખી બંનેમા રહેલા ઉપાસનાતત્ત્વો અને જોગસંકેતોને બતાવવાનુ મન થાય છે પણ આ એનુ સ્થળ નથી. ભગવાનદાસે ભીલી લોકવારતાને એક વારતા તરીકે ઝીલી સંશોધન કાર્ય કર્યુ છે. તેને લોકસાહિત્યના શુદ્ધ સંશોધન તરીકે જ મૂલવવુ જોઈએ. મારા અર્થઘટન માટે સ્વતંત્ર લેખ લખવો જોઈએ આ પ્રસ્તાવનામા માત્ર આગળી ચીંધ્યાથી વિશેષ કહેવુ યોગ્ય નથી લાગતુ. સાહિત્યકીય સંશોધનને એક પોતાનુ જ આગવુ ગૌરવ છે. સંશોધક કથાયે ભાવમા તણાયા વિના પૂરી તટસ્થતા, ઊંડી સમજદારી અને વૈજ્ઞાનિક દૃષ્ટિથી કામ પાર પાડે તો જ આપણને મૂળ વસ્તુ એના સાચા સ્વરૂપમા મળે તેના જુદા જુદા પાસાને જોવાનુ તદ્દવિદો પર છોડી દેવુ રહ્યુ

અહી મને શ્રી હરિવલ્લભ ભાયાણીનો પત્ર ટાકવાનુ મન થાય છે બૌદ્ધ સિદ્ધોના પદોનો અનુવાદ કરવાનુ તથા તેનું રહસ્યદર્શન આપવાનુ મે તેમને લખ્યું ત્યારે તેમણે જવાબમા જે લખ્યુ તેમાથી થોડો ભાગ ઉતારું છુ

"એ ઉપરાત રહી અનુવાદની વાત એના પણ મે શ્રીગણેશ કરેલા — ૧૯૭૬ લગભગ વીશેક કડીઓનો અનુવાદ કરેલો (નકલ આ સાથે બીડું છુ.)

પાઠ અને સ્થૂળ અર્થઘટન નક્કી કરવાની જાળમા આ જીવ જકડાયેલો છે — સૂક્ષ્મ અર્થ અને તેથી આગળ અનુભવ એ તો હવે પછીની પેઢી તમે જે ચાવીઓ ઉકેલો છો તેને માટે નક્કર ભૂમિકા પૂરી પાડવી એ અમારું કામ"

પોતે જે લેખિત કે મૌખિક પાઠ આપેલો છે તે પૂરેપૂરી ચોકસાઈ કરીને જ આપ્યો છે તેવુ સંશોધક કહી શકે ત્યા એનુ કર્યું પૂરું થયું ભગવાનદાસે આ કાર્ય સમજદારી અને નિષ્ઠાથી બજાવ્યું છે. જોગાનુજોગ ઉપરના પત્રમા જ ભાયાણી સાહેબે ભગવાનદાસના કાર્ય વિષે લખ્યું છે એ ફકરો પણ ઉતારી આપું છુ.

"ભાઈ ભગવાનદાસે ડુંગરી ભીલોના કથાગીતો, ભજનો વગેરે ઘણું સાહિત્ય રેકર્ડ કરી રાખ્યું છે. પ્રયાસ કરતા એકાદ વરસમા તે ક્રમે ક્રમે પ્રકાશિત કરી શકાશે એવી આશા રાખીએ. પછી તો હરિઇચ્છા — આપણે ગુજરાતી રીઢા સંસ્કારશત્રુ બની રહ્યા છીએ,

ત્યાં હરિ પણ હાથ ધોઈ નાખે એવું લાગે છે'
(તારીખ ૨૭-૭-૯૧)

આ શબ્દો પાછળ જે ઊંડી વેદના છે એની ઝાળ સરકારી તંત્ર, ધાર્મિક-સાંસ્કૃતિક સંસ્થાઓ કે સખાવતી મહાનુભાવોને લાગશે ખરી? થોડા દિવસ પહેલાં જ ભગવાનદાસ મળવા આવ્યા ત્યારે કહેતા હતા કે 'મારું મોટામાં મોટું દુઃખ તો એ છે કે આ કથા કહેનારા થોડાક જ રહ્યા છે, આરે પહોંચ્યા છે ને ખરી પડવા માંડયા છે. તેમના પછી આ કહેણી ને કથા રહેશે નહિ. સમયની સામે દોડું છું.'

ભાયાણી સાહેબે કહ્યું તેમ હરિ પણ હાથ ધોઈ નાખે એવી આપણી અવદશા છે. અને છતાં આવું મોંઘામૂલું ધન બચતું હોય તો પોતાની રહીસહી મૂડીનેય ફૂંકી નાખનારું કોઈક પાગલ ગુજરાતમાં વસે છે. ભગવાનદાસે પોતાને ભાગે આવેલ વાડીનો કટકો આ ફનાગીરી માટે જ ફાળવી રાખ્યો છે. ગુજરાતની દષ્ટિહીન હવેલીઓ જોઈને જીવ બાળવો કે એકાદ ઝૂંપડીમાં સજાગ દીવો જોઈ આંખો ઠારવી? સમજ નથી પડતી.

અંતે 'તોળી રાણીની વારતા'માંથી એક ચિત્ર મનમાં વસી ગયું છે તેની ઝલક આપી રજા લઉં. તોળલના નગર પાસે આવતાં જેસલ ઉગમણી દિશામાં વાદળોના ઢગ જુએ છે. વાદળોમાં વીજ ઝબૂકતી દેખાય છે. ખડ વાઢતી સ્ત્રીઓને જેસલ આ વિષે પૂછે છે. સ્ત્રીઓ કહે છે કે: 'એ કાંઈ વાદળ નથી પણ અમારા રાજાનો વાદળમહેલ છે. અને વીજળીની જેમ ઝબકારા મારે છે એ તો અમારી રાણીનો ચૂડલો છે. રાણી બારીમાંથી સવા લાખનો ચૂડલો બહાર કાઢે ત્યારે વીજ થતી હોય એમ ઝબકારો થાય છે.'

આ વર્ણન વાંચી મને 'રઘુવંશ'નો એક શ્લોક યાદ આવી ગયો. રામ અને સીતા પુષ્પક વિમાનમાં જાય છે ત્યારે વિમાન વાદળોની ઘટામાંથી પસાર થાય છે. સીતા હાથ બહાર કાઢે છે ને વીજળી ઝબૂકી ઊઠે છે. રામ સીતાને કહે છે:

करेण वातायनलम्बितेन
स्पृष्टस्त्वया चंडि, कुतूहलिन्या,
आमुञ्चतीवाभरणं द्वितीयम्
उद्भिन्न विद्युद्वलयो घनस्ते॰
[સર્ગ ૧૩, શ્લોક ૨૧]

બારી મહીંથી તુજ હાથ લંબવી,
કુતૂહલે તું ઘનને અડે ત્યાં
આ વીજની બંગડીનું ઘરેણું
બીજું, દિયે તુર્ત તને શું, ચંડિ હે!
[અનુવાદ: પ્રજારામ રાવળ]

મહાકવિ અને લોકકવિ જ્યાં હાથ મિલાવતા હશે ત્યાં વાદળો પણ તાળીઓના ગગડાટથી તેમને વધાવી લેતા હશે અને વીજળી કંકણ પર કાવ્ય ઉતારી આપતી હશે. *

જૂન, '૯૩ નંદિગ્રામ

* ભગવાનદાસ પટેલના તાજેતરમાં પ્રગટ થનાર પુસ્તક 'તોળી રાણીની વારતા'ની પ્રસ્તાવના.



## સાભાર સ્વીકાર

પાર્શ્વ પ્રકાશન (નિશાપોળના નાકે, ઝવેરીવાડ, રીલીફરોડ, અમદાવાદ-૧)નાં

મરણટીપ: માય ડિયર જયુ, કિં. રૂ. ૨૫. કમલપૂજા: લે. ઉપર મુજબ, ૨૫. જાતકકથા-મંજૂષા: હરિવલ્લભ ભાયાણી, કિં. રૂ. ૫૦. આધુનિક ગુજરાતી નવલકથામાં માનવ: ડૉ. ઉપેન્દ્ર દવે, કિં. રૂ. ૬૦, કાવ્યરસ: વિજય શાસ્ત્રી, કિ. રૂ. ૩૫. મીડિઆ-મેસેજ: સુમન શાહ, કિં. રૂ. ૬૦. સ્વાતંત્ર્યોત્તર ગુજરાત: સંપા: શિરીષ પંચાલ, કિં. રૂ. ૧૨૫. મેલોડ્રામાની રૂપરચના: ડૉ. ભરત નાયક, કિં. રૂ. ૬૦. ગ્રહણ: કિશોરસિંહ સોલંકી, કિં. રૂ. ૪૦. ગુજરાતી ગઝલની સૌંદર્યમીમાંસા: ડૉ રશીદ મીર, કિં. રૂ. ૬૫.

# ઝગમગાટ પાછળનું સત્ય : બે અભિનેત્રીઓની આત્મકથા

દુષ્યન્ત પંડ્યા

ગુજરાતીની તુલનાએ મરાઠી સાહિત્યનુ ખેડાણ વધારે થયું છે મહારાષ્ટ્રમા લેખિકાઓનુ પ્રદાન પણ પ્રશસ્ય રહ્યુ છે મહારાષ્ટ્રની જે મહિલાઓએ આત્મકથાઓ લખ્યાનું મારી જાણમા છે તેમા ચાર, શ્રીમતી દુર્ગા ખોટે, શ્રીમતી સ્નેહપ્રભા પ્રધાન, હંસા વાડકર અને શાતા હૂબળીકર અભિનેત્રીઓ તરીકે મરાઠી રંગભૂમિ પર અને મરાઠી તેમ જ હિંદી ફિલ્મોમા ચમકેલી છે એ ચારે સિનેતારિકાઓની આત્મકથાએ મા હંસા વાડકરની 'સાગત્યે ઐકા' અને શાતા હૂબળીકરની 'કશાલા ઉદ્યાચી બાત' – આ બે આત્મકથાઓએ મહારાષ્ટ્રમા વિશેષ આકર્ષણ જન્માવ્યું છે

હંસાનુ કુળ કલાવંતિણીનુ ને હંસા પોતે સાવ અલ્પશિક્ષિત છે, શાતા ગ્રામીણ પ્રદેશની, જન્મથી દુ:ખમા ઊછરેલી અને નહિવત્ શિક્ષણ પામેલી છે હંસા અને શાતા બ નેએ પરિણીત જીવન ગુજાર્યું છે, બાળકોને ઉછેર્યાં છે ને, ઘરને ત્યજ્યુંયે છે. સરળ ભાષામા ને સીધી વાત કરતા પણ, વેધક રીતે આલેખાયેલા આ બંને આત્મકથાનકો કદમા ભલે નાનકડા છે પરંતુ, કથાનાયિકાઓ પોતે આકર્ષણ-કેન્દ્ર છે — કે હતી — તે માટે જ નહિ પણ, કથાની રજૂઆતની દૃષ્ટિએ અને એ બંને કથાઓમા જોવા મળતા માનવસત્ત્વના આવિષ્કારની દૃષ્ટિએ આકર્ષક છે. અહી એ બ ને વિશે સ ક્ષેપમા લખવા યત્ન કર્યો છે

૨

રતન સાળગાવકર — હંસા વાડકર તો તખ્તા માટે અને સિનેમા માટે અંગીકાર કરાયેલુ નામ છે — મૂળે કનાવ તિણીના કુળની ચ ર મરાઠી અને એ જમાનામા હતુ તેમ, બે અંગ્રેજી ચોપડીઓ — આજની ભાષામા ૭ ધોરણ — સાવંતવાડીમા અને મુંબઈમા ભણી છે. માતાપિતા સાથે કોંકણમાં સાવ તવાડી જવાનુ થતા ત્યા કોઈ જગન્નાથ બંદરકરના જોવામા એ છોકરી આવી. અને મુક્ત પણે નાચતી, ગાતી, કૂદતી, ખેલતી એ નાનકડી છોકરી એમને એટલી ગમી ગઈ કે, નાની રતન પાસે શપથ લેવરાવ્યા, 'હુ તમારી સાથે જ લગ્ન કરીશ ' હ સા ત્યારે સાતઆઠ વરસની હશે. સાવંતવાડીમા બાળવયે એણે ભાગવત બુવા પાસેથી સંગીતની તાલીમ લીધી હતી.

હંસાનો ઉછેર સંયુક્ત કુટુંબમા એના દાદી પાસેથી એને સંગીતનો વારસો અને તાલીમ, બંને પ્રાપ્ત થયા પિતા ખૂબ પ્રેમાળ હતા પણ એમને પોતાના બાળકો પર હતો તેટલો જ પ્રેમ શરાબ પર હતો અને એમનુ પીવાનુ સવારથી શરૂ થઈ જતુ. એની માસી ફિલ્મ લાઇનમા ગઈ ત્યારે પોતાની અટક બદલાવી 'વાડકર' અટક ધારણ કરી ઇન્દિરા વાડકર નામે ઓળખાતી હતી આથી, કેવળ દસ જ વર્ષની વયે મરાઠી ફિલ્મ 'વિજયાચી લગ્ને'-મા નાયિકા તરીકે રતનની વરણી કરવામા આવી ત્યારે એણે 'હંસા વાડકર' નામ ધારણ કરી લીધુ ને પછી એ નામે તે ઓળખાવા લાગી. રતન ફિલ્મમા જાય એ વાત માતાને રુચતી ન હતી પણ પ્રેમાળ પિતાએ રતનને પ્રોત્સાહન આપ્યુ. અને, 'વિજયાચી લગ્ને'થી આરંભાયેલી હંસાની અભિનયયાત્રા પચાસેક જેટલી મરાઠી–હિંદી ફિલ્મો અને કેટલાયે નાટકોમા એને લઈ ગઈ.

જગન્નાથ બંદરકર હંસા પર એટલા મોહી પડેલા કે સાવ તવાડીમાનો પોતાનો ધધો આટોપી હંસાની સાથે મુબઈ ચાલી આવ્યા અને હંસા

એની પહેલી ફિલ્મ માટે અભિનય આપવા જવા લાગી ત્યારથી, એના રક્ષક તરીકે એની સાથે જવા લાગ્યા. મનમાં ડર કે, ફિલ્મમાંનો પ્રેમાભિનય વાસ્તવિક પ્રેમમાં હંસાને ન ખેંચી જાય. અને આવી એક ઘટના તરફ હંસા વળે છે એવું એમને લાગતાં કરાચીમાં ફિલ્મ શૂટિંગ ચાલતું હતું ત્યારે, 'તારા મોઢા પર એસિડ છાંટીશ અને તું કુરૂપ થઈ જશે એટલે પછી કોઈ ફિલ્મમાં ભાગ નહિ લઈ શકે', તેવી ધમકી આપી, ચૌદેક વર્ષની એ કિશોરીના એ પ્રેમપ્રકરણ પર પૂર્ણવિરામ મુકાવી દીધું હતું. એ બંનેનું લગ્ન તો પછીથી થયું હતું. 'જગન્નાથની જ્ઞાતિ હલકી છે,' માટે હંસા એની સાથે લગ્ન કરે તે સામે હંસાની માતાને વાંધો હતો પરંતુ, પ્રેમાળ પિતાની સહાયથી હંસા જગન્નાથ સાથે લગ્નવિધિથી જોડાઈ. એ લગ્ન થયું ત્યારે હંસાના ઉદરમાં ત્રણ માસનો ગર્ભ હતો. 'એ બાળક મારું નથી માટે, એને પડાવી નાખ', જગન્નાથે નફ્ફટ બની કહ્યું અને માતા બનવાની પોતાની તીવ્ર ઇચ્છા છતાં, પોતે કમાઈને પતિનું પેટ ભરતી હતી તે છતાં, હંસાને, પુરુષ-પ્રધાન સમાજમાં, પતિના આદેશથી એ એક વાર નહિ પણ ત્રણેક વાર ગર્ભપાતનો રાહ લેવો પડ્યો હતો. બાળકને જન્મ આપવા માટે હંસાને ત્રણ-ચાર માસ, કે તેથી વધારે સમય માટે, અભિનયથી દૂર રહેવું પડે અને બાળકના જન્મ પછી કઈ સ્થિતિ નિર્માણ થાય એ કોને ખબર? દૂઝણી ગાય વસૂકી જાય તે કેમ ચાલે?

વળી બંદરકરે કાઢેલી નાટક કંપનીના પડદા વીંટાઈ ગયા અને સામયિકોના સંપાદનમાંયે એને નિષ્ફળતા મળી એટલે, ગૃહિણી બનીને રહેવાનું અને બાળકોને ઉછેરવાનું હંસાનું સ્વપ્ન રોળાઈ ગયું. આ અસફળ ધંધાઓ બંદરકરને કરજમાં ડુબાડી ગયેલા એટલે, એ કરજ ચૂકવવાની જવાબ-દારી પણ હંસાને શિરે આવી.

બાળવયે 'સાવિત્રી' નાટક જોવા ગયેલી હંસા નાટકમાં આવતા યમરાજના પાત્રથી, એની વેશ-ભૂષાથી અને એના અભિનયથી છળી ઊઠેલી અને ઘેર પાછાં આવ્યા પછી એટલી ભયવિહ્વળ બની ગઈ હતી કે ન એ પોતે ઊંઘી શકી હતી કે ન એણે ઘરમાં કોઈને ઊંઘવા દીધાં હતાં. વાસ્તવિક હકીકત અને અભિનય વચ્ચેની ભેદરેખા નહિ પારખી શકનાર હંસાને બાળવયે કોઈ ફિલ્મમાં નાયિકા તરીકે રડતાં રડતાં ગીત ગાવાનો અભિનય કરવાનો આવે છે. બારેક વરસની એ છોકરી મેકઅપ કરી કેમેરા સામે આવે છે ને બત્તીઓ ઝગમગવા લાગે છે ત્યારે, દિગ્દર્શક તેને કહે છે: "આટલા પૈસા લે છે છતાં તને કામ કરતાં આવડતું નથી. તું કે દા'ડાની નટી?" અને આ શબ્દબાણથી વીંધાયેલી હંસા ડૂસકાં ખાતી આંસુ સારવા લાગે છે કે તરત જ દિગ્દર્શક શેટ્ટી તેને કહે છે: "બસ, બસ, હવે. ચાલ, ગીત ગાવા લાગ." એ ફિલ્મી-દૃશ્યનું રુદન કૃત્રિમ ન લાગે તે માટે દિગ્દર્શક શેટ્ટીએ કરેલી આ યુક્તિ આબાદ સફળ થતાં તે હંસાબાઈની પીઠ થાબડી તેને શાબાશી આપે છે.

પચાસેક જેટલી મરાઠી અને હિંદી ફિલ્મોમાં નાયિકા તરીકે કે બીજી રીતે અભિનય આપનાર અને પોતાના અભિનય દ્વારા દિગ્દર્શકોની, સહ-અભિનેતાઓની અને પ્રેક્ષકોની વાહવાહ મેળવનાર હંસાબાઈ અનેક મહાન દિગ્દર્શકો અને અભિ-નેતાઓના સમાગમમાં આવેલાં છે. તેમણે શાંતા આપ્ટે, મીનાક્ષી, દુર્ગા ખોટે, દેવિકારાણી વગેરે ત્રીશીની મહાન અભિનેત્રીઓ સાથે, માસ્ટર વિનાયક, અશોકકુમાર, દિનકર કામણ્ણા, ચેતન આનંદ, નવીન યાજ્ઞિક અને પુ. લ. દેશપાંડે — હા, એમણે પણ ફિલ્મોમાં કામ કર્યું છે — જેવા ખ્યાતનામ અભિનેતાઓ સાથે અને, મામા વરેરકર, પેંઢારકર, શાંતારામ, હિમાંશુ રાય જેવા કલાદષ્ટિપૂત દિગ્દર્શકો સાથે કામ કર્યું છે.

પોતાના કથાનકમાં તેમણે પ્રભાતની શિસ્ત વખાણી છે, હિમાંશુ રાયની ચીવટભરી વ્યવસ્થા-શક્તિ વખાણી છે તો, અભિનય પાછળનો પર્દાફાશ પણ તેમણે કર્યો છે. મલાડમાં આવેલા બૉમ્બે

ટોકીઝના સ્ટુડિયોમા કોઈ ફિલ્મમા અભિનય આપવા જતા હંસાબાઈ, એક દહાડો નિયત સમયે — એ જમાનામા અભિનેતાઅભિનેત્રીઓને માસિક પગાર મળતો અને સ્ટુડિયો ઉપર સૌએ નિયત સમયે હાજર થઈ જવાનુ રહેતું — પહોચ્યા તો તેમણે વાતાવરણમા ગમગીની જોઈ કોઈ કોઈ કર્મચારીની આખમા આસુ હતા. તપાસ કરતા તેમને જાણવા મળ્યું કે બીમાર રહેતા હિમાશુ રાય અવસાન પામ્યા હતા. હંસાબાઈ જે ખંડમા હિમાશુ રાયનો પાર્થિવ દેહ પડયો છે ત્યા પ્રથમ જાય છે એને અડીને આવેલા ઓરડા પર પાટિયું છે 'અદર આવવાની મનાઈ છે.' એ ઓરડામા દેવિકારાણી બેઠેના છે. હંસાબાઈ ફિલ્મમા નાયિકાનો પાઠ કરતા હતા. એમને થયું, અંદર જઈ દેવિકારાણીને આશ્વાસન આપવુ જ જોઈએ 'મનાઈ'ને અવગણી હિંમત કરી એ અંદર ગયા તો ઓરડામા બેઠેના દેવિકરાણી, એમની પાસે બેઠેલા બેત્રણ પુરુષમિત્રો સાથે હસીને વાતો કરી રહ્યા છે એ પુરુષોના નામ નહિ આપવાનુ સૌજન્ય હસાબાઈએ દાખવી પોતાનું આભિજાત્ય પ્રકટ કર્યું છે.

હસાના પોતાના જીવનમા કરુણતા ભારોભાર ભરી છે જે નાનો ભાઈ ભણી શકે તે માટે નવ દસ વર્ષની નાજુક વયે હંસા કમાવા માટે અભિનયનો માર્ગ પકડે છે તે ભણતો જ નથી. સાખ્યના પુરુષના જેવા નિષ્ક્રિય પિતા દારૂમા જ ડૂબેલા રહે છે અને કુટુંબનેયે ડુબાડે છે — ગડકરીના પ્રખ્યાત નાટક 'સંગીત એકચ પ્યાલા'ને, આ દારૂના સંદર્ભમા હંસાબાઈએ ઠીક યાદ કર્યું છે. બંદરકર સાથેનુ લગ્નજીવન પણ બોજારૂપ જ થઈ ગયું છે. માતા બનવા ને બાળકને ગેદમા લેવા ઝખની હંસાને ગર્ભ રહે કે 'એ બાળક મારૂં નથી'નુ ધ્રુવપદ બદરકર રટે છે ને બેત્રણ વાર ગર્ભપાત કરાવ્યા પછી, બદરકરની ઉપરવટ જઈને એક બાળકીને હંસાબાઈ જન્મ આપે છે. બંદરકરનુ આ ઉચ્ચારણ એના સ્વભાવની શંકાશીલતા છતી કરે છે પોતે જે ધંધો હાથ લે છે તેમા નિષ્ફળ જાય છે. મારવાડી પાસેથી મોટા વ્યાજે કંઈ રકમ લે છે. તે ભરવા માટે હંસાબાઈને પોતાના ઘરેણા વેચવા પડે છે. આવા પોતાની કમાણી ઉપર તાગડધિન્ના કરતા અને શંકાશીલ પતિથી કંટાળેલી હંમા કોઈ જોશી નામના માણસ સાથે પરિચય થયેલો તે જોશીથી આકર્ષાઈ ઘર છોડી નાસે છે એ જોશી સાથે પુણે, બેગલોર ભટકી, જોશી મરાઠાવાડાના કોઈ ગામમાં રહેતો હતો ત્યા, એને ઘેર જાય છે

જોશીના ઘરની પરિસ્થિતિ જોતાવેંત જ હંસાને ઊલમાથી ચૂલમા પડયાનો ખ્યાલ આવે છે પણ જે વેશ લીધો છે તે કંઈ એમ તો છોડાય જ નહિ એ જોશીને બે વિધસરની પત્નીઓ છે ને બે ઉપર હંસાબાઈ તો ત્રીજી તરીકે જાય છે! એ બે શોકયોનો આતરકલહ તો હતો જ એમને માટે આ એક નવો સંયુક્ત મોરચો મડાયો. હસાને ગૃહિણી બનવાના ખૂબ કોડ હતા અહીં તે બરાબર પુરાવા લાગ્યા! સવારે વહેના ઊઠવાનું, ઘર વાળવાઝૂડવાનું, ઢગલો વાસણ માજવાના ને ગાસડો કપડા ધોવાના અને બે શોકયો, તેમના બાળકો, જોશી અને બીજા જે કોઈ હોય, તે સૌ માટે રસોઈ કરવાની. હસાને એની શોકયો સામે કઈ વાધો ન હતો અને એને જોશી પર કઈ હેત ઊભરાઈ જવું ન હતું એટલે એ મોરચો તરત શાત થઈ ગયો. એક શોકયની એક પુત્રી હંસાબાઈની લાડકી બની ગઈ. અને હંસાબાઈ પોતે કેવા બની ગયા? સિનેમાનટીના ફેન્સી કપડાને બદલે, પૈઠણની હાથવણાટની જાડી નવવારી સાડી અને એવા જ જાડા કપડાનું પોલકું પહેરવા પડયા. અહીં હવે જોશી પ્રેમી રહ્યો ન હતો. એનુ પરિવર્તન ધણીમા થઈ ગયું હતું. એના મનમા શંકાનો કીડો સદા સળવળતો. નાસીને આવેલી આ હંસા નાસી તો નહિ જાય ને? એટલે એણે હંસા ઉપર ધાક બેસાડવાનું અને હંસાની ચેકી રાખવાનું શરૂ કરી દીધું. હંસાને ઘરની બહાર જવાની મનાઈ થઈ ગઈ એક સાંજે

પડ રેહું લાગતાં હંસા આંગણામાં આવી અને આતુરતાથી ડેલી બહાર જોવા લાગી. જોશીની ચકોર નજરે એ પકડાઈ ગઈ. એ દોડી આવ્યો. એણે હંસાને બાવડેથી પકડી લીધી ને પાસે પડેલા બળતણના લાકડાના ઢગલામાંથી હાથ આવ્યું તે લાકડું ઉપાડી એ મંડયો હંસાને ફટકારવાને. જેમની ઉપર એ અણગમતા સાલ તરીકે આવી હતી તે બંને શોકયોએ હંસાને છોડાવી. ચૌદમા રતનથી થયેલી આ પૂજાનાં ચિહ્ન ઠીકઠીક સમય સુધી હંસાને અંગે રહ્યાં હતાં. પુરુષ જાત પ્રત્યેની નફરત, કદાચ, જીવનભર રહી હશે.

આખરે છાનેછપને એક પત્ર બંદરકરને તેણે લખ્યો અને ઘેર કંઈ કામ માટે આવેલી કોઈ બાઈને તે ટપાલમાં નાખવા આપ્યો. પત્ર મળતાં જ બંદરકરની સવારી આવી. જોશીને હરાવવાના હેતુથી અને, કંઈ મારામારી થાય તો રક્ષણ મળે એ હેતુથી, બંદરકર પોલીસને સાથે લઈ ગયો. હંસા જોશીના કારાવાસમાંથી તો મુક્ત થઈ પણ, મામલો દફતરે ચડી ચૂકયો હતો એટલે કોર્ટ અને મૅજિસ્ટ્રેટ પાસે તો જવું જ પડે. મૅજિસ્ટ્રેટ સાહેબની ઑફિસ એમના ઘર સાથે જોડાયેલી હતી. એ ન્યાયાધીશ જમાનાના ખાધેલ નીકળ્યા. બંદરકર કજિયાનું મોં કાળું છે તે સમજતો હતો એટલે, તેણે કહ્યું: 'મારે કોઈ વિરુદ્ધ કશી ફરિયાદ કરવી નથી.' પણ ન્યાય માગવા જવું સહેલું નથી તો ત્યાં ગયા પછી તેમાંથી પાછા ફરવું એથીયે કઠિન છે. 'તમે એ મુજબની અરજી લખી લાવો અને સાહેબની સહી લઈ આવો.' ન્યાયાધીશ સાહેબે બંદરકરને કામે લગાડયા ને બહાર મોકલ્યા. આ વિધિ કરવા માટે બંદરકર જેવા બહાર પડયા કે ન્યાયાધીશે પોત પ્રકાશ્યું. તેમણે હંસાને હુકમ કર્યો: 'ચાલ અંદર.' હંસા જેવી અંદર ગઈ કે દરવાજો વસાઈ ગયો. 'બળાત્કાર હોતો તરી કસા હે મલા ત્યા દિવશી કળલ!' — બળાત્કાર કેમ થાય એ મને તે દિવસે સમજ પડી, આમ હંસાબાઈ લખે છે.

હંસા ચાલી ગઈ અને પાછી ઘેર આવી તે વચ્ચે ત્રણ વરસ વીતી ગયાં હતાં. એ ત્રણ વરસમાં બધું બદલાઈ ગયું હતું. હંસા પોતે એટલી બધી બદલાઈ ગઈ હતી કે એની પોતાની પુત્રી રેખાયે 'આઈ'ને તરત ઓળખી શકી નહિ. કીર્તિની ટોચેથી તે ગબડી પડી હતી. જાણીતી અંગ્રેજી કહેતી મુજબ પ્રકૃતિને શૂન્યાવકાશ ગમતો નથી. અને હંસા જે કૃત્રિમ ઝાકઝમાળની દુનિયાનો જીવ હતી એ દુનિયા પણ, એના પોતાના કરતાંયે, ખૂબ પરિવર્તિત થઈ ગઈ હતી. માત્ર બંદરકર અને ઘરની પરિસ્થિતિમાં કંઈ પરિવર્તન આવ્યું ન હતું. એટલે, આયુષ્યના આ વિચિત્રપર્વ પછી, હંસાને એ જ જૂનો ચીલો પકડવો પડયો. પણ, ફિલ્મ લાઇનમાં કેટલીય પ્રગતિ થઈ ચૂકી હતી. નવી યુવાન નટીઓએ સ્ટુડિયોમાં જમાવટ કરી દીધી હતી. લોકરુચિમાં પલટો આવી ગયો હતો. નવા દિગ્દર્શકોનું આગમન થઈ ચૂકયું હતું. અને ત્રણ વરસ વીત્યાં હતાં તેમાં હંસા, કદાચ, તેર વરસ જેટલી મોટી થઈ ગઈ હતી. હંસા આ હકીકતથી વાકેફ હતી. એટલે એણે નાના બજેટવાળી મરાઠી ફિલ્મોમાં કામ લીધું. ઘરની જવાબદારી પૂરી કરવા માટે, એ નાટક મંડળીઓ સાથે દોડાદોડ કરવા લાગી. અરે, ઘોડદોડમાં ઘોડા ઉપર પૈસા લગાવી કમાતી થઈ. સુપ્રસિદ્ધ મરાઠી નાટક 'લગ્નાચ્યા બેડી'માં એણે સાતસો વખત નાયિકા રશ્મિનો પાઠ કર્યો હતો.

હવે બંદરકરનાં શંકાનાં વાદળ કદાચ હટી ગયાં હતાં — શંકા કરવા જેવું હવે રહ્યું નથી એમ એના મનમાં ઊગ્યું હોય. છતાં, બંધનો તો હતાં જ, એ 'લગ્નાચ્યા બેડી' (લગ્નની બેડી) વાસ્તવિક હતી ને હવે, હંસાને એ કઠતી હતી. દોકડોયે નહિ કમાતા, પોતાની કમાણી ઉપર જ નભતા અને તે છતાં ધણીપણું કરતા બંદરકર સાથેનો તૂટેલો મનમેળ સંધાયો ન હતો. અને હંસાએ ફરી ગૃહત્યાગ કર્યો. પણ પહેલી વાર હતું તેવું આ વેળા કોઈ જોશીનું આકર્ષણ ન હતું. સંસારની વાસ્તવિકતાનો એને હવે પૂરો ખ્યાલ આવી ગયો હતો. ઈબ્સેનની 'ઢીંગલી ઘર'ની

નાયિકાના જેવો એ ગૃહત્યાગ હતો રાજન જાવળેની સલાહથી પુણે જઈ ત્યાની એક હોટેલમા એ રહેવા લાગી બંદરકર મનાવવા ગયા પણ એમનો પ્રયત્ન વૃથા ગયો બીજે દિવસે પુત્રી રેખા માને સમજાવવા ગઈ. હંસાએ તેને પણ ના જ પાડી અને તેને કહ્યું: "મેં ખૂબ જ ખોટું કામ કર્યું છે પણ એક જ વાત તને કહું છુ તું તારા પિતાની સાથે જ રહે. હું તો આવી બાઈ છુ પિતા પાસે રહીશ તો તારુ લગ્ન થશે અને સુખમા રહી શકીશ. મારી જેમ ભટકતી રહીશ તો લગ્નેય નહિ થાય" આ શબ્દો પાછળ માતૃવાત્સલ્ય હતું, વ્યવહારુ ડહાપણ હતું અને સંસારના બંધનમાથી મુક્ત થવાની ઝંખનાયે હતી.

હંસા વાડકરની બે વારના ગૃહત્યાગની કથા કરુણ છે પણ લેખિકાએ લાગણીવેડામા તણાઈ ગયા વિના, ખૂબ સંયમપૂર્વક તે નિરૂપી છે. પુસ્તકની ભાષા સરળ છે અને અલંકારમંડિત નથી પણ, તે જ આ કથાને આકર્ષણનુ કેન્દ્ર બનાવે છે 'પ્રભાત' પ્રત્યેનો, શાતારામ, પેંઢારકર, હિમાશુ રાય પ્રત્યેનો લેખિકાનો ઊંડો આદર વ્યક્ત કરવામા હંસાબાઈ બરાબર સફળ થયા છે. અને સિનેજગત સાથે સંકળાયેલા, કે એ જગત વિશે જાણકારીવાળા, સૌને એ સ્વાભાવિક લાગશે. પુ. લ દેશપાંડેના ટીખળી સ્વભાવને વ્યક્ત કરતા એક પ્રસગનો પણ લેખિકાએ સરસ ઉલ્લેખ કર્યો છે. પરંતુ, આત્મશ્લાઘાથી મુક્તિ, સમાજ, બંદરકર કે જોશી પ્રત્યેના દ્વેષથી મુક્તિ, યશના અભિમાનના કેફમાથી મુક્તિ આ સરળ કથાનકને વેધકતા અર્પે છે.

'માણુસ'ના સંપાદક શ્રી અરુણ સાધુએ હંસાબાઈની મુલાકાત લઈ, હંસાબાઈને બોલતા કરી જે ટપકાવ્યું તે 'માણુસ'ના દીપોત્સવી અંકમા પ્રસિદ્ધ થયું ત્યારથી, છેલ્લા પચીસેક વરસથી, સહૃદયીઓને એટલું જ કુતૂહલ જન્માવતું રહ્યું છે આ હંસાબાઈએ લખેલા નહિ પણ લખાવેલા શબ્દની કથા છે.

૩

શાતા હૂબળીકરનુ આત્મકથાનક 'કશાલા ઉગાચી બાત' — આવતી કાલની વાત શા માટે — પણ 'સાગત્યે ઐકા'ની જેમ શશિકલા ઉપાધ્યેની કલમે શબ્દાકિત થયેલુ છે શાતાબાઈની શિક્ષણભૂમિકા ઉપરાત એમની માતૃભાષા મરાઠી નથી એ પણ હોઈ શકે. ૧૩૪ પૃષ્ઠોમા આલેખાયેલી આ નાનકડી આત્મકથા હાલના કર્ણાટકના પણ પૂર્વકાળના મુબઈ ઇલાકાના નાનકડા ગામ અદરગુંચીથી આરભાઈ, હૂબળી, બેલગામ, કોલ્હાપુર, પુણે થઈ મુબઈ, નાટકની અને સિનેમાની સૃષ્ટિમા, હંસાની સસારસૃષ્ટિમા, સંસારની વ્યથામા, પુત્રપરિવારમા, પરિવારના ત્યાગમા, શ્રદ્ધાનંદ અનાથ મહિલાશ્રમના અજ્ઞાતવાસમા, ત્યાથી ફરી ફ્લડલાઇટના પ્રકાશમા, ફરી પુત્રને ઘેર અને ફરી 'બેઘર': એમ ફિલ્મના દશ્યોની માફક ઘૂમતી, અલ્પશિક્ષિત પણ સમજદારીવાળી, દુઃખના ઘૂંટડા પીતી પણ તેને પચાવતી શાતાબાઈની કથા છે.

સને ૧૯૧૪ના એપ્રિલની ૨૪મીએ અદરગુંચીમાં જન્મી ત્યારે ફોઈએ પાડેલું નામ રાજમ્મા હતું. ત્યારે મોટી બહેન નીલમ્મા અગિયાર વરસની હતી. રાજમ્માથી બેઅઢી વર્ષ નાની શારદા. રાજુ — રાજમ્મા — સમજણી થાય તે પહેલા તો પિતા દોડુપ્પા — એનું સાચુ નામ શુ હતુ તે રાજુને ખબર જ નથી — અચાનક મૃત્યુ પામ્યા. નાની બહેન ત્યારે અગિયાર વાસાની હતી અને પતિના મૃત્યુના આઘાતથી, માતા પણ થોડા સમયમા મૃત્યુ પામી.

માતાપિતાના મૃત્યુ પાછળ કાળો દુકાળ આવ્યો. શાકભાજી અને દૂધ વેચી ગુજરાન કરતા મામાનુ કુટુંબ મોટું હતું: પોતે, બે પત્નીઓ, ચાર બાળકો અને માતા. આ આઠમા ભાણેજો રાજુ-શારદા ઉમેરાયા. દુકાળ પડતા, ખાવાના તો ઠીક, પાણીનાયે સાસા પડવા લાગ્યા. અને આજીના — નાનીમા — વાત્સલ્યથી કંઈ પેટ થોડું ભરાય છે? હૂબળી રહેતા, મોટી વયના, શ્રીમંત, આઈ સાવિત્રીફોઈને

ત્યાં બંને બહેનોને આજીએ પધરાવી દીધી. સાવિત્રી ફોઈ ખાધેપીધે સુખી અને જરજમીનવાળાં હતાં છતાં, એમણે આ બે ઉપાધિઓને વેંઢારવા તરત તો હા ન પાડી. આખરે આજીબાઈની આજીજીથી એમણે દોઢેક મહિને ત્રણેક વરસની માંદલી રાજુને અને દોઢ બે માસની શારદાને રાખવા હા પાડી.

આ બે છોકરીઓને પગલે, સાવિત્રી ફોઈ પોતાના દિયર સાથેના મિલકતના ખટલામાં જીત્યાં એટલે છોકરીઓ સારાં પગલાંની ગણાઈ અને તેમના ભાવ વધ્યા. પોતે અગાઉ દત્તક લીધેલી ચંદ્રાને 'આઈ' કહી બોલાવતાં આ બે અનાથ છોકરીઓને સાવિત્રીબાઈએ શીખવ્યું. અને એ ચંદ્રાનો વર ચન્નાપ્પા આ રાજુ-શારદાના 'બાબા' (બાપુજી) બની ગયા. આઈ કંજૂસ સ્વભાવની અને સાંકડા મનની હતી ત્યારે બાબા ઉદાર દિલના હતા. ઘરમાં પુષ્કળ ખાવાનું હોવા છતાં, ચંદ્રાના સ્વભાવને લઈને, પૂરું ખાવા ન પામતી નાની રાજુને બાબા પોતાની સાથે એક હોટેલમાં નાસ્તો કરાવવા લઈ જતા. એ હોટેલનાં માલિક હતાં એક કમલાબાઈ નામનાં મહિલા. એ નાનકડી હોટેલને થડે એ પોતે બિરાજતાં અને એનો દીકરો ઘરાકોના ઑર્ડર લઈ ઘરાકોને ખાવાનું કે ચા લાવી આપતો અને ઘરાક ખાઈપી લે ને ઊઠે ત્યારે, મેજની સફાઈ કરવાની સાથે ઘરાક પાસેથી લેવાની રકમ પોકારતો. પછી, એ કપરકાબી વગેરે સાફ કરતો. એ હોટેલ બૉય તે પછીથી વી. શાંતારામ તરીકે દિગ્દર્શક તરીકે પ્રસિદ્ધ થયો. નાનકડી રાજુને નાસ્તો પીરસનાર એ શાંતારામ, પછીથી શાંતા હૂબળીકરને પ્રભાત સ્ટુડિયો-માં ફિલ્મોમાં દિગ્દર્શન આપવાના હતા. ૧૯૨૦–૨૨ના હૂબળીની એ સમયની સોંઘારતના શાંતાબાઈએ કરેલા અનેક ઉલ્લેખોમાંથી એક જ નોંધીએ: "દોન પૈશાલા નારળ મિળાયચા" — બે પૈસામાં નાળિયેર મળતું!

શાંતાએ સંગીતનો એકડો પ્રખ્યાત સંગીતકાર અબ્દુલ કરીમખાં પાસે ઘૂંટ્યો હતો. દસબાર છોકરીઓને ખાંસાહેબ તાલીમ આપતા પણ, કશી જ ફી લીધા વિના.

એ જમાનામાં ભણેલી છોકરીઓને વર મળતો નહિ એટલે, ચંદ્રામ્માએ રાજુ માટે વરની શોધ આદરી. બે ઠેકાણેથી આવેલાં માગાં નકાર્યાં યે ખરાં. પાછી રાજમ્મા રંગે શ્યામ અને રૂપે સાધારણ હતી. પણ નવદસની થવા આવેલી રાજુને હવે ઠેકાણે પાડવી જ જોઈએ. દીકરી ભણે તો ભલે પણ, એને ઘરકામ આવડવું જ જોઈએ. નવેક વરસની રાજમ્મા વહેલી ઊઠી ઘર વાળતીઝૂડતી, ઝટ રંગોળી કાઢતી, ગાયની ગમાણ સાફ કરતી, દૂધ દોહતી અને ગરમ કરતી અને, રસોઈમાં તેમ જ બીજાં કામમાં મદદ કરતી. લગ્ન માટે આ શિક્ષણ આવશ્યક હતું. અને એથી ચંદ્રામ્માનો શ્રમ ઘણો ઘટી જતો તે બીજી વાત હતી.

બાળલગ્નના એ જમાનામાં, રાજમ્માની એક મોટેરી બહેનપણી અંબુનું લગ્ન થયું હતું પણ તેને બાળક થતું ન હતું એટલે, તેણે રાજુને સૂચન કર્યું: 'તું મારા વર સાથે લગ્ન કરી નાખ.' અંબુના પતિનીયે એવી ઇચ્છા હતી પણ રાજુએ એ વાત સ્વીકારી નહિ. પણ, એક દહાડે, અચાનક અંબુની બોલાવી, અંબુના વરની સાઇકલ પર પાછળ બેસી, અંબુને ત્યાં ગઈ. ત્યાં પહોંચતાંવેંત અંબુએ વધામણી ખાધી: "આવતી કાલે તારાં લગ્ન ગોઠવાયાં છે."

"કોની સાથે?"

"છે એક બુઢ્ઢો, પંચોતેર વરસનો," અંબુએ કહ્યું. "બધું જ પાકું થઈ ગયું છે."

કંજૂસ ચંદ્રામ્માએ કંઈ કિંમત પણ ઠરાવી હશે. હવે શું કરવું! ગામમાં રહેવું જ જોખમરૂપ હતું. ક્યાં જવું? કોને ત્યાં? કરવું શું?

"તું નાટકમાં કામ કરશે?" અચાનક, ભાઉજી-એ — અંબુના વરે — પૂછ્યું.

"વાટેલ તે કરીન પણ મલા હે લગ્ન નકો" — ગમે તે કરીશ પણ, મારે આ લગ્ન ન જોઈએ — રાજુ બોલી.

અને તે જ રાતે ઘર છોડી, એ ભલા ભાઉજીની

મદદથી રાજુ ગદગ પહોચી. ત્યા 'ગુબ્બી' નામની નાટક મંડળીના મૅનેજર ભાઉજીના મિત્ર હતા. ભાઉજી રાજુને લઇને એમને ત્યા ગયા એ મૅનેજર સાહેબે એકબે સવાલ પૂછી રાજુને પોતાની નાટક કંપનીમા રાખી લીધી રાજુના જીવનનો એક નવો અધ્યાય, અભિનયનો, આરંભાયો. હૂબળીમા સૌ તેને શાંતિ નામે બોલાવતા શાંતિ ત્યારે સોળ વરસની હતી આવડી જિંદગીમા એ આ બીજી વાર અનાથ બની હતી અને ગૃહત્યાગ કરતી હતી. એ ગ્રામકન્યાએ કલ્પ્યો ન હોય તેવો પંથ હવે એણે પકડયો હતો.

ગુબ્બી નાટક કંપનીના કારોબારનો જે ચિતાર શાંતાબાઇએ આપ્યો છે તે પરથી એ કંપનીના માલિકો પ્રત્યે માન થાય એવુ છે શાંતાને માસિક ચાળીસ રૂપિયા પગાર મળતો, બીજી બેત્રણ નટીઓ સાથે રહેવાજમવાની સગવડ કંપની આપતી. કશો જ ત્રાસ ન હતો.

બેત્રણ વરસ પછી નાટક કંપની હૂબળી ગઈ ત્યારે, નાટક જોવા જનાર કોઈ ઓળખીતા પાસેથી રાજુ વિશેના ખબર સાભળી, એના ચાલ્યા ગયા પછીની શોધમા નિષ્ફળતા મળતા એને મરી ગયેલી માનનાર ચંદ્રામ્માને હેત ઊભરાઈ આવ્યું અને પોતાની રાજુને પાછી બોલાવવા તેણે પ્રયત્ન કર્યો ત્યારે, શાંતાએ તેને સ્પષ્ટ સભળાવ્યું "તું કઈ મારી સગી મા નથી. 'દુકાળમાથી આવેલી ભિખારી છોકરીઓ' — આ બોલ તે અમને અનેક વાર સભળાવ્યો છે તને જો સાચી માયા હતી તો, મારું લગ્ન એક ડોસા સાથે શા માટે કરવા માગતી હતી? આ ભિખારણ છોકરીને પાછી લેવા શા માટે આવી છો?" ચદ્રામ્માને ખાલી હાથે પાછા જવા સિવાય બીજો માર્ગ ન હતો જતી વખતે એની આખમા પાણી હતા. એમા એના અતરની સાચી લાગણી સરતી હતી? ડેસા સાથેના ફોગટ ગયેના સોદાનું દુખ વહેતું હતું? લોકલાજ હતી? ભગવાન જ કહી શકે એ પ્રકરણ પૂરૂ થયું શાંતાને હવે પાછા ફરવાપણું રહ્યુ ન હતું.

હૂબળીની એ નાટક કંપનીમા શાંતાને ગૌણ પાઠ ભજવવાની જ તક મળતી હતી કારણ, શાંતા આવી તે પહેલાથી મુખ્ય નાયિકાનો પાઠ સારી રીતે કરનારી જે નટી હતી તેને માલિકો બદલવા માગતા ન હતા શાંતા રહેતી હતી ત્યા પડોશમા એની જ વયની શાંતા બહેરે — પાછળથી એ પણ ફિલ્મ લાઇનમા કદાચ પડી હતી — પોતાના માતાપિતા સાથે રહેતી હતી. એ શાંતા બહેરે સાથે આ શાંતાને મૈત્રી થઈ શાંતા બહેરેને હાર્મોનિયમ શીખવવા — એ ગાઈ શકે તેવો અવાજ નહિ હોઈ — કોલ્હાપુરના વાસુદેવરાવ શિંદે આવતા એ વાસુદેવરાવના સસરા મરાઠી રગભૂમિના તે કાળના પ્રસિદ્ધ નટ હતા, કેશવરાવ ભોસલે. શાંતા બહેરેના હાર્મોનિયમના પાઠ ચાલતા હોય ત્યારે કોઈ કોઈ વાર આ શાંતા પણ ત્યા હોય એક વાર એ બહેરે કુટુબ સાથે શાંતા 'ભક્ત પ્રહ્લાદ'નો સિનેમા જોવા ગઈ એ ફિલ્મ જોઈ શાંતાના મનમા ફિલ્મમા કામ કરવાની ઇચ્છા જાગી. શ્રી બહેરે સમક્ષ વ્યક્ત કરાયેલી શાંતાની આ ઇચ્છાનો જવાબ, "આપણે જોશુ," કહી બહેરેએ વાળ્યો હતો. થોડા જ દિવસ પછી, એ બહેરેના ઘરમા બહેરેની દીકરી શાંતા પેટી વગાડતી હતી, એના પિતા તબલા પર ઠેકા દેતા હતા અને શાંતા હૂબળીકર 'બસરી બજાવ, બજાવ, ગિરિધારી'નુ ગીત પોતાને મધુર કંઠે ગાઈ રહી હતી અચાનક દરવાજે વાસુદેવરાવ દેખાયા ને એ ત્યા જ થભી ગયા સગીતકાર મંડળી પોતાના તાનમા મસ્ત હતી ને એમણે કોઈએ વાસુદેવરાવને જોયા ન હતા સિનેમા લાઇનમા જવાની ઇચ્છા એ વાસુદેવરાવની ઓળખાણની સાકળે પૂરી કરી આપી. નાટક કંપનીમાથી થોડા દિવસની રજા લઈ શાંતાબાઈ નાટક કંપનીમાથી બહાર નીકળ્યા તે નીકળ્યા એ સાલ ૧૯૩૫ની

આ અગાઉ કોલ્હાપુર આવી શાંતા સિનેમામાં જોડાવા મારેના પ્રયત્ન કરી ગઈ હતી સરસ્વતી સિનેટોનના દાદા તોરણેએ શાંતાને પાસ પણ કરી હતી પણ પગાર રૂપિયા ૩૦ આપી શકે તેમ

હતા. એ જમાનામાં ૨૦–૨૦ રૂપિયામાંયે સિનેમા માટે નટીઓ મળતી હતી. શાંતાને હૂબળીમાં ૪૦ રૂપિયા પગાર અને ખાવાપીવા રહેવાની સગવડ મળતી હતી એટલે એણે દાદા પાસે રૂપિયા સોના પગારની માગણી કરી હતી. દાદા એ આપી શકે તેમ ન હતા. વાત પતી ગઈ હતી. ફેરો ફોગટ ગયો હતો. પણ આ વેળા એમ ન બન્યું. વાસુદેવરાવની ઓળખાણનો છેડો શાંતાબાઈને બાબુરાવ પેંઢારકર અને એમના કોલ્હાપુર સિનેટોન સુધી લઈ ગયો. એકાદ બે ગીત સાંભળી બાબુરાવે શાંતાને માસિક ૭૫ રૂપિયાને પગારે બે વર્ષનો કરાર કરવા તૈયારી બતાવી. પરંતુ એ સજ્જન કહે: "તારી જવાબદારી કોણ લે છે?" એકવીસ વરસની શાંતા એકલી રહેવાની હતી અને શાંતા બહેરેના પિતાએ લખી આપીને જવાબદારી સ્વીકારી. જગતમાં સજ્જનો પણ વસે છે ખરા.

આવી સજ્જનતાનો કોલ્હાપુરનો બીજો અનુભવ શાંતાબાઈએ નોંધ્યો છે. નટવિટભાંડગવૈયા પ્રત્યે રૂઢિગત સમાજની દૃષ્ટિ કંઈ સારી હોતી નથી. પરંતુ, મંગળવાર પેઠમાં ભાડે લીધેલા મકાનની બાજુમાં એક કંસારા કુટુંબ રહેતું હતું. એ વણુસુદ્રે ગૃહસ્થનાં મોટી વયનાં માએ એક વાર શાંતાને પૂછી એની વિગતો જાણી કહ્યું: "એવડા મોટા ઘરમાં— શાંતાનું ઘર ત્રણ માળનું હતું — સૂએ છે તે બરાબર નહિ. રાતે સૂવાને મારી પાસે આવતી જા."

દિગ્દર્શક પેંઢારકર વિશે અને તે કાળના સિનેજગત વિશે કેટલીક વાતો શાંતાબાઈએ કહી છે તે આજે આશ્ચર્યકારક લાગે તેવી છે. પેંઢારકરની રહેવાની રીતરસમ એકદમ સાદી હતી. પોતે નિયમિત સમયે સ્ટુડિયો પર હાજર થઈ જતા અને બધા કલાકારોને તે જાતે તાલીમ આપતા. એમના એ તાલીમવર્ગની એક બાજુ પુરુષો બેસતા ને બીજી બાજુ નારીવૃંદ બેસતું. પેંઢારકર કડક શિસ્તના આગ્રહી હતા. શાંતાબાઈ લખે છે કે એમનું શિક્ષણ તત્કાલ પૂરતું મર્યાદિત ન હતું, તેનો ઉપયોગ કલાકારોને આયુષ્યભર કામમાં આવતો. હાથમાં સોટી રાખતા અને અનેક વાર સૂચના આપ્યા છતાં કોઈ ભૂલ કરે 'તર ત્યાલા છડી ખાવી લાગાયચી!' —તો તેને સોટી ખાવી પડતી! આ શિસ્ત એમનાં પત્ની બનેલાં લીલા પેંઢારકરને પણ લાગુ પડતી. કંપનીનો સમય સવારના દસથી સાંજના પાંચ સુધીનો. સૌ ખાણાનો ડબ્બો લઈને જાય અને બપોરની છુટ્ટીમાં ખાય ને તરત પાછાં કામે લાગી જાય.

કોલ્હાપુર સિનેટોનની ફિલ્મ 'ગંગાવતરણ'માં ગંગાની માતાનો અને શિવજીના ભૂતનો એમ ડબલ રોલ શાંતાબાઈએ કર્યો. પછી શાલિની સિનેટોનમાં 'કાન્હોપાત્રા'માં કાન્હોપાત્રાની માતાની યાદગાર ભૂમિકા ભજવી. એ ફિલ્મમાં સાથીઓ હતા દિનકર કામણ્ણા, રાજા પરાંજપે, ચિંતામણરાવ કોલ્હટકર વગેરે. શાંતાબાઈને મળવા અંબુના વર કોઈ કોઈ વાર કોલ્હાપુર આવતા. અંબુ અવસાન પામી હતી. અગાઉ શાંતાબાઈ — રાજુ— સાથે લગ્નની ઇચ્છા રાખનાર ભાઉજીના વિચારમાં પરિવર્તન આવ્યું હતું કારણ શાંતા હવે અભિનેત્રી બની ચૂકી હતી. એટલે એમણે બીજું પાત્ર શોધી એની સાથે લગ્ન કરી લીધું હતું. શાંતા માટે ગૃહસ્થ જીવનનું એક દ્વાર આમ બંધ થઈ ગયું.

કોલ્હાપુરથી કૂદકો મારી શાંતા પુણે આવી. ત્યાં પ્રથમ એને અભિનયનું નહિ પણ પાર્શ્વગાયિકાનું કામ મળ્યું ને એ બદલ ૪૦૦ રૂપિયા મહેનતાણું મળ્યું. પણ પુણેમાં એ કાળે પ્રભાત સ્ટુડિયોનું નામ ભારતભરમાં ગાજતું. એ સ્ટુડિયોમાં એક-એકથી ચડી જાય એવા કલાકારો, કલાપારખુઓ અને કલાકારઘડવૈયાઓ હતા: દામલે, ફત્તેલાલ, કે. નારાયણ કાળે, શાંતારામ, માસ્ટર કૃષ્ણરાવ, કેશવરાવ ભોળે, અનંત કાણેકર વગેરે. ઇન્ટર્વ્યૂમાં આ બધા ધુરંધરો બેઠેલા. શાંતાબાઈ પાસ થયાં ને એવાં કે મૂળ બોલાવેલાં 'માઝા મુલગા' —મારો દીકરો — ચિત્રમાં નાયિકાની માતાની ભૂમિકા માટે પરંતુ, કાળેએ એમને નાયિકાની ભૂમિકા માટે— નાયકની ભૂમિકામાં શાહુ મોડક હતો—પસંદ કર્યાં,

શાંતારામે શાંતાબાઈના મરાઠી ઉચ્ચારણો સામે વાંધો ઉઠાવ્યો. તે છતાં અને એ ભૂમિકામાં તે દીપી નીકળ્યાં હતાં. એ ફિલ્મમાંનાં શાંતાબાઈએ ગાયેલાં ગીતોની રેકોર્ડે શાંતાબાઈને પ્રસિદ્ધિ અને પૈસા બંને અપાવ્યાં હતાં. અને એથી વિશેષ તો એ બન્યું કે પોતાના પછીના ચિત્ર 'માણૂસ'—એનું રૂપાંતર 'આદમી' નામથી તૈયાર કરવામાં આવ્યું હતું અને એ ખૂબ પ્રસિદ્ધ બન્યું હતું તે—માં શાંતારામે નાયિકાના પાઠ માટે શાંતા આપ્ટેને બદલે શાંતા હુબળીકરને પસંદ કરી.

પ્રભાત કંપનીની મહત્તાના અને પ્રભાતમાં કામ કરવા બદલ ગૌરવ અનુભવવાના ઉલ્લેખની સાથે પ્રભાતની એક વેળાની અગ્રગણ્ય નાયિકા હતી તે શાંતા આપ્ટેનું પ્રભાતને દરવાજે ભૂખ હડતાળ પર જવું, અને પછી પ્રભાત કંપની છોડી જવું, દિગ્દર્શક કાળેનું ગર્વીલાપણું, પ્રણયદશ્યો કરતી વેળા શાહુ મોડકનું 'નર્વસ' બનવું અને 'શેજારી' (પડોશી), 'માણૂસ' (આદમી), 'કુંકુ' જેવાં યુગવર્તી કહી શકાય તેવાં ચિત્રપટો દેનાર પ્રભાતનું પતન આ બધાનું આલેખન શાંતાબાઈ તટસ્થ ભાવે કરે છે.

'માણૂસ'—આદમી—ની નાયિકાનો પાઠ ભજવી અભિનયની શ્રેષ્ઠતા માટે સુપ્રસિદ્ધ બનનાર શાંતાબાઈનો ઇન્ટરવ્યૂ 'ફિલ્મ ઇન્ડિયા'ના તંત્રી બાબુરાવ પટેલ લે છે. તીખી કલમ માટે જાણીતા એ તંત્રીને આપેલી મુલાકાતમાં દિગ્દર્શક શાંતારામને શાંતાબાઈ 'શ્રેષ્ઠ શિલ્પકાર' કહે છે પણ, તે સાથે, એ શિલ્પકારે મૂર્તિઓ ઘડવા માટે લીધેલા 'દગડ'—પથ્થર—ને બિરદાવતાં એ કહે છે "મૂર્તિ સાઠી નિવડલેલે દગડ જર ચાંગલે નસતે તર મૂર્તિ ચાંગલ્યા ઝાલ્યા અસત્યા કા?" (મૂર્તિ માટે પસંદ કરેલા પથ્થર સારા ન હોત તો મૂર્તિઓ સુંદર થાત ખરી કે?) આમ કહેવામાં શાંતારામની કશી જ ટીકા ન હતી પરંતુ, શાંતાબાઈ જણાવે છે કે, શાંતારામથી કલાકારોને અપાયેલો યશ સહન ન થયો અને શાંતાબાઈને તેમણે પ્રભાતમાંથી છૂટાં કર્યાં.

પુણેમાં તે સમયે બધા સિને કલાકારો ડેક્કન એમ્પોરિયમ નામની દુકાનમાંથી ખરીદી કરતા. એ એમ્પોરિયમના માલિક બાબુસાહેબ ગિતે હતા. તે દેખાવે ફૂટડા હતા. શાંતાબાઈ તેમના પરિચયમાં આવ્યાં. એ પરિચય પ્રણયમાં પરિણમ્યો અને તેનો અંત એ બંનેના લગ્નમાં આવ્યો. લગ્ન સંબંધેની અંગ્રેજી કહેવત અનુસાર આ ઉતાવળથી કરેલા લગ્ન બદલનો પસ્તાવો તરત જ આવી લાગ્યો. લગ્ન પછી શાંતાબાઈને જાણ થાય છે કે ગિતેની એક પત્ની મૃત્યુ પામેલી છે, બીજી હયાત છે ને ત્રણ બાળકોનો એ પિતા છે. વયમાં ગિતે શાંતાબાઈ કરતાં ચૌદ વર્ષ મોટા છે.

પોતે પ્રભાતમાંથી મુક્ત થઈ હતી અને હવે ગૃહિણીનું જીવન ગાળી શકશે એ ખુશાલીમાં પેંડા વહેંચી, ભાવિ સુખનાં સ્વપ્નાં જોતાં શાંતાબાઈ ગિતેની દુકાને આવ્યાં અને ગિતેને પોતાનો મુક્તિપત્ર—શાંતારામે છૂટાં કર્યાં હતાં એટલે મુક્તિપત્ર—વંચાવ્યો તો ગિતે ખિન્ન થઈ ગયા. 'હવે આ મરઘી રોજ સોનાનું ઈંડું શી રીતે મૂકશે?' એ ચિંતા એને થઈ.

પુણે છોડી શાંતાબાઈ મુંબઈ આવે છે. પ્રતિષ્ઠાપ્રાપ્ત અભિનેત્રી હોઈ માસિક આઠ હજારનો પગાર મેળવી શકે છે. હંસા વાડકરના પતિની માફક, ગિતે પણ શાંતાને અનુસરે છે અને શાંતાની સાથે ઘેરથી સ્ટુડિયો ને સ્ટુડિયોથી ઘેર જાય છે. જન્મ્યા પછી એક પુત્રનું અવસાન થતાં એ શોકથી ઘેરાઈ જાય છે. દિગ્દર્શક વ્યાસ એને ફરી કામમાં ખેંચી લાવી શાંતાનો શોક હળવો કરે છે. ફરી એ જ ઘટમાળ, એ જ ગિતે.

શાંતાના શુષ્ક રણ જેવા જીવનમાં અચાનક પ્રેમાંકુર ફૂટે છે. એનાં સંગીતથી ને એના અભિનયથી આકર્ષાયેલા યુવાન અને ફૂટડા શામરાવ જોશી શાંતાને મળવામાં સફળ થાય છે પણ ઉદરમાં ગિતેનો ગર્ભ હોવાથી, ગિતેથી છૂટાછેડા લેવાની તીવ્ર ઇચ્છા છતાં એ વાત ત્યાં જ અટકી જાય છે અને શાંતાના હૃદયની પાટી ઉપર ભગ્નપ્રેમનો લિસોટો

પાછી જાય છે.

શાંતાને પુત્ર પ્રસવે છે. એનું નામ પ્રદીપ રાખવામાં આવે છે. પુણેમાં બંધાવેલા બંગલાને પણ 'પ્રદીપ' નામ આપવામાં આવે છે. એ પ્રદીપ સાથે અભ્યાસ કરવા માટે સાવકી પુત્રી વિજુને મુંબઈ પોતાને ત્યાં રાખે છે પણ, બંનેમાંથી એકેયનું ચિત્ત અભ્યાસમાં નથી. પ્રદીપને પિતાનો, તેના અવગુણોનો, વારસો મળ્યો છે. બીજી સાવકી પુત્રી સુમતિનું કન્યાદાન દે છે. આ બધું એ કરે છે પણ નવરા ગિતેને નભાવવો, એનું કરજ ચૂકવવું અને એની સતત ચોકીના ત્રાસ નીચે જીવન વ્યતીત કરવું, આ બધાંથી શાંતાબાઈ વાજ આવી જાય છે પણ, 'સેટવર ઉભી રાહિલે કી મીં સગળં વિસરત હોતે!' (સેટ પર ઊભી રહી કે હું સઘળું ભૂલી જતી!) શાંતાબાઈને ગિતેનું કરજ ચૂકવવા પુણેનો બંગલો વેચવાની ફરજ પડે છે ને આખરે એ ગિતેથી અલગ રહેવાનું પસંદ કરે છે.

પુત્ર પ્રદીપ સાથે શિવમાં નાનકડી ખોલીમાં ઘર માંડે છે. પુત્રમાં પિતાનાં બધાં અપલક્ષણો ઊતર્યાં છે. પોતે અભિનેત્રીનો દીકરો હોવાનો ગર્વ એ રાખે છે એટલે ભણી શકતો નથી, શ્રમની શરમ છે ને કામે ચડતા પહેલાં દારૂ સુધ્ધાંના વ્યસનો વળગે છે. શાંતાબાઈએ શરાબને હાથ પણ કદી લગાડ્યો નથી. પુત્રનાં લગ્ન થાય છે. પણ શાંતાબાઈના નસીબમાં સુખ નથી.

આખરે, ગૃહકલેશથી ત્રાસી એ ગૃહત્યાગ કરે છે ને વસઈમાં આવેલા શ્રદ્ધાનંદ અનાથ મહિલાશ્રમમાં નામશેષ મહિલાની જેમ જીવન વ્યતીત કરે છે. અચાનક એક દહાડો વર્તમાનપત્રમાં વાંચે છે કે રાજ્ય સરકાર જૂના કલાકારોને સહાય કરે છે. એ વૃદ્ધાશ્રમમાં કોણ માને કે આ શાંતા ઞતે નામે, ત્યાં બીજી સામાન્ય નિરાધાર સ્ત્રીઓની સાથે રહેતી સ્ત્રી એક કાળની મરાઠી–હિંદી ફિલ્મોની હિરોઈન અને રંગભૂમિની નાયિકા — 'સંશય કલ્લોળ', 'માનાપમાન', 'એકચ પ્યાલા' વગેરે નાટકોમાં નાયિકાપાઠ કર્યા હતા —, અનેક ગીતોની રેકોર્ડ ઉતરાવનાર પ્રખ્યાત અભિનેત્રી શાંતા હૂબળીકર છે? પણ, પોતાના જૂના ફોટોગ્રાફ બતાવી, વૃદ્ધાશ્રમનાં સંચાલિકા મારફત રાજ્ય સરકારે જાહેર કરેલા જૂના કલાકારો માટેના પેન્શન માટેની અરજીનું ફોર્મ મંગાવે છે. પણ સરકારી તંત્ર કંઈ એમ હલે? 'લોકસત્તા'ના તંત્રી માધવ ગડકરીની સહાય શાંતાબાઈને મળે છે — એ સાહિત્યપ્રેમી, કલાપ્રેમી પત્રકાર શાંતાબાઈની જ શોધ કરતા હતા — અને શાંતાબાઈનો અજ્ઞાતવાસ પૂરો થાય છે. ૧૯૮૮ના ડિસેમ્બરની ૧૨મીના 'લોકસત્તા'માં 'શાંતા હૂબળીકરના જીવનની આજની વાત' નામથી લેખ પ્રસિદ્ધ થાય છે અને શાંતાના અનેક પ્રશંસકો પત્રની અને પૈસાની વૃષ્ટિ કરે છે. આપણા આજના પ્રધાનમંત્રી શ્રી નરસિંહરાવ દસ હજાર રૂપિયા મોકલાવે છે, કલ્યાણજી આણંદજીભાઈ પાંચ હજાર મોકલાવે છે અને સરકાર તરફથી પેન્શન પણ મળવા લાગે છે. શાંતાબાઈને મળેલા પૈસા પર આશ્રમના સંચાલકનો ડોળો પડે છે પણ, પોતાના આશ્રમવાસનાં ચૌદ વરસના કઠણાઈના દહાડા શાંતાબાઈ ભૂલ્યાં નથી અને ગડકરી પણ સંચાલક તાટકેની ખબર લઈ નાખે છે. આશ્રમમાંથી મુક્ત થવા માટે પુત્ર પ્રદીપને — હવે એ અને એની પત્ની શાંતાબાઈને ઘેર પાછાં બોલાવવા ઉત્સુક છે — અરજી કરવી પડે છે. મુક્ત થઈ એ ફરી એક વાર ઘેર જાય છે પણ, પુત્ર, પુત્રવધૂ કે પૌત્રી કોઈ તરફથી સુખ મળતું નથી. ત્રણેયનાં ગાડાં જુદાં ચાલે છે. માતાએ ખરીદેલું ઘર પચાવી પાડનાર પ્રદીપને શાંતાબાઈના પૈસા જ જોઈએ છે અને તે માટે તે માતાની બૅંગ તોડવા તૈયાર થાય છે. એને થોડા પૈસા આપી, શાંતાબાઈ, સાવકા પુત્ર સુહાસને ત્યાં કશાક પ્રસંગે પુણે જાય છે. પ્રસંગ પત્યા પછી એ સુહાસને કહે છે: "મને વૃદ્ધાશ્રમમાં મૂકી જા." સાવકો સુહાસ ઉત્તર આપે છે: "મા, સગો દીકરો પ્રદીપ તને આશ્રમમાંથી ઘેર લઈ આવ્યો અને હું સાવકો દીકરો તને આશ્રમમાં પાછી મૂકી જાઉં?" આમ કહ્યા છતાં, એની અને એની પત્નીની રાખ-

વાની ઇચ્છા છતાં, પ્રદીપનાં કારસ્તાનથી એ શક્ય બનતું નથી. આખરે, 'પ્રભાત'વાળા દામલે પુણેન' મહિલામંડળના વૃદ્ધાશ્રમમા એને પ્રવેશ અપાવે છે.

સને ૧૯૮૯મા અખિલ મરાઠી પરિષદ મુબઈમા ભરાઈ હતી ત્યારે કેટલાક જૂના કળાકારો સાથેના સન્માન સમારંભમા હાજરી એ શાંતા હુબળીકરની છેલ્લી જાહેર હાજરી હતી.

આ નાનકડી લાગતી કથા ઝેરના પ્યાલા પીવાની કથા છે. કુદરતનું એ અચરજ છે કે માનવ સંબંધો પૂરતું એક વ્યક્તિનું જીવન આવું વિફલ હોઈ શકે. માતાપિતા બાળપણમા ચાલી ગયા હતાં પણ ચંદ્રામ્મા, ગિતે, પ્રદીપ, પુત્રવધૂ માલતી, પૌત્રી મનીષા અને વૃદ્ધાશ્રમના સંચાલકો કોઈ તરફથી શાંતાબાઈની પ્રેમની ભૂખ કે સ્થિરતાની ઝંખના સંતોષાતા નથી. અને જે શામરાવ એને એ બેઉ આપવા તત્પર છે તે જીવનમા એવી ઘડીએ આવે છે કે એનો સ્વીકાર કરી શકાતો નથી. ગિતે વિશે, પુત્ર-પુત્રવધૂ વિશે આટલી સ્પષ્ટતાથી બધું છતું કર્યું છે છતાં શાંતા-બાઈની વાણીમા કટુતા નથી. અણુ, એનો વર, કોલ્હાપુરની વૃદ્ધ પડોશણુ, માધવ ગડકરી વગેરેના સુખદ અનુભવોએ, કદાચ, શાતાબાઈને પ્રતીતિ કરાવી છે કે જગતમા નિઃસ્વાર્થ પ્રેમ છે, બીજાને પાંખમા લેવાની તત્પરતા છે ને સહાય કરવાની ઇચ્છા છે એ પ્રેમ મહાન છે.

## ક્યાં ગયા એ દિવસો? / લાલજી કાનપરિયા

માનાં સ્તનથી અમી દૂઝતા ક્યાં ગયા એ દિવસો?
હાલરડામાં મીઠું કૂજતા ક્યાં ગયા એ દિવસો?

પળમાં હસતા, પળમાં રડતા ક્યા ગયા એ દિવસો?
પગલીમાં પડતા—આખડતા ક્યા ગયા એ દિવસો?

ચકલી ફળિયે રમવા આવે, ક્યા ગયા એ દિવસો?
ઝાડપાનનાં ગીતો લાવે, ક્યાં ગયા એ દિવસો?

થૂઈ થપ્પાનો દાવ હારેલા, ક્યાં ગયા એ દિવસો?
ગલીએ ધૂળની જરી ભરેલા ક્યાં ગયા એ દિવસો?

પગલે પગલે સીમ ઊભરતી, ક્યાં ગયા એ દિવસો?
ડૂબક-દાવમાં નદી ઊછળતી, ક્યાં ગયા એ દિવસો?

બોર, કાતરા, કોલ* મજાનો, ક્યાં ગયા એ દિવસો?
ગજવે ઘાલી માલ-ખજાનો ક્યાં ગયા એ દિવસો?

થનગનતા અશ્વોની હાવળ, ક્યાં ગયા એ દિવસો?
સમયને પણ શી ઉતાવળ! ક્યાં ગયા એ દિવસો?

* કોલ = આમલીનાં ફૂલ

# ચાંપ

રિચાર્ડ મેથસન; અનુ. સુવર્ણા

નોર્મા ઘેર આવી. બારણા પાસે એક પૅકેટ પડ્યું હતું. પૅકેટ સીલબંધ હતું, ટેપથી કસીને બંધાયેલું અને ત્રિકોણાકારનું. પૅકેટ પર નામ ને સરનામુંય હતું : "મિ. અને મિસિસ આર્થર લેવિસ, ૨૧૭ ઈસ્ટ ૩૭મી ગલી, ન્યૂયૉર્ક, ન્યૂયૉર્ક ૧૦૦૧૬." નોર્માએ પૅકેટ લઈ લીધું. ઘરની અંદર આવી બારણું બંધ કર્યું. આકાશમાં અંધારું થવાની શરૂઆત થઈ ગઈ હતી.

રસોડામાં જઈ એણે ઓવનમાં કટલેટની પ્લેટો મૂકી. એક ગ્લાસમાં વોડકા લીધો, ને ડ્રૉઇંગરૂમમાં આવીને બેસી ગઈ. થોડીવાર પછી એણે ધીમે રહીને પૅકેટ ખોલ્યું.

પૅકેટમાં કોઈ અવનવું યંત્ર હતું. એક લાકડાના બૉક્સમાં આખું યંત્ર ગોઠવવામાં આવેલું. યંત્ર પર એક બટન હતું. દબાવવાની સ્વિચ જેવી ચાંપ જ કહો, ને ! આ ચાંપ પર કાચનું નાનું કવર ઢાંકેલું હતું. નોર્માએ કાચનું ઢાંકણ ખોલવાની કોશિશ કરી પણ એ ખૂલ્યું નહિ, કેમ કે એને તાળું મારેલું હતું. નોર્મા આખા બૉક્સને વળી પાછી ચારે તરફથી જોવા માંડી. નીચેના ભાગમાં ટેપથી ચોંટાડેલી એક ચિઠ્ઠી હતી. એણે ચિઠ્ઠી ખોલી, તેમાં લખેલું હતું કે, "મિ. સ્ટુઅર્ડ આઠ વાગ્યે તમને મળવા આવશે !"

નોર્માએ મશીનને બાજુમાં મૂકી દીધું. વોડકાનો એક ઘૂંટડો પીધો. એણે ફરી ચિઠ્ઠી વાંચી ને એને એમ જ હસવું આવી ગયું. થોડી વાર પછી એ સલાડ બનાવવા માટે રસોડામાં ચાલી ગઈ.

*

બરાબર આઠ વાગ્યે, બારણે ઘંટડી વાગી. નોર્મા રસોડામાં હતી. 'હું ખોલું છું' કહેતી એ ઝડપથી બારણા તરફ ગઈ. આર્થર, નોર્માનો પતિ, મુખ્ય ખંડમાં કંઈક વાંચતો હતો. નોર્માએ બારણું ખોલ્યું એક બેઠી દડીનો માણસ બહાર ઊભો હતો. એણે પોતાની હેટ ઉતારી, ખૂબ જ શાલીનતાથી પૂછ્યું, "તમે જ મિસિસ લેવિસ છો ?"

"હા, હું જ મિસિસ લેવિસ."

"હું મિ. સ્ટુઅર્ડ છું."

"એમ કે ?" હસવું રોકતાં નોર્મા બોલી. અને થયું, હવે આ માણસ પેલું ચાંપયંત્ર મને વેચવા માટે બધી યુક્તિપ્રયુક્તિઓ અજમાવશે.

"હું અંદર આવું ?" મિ. સ્ટુઅર્ડે પૂછ્યું.

"અત્યારે હું કામમાં છું. તમે મૂકી ગયા છો એ સાધન હું હમણાં જ લઈ આવું." કહી નોર્મા અંદર જવા વળી.

"કેમ, તમારે એટલુંય જાણવું નથી કે આ સાધન છે શું ?" એમના અવાજ પરથી નોર્માને લાગ્યું કે મિ. સ્ટુઅર્ડ જરા છોભીલા પડી ગયા હતા. એ પાછી વળી.

"ના, મને એ જાણવામાં કંઈ રસ નથી." નોર્મા બોલી.

"તમે એટલું વિચાર્યું છે કે આ સાધન બહુ જ ઉપયોગી નીવડી શકે તેમ છે ?" મિ. સ્ટુઅર્ડ બોલ્યા.

"અચ્છા, એથી કંઈ ધનલાભ ખરો ?" નોર્માએ સીધું જ પૂછી નાખ્યું.

મિ. સ્ટુઅર્ડે હા પાડી. "હા, ધનલાભ ચોક્કસ."

નોર્માને આ જવાબ ન ગમ્યો. જરા રોષમાં એ બોલી, "તમે ખરેખર શું વેચો છો એની વાત કરો, ને !"

"ખરેખર તો હું કંઈ જ વેચતો નથી." એ બોલ્યો.

એટલામાં આર્થર બારણા પાસે આવ્યો.

"શુ પ્રમાણ ચાલે છે?"

મિ સ્ટુઅર્ટે પોતાનો પરિચય આપ્યો.

"સમજ્યો, મેલુ ને? —" કહી આર્થરે ચાપ-વાળા સાધન તરફ નજર કરી. એમ જ એ હસી પડચો.

"અચ્છા, તો એ સાધન ખરેખર છે શુ?" આર્થરે પૂછ્યુ.

"હુ એ જ સમજાવવા માગુ છુ. મને જરા અદર આવવા દેશો?" મિ સ્ટુઅર્ટ બોલ્યા.

"જો તમે ખરેખર કંઈ વેચવા માગતા હો તો પછી —" આર્થર બોલ્યો.

"ના, ના, એવુ કંઈ જ નથી" મિ. સ્ટુઅર્ટ બોલ્યા

આર્થરે નોર્મા સામે જોયું નોર્મા બોલી,

"તુ જાણે, હુ કંઈ ન જાણુ"

આર્થર જરા ખચકાયો. પછી બોલ્યો, "જરૂર, જરૂર, શા માટે નહિ? આવો, અદર જરૂર આવો."

બધા અદર ગયાં. મિ. સ્ટુઅર્ટ નોર્માની ખુરશી પર બેઠા. એમણે કોટના અંદરના ખિસ્સામાથી એક નાનુ કવર કાઢ્યુ, ને ટેબલ પર મૂક્યુ "આની અદર ચાપ પરના કાચના ઢાકણાને ખોલવાની ચાવી છે એ ચાવીથી ઢાકણું ખોલી તમે જ્યારે ચાપ દબાવો ત્યારે એનો અવાજ અમને છેક અમારી ઓફિસમા સભળાય એવી કારીગરી આમા છે"

"પણ એથી શુ?" આર્થરે પૂછ્યુ.

"એ જ તો સમજવાની વાત છે. તમે જેવા ચાપ દબાવો કે તરત આખી દુનિયામાથી ક્યાક, કોઈક જગાએ કોઈકનું મૃત્યુ થઈ જાય. હા, પણ એવી વ્યક્તિનુ કે જેને તમે ઓળખતા જ ન હો. અને એટલુ જ નહિ, એમ કરવા બદલ તમને ૫૦,૦૦૦ ડોલર મળે" મિ સ્ટુઅર્ટે સ્પષ્ટ કર્યુ.

નોર્મા બેઠી દહીના આ માણસની સામે તાકી રહી એ માણસના મો પર સ્મિત હતુ.

"શુ વાત કરો છો તમે?" આર્થરે અસમંજસમા પૂછ્યુ આર્થરના સવાલથી મિ. સ્ટુઅર્ટને આશ્ચર્ય થયું. તે બોલ્યો, "મે બધુ બરાબર જ સમજાવ્યુ છે."

"આ કોઈ મજાક તો નથી, ને!" આર્થરે પૂછ્યુ.

"બિલકુલ નહિ ને! આ વાત સોએ સો ટકા સાચી છે."

"મને આમા કંઈ જ સૂઝ પડતી નથી તમે ખરેખર એવી અપેક્ષા રાખો છો કે અમે તમારી વાત સાચી —" આર્થરે વાક્ય અધૂરુ છોડી દીધુ.

"તમે કઈ કંપની તરફથી આવો છો?" નોર્માએ પૂછ્યુ.

મિ. સ્ટુઅર્ટ થોડા છોભીલા પડી ગયા પછી જરા સ્વસ્થ થઈને બોલ્યા, "એ વિષે કઈ પણ કહેવાની મને છૂટ નથી. હા, પણ એટલુ હુ ચોક્કસ કહીશ કે મારી કંપની આન્તરરાષ્ટ્રીય સ્તર પર કામ કરે છે."

"બહુ સારુ. હવે તમે ઊપડો." આર્થરે કહ્યુ ને આર્થર ઊભો થઈ ગયો. મિ. સ્ટુઅર્ટ પણ ઊભા થઈ ગયા

"ભલે, તો હુ રજા લઉ."

"તમારુ ચાપયત્ર પણ સાથે લેતા જાઓ." આર્થર બોલ્યો.

"એ ભલે અહી રહ્યુ એકાદ બે દિવસ વિચાર કરતા તમને એનો ઉપયોગ કરવાનુ મન થાય પણ ખરુ."

આર્થરે ચાપયત્રનુ આખુ પૅકેટ લીધુ ને પરાણે મિ. સ્ટુઅર્ટના હાથમા પકડાવ્યુ. પછી એ બારણા તરફ ગયો ને બારણું ખોલી ઊભો રહ્યો.

"ઠીક ત્યારે હુ જઉ. પણ ઓછામા ઓછુ મારુ કાર્ડ તો લઈ લો." કહી મિ સ્ટુઅર્ટે પોતાનુ કાર્ડ ટેબલ પર મૂક્યુ અને બારણા તરફ ચાલતા થયા.

તેમના ગયા પછી આર્થરે કાર્ડ હાથમા લઈ એના બે કકડા કરી એને ટેબલ પર ફેંકી દીધુ. "હે ઈશ્વર!" કહી એણે છુટકારાનો દમ લીધો.

નોર્મા હજુ સોફા પર પર જ બેઠી હતી. "તને શુ લાગે છે, આર્થર? આ માણસ કોણ હશે?" એણે પૂછ્યુ.

"મને એ જાણવાની બિલકુલ પડી નથી."

નોર્મા હસવા ગઈ પણ હસી ન શકી. પછી બોલી, "પણ તને જરાક કુતૂહલ જેવું'ય કંઈ થતું નથી કે આ બધું શું હશે?"

"બિલકુલ જ નહિ ને!" આર્થરે નકારમાં માથું હલાવીને કહ્યું.

આર્થર અંદર ચાલ્યો ગયો. ને ફરીથી ચોપડી વાંચવા બેસી ગયો. નોર્મા રસોડામાં ગઈ અને વાસણો સાફ કરવા લાગી.

*

"તું આ આખી વાતને ટાળે છે શા માટે?" નોર્માએ પૂછ્યું. આર્થર બ્રશ કરતો હતો. સામેના અરીસામાંથી એણે નોર્મા તરફ જોયું.

"તને એવું જરાકે નથી થતું કે આ વળી શું હશે?" નોર્માએ ફરીથી પૂછ્યું.

"ના, મને ઊલટાની આખી વાત ઘૃણ્ય લાગે છે." આર્થર બોલ્યો.

"એ ખરું, પણ—" નોર્મા પોતાના વાળમાં પિન ભરાવતાં બોલી, "પણ તને સહેજે એવું નથી થતું કે આવું મશીન? મને તો લાગે છે તું આને મજાક જ સમજે છે." નોર્મા બોલતી હતી અને બંને ચાલતાં ચાલતાં શયનખંડ તરફ ગયાં.

"જો આ મજાક જ હોય તો બહુ માંદલી મજાક છે." આર્થર બોલ્યો. નોર્માએ પગની સ્લીપર ઉતારી ને એ પથારી પર બેઠી.

"એવું ન બની શકે કે આ આખી વાત કોઈ મનોવૈજ્ઞાનિક સંશોધનનો ભાગ હોય?"

"બની શકે." આર્થરે ઉદાસીનતાથી ખભા ઉલાળી કહ્યું.

"મને તો લાગે છે કે કોઈ તરંગી કરોડપતિનું જ આ કામ હશે." નોર્મા બોલી.

"હશે." આર્થરે એ જ ઉદાસીનતાથી કહ્યું.

"તો પછી આ બધું ખરેખર શું હશે તે જાણવાનું તને મન નથી થતું?"

આર્થરે માથું હલાવી ના કહી.

"શા માટે?" નોર્માએ પૂછ્યું.

"કેમ કે આખી વાત અનૈતિક છે."

નોર્માએ શરીર પર ચાદર ઓઢી લીધી. પછી ધીમેકથી બોલી, "એ જે કંઈ પણ હોય, મને તો જિજ્ઞાસા થાય છે જ કે આમાં ખરેખર શું રહસ્ય હશે."

આર્થરે બત્તી બંધ કરી, નોર્માને 'ગુડ નાઇટ કિસ' કરી. પડખું ફરીને સૂઈ ગયો.

"ગુડ નાઇટ" આર્થરની પીઠ પર હાથ ફેરવતાં નોર્મા બોલી.

નોર્માએ આંખો બંધ કરી. એ મનમાં બોલી, "વિચારો તો ખરા, પચાસ હજાર ડૉલર કોને કહેવાય!"

*

બીજે દિવસે સવારે ઑફિસે જવા નીકળતી હતી ત્યારે નોર્માની નજર ટેબલ પર પડી. કાર્ડના બે કકડા ત્યાં જ પડ્યા હતા. એમ જ એણે એ કકડા ઉપાડી લીધા અને પોતાની પર્સમાં નાખ્યા. ઘરની બહાર નીકળી એણે બારણું બંધ કર્યું. લિફ્ટમાં આર્થર એની રાહ જોતો હતો ત્યાં એ પહોંચી ગઈ.

બપોરની રિસેસમાં કોફી પીતાં પીતાં પર્સમાંથી એણે કાર્ડના બંને ટુકડા કાઢ્યા. બંનેને ભેગા કરી જોયા. કાર્ડ પર મિ. સ્ટુઅર્ડનું નામ ને ટેલિફોન નંબર હતા, તે સિવાય બીજું કંઈ જ નહોતું. બપોરના ખાણા પછી ફરીથી કાર્ડના કકડા એણે બહાર કાઢ્યા ને સ્કોચટેપથી સાંધી દીધા. "હું આ શું કરી રહી છું?" મનોમન એણે પોતાને પૂછ્યું.

પાંચ વાગવામાં હતા ને એણે ફોન કર્યો. "ગુડ આફ્ટરનૂન" મિ. સ્ટુઅર્ડનો અવાજ હતો. નોર્માને થયું ફોન મૂકી દે, પણ ખોંખારો ખાઈ તે બોલી, "હું મિસિસ લેવિસ બોલું છું."

"બોલો, મિસિસ લેવિસ." મિ. સ્ટુઅર્ડ ખુશ થઈ ગયા.

"મારે એ જાણવું છે કે—"

"બહુ જ સ્વાભાવિક છે." મિ. સ્ટુઅર્ડ બોલ્યા.

"જોકે તમારી વાતમાં મને જરાકે તથ્ય લાગતું નથી."

"એવુ બિલકુલ નથી. મારી વાત સોએ સો ટકા પાકી છે."

"તો તમે જ્યારે એમ કહ્યુ કે આખી દુનિયામાથી ક્યાંક, કોઈકનું મૃત્યુ થશે ત્યારે તમે ખરેખર શુ કહેવા માગતા હતા?"

"એ જ, મે જે તમને કહ્યુ તે જ એ વ્યક્તિ કોઈ પણ હોઠ શકે. અમે એટલી ખાતરી આપીએ કે તમે એને ઓળખતા નહિ હો, અને એ ઘટના તમારી નજર સામે નહિ બને."

"અને પચાસ હજાર ડોલર મળે?" નોર્માએ પૂછ્યુ.

"બેશક મળે"

નોર્માએ દબાયેલા અવાજે કહ્યુ," મને તો આખી વાત ગપ્પીદાસ જેવી લાગે છે"

"એ તમને જે લાગે તે મારો પ્રસ્તાવ હજુય ચાલુ છે બોલો, ચાપયંત્ર પાછુ આપી જઉં?"

"ના, બિલકુલ નહિ" ગુસ્સે થઈને નોર્માએ ફોન મૂકી દીધો.

ઘેર આવી ત્યારે બારણા આગળ નોર્માએ પૅકેટ જોયું. એ જ ચાપયંત્ર લિફ્ટમાથી બહાર નીકળતા એ મનમા બોલી, "કેવો જબરો માણસ છે!" પછી પોતાને કહ્યુ, "આ પૅકેટને અડતી પણ નહિ, હો!" પૅકેટ લીધા વિના જ એ ઘરમા ચાલી ગઈ ને રસોડામા જઈને રાધવાની તૈયારી કરવા લાગી.

પછી રોજની જેમ એક ગ્લાસમા વોડકા લઈ એ આગળના ખંડમા આવી ગઈ. પછી બારણા તરફ ગઈ, બારણું ખોલ્યું, પૅકેટ લીધુ, રસોડામા ગઈ ને ત્યા પડેલા ટેબલ પર પૅકેટ મૂકી દીધુ

પછી પાછી મુખ્ય ખંડમા આવી ગઈ. ધીમે ધીમે વોડકાના ઘૂંટડા ભરવા લાગી. પીતા પીતા બહાર બારી તરફ નજર કરતી રહી થોડી વાર પછી ઓવનમા મૂકેલી કટલેટ ફેરવવા તે રસોડામા ગઈ. પૅકેટ લઈ એણે નીચેના ખાનામા મૂકી દીધુ, "કાલે સવારે કચરામાં નાખી દઈશ." એ મનમા બોલી

*

"મને તો લાગે છે કોઈ કરોડપતિ લોકો સાથે રમતે ચડયો છે." જમતા જમતાં નોર્મા બોલી.

આર્થર એની સામે જોયું, "તું કહેવા શુ માગે છે?"

"પણ તું શુ કહેવા માગે છે?" નોર્માએ સામું પૂછ્યું.

"એ વાત છોડ." આર્થર બોલ્યો

નોર્મા ચુપચાપ જમતી રહી. પછી ખાવાનો કાંટો હાથમાથી એકદમ પ્લેટ પર મૂકી દીધો.

"ધારો કે એની વાત સાચી હોય, તો?" નોર્મા બોલી

આર્થર એની સામે જોઈ રહ્યો.

"ધા–રો–કે–એ–ની–વા–ત સા ચી–હો–ય–તો?"

"સારુ, માની લે કે એની વાત સાચી છે" આર્થર એકદમ હેબતાઈ ગયો હતો. "તો તારે કરવું છે શુ? ચાપયંત્ર પાછુ મંગાવવુ છે? પછી ચાપ દાબી જોવી છે? એટલે કે કોઈનુ ખૂન કરવુ છે?"

નોર્મા એકદમ તિરસ્કારથી બોલી, "ખૂન?"

"ખૂન નહિ તો બીજું શુ?" આર્થર બોલ્યો.

"પણ આપણે કોઈને ઓળખતા પણ ન હોઈએ તો થોડું કંઈ—"

આર્થર એકદમ ડઘાઈ ગયો "તું શુ બોલે છે તને ભાન છે?"

"માન કે મરનાર કોઈ ઘરડો ચીની ખેડૂત હોય કે જે અહીંથી દસ હજાર માઈલ દૂર રહેતો હોય કે પછી કોંગોમા રહેતો કોઈ રોગિષ્ઠ આદિવાસી હોય, તો?" નોર્મા બોલી

"કે પછી પેન્સિલવાનિયાનુ કોઈ બાળક હોય કે પછી આપણી પડોશમા રહેતી કોઈ સુંદર કિશોરી હોય, તો?" આર્થર બોલ્યો

"આર્થર, હવે તુ વાતને ચગાવે છે"

"ચગાવવાની આ વાત નથી, પણ વાત એમ છે નોર્મા, કે કોણ મરે છે તે અગત્યનું નથી. તમે કોઈને મારી નાખો છો એટલે તમે ખૂન જ કરો છો એમ વાત બને છે."

"જેને તમે તમારી જિંદગીમાં ક્યારેય જોયા ન હોય કે જોવાના પણ ન હો, નથી તો કોઈ મરી જાય તો તમને બીજું કોઈ એ વિશે કંઈ કહેવા આવવાનું, તોપણ તું ચાંપ ન દબાવે ?"

આર્થરને પોતાના કાન પર વિશ્વાસ ન બેઠો. નોર્મા શું બોલી રહી હતી ?

"તું એમ કહેવા માગે છે કે તું ચાંપ દાબે ?"

"વિચાર તો કર આર્થર, પચાસ હજાર ડૉલર કોને કહેવાય ! પચાસ હજાર ડૉલર !"

"અમે તેટલી મોટી રકમ હોય તેથી શું થઈ ગયું ?"

"વિચારી જો આર્થર, પચાસ હજાર ડૉલર એટલે શું ? આપણે યુરોપ ફરવા જવું છે. પણ જઈ નથી શકતાં. એમ કેમ ?"

"નોર્મા, બસ. હું ના કહું છું, વાત બંધ કર."

"આર્થર, દૂરના કોઈ ટાપુ પર ફાર્મહાઉસ બનાવી શકાય."

"નોર્મા, ભગવાનને ખાતર વાત બંધ કર. હું ના કહું છું."

નોર્મા ધ્રૂજી ઊઠી. "ખેર, જવા દે. આટલો બધો ક્ષુબ્ધ કેમ થાય છે ? આ બધી તો માત્ર વાતો જ છે."

જમ્યા પછી આર્થર મુખ્ય ખંડમાં ગયો. જતા પહેલાં એ નોર્માને કહેતો ગયો, "મહેરબાની કરીને હવે આ વાત બંધ, સમજી ?"

નોર્માએ ખભા ઉલાળ્યા, "સારું, એમ તો એમ."

*

નોર્મા રોજ કરતાં જરા વહેલી ઊઠી. આર્થર માટે નાસ્તામાં એણે પેનકેક, ઈંડાં ને બેકન બનાવ્યાં.

"કેમ, આજે કંઈ ખાસ વાત છે ?" આર્થરે નાસ્તો કરતાં કરતાં નોર્માને પૂછ્યું.

"ના રે ના, કોઈ ખાસ વાત નથી. બસ, એમ જ મને મન થયું."

"સરસ. મનેય બહુ સારું લાગ્યું." આર્થર બોલ્યો.

નોર્માએ આર્થરના કપમાં કૉફી નાખી. "હું તને એમ બતાવવા માગતી હતી કે—"

"કે શું ?—"

"કે હું સ્વાર્થી નથી."

"પણ મેં તો તને ક્યારેય સ્વાર્થી નથી કહી."

"એ ખરું, પણ ગઈ કાલે રાત્રે—"

આર્થર ચૂપ રહ્યો.

"પેલી ચાંપવાળી વાતો. મને લાગ્યું તને મારે વિષે ગેરસમજ થઈ છે."

"કઈ રીતે ? હું કંઈ સમજ્યો નહિ." આર્થરે સંભાળી સંભાળીને શબ્દો વાપર્યા.

"મને લાગ્યું તને એમ થયું હશે કે હું દુનિયામાં એકમાત્ર મારી એકલીનો જ વિચાર કરું છું."

"ઓહ !"

"પણ એવું નથી, હોં !"

"નોર્મા—"

"ખરેખર એવું નથી. મેં યુરોપની યાત્રાની વાત કરી, ટાપુ પર ફાર્મહાઉસની વાત કરી—"

"નોર્મા, જેનો કંઈ જ અર્થ નથી એવી વાહિયાત વાતમાં આપણે નકામાં શા માટે સંડોવાઈએ છીએ ?"

"હું તો બિલકુલ સંડોવાઈ નથી. હું તો માત્ર એટલું જ કહેવા માગતી હતી કે—"

"કે શું ?"

"કે આપણે યુરોપ જઈએ એવી મારી ઇચ્છા છે. મને એવીય ઇચ્છા છે કે દૂરના કોઈ ટાપુ પર આપણું ફાર્મહાઉસ હોય. આપણું ઘર છે તેથી વધારે સારું હોય, આપણી પાસે વધારે સારું રાચરચીલું ને વધારે સારાં કપડાં હોય. અને પછી આપણને બાળક પણ હોય."

"નોર્મા, આમાંનું બધેબધું જ થશે."

"પણ ક્યારે ?"

આર્થર નોર્મા સામે એકીટશે જોઈ રહ્યો,

"નોર્મા—" એ આગળ કઈ જ બોલી શકયો નહિ
'બોલને, ક્યારે?" નોર્માએ ફરી પૂછયુ.
"તું ખરેખર એમ કહેવા માગે છે કે—" આર્થર વાક્ય પણ પૂરુ ન કરી શકયો
"હું એટલું જ કહુ છુ કે એ લોકોની આ કોઈ રિસર્ચ પ્રોજેક્ટ જ હશે" આર્થર કંઈક બોલવા ગયો પણ નોર્માએ એને કઈ પણ બોલવા ન દેતા પોતે બોલવાનું ચાલુ રાખ્યું, "મને એમ લાગે છે કે એ લોકો એ જાણવા માગે છે કે આવા સજોગોમા સર્વસાધારણ લોકો કઈ રીતે વર્તે? કોઈક ક્યાક મરી જશે એવુ તો એ લોકો આપણા પ્રતિભાવો જાણવા માટે જ કહે છે જેમ કે કોઈ ચિંતામા પડી જાય, કોઈને દોષભાવના થાય, તો કોઈને કઈ બીજુ કશુક. તું એવુ તો નથી જ માનતો ને કે એ લોકો સાચે જ કોઈને મારી નાખે? સાચુ બોલ, નથી માનતો, ને!" આર્થરે કઈ જવાબ ન દીધો એના હાથ ધ્રૂજતા હતા તે નોર્માના ધ્યાનમા આવ્યું થોડી વાર પછી એ ઊભો થયો ને બહાર ચાલ્યો ગયો.

આર્થર ઓફિસે ગયો પછી નોર્મા થોડી વાર સુધી ટેબલ પર બેસી રહી કોફીના કપ સામુ ક્યાય સુધી જોતી રહી પોતે કદાચ કામ પર જવામા મોડી પડશે એણે ખભા ઉલાળ્યા, તો શુ? એથી શો ફેર પડે છે?

કાચની પ્લેટોને ઘોડા પર ગોઠવતા ગોઠવતા એણે અચાનક કામ બધ કરી દીધુ. હાથ લૂછી નાખ્યા ને નીચેના ખાનામાથી પેકેટ બહાર કાઢ્યું. પેકેટ ખોલી ચાપયત્રને એણે ટેબલ પર મૂક્યુ. કવરમાથી ચાવી બહાર કાઢતા પહેલા એ લાબા વખત સુધી ચાપ સામું જોઈ રહી. કેવી હાસ્યાસ્પદ વાત! કેટલી વાહિયાત! એય પાછુ એક વાહિયાત ચાપને કારણે!

એણે હાથ લબાવ્યો ને ચાપ દબાવી. "હુ અમારે માટે આ કરી રહી છુ.' એણે પોતાને કહ્યુ પણ એ ધ્રૂજી ઊઠી કઈક થશે! એનું આખુ શરીર ભયથી કાપી ઊઠ્યું ક્ષણેકમા એ પાછી સ્વસ્થ થઈ ગઈ એણે ઘૃણા વરસાવતો ખોખારો ખાધો તદ્દન વાહિયાત! છેક જ બાલિશ! આવી નકામી વાત પર આટલું ધ્યાન આપવુ એ કેવી બાલિશતા કહેવાય! એણે ચાપયત્ર, પેકેટ, કાચનું ઢાકણું, ચાવી બધું લઈને કચરાની પેટીમા નાખી દીધુ. અને એ ઓફિસે જવા માટે તૈયાર થવા લાગી

•

સાજે એ ઘેર પાછી આવી સીધી જ રસોડામાં ચાલી ગઈ રસોઈ શરૂ કરી દીધી કટલેટને ઓવનમા ફેરવીને એણે પોતાને માટે રોજની જેમ વોડકાનો ગ્લાસ તૈયાર કર્યો. તેટલામા ફોનની ઘંટડી વાગી એણે રિસીવર લીધુ, "હલો!"

"મિસિસ લેવિસ?"

"હાજી"

"હુ લેનોક્સ હિલ હોસ્પિટલમાથી બોલું છુ" ફોનમા એને કોઈકે કહ્યુ કે, ઇલેક્ટ્રિક ટ્રેનનો અકસ્માત થયો છે. જોકે નોર્માએ એ સાચુ ન માન્યું. ફોનમા એમ પણ કહ્યુ કે આર્થરને કોઈનો ધક્કો લાગ્યો ને એ ટ્રેન આગળ પડી ગયો. એ સાભળતી રહી પણ એનું ચેતન હણાઈ ગયું હતું એને અચાનક ખ્યાલ આવ્યો કે આર્થરનો તો વીમો છે. ૨૫૦૦૦ ડૉલરનો વીમો અને જો આર્થર અકસ્માતમા મરી જાય તો એની પત્નીને બમણા પૈસા મળે "ના, ના" નોર્માનો શ્વાસ રૂંધાવા માડ્યો એ મહામુસીબતે ધીમે ધીમે ચાલતી રસોડા તરફ ગઈ કચરાની પેટીમાથી એણે ચાપયત્ર કાઢ્યુ. એને ફરી પાછુ કઈ રીતે ગોઠવવુ એ નોર્માને સમજાયું નહિ.

એ ચાપયત્રને જોર જોરથી જમીન પર પછાડવા માડી એમાના બાકીના ભાગ પણ છૂટા પડવા માડ્યા. એણે એના વધુ ને વધુ ટુકડા કરવા માડ્યા એમ કરવામા એની પોતાની એક આગળી જ કપાઈ ગઈ તેનું એને ભાન ન રહ્યુ બૉક્સમા વાયર કે ટ્યૂબ કે એવુ કઈ જ નહોતું. એ સાવ ખાલી થઈ ગયું હતું

ફરીથી ફોનની ઘંટડી વાગી. ધ્રૂજતા ધ્રૂજતા નોર્માએ ફોન લીધો, "મિસિસ લેવિસ?" મિ. સ્ટુઅર્ડનો અવાજ હતો.

જેમ તેમ શબ્દો શોધી નોર્મા, બોલી,

"તમે તો કહેલું કે જે કોઈ મૃત્યુ પામશે તેને હું ઓળખતી નહિ હોઉં."

"માય ડિયર લેડી," મિ. સ્ટુઅર્ડ બોલ્યા, "તું ખરેખર માને છે કે તું તારા વરને ખરેખર ઓળખતી હતી?"

('બટન, બટન' નામની અમેરિકન વાર્તાનો અનુવાદ)



## સાભાર સ્વીકાર

લોકવાઙ્મય : કનુભાઈ જાની, પ્ર. સૌરાષ્ટ્ર યુનિવર્સિટી, રાજકોટ ૫, કિં. રૂ. ૭૦. વ્યતીતની વાટે : જોસેફ મેકવાન, પ્ર. આર. આર. શેઠની કંપની, મુંબઈ ૨, અમદાવાદ ૧, કિં. રૂ. ૫૫. અંતરતમ : લે. પ્ર. જશવંત લ. દેસાઈ, ૨, લક્ષ્મી એપાર્ટમેન્ટ્સ, નવયુગ હોસ્ટેલ કમ્પાઉન્ડ, રાંદેર રોડ, સુરત–૩૯૫ ००૧. કિં. રૂ. ૧૬. સ્મૃતિનાં ઝરણું : ભરત ઠક્કર, ગૌરા પ્રકાશન, 'ચન્દ્રનિલયમ', આણંદ–૩૮૮ ००૧, કિ. રૂ. ૨૦.

વિજ્ઞાન પરિચય : અવિનાશ મુનશી, પ્ર. કુસુમ પ્રકાશન, ૬૧/એ નારાયણનગર, પાલડી, અમદાવાદ–૭, કિં. રૂ. ૧૩. મેરામણનાં મોતી: રાજુલ દવે, પ્ર. પ્રવીણ પુસ્તક ભંડાર, લાભ ચેમ્બર્સ, મ્યુ. કોર્પો. સામે, ઢેબર રોડ, રાજકોટ–૧, કિં. રૂ. ૨૦૦.

સત્તાસનની ઇન્દ્રાણી : લલિતકુમાર શાસ્ત્રી, પ્ર. હરિહર પુસ્તકાલય, ટાવર રોડ, સુરત, કિં. રૂ. ૫૪. અંતરનું આકાશ : લે. ઉપર મુજબ, પ્ર. લક્ષ્મી પુસ્તક ભંડાર, ગાંધીમાર્ગ, અમદાવાદ–૧, કિં. રૂ. ૫૭. એક આંગળ ઊંચેરા માનવી : લે. પ્ર. કિં. ઉપર મુજબ. સત્યજિત રાયની સિનેસૃષ્ટિ : ડૉ. યાસીન દલાલ, પ્ર. પ્રવીણ પ્રકાશન, લાભ ચેમ્બર્સ, ઢેબર રોડ, રાજકોટ, કિં. રૂ. ૬૦. ટાગોરની શ્રેષ્ઠ નવલકથા ગોરા : ગુલાબદાસ બ્રોકર, પરિચય પુસ્તિકા–૮૧૯ પ્ર. પરિચય ટ્રસ્ટ, નેતાજી સુભાષ રોડ, મુંબઈ–૪०००૦૨, કિં. રૂ. ૪. શબ્દાલોક કાવ્યસારતા : સંપા : ડૉ. નલિન દેસાઈ, પ્ર. શબ્દાલોક સાહિત્ય સંસ્થા, પેટલાદ–૩૮૮૪૫૦, કિં. રૂ. ૧૫. ધણીને ધાકમાં રાખો : ચિત્રસેન શાહ, પ્ર. શબ્દલોક પ્રકાશન, ૧૭૬૦/૧, ગાંધીરોડ, બાલાહનુમાન સામે, અમદાવાદ–૩૮૦ ००૧, કિં. રૂ. ૩૫. સુરેશ જોશી સંચય : સંપા : શિરીષ પંચાલ, જયંત પારેખ, પ્ર. ક્ષિતિજ સંશોધન પ્રકાશન કેન્દ્ર, મુંબઈ, વિતરણ : કુમુદસુ પંચાલ, ૨૩૩ રાજલક્ષ્મી, ટેલિફોન એક્સચેન્જ સામે, જૂના પાદરા રોડ, વડોદરા ૧૫, કિં. રૂ. ૧૦૦. પડઘા પેલા મૌનના : ચંદુ મહેસાનવી, પ્ર. મહેસાણા જિલ્લા પુસ્તકાલય મંડળ, રાજમહેલ રોડ, સરદાર કોંગ્રેસ ભવન, મહેસાણા. કિં. રૂ. ૨૩. ગલીને નાકેથી : હરિકૃષ્ણ પાઠક, વિક્રેતા–રન્નાદે પ્રકાશન ૫૮/૨, બીજે માળે, જૈન દેરાસર સામે, ગાંધીરોડ, અમદાવાદ–૧, કિં. રૂ. ૩૨. વાલ્મીકિ : પ્રો. ગોવિંદભાઈ, પ્ર. એન. એમ ત્રિપાઠી પ્રા. લિ., શામળદાસ ગાંધી માર્ગ, મુંબઈ–૪०० ००૨, કિં. રૂ. ૩૬. સંસ્કૃત સુભાષિત નવનીત : અનુ. અને સંપા. ભાઈશંકર પુરોહિત, પ્ર. જમનાબાઈ નરસી આધ્યાત્મિક ટ્રસ્ટ, 'નરસી મોનજી ભવન' એન. એસ. રોડ, નં. ૭, જે. વી. પી. ડી. સ્કીમ, મુંબઈ–૪०० ०૪૯, કિં. નથી. મંજુલવિમર્દ : જયન્ત પ્રે. ઠાકર, પ્ર. પ્રાચ્ય વિદ્યામંદિર, મ. સ. યુનિવર્સિટી, વડોદરા, કિં. રૂ. ૨૩૬.

# 'ઘરે-બાહિરે' : આજના સંદર્ભે....

ભરત મહેતા

આનંદે કવિના સત્યને ઇતિહાસકારના, વૈજ્ઞાનિકના, ધર્મગુરુના કે તત્ત્વજ્ઞાનીના સત્ય કરતા ચડિયાતું ગણાવ્યું છે. એના આ વિધાનને વ્યાપક રીતે સમજીએ તો કહી શકાય કે ઇતિહાસકાર, ધર્મગુરુ કે તત્ત્વજ્ઞાની સત્ય આલેખવાનો પ્રામાણિક પ્રયત્ન કરે તોપણ એ સત્ય 'પૂર્ણ સત્ય' નથી હોતું. ધારો કે આઝાદીના આંદોલનની જ વાત કરીએ તો ઇતિહાસકાર તો એને વ્યાપક અને જાહેર જીવનના સ્તરેથી જ આલેખે છે. જ્યારે સાહિત્યકાર સામાજિકતાની સાથોસાથ વૈયક્તિક સંબંધોમાં જઈને ઘટનાઓને તપાસે છે. આ રીતે ઘટનાઓને દસ્તાવેજીકરણની પકડમાંથી છુટકારો અપાવીને ઘટનાને ઘનત્વ અર્પે છે. 'પાદરના તીરથ' (જયન્તિ દલાલ)માં જુઓને '૪૨માં ઝનૂનમાં આવીને ટોળાએ રેલવે સ્ટેશન બાળી કાઢ્યું. તમામ પકડાઈ જતાં 'દેશપ્રેમ' ધીરે ધીરે પીગળવા માંડ્યો, ત્યાં સુધી કે કેટલાક તો લાંચ આપવા સુધ્ધાં તૈયાર થઈ ગયા! જ્યારે કેટલાક જાનના જોખમે નીકળેલા છે. આમ, કાળી ઊજળી બંને બાજુ સમેત સર્જક જોતું ગણાય. આઝાદીના આંદોલન વખતે 'વંદે માતરમ્'નો સૂત્રોચ્ચાર ચકરાવે ચડેલો ત્યારે ઈ. ૧૯૧૧માં એ સ્વદેશી આંદોલનના કેટલાક મર્મસ્થાનોની માર્મિક તપાસ 'ઘરેબાહિરે' નવલકથા આપીને રવીન્દ્રનાથે કરી છે ગાંધી-આગમન પૂર્વેની આ નવલકથાએ જે સંકેતો પર આંગળી મૂકેલી એ સંકેતો ફરી એક વાર દેશમાં સ્ફોટક બન્યા છે. એ સંદર્ભે 'ઘરે-બાહિરે'નું પરિશીલન મને પ્રસ્તુત છે. આજે ફરી એક વાર દેશમાં 'વંદે માતરમ્' ચર્ચાના ચગડોળે છે; ત્યારે રવીન્દ્રનાથનો, એક માનવતાવાદી સર્જકનો એ અંગેનો શો મત હતો એ અંગેની ચર્ચા અહીં પ્રસ્તુત છે. નવલકથાના કવિસહજ ગદ્ય વિશે, કથનકેન્દ્ર જેવી સ્વરૂપપરક વિશેષતાના સંદર્ભે, આ કૃતિએ પ્રણયત્રિકોણની પાડેલી પરંપરાના સંદર્ભે આ નવલકથાની ચર્ચા થઈ શકે, પરંતુ મેં એ ટાળી છે. મારે તો આજથી બ્યાશી વર્ષ પૂર્વેની આ નવલકથાએ આપણી 'આજ ને કેવી રીતે ચર્ચી' છે તે જ બતાવવું છે.

'ઘરે બાહિરે'નું કથાવસ્તુ 'સરસ્વતીચંદ્ર', 'એના કેરેનિના' કે 'માનવીની ભવાઈ'ની માફક જ પ્રણયકથા અને સમાજકથાના બેવડા દોરથી રસાયું છે વિમલા જમીનદાર નિખિલને પરણીને આવી. વિમલાએ સ્વપ્નોનો રાજકુમાર જે રચેલો તેની છબીથી આ નિખિલ દૂર છે. સ્વપ્નોનો રાજકુમાર ન મળ્યાનો એક ઝીણો અસંતોષ કથાપ્રારંભે જ વિમલામાં રોપી દઈને ભવિષ્યમા સંદીપ તરફ વિમલાને થનાર આકર્ષણની પ્રતીતિકર ભોંય પણ રવીન્દ્રનાથે ઊભી કરી દીધી. નિખિલના પ્રયત્નો છે કે વિમલાને ખોટી પરંપરાગત માન્યતામાંથી મુક્ત કરવી; વિમલાનું વિમલાપણું પ્રગટાવવું. પતિના ચરણ ચાંપતી કે પતિછબીને પુષ્પ ચડાવતી વિમલાનો એ વિરોધ કરે છે. ઘરવાળાના વિરોધને મમતાથી મિટાવીને મિસ ગિલ્બી નામની એક શિક્ષિકા રોકીને એ વિમલાને ભણાવે છે. નિખિલ કશુંય લાદતો નથી, બધું પ્રગટે એમ ઇચ્છે છે. એનો આ જ સંદર્ભ રાષ્ટ્રમુક્તિ સંદર્ભે છે. એની વિભાવનાઓ આમ ઘરથી બહાર સુધી વિસ્તરે છે વિમલા એક સામાન્ય નારીની જગાએ ભાવકને ઘણી વાર રાષ્ટ્રનું પ્રતીક હોય એમ લાગ્યા કરે છે.

મુક્તવિચારનો પતિ, વડસાસુ જેવા ઘરના એકમાત્ર વડીલનું અવસાન થવું બરાબર તે જ સમયે કાગનું બેસવું અને ડાળનું તૂટવું તેમ સંદીપ જેવા દેખાવડા, લોકપ્રિય દેશસેવકનું મિત્ર હોવાન

નાતે નિખિલને ત્યાં આવવું – આ બધું પેલા દબાવી દીધેલા વિમલાના ઝીણા અસંતોષને ફૂટી નીકળવાને મોકો આપે છે. સંદીપ પછી તો નિખિલના પ્રદેશમાં અડિંગો લગાવીને બેસી જ જાય છે. વિમલા એને ભોજન માટે નિમંત્રે પછી તો છબીપ્રસંગ, લગ્નને બંધન ગણાવતી ચોપડીઓની આપલેથી આ સંબંધ આગળ વધતો જાય છે. નિખિલ વિચલિત થાય છે પણ એ માને છે કે તમાચો મારીને લાલ ગાલ રાખવાનો કોઈ અર્થ નથી. એને શ્રદ્ધા છે કે પ્રેમ નાલાયકને પણ ધન્ય બનાવી દે છે. પડોશી ચંદ્રનાથ બાબુની સલાહો કે જેઠાણીની ટીકાઓ સંદીપમય ગાંડીતૂર બનેલી વિમલાને વારી શકતાં નથી. એનેસ્થેસિયા આપેલ દર્દીની કોઈ પણ નસ પર ઊંડો કાપ મૂકી શકાય એમ સંદીપથી આકર્ષાયેલી વિમલા નિખિલ સાથેના સંબંધની નસ જ કાપતી થઈ જાય છે! અધીંરાતે સંદીપની છબી કાઢીને નીરખ્યા કરે! સંદીપ ખાતર ઘરમાં ચોરી સુધ્ધાં કરતી થઈ જાય! સંદીપ જાહેર જીવન સાથે જોડાયેલો હોઈને નવલકથાને 'બાહિર'નું પરિમાણ પણ સાંપડે છે. વિમલાને કોઈ વાર થાય કે પોતે ખોટું કરી રહી છે; એ નિશ્ચય કરે કે કોઈ પણ ભોગે એ સંદીપને મળશે જ નહિ. બે દિવસ તો ભૂત વળગ્યું હોય એમ કામ કરે, કશું જ વાંચ્યા વગર ચોપડીઓ પૂરી કરે, દિવસરાત ભરત ભર્યા કરે પણ સંદીપની એક જ ચિઠ્ઠી આવતાં બધું જ ગાયબ! ભરતકામ પડયું રહે, ધસી જાય છે જેઠાણીની પરવા કર્યા વિના દીવાનખાનામ'. આમ, વિમલા ખુદ જ વિમલાને પાછી વાળી શકતી નથી! કુમુદ–સરસ્વતીચંદ્ર કે કાળુ–રાજુથી આ સ્થિતિ જુદી છે. વિમલાના આંતરદ્વંદ્વ સંદર્ભે લેખક ખાસ્સા સાહસિક જણાય છે. ઇનર લાઇફની આ માવજતના કારણે પણ આ નવલકથા સદીના આરંભે લખાઈ હોવા છતાં આજે પ્રસ્તુત છે. પ્રેમના ઝનૂનની માફક જ રાષ્ટ્રપ્રેમના ઝનૂનની નવલકથા હોઈને વળી વિશેષ પ્રસ્તુત છે.

સંદીપ વિમલા પર જેમ છવાઈ ગયો છે તેમ પંથક પર, ખાસ કરીને નવશિક્ષિતો પર જ છવાઈ ગયો છે. વિમલાની મુક્તિમાં કે પેલા નવશિક્ષિતો માટે શાળા ખોલવામાં કે એમને કલકત્તા વધુ અભ્યાસ માટે મોકલવા શિષ્યવૃત્તિ આપવામાં નિખિલનો ફાળો છે પણ છવાવું એ નિખિલના સ્વભાવમાં નથી. નિખિલ પણ જમીનદાર હોઈને જાહેર જીવનનો માણસ છે. પતિ તરીકેનો પ્રેમ પણ એ જેમ 'દબાણ'થી મેળવવા નથી માગતો એમ પ્રજામાં રાષ્ટ્ર-પ્રેમ પણ એ 'દબાણ'થી ઊભો કરવા નથી માગતો સંદીપ-નિખિલના સંઘર્ષની આ ભૂમિકા છે. આથી જ વિમલાનું સંદીપ પરત્વે આકર્ષાવું એ નિખિલની માન્યતાને પડકાર આપનારું બને છે. આમ, ઘરનાં અને બહારનાં મૂલ્યો પરસ્પર સંયોજાઈને કથાને ઘાટ આપે છે. નિખિલ પોતાની હાટના વેપારીઓને વિદેશી વસ્તુ નહિ વેચવા કે ગ્રાહકોને નહિ ખરીદવા દબાણ નથી કરતો એ સંદીપને નથી ગમતું. નિખિલ માને છે કે દબાણથી એ રાતોરાત શક્ય છે પરંતુ શું એ દેશપ્રેમ કહેવાય? સંદીપને આવી ઊંડી વાતમાં રસ નથી. એને વિદેશી ચીજવસ્તુઓની હોળીમાં અને આકાશ ગજવતું 'વંદે માતરમ્' બોલવામાં રસ છે. નિખિલનો મુક્તિ વિશેનો ખ્યાલ વિમલાની માફક જ નવશિક્ષિતો સમજી શકતા નથી. પ્રજામાં નિખિલનું માન છે, બૌદ્ધિકોમાં નહિ. બૌદ્ધિકો માને છે નિખિલ પોલીસથી ડરે છે. સરકારી ઇનામ ઝંખે છે. તત્કાળ નિખિલને નથી સમજી શકતા એ સ્વાભાવિક છે. આથી જ એની કાઠડી જ્યાં ત્યાં બાળવામાં આવે છે. એની કચેરી લૂંટવામાં આવે છે.

નિખિલની મદદ નહિ મળતાં બીજા જમીનદાર જાડાપાડા તિલકછાપાવાળા શ્રી હરીશશંકર કુંડુ તરફ વળે છે, જે પોતાના વિસ્તારના લોકોને મારી-મચડીને વંદે માતરમ્ બોલાવે છે. પંચુ જેવા સામાન્ય ખેડુની જમીન પ્રપંચથી પડાવી લે છે. વિલાયતી કાપડ વેચનારને મારીમારીને એની ગાંસડી બાળી મૂકે છે! છાપામાં એનાં વખાણ આવે છે. એના જેવા દેશમાં પાંચ-પચ્ચીસ હોત તો દેશમાં

# 'ઘરે-બાહિરે' : આજના સંદર્ભે....

ભરત મહેતા

આનંદવર્ધને કવિના સત્યને ઇતિહાસકારના, વૈજ્ઞાનિકના, ધર્મગુરુના કે તત્ત્વજ્ઞાનીના સત્ય કરતા ચડિયાતું ગણાવ્યું છે. એના આ વિધાનને વ્યાપક રીતે સમજીએ તો કહી શકાય કે ઇતિહાસકાર, ધર્મગુરુ કે તત્ત્વજ્ઞાની સત્ય આલેખવાનો પ્રામાણિક પ્રયત્ન કરે તોપણ એ સત્ય 'પૂર્ણ સત્ય' નથી હોતું. ધારો કે આઝાદીના આંદોલનની જ વાત કરીએ તો ઇતિહાસકાર તો એને વ્યાપક અને જાહેર જીવનના સ્તરેથી જ આલેખે છે જ્યારે સાહિત્યકાર સામાજિકતાની સાથોસાથ વૈયક્તિક સબ ઘેરા મા જઈને ઘટનાઓને તપાસે છે. આ રીતે ઘટનાઓને દસ્તાવેજીકરણની પકડમાથી છુટકારો અપાવીને ઘટનાને ઘનત્વ અર્પે છે. 'પાદરના તીરથ' (જયન્તિ દલાલ)મા જુઓને '૪૨ મા ઝનૂનમા આવીને ટોળાએ રેલવે સ્ટેશન બાળી કાઢ્યું તમામ પકડાઈ જતા 'દેશપ્રેમ' ધીરે ધીરે પીગળવા માડ્યો, ત્યા સુધી કે કેટલાક તો લાચ આપવા સુધ્ધા તૈયાર થઈ ગયા ! જ્યારે કેટલાક જાનના જોખમે નીકળેલા છે. આમ, કાળી ઊજળી બન્ને બાજુ સમેત સર્જકે જોયું ગણાય. આઝાદીના આંદોલન વખતે 'વંદે માતરમ્'નો સૂત્રોચ્ચાર ચકરાવે ચડેલો ત્યારે ઈ. ૧૯૧૧મા એ સ્વદેશી આંદોલનના કેટલાક મર્મસ્થાનોની માર્મિક તપાસ 'ઘરેબાહિરે' નવલકથા આપીને રવીન્દ્રનાથે કરી છે ગાધી-આગમન પૂર્વેની આ નવલકથાએ જે સંકેતો પર આંગળી મૂકેલી એ સંકેતો ફરી એકવાર દેશમા સ્ફોટક બન્યા છે. એ સંદર્ભે 'ઘરે-બાહિરે'નું પરિશીલન મને પ્રસ્તુત છે. આજે ફરી એક વાર દેશમા 'વંદે માતરમ્' ચર્ચાના ચગડોળે છે; ત્યારે રવીન્દ્રનાથનો, એક માનવતાવાદી સર્જકનો એ અંગેનો શો મત હતો એ અંગેની ચર્ચા અહીં પ્રસ્તુત છે. નવલકથાના કવિસહજ ગદ્ય વિશે, કથનકેન્દ્ર જેવી સ્વરૂપપરક વિશેષતાના સંદર્ભે, આ કૃતિએ પ્રણયત્રિકોણની પાડેલી પરંપરાના સંદર્ભે આ નવલકથાની ચર્ચા થઈ શકે, પરંતુ મેં એ ટાળી છે. મારે તો આજથી બ્યાશી વર્ષ પૂર્વેની આ નવલકથાએ આપણી 'આજ'ને કેવી રીતે ચચી' છે તે જ બતાવવું છે

'ઘરે બાહિરે'નું કથાવસ્તુ 'સરસ્વતીચંદ્ર', 'એના કેરેનિના' કે 'માનવીની ભવાઈ'ની માફક જ પ્રણયકથા અને સમાજકથાના બેવડા દોરથી રસાયું છે વિમલા જમીનદાર નિખિલને પરણીને આવી. વિમલાએ સ્વપ્નોનો રાજકુમાર જે રચેલો તેની છબીથી આ નિખિલ દૂર છે. સ્વપ્નોનો રાજકુમાર ન મળ્યાનો એક ઝીણો અસતોષ કથાપ્રારંભે જ વિમલામા રોપી દઈને ભવિષ્યમા સંદીપ તરફ વિમલાને થનાર આકર્ષણની પ્રતીતિકર ભોય પણ રવીન્દ્રનાથે ઊભી કરી દીધી. નિખિલના પ્રયત્નો છે કે વિમલાને ખોટી પરંપરાગત માન્યતામાથી મુક્ત કરવી; વિમલાનું વિમલાપણું પ્રગટાવવું. પતિના ચરણ ચાપતી કે પતિછબીને પુષ્પ ચડાવતી વિમલાનો એ વિરોધ કરે છે. ઘરવાળાના વિરોધને મમતાથી મિટાવીને મિસ ગિલ્બી નામની એક શિક્ષિકા રોકીને એ વિમલાને ભણાવે છે નિખિલ કશુય લાદતો નથી, બધુ પ્રગટે એમ પ્રચ્છે છે. એનો આ જ સંદર્ભ રાષ્ટ્રમુક્તિ સંદર્ભે છે. એની ત્રિજ્યાઓ આમ ઘરથી બહાર સુધી વિસ્તરે છે વિમલા એક સામાન્ય નારીની જગાએ ભાવકને ઘણી વાર રાષ્ટ્રનું પ્રતીક હોય એમ લાગ્યા કરે છે.

મુક્તવિચારનો પતિ, વડસાસુ જેવા ઘરના એકમાત્ર વડીલનું અવસાન થવુ બરાબર તે જ સમયે કાગનુ બેસવુ અને ડાળનું તૂટવુ તેમ સંદીપ જેવા દેખાવડા, લોકપ્રિય દેશસેવકનું મિત્ર હોવાન

નાતે નિખિલને ત્યાં આવવું – આ બધું પેલા દબાવી દીધેલા વિમલાના ઝીણા અસંતોષને ફૂટી નીકળવાને મોકો આપે છે. સંદીપ પછી તો નિખિલના પ્રદેશમાં અડિંગો લગાવીને બેસી જ જાય છે. વિમલા એને ભોજન માટે નિમંત્રે પછી તો છબીપ્રસંગ, લગ્નને બંધન ગણાવતી ચોપડીઓની આપલેથી આ સંબંધ આગળ વધતો જાય છે. નિખિલ વિચલિત થાય છે પણ એ માને છે કે તમાચો મારીને લાલ ગાલ રાખવાનો કોઈ અર્થ નથી. એને શ્રદ્ધા છે કે પ્રેમ નાલાયકને પણ ધન્ય બનાવી દે છે. પડોશી ચંદ્રનાથ બાબુની સલાહો કે જેઠાણીની ટીકાઓ સંદીપમય ગાંડીતૂર બનેલી વિમલાને વારી શકતાં નથી. એનેસ્થેસિયા આપેલ દર્દીની કોઈ પણ નસ પર ઊંડો કાપ મૂકી શકાય એમ સંદીપથી આકર્ષાયેલી વિમલા નિખિલ સાથેના સંબંધની નસ જ કાપતી થઈ જાય છે! અર્ધીરાતે સંદીપની છબી કાઢીને નીરખ્યા કરે! સંદીપ ખાતર ઘરમાં ચોરી સુધ્ધાં કરતી થઈ જાય! સંદીપ જાહેર જીવન સાથે જોડાયેલો હોઈને નવલકથાને 'બાહિર'નું પરિમાણ પણ સાંપડે છે. વિમલાને કોઈ વાર થાય કે પોતે ખોટું કરી રહી છે; એ નિશ્ચય કરે કે કોઈ પણ ભોગે એ સંદીપને મળશે જ નહિ. બે દિવસ તો ભૂત વળગ્યું હોય એમ કામ કરે, કશું જ વાંચ્યા વગર ચોપડીઓ પૂરી કરે, દિવસરાત ભરત ભર્યા કરે પણ સંદીપની એક જ ચિઠ્ઠી આવતાં બધું જ ગાયબ! ભરતકામ પડયું રહે, ધસી જાય છે જેઠાણીની પરવા કર્યા વિના દીવાનખાનામ'. આમ, વિમલા ખુદ જ વિમલાને પાછી વાળી શકતી નથી! કુમુદ–સરસ્વતીચંદ્ર કે કાળુ–રાજુથી આ સ્થિતિ જુદી છે. વિમલાના આંતરદ્વંદ્વ સંદર્ભે લેખક ખાસ્સા સાહસિક જણાય છે. ઇનર લાઇફની આ માવજતના કારણે પણ આ નવલકથા સદીના આરંભે લખાઇ હોવા છતાં આજે પ્રસ્તુત છે. પ્રેમના ઝનૂનની માફક જ રાષ્ટ્રપ્રેમના ઝનૂનની નવલકથા હોઈને વળી વિશેષ પ્રસ્તુત છે.

સંદીપ વિમલા પર જેમ છવાઈ ગયો છે તેમ પંથક પર, ખાસ કરીને નવશિક્ષિતો પર જ છવાઈ ગયો છે. વિમલાની મુક્તિમાં કે પેલા નવશિક્ષિતો માટે શાળા ખોલવામાં કે એમને કલકત્તા વધુ અભ્યાસ માટે મોકલવા શિષ્યવૃત્તિ આપવામાં નિખિલનો ફાળો છે પણ છવાવું એ નિખિલના સ્વભાવમાં નથી. નિખિલ પણ જમીનદાર હોઈને જાહેર જીવનનો માણસ છે. પતિ તરીકેનો પ્રેમ પણ એ જેમ 'દબાણ'થી મેળવવા નથી માગતો એમ પ્રજામાં રાષ્ટ્ર-પ્રેમ પણ એ 'દબાણ'થી ઊભો કરવા નથી માગતો. સંદીપ-નિખિલના સંઘર્ષની આ ભૂમિકા છે. આથી જ વિમલાનું સંદીપ પરત્વે આકર્ષાવું એ નિખિલની માન્યતાને પડકાર આપનારું બને છે. આમ, ઘરનાં અને બહારનાં મૂલ્યો પરસ્પર સંયોજાઈને કથાને ઘાટ આપે છે. નિખિલ પોતાની હાટના વેપારીઓને વિદેશી વસ્તુ નહિ વેચવા કે ગ્રાહકોને નહિ ખરીદવા દબાણ નથી કરતો એ સંદીપને નથી ગમતું. નિખિલ માને છે કે દબાણથી એ રાતોરાત શક્ય છે પરંતુ શું એ દેશપ્રેમ કહેવાય? સંદીપને આવી ઊંડી વાતમાં રસ નથી. એને વિદેશી ચીજવસ્તુઓની હોળીમાં અને આકાશ ગજવતું 'વંદે માતરમ્' બોલવામાં રસ છે. નિખિલનો મુક્તિ વિશેનો ખ્યાલ વિમલાની માફક જ નવશિક્ષિતો સમજી શકતા નથી. પ્રજામાં નિખિલનું માન છે, બૌદ્ધિકોમાં નહિ. બૌદ્ધિકો માને છે નિખિલ પોલીસથી ડરે છે. સરકારી ઇનામ ઝંખે છે. તત્કાળ નિખિલને નથી સમજી શકતા એ સ્વાભાવિક છે. આથી જ એની ઠાઠડી જ્યાં ત્યાં બાળવામાં આવે છે. એની કચેરી લૂંટવામાં આવે છે.

નિખિલની મદદ નહિ મળતાં બીજા જમીનદાર જાડાપાડા તિલકછાપાવાળા શ્રી હરીશશંકર કુંડુ તરફ વળે છે, જે પોતાના વિસ્તારના લોકોને મારી-મચડીને વંદે માતરમ્ બોલાવે છે. પંચુ જેવા સામાન્ય ખેડુની જમીન પ્રપંચથી પડાવી લે છે. વિલાયતી કાપડ વેચનારને મારીમારીને એની ગાંસડી બાળી મૂકે છે! છાપામાં એનાં વખાણ આવે છે. એના જેવા દેશમાં પાંચ-પચ્ચીસ હોત તો દેશમાં

# 'ઘરે-બાહિરે' : આજના સંદર્ભે....

ભરત મહેતા

આનંદ કે કવિના સત્યને ઇતિહાસકારના, વૈજ્ઞાનિકના, ધર્મગુરુના કે તત્ત્વજ્ઞાનીના સત્ય કરતા ચડિયાતું ગણાવ્યું છે. એના આ વિધાનને વ્યાપક રીતે સમજીએ તો કહી શકાય કે ઇતિહાસકાર, ધર્મગુરુ કે તત્ત્વજ્ઞાની સત્ય આલેખવાનો પ્રામાણિક પ્રયત્ન કરે તે પણ એ સત્ય 'પૂર્ણ સત્ય' નથી હોતું. ધારો કે આઝાદીના આંદોલનની જ વાત કરીએ તો ઇતિહાસકાર તો એને વ્યાપક અને જાહેર જીવનના સ્તરેથી જ આલેખે છે જ્યારે સાહિત્યકાર સામાજિકતાની સાથોસાથ વૈયક્તિક સંગ ઘોમાં જઈને ઘટનાઓને તપાસે છે. આ રીતે ઘટનાઓને દસ્તાવેજીકરણની પકડમાથી છુટકારો અપાવીને ઘટનાને ઘનત્વ અર્પે છે. 'પાદરના તીરથ' (જયન્તિ દલાલ)મા જુઓને '૪૨મા ઝનૂનમા આવીને ટોળાએ રેલવે સ્ટેશન બાળી કાઢ્યું. તમામ પકડાઈ જતા 'દેશપ્રેમ' ધીરે ધીરે પીગળવા માંડ્યો, ત્યા સુધી કે કેટલાક તો લાંચ આપવા સુધ્ધા તૈયાર થઈ ગયા ! જ્યારે કેટલાક જાનના જોખમે નીકળેલા છે. આમ, કાળી ઊજળી બન્ને બાજુ સમેત સર્જકે જોયું ગણાય. આઝાદીના આંદોલન વખતે 'વંદે માતરમ્'નો સૂત્રોચ્ચાર ચકરાવે ચડેલો ત્યારે ઈ. ૧૯૧૧મા એ સ્વદેશી આંદોલનના કેટલાક મર્મસ્થાનોની માર્મિક તપાસ 'ઘરેબાહિરે' નવલકથા આપીને રવીન્દ્રનાથે કરી છે ગાંધી-આગમન પૂર્વેની આ નવલકથાએ જે સંકેતો પર આંગળી મૂકેલી એ સંકેતો ફરી એક વાર દેશમા સ્ફોટક બન્યા છે. એ સંદર્ભે 'ઘરે-બાહિરે'નું પરિશીલન મને પ્રસ્તુત છે. આજે ફરી એક વાર દેશમાં 'વંદે માતરમ્' ચર્ચાના ચગડોળે છે; ત્યારે રવીન્દ્રનાથનો, એક માનવતાવાદી સર્જકનો એ અંગેનો શો મત હતો એ અંગેની ચર્ચા અહીં પ્રસ્તુત છે. નવલકથાના કવિસહજ ગદ્ય વિશે, કથનકેન્દ્ર જેવી સ્વરૂપપરક વિશેષતાના સંદર્ભે, આ કૃતિએ પ્રણયત્રિકોણની પાડેલી પરંપરાના સંદર્ભે આ નવલકથાની ચર્ચા થઈ શકે, પરંતુ મેં એ ટાળી છે. મારે તો આજથી પંચાશી વર્ષ પૂર્વેની આ નવલકથાએ આપણી 'આજ'ને કેવી રીતે ચર્ચી છે તે જ બતાવવું છે

'ઘરે બાહિરે'નું કથાવસ્તુ 'સરસ્વતીચંદ્ર', 'એના કેરેનિના' કે 'માનવીની ભવાઈ'ની માફક જ પ્રણયકથા અને સમાજકથાના બેવડા દોરથી રસાયું છે વિમલા જમીનદાર નિખિલને પરણીને આવી. વિમલાએ સ્વપ્નોનો રાજકુમાર જે રચેલો તેની છબીથી આ નિખિલ દૂર છે સ્વપ્નોનો રાજકુમાર ન મળ્યાનો એક ઝીણો અસંતોષ કથાપ્રારંભે જ વિમલામાં રોપી દઈને ભવિષ્યમા સંદીપ તરફ વિમલાને થનાર આકર્ષણની પ્રતીતિકર ભોંય પણ રવીન્દ્રનાથે ઊભી કરી દીધી. નિખિલના પ્રયત્નો છે કે વિમલાને ખોટી પરંપરાગત માન્યતામાથી મુક્ત કરવી; વિમલાનું વિમલાપણું પ્રગટાવવું. પતિના ચરણ ચાંપતી કે પતિછબીને પુષ્પ ચડાવતી વિમલાનો એ વિરોધ કરે છે. ઘરવાળાના વિરોધને મમતાથી મિટાવીને મિસ ગિલ્બી નામની એક શિક્ષિકા રોકીને એ વિમલાને ભણાવે છે નિખિલ કશુંય લાદતો નથી, બધુ પ્રગટે એમ ઇચ્છે છે. એનો આ જ સંદર્ભ રાષ્ટ્રમુક્તિ સંદર્ભે છે. એની ત્રિજ્યાઓ આમ ઘરથી બહાર સુધી વિસ્તરે છે વિમલા, એક સામાન્ય નારીની જગાએ ભાવકને ઘણી વાર રાષ્ટ્રનું પ્રતીક હોવ એમ લાગ્યા કરે છે.

મુક્તવિચારનો પતિ, વડસાસુ જેવા ઘરના એકમાત્ર વડીલનું અવસાન થવું બરાબર તે જ સમયે કાગનું બેસવું અને ડાળનું તૂટવું તેમ સંદીપ જેવા દેખાવડા, લોકપ્રિય દેશસેવકનું મિત્ર હોવાન

નાતે નિખિલને ત્યાં આવવું – આ બધું પેલા દબાવી દીધેલા વિમલાના ઝીણા અસંતોષને ફૂટી નીકળવાને મોકો આપે છે. સંદીપ પછી તો નિખિલના પ્રદેશમાં અડિંગો લગાવીને બેસી જ જાય છે. વિમલા એને ભોજન માટે નિમંત્રે પછી તો છબીપ્રસંગ, લગ્નને બંધન ગણાવતી ચોપડીઓની આપલેથી આ સંબંધ આગળ વધતો જાય છે. નિખિલ વિચલિત થાય છે પણ એ માને છે કે તમાચો મારીને લાલ ગાલ રાખવાનો કોઈ અર્થ નથી. એને શ્રદ્ધા છે કે પ્રેમ નાલાયકને પણ ધન્ય બનાવી દે છે. પડોશી ચંદ્રનાથ બાબુની સલાહો કે જેઠાણીની ટીકાઓ સંદીપમય ગાંડીતૂર બનેલી વિમલાને વારી શકતાં નથી. ઍનેસ્થેસિયા આપેલ દર્દીની કોઈ પણ નસ પર ઊંડો કાપ મૂકી શકાય એમ સંદીપથી આકર્ષાયેલી વિમલા નિખિલ સાથેના સંબંધની નસ જ કાપતી થઈ જાય છે! અધીરાતે સંદીપની છબી કાઢીને નીરખ્યા કરે! સંદીપ ખાતર ઘરમાં ચોરી સુધ્ધાં કરતી થઈ જાય! સંદીપ જાહેર જીવન સાથે જોડાયેલો હોઈને નવલકથાને 'બાહિર'નું પરિમાણ પણ સાંપડે છે. વિમલાને કોઈ વાર થાય કે પોતે ખોટું કરી રહી છે; એ નિશ્ચય કરે કે કોઈ પણ ભોગે એ સંદીપને મળશે જ નહિ. બે દિવસ તો ભૂત વળગ્યું હોય એમ કામ કરે, કશું જ વાંચ્યા વગર ચોપડીઓ પૂરી કરે, દિવસરાત ભરત ભર્યા કરે પણ સંદીપની એક જ ચિઠ્ઠી આવતાં બધું જ ગાયબ! ભરતકામ પડ્યું રહે, ધસી જાય છે જેઠાણીની પરવા કર્યા વિના દીવાનખાનામ'. આમ, વિમલા ખુદ જ વિમલાને પાછી વાળી શકતી નથી! કુમુદ–સરસ્વતીચંદ્ર કે કાળુ–રાજુથી આ સ્થિતિ જુદી છે. વિમલાના આંતરદ્વંદ્વ સંદર્ભે લેખક ખાસ્સા સાહસિક જણાય છે. ઇનર લાઇફની આ માવજતના કારણે પણ આ નવલકથા સદીના આરંભે લખાઈ હોવા છતાં આજે પ્રસ્તુત છે. પ્રેમના ઝનૂનની માફક જ રાષ્ટ્રપ્રેમના ઝનૂનની નવલકથા હોઈને વળી વિશેષ પ્રસ્તુત છે.

સંદીપ વિમલા પર જેમ છવાઈ ગયો છે તેમ પંથક પર, ખાસ કરીને નવશિક્ષિતો પર જ છવાઈ ગયો છે. વિમલાની મુક્તિમાં કે પેલા નવશિક્ષિતો માટે શાળા ખોલવામાં કે એમને કલકત્તા વધુ અભ્યાસ માટે મોકલવા શિષ્યવૃત્તિ આપવામાં નિખિલનો ફાળો છે પણ છવાવું એ નિખિલના સ્વભાવમાં નથી. નિખિલ પણ જમીનદાર હોઈને જાહેર જીવનનો માણસ છે. પતિ તરીકેનો પ્રેમ પણ એ જેમ 'દબાણ'થી મેળવવા નથી માગતો એમ પ્રજામાં રાષ્ટ્રપ્રેમ પણ એ 'દબાણ'થી ઊભો કરવા નથી માગતો. સંદીપ-નિખિલના સંઘર્ષની આ ભૂમિકા છે. આથી જ વિમલાનું સંદીપ પરત્વે આકર્ષાવું એ નિખિલની માન્યતાને પડકાર આપનારું બને છે. આમ, ઘરનાં અને બહારનાં મૂલ્યો પરસ્પર સંયોજાઈને કથાને ઘાટ આપે છે. નિખિલ પોતાની હાટના વેપારીઓને વિદેશી વસ્તુ નહિ વેચવા કે ગ્રાહકોને નહિ ખરીદવા દબાણ નથી કરતો એ સંદીપને નથી ગમતું. નિખિલ માને છે કે દબાણથી એ રાતોરાત શક્ય છે પરંતુ શું એ દેશપ્રેમ કહેવાય? સંદીપને આવી ઊંડી વાતમાં રસ નથી. એને વિદેશી ચીજવસ્તુઓની હોળીમાં અને આકાશ ગજવતું 'વંદે માતરમ્' બોલવામાં રસ છે. નિખિલનો મુક્તિ વિશેનો ખ્યાલ વિમલાની માફક જ નવશિક્ષિતો સમજી શકતા નથી. પ્રજામાં નિખિલનું માન છે, બૌદ્ધિકોમાં નહિ. બૌદ્ધિકો માને છે નિખિલ પોલીસથી ડરે છે. સરકારી ઇનામ ઝંખે છે. તત્કાળ નિખિલને નથી સમજી શકતા એ સ્વાભાવિક છે. આથી જ એની ઠાઠડી જ્યાં ત્યાં બાળવામાં આવે છે. એની કચેરી લૂંટવામાં આવે છે.

નિખિલની મદદ નહિ મળતાં બીજા જમીનદાર જાડાપાડા તિલકછાપાવાળા શ્રી હરીશશંકર કુંડુ તરફ વળે છે, જે પોતાના વિસ્તારના લોકોને મારી-મચડીને વંદે માતરમ્ બોલાવે છે. પંચુ જેવા સામાન્ય ખેડુની જમીન પ્રપંચથી પડાવી લે છે. વિલાયતી કાપડ વેચનારને મારીમારીને એની ગાંસડી બાળી મૂકે છે! છાપામાં એનાં વખાણ આવે છે. એના જેવા દેશમાં પાંચ-પચ્ચીસ હોત તો દેશનાં

ક્રાન્તિ થઈ જાત વગેરે વગેરે. બધા જ દબાણથી 'વંદે માતરમ્' બોલતા થઈ ગયા, દેશી કપડા પહેરતા થઈ ગયા .પછી પછી શુ ? સંદીપ અને કુંડુને તો મુશ્કેલી ઊભી થઈ. છવાઈ જવા માટે તો અવનવા કાર્યક્રમ લેવા જ પડે આવો જ એક બંને મળીને લે છે

કાર્યક્રમ છે – 'મહિષીમર્દિની પૂજા'નો જેના દ્વારા રાષ્ટ્રદેવીની પ્રતિમાપૂજનનો અર્થ એ બંનેના મનમા છે જુઓ રવીન્દ્રનાથ કેવી દીર્ઘદૃષ્ટિથી religion oriented nationalismને પામી ગયા હશે. આ પૂજાનો ખર્ચ હરીશ કુંડુએ પોતાની પ્રજા પાસેથી ફરજિયાત ઉઘરાવવા માડચો છે. કવિરત્ન વિદ્યાવાગીશ મહાશયે તો આ પૂજાને લગતી સ્તુતિ પણ કુંડુના કહેવાથી રચી કાઢી છે। મુસ્લિમો તો 'વંદે માતરમ્' બોલતા નથી વળી વિલાયતી કપડા પણ મુસ્લિમની હોડીઓ દ્વારા જ આ પંથકમા આવે છે. [આથી જ શહીદ ભગતસિંહ તો 'વંદે માતરમ્'ને બદલે 'ઇન્કિલાબ ઝિંદાબાદ' સૂત્રને વળગી રહેલા] સંદીપ મુસ્લિમોને દબાવવા માગે છે મુસ્લિમો વિશે નિખિલ સાથે ચર્ચા થઈ ત્યારે સંદીપ કહે છે — એ લોકોને એક દહાડો પાળેલા રીંછની પેઠે નાચ નચાવીશુ ' આથી જ સંદીપ એક કાવતરું કરીને મીરજાન અને તેના તમામ મિત્રોની હોડીને ડુબાડી દે છે। મીરજાન સંદીપના પગે પડીને 'દેશપ્રેમી' થઈ જાય છે।

સંદીપને બધાને પગે પડાવવામા જ રસ છે. હોડી ડુબાડવાના પ્રસંગમા તો એ લાંચ સુધ્ધા આપે છે સંદીપનું આવુ વર્તન જોઈને વિમલાને થયેલા આકર્ષણનો ઊભરો શમે છે. એમા સંદીપની સાથે જોડાયેલા નવયુવકોમા એક અમૂલ્યબાબુ છે. એ વિમલાને દીદી માને છે છતાય વિમલા અમૂલ્યના સંબંધને સંદીપ શંકાની નજરે જુએ છે ત્યારે તો એનો 'માતૃભાવ' સ્પષ્ટ થઈ જતા વિમલા અમૂલ્ય એની મોહિનીમાથી બહાર નીકળી જ જાય છે. વિમલાની જેમ જ પંથક પણ પહેલા સંદીપ પ્રત્યે વળે છે, પછી એ ઊભરો સળગે છે. વિમલાની જેમ જ પંથક પણ નિખિલમા શમે છે.

પેલી 'મહિષીમર્દિની પૂજા'ના કારણે હિંદુ-મુસ્લિમમા પરસ્પર રોષ જન્મે છે. ઢાકાથી મૌલવી પ્રચારકની આવજા વધી પડે છે. ગૌહત્યા ક્યારેય નહોતી થતી એ પણ દેખા દે છે. હિંદુઓ માને છે મુસ્લિમને સરકારની ઓથ છે નિખિલ હિંદુ સજ્જનોને બોલાવે છે અને શંકા વ્યક્ત કરે છે: ગૌહત્યાકાંડ મનુષ્યહત્યાકાંડમા તો નહિ ફેરવાઈ જાય ને ? કોઈ પાછા પગલા ભરવા તૈયાર જ નથી. આ પૂજાના કારણે જ riots થઈ જાય છે. હરીશ કુંડુની કચેરી બળતા એ સંતાઈ જાય છે, સંદીપ કલકત્તા ભાગી જાય છે નવલકથાના અંતે પેલો કિશોર જેના પર સંદીપના મંત્રની બિલકુલ અસર નથી તે અમૂલ્ય (નામ કેવુ સૂચક છે!) અને નિખિલ તોફાનો વચ્ચે જવાબદારી સ્વીકારીને નીકળે છે. ખાનગી ગોળીબારમા અમૂલ્ય મરે છે, નિખિલ ઘવાય છે પંથકમા લોકો શાંત થાય છે ટોળું ઘોડા પર પડેલા નિખિલને ઘેર મૂકવા આવે છે ત્યા નવલકથા પૂરી થાય છે નિખિલનું શુ થયું એ લેખકે કહ્યું નથી એ સૂચક છે

સાંપ્રત અને સ્વાતંત્ર્યોત્તર ભારતીય પરિસ્થિતિ જોતા એવુ લાગે છે કે છુપાઈ ગયેલા હરીશ કુંડુઓ અને સંદીપો બહાર નીકળ્યા છે. નિખિલો કણસે છે, અમૂલ્યો ચાલ્યા ગયા છે. 'વંદે માતરમ્'ના પૈસામાથી કારભારીને લાંચ આપતા સંદીપ વિચારે છે — 'જમીન પૂરતું પાણી શોષી લે પછી જે પાણી બાકી રહે તેનું જળાશય બને છે. વંદે માતરમ્ની નીચેના તળિયાની જમીન થોડુ પાણી શોષી લે છે, એમ હુ પણ શોષીશ, પેલો કારભારી પણ શોષશે ત્યાર બાદ જે વધશે તે વંદે માતરમ્'. રાષ્ટ્રવાદના આવા તકવાદી અને ઝનૂની વલણ સામે એ રીતે રવીન્દ્રનાથે રોષ વ્યક્ત કર્યો છે. કદાચ, આ કૃતિ 'વંદે માતરમ્' કાવ્ય જેમા છે તે બંકિમબાબુની 'આનંદમઠ'નો સર્જનાત્મક પ્રત્યુત્તર પણ હોય.

ગાંધી આગમન પૂર્વે લખાયેલી આ કૃતિ આવા સામાજિક સંકેતોના કારણે મને પ્રસ્તુત છે આનો

અર્થ એવો સહેજ પણ નથી કે રાજકીય સંદર્ભે રવીન્દ્રનાથ અતિ સંપ્રજ્ઞ એવા સર્જક હતા. મારે તો માત્ર એટલું જ બતાવવું છે કે એમનો માનવતાવાદી દૃષ્ટિકોણ ઝનૂની રાષ્ટ્રવાદનાં fascist વલણોને પામી ગયો હતો એટલું નક્કી જેની પાસે કશું જ નથી એવા સર્વહારા પંચુને લેખકે આમ વર્ણવ્યો છે — 'પંચુ જાણે બંગાળનાં બધાંય ખેતરો અને માર્ગો રોકીને બળદની પેઠે આંખો મીંચીને પડ્યો છે.' આપણે નાતજાત, દેશવિદેશ નહિ પણ આ પંચુ પંચાતમાં પડીએ એ પ્રસ્તુત છે.



## આશિર્યાંનો ચિત્કાર

જલતા એ આશિર્યાંનો ચિત્કાર સાંભળ્યો છે;
આ શબ્દ, એ અવાજોની આગમાં બળ્યો છે.
એ તન્ત તન્ત તૂટચો માણસ બળ્યોજળ્યો છે;
ગમખ્વાર જિન્દગીના રસ્તે મને મળ્યો છે.
પંડિત, શેખ...આપો તો એને પ્રેમ આપો;
છે ઊછર્યો અભાવે, પીડામાં એ પળ્યો છે.
આ અટપટા નગરની એને નથી ગતાગમ;
ભૂલો પડી ગયો છે, ભ્રમિતમાં ભળ્યો છે.
એ પડ વચાળ પીસી ને ચૂર ચૂર કીધો;
ઘટનાએ મનઘડત કંઈ ઘંટી મહીં દળ્યો છે.
અસ્તિત્વ મ્લાન એનું નીંગળી રહ્યું તિમિરથી;
જોયું, ભીના ઉજાસે આંસુના, ઝળહળ્યો છે.

કિસન સોસા

# વિસ્તરતી સીમાઓ

## [સાહિત્યક્ષેત્રની બદલાતી અને વિસ્તરતી સીમાઓની ઓળખ]

ચન્દ્રકાન્ત ટોપીવાળા

આધુનિકતાએ વૈયક્તિક ઓળખની શોધમા નારીવાદને જન્મ આપ્યો ઉગ્ર નારીવાદીઓ દ્વારા સદીઓથી ચાલી આવેલી પિતૃસત્તાક વ્યવસ્થા સામે પ્રહારો થયા. નારીના અધિકારથી આગળ પુરુષ સમોવડી થવાના નારીના ઝનૂની પ્રયત્નો દ્વારા પુરુષરચિત સાહિત્યને નવેસરથી વાચવાની, સ્ત્રી-રચિત સાહિત્યને જુદી રીતે પરીક્ષવાની અને નવજાગ્રત નારીના સંવેદનોના જુદા જ પ્રકારના સાહિત્યની ખેવના થઈ, એનું રાજકારણ ઊભુ થયું અમેરિકન અને ફ્રેન્ચ નારીવાદીઓએ આત્યંતિક છેડે જઈ પુરુષદ્વેષી ભૂમિકા ભજવી આ બધા વચ્ચે ખુદ નારીજગતમાથી નારીવાદની આ આત્યતિક પ્રવૃત્તિ સામે કોઈ દુ સાહસપૂર્ણ અવાજ ઊઠે એની રાહ જોવાતી હતી અને એ અવાજ ઊભો થયો કમિલ પેગ્લિયાનો

કમિલ પેગ્લિયા વિદૂષી નારી છે અને એના પ્રવાહવિરુદ્ધના અવાજને કારણે શિક્ષણ જગતના નારીવાદીઓને એણે સારી પેઠે દૂભવ્યા છે એનું પુસ્તક Sexual Personae બહાર આવ્યું અને એના પુસ્તકને 'ચસકેલ આત્યતિકવાદી તરીકે, વિચ રોની અશ્લીલતા તરીકે કે નારીવાદ પરના પિતૃસત્તાવાદીના પ્રતિઘાત તરીકે ઓળખાવવામા આવ્યું. ત્યા સુધી કે હિટલરના 'માઇન કેમ્ફ' જેવુ પુસ્તક ગણી એ પુસ્તકને વાચનસામગ્રીની સૂચિ પરથી રદ કરવાના કનેટિકટ કોલેજના નારીવાદી અધ્યાપકો દ્વારા પ્રયત્નો થયા બ્રાઉન યુનિવર્સિટીના અંગ્રેજી વિભાગમા પેગ્લિયાને વક્તા તરીકેનું આમંત્રણ અપાયું ત્યારે ગુસ્સે થયેલા નારીવાદી અધ્યાપકોએ કેમ્પસ પર વક્તાઓને નિમંત્રણ આપવાની પદ્ધતિ અંગે તપાસ માગી. આ જ પેગ્લિયાનું બીજુ પુસ્તક 'Sex, Art and American Culture' (Viking) પ્રકાશિત થયું છે અને પેગ્લિયા ફરીને નારીવાદી સંસ્કૃતિના પુરસ્કર્તાઓની સાથે સંઘર્ષમા મુકાઈ છે

પેગ્લિયાને શિષ્ટ કલા પરત્વે પ્રેમ છે તેવો જ રોક સ્ટાર્સ, અશ્લીલ સાહિત્ય, સોપ ઓપેરા અને અરૂઢ યૌનક્ષેત્ર તરફ પ્રેમ છે. તેથી જ એ પુરુષત્વને તો પ્રશંસે છે, પણ સાથે સાથે સાંપ્રત નારીવાદીઓ જે ફેશનોને, બહેકાવની વૃત્તિઓને અને પુરુષ-સંવનનને ધિક્કારે છે તે સર્વ તરફ પણ એટલો જ પક્ષપાત દર્શાવે છે પુરુષત્વ અને નારીત્વને દમન શીલ સામાજિક પ્રપંચ તરીકે ઓળખાવતા નારી વાદીઓ સામે એ ઝુંબેશ ઉઠાવે છે અને કહે છે કે યુવાવર્ગને આવા સિદ્ધાન્તો જે લોકો શીખવે છે તે યુવાવર્ગની સૌન્દર્યને માણવાની ક્ષમતાને હણી લે છે

મેડોના અને એલિઝાબેથ ટેલરના ઉદાહરણો આગળ કરી પેગ્લિયા વિવાદપૂર્ણ સ્થાપના કરતા દર્શાવે છે કે નારીવર્ગ કોઈ રીતે બલિ બનેલો વર્ગ નથી. નારીજાતિ તો શાસકજાતિ છે, જેની જાતીય તાની સત્તાએ ડેલિલા અને ટ્રોયની હેલનની જેમ પુરુષને સંમોહિત કરીને નષ્ટ કર્યો છે અને ઉમેરે છે કે કોઈને જાતીય પાત્ર બનાવવું એ કલાપ્રતિભાથી અલગ ન કહી શકાય તેવુ પરમ મનુષ્યપ્રતિભાનું કાર્ય છે

પેગ્લિયા માને છે કે ન તો નારી નિર્બળ છે, ન તો એ દમિત છે. ખરેખરો બળાત્કાર તો ગુનાહિત કૃત્ય છે અને કાયદાએ એની સાથે કડક હાથે કામ લેવુ પડે. રૂઢ પિતૃસત્તાક સંરક્ષક માળખાનો નિરોધ કરી આજે નારીસમાજ પોતાના પગ પર સ્થિર છે અને એણે પોતે સાવધાનીના પગલા જાતે લેવાના

છે. પુરુષ દુર્વ્યવહાર કરે પણ ખરો અને ખૂબ આગળ પણ વધે, પરંતુ એ સ્વાતંત્ર્યનાં જોખમો છે. પુરુષત્વ આક્રમક છે, અસ્થિર છે, દાહક છે પણ એ ઇતિહાસનું સૌથી વધુ સર્જકબળ પણ છે. બલાત્કારની સમસ્યાનું સમાધાન નારીની સજગતા અને આત્મનિયંત્રણ હોઈ શકે. પેગ્લિયા ભારપૂર્વક ઉચ્ચારે છે કે શહેરની ગલીઓની માફક જાતીયતા જોખમમુક્ત તો માત્ર સર્વાધિકારી સત્તામાં જ હોઈ શકે.

પેગ્લિયા આ પુસ્તકમાં સર્વત્ર એક સિદ્ધાન્તને પુરસ્કારે છે અને તે એ છે કે સભ્યતા એ પુરુષ-નીપજ છે. આદિમ મનુષ્યપ્રકૃતિ કાળા ઘોડા જેવી હતી, જેને પ્લેટોનો રથી નિયંત્રણમાં લાવ્યો. પ્રકૃતિની સ્થિતિમાંથી માનવજાતને બહાર લાવવામાં નારીના સામર્થ્યને એ નકારે છે. જો સભ્યતા નારીના હાથમાં મુકાઈ હોત તો હજી આપણે ઘાસની ઝૂંપડીઓમાં રહેતાં હોત. પેગ્લિયાની આ પુરુષ-પ્રશંસા નારીવાદીઓના પિતૃસત્તાક માળખા સામેનાં લખાણો વચ્ચે ઉશ્કેરનારી છે, એમાં શંકા નથી. પણ પેગ્લિયા ફક્ત નારીવાદી બુદ્ધિજીવીઓની ચૂડ-માંથી એના અનુગામીઓને છોડાવવા માગતી નથી પણ ખુદ નારીવાદી બુદ્ધિજીવીઓને પણ છોડાવવા માગે છે.

નારીવાદી ઝુંબેશની વચ્ચે ઊઠેલી પેગ્લિયાની પ્રતિઝુંબેશ ઊહાપોહનો આગવો પ્રકાર છે.

સંદર્ભ : TLS ૮ જાન્યુ. ૧૯૯૩

## આવું છું

વાસ્તવતીણા વગડામાંથી આવું છું
સ્વેદ ટપકતો તડકામાંથી આવું છું

સન્નાટે સૂસવાતાં રાન તરુવરનાં
એકલદોકલ ટ્હૌકામાંથી આવું છું

કૈંક સદીના ચીસ અને ચિત્કારોના
પ્હાડ રઝળતા પડઘામાંથી આવું છું

કાળંજથી કંઈ શિલ્પ સમો કંડારાતો
નક્કર નોખા પથરામાંથી આવું છું

મારા ધૂળિયા દોસ્ત, ન કર સંકોચ, હું પણ
ધૂળ અને ધુમાડામાંથી આવું છું

કાળઝાળ કંઈ તાંણાવરણું તણખાતો
ભઠ્ઠાથી, નિંભાડામાંથી આવું છું.

કિસન સોસા

# સ્વાધ્યાય અને સમીક્ષા

**રાધેશ્યામ શર્મા, અરુણ કક્કડ**

## કપોલકલ્પિતની જે...

રાજમહારાજના સ્થાને વાર્તાસંગ્રહમાં કપોળ-કલ્પના હોય એવો આ સંચય વિશિષ્ટ છે. સુરેશ જોષીએ ફેન્ટસિનો, સવાઈ સત્યનો મહિમા કર્યા પછી જો કોઈ પ્રયોગશીલ લેખિકાએ પોતાનો આખો સંગ્રહ બહાર મૂક્યો હોય તો તારિણી-બહેન દેસાઈએ. વાર્તાની ગુણવત્તાની ચિકિત્સા થતી રહેશે પણ કાળે કરી ઘટનાનું ઐતિહાસિક મૂલ્ય તો નહિ ભૂંસાય.

સંગ્રહનું અભિધાન પામેલી વાર્તા 'રાજમહા-રાજની જે' આરંભે શરીપૂરી પણ અંતે, મનો-વૈજ્ઞાનિક એડલરની 'પરિપૂર્તિના સિદ્ધાન્ત' કેસણુકના પાત્ર લેખે નાયકને મૂકવા પૂરતી પરિસીમિત બની જાય છે. જયરામને 'ફિલોસૉફીનો માણસ' દર્શાવી છેડે માતાના સૂચનથી ઊંચાઈ વધારવાના પ્રબળ પ્રયોગમાં પંચત્વ પામતો સૂચવી લેખિકા ઇતિ-કર્તવ્ય માને છે. પ્રથમ વાર્તા 'આશ્ચર્ય'માં પણ જયાનંદ 'રાજા જેવો માણસ' દેખાય છે અને વાર્તા-અંત વિચિત્ર વર્તન-વિધિમાં જ સમાપ્ત થાય છે.

પાત્રોન પ્રવર્તનમાં, પર્સેપ્શન્સમાં ગરબડ (perturbation) અને બેચેની બતાવવાનો કે પરિસ્થિતિને વિચિત્રિત વિસ્મયથી રંજિત કરવાનો રીતિવિશેષ કર્તાની મર્યાદા અને શક્તિની ચાડી ખાય. 'સરઘસ' વાર્તાને રૂપક તરીકે તપાસી શકવાનું ઇજન પણ રચના-અંતર્ગત પડેલું છે

માહોલ મોટે ભાગે ઑફિસના કાર્યકરો, અધિ-કારીઓની ગતિવિધિને પ્રત્યક્ષ કરી આપતો રજૂ થયો છે તો કેટલાક પાત્રો ચાલવા જનારા કે દૂર ચાલી નીકળનારા વરતાશે. આમ ગતિ, શારીરિક સ્તરે અને મન.કલ્પનાની કોટિએ મૂર્ત કરવાનું લેખિકાએ લક્ષ્ય ચોક્કસ સાધ્યું છે.

તારિણીબહેનની ત્રણ વાર્તાઓને સફળ રચનાઓ કહી શકું. એક, 'રમઝાનમિયાં', બીજી 'સરકિટ હાઉસ' અને ત્રીજી ' લાંબા...સીધા...અને ખુલ્લા રસ્તા'.

રમઝાનમિયાં ચાન ચાલ જ કરે છે. ચાલના આપનાર પરિબળ છે એમનું પરગજુપણું. પરદુઃખ-ભંજન-ભાવના અહીં કશી કસબગત કૃત્રિમતાથી ખરડાયા વગર પ્રસ્તુત થઈ શકી. ઘર બાળીને તીરથ માનનારા ઈમાનદાર ઇન્સાનની ચેતના ઘર વેચવાના પુણ્ય સંકલ્પ વડે અતિ-આંદોલિત થતી દર્શાવવામાં લેખિકા સફળ રહ્યાં છે છતાં વાસ્તવિકતા સાથે સાવ જ છેડો ફાડી કેવળ કપોળકલ્પનાનો સાક્ષાત્-કાર નથી કરાવી બેઠાં. મિયાંને થાય છે કે 'હું થાક્યો છું ને એટલે મને મારા ઘર જેવું લાગે છે.' આંખોમાંથી આંસુ પડતાં બતાડયાં છતાં વાતા-વરણ મેલોડ્રામામાં સરી નથી પડયું. આંખો કકડાથી લૂછવા મિયાં જાય છે ત્યાં આંખો તો કોરી ધાકોર માલૂમ પડે છે... 'મિયાં વિચારમાં પડયા શું એ રડયા જ ન હતા ? તો... શું રડયા હોય તેમ એમને વહેમ પડયો હતો ?' સીડી પર ચડી આખા ઘરની દીવાલ-ખૂણાઓને સ્પર્શી મિયાં આખાયે ઘરમાં આળોટી પડે છે એવા વ્યર્થ ચમત્કૃતિ-વિહોણા સરળ અંત આગળ ધૂમકેતુના કોઈ રંગીન પાત્રનો પુનઃ ભેરો થયાનો હર્ષ ભાવકનો પોતાનો બને છે.

'સરકિટ હાઉસ'ના અનુજ પારેખનું સંકુલ ચરિત્ર માણો : 'ઑફિસમાં મોટા સાહેબ બન્યો હોવાથી કાયમ હવે મોટા સાહેબ રહે એટલા માટે ખૂબ અક્કડ બેઠો હતો અક્કડ બેઠો હતો અને ચાલ્યો હતો તેથી થોડો થાક્યો હતો, એટલે એને તરત જ ઊંઘ આવી ગઈ...'

મોડી રાત્રે ગુસપુસ-રાઉન્ડ ટેબલ કૉન્ફરન્સ-ખુરશીમાં સફેદ કોટ પહેરેલા માણસોને નાયક જુએ છે ને ભાવક કાફકાની ભયવિસ્મયસંમિશ્રિત સૃષ્ટિમાં સહેજે પ્રવેશી જાય છે. પોતાનું ઘર આડોશ-પડોશ, મા-બાપ, પત્ની-બાળકો, ભાઈ-બહેન બધાંને બધાં છોડી આવી એકલતા અનુભવતા અન્ય સાહેબ લોકો, સફેદ કોટ સિવડાવી મોટા સાહેબોથી 'નીચો' નાનો ના દેખાવાનો નાયકનો સંકલ્પ અને છેલ્લે જ્યાં કોઈ કહેતાં કોઈ જ નથી એવી નિર્જન કલ્પનાસૃષ્ટિમાં પેલા સાહેબો સાથે વાસ્તવિક વિશ્વમાંથી ગુમ થઈ રહેતો નાયક – આપણા જમાનાની એકમાત્ર મનોવ્યાધિ મહત્ત્વાકાંક્ષાના કારુણ્યને અભિનવ શૈલીથી તાદૃશ કરવાની કળાનો સારો નમૂનો છે. અહીં સ્વપ્ન કે દિવાસ્વપ્નની પ્રચલિત પ્રવિધિનો ઉપયોગ કર્યા વિના કેવળ વાતાવરણને જ નાયક સ્થાને રાખવાનું બની આવ્યું છે.

છેલ્લી કૃતિ 'લાંબા... ખુલ્લા રસ્તા'નો નાયક જૈમિનિ એકાન્તમાં ચાલતો યદ્વાતદ્વા વિચારે ચડે છે ત્યાં લેખિકાની અન્ય કૃતિઓમાં અથડાતો અનાવશ્યક વિસ્તાર વિધાયક સામગ્રી લેખે ઉપસ્થિત છે. (દા.ત., ભગવાન બધામાં જ છે તો પછી મસ્જિદમાં પણ મૂર્તિ મૂકીએ એટલે મંદિર થઈ જાય... ઇત્યાદિ વિચારોના વહેણમાં જૈમિનિ સડસડાટ ઝાડ પર ચડી જઈ શકે છે, ગરનાળામાં મક્કમતાથી નાવ ચલાવી શકે છે...) વચ્ચે 'વિચારવાયુ'નો સંકેત સૂચવી લેખિકા હિંસક હથિયારો સાથે ચડી આવેલા માણસોના સરઘસથી ભીંસાવાનો ભીષણ અનુભવ થતાં નાયકને પાંચમા માળે કાચની બારી તોડી—જાણે એનો સૂક્ષ્મ જીવાત્મા જ – પહોંચતો તાદૃશ કરી શક્યાં છે. વર્તમાનની વરવી વાસ્તવિકતાનાં અણધાર્યાં દબાણો વચ્ચે મનુજ ચેતના વિસંગતિપૂર્ણ ઊર્ધ્વ ગમન કરવાનું ગજું કરે તો કેવું કરે એ એક ફેન્ટેસ્ટિક ગ્રાયસન્સ પામેલી પૅરબલ રસકીય પરિમાણ ધરાવે છે.

ઉમાશંકર કહેતા કે ક્રોકરસાહેબ કહે છે તેવાં 'અનુભૂતિકણ' કે 'અનુભૂતિ' અહીં અચૂક છે પણ પ્રતીક-કલ્પનની 'અર્વાચીન રીતિ'ના વિખ્યાત ખૂંટે તાણી બાંધ્યા વગર સ્વૈર કલ્પનાવિહારથી અભિવ્યક્ત કરવામાં વાર્તાકાર ક્યાં ક્યાં સફળ છે તે ઉપર આલેખ્યું. શંકર–રામાનુજ આદિ આચાર્યોએ પ્રબોધેલો દાર્શનિક માયાવાદ જુદો અને વાર્તાની શુદ્ધ કલ્પનાપ્રધાન સંરચનાઓનો કળા–આકાર જુદો છતાં વિશિષ્ટ અર્થમાં તારિણી દેસાઈનો પ્રસ્તુત મત એમના સર્જનસંદર્ભે માનવો પડે કે 'માયાવાદનું સર્જન ઈશ્વર, કલાકાર અને સ્ત્રી કરી જ શકે'।

રૂપાલ, ૨૬–૫–'૯૩ **રાધેશ્યામ શર્મા**

['રાજમહારાજાની જે': લે. તારિણીબહેન દેસાઈ, પ્રકાશક: પ્રવીણ પ્રકાશન, ઢેબરભાઈ રોડ, રાજકોટ, આવરણ: ધ્વનિ દેસાઈ, પૃ. ૧૩૬, કિં. રૂ. ૩૬.]

*

## Best sellers આત્મકથા

ચંદ્રકાન્ત પંડ્યાની આત્મકથા 'જ્વાલા અને જ્યોત' નામથી ૧૯૬૫માં પ્રગટ થયેલી. એ પુસ્તક નવસંસ્કરણ પામીને ઈ.સ. ૧૯૬૮માં 'બાનો ભીખુ' નામે પ્રસિદ્ધ થાય છે. આ પુસ્તકને ગુજરાતમાં એટલી પ્રસિદ્ધિ સાંપડે છે કે તેના લેખકને લોકો ચંદ્રકાન્ત પંડ્યાને બદલે બાનો ભીખુ કહીને જ સંબોધવા લાગે છે. પુસ્તક સાથે લેખકના નામનું નવસંસ્કરણ પણ થાય છે. આ એક જ પુસ્તકે તેના લેખકને ગુજરાતમાં બહોળી પ્રસિદ્ધિ અપાવી છે, જેને હરીન્દ્ર દવે 'ગુજરાતી સાહિત્યમાં એક અપૂર્વ ઘટના' તરીકે ગણાવે છે.

આત્મકથાકારમાં જરૂરી એવો સત્યનિષ્ઠાનો અને તટસ્થતાનો ગુણ ચંદ્રકાન્ત પંડ્યામાં જોવા મળે છે. 'બાનો ભીખુ'ના કેટલાયે પ્રસંગોમાં તેના લેખકની સત્યનિષ્ઠાનાં આપણને દર્શન થાય છે. આ આત્મકથાનાં 'નાલાયક', 'કપૂત', 'સોબત તેવી અસર' વગેરે પ્રકરણોમાંથી લેખકની સત્યનિષ્ઠા પ્રગટ થાય છે. આમળાંની ચોરી કરવી, પિતાજીની બીડીઓની ચોરી કરવી અથવા સરકસ જોવા માટે પૈસા આપ્યા વિના ખોળનો ટોપલો ઉપાડી જતા

રહેવું એ પ્રસંગોનું આલેખન લેખકની સત્યનિષ્ઠા બતાવી આપે છે. પિતાજી જેને મૃત્યુ સમયે 'કમ-જાત પાક્યો' એવુ કહે છે, આઠમા ધોરણમાં તથા મેટ્રિકમાં જે નાપાસ થાય છે અને રખડવામા જ જેનું ધ્યાન છે તે ભીખુ વિશેના ઘણા પ્રસંગોમાં લેખકની સત્યનિષ્ઠા જોવા મળે છે. લેખક પોતા વિશે લખે છે પણ તટસ્થતા ગુમાવતા નથી. લેખકને અકૃત્રિમ અને નિષ્ઠાવંત વિનમ્રતા તેમ જ નિર્દંભ સત્યનિષ્ઠા આત્મનિરીક્ષણ દ્વારા સાંપડી છે.

પ્રસંગવિશેષના આલેખનમા લેખકને સારી એવી ફાવટ છે. પ્રવાસમાં બાથી ટિકિટ ક્યાંક મુકાઈ ગઈ છે અને મળતી નથી તે પ્રસંગ, અંબાજીની બાધાનો પ્રસંગ, આમળાં ચોરવાનો પ્રસંગ, બીડી ચોરવાનો પ્રસંગ એ બધા જ પ્રસંગો આસ્વાદ્ય બન્યા છે. આ આત્મકથાના પાયામાં જ એક સંવેદનશીલ પ્રસંગ રહેલો છે. 'આત્યા' નામના વિદ્યાર્થીનો આ પ્રસંગ તીવ્ર સંવેદનાથી આલેખાયો છે. લેખકની આ આત્મકથાનું મૂળ આત્મનિરીક્ષણના આ પ્રસંગ-મા છે. એના પરિણામરૂપે આપણને 'બાનો ભીખુ' મળે છે. બીમારી કે મૃત્યુ જેવા બનાવોની રજૂઆત મર્મસ્પર્શી રીતે કરવાની લેખકની ફાવટ છે. આ ફાવટને લીધે તેઓ દરેક પ્રસંગને તેની મૂળભૂત પરિભાષામા આલેખે છે. પરિણામે તે તે પ્રસંગ ખીલી ઊઠે છે. પછી તે અનુભવ ખેતીનો હોય, જનોઈનો હોય, મરણનો હોય કે સંગીતની મહેફિલનો હોય.

લેખકને પ્રસંગવર્ણન અને પ્રકૃતિવર્ણન બન્નેમાં સારી ફાવટ છે. પિતાજીની માંદગી અને મરણનું વર્ણન તેમ જ 'જગન્માતા' પ્રકરણમા બાનું વર્ણન તાદૃશ બન્યા છે. પ્રકૃતિવર્ણનમા પણ તેઓને પૂરેપૂરી ફાવટ છે ધરમપુરના ડુંગરાળ વનાંચલની પ્રકૃતિનું વર્ણન, ચરોતરના વાત્રક-કાઠાની પ્રકૃતિનું વર્ણન પ્રકૃતિના વૈભવને પ્રગટ કરે છે. સહ્યાદ્રિના ડુંગરોનું વર્ણન કરતા તેઓ લખે છે : "...સાગ, સાદડાનાં વૃક્ષો વડે આચ્છાદિત એવું મેઘશ્યામ સ્વરૂપ ચોમાસામાં અનરાધાર વર્ષાભિષેક ઝીલતું, ત્યારે સહસ્રધારા રૂપે એમાંથી પ્રગટતા કલકલ નિનાદ કરતા નાના ધોધો અને અસંખ્ય ફેનધવલ ઝરણાંનું સૌન્દર્ય મેં આકંઠ પીધું છે." (પૃ. ૮૨) નાંધઈ-ભેરવીના મેળાનું વર્ણન પણ ગમી જાય તેવું છે : "...ત્યાં માત્ર આનંદરસની જ ધહાણ થતી હોય છે. પ્રત્યેક જન પોતપોતાની મસ્તીમા ચકચૂર. આખું વાતાવરણ માદક અને સુરીલું. લોક જાણે ચકડોળના ચાકે ચડયું હોય એવું મેળાનું વાતાવરણ અમસ્તું અમસ્તું પણ ગમી જાય." (પૃ. ૧૩૪-૧૩૫)

આ આત્મકથામાં ૬૦-૭૦ વર્ષ પહેલાંના ગુજ-રાતનો ગાંધીજીથી પ્રભાવિત જમાનો આપણી સામે પ્રગટ થાય છે. એ વખતે ગાંધી-પ્રવૃત્તિઓનો પ્રવાહ તપતો હતો. તેથી એ જમાનાનું વાતાવરણ-ચિત્ર આ આત્મકથામાંથી મળે છે. એ ઉપરાત ગુજરાતના દક્ષિણ સીમાડે આવેલા ધરમપુર સંસ્થાનનું વાતાવરણ પણ અહીંથી સાંપડે છે. ધરમપુર સંસ્થાનની લેખકની સ્મૃતિઓ અહીં સુંદર રીતે આલેખન પામી છે. ધરમપુર રાજ્યની પરંપરાઓ, ઉત્સવો, ખટપટો, તેની ચડતીપડતી તેમ જ રાજવીઓના અંગત જીવનનું વર્ણન, 'ખૂની ભપકા' પ્રકરણમાં આવતું ધરમપુરની કુંવરીના લગ્નપ્રસંગનું વર્ણન, પોસ્ટ ઑફિસ ઉડાવવી, સભામા વંદે માતરમ્‌ની બૂમ પાડવી વગેરેમાથી તત્કાલીન વાતાવરણ સાંપડે છે. ખેતી અને ગ્રામજીવન, રજવાડાં, આદિવાસીઓ એ બધાના આલેખનમાં પણ તત્કાલીન ગુજરાતનું વાતાવરણચિત્ર પ્રગટતું જોઈ શકાય છે.

અહીં વ્યક્તિચિત્રો દોરાયા છે તે હૃદયંગમ બન્યા છે. લેખકના સંસર્ગમાં આવેલ વ્યક્તિઓનાં ચિત્રો અહીં સુરેખ દોરાયા છે. વત્સલ છતા રોષ-મૂર્તિ પિતાજી, નિતાન્ત વત્સલતાની મૂર્તિ પાર્વતી બા, સંસ્કારી અને શાણી બહેન વિદ્યા, સહૃદય અને શુભેચ્છક શિક્ષકો, વિવિધ કોમના મિત્રો, ભલા-ભોળા આદિવાસી ખેડૂતો, લીમજી, ચંચળકાકી, બહારવટિયા મોતીજી અને નામદારિયો વગેરેનાં વ્યક્તિચિત્રો સમર્થ રીતે આલેખાયાં છે. પોતાની

બા પાર્વતીબાના વ્યક્તિત્વને ઉપસાવતાં લેખકે લખ્યું છે: "સૌભાગ્યમાં ગાર્હસ્થ્યનો ભાર ઉઠાવતી પિતાની સહધર્મચારિણી રૂપે, વૈધવ્યમાં જીવન-સંગ્રામમાં ઝઝૂમતી તપસ્વિની રૂપે, વૃદ્ધાવસ્થામાં પુત્રપૌત્રના પરિવાર વચ્ચે બેસીને વાતો કરી રીઝવતી દાદીમા સ્વરૂપે કે દેવદર્શન, કથાશ્રવણ અને ભજનકીર્તન કરી સૌના શિરે આશિષનો કર ફેરવતી, પરલોક સુધારવા મથતી ગંગાસ્વરૂપ મંગળ-મૂર્તિરૂપે, એમ મારી બાને કયાં કયાં સ્વરૂપે હું યાદ કરું?" (પૃ. ૨૩)

કરસિક કવિ – 'કવિસાહેબ'નું વ્યક્તિત્વ પણ સુંદર રીતે આલેખાયું છે. શિક્ષા કરતાં પ્રેમથી, દંડ કરતાં દયાથી વિદ્યાર્થીને જીતનાર આ શિક્ષકનું વ્યક્તિત્વ આકર્ષક બન્યું છે. લેખકના જીવનને પતનમાંથી રોકનાર 'કવિસાહેબ' સિવાય બીજી એક વિભૂતિ તે સંતબાલજીના ગુરુ જ્ઞાનચંદ્રજી હતા. તેમની વાણીનું લેખકને ઘેલું લાગે છે. મિત્ર-મંડળમાં ઇબ્રાહીમ શેખ જે હવે મામલતદાર છે તેનું વ્યક્તિત્વ પણ સુંદર રીતે ઉઠાવ પામ્યું છે. રસિક, મહમ્મદ, વસંત, હરિલાલ, બારસોલ ગામનો ધનસુખ પટેલ, નાનુબહાદુર વગેરેનાં વ્યક્તિચિત્રો સુરેખ બન્યાં છે.

આ આત્મકથા એક શિક્ષકની આત્મકથા છે અને તેથી તેમાં અનેક વિષયો પર પ્રસંગોપાત્ત ચિંતન-મનન થયેલું જોવા મળે છે. લેખક જે જે પ્રસંગનું નિરૂપણ કરે છે તે તે પ્રસંગો વિશે મનન પણ કરે છે. શિક્ષક હોવાને નાતે લેખક તેમની આ આત્મ-કથામાં શિક્ષણ વિષે ચિંતન–મનન કરતા જોવા મળે છે. તેઓ પોતાના જમાનાના શિક્ષણ વિશે અને અત્યારના શિક્ષણ વિશે તુલના પણ કરે છે: "ઘરે કોઈ મહેમાન આવે તે અમારા ભણતરની ખાતરી કરવા પલાખું જ પૂછે. ગણિતનાં લેખાં પણ મોઢે. આજે તો સાદા ગુણાકાર પણ વિદ્યાર્થીને ન આવડે. શિક્ષણ વધ્યું, શિક્ષણનાં સાધનો અને સગવડો વધી, મોટી મોટી શાળાઓ બંધાય છે, શિક્ષણની નવી નવી પદ્ધતિઓ અને માનસશાસ્ત્રના અભ્યાસી શિક્ષકોનો કાફલો આવે છે; છતાં સરવાળે બાદબાકી જેવું આજનું ભણતર ફારસ રૂપ બની ગયું છે" (પૃ. ૬૭) અથવા તો "એ પરીક્ષાનો બોજો અમને કદી લાગતો નહિ. પરીક્ષાનો હાઉ કદી સતાવતો નહિ. ..આજે તો પરીક્ષા આવે તો બિચારા નાના છોકરાઓને પણ કેટકેટલા વિષયો વાંચવાના!...આ બધું જોઈ ત્રાસ છૂટે છે. કેળવણીને નામે સરકાર જાણે કતલ-ખાનાં ચલાવે છે." (પૃ. ૬૭–૬૮). રજવાડાના મોજશોખ અને આદિવાસીની ગરીબી અંગે લેખક નોંધે છે: "અર્ધનગ્ન, અર્ધભૂખી આદિવાસી પ્રજાના મહારાજા ગરીબ, અજ્ઞાન અને ભોળી પ્રજાના રુધિર-ખરડયા પૈસા વડે આવા ખૂની ભપકાઓ યોજીને, 'વાહ વાહ' બોલાવે! ત્યાં રાંક પ્રજાના નિસાસા એમને કાને શી રીતે સંભળાય?" (પૃ. ૯૯) શાસ્ત્રીય સંગીતની બાબતમાં ગુજરાત ઘણું પાછળ છે તે વાત કરતાં લેખક નોંધે છે: "મનોરંજનને નામે હલકા ફિલ્મી રાગડાઓ તરફ આપણા યુવાનો વળ્યા છે, કમનસીબીની કથા કયાં રડવી?" (પૃ. ૧૪૪) આ રીતે શિક્ષણ, રજવાડાંઓના મોજશોખ, આદિવાસીઓનું શોષણ, સંગીત વગેરે વિષયો પર તેમનું ચિંતન-મનન ટીકા-ટિપ્પણ અને ઉદાહરણ તુલના દ્વારા પ્રગટયું છે. શિક્ષક હોવાને કારણે તેઓ કયાંક કયાંક એ દ્વારા ઉપદેશ પણ આપે છે.

એક શિક્ષક પોતાના વિદ્યાર્થીઓને આપકથા કહી સંભળાવતા હોય તે રીતનું નિરૂપણ એ આ આત્મકથાનું વિશિષ્ટ પાસું છે. આનુપૂર્વીક્રમના બંધન વગર મુક્ત, માત્ર એક સંવેદનશીલ આત્માએ ભૂતકાળમાં પોતાની દૃષ્ટિ કરી છે અને એ દૃષ્ટિ દ્વારા પકડાયેલા પ્રસંગોની છૂટીછવાઈ માળા આપણી સામે મૂકી છે. ઉપરથી છૂટાછવાયા લાગતા આ પ્રસંગોના કેન્દ્રમાં એક તંતુ પસાર થાય છે અને તે છે લેખકની માતાનો. લેખકની માતાનું ચરિત્ર આ બધા પ્રસંગોને એક સૂત્રે બાંધે છે. માતાના કેન્દ્ર ફરતે આ કિશોરનાં સંસ્મરણો વર્ણવાયાં છે.

શિક્ષક તરીકેનાં ત્રીસ વર્ષ પછી લેખકના

જીવનમા એક નવો અનુભવ થાય છે સંસ્કૃતના વર્ગમા 'ખાલપા' નામના ફાટેલા થીગડાવાળાં ખમીસ ચડ્ડી પહેરેલા મોચીના છોકરામા લેખકને પોતાના બાળભીખુના સ્વરૂપના દર્શન થાય છે. વર્તમાનને ભૂલી જાય છે અને ભૂતકાળ સ્મૃતિપટ પર ધસી આવે છે છાણુ વાસીદું કરતી બા યાદ આવે છે બીજા દિવસે વિદ્યાર્થીઓ પૂછે છે "સાહેબ ગઈકાલે તમને શું થયું હતું?" અને લેખક પોતાના ભૂતકાળમા — શૈશવમા સરી જાય છે. "એક તેર ચૌદ વર્ષનો છોકરો આઠમા ધોરણમા ભણે, એનું નામ ભીખુ." અને વિદ્યાર્થીઓ આ ભીખુની વાત કરવાનું લેખકને કહે છે. વિદ્યાર્થીઓને 'મિત્રો' એવા સંબોધનથી આ આત્મકથા આરંભાય છે. વર્ગના વિદ્યાર્થીઓ સમક્ષ આ આખી કથા રજૂ થતી હોવાથી 'મિત્રો' એવુ સંબોધન આખી આત્મકથામા અનેક વાર આવે છે. લેખકે આ નિરૂપણરીતિ વિશે કહ્યું છે: "વિદ્યાર્થીઓને ભીખુના પ્રસંગો સાભળવામાં આનંદ આવતો એટલે પ્રસંગો સ્મૃતિપટમાથી જેમ જેમ ઉકેલાતા ગયા તેમ તેમ કહેતો ગયો, અને એ જ લખાતા પણ ગયા, એ કારણે ક્યાક યોગ્યક્રમ સચવાયો નથી"

ડિસેમ્બર '૯૧મા કોઈમ્બતૂરમાં મળેલ ગુજરાતી સાહિત્ય પરિષદના ૩૬મા અધિવેશનમા શ્રેષ્ઠ ગદ્યના નમૂનારૂપે 'બાનો ભીખુ'માથી એક પ્રકરણ વંચાયેલું. આ પરથી જ ખ્યાલ આવશે કે લેખકનું ગદ્ય કેવુ બળવાન છે. આ આત્મકથાનું કેટલુંક લખાણ કવિતાની કોટિએ પહોચ્યુ છે. તળપદી ભાષા અને શિષ્ટભાષાનો ઔચિત્યપૂર્વક ઉપયોગ કરવાની કલા દૃષ્ટિ નોધપાત્ર છે વિદ્યાર્થીઓ સાથે અને ક્યારેક પોતાની સાથે વાત કરતા હોય તેવી શૈલીને કારણે અકૃત્રિમ રીતે ટૂંકા તળપદા વાક્યો આવ્યે જાય છે. ગાંધીજીની ભાષાની અસરને કારણે પણ ટૂંકા તળપદા વાક્યો આવ્યા છે. જોકે લેખકની સ્વતંત્ર બાની પણ જોઈ શકાય છે. લેખકનો સ્વાભાવિક ગતિએ ચાલતો ભાષાભંડોળ અને ભાષાવિન્યાસ આસ્વાદ્ય છે. કુશળ ભાષાશિક્ષકનો હોય એવો તળપદી બાની પરનો તેમનો કાબૂ છે. આ આત્મકથામાં આવતો વાગ્વૈભવ પણ તેઓ ભાષાશિક્ષક હતા તે કારણે જ શક્ય બન્યો છે કુટુબના ભાષાસંસ્કાર ચરોતરના અને ઉછેર સુરત જિલ્લામા, તેથી સુરતી અને ચરોતરી એ બન્ને બોલીઓનો પ્રવાહ તેમના ગદ્યમાં વહેતો જણાય છે. તેમની વાણી બળવાન અને મુહાવરેદાર બની છે તળપદી ઉપમાઓ પણ તેમના ગદ્યની વિશેષતા છે 'કૂદાઓની જેમ રઘવાઈ', 'ઘીસવાની જેમ ઘસડાતા' 'મુંડન કરાવેલી વિધવા જેવી દુખિયારી વાડી' વગેરે ઉપમાઓ જોમવતી છે. લેખકની શૈલી વિશે જયન્ત પાઠક નોધે છે: "લેખક સભાન શૈલીકાર નથી. શૈલીનું એમને અંવનન કરવુ પડતું નથી, શૈલી એમને સહજ રીતે વરી છે."

'બાનો ભીખુ' આત્મકથામા કેટલીક મર્યાદાઓ પણ રહી જવા પામી છે પ્રથમ તો અહીં માત્ર સંસ્મરણો જ રજૂ થયા હોવાથી તે સ્મરણકથા જેવી લાગે છે. એટલે કે એ આત્મકથા કરતાં સ્મરણકથા વિશેષ લાગે છે. સ્મરણો પણ ક્રમબદ્ધ રજૂ થયા નથી, ક્રિકેટ જેવાં પ્રકરણોમા ક્યાક ક્યાક લેખકનો અહંભાવ જણાઈ આવે છે, તો વળી ઘણી જગ્યાઓએ નવા શિક્ષણ, નવા સંસ્કાર, યંત્રસંસ્કૃતિ પર ટીકાઓ થતી રહે છે. ક્યારેક પુનરુક્તિ પણ થાય છે, જે મર્યાદારૂપ ગણાય છે. આ મર્યાદાઓમાની કેટલીકને નિર્વાહ્ય ગણી શકાય. કેમ કે આ શિક્ષકની વિદ્યાર્થીઓને કહેવાયેલી આત્મકથા છે તેથી ઉપદેશાત્મક ટીકાત્મક સૂર કે પુનરુક્તિ થવા સંભવ છે. થોડી મર્યાદાઓ હોવા છતા આ આત્મકથા અનેક દૃષ્ટિએ ઉત્તમ બની છે ગુજરાતના અનેક વિવેચકોએ તેને આવકારી છે. આત્મકથાનું એક એક પ્રકરણ એક એક લલિતનિબંધ જેવું બન્યું છે. એક સારી નવલકથામા હોય એવા સુરેખતા, પ્રવાહિતા અને આસ્વાદ્યતાના ગુણો પણ આ આત્મકથામા છે. ડૉ રમણલાલ જોશીએ આ આત્મકથાને 'માતૃવાત્સલ્યની કવિતા' કહી છે. ગુજરાતી સાહિત્યમા આ પુસ્તકની ગણના 'Best sellers તરીકે થાય છે

અરુણ જે. કક્કડ

[‘બાનો ભીખુ’ (આત્મકથા) – ચંદ્રકાન્ત પંડ્યા, પ્રકાશક : આર. આર. શેઠની કંપની, છઠ્ઠું પુનર્મુદ્રણ, ૧૯૯૩ પૃ. ૨૦૭ + ૨૦ = ૨૨૭, મૂલ્ય રૂ. ૪૨.]

*

### તિરાડ

‘ચોકી’ અને ‘તિરાડ’ –આ બંને કૃતિઓ આકૃતિ અને વિષયવસ્તુ પરત્વે ભિન્ન છે. ‘તિરાડ’ વાર્તા montage શૈલીમાં નિરૂપાયેલ કૃતિ છે. તેમ જ ‘તિરાડ’માં લેખકનું ગદ્ય નવા જ રૂપે પ્રગટે છે. જેમાં નિરીક્ષણશક્તિનું દર્શન, લેખકના પ્રકૃતિપ્રેમ સાથે વણાયેલ પાત્રનું મનોવિશ્લેષણ કરવાની આવડત ‘તિરાડ’માં છે, તેવું ‘ચોકી’માં નથી. આકૃતિમાં ઘણો ભેદ. ‘ચોકી’ સળંગ કૃતિ – બારે માસ વહેતા જળપ્રવાહ શી. ક્યાંય તૂટે નહિ, જ્યારે ‘તિરાડ’ બહારથી વધુ તિરાડ પડેલ – ખંડ વા પ્રકરણમાં કૃતિ છે. તેમ જ ‘તિરાડ’માં લેખકે શૈલીનાં નવાં મંડાણ માંડીને તેને સિદ્ધ કરવાનો ઇરાદો સેવ્યો છે; લેખક ફાવ્યા છે; સફળ થયા છે. શૈલીમાં લેખકે ટૂંકાં ને સાદાં વાક્યોથી નિશાન પાડ્યું છે. ઉ. ત. જોઈતી વિચારતી, ફીકલો જોતજોતામાં તેંણ વરહનો થૈ જ્યો... અને છતાંય હંમેશની જેમ જોઈતી પાણીમાં આંગળાં ઝબકોળે છે...ચકલાં તો ચીં ચીં ...કરીને ચણ ચણવામાં મસ્ત છે ફૂંડે ફૂંડે... (પૃ. ૫૩–૫૪) ગદ્યમાંની સર્જકની સૂક્ષ્મ વર્ણનશક્તિ, નિરીક્ષણશક્તિ, ગદ્યલક્ષણો, પાત્રનું મનોવિશ્લેષણ, શબ્દસંગીત, તેમ જ રવાનુકારી તત્ત્વ, લબક લબક લબકતી, ખળખળ વહેતું પાણી... (પૃ. ૫૩). ચકલાં તો ચીં ચીં ચીં કરીને... (પૃ. ૫૪) તો દૃશ્યમત્તાના તત્ત્વથી picturesque elements ઊભરાતું ગદ્ય, ફ્લેશબૅક દ્વારા પાત્રાલેખનની કળા ને નવનવી ઉપમાઓ ને અલંકારો પણ આ ગદ્યનાં વ્યાવર્તક લક્ષણો છે. તેમાં આ બધાંને ગણાવી શકાય : દસ્યોની લૂમ, ચહેરો ઉઝરડાયેલો... ભ્રાંતિની જ્વાળા ટેરવે ટેરવે લબફ લબફ લબકતી, ‘જૂના ઘર ફરતી છાંકોટા મારતી, સ્મરણોની વણજાર. તો અતિશયોક્તિ અલંકાર દેખો : ગરીબાઈમાં ઊછરેલા સોમાના શરીર પર માંસ ક્યાંથી હોય? ને તળપદની સુગંધ વેરતા શબ્દોની ભરમાર નીરખો : ફીકલો, લૂમ, ઉઝરડાયેલો, છાંકોટા, ટીબલો, આ શબ્દતત્ત્વ પણ વાર્તાના ગદ્યને બળ આપે છે. આ જ ગદ્ય દ્વારા લેખકે ભૂતકાળને કેવો જીવંત કર્યો છે, જેથી જોઈતીની ભૂતકાલીન સંવેદના પણ ભડકીને બડાક દઈને બેઠી થઈ ગઈ છે – ચિત્રાત્મક ગદ્ય દ્વારા. અને તે જ પૃષ્ઠ (પૃ. ૫૩) પરનું વાક્ય : ‘જીવન-મરણ વચ્ચેના સંઘર્ષમાં પણ સુદ્ધ નહોતો હાર્યો...’ વાહ સર્જક વાહ! કેટલા ધન્યવાદ આપવા? જાણીતા અમેરિકી નવલકથાકાર હેમિંગ્વે તેની ખૂબ જાણીતી નવલકથા જે તેના માટે નોબેલ પારિતોષિકને ખેંચી લાવેલ તેનો માછીમાર ડોસો પણ આ જ હાડચામનો છે ને તેની યાદ, સોમાના વ્યક્તિને જ્યારે જોઈતી સમજાવે છે આ વાક્યથી ત્યારે (માછીમાર ડોસાની યાદ) તાજી થાય છે. તે મરણને સ્વીકારશે પર હારને નહિ; તેવું જ આ પાત્ર છે. જોઈતી તો આ વાર્તાની જ્યોત છે. નારીરત્ન!

આ લાંબીટૂંકી વાર્તાને લેખકે ખંડમાં – parts વહેંચી છે ને તે લગભગ બારેક જેટલા છે, તેમાંય પ્રયોગ. તેમણે તેના અંકો છાપ્યા નથી, તેમ દરેક ખંડની ઉપર શીર્ષક ન પણ મળે. આ પ્રયોગ જ હશે ને!

અને વિષયવસ્તુ, દલિત લેખકો ચુસ્તપણે જેને વળગી રહ્યા છે, તે જ દીસે પ્રારંભમાં, પણ નિર્વહણમાં અંત બદલી નાખીને કરુણ કે બીભત્સરસનો આસ્વાદ દલિત લેખકો કરાવી જાય છે તેના બદલે ભાઈશ્રી મંગલમ્ આ કૃતિમાં મધુરેણ સમાપયેત્ કરે છે ને આમ કરુણરસની વાર્તા ન ઘડતાં, ઘડી ગયા છે મધુરરસની સુખાંતની વાર્તા. આ ટ્રેજેડી નથી પણ રૂઢ અર્થમાં કૉમેડી નહિ, પણ સુખાંત ‘કૉમેડી’ બનવા પામેલ છે. અન્ય દલિત લેખક હોત તો તેણે વાર્તાના અંતમાં કોઈ પાત્ર ચીલાચાલુ પદ્ધતિના જુલમી સમાજ સામે હથિયાર ઉગામત ને બગાવતે વાર્તાનો અંત હિંસાથી લાવત.

જીવનમા એક નવો અનુભવ થાય છે સંસ્કૃતના વર્ગમા 'ખાસપા' નામના ફાટેલા થીગડાવાળા ખમીસ ચડ્ડી પહેરેલા મોચીના છોકરામા લેખકને પોતાના બાળભીખુના સ્વરૂપના દર્શન થાય છે. વર્તમાનને ભૂલી જાય છે અને ભૂતકાળ સ્મૃતિપટ પર ધસી આવે છે છાણુ-વાસીદું કરતી બા યાદ આવે છે. બીજા દિવસે વિનાર્થીઓ પૂછે છે "સાહેબ ગઈકાલે તમને શુ થયું હતું?" અને લેખક પોતાના ભૂતકાળમા — શૈશવમા સરી જાય છે. "એક તેર ચૌદ વર્ષનો છોકરો આઠમા ધોરણમા ભણે, એનુ નામ ભીખુ." અને વિદ્યાર્થીઓ આ ભીખુની વાત કરવાનું લેખકને કહે છે. વિદ્યાર્થીઓને 'મિત્રો' એવા સબોધનથી આ આત્મકથા આરંભાય છે. વર્ગના વિદ્યાર્થીઓ સમક્ષ આ આખી કથા રજૂ થતી હોવાથી 'મિત્રો' એવુ સબોધન આખી આત્મકથામા અનેક વાર આવે છે. લેખકે આ નિરૂપણરીતિ વિશે કહ્યુ છે: "વિદ્યાર્થીઓને ભીખુના પ્રસંગો સાભળવામાં આનંદ આવતો એટલે પ્રસગો સ્મૃતિપટમાથી જેમ જેમ ઉકેલાતા ગયા તેમ તેમ કહેતો ગયો, અને એ જ લખાતા પણ ગયા, એ કારણે કયાક યોગ્યક્રમ સચવાયો નથી"

ડિસેમ્બર '૯૧મા કોઠમ્બતૂરમા મળેલ ગુજરાતી સાહિત્ય પરિષદના ૩૬મા અધિવેશનમા શ્રેષ્ઠ ગદ્યના નમૂનારૂપે 'બાનો ભીખુ'માથી એક પ્રકરણ વંચાયેલું. આ પરથી જ ખ્યાલ આવશે કે લેખકનું ગદ્ય કેવુ બળવાન છે. આ આત્મકથાનું કેટલુંક લખાણ કવિતાની કોટિએ પહોચ્યું છે. તળપદી ભાષા અને શિષ્ટભાષાનો ઔચિત્યપૂર્વક ઉપયોગ કરવાની કલા દૃષ્ટિ નોધપાત્ર છે વિદ્યાર્થીઓ સાથે અને કયારેક પોતાની સાથે વાત કરતા હોય તેની શૈલીને કારણે અકૃત્રિમ રીતે ટૂંકા તળપદાં વાકયો આવ્યે જાય છે. ગાધીજીની ભાષાની અસરને કારણે પણ ટૂંકા તળપદા વાકયો આવ્યાં છે. જોકે લેખકની સ્વતત્ર બાની પણ જોઈ શકાય છે. લેખકનો સ્વાભાવિક ગતિએ ચાલતો ભાષાભંડોળ અને ભાષાવિન્યાસ આસ્વાદ્ય છે. કુશળ ભાષાશિક્ષકનો હોય એવો તળપદી બાની પરનો તેમનો કાબૂ છે. આ આત્મકથામાં આવતો વાગ્વૈભવ પણ તેઓ ભાષાશિક્ષક હતા તે કારણે જ શકય બન્યો છે કુટુબના ભાષાસંસ્કાર ચરોતરના અને ઉછેર સુરત જિલ્લામા, તેથી સુરતી અને ચરોતરી એ બન્ને બોલીઓનો પ્રવાહ તેમના ગદ્યમા વહેતા જણાય છે. તેમની વાણી બળવાન અને મુહાવરેદાર બની છે તળપદી ઉપમાઓ પણ તેમના ગદ્યની વિશેષતા છે 'કૂદાઓની જેમ રઘવાઈ', 'ઘીસલાની જેમ ઘસડાતા' 'મુંડન કરાવેલી વિધવા જેવી દુખિયારી વાડી' વગેરે ઉપમાઓ નોંધવાલી છે. લેખકની શૈલી વિશે જયન્ત પાઠક નોંધે છે: "લેખક સભાન શૈલીકાર નથી, શૈલીનું એમને સંવનન કરવુ પડતુ નથી, શૈલી એમને સહજ રીતે વરી છે."

'બાનો ભીખુ' આત્મકથામાં કેટલીક મર્યાદાઓ પણ રહી જવા પામી છે પ્રથમ તો અહીં માત્ર સસ્મરણો જ રજૂ થયા હોવાથી તે સ્મરણકથા જેવી લાગે છે. એટલે કે એ આત્મકથા કરતા સ્મરણકથા વિશેષ લાગે છે. સ્મરણો પણ ક્રમબદ્ધ રજૂ થયા નથી, ક્રિકેટ જેવાં પ્રકરણોમા કયાક કયાક લેખકનો અહંભાવ જણાઈ આવે છે, તો વળી ઘણી જગ્યાએ નવા શિક્ષણ, નવા સંસ્કાર, યંત્રસંસ્કૃતિ પર ટીકાઓ થતી રહે છે કયારેક પુનરુક્તિ પણ થાય છે, જે મર્યાદારૂપ ગણાય છે. આ મર્યાદાઓમાની કેટલીકને નિર્વાહ્ય ગણી શકાય. કેમ કે આ શિક્ષકની વિદ્યાર્થીઓને કહેવાયેલી આત્મકથા છે તેથી ઉપદેશાત્મક-ટીકાત્મક સૂર કે પુનરુક્તિ થવા સંભવ છે. થોડી મર્યાદાઓ હોવા છતા આ આત્મકથા અનેક દૃષ્ટિએ ઉત્તમ બની છે ગુજરાતના અનેક વિવેચકોએ તેને આવકારી છે. આત્મકથાનું એક એક પ્રકરણ એક એક લલિતનિબંધ જેવું બન્યું છે એક સારી નવલકથામા હોય એવા સુરેખતા, પ્રવાહિતા અને આસ્વાદ્યતાના ગુણો પણ આ આત્મકથામા છે. ડૉ રમણલાલ જોશીએ આ આત્મકથાને 'માતૃવાત્સલ્યની કવિતા' કહી છે. ગુજરાતી સાહિત્યમા આ પુસ્તકની ગણના 'Best sellers તરીકે થાય છે

અરુણા જે. ઠક્કર

['ખાનો લીધું' (આત્મકથા) – ચંદ્રકાન્ત પંડ્યા, પ્રકાશક : આર. આર. શેઠની કંપની, છઠ્ઠું પુનર્મુદ્રણ, ૧૯૯૩ પૃ. ૨૦૭ + ૨૦ = ૨૨૭, મૂલ્ય રૂ. ૪૨.]

*

## તિરાડ

'ચોકી' અને 'તિરાડ' –આ બંને કૃતિઓ આકૃતિ અને વિષયવસ્તુ પરત્વે ભિન્ન છે. 'તિરાડ' વાર્તા montage શૈલીમાં નિરૂપાયેલ કૃતિ છે. તેમ જ 'તિરાડ'માં લેખકનું ગદ્ય નવા જ રૂપે પ્રગટે છે. જેમાં નિરીક્ષણશક્તિનું દર્શન, લેખકના પ્રકૃતિપ્રેમ સાથે વણાયેલ પાત્રનું મનોવિશ્લેષણ કરવાની આવડત 'તિરાડ'માં છે, તેવું 'ચોકી'માં નથી. આકૃતિમાં ઘણો ભેદ. 'ચોકી' સળંગ કૃતિ – બારે માસ વહેતા જળપ્રવાહ શી. ક્યાંય તૂટે નહિ, જ્યારે 'તિરાડ' બહારથી વધુ તિરાડ પડેલ – ખંડ વા પ્રકરણમાં કૃતિ છે. તેમ જ 'તિરાડ'માં લેખકે શૈલીનાં નવાં મંડાણ માંડીને તેને સિદ્ધ કરવાનો ઇરાદો સેવ્યો છે; લેખક ફાવ્યા છે; સફળ થયા છે. શૈલીમાં લેખકે ટૂંકાં ને સાદાં વાક્યોથી નિશાન પાડ્યું છે. ઉ. ત. જોઈતી વિચારતી, ફીકલો જોતજોતામાં તેંણુ વરહનો થૈ જ્યો... અને છતાંય હંમેશની જેમ જોઈતી પાણીમાં આંગળાં ઝબકોળે છે...ચકલાં તો ચીં ચીં ...કરીને ચણ ચણવામાં મસ્ત છે ફૂંડે ફૂંડે... (પૃ. ૫૩–૫૪) ગદ્યમાંની સર્જકની સૂક્ષ્મ વર્ણનશક્તિ, નિરીક્ષણશક્તિ, ગદ્યલક્ષણો, પાત્રનું મનોવિશ્લેષણ, શબ્દસંગીત, તેમ જ રવાનુકારી તત્ત્વ, લબક લબક લબકતી, ખળખળ વહેતું પાણી... (પૃ. ૫૩). ચકલાં તો ચીં ચીં ચીં કરીને... (પૃ. ૫૪) તો દશ્યમત્તાના તત્ત્વથી picturesque elements ઊભરાતું ગદ્ય, ફ્લેશબેક દ્વારા પાત્રાલેખનની કળા ને નવનવી ઉપમાઓ ને અલંકારો પણ આ ગદ્યનાં વ્યાવર્તક લક્ષણો છે. તેમાં આ બધાંને ગણાવી શકાય : દશ્યોની લૂમ, ચહેરો ઉઝરડાયેલો... ભ્રાંતિની જ્વાળા ટેરવે ટેરવે લબક્ લબક્ લબકતી, 'જૂના ઘર ફરતી છાકોટા મારતી, સ્મરણોની વણઝાર. તો અતિશયોક્તિ અલંકાર દેખો : ગરીબાઈમાં ઊછરેલા સોમાના શરીર પર માંસ ક્યાંથી હોય? ને તળપદની સુગંધ વેરતા શબ્દોની ભરમાર નીરખો : ફીકલો, લૂમ, ઉઝરડાયેલો, છાકોટા, ટીબલો, આ શબ્દતત્ત્વ પણ વાર્તાના ગદ્યને બળ આપે છે. આ જ ગદ્ય દ્વારા લેખકે ભૂતકાળને કેવો જીવંત કર્યો છે, જેથી જોઈતીની ભૂતકાલીન સંવેદના પણ ભડકીને બડાક દઈને બેઠી થઈ ગઈ છે – ચિત્રાત્મક ગદ્ય દ્વારા. અને તે જ પૃષ્ઠ (પૃ. ૫૩) પરનું વાક્ય : 'જીવન-મરણ વચ્ચેના સંઘર્ષમાં પણ યુદ્ધ નહોતો હાર્યો...' વાહ સર્જક વાહ! કેટલા ધન્યવાદ આપવા? જાણીતા અમેરિકી નવલકથાકાર હેમિંગ્વે તેની ખૂબ જાણીતી નવલકથા જે તેના માટે નોબેલ પારિતોષિકને ખેંચી લાવેલ તેનો માછીમાર ડોસો પણ આ જ હાડચામનો છે ને તેની યાદ, સોમાના વ્યક્તિને જ્યારે જોઈતી સમજાવે છે આ વાક્યથી ત્યારે (માછીમાર ડોસાની યાદ) તાજી થાય છે. તે મરણને સ્વીકારશે પર હારને નહિ; તેવું જ આ પાત્ર છે. જોઈતી તો આ વાર્તાની જ્યોત છે. નારીરત્ન!

આ લાંબીટૂંકી વાર્તાને લેખકે ખંડમાં – parts વહેંચી છે ને તે લગભગ બારેક જેટલા છે, તેમાંય પ્રયોગ. તેમણે તેના અંકો છાપ્યા નથી, તેમ દરેક ખંડની ઉપર શીર્ષક ન પણ મળે. આ પ્રયોગ જ હશે ને!

અને વિષયવસ્તુ, દલિત લેખકો ચુસ્તપણે જેને વળગી રહ્યા છે, તે જ દીસે પ્રારંભમાં, પણ નિર્વહણમાં અંત બદલી નાખીને કરુણ કે બીભત્સરસનો આસ્વાદ દલિત લેખકો કરાવી જાય છે તેના બદલે આઈશ્રી મંગલમ્ આ કૃતિમાં મધુરેણ સમાપયેત્ કરે છે ને આમ કરુણરસની વાર્તા ન ઘડતાં, ઘડી ગયા છે મધુરરસની સુખાંતની વાર્તા. આ ટ્રેજેડી નથી પણ રૂઢ અર્થમાં કૉમેડી નહિ, પણ સુખાંત 'કૉમેડી' બનવા પામેલ છે. અન્ય દલિત લેખક હોત તો તેણે વાર્તાના અંતમાં કોઈ પાત્ર ચીલાચાલુ પદ્ધતિના જુલમી સમાજ સામે હથિયાર ઉગામત ને બગાવતે વાર્તાનો અંત હિંસાથી લાવત.

શ્રી હરીશ મંગલમે તેમાથી વાર્તાને ઉગારીને સ્વ-પ્રતિમા સ્થાપી છે. આ પણ સર્જકની પરિપક્વ તંદુરસ્ત દૃષ્ટિનું પરિણામ છે, નહિ તો પૂંજા પરેલના બેઉ દીકરા ભગો અને બળદેવ સોમા પર જુલમગારો ને કત્લ કરનારની અદાએ, ભગાએ બળદેવના માથે પાવડો ઝીંક્યો ત્યારે સોમો વચ્ચે પડ્યો ને તેની અંદરના ભવ્ય આત્માના અવાજને સુણી તે સ્વેચ્છાએ પાવડાના મારને ઝીલીને છેવટે મરણશરણ થયો, ત્યારે બળદેવની નજર વિધવા જોઈતી — સોમાની ઘરવાળી – પર બગડી. તેણે આખચળા શરૂ કર્યા જે પથા પડયા જોઇ ગયા. વાતનું વતેસર થવા લાગ્યું. તેમા સોમો મૃત્યુ પામ્યો. ત્યારે સોમાના છુટ્ટનો ગર્ભ જોઈતીના પેટમા હતો. જોઈતીએ કોકલાને જન્મ આપ્યો ને વાત ખનાસ થઈ ગઈ. કાગડાને ડાળ પર બેસાડીને ડાળને ભાગી નાખવા સુધીની હદે તે સમાજ ગયો ને જોઈતી માટે મરવાના દા'ડા આવી જાય તે હદે તે સમાજે બળદેવ ને જોઈતીના જાતીય સબંધોની વાતો ચગાવી. આ વાતની સગાવહાલાને ખબર પડતા પંચ બેસાડયુ આજના પંચાય સરકારી અમનદારો જેવા જ. ન્યાયને ને તેમને કાઈ સંબધ નહિ આ તો ડખા પંચો છે તેથી તે પ્રથાને વિદાય લેવી પડી છે પંચ શબ્દને આ દેશમા લહેણું નથી, કેમ કે આજની પંચાયતો પણ ઊધઈની દાઢોમા પ્રવેશી ચૂકી છે તેવા પંચાતિયાના માનસને પ્રગટાવવામા સર્જક સફળ થયા છે, કેમ કે તેમણે તેને ઝીણવટથી આલેખ્યું છે. પંચમાનું એક પાત્ર ભગત જોઈતીના પિતાનું પાત્ર – ભક્તહૃદય ને ઈશ્વર પરનો ભરોસો રાખવાવાળું પાત્ર ખૂબ જ આકર્ષક બન્યું છે. તેના સ્વભાવની ઉદાત્તતાના કારણે, ઈશ્વરપરાયણતાના કારણે, તેમની સામે પશા પંડ્યાને ખડો કરો તો તે પાત્ર ડખાપંચાતિયો દીસે, પણ અંતમા વાર્તાને લેખકે સભાળી લીધી તેમ આ પાત્રને પણ સંભાળી લઈને હા પસ્તાવામા ડુબાડીને તેનું શુદ્ધીકરણ કરાવ્યું છે વાર્તાના અંતભાગમા લેખકની તાકાતનો પરચો થાય છે, કેવો વળાંક અપાવે છે વાર્તાને. બળદેવનું નપુંસકપણું બતાવીને જોઈતીને ને વાર્તાને લેખકે કેવી બચાવી લીધી છે! એક કાકરે બે પંખીઓને – દેખીતી રીતે – ઝડપી લીધા પણ સૂક્ષ્મદૃષ્ટિએ પશા પંડયાને, તેમના સાથી ગાયજાને, નાતની સ્રીઓને – કેટલા બધાને ઉઘાડા પાડે છે! 'ચોકી'મા પણ આ આવડત જોવા મળે છે, તે અહીં ચરમ સીમાએ પહોચે છે. આમ સર્જક આ કૃતિમા ચુસ્તતા ને સુશ્લિષ્ટતા – tightness and compactnessને સરસ આવડતે પ્રગટાવી શકયા છે.

જોઈતીનું પાત્ર શે શુદ્ધ ચારિત્ર્યશીલ પાત્ર, આમા શે લપરે? જોઈતીનું કરુણ પાન ઝેર પોતે પાને વાચકોને ચારિત્ર્યશીલ બનાવે તેટલુ તે સશક્ત છે. આ વાર્તાકારનો આ આગવો ગુણ છે.

આ બન્ને વાર્તાઓ વાચ્યા પછી આ સર્જકનો મિનાપ થયો ત્યારે મે પૂછેલ કે આ વાર્તાને કેટલી વાર પુન:લેખનની સરાણે ચડાવેલ છે? કેમ કે ત્યારે મને આ ઘૂટાયેલ કૃતિનો ગુણ મનમા વસી ગયો હતો

ઉત્તર: 'ચારેક વખત', ને એક નોબેલ પારિતોષિક વિજેતા પાશ્ચમના લેખકનો દાખલો આપી કહ્યું કે તે લેખકે મૂળ ૩૫૦૦ પાનાની વાર્તા લખેલ, તેને મઠારી મઠારીને ૩૭ પાનની બનાવેલ આવુ મારે કરવુ પડેલ છે. ટૉલ્સ્ટૉયે 'યુદ્ધ અને શાતિ'ને આઠેક વાર મઠારેલ તેવુ મે વાચ્યું છે.

શ્રી હરીશ મંગલમના સર્જક તરીકેના આ ગુણો આ વાર્તામા દેખીને તેને આવકારુ છુ કેમ કે તેઓ 'ચોકી'ના સર્જક હોવા છતા આકૃતિ, વસ્તુ ને ગદ્યકાર તરીકે તેને ઘૂંટયા વગર સ્વતંત્ર ને અનગ આકાર ને વસ્તુની કૃતિ લઈને આવ્યા છે

'ચોકી' કરતા આ વાર્તામા પ્રાદેશિક તત્ત્વો ને આચનિકતા સવિશેષ છે તે દૃષ્ટિએ આ વાર્તા સાબરકાંઠાના ગામડાંની તેમ જ સાબરના કાઠા, કોતરો ને વાઘાની વાર્તા બને છે જે પ્રાદેશિકતા ગુજરાતી વાર્તાસાહિત્યમા તાજગી સાથે ઊભરાય છે

સર્જકને સૂચનુ! તેઓ આ પ્રકારના ગદ્યને

ગૂર્જર ગ્રંથ કાર્યાલય (રતનપોળનાકા સામે ગાંધીમાર્ગ, અમદાવાદ-૧)નાં

હું... : ચિન્મય જાની, કિં. રૂ. ૪૨. દીવડે દીવડે જ્યોતિ : ધૈર્યચન્દ્ર ર. બુદ્ધ, કિં. રૂ. ૩૦. અશ્વદોડ : મોહમ્મદ માંકડ, કિં. રૂ. ૧૦૮. જગતના મંદિરમાં : ગુણવંતરાય આચાર્ય, કિં. રૂ. ૬૫. ભાઈબંધી : લે. ઉપર મુજબ, ક. રૂ. ૩૫. પચીસમો કલાક : લે. વર્જિલ ઘોર્ધ્યૂ, અનુ. કાન્તિલાલ શાહ, કિં. રૂ. ૧૪૦. પ્રજ્ઞાનાં પગરણ : જે કૃષ્ણમૂર્તિ અનુ. બાલકૃષ્ણ વૈદ્ય, કિં. રૂ. ૮૫. અહંભાવમાંથી મુક્તિ : લે. ઉપર મુજબ કિં. રૂ. ૩૦. હાસ્ય દેવાય નમઃ : મધુસૂદન પારેખ, કિં. રૂ. ૩૦. અંગાર : હસુ યાજ્ઞિક, કિં. રૂ. ૭૦. વિક્ષિપ્તા : ભાનુપ્રસાદ ત્રિવેદી, કિં. રૂ. ૧૧૮. ગુજરાતી લોકગીતોનું ચયન : પ્રધાન સંપાદક : કવિ ડાહ્યાભાઈ પટેલ. બૅરિસ્ટર, સંપા : જેઠાલાલ નારાયણ ત્રિવેદી, કિં. રૂ. ૨૦૦. સરિતાઓના સાન્નિધ્યમાં : રામપ્રસાદ શુક્લ, કિં. રૂ. ૬૦.

વધુ ન અનુસરે. આ ગદ્યમાં purple patches ઘણા છે. આથી ગદ્યને બરાબરનો રંદો ન ફર્યો હોય તો ક્લિષ્ટ બનવાનો સંભવ ખરો. અહીં 'અનટુ ધ લાસ્ટ'નું ઉદાહરણ ટાંકી શકાય. 'અનટુ ધ લાસ્ટ'નું ગદ્ય ક્લિષ્ટ બન્યું છે – આ જ purple patchesની શૈલીના કારણે. રસ્કિન જેવા સમર્થ ગદ્યકારની લગામમાંથી તે છટકી જાય તો શ્રી મંગલમ્‌ના કાબૂમાં આ હણહણતો તોખાર રહે ખરો? તેમની આ શૈલી એકધારાપણું mannerism ન બને તે સર્જકે જોવાનું રહેશે. માટે જ શ્રી હરીશભાઈને આ લાલબત્તી.

**પુષ્કર ચંદરવાકર**

['તિરાડ' (બે લઘુનવલ) : હરીશ મંગલમ્, પ્ર. રંગદ્વાર પ્રકાશન, અમદાવાદ-૧૫ અને ઉત્તમ સાહિત્ય પ્રકાશન. સુરેન્દ્રનગર-૧, કિં. રૂ. ૨૫.]



## સાભાર સ્વીકાર

**અનાયાસ પ્રકાશન** (૪૪૭/બી, શિશુવિહાર સામે, ભાવનગર-૩૬૪૦૦૧)નાં

જીવન સંધ્યાનું સ્વાગત : મીરાં ભટ્ટ, કિં. રૂ. ૬. બાળક – પ્રભુનો પ્રેમપત્ર લે. ઉપર મુજબ, રૂ. ૧૨. સાત પગલાં સાથે : લે. ઉપર મુજબ, રૂ. ૧૨. જીવનનું સાચું સુખ : લે. ઉપર મુજબ, રૂ. ૨૫. સાગરપંખી : લે. ઉપર મુજબ, રૂ. ૭. તુલસી કયારાના દીવડા : લે. ઉપર મુજબ રૂ. ૧૦. ઉડાન : લે. ગોરા, રૂ. ૧૨. વાંસનો સૂર : લે. વર્ષા અડાલજા, રૂ. ૧૨.

**પ્રવીણ પુસ્તક ભંડાર** (લાભ ચેમ્બર્સ, મ્યુ. કોર્પો. સામે, ઢેબર રોડ, રાજકોટ; બધાંના લેખક હરીન્દ્ર દવે)નાં

પત્ર પરમાત્માને : સરનામું સંસારનું : કિ. રૂ. ૫૦. મોટા અપરાધી–મહેલમાં : કિં. રૂ. ૪૯. તમે યાદ આવ્યાં : કિ. રૂ. ૫૮. અર્પણ : કિ. રૂ. ૪૫. મિર્ઝા ગાલિબ : કિ. રૂ. ૬૦. કથા રામની વ્યથા માનવની : કિ. રૂ. ૧૧૦.

વિરલ વ્યક્તિત્વ : હરીન્દ્ર દવે –સંપાઃ ગોપાલ પટેલ, કિં. રૂ. ૩૫.

**સાહિત્ય અકાદમી, નવી દિલ્હીનાં**

દાટુ : લે. સન્તેશિવરા લિંગણ્ણૈયા ભૈરપ્પા, અનુ. જયા મહેતા, કિં. રૂ. ૧૫૦. કાકા કાલેલકર : લે. વિષ્ણુ પ્રભાકર, અનુ. ચન્દ્રકાન્ત મહેતા, કિં. રૂ. ૧૫. પન્નાલાલ પટેલ : લે. રઘુવીર ચૌધરી, કિ. રૂ. ૧૫.

## ગુજરાતમાં શિક્ષણના વિકાસ માટેની વિવિધ જોગવાઈઓ

રાજ્યમા પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણ માટે સરકારે પૂરતુ ધ્યાન આપીને જરૂરી સવલતો માટે નાણાકીય જોગવાઈ કરી છે, જેની મહત્ત્વની વિગતો નીચે મુજબ છે:

* પ્રાથમિક શાળાઓમા ૧૪ વર્ષની વય સુધીના તમામ બાળકોને પ્રાથમિક શિક્ષણ પૂરુ પાડવા તેનુ સાર્વત્રીકરણ કરવાનુ વિચારાયું છે. આ માટે રૂ. ૨૧ લાખ ૩૩ હજારની રકમની જોગવાઈ કરવામા આવી છે.

* બિનઆદિજાતિ વિસ્તારોમા વધારાના ૧,૦૪૬ વર્ગ ખડો બાધવાનુ વિચાર્યું છે. તે માટે રૂ. ૩ કરોડ ૧૪ લાખની જોગવાઈ કરવામા આવી છે

* હાલની ચાલુ શાળાઓમા ૩૦ નવા વધારાના વર્ગો પૂરા પાડશે, જે માટે ૪૫ મદદનીશ શિક્ષકોની જરૂર પડશે. આ માટે રૂ ૯,૫૦,૦૦૦ની જોગવાઈ કરવામા આવી છે

* ગરીબી નાબૂદી કાર્યક્રમ હેઠળ અગરિયા વિસ્તારની માધ્યમિક શાળાઓમા જતા વિદ્યાર્થીઓને શૈક્ષણિક સવલતો પૂરી પાડવાના ઉદ્દેશથી ૧૩ જિલ્લાઓના ૩૦ તાલુકાઓને આ યોજનામા આવરી લેવાશે

* બિનઆદિજાતી વિસ્તારોમા ૧૦ બિનસરકારી માધ્યમિક શાળાઓ ખોલવાનુ વિચારાયુ છે, જેમાથી ૩ શાળા અનુદાન મેળવવાપાત્ર રહેશે.

* બિનસરકારી ઉચ્ચતર માધ્યમિક શાળાઓમા ૨૦ નવા વધારાના વર્ગો ખોલવાનુ વિચારાયુ છે શિક્ષકોના પગારના ખર્ચને પહોચી વળવા રૂ. ૨૦ લાખની જોગવાઈ કરી છે.

* હાલની કોલેજો પર સંખ્યાનુ દબાણ વધતું જાય છે વધતી જતી વિદ્યાર્થીઓની સંખ્યાને સમાવવાનુ હાલની કોલેજો માટે મુશ્કેલ જણાય છે. આથી રાજ્યમા ઓપન યુનિવર્સિટી શરૂ કરવાનું વિચાર્યું છે. આનાથી હાલની કોલેજો પરનું દબાણ ઓછુ થશે. આ માટે રૂ ૧૦ લાખની જોગવાઈ કરી છે

* સુરેન્દ્રનગરની આર્ટ્સ અને સાયન્સ કોલેજ, વીસનગરની એમ. એન કોલેજ, ગાધીનગરની આર્ટ્સ કોલેજ અને ગુજરાત કોલેજની સાજની આર્ટ્સ કોલેજમા કર્મચારી વર્ગ વધારવામા આવશે. આ માટે રૂ. ૮ લાખની જોગવાઈ કરવામા આવી છે.

* માધ્યમિક શાળાના શિક્ષકોને રાજ્યની બી. એડ કોલેજોમા નોકરી અતર્ગત તાલીમ આપવામા આવશે

* હિન્દી અને સંસ્કૃત ભાષાઓ માટે બે સાહિત્ય અકાદમીઓની રચના કરવામા આવતા કર્મચારી વર્ગ અને ફર્નિચર માટે રૂ ૫ લાખની જોગવાઈ કરી છે. બધી સાહિત્યઅકાદમીઓ માટે રૂ ૧૨ લાખની જોગવાઈ કરી છે

* ગુજરાત શિક્ષણ સંશોધન અને તાલીમ પરિષદમા વધુ કર્મચારીઓ મૂકીને સંગીન બનાવવામા આવશે. આ માટે રૂ ૧૧ લાખ ૧૫ હજારની જોગવાઈ કરવામા આવી છે.

* મધ્યાહ્ન ભોજન યોજનામા ૨૨ લાખથી વધુ બાળકોને ભોજન પૂરું પાડવા રૂ. ૩ કરોડ ૮૨ લાખની જોગવાઈ કરવામા આવી છે

મધ્યાહ્ન ભોજન માટે અત્યાર સુધી ૧૧ હજારથી વધુ મકાનો બાધવામા આવ્યા છે

* વિદ્યાર્થીઓને વ્યાવસાયિક શિક્ષણ તરફ આકર્ષવા માટે વર્ષ દરમિયાન ૧૦ નવી વ્યાવસાયિક શાળાઓ અને ૩૫ નવા વર્ગો શરૂ કરવામા આવશે.

કેન્દ્ર સરકારે ગુજરાત રાજ્યમા વ્યાવસાયિક શાળાઓ માટે સુપરવાઇઝરોની ૩૪૨ જગા મંજૂર કરી છે [માહિતી]

